# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના ઉદ્દેશથી, પતિતપાવન કૈ૦ શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ સમશેરબહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ.ડી., એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે. તેના વ્યાજમાથી 'શ્રી સયાજી સાહિત્યમાળા'રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામા આવે છે.

તદનુસાર, આ 'ભારત-રત્ન' (બીજી આવૃત્તિ) એ નામનુ પુસ્તક, શ્રી. ઉપેન્દ્રરાય જયચંદભાઈ સાંડેસરાએ તૈયાર કરેલું, તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી ઉક્ત માળામા ૩૪૩મા પુષ્પરૂપે પ્રસિદ્ધ કરવામા આવે છે.

**ભો. જ. પારેખ**
સંશોધન અધિકારી,
પ્રાચ્યવિદ્યા મન્દિર,
વડોદરા.
તા ૧૭-૧૦-૧૯૬૬

**ચતુરભાઈ શં. પટેલ**
ઉપકુલપતિ,
મ. સ. વિશ્વવિદ્યાલય,
વડોદરા.

# પૂ. સ્વ. ફોઈબાને

પૂજ્યનાં સ્મરણે ચિત્ત
મુક્ત થૈ સર્વ બંધથી,
નિર્વ્યાજ ભક્તિભાવેથી
સદા ઊર્ધ્વમુખી થઈ,
નમ્ર પ્રજ્ઞાપ્રકાશે ને
યુક્ત થૈ પ્રેમભાવથી,
લીલયા ઢળતું પેલા
પુણ્યાળુ પ્રભુને પદે.

यथा समुद्रो भगवान्यथा च हिमवान्गिरिः ।
ख्यातावुभौ रत्ननिधी तथा भारतमुच्यते ॥

આદિપર્વ, અધ્યાય ૫૬, શ્લોક ૨૭

# ભારત-રત્ન

पदाङ्गं संधिपर्वाणं स्वरव्यञ्जनलक्षणम् ।
यमाहुरक्षरं नित्यं तस्मै वागात्मने नमः ॥

શાન્તિપર્વ, અધ્યાય ૪૭, શ્લોક ૩૦.

"મહાભારતને કોઈ ઉપમા આપવી હોય તો તે ગણ્યાગાંઠ્યા સુંદર જવાહિરોવાળી તિજોરીની સાથે ન આપી શકાય પણ કોઈ અખૂટ ખાણ સાથે જ સરખાવી શકાય કે જેને જેમ જેમ ખોદીએ તેમ તેમ તેમાંથી વધારે કીમતી જવાહિર નીકળતા જાય."

—મહાત્મા ગાંધીજી

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| ભારતીય સંસ્કૃતિની ઝાંખી .. | કાકાસાહેબ કાલેલકર | ૧૧ |
| કિંચિન્માત્ર .. | પંડિત સુખલાલજી | ૧૪ |
| મહાભારતનો પ્રાણ ... | લેખક | ૧૮ |
| દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના ... | | ૪૧ |
| ઉપયોગમાં લીધેલાં પુસ્તકોની યાદી | ... | ૪૩ |
| સંકેતોની યાદી ... | ... | ૫૯ |
| ૧ ઉપક્રમ–અ. ગ્રંથબીજ ... | ... | ૧ |
| ઉપક્રમ બ—ગ્રંથ મહિમા ... | ... | ૧૮ |
| ૨ ધર્મ ... ... | ... | ૩૨ |
| ૩ સત્ય ... ... | ... | ૯૧ |
| ૪ અહિંસા ... ... | ... | ૧૨૩ |
| ૫ બ્રહ્મવિદ્યા ... ... | ... | ૧૩૫ |
| ૬ ભક્તિ ... ... | ... | ૨૮૪ |
| ૭ ગાર્હસ્થ્ય ... ... | ... | ૨૯૫ |
| ૮ અર્થદોષ ... ... | ... | ૩૧૬ |
| ૯ કર્મ ... ... | ... | ૩૩૫ |
| ૧૦ કાળ ... ... | ... | ૩૫૭ |
| ૧૧ વ્યસન ... ... | ... | ૩૭૩ |
| ૧૨ સુખદુઃખ ... ... | ... | ૩૮૭ |
| ૧૩ યુદ્ધ-નિરર્થકતા ... | ... | ૪૦૫ |
| ૧૪ વિદ્યા ... ... | ... | ૪૨૯ |
| ૧૫ તત્ત્વજ્ઞાન ... ... | ... | ૪૪૮ |

| | | |
|---|---|---|
| ૧૬ | સજ્જન-દુર્જન વિવેક ... ... | ૪૫૩ |
| ૧૭ | યોગ ... ... ... | ૪૭૮ |
| ૧૮ | શીલ ... ... ... | ૪૮૫ |
| ૧૯ | સંયમ ... ... ... | ૪૯૦ |
| ૨૦ | પ્રકીર્ણ ... ... ... | ૫૪૬ |
| ૨૧ | ભારત સાવિત્રી ... ... | ૫૮૩ |
| | પરિશિષ્ટ ૧ : અઢાર ... ... | ૬૦૦ |
| | પરિશિષ્ટ ૨ : વૈદિક આર્યધર્મમાં નરબલિ નહોતો | ૬૧૮ |
| | પરિશિષ્ટ ૩ : લેશ્યા ... ... | ૬૨૬ |
| | પરિશિષ્ટ ૪ : સનાતન સખા નર-નારાયણ ... | ૬૩૨ |
| | પુરવણી : | ૬૪૧ |
| | પ્રતીક સૂચિ (અ) ગ્રંથમાં સમાલોચિત શ્લોકોની | ૬૪૨ |
| | પ્રતીક સૂચિ (બ) અવતરણોની ... | ૬૪૬ |
| | શબ્દસૂચિ ... ... ... | ૬૬૦ |


## પુરવણી

પૃ. ૭૮માં શ્લોક ૩૮ના ઉદ્દઘાટનને અંતે ઉમેરવું :

धारणाद्धर्म इत्याहुर्धर्मेण विधृताः प्रजाः ।
यत्स्याद्धारणसंयुक्तं स धर्म इति निश्चयः ॥ १२-११०-११

સર૦ ૮–૪૯–૫૦.

# ભારતીય સંસ્કૃતિની ઝાંખી

મહાભારતના કર્તા તરીકે જેની પ્રસિદ્ધિ છે તે મહામુનિ વ્યાસની વિભૂતિને ભારતભવ્ય કહીએ તો આપણને સંતોષ શી રીતે થાય? ભારત તો એની કૃતિ છે. કૃતિ કરતા કર્તા તો હંમેશા મોટો જ હોવાનો. છતા મહાભારતનો વિસ્તાર એટલો મોટો છે, અને ભારતીય સંસ્કૃતિના પ્રતિબિંબ તરીકે એ ગ્રંથમા વિષયોની એટલી સમૃદ્ધિ છે કે મહામુનિ વ્યાસને ભારતભવ્ય કહીને જ એમનો પરિચય અપાય. સંશોધકો ભલે પુરવાર કરી આપે કે વ્યાસ એટલે કેવળ કૃષ્ણ દ્વૈપાયન નથી, એ તો અનેક કાળની અનેક વિભૂતિઓનો સંગમ છે. આપણે એ શોધકોની વાત માનીને કહીએ કે આપણે જ્યારે વ્યાસની વાત કરીએ છીએ ત્યારે અનેક જમાનાઓને આવરી લેતી એ સંગમ-વ્યક્તિની જ વાત કરીએ છીએ. વેદકાળથી માંડીને પુરાણકાળના અંત સુધી જેની વિભૂતિ ફેલાઈ છે તે વ્યાસને જ આપણે એક વ્યક્તિ તરીકે ઓળખીએ છીએ, અને એને આર્યોની ભારતીય સંસ્કૃતિના પ્રતિનિધિરૂપ ગણીએ છીએ.

એ મહર્ષિ વ્યાસે જીવનના અસંખ્ય પ્રસંગોમાથી જે તત્ત્વજ્ઞાન તારવી કાઢ્યું અને મહાભારતમા અનેકાનેક સંવાદોમા ગોઠવી જોયું તે આપણી—ભારતના લોકોની સહુથી મહત્ત્વની મૂડી છે. પુરાણકારોએ ભલે સાત વ્યક્તિઓને ચિરંજીવી* તરીકે વર્ણવ્યા હોય પણ તેમા

---

* अश्वत्थामा बलिर्व्यासो हनूमांश्च विभीषण ।
कृप परशुरामश्च सप्तैते चिरजीविनः ॥

જન્મદિનની વર્ષગાંઠ હોય છે ત્યારે આ સાત ચિરંજીવીઓની અને માર્કંડેયની પૂજા કરવામા આવે છે તેનો વિધિ સંસ્કારગ્રંથોમા આપેલો હોય છે

ભારતીય હૃદયમાં અમર જીવિત રહ્યા છે બે—એક તો નામભક્ત બાલ બ્રહ્મચારી બુદ્ધિમતાંવરિષ્ઠ હનુમાન અને બીજા તે આપણા ત્રિમૂર્તિ સમા વ્યાસ એ અજરામર વ્યાસે જે આર્યવંશીય ડહાપણ મહાભારતના શ્લોકોમાં સંઘરી રાખ્યું છે તેનો ઉપયોગ દરેક જમાનાએ કર્યો છે અને એ વ્યાસવાણી એટલી બધી જીવતી છે કે દરેક જમાનાએ એમાંથી નવી નવી પ્રેરણા મેળવી છે ઘણા લોકોએ, દરેક જમાનાએ પોતપોતાની રીતે એ શ્લોકો નિચોવ્યા છતાં એમાંથી અણધારેલો નવો નવો સાર નીકળતો જ આવ્યો છે

બૌદ્ધોએ સંશોધનની કડાકૂટમાં ઊતર્યા વગર ઘણું વાપરી જાહેર કર્યું કે દુનિયામાં જે કાંઈ ઉન્નતિકર, સત્ય વચન જડે તે બુદ્ધવચન જ સમજવું અને એનો આદરપૂર્વક સ્વીકાર કરવો આપણે પણ ગમે તે આપ્તોચિત વચનને વ્યાસવચન તરીકે સ્વીકારતા સંકોચ અનુભવતા નથી શરત એટલી જ કે એ વચન સંસ્કૃત ભાષામાં અને પૌરાણિક શૈલીમાં મઢેલું હોવું જોઈએ

મહાભારતમાંથી પોતાને ગમેલા વચનોનો સંગ્રહ જૂના કાળથી લોકો કરતા આવ્યા છે અને એ પ્રવૃત્તિ કોઈ કાળે થોભવાની નથી હમણાં હમણાં આપણા જમાનામાં જ એવા કેટલાય સંગ્રહ તૈયાર થયા છે 'ભારત રત્ન' એ એ જ જાતનો ભાઈ ઉપેન્દ્રરાય સાંડેસરાએ ગૂંથેલો સંગ્રહ છે પણ બીજા સંગ્રહો કરતાં આ સંગ્રહ અનેક રીતે નોખો પડે છે આમાં વધારેમાં વધારે શ્લોકો ભેગા કરવાનો લોભ નથી પણ ભારતીય સંસ્કૃતિ સમજવા માટે જેટલા શ્લોકો જરૂરી જણાયા તેટલા જ લઈને એ વિષયો પર તુલનાત્મક વિવેચન કરેલ છે

મહાભારતની એ જમાનાની અને આપણા આર્યવંશની ચિંતાનો સાર્વભૌમ વિષય છે ધર્મ આપણું સમસ્ત ચિંતન એ ધર્મજિજ્ઞાસાની આસપાસ ગોઠવાયેલું છે ધર્મજિજ્ઞાસામાંથી જ તત્ત્વજિજ્ઞાસા

પરિણમી, બ્રહ્મજિજ્ઞાસા ખીલી, કર્મમીમાંસા અવતરી અને સત્ય, સંયમ, શીલ ભક્તિ આદિ જીવનતત્ત્વોની વિચારણા વહેવા લાગી આપણે જોયું કે જીવનનો તમામ વિસ્તાર કાલને અધીન છે એમાં આપણો પુરુષાર્થ કર્મ પૂરતો જ છે એ કર્મદ્વારા જીવન જીવતાં આપણે ગાર્હસ્થ્યધર્મ ક્રમશ નક્કી કરી શક્યા એ ગૃહસ્થધર્મમાં ચાર વર્ણ અને ચાર આશ્રમ સમાયા સ્વાભાવિક રીતે ધર્મની કસોટી એ સુખદુખની મીમાંસા કરવી પડી, અર્થદોષો સમજાવવા પડ્યા. વ્યસનો ઉઘાડાં પાડ્યા વગર ચાલે એમ હતું જ નહીં. તેથી જ સજ્જનો દુર્જનોનો વિવેક કરવો પડ્યો અને ભારત એ યુદ્ધની કથા હોઈ, યુદ્ધની નિરર્થકતા પણ સિદ્ધ કરવાનું ક્રમપ્રાપ્ત થયું

આની રીતે શ્લોક વિષયવાર ગોઠવ્યા પછી એ જ અર્થના શ્લોક બૌદ્ધ, જૈન કે બીજા સાહિત્યમાં ના ક્યાં આવેલા છે તે એમણે યથામતિ યથાસ્મૃતિ આપીને વિસ્તૃત વિવરણ કરેલું છે

એ વિવરણમાં અને એની પાદટીપોમાં ઉપરના વિવરણ ઉપરાંત સંગ્રહકારે વિદ્વત્તા પણ ઠાલવી દીધી છે. આપણી સંસ્કૃતિનું રહસ્ય સમજવા માટે આ ગ્રંથ ઉપયોગી નીવડશે આપણે ત્યાં દર્શનભેદ ગમે તેટલા ભલે હોય અને એના વિવાદ અનંતકાળ સુધી ભલે ચાલે, આપણી જીવનદૃષ્ટિ અને સંસ્કૃતિ એક જ છે એ વસ્તુ ચિત્ત પર ઠસાવવા માટે ' ભારત રત્ન "નો ઘણો ઉપયોગ થશે આપણા બગીચામાં બધી જાતનાં ફૂલઝાડ ભલે હોય પણ પુષ્પગુચ્છોની શોભા અને ખુશબો એ ગુચ્છ બનાવનાર માળીને જ આભારી હોય છે એ ન્યાયે આપણને "ભારત રત્ન માં ભાઈ ઉપેન્દ્રરાયનું અધ્યયન, એમની અભિરુચિ અને એમની જીવનદૃષ્ટિનું દર્શન થાય છે અને તેથી જ એમનું અભિનંદન કરવાનું મન થાય છે

'સંનિધિ ' રાજઘાટ
નવી દિલ્હી, ૩ ૧ ૧૯૬૩

કાકાસાહેબ કાલેલકર

# કિંચિન્માત્ર

## પંડિત સુખલાલજી સંઘવી

શ્રીયુત ઉપેન્દ્રભાઈ સાંડેસરા, પ્રસ્તુત પુસ્તકનું લખાણ લખ્યે જતા હતા અને મને એ કકડે કકડે સંભળાવતા. એ લખાણમાં આવતી ઐતિહાસિક અને તુલનાત્મક સપ્રમાણ નોંધોથી હું એવો આકર્ષાયો કે, જેને લીધે મારી આજ લગી લુપ્ત રહેલી મહાભારતના અધ્યયનની વાસના ઉત્કટપણે જાગી ઊઠી. મને થયું કે આખા મહાભારતનું બને તેટલું સાંગોપાંગ અવલોકન, મનન કરવું. આ દૃષ્ટિએ મેં શ્રી સી. વી. વૈદ્યનું 'એપિક ઇન્ડિયા' સાંભળ્યું. ડૉ. વાસુદેવ શરણજીનાં મહાભારત વિષેનાં હિંદી વ્યાખ્યાનો સાંભળ્યાં અને છેવટે ડૉ. વિન્ટર્નિટ્ઝના 'હિસ્ટરી ઑફ ઇન્ડિયન લિટ્રેચર'માંનો મહાભારતને લગતો ભાગ ઘણાં વર્ષ પછી ફરીથી સાંભળ્યો. આ બધામાં મને ડૉ. વિન્ટર્નિટ્ઝનું લખાણ સવિકલ્પ લાગેલું. એ લખાણથી મારી સહજવૃત્તિ એવી થઈ કે આપણે પણ આ દિશામાં કાંઈક પ્રયત્ન કરીએ તો સારું. પણ મારી એ વૃત્તિને તબિયતે અને ઉંમરે હજુ સુધી સાથ આપ્યો નથી. મારે પ્રસ્તુત પુસ્તકની પ્રસ્તાવનામાં કાંઈક લખવાનો જે મનોરથ હતો તે મનોરથ આજે મનોરથ માત્ર રહ્યો છે અને છતાં કાંઈક તો લખવાનું મન છે જ. અને તે મન શ્રી સાંડેસરાના લખાણની ગુણવત્તાને કારણે છે. એટલે માત્ર એમના લખાણે મારા મન ઉપર જે આકર્ષક છાપ પાડી છે તેનું જ માત્ર સૂચન કરવા ધાર્યું છે, નહિ કે મહાભારતના એક અભ્યાસી લેખે.

પ્રસ્તુત પુસ્તકનું નામ "ભારતરત્ન" રાખ્યું છે. આમાં સમગ્ર "ભારત"નું મંથન નથી પણ કેટલાક વિશિષ્ટ મુદ્દાઓને લઈ તેનો

સાર આપી ઉપયુક્ત ચર્ચા કરી છે પણ એ ચર્ચા કરતા લેખકે જે ઇતર અનેકવિધ સાહિત્યનુ અવલોકન કરી તેમાથી તુલનારૂપે કે ઇતિહાસના સૂચનરૂપે જે પાદનોધો લખી છે તે જોઈ પણ અભ્યાસીને આકર્ષે તેવી છે અને પ્રેરણા આપે તેવી પણ છે આ દૃષ્ટિએ તેનુ નામ 'રત્ન' હોય તો તે જુગતુ છે 'રત્ન'નો અર્થ થાય છે પોતાની જાતિમા શ્રેષ્ઠ વસ્તુ 'ભાગવત'ના ખાસ અધ્યયનોમાનુ આ પણ એક અધ્યયન છે અને તેનુ ફળ જેવુ તેવુ નથી વિશિષ્ટ છે એટલે એ ફળને 'રત્ન' નામ શોભે પણ આ ઉપરાત 'રત્ન' પદ સાથે મારે એક બીજી વસ્તુ પણ સૂચવવાની છે જે શ્રી સાડેસરાને ન જાણનાર વાચકોને ભાગ્યે જ જ્ઞાત હોય શ્રી સાડેસરાએ સ્કૂલનો અભ્યાસ પૂરો કર્યો નથી સસ્કૃત એટલે એમનુ પહેલી ચોપડીનુ સાખ્યશાસ્ત્રમા નિવિધ તાપ કહ્યા છે, એના ત્રિવિધ તાપથી એ ઘેરાયેલા શરીરનુ અપેક્ષિત સ્વાસ્થ્ય નહિ આર્થિક રીતે સ્વાધીન નહિ એટલે એ પણ માનસિક દુ ખ, અને છેવટે શૈશવમા પડ્યા ત્યારે વ્યાપારી બજારના ગ્રાહકો સાથે કામ લેવાનુ અને બજારના અપ્રામાણિકતાથી ગભરાવા કહે અને બજાર પ્રામાણિક માણસને ત્યા રહેવાની ના પાડે આવી એમની ત્રિવિધ તાપની સ્થિતિ, અને અભ્યાસની તદ્દન પ્રાથમિ ભૂમિકા

પણ એમની વહારે જિજ્ઞાસા આવી માત્ર જિજ્ઞાસા નહિ પણ અદમ્ય જિજ્ઞાસા અને એની સાથે એમની પરપરાગત ભક્તિ ભળી આ બે તત્ત્વોએ એમને શાસ્ત્રદોહન માટે પ્રેર્યા પહેલા એમણે એક પુસ્તક બહાર પાડ્યુ છે આ બીજુ છે મહાભાગતના મહોદધિ મ થનમાથી આ રત્ન બહાર આવ્યુ છે એ કૌસ્તુભ જેટલુ કીમતી ભલે ન હોય પણ એની શ્રેષ્ઠતા ચોક્કસ છે, જો મહોદધિમ થન કહેવુ ન હોય તો એ અભ્યાસને દધિમ થન કહી શકાય અને દધિમ થનનુ ફળ

નવનીત છે જેમ મણિઓમા કૌસ્તુભ મણિ શ્રેષ્ઠ ગણાય, તેમ પોષક તત્ત્વોમા નવનીત પણ શ્રેષ્ઠ છે. એટલે આ 'ગ્રન્થ'ને નવનીતકલ્પ પણ કહી શકાય અને એની યથાર્થતાનો ખ્યાલ તો વાચનારને વાચ્યા પછી જ આવશે

શ્રીયુત સાંડેસરાનો મનોરથ હજી એ વધારે દોહન કરી મહાભારતને લગતુ કામ કરવાનો છે એ દિશામા એમની પ્રવૃત્તિ પણ છે પણ એમને જે અતિ અલ્પ સમય મળે છે, અને બીજાં જે બન્ધનો છે, એ જોતા આગળનુ કામ ઠીક ઠીક સમય લેશે પણ જ્યારે એ કામ પૂરું થશે ત્યારે એમ જણાયા વિના નહિ રહે કે જેનામા જિજ્ઞાસાનો તણખો છે એ વ્યક્તિ ગમે તેવી મુશ્કેલી વચ્ચે પણ કાઈક નવું કરે છે. અને પોતે સંતોષ મેળવવા ઉપરાંત બીજાને પણ સંતોષનુ સાધન પૂરુ પાડે છે

અંગ્રેજી અમલ પછી આ દેશમા કૉલેજો અને યુનિવર્સિટીઓ સ્થપાવા લાગી ક્રમે ક્રમે વધતી ગઈ આજે તો એક રીતે એનો રાફડો પણ ફાટ્યો છે. બીજી બાજુ પ્રાચીન પદ્ધતિથી ચાલતી સાંપ્રદાયિક અને અસાંપ્રદાયિક અનેક નાની મોટી સંસ્કૃત પાઠશાળાઓ દેશમા પથરાયેલી છે. પંડિતોનો પાર નથી કૉલેજ અને યુનિવર્સિટીઓના પ્રાધ્યાપકોની સંખ્યા પણ હવે તો એક સેના જેવી છે તેમાય સંસ્કૃત, પ્રાકૃત, પાલિ આદિના અધ્યાપકો ઘણા છે અને એ ઘણામાય કેટલાક તો શ્રેષ્ઠ છે. ભારતીય વાઙ્મયનુ પરિશીલન કરનાર અને તેને ભણનાર-ભણાવનાર વર્ગ આપણે ત્યા જેવો તેવો કે નાનકડો નથી આમ છતા આપણે જોઈએ છીએ કે ભારતીય વાઙ્મયનુ આજની દૃષ્ટિએ વ્યાપક અને તટસ્થ અવલોકન કરનાર અને તે ઉપર પ્રમાણભૂત લખનાર માણસો કેટલા છે ? આ બાબતમા પાશ્ચાત્ય લેખકોનુ સાહિત્ય આપણી સમક્ષ ઢગલાબંધ હોવા છતા એમાથી નક્કર પ્રેરણા મેળવી કામ

કરનાર આપણે ત્યા કેટલા અને કોણ ? એ પ્રશ્નનો જવાબ વિવેકી વાચકો પોતે જ આપે.

આવી સ્થિતિમા કોઈ યુનિવર્સિટી કે કૉલેજનું આગણુ ન ખૂંદનાર અને માત્ર બજારમા સમય અને શક્તિ ખર્ચનાર એક ખૂણે બેઠેલ સાધારણ વ્યક્તિ જો "ભાન્ત"નુ પરિશીલન કરી તે ઉપર પ્રમાણભૂત લખે અને તેમા પોતાના વિવિધ વાચનના પરિણામો ઉમેરે તો એને 'રત્ન' કહેવામા કોઈ અત્યુક્તિ થાય છે એમ મને તો લાગતુ નથી.

પણ આ કથન કોઈ લેખકની પ્રશસ્તિ અર્થે નથી. લખાણમાં જે ગુણો મને ભાસ્યા છે અને જે તત્ત્વથી મારુ આકર્ષણ થયેલું, તે જ મને આ કહેવા પ્રેરે છે. હુ વધારે નહિ તો ગુજરાતના જે વિશિષ્ટ સંસ્કૃતજ્ઞ પંડિતો કે અધ્યાપકો છે તેમને આ પુસ્તકમાની પાદટીપો વાચી જવા અને તે ઉપરથી બોધપાઠ લેવા નમ્ર વિનંતી કરુ છું.

પાઠશાળાઓ અને કૉલેજ યુનિવર્સિટીઓ ઉપરાત હવે તો સંસ્કૃત વિશ્વ પરિષદની પણ એક વધારે સ્થાપના થયેલી છે. આવી પરિષદ તો જ શોભે જો તે ભારતીય વાઙ્મયની જુદી જુદી શાખાઓના ઊંડા અધ્યયન દ્વારા આધુનિક દૃષ્ટિએ તે ઉપર નાના મોટા પુસ્તકો લખાવે. જ્યા લગી આ કામ નહિ થાય ત્યા લગી પાશ્ચાત્ય સ્કૉલરોની ગુરુબુદ્ધિથી ઉપાસના જ કરવાની રહે છે. અને તે કરવી એ અસ્થાને પણ નથી. પણ એવી સ્થિતિમા ભારતીય વાઙ્મયનો સર્વોત્તમ વારસો ધરાવવાની જે મિથ્યા અભિમાનવૃત્તિ ચિરકાળથી આપણામા પોષાતી આવી છે તે જ માત્ર પોષવાની રહેશે, અને ભારત સમક્ષ કે વિશ્વ સમક્ષ આપણા તરફથી અધ્યયનનો સર્વોત્તમ ફાલ અને થાળ ધરવાનુ બાકી જ રહેશે.

---

# મહાભારતનો પ્રાણ

નવરાશના સમયમાં ઉત્તમ સાહિત્ય વાંચવાનો પ્રયત્ન કરતાં કરતાં, આજથી ઓગણીસ વર્ષ પહેલાં મેં મહાભારતનું વાંચન, સં. ૨૦૦૦ –સને ૧૯૪૪માં શરૂ કર્યું. અને થોડાક વખતમાં અનુભવ્યું કે આ મહાગ્રન્થ સ્વશિક્ષણનું ( self-education )એક વિરલ સાધન છે. અને તે દ્વારા મનઃશાંતિ પ્રાપ્ત કરાવનારી શક્તિ બક્ષનારું છે. વળી તે એટલું મધુર પણ હતું કે તેની ગ્રન્થપ્રશસ્તિમાં લખેલી ઉક્તિ

श्रुत्वा त्विदमुपाख्यान श्राव्यमन्यन्न रोचते ।

पुंस्कोकिलरुतं श्रुत्वा रुक्षा ध्वाङ्क्षस्य वागिव ॥ १–२–२३६

મારે માટે સાર્થક કરી છે

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનો ગુજરાતી અનુવાદ વાંચ્યા પછી, મૂળ સંસ્કૃત મહાભારતની ચિત્રશાળા પ્રેસની આવૃત્તિ મેં વાંચી. અને તુલનાત્મક અભ્યાસ માટે મહાભારતની બીજી અનેક આવૃત્તિઓ તથા ભાંડારકર ઇન્સ્ટિટયૂટની સમીક્ષિત વાચનાનો ઉપયોગ કર્યો. સંબંધ ધરાવતાં અનેક શાસ્ત્રો અને પ્રાચીન-અર્વાચીન ગ્રન્થાદિ જોવાનો અને તે તે વિષયના નિષ્ણાત વિદ્વાનો સાથે ચર્ચા-વિચારણા કરવાનો પ્રસંગ પણ આવ્યો. મહાભારતને કેન્દ્રમાં રાખી અનેકવિધ નોંધો કરી; અને તેમાંથી મહાભારતની સાંસ્કૃતિક સૂચિ ( Cultural Index ) તૈયાર કરવાની દૃષ્ટિએ સં. ૨૦૦૭–સને ૧૯૫૧માં આરંભ કર્યો. સેંકડો વિષયોનું વર્ગીકરણ ધરાવતા તેના ચાર વિભાગોનું કાર્ય, બીજા મહાભારત જેવું એકલે હાથે પાર પડી શકવું અસંભવ છે, પણ તે છતાં

મહાભારતની શીતળ સુગંધભરી નિકુંજોમાંથી મધુસંચય અને વિતરણ કરવાનો પ્રયત્ન ચાલુ છે, તે મારે માટે અનેરો લાભ છે.

મહાભારતના દીર્ઘકાલીન પરિચયમાંથી મને પ્રતીતિ થઈ છે કે પ્રાચીન ભારતીય સંસ્કૃતિનો એ કેવળ વિશ્વકોશ નથી, પ્રાચીન ભારતના 'ઇતિહાસ'નો માત્ર આકરગ્રંથ નથી, માનવજીવનના અપાર વૈવિધ્યને આલેખતો સાહિત્યગ્રન્થ જ નથી, પણ 'વિરાટ' શબ્દના તમામ અર્થોને સાર્થક કરતો, વ્યાપકમાં વ્યાપક જીવનદર્શન કરતો અને કરાવતો એ મહત્તમ 'ગ્રન્થ-સાગર' છે. એના સહવાસમાં અનેક વર્ષો ગાળી શકાયાં અને શેષ વર્ષો ગાળી શકાશે એ મારે માટે પરમ સદ્‌ભાગ્યની વાત છે.

એ સદ્‌ભાગ્યનો કંઈક અંશ અક્ષરબદ્ધ કરવાનો આ પુસ્તકમાં મેં પ્રયત્ન કર્યો છે. આ અગાઉ સને ૧૯૫૩માં 'મહાભારત અને ઉત્તરાધ્યયન સૂત્ર' એ સ્વાધ્યાય પુસ્તિકામાં મહાભારત અને જૈન આગમમાં સર્વસામાન્ય રૂપે જણાતા વિરક્તિ કાવ્ય (Ascetic poetry)-નો એક તુલનાત્મક અભ્યાસ મેં રજૂ કર્યો હતો. મહાભારતમાંથી જુદા જુદા વિષયના શ્લોકો લઈ એનું ઉદ્‌ઘાટન અર્થાત્ વિવેચન-સમાલોચન-અભ્યાસ-આસ્વાદ-મનન એવું કંઈ પ્રસ્તુત "ભારત-રત્ન"માં આપ્યું છે.

પ્રધાનતઃ સ્વાન્તઃસુખાય કરેલો આ પ્રયત્ન છાપવો જોઈએ એવો અનેક અધિકારી વિદ્વાનો, મુરબ્બીઓ અને મિત્રોનો આગ્રહ હોઈ મને પણ છપાવવો ઠીક લાગવાથી એ પ્રગટ કર્યો છે.

શેર બજારના અત્યંત સમય અને ધ્યાન ખેંચી લેનારા ધંધામાંથી કટકે કટકે, સમય ચોરીને આ કામ કર્યું હોઈ અને ઠીક ઠીક લાંબા સમયપટ પર એ પથરાયું હોઈ એમાં કંઈ ત્રુટીઓ રહી હશે. કોઈ

મોટા પુસ્તકાલયની અંદર બેસીને કામ કરવાનો લાભ પણ હું મેળવી શક્યો નથી. અનિવાર્ય સંયોગોને લીધે પુસ્તક છપાતાં પણ ઠીક લાંબો સમય ગયો હોઈ પ્રત્યેક મુદ્દા વિશે છેવટના સંશોધનોનો સમાવેશ કદાચ આ લખાણમાં હું નહિ કરી શક્યો હોઉં. એમ કરવાનો મારો દાવો પણ નથી. ઘણાં વર્ષોના નિકટ પરિચયથી કેળવાયેલી, મહાભારતની સર્વસ્પર્શી મહત્તા પ્રત્યેની ભક્તિ એ જ માત્ર આ પ્રયત્નનું મુખ્ય નિમિત્ત છે.

મહાભારત જે મહાકવિએ રચ્યું છે તે કોણ હતા ?* આધુનિક પરિભાષામાં કહીએ તો વ્યવસાયે અધ્યાપક; અને અધ્યાપકનું કાર્ય તો જ્ઞાન અને ચારિત્ર્ય વિસ્તારનું ને ? એમનું આ વિદ્યાવિતરણનું, વેદવિતરણનું કાર્ય, કેવા ઋજુ હૃદયનું હતું, તે સમાવર્તન પછી તેમણે શિષ્યોને કરેલી આજ્ઞા ઉપરથી સમજાય છે.

सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।
श्रावयेच्चतुरो वर्णान्कृत्वा ब्राह्मणमग्रतः ॥ १२–३१४–४५
वेदस्याध्ययनं हीदं तच्च कार्यं महत्स्मृतम् ।
स्तुत्यर्थमिह देवानां वेदाः सृष्टाः स्वयंभुवा ॥ १२–३१४–४६

અને આમ શૂદ્ર સમેત ચારે વર્ણોને વેદ સંભળાવવાનો આદેશ આપતું આ વ્યાસવચન પછીથી વધી પડેલી અને પરિણામે હિંદુસ્તાનને દારિદ્ય, દુઃખ અને પરાવલંબનમાં ફસાવનારી સંકુચિતતા ઉપર પ્રકાશ પાડે છે. વ્યાસના એ આદેશનું જો આપણા અધ્યાપકગણે

* આજે પ્રાપ્ત થતું મહાભારત એ અનેક મહાન સર્જકોની કૃતિ છે. પણ જીવનના નિત્ય તત્ત્વને અર્થાત્ ધર્મને કાવ્યમાં ગૂંથીને સતત તેની જ ગવેષણા કરવાનો આદેશ આપતા મહાભારતના આદિરૂપના કર્તા અહીં ઉદ્દિષ્ટ છે, જેમને આપણે વેદવ્યાસ નામથી ઓળખીએ છીએ.

( અને તેમની મારફત પ્રજાએ ) યથાવત્ પાલન કર્યું હોત તો હિંદનો ઇતિહાસ કંઈ જુદો જ હોત. ભૂતકાળમા જે થયું તે ખરુ, પણ આ આદેશનું હાર્દ સમજી, હાલ પ્રવર્તતી તમામ જાતની વર્ણ અને જાતિગત ઉચ્ચનીચ ભાવનાઓનો અંત લાવી, સર્વત્ર સમાનભાવ રાખી, શીલ ચારિત્ર્ય અને પ્રજ્ઞાના માપદંડથી કાર્યો થશે તો આ દેશનું ગૌરવ અનેકશ: ઓજસ્વી થઈને ફરીથી અચૂક સ્થાપિત થશે.

અને આ વેદ-જ્ઞાન આપતાં, સંભળાવતાં બ્રાહ્મણ અર્થાત્ બ્રહ્મનિષ્ઠ પુરુષને સમીપમાં રાખવાનો આદેશ છે, તે બ્રહ્મનિષ્ઠ પુરુષ કેવો હોય ?

> इष्टीश्च विविधाः प्राप्य क्रतूंश्चैवाप्तदक्षिणान् ।
> नैव प्राप्नोति ब्राह्मण्यमभिध्यानात्कथंचन ॥ १२-२४३-४
>
> न योनिर्नापि संस्कारो न श्रुतं न च संततिः ॥
> कारणानि द्विजत्वस्य वृत्तमेव तु कारणम् ॥ १३-१४३-५०

આવો ચારિત્ર્યશીલ બ્રાહ્મણ સમીપમા રાખવાનું કારણ એ છે કે દુ:શીલ એવો જન્મે દ્વિજ વિદ્યાસભામાં પેસી ન જાય—એનો દુરુપયોગ ન કરી જાય અને સુશીલ એવો જન્મે શૂદ્ર માત્ર તેના જન્મના કારણે જ માતા સરસ્વતીની પ્રસાદીથી વંચિત ન રહી જાય.

એ વાત સાચી છે કે સર્વસંગ્રહાત્મક મહાભારતના વિશાળ ફલક ઉપર જન્મજાત બ્રહ્મત્વ અને ચારિત્ર્યમૂલક બ્રહ્મત્વ એ બંનેના શ્રેષ્ઠત્વ વિષે સારા પ્રમાણમા વિમર્શ થયેલો છે; પણ મહામુનિ વ્યાસના મતે તો જન્મજાત બ્રાહ્મણત્વનુ મહત્ત્વ અલ્પ છે, ચારિત્ર્ય અને પ્રજ્ઞાથી આવતુ બ્રાહ્મણત્વ એમને માન્ય છે. એમ જ હોઈ શકે. નહિ તો હિંદુધર્મને મજબૂત, સર્વસામાવેશી, વિશાળ અને ચિરંજીવ બનાવનાર એ મહર્ષિ, દાસ માતા અને બ્રાહ્મણ પિતાના પુત્ર હોઈ જડ માન્યતા

અનુસાર તો વર્ણસંકર કે તેથીય ઊતરતી કક્ષાના ગણાય!—જેમણે ચાર વેદોને બગબર વ્યવસ્થિત કર્યા, તેના મારફજીપૂર્વકના અભ્યાસની ગોઠવણ કરી, ગીતાનું દિવ્ય ગાન સાંભળ્યું તથા સંભળાવ્યું, અને બ્રાહ્મણધર્મ—'વિશાળતાના ધર્મ'ની પરંપરા અનુસારનો મહાગ્રંથ મહાભારત જગતને ભેટ ધર્યો. અને, તેમના આ કાર્યો માટે એ મહાકવિની પ્રશંસા વૈદિક મતાનુયાયી કવિઓએ તથા સ્વયં મહાભારતની છેલ્લી વાચના તૈયાર કરનારાઓએ તો કરી જ છે, પણ તદુપરાંત અન્ય ભારતીય અનુગમો—ધર્મસંપ્રદાયોના વિદ્વાનો જેવા કે, 'બુદ્ધચરિત'ના કર્તા અશ્વઘોષ, 'કુવલયમાલા'ના કર્તા દાક્ષિણ્યચિહ્ન ઉદ્યોતનસૂરિ અને 'તિલકમંજરી'ના કર્તા ધનપાલ જેવા જૈન અને અને બૌદ્ધ કવિઓએય કરી છે. વળી 'તન્ત્રાખ્યાયિકા' તથા 'પંચતંત્ર' જેવા કેવળ રાજનીતિ આલેખતા ગ્રંથકારોએ પણ પ્રશંસા કરી છે એટલું જ નહિ પણ 'અનુયોગદ્વાર' અને 'નન્દિસૂત્ર' જેવા જૈન આગમ ગ્રંથોએ પણ મહાભારતાદિ ગ્રંથોને મિથ્યાશ્રુત કહેવા છતાં 'યથાર્થ રીતે ગ્રહણ કરાયેલા આ ભારતાદિ ગ્રંથો સમ્યગ્દૃષ્ટિવાળાઓને માટે સમ્યક્ શ્રુત છે, અથવા મિથ્યા દૃષ્ટિવાળાઓ માટે પણ આ આ સમ્યક્ શ્રુત છે કારણ કે એમના સમ્યક્ત્વમાં એ કારણભૂત થાય છે અને એમ તેમાંથી પ્રેરણા લઈને પોતાની મિથ્યા દૃષ્ટિ ત્યજી દે છે—સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરે છે' કહીને મહાભારતની પ્રતિષ્ઠા, મહત્ત્વ અને વિશાળ દૃષ્ટિનો સ્વીકાર કર્યો છે ('નન્દીસૂત્ર' સૂત્ર ૪૧, 'અનુયોગદ્વારસૂત્ર' સૂત્ર ૨૫, ૨૬, ૧૪૭)

જેઓ ધર્મ અને ધર્મના અનુબંધ અર્થ અને અર્થના અનુબંધ કામ અને કામના અનુબંધ તથા તે દરેકના વિપરીત વ્યવહારોનો બુદ્ધિથી બરાબર વિચાર કરીને સમ્યગ પ્રકારે વ્યવસાય કરતા હતા, એ ઋષિ વ્યાસ કંઈ રૂપાળા નહોતા તેઓ કાળા પીંગળી જટાવાળા

પ્રદીપ્ત આંખો અને પીળી દાઢીવાળા નજરને જોવાયે ગમે નહિ તેવા હતા. સામાન્યતઃ (બ્રહ્મચર્ય) વ્રતધારી એ મહાત્માએ માતાની ઇચ્છાને માન આપી પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુરને જન્મ આપી કુરુવંશનું પુનઃસ્થાપન કર્યું* હતું, અને એ વખતની પ્રથા અનુસાર માતૃઋણમાથી મુક્ત થયાં હતા. પોતાના સંતાનો વચ્ચે થયેલા આંતરવિગ્રહના એ સાક્ષી રહ્યા હતા. લગભગ દરેક પ્રસંગે એમણે સમતાપૂર્વક, ન્યાય અને ધર્માનુસાર સલાહ આપી વિગ્રહ ટાળવાનો પ્રયત્ન કર્યો હતો.× એમા તેઓ નિષ્ફળ ગયા અને તેમણે ભીષણ પ્રણાશ જોયો. એ પ્રણાશનો એમણે ઇતિહાસ આલેખ્યો. અને એવો ઇતિહાસ આલેખ્યો કે એ સામાન્ય સામાજિક, રાજકીય કે ધાર્મિક ઇતિહાસ ન રહેતા માનવ-આત્માનો સનાતન ઇતિહાસ બની રહ્યો એણે યુગો સુધી ભારતને અને વિશ્વને પ્રેરણા આપી. એ સેંકડો વર્ષ પહેલા રચાયેલો હોવા છતા હજુ આજે જ રચાયેલો હોય એવો તાઝગીભર્યો છે, અને આજેય પ્રત્યક્ષ અનુભવાતો હોઈ આધુનિક પણ છે

એની ગ્રંથપ્રશસ્તિમા લખ્યું છે

> इतिहासोत्तमादस्माज्जायन्त कविबुद्धय ।
> पञ्चभ्य इव भूतेभ्यो लोकसंविधयस्त्रय । १-२-२३७

આની સાથે જ્યારે મહાત્મા ગાંધીજીનું મહાભારત વિષેનું લખાણ વાચીએ છીએ ત્યારે ઉપરની પ્રશસ્તિની યથાર્થતા સ્પષ્ટ દેખાય છે જેમા પાશ્ચાત્ય અર્થમા ઇતિહાસ એવા જગતના સર્વશ્રેષ્ઠ ઇતિહાસ ગ્રંથો પૈકી બે (૧) ગિબન કૃત *Decline and Fall of the*

---

* આદિ૦, અ ૯૯

× કુટુંબના મિત્રે વેદવ્યાસે પ્રાગૈતિહાસિક કાળથી લડતી માનવજાતને પિતૃહૃદયથી સંપીને રહેવાનો આ 'ઇતિહાસ'થી બોધ કર્યો છે

*Roman Empire* અને (૨) મોટ્લે કૃત *Rise of the Dutch Republic* —એ બે ગ્રંથોની મહાભારત સાથે સરખામણી કરતાં ગાંધીજીએ તેમને મહાભારતની ઊતરતી આવૃત્તિઓ તરીકે ગણાવી છે

વિશ્વના નામાંકિત પ્રાચ્યવિદ્યાવિશારદ જર્મન વિદ્વાન ડૉ વિન્ટર્નિટ્ઝ આધુનિક અર્થમાં ઇતિહાસ અને પુરાતત્ત્વની દૃષ્ટિથી મહાભારતનું મૂલ્યાંકન કરતાં આ ગ્રંથને વૈદિક સાહિત્ય, જૈન અને બૌદ્ધ સાહિત્ય, ઉત્કીર્ણ લેખો, ઉત્તરકાળનું સંસ્કૃત સાહિત્ય અને પ્રાચીન તથા અર્વાચીન બ્રાહ્મણધર્મનું સાહિત્ય એ બધાંનું એકીકરણ કરતા કેન્દ્ર તરીકે અથવા ઓછામાં ઓછું એમને પરસ્પર જોડતી પ્રમુખ કડી તરીકે ઓળખાવે છે, તેને ગાંધીજીના વિધાન સાથે સરખાવવાથી આ ઇતિહાસગ્રંથની વ્યાપકતાનો કિંચિત ખ્યાલ આવશે (પૃ ૨૨, ૨૩)

મહાભારત એ આત્માનો સનાતન ઇતિહાસ છે એ ચકાસી જોવા માટે નીચેનું એક જ ઉદાહરણ પૂરતું થઈ પડશે સ્વર્ગારોહણ માટે જતા પાંડવ યુધિષ્ઠિરને લેવા સ્વયં ઇન્દ્ર આવ્યો ત્યારે ધર્મરાજાએ મહાપ્રસ્થાન દરમિયાન તેમની સાથે રહેલા કૂતરાને દયાને લીધે સ્વર્ગમાં લઈ જવા ઇચ્છા કરી, અને તેના વિના સ્વર્ગમાં જવાનું માંડી વાળ્યું સાધ્યમાર્ગીઓ પ્રમાણે સ્વર્ગ એટલે સુખ તે ધ્યાનમાં રાખીને અમેરિકાના સાધુચરિત પ્રેસિડેન્ટ લિંકનના જીવનનો પ્રસંગ જોઈએ. ઈ સ ૧૮૩૦ની સાલનો કડકડતો શિયાળો, અને એમાં જ્યાં અબ્રાહમ લિંકનનું કુટુંબ રહેતું હતું તે ઇલાકોઈની વેલીમાં Milk Sicknessની મહામારી ફાટી નીકળી લિંકનના પિતાએ ઘરનું ખેતર અને સરસામાન વેચી નાખ્યાં તેમણે એક ગાડામાં થોડું રાચરચીલું ભર્યું અને કુટુંબને બેસાડ્યું અને ૨૧ વર્ષની ઉંમરના અબ્રાહમ લિંકનને પરોણો આપી હાંકવા બેસાડ્યો એ રસાલો ધીરે ધીરે મુસાફરી

કરતું ઇલીનોઈ તરફ આગળ વધવા માડયું. તેમનો પાળેલો કૂતરો ગાડાની પાછળ દોડતો આવતો હતો એમ કરતા ગાડું રસ્તામાં આવતી એક અર્ધ બરફ થયેલી નદીને જેમ તેમ કરીને પાર કરી ગયુ; પણ પેલો કૂતરો તો એમા ઊતરવાની હિંમત કરી શકયો નહિ. તે આ પાર રહી ગયો, અને નિરાશ થઈને રોવા માડયો; પણ હવે આવા જોખમી રસ્તે ગાડાને પાછુ વાળી કૂતરાને લેવો એ બહુ મોઘું પડે એવું હોવાથી એને લીધા વિના જ આગળ વધવાનું લિંકન કુટુંબે બહુમતીથી નક્કી કર્યું; પણ અબ્રાહમ લિંકન કહે છે, 'એ કૂતરાને પણ તજી દેવાનો વિચાર હુ સહન કરી શકયો નહિ અને મારા બૂટ તથા મોજાં કાઢી નાખીને (બરફની ઠંડીમા પગ ગુમાવવો પોસાય પણ બૂટ-મોજાં ગુમાવવા પોસાય નહિ, એટલી એ લિંકન કુટુંબની ગરીબી હતી) મેં *મહામુસીબતે નદી પાર કરી, અને એ ધ્રૂજતા પ્રાણીને* બગલમા નાખીને પાછું લાવવામા વિજયી નીવડયો. પછી આનંદથી બહાવરાની જેમ એ કૂતરાએ મારેલા ઠેકડા અને એના બીજા આભાર-દર્શક લક્ષણોએ મે ઉઠાવેલા જોખમનો પૂરો બદલો વાળી આપ્યો હતો'*

સંતાનોનો આતરવિગ્રહ, પાડવોનો કૌરવો ઉપરનો જય, ધર્મનો મન્યુ ઉપરનો જય, ભૌતિક તત્ત્વોના માળખામા આસુરિ તત્ત્વો ઉપરનો આત્માનો જય આલેખતા, નિષ્કામ કર્મ—કર્મફલાસક્તિત્યાગ —યજ્ઞાર્થ કર્મના સિદ્ધાતનુ, હિંદુધર્મે વેદોદ્વારા જગતને ભેટ કરેલ સર્વશ્રેષ્ઠ સિદ્ધાતનુ તેના અનેક પાસાઓ ઉપર તાત્ત્વિક અને વ્યાવહારિક વિચાર કરીને, અને નિષ્કામ ધર્મની પાવકતા તથા તેના વડે પ્રચલિત નીતિમૂલ્યોને મૂળભૂત રીતે પલટી નાખનારી ક્રાંતિકારી, તીક્ષ્ણ બુદ્ધિમતી અને સવાદ સ્થાપનારી નિરૂપણદૃષ્ટિ વડે આ ઇતિહાસમા ભાષ્ય કર્યું છે.

---

* *Lincoln The Unknown* p 27

ઈશોપનિષદ્, જેમાં કર્મ કરવાનો અને સાથે જ તેનો ત્યાગ અર્થાત્ ફ્લાસક્તિ ત્યાગ કરવાનો આદેશ છે, તેના ઉપર પરમર્ષિ વ્યાસે કવિત્વમય વિવરણ આપ્યું છે :

શુકદેવે એમને પ્રશ્ન કર્યો,

> यदिद वेदवचनं कुरु कर्म त्यजेति च ।
> कां दिश विद्यया यान्ति कां च गच्छन्ति कर्मणा ॥ १२-२३३-१

જવાબ આપતા વ્યાસે 'ચાર આશ્રમને ચાર પગથિયાંવાળી બ્રહ્મલોકમાં પહોંચાડનારી નિસરણી સાથે સરખાવ્યા છે, કે જેના વડે મનુષ્ય અનુક્રમે વિકાસ સાધી રાગદ્વેષ ઓછા કરીને આસક્તિ નિર્મૂળ થાય તેવી રીતે કર્મ કરી—કર્મફ્લાસક્તિનો ત્યાગ કરી પરમ ગતિ મેળવે છે,' એમ કહીને 'કર્મ ફળનો ત્યાગ કરવાથી કર્મ કર્તાને કોઈ રીતે બંધનમાં નાખી શકતું નથી,' એમ અસંદિગ્ધતાથી જણાવ્યું છે.

તો વળી બીજે એક સ્થળે આ વિચારનું નિરૂપણ કરતો પ્રસંગ આ પ્રમાણે છે. દ્યૂતમાં હાર્યા પછી વનમાં જતા પાંડવોના કલ્યાણ અને મનોરંજન માટે નિષ્કામ ભાવે—દાન કે વૃત્તિની લાલચ વિના—તેમની સાથે જવા સંખ્યાબંધ બ્રાહ્મણો તૈયાર થયા, ત્યારે અતિથિસત્કાર માટે પાસે પૂરતું ધન નહિ હોવાને લીધે શોકાતુર યુધિષ્ઠિર તેમને સાથે નહિ આવવાની વિનંતિ કરી. બ્રાહ્મણ શબ્દના ખરા અર્થમાં જેઓ બ્રાહ્મણ હતા એવા તે સર્વેએ તો ધર્મરાજને પોતાના પોષણની ચિંતા ન રાખવા કહ્યું અને જણાવ્યું કે અમે જાતે જ અમારા આહારની વ્યવસ્થા કરીશું. પણ ધર્મરાજનું મન માન્યું નહિ અને બહુ શોક કરવા લાગ્યા; એટલે યોગ અને સાંખ્યમાં કુશળ શૌનકે હર્ષ, શોક અને દુઃખ વધારનારી તૃષ્ણા તથા ધનસંચયની અનર્થકારિતા

વિશે ચર્ચા કરી તેમને સમજાવતા કહ્યું, 'મોહરાગથી આક્રાન્ત અને ઇન્દ્રિયોને વશ મૂર્ખ મનુષ્ય અનેક જાતના 'વિઘસ' યોજે છે, વિષયો ભેવે છે, અને પછી બ્રહ્માથી માંડીને તૃણપર્યન્તની યોનિઓમા ભટકે છે.' પછી વિશુદ્ધ ચિત્ત અને નમ્રતાપૂર્વક ધર્મમાર્ગ આચરવાના આદેશ સાથે બે જાતના અષ્ટાંગિક માર્ગો બતાવ્યા. એમા પ્રથમ અષ્ટાંગિક માર્ગ વૈદિક પરંપરા અનુસાર છે, અને બીજો અષ્ટાંગિક માર્ગ બૌદ્ધ પરંપરાને મળતો છે, જેમા બૌદ્ધ અનુગમનુ સારતત્ત્વ કુશળતાથી સમાવી લેવામા આવ્યુ છે. છેવટે કર્મ કરવાની અને નમ્રતા નાખીને કર્મથી બંધાવાય નહિ માટે તેના ફળની આશાનો ત્યાગ કરવાની ઈશાવાસ્ય શ્રુતિની यदिदं वेदवचनं कुरु कर्म त्यजेति च । કહીને શૌનકે યાદ આપી. (પૃ. ૩૮ થી ૫૧)

જે નિષ્કામ કર્મયોગનુ નિરૂપણ એમણે કર્યું તેનું અને તેના ફલસ્વરૂપી સમતાનું વેદવ્યાસ પોતે કેવું પાલન કરતા? મહાભારતમા છે કે વ્યાસને પાંડવો પ્રત્યે પક્ષપાત હતો, કારણ એમને દીન જનો પ્રત્યે પક્ષપાત હતો. પાંડવોને અન્યાય થતો ત્યારે તે ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનને એમ ન કરવા સમજાવતા. એક વખત તો એમણે ધૃતરાષ્ટ્રને કહ્યું હતું પણ ખરું કે 'મારે જેવો પાંડુ પુત્ર છે તેવો તું અને વિદુર પણ છે. તારે ૧૦૧ પુત્રો છે. પાંડુને પાંચ. તેય હીન અને દુઃખી. એટલે તેઓ કેમ સારી રીતે જીવે અને આગળ વધે એમ મારા મનમા થયા કરે છે વળી જો કૌરવો જીવતા રહે એમ તમે ઇચ્છતા હો તોપણ દુર્યોધને પાંડવો સાથે સુલેહ કરવી જોઈએ'. * વળી સમદર્શી વ્યાસને જેમ પુત્રો પ્રત્યે સમભાવ છે તેમ પુત્રોના ઉચ્છેદક

---

* અસ્પૃશ્યો અને દલિતો બાજુ ગાંધીજીના પક્ષપાતનુ બીજ વ્યાસની આ પરંપરામા છે. ગાંધીજી પણ આ જ રીતે અનેક વખત કહેતા કે 'જો હિન્દુધર્મે જીવવુ હોય તો અસ્પૃશ્યોના ઉદ્ધાર અનિવાર્ય છે.'

ઝન્યે પણ સમભાવ છે. નિશાયુદ્ધમા પાડવમેના અને પાડુપુત્રાની હત્યા કરી અશ્વત્થામાએ વ્યાસાશ્રમમા આશ્રય લીધો. ત્યા ભીમ-અર્જુને તેને પીછો પકડીને તેને હરાવ્યો. સંયમી શિવસંકલ્પી અર્જુને ઋષિઓના કહેવાથી પોતાના બ્રહ્માસ્ત્રનો ઉપસંહાર કર્યો, પણ અશ્વત્થામાથી તે ન બન્યું, એટલે તેણે ઉત્તરાના ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્રથી મંત્રેલી ઇષીકા મૂકી. આ પાપકૃત્યના બદલામા ભગવાન શ્રીકૃષ્ણે તેને ૩૦૦૦ વર્ષ સુધી દુખી હાલતમ જગત ઉપર ભટકવાનો શાપ આપ્યો અને અર્જુને તેના માથાનો અમૂલ્ય મણિ લીધો એ પછી તદ્દન દુઃખી થયેલા અશ્વત્થામાએ વ્યાસની જોડે રહેવાનું નક્કી કર્યું-વ્યાસનો આશ્રય માગ્યો. સદાય દીનોના પક્ષપાતી, સમભાવી વ્યાસે એનો નિરસ્કાર ન કર્યો

આ તો વ્યાવહારિક સમદૃષ્ટિની વાત થઈ, પણ સર્વોચ્ચ તમ દૃષ્ટિમા વ્યાસ, પુત્ર શુકદેવ કરતા ઓછા ઊતર્યા તે બતાવની રસમય કથા અત્યત લાઘવથી, સર્વોત્તમ સમદૃષ્ટિની દુષ્કરતા અને પોતાના અતિ શય અલ્પદીપતો પણ વારવાર સ્વીકાર કરીને સમીક્ષા કરવાની વિવેકી દૃષ્ટિનો પરિચય આપે છે એ દ્વારા વેદવ્યાસે પોતાના લોકસંગ્રહી સમદર્શનનું દૃષ્ટાત પૂરુ પાડયુ છે વ્યાસે પુત્ર શુકદેવને યોગ અને સાખ્યનો અભ્યાસ કરાવીને મિથિલાના જનક પાસે પ્રમાણ લેવા મોકલ્યા. પ્રમાણ- 'સર્ટિફિકેટ' લઈ કૃતકૃત્ય થઈ પાછા આવેલા શુકદેવને વ્યાસે બીજા ચાર શિષ્યોની સાથે હિમાલય ઉપર સપૂર્ણ વેદાધ્યયન કરાવ્યું. અભ્યાસ પૂરા થતા શિષ્યો નીચે આવ્યા, અને શુકદેવને વેદાધ્યયન કરવાની આજ્ઞા આપી વ્યાસ વ્યોમગગા તરફ ગયા દરમિયાન નારદઋષિએ શુકદેવને કલ્યાણકારી માર્ગ વિશે તત્ત્વોપદેશ કર્યો. પછી નારદની આજ્ઞા લઈને વહે લોકમા એકાત્મભાવ નિશ્ચિત કરીને અનાગ્રહ, અકુતોભય અને એકાગ્ર મનવાળા શુકદેવ પરમ સિદ્ધિ માટે

યોગનો આશ્રય કરીને અંતરીક્ષમાં ઊડયા. રસ્તામાં પંચચૂડા, ઉર્વશી, પૂર્વચિત્તિ વગેરે અપ્સરાઓએ શુકની સિદ્ધિની પ્રશંસા કરી. વળી આગળ જતા મંદાકિની—આકાશગંગામાં અપ્સરાઓ સ્નાન કરતી હતી પણ શુકદેવને શૂન્ય જેવા અને નિરાકાર જોઈને તેઓ વિવસ્ત્રા જ રહી. એમ પ્રવાસ કરતા નિર્ધૂમ અગ્નિની પેઠે ઝળહળતા શુકદેવે અનુક્રમે તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણનો ત્યાગ કરીને છેવટે નિત્ય, નિર્ગુણ, ચિહ્નરહિત બ્રહ્મમાં પ્રવેશ કર્યો.

શુકદેવ ઉપરામ પામ્યાના સમાચાર મળતા જ મહાયોગી વ્યાસ દોડતા આવ્યા, અને યોગગતિનો આશ્રય કરીને તે પણ શુકદેવ જ્યાં ઉપરામ પામ્યા હતા ત્યાં આવીને ' હે શુક ! હે શુક ! ' એમ બોલાવવા માંડયા. સર્વવ્યાપી, સર્વના આત્મા અને સર્વસ્વરૂપ થયેલા શુકદેવે તેનો પડઘો પાડયો.

પછી પુત્રના અપાર તેજનો વિચાર કરતા મહર્ષિ ત્યાં પર્વતશિખર ઉપર બેઠા. તેમને ત્યાં જોતા જ ક્રીડા કરતી અપ્સરાઓ સંભ્રમમાં આવી પડી, અને વિહ્વળ થઈ ને જ્યાં લાગ મળ્યો ત્યાં સંતાવા માંડી—અથવા તેમણે કપડાં પહેરી લેવા માંડયા. આ જોઈને વ્યાસ મુનિ પુત્રની મુક્તદશા જાણી રાજી થયા અને પોતાની આસક્તિ જોઈ—કારણ અપ્સરાઓ લજવાઈ ગઈ તેથી—શરમાઈ ગયા. આ વાત, જેમાં પોતે ઊતરતા સાબિત થયા તે વાત, વ્યાસ બીજાઓને કહેતા, કારણ નારદે આ વાત વૈશંપાયનને કહેલી; ત્યાર પોતાના શિષ્ય વૈશંપાયનને તો વ્યાસ આ કથા વારંવાર કહેતા હતા, એમ વૈશંપાયને જ જનમેજયને આ શબ્દોમાં જણાવ્યું છેઃ

व्यासश्चैव महायोगी सजल्पेषु पदे पदे । १२-३२०-४०

પહેલાં જેનો ઉલ્લેખ કર્યો તે નારદના તત્ત્વોપદેશમાં મહાભારતકાર જૈનધર્મની પરિપાટી અનુસારના કર્મનિયમનું રહસ્ય 'ભગવાન તીર્થવિત કરેલા ઉપદેશ' તરીકે સંગૃહીત કર્યું છે 'શાન્તિપર્વ'ના ૩૨૬મા અધ્યાયમાં સંગ્રહાયેલા આ ઉપદેશની સાથે જૈન 'તત્ત્વાર્થ સૂત્ર' અ ૬–સૂત્ર ૧૧ થી ૩૬ અને અ ૯–સૂત્ર ૧ થી ૩ વાંચતાં આ વસ્તુ સાફ દેખાય છે, અને મહાભારતકારે એમની પરિપાટી મુજબ જેમ વેદ, ઉપનિષદ અને બૌદ્ધ પરંપરાનું રહસ્ય સરળતાપૂર્વક મૂક્યું છે, એવી સરળતાપૂર્વક જૈન આગમનું રહસ્ય સંક્ષેપમાં પ્રગટ કર્યું છે, અને જ્યાં જે કંઈ સારું હોય તે આત્મસાત્ કરવાની ઉચ્ચ પ્રણાલિનું તેજસ્વી ઉદાહરણ રજૂ કર્યું છે

(પૃ ૩૪૧ થી ૩૮૪)

મહાભારતના જમાનામાં પણ અર્થદાસત્વ આજના જેવું હતું. વ્યાસે નોંધ્યું છે એ પ્રમાણે દુર્યોધને પાંડવપક્ષને નિર્બળ કરવા માટે ભીષ્મને પગારથી, દ્રોણને પગાર અને અશ્વત્થામા સાથેની મૈત્રીથી અને પ્રજાના પ્રતિષ્ઠિત વર્ગને માનસન્માનથી નવાજી, આ યુગના રાજ્યકર્તાઓની પેઠે, પોતાના પક્ષમાં લેવાની યોજના કરી હતી માત્ર વિદુરને કોઈ રીતે બાંધી લેવાય એમ નહોતા પણ એટલા વિદુર કંઈ જ કરી નહિ શકે એમ માની એમની ઉપેક્ષા કરી હતી વળી યુદ્ધ થતાં અગાઉ શલ્યને સન્માનથી ભોળવીને પોતાના પક્ષમાં લઈ લીધો હતો પણ આ બધાથી અનોખા એવા ભગવાન શ્રીકૃષ્ણ એ એક જ વ્યક્તિ એવી હતી, જે અર્થદાસત્વથી તો મુક્ત હતી જ, પણ તેના વિવિધ ફાંસલાઓ, સકંજાઓ અને પકડથી માહિતગાર હતી, તથા તેને તોડી નાખવાને કટિબદ્ધ હતી अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् । એમ ભીષ્મ, દ્રોણ, કૃપ અને શલ્ય બોલ્યા, એ આગાઉ થોડા જ દિવસ પહેલાં, વિષ્ટિ માટે જતા શ્રીકૃષ્ણને પોતાના પક્ષમાં લેવા, જેમ

શલ્યને ભરપૂર સત્કાર કરી તેને પોતાના પક્ષમાં લીધો હતો તેમ, એમના માનમાં દુર્યોધને ઠામ ઠામ ખાવાપીવા અને વૈભવની અમૂલ્ય સામગ્રીઓ સાથેનાં રમણીય સભાસ્થળો રચાવ્યાં; પણ ભગવાન તો તેની સામે નજર નાંખ્યા વિના સીધા જ હસ્તિનાપુર ચાલ્યા આવ્યા. આમ છતાંય શ્રીકૃષ્ણને લોભાવવા ધૃતરાષ્ટ્રે એમને ખૂબ માનપાન અને અમૂલ્ય ભેટો આપવા અંગે વિદુર સાથે મંત્રણા કરી; પણ વિદુરે તો ચોખ્ખું સંભળાવ્યું કે 'શ્રીકૃષ્ણને આટલું માનપાન તો શું પણ આખી પૃથ્વી સમર્પણ કરવા યોગ્ય છે; પણ તમે જે અર્પણ કરવા ધારો છો તે ધર્મથી કે પ્રેમભાવથી નહિ પણ એમને ઠગવા કરો છો; પરંતુ તમે ધન, ખટપટ કે નિંદાથી શ્રીકૃષ્ણને અર્જુનથી જુદા નહિ પાડી શકો. એ શ્રીકૃષ્ણ તો જળથી ભરેલો કુંભ, પગ ધોવાનું પાણી અને કુશળપ્રશ્ન સિવાયની તમારી કોઈ ચીજની સામે પણ નહિ જુએ.' શ્રીકૃષ્ણે ખરેખર એમ જ કર્યું.

> नाहं कामान्न संरम्भान्न द्वेषान्नार्थकारणात् ॥
> न हेतुवादाल्लोभाद्वा धर्मं जह्यां कथंचन ॥ ५–८१–२४

એમ કહીને એમણે વિદુરનુ આતિથ્ય સ્વીકાર્યું, દુર્યોધનનું નહિ.

અને કર્મયોગી શ્રીકૃષ્ણની નિષ્કામ કર્મ કરવાની નિષ્ઠા પણ કેવી છે! રાત્રે જમીને વાતો કરતા શાણા વિદુરે વિષ્ટિ કરવાથી કંઈ વળે એમ નથી માટે વિષ્ટિ માટે ન જવું એવી શ્રીકૃષ્ણને સલાહ આપી. શ્રીકૃષ્ણે વિદુરનાં વચનોનુ અભિનંદન કરતા કહ્યું, 'તમારી વાત ખરી છે; પણ જ્યારે આખી દુનિયા લડીને નાશ પામવા તૈયાર થઈ છે, ત્યારે જે માણસ એને મૃત્યુપાશમાથી મુક્ત કરશે તે અતિશય શ્રેષ્ઠ ધર્મને પામશે. શક્તિ અનુસાર માણસ ધર્મકાર્ય કરવા પ્રયત્ન કરે છતાં કાર્યસિદ્ધિ ન થાય તો પણ એનુ પુણ્ય મળે છે જ એમાં શંકા નથી...

માટે મારે દુર્યોધનને તથા એના સાથીઓને હિતવચનો કહેવા જરૂરી છે. મારાં હિતવચનો માટે દુર્યોધન શંકા ઉપજાવશે તો પણ મારા હૃદયમાં કર્તવ્ય બજાવ્યાની ઋણમુક્તિનો આનંદ થશે વળી મૂર્ખ, અધર્મજ્ઞ અને અસુહૃદ માણસો પાછળથી એમ ન કહી જાય કે, કૃષ્ણ શક્તિશાળી હતો, પણ એણે ક્રોધે ભરાયેલા કૌરવ-પાંડવોને વાર્યા નહિ જો મારાં હિતવચનો દુર્યોધન નહિ માને તો તેના નસીબમાં હશે તે થશે પણ હું જો પાંડવોના હિતને નુકસાન કર્યા વિના સલાહ કરાવું તો મેં પુણ્યકાર્ય કર્યું ગણાય, અને કૌરવો મૃત્યુના જડબામાંથી છૂટી જાય.'

શ્રીકૃષ્ણે સમાધાન માટે ઘણો પ્રયત્ન કર્યો, અને તે નિષ્ફળ ગયો યુદ્ધ થયું બન્ને પક્ષોનો કચ્ચરઘાણ નીકળી ગયો વિજેતાને ફાળેય રુદન કરવાનું હતું. પણ એનો એક બીજો પડઘો પડ્યો સતી ગાંધારીએ 'તમે સમર્થ હોવા છતાં પાંડવો અને કૌરવોના વિનાશની ઉપેક્ષા કરી છે', એમ કહી યદુકુલનો નાશ થાય અને સ્વયં શ્રીકૃષ્ણને પણ કુત્સિત મૃત્યુ મળે એવો શાપ આપ્યો કારણ? વ્યાસના શ્રીકૃષ્ણ માનવ છે અને ભગવાન પણ છે માનવ શ્રીકૃષ્ણે યુદ્ધ અટકાવવા તેમનાથી થઈ શકે તેટલા બધા યત્ન કર્યા, તેથી પોતે નિષ્કામ કર્મ કરનારા હોઈ લેપાય નહિ પણ ભગવાન શ્રીકૃષ્ણ તો ગમે તે કરવા સમર્થ હતા તો પછી તેમણે આ સત્યાનાશી ઘોર યુદ્ધ કેમ ન અટકાવ્યું? ભગવાન તરીકે તેઓ ધારે એ કરી શકે અને યુદ્ધ અટકાવી શકે એમ પોતે સમર્થ હોવા છતાં પૂરો પ્રયત્ન નહિ કરવા માટે કર્મથી લેપાય જ કારણ વ્યાસ કહે છે

जानन्नपि च यः पापं शक्तिमान्न नियच्छति ।
ईशः सन्सोऽपि तेनैव कर्मणा संप्रयुज्यते ॥ १-१७१-११

અને આવાં તો કેટલાં ઉદાહરણો આપવાં? મહાભારત તો આવાં

ઇતિહાસો—દૃષ્ટાંતોનો સાગર છે. વેદ–પ્રામાણ્ય વિશે વ્યાસ કહે છે, 'જે મનુષ્ય વેદો અને વેદિતવ્ય બરાબર જાણીને (વેદ અને તેનું રહસ્ય, જ્ઞાન અને કર્મ જાણીને) તે પ્રમાણે વર્તન કરે છે, તે જ વેદવેત્તા છે; બીજો તો વાયડું બોલનારો છે.

> वेदाश्च वेदितव्यं च विदित्वा च यथास्थिति ।
> एवं वेदविदित्याहुरतोन्यो वातरेचकः ॥ १२–२६२–४०

તો વળી સુભાષિત માટે કહે છે,

> असन्नुच्चैरपि प्रोक्तः शब्दः समुपशाम्यति ।
> दीप्यते त्वेव लोकेषु शनैरपि सुभाषितम् ॥ १२–२७६–३१

અહીંઆ 'સુભાષિત' શબ્દ કોઈ વિશિષ્ટ બળવાન વિચારના અર્થમાં છે, કે જેનાં આંદોલનો સ્વતઃ વિશ્વમાં પ્રસરી જાય છે.

ત્યારે સત્યની સંક્ષેપમાં વ્યાખ્યા કરે છે

> न सा सभा यत्र न सन्ति वृद्धा
> न ते वृद्धा ये न वदन्ति धर्मम् ।
> नासौ धर्मो यत्र न सत्यमस्ति
> न तत्सत्यं यच्छलेनानुविद्धम् ॥ ५–३५–४९

અને માતૃપ્રેમની સંજીવની વર્ણવતા કહે છે,

> पुत्रपौत्रसमाकीर्णो जननीं यः समाश्रितः ।
> अपि वर्षशतस्यान्ते स द्विहायनवच्चरेत् ॥ १२–२६८–२६

જ્યારે પત્નીનું મહત્ત્વ કેવું છે?

कान्तारेष्वपि विश्रामो नरस्याध्वनिकस्य वै ।
य सदार. स विश्वास्यस्तस्माद्दारा परा गतिः ॥ १-६८-४१

અને વિદ્વાન કેવા હોય ?

क्षिप्रं विजानाति चिरं शृणोति ।
विज्ञाय चार्थं भजते न कामात् ।
नासपृष्टोऽव्युपयुङ्क्ते परार्थे
तत्प्रज्ञानं प्रथमं पण्डितस्य ॥ ५-३३-२२

સ્વર્ગ અને નરક કોઈએ નજરોનજર નિહાળેલું ખરું ?

न हिव पुरुषो दृष्टा स्वर्गस्य नरकस्य वा ।
आगमस्तु सतां चक्षुर्नृपते तमिहाचर ॥ १२-२८-५१

તો સત્ત્વસંશુદ્ધિ કેટલી અમૂલ્ય છે ?

त्यजेत्कुलार्थे पुरुषं ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ २-५५-१०

આમ કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસ સત્ય, અહિંસા અને નિષ્કામ કર્મયોગ ઉપર અનુભૂત વિવેચન કરે છે, અને વિધને આચરણ તથા આદર્શોની અદ્વિતીય ઉચ્ચતાનું દર્શન કરાવે છે. વર્ણ અને આશ્રમ, લગ્ન અને સંતાન, પરસ્પરનો પ્રેમભાવ—પતિ-પત્ની, ભાઈઓ, માતા-પિતા અને સંતાનો, મિત્રો—વગેરેની ચર્ચા કરી તેની મહત્તા અને મર્યાદા દર્શાવી સામાજિક જીવનને સાફ રાખનાર, અને લૌકિક સુખ ભોગવતાં આત્મિક ઉન્નતિ તરફ જવાનો માર્ગ ચીંધે છે; અને मिथ्यानामकुलो नाशः क्षिप्रमेव प्रवर्तते । (૧-૨૫-૨૪) એમ કહીને કલહ કરી લાભ-

કારક ન હોય, તેનાથી તો વિનાશ જ થાય એમ સાબિત કરે છે. કૂટ અને સૌમ્ય રાજનીતિઓનું તથા કપટી અને સરળ વ્યવહારોનુ રસમય નિરૂપણ કરી, સરળ વ્યવહાર એટલે મૂર્ખ વ્યવહાર નહિ, પણ જેમા દક્ષતા અનિવાર્ય અગ છે એવો નિષ્કપટ વ્યવહાર એમ બતાવી સૌમ્ય નીતિ જ સફળ થાય છે એ બતાવે છે, અને અનુક્રમે સૌમ્ય નીતિ-નિપુણ થયા પછી આત્મવિદ્યા—બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાની યોગ્યતા મળે છે એ દર્શાવે છે. એમણે આત્મા-પરમાત્મા-બ્રહ્મ-ઈશ્વર વિશે અનેક પ્રવચનો આપ્યા છે, અને વિશ્વના તતુએ તતુમા એ એક પરમાત્માનો વાસ છે, બધી સત્તા એની છે, અને તેથી કાઈનુ ય લેવાની ઇચ્છા કર્યા વિના તેના નિમિત્ત કાર્યો કરવાથી પરમાત્મદર્શન થાય છે એ બતાવ્યુ છે

તો બીજી બાજુ સાહિત્યની દૃષ્ટિએ મહાભારત એ ગ્રથ નહિ હોતા આખુ સાહિત્ય, 'ગ્રથ-સાગર' જ છે. એમા શકુન્તલોપાખ્યાન, નલોપાખ્યાન, સાવિત્ર્યુપાખ્યાન અને ઋષ્યશૃગોપાખ્યાન જેવા મનોહર આખ્યાનો; રામોપાખ્યાન અને વિદુરાપુત્રાનુશાસન જેવા વીર કાવ્યો, તુલાધાર-જાજલિ, વ્યાધ-બ્રાહ્મણ અને જનક-સુલભા જેવા જ્ઞાન-સવાદો, ગૌતમી-લુબ્ધક-વ્યાલ-મૃત્યુ-કાલ-સવાદ જેવા સ્વરસપૂર્ણ દૃષ્ટાતો આદિ અનેક દૃષ્ટિએ અભ્યાસનીય વિભાગો છે એના ભગવાન શ્રીકૃષ્ણ કાયદાની કે જડ ધર્મની રોઈ ચુગાલમા આવતા નથી પોતાની વિશુદ્ધ બુદ્ધિ અનુસાર એ પ્રાપ્ત સ્થિતિમા નર્વોત્તમ રીતે વર્તે છે એના ધર્મરાજ અને ભીષ્મ મહાધાર્મિક હોવા છતા 'ધર્મ'ની સૂક્ષ્મતામા કયાક અટવાઈ પડે છે, અર્જુન પાર્થસારથિને જ પોતાના રથની લગામ સોપી દે છે અને પ્રભુનો પ્યારો બને છે સાચા વિદુર દબાયા વિના પોતાનો અભિપ્રાય બરાબર વ્યક્ત કરે છે. તો ઊગતો યુવાન વિકર્ણ દ્રૌપદીવસ્ત્રાહરણ પ્રસગે-જ્યારે ભીષ્મ, દ્રોણ અને

વિદુર સુધ્ધા અસહાય થઈને બેસી રહ્યા હતા ત્યારે—અધર્મ સામે નીડરપણે પોતાનો બુલંદ અવાજ કાઢે છે

એના સ્ત્રીપાત્રો પણ એવાં તેજસ્વી છે ! ધૃતરાષ્ટ્રને દુર્યોધનનો ત્યાગ કરવાનું કહેતાં કે દ્રૌપદીવસ્ત્રાહરણનો વિરોધ કરતાં કે દુર્યોધનને યતો ધર્મસ્તતો જયઃ । એવો જ આશીર્વાદ આપતાં સતી ગાંધારી, સુભદ્રાનું હરણ કરી લાવવા અર્જુનને તૈનાત કરતી, કે સામ્રાજ્યનો આર્થિક વહીવટ કરતી કે વસ્ત્રાહરણ પ્રસંગે પોતાના શીલના આશ્રયે રહીને ભીષ્મ જેવા વડીલો કે દુર્યોધન જેવા દુષ્ટોને પણ મૂંઝવતી, કે પાંડવોને પાનો ચઢાવતી દ્રૌપદી, જનકને સભામાં તત્ત્વજ્ઞાનની ચર્ચામાં મહાત કરતી સુલભા, પોતાનો અસ્વીકાર કરતા દુષ્યન્તને એ જૂઠું બોલે છે તેથી એ પોતે જ એની સાથે રહેવા ઇચ્છતી નથી એમ કહેતી માનિની શકુન્તલા અને એવાં બીજાં સ્ત્રીપાત્રો વ્યાસની સ્ત્રીઓ પ્રત્યે કેવી દૃષ્ટિ હતી તે બતાવે છે. વળી બ્રાહ્મણોને ઉપદેશ આપનાર વ્યાધ, તુલાધાર કે ચાંડાળ જેવાં શૂદ્ર કે વૈશ્ય પાત્રો, કે જનકની સભામાં વાદવિવાદ કરતો બાળક અષ્ટાવક્ર અને વડીલોને વેદાધ્યયન કરાવનાર બાળક સારસ્વત જેવાં પાત્રો—દરેક દરેક એક આખા વર્ગનું જાણે કે પ્રતિનિધિત્વ કરે છે

મહાભારતનો મહિમા ગાતાં એને માટે

> धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ ।
> यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित् ॥ १ ५૬–३३

કહેવાયું છે. તેને સ્વામી વિવેકાનંદ, યોગી શ્રીઅરવિંદ અને મહાત્મા ગાંધીજીએ વાજબી ઠરાવ્યું છે (જુઓ ૧ ૨૧ ૨૨) આ અનુપમ ગ્રંથના અનેકવિધ વિભાગો વિશ્વસાહિત્યના અમર ભાગ બન્યા છે. શ્રીમદ્ ભગવદ્ગીતા તો છે જ, તે ઉપરાંત શકુંતલોપાખ્યાન, નલો

પાખ્યાન, ઋષ્યશૃંગોપાખ્યાન, સાવિત્ર્યુપાખ્યાન અને વિદુરાપુત્રાનુશાસન જેવા ભાગો વિશ્વસાહિત્યમા માનવતુ સ્થાન ભોગવે છે, અને કોઈ પણ સંપ્રદાયવાદથી પર એવુ, વિખ્યાત 'મધુબિન્દુ' દૃષ્ટાંત જેને જૈનો પોતાનુ માને છે, બૌદ્ધો પોતાનુ માને છે અને જેણે ભારતના વૈદિકો, જૈનો અને બૌદ્ધોની જેમ એકસરખી રીતે ખ્રિસ્તીઓ, મુસ્લિમો અને યહૂદીઓનુ ઊર્ધ્વીકરણ કર્યું છે, તે મહાભારતનું છે.* આ સિવાય પણ મહાભારતના કેટલાય વિભાગો એવા છે કે જે યથાયોગ્ય અભ્યાસના અભાવે જ વિશ્વસાહિત્યમા સ્થાન નથી પામ્યા. જે કંઈ મહાન ગયુ છે તે મોટે ભાગે વિદેશી વિદ્વાનો અને અભ્યાસીઓની મહેનતથી ગયુ છે

આ જોતા એટલુ આશ્ચર્ય થાય છે કે, આવડો મોટો સંસ્કારવારસો–જ્ઞાન અને અનુભવનો, વિદ્યા અને નિષ્કામ કર્મયોગનો–આપણી પાસે હોવા છતા, તે વારસાના ફલસ્વરૂપ રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, અશોક, શંકરાચાર્ય અને ગાંધીજી જેવા નામી (તથા અનેક નામી અનામી બીજા) નરોત્તમોનો વિરલ સંગ મળવા છતા, અને આપણા સંસ્કારવારસાનુ મહત્ત્વ કદી નહિ વીસરવા છતા આપણે જ્ઞાન, શીલ અને કર્મમા કેમ દીન, હીન અને દલિત થયા? શા માટે આપણે વિધર્મીઓને આત્મસાત્ કરી શકયા નહિ? શા માટે મુઠ્ઠીભર વિદેશીઓએ આપણા જ બુદ્ધિ–બળથી આપણને વારંવાર હરાવ્યા અને પરાધીન કર્યા? જવાબ દેખાય છે, આપણે પ્રમાદી, દંભી અને ટૂંકી સ્વાર્થબુદ્ધિથી લોલુપ–અંધ બન્યા, બેદરકાર બન્યા, જડ બન્યા.

---

* Ernst Kuhn in the '*Festgruss and O V Bohtlingk*'' Stuttgart 1888, pp 68–76 Vide *Some Problems of Indian Literature* pp 28 to 30, pp. 66 to 67 and *His of Ind. Lit.* Vol I p 409

પરમઋષિ વ્યાસ જેવા સમભાવીને પણ ભ્રાન્તના રજોગુણતમોગુણથી આવૃત જનોને ઉદ્દેશીને કહેવું પડ્યું.

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे। ૧૮-૫-૪૯ અ૦

પણ છતાંય એ તો નિષ્કામ કર્મ કરનારા હતા એટલે પાછા બોલ્યા, 'મિત્રો! તમારે અર્થ જોઈએ છે ને? તમારે સુખ જોઈએ છે ને? તો એ ધર્મથી જ મળશે. તમે એનું શા માટે સેવન કરતા નથી?'—

धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते। ૧૮-૫-૪૯ કક

પણ ખરેખર તો ધર્મનું સેવન શા માટે કરવું જોઈએ? 'ધર્મથી સુખ મળે છે માટે તે પાળવો', ઠીક છે, પણ ધર્મ તો અવિનાશી છે, 'સુખદુઃખ' વિનાશી છે. આ શરીરની પાછળ રહેલો જીવ અમર છે પણ સંસાર નાશવંત છે, માટે નિત્યની ઉપાસના કરો અને તેથી કોઈ પણ 'સુખ'ની કામનાને અધીન થઈને કરાયેલા કર્મથી, બીજાનું પડાવી લેવાની વૃત્તિથી અને 'જીવતા' નહીં શકાય એ માટે પણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ. 'સુખો' અને 'જિંદગી' એ નષ્ટ થવાના જ છે. એનું રક્ષણ કરવાના આડા અવળા ઉપાયોથી એ રક્ષાવાના નથી અને જાતજાતના કોયડા ઊભા કરવાના છે, ઊભા થતા કોયડા સ્પષ્ટ દેખી શકાય છે. પણ સાત્વિકતાના પ્રકાશમાં આત્માની—ચૈતન્યની, અને ધર્મની—ધારણ કરનાર નિયમની, અમરતા જોયા પછી એ નિયમને અનુસરીને વર્તવામાં બધા સુખનું અને શાસ્ત્રોનું રહસ્ય સમાયેલું છે.

તેથી મહર્ષિ વ્યાસ સર્વ રીતે, સર્વકાળમાં સમજવાના અને સમજીને આચરવાના ધર્મને અને એમ કરતા એ ધર્મનું રહસ્ય

સમજી, સત્ અસત્નો વિવેક જાણી, વીતરાગભયક્રોધ થઈ, સહજપણે વર્તવાનું આખા મહાભારતમા કહે છે તેનું, આ કેન્દ્રિત વિચારબીજથી સમારોપણ કરે છેઃ

> न जातु कामान्न भयान्न लोभा-
> द्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
> नित्यो धर्म सुखदु खे त्वनित्ये
> जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥ १८-५-५०



આ ગ્રંથમા મૂકેલા શ્લોકો પસંદ કરવામા, તેનો ક્રમ ગોઠવવામા અને અર્થ બેસાડવામા પ્રિન્સિપાલ ડૉ જિતેન્દ્ર સુ. જેટલીએ લાંબા સમય સુધી મને મદદ કરી છે કેટલાય રજાના દિવસોએ સામટા છ છ કલાક સુધી સાથે બેસીને અમે ચર્ચા–વિચારણા કરેલી. વળી સામાન્યત અપ્રાપ્ય એવા કેટલાક સંદર્ભગ્રંથો ખોળી કાઢી અને લાવી આપીને જે મદદ કરી છે તે માટે તેમનો ઋણી છું પ્રો. ઉમાકાન્ત શાહ, ડૉ રણજિત પટેલ, ડૉ સોમાભાઈ પારેખ અને સ્વ. પ્રો. પી. કે ગોડે એ સર્વનો ઉપયુક્ત પુસ્તકો મેળવી આપવા માટે તેમ જ અન્ય સહાય માટે ઉપકાર માનુ છું

પૂજ્ય જ્ઞાનચક્ષુ પંડિત સુખલાલજીએ "ભારત–રત્ન"નુ સંક્ષિપ્ત રૂપ સાભળીને, નવેસરથી વિસ્તૃત રીતે લખાવવામા વર્ષો સુધી ભારે રસ અને

શ્રમ લીધો છે, તટસ્થ સમીક્ષકની દૃષ્ટિએ માર્ગદર્શન અને પ્રોત્સાહન આપ્યા કર્યું છે, તથા તેમની નબળી તબિયત હોવા છતાં, પુરોવચનરૂપે "કિંચિન્માત્ર" લખી આપ્યું છે, તેમ જ સારસ્વતવંશી અને ખરેખરા સારસ્વત એવા પૂ. મામાસાહેબ કાલેલકરે આશીર્વચનરૂપે "ભારતીય સંસ્કૃતિની ઝાંખી" લખી આપ્યું છે. ઋષિ સમા આ બન્ને મહાનુભાવોએ એ રીતે ગ્રંથ પ્રત્યે તેમ જ મારા પ્રત્યે જે વાત્સલ્ય વ્યક્ત કર્યું છે તે માટે તેમનો અત્યંત આભારી છું.

અને છેલ્લે મારા મુરબ્બી મોટાભાઈ પ્રો. ભોગીલાલ સાંડેસરાએ સંશોધનીય મદદ ઉપરાંત આ કાર્યમાં આપેલી હૂંફ માટે તેમના પ્રત્યે, મારી કોમળ લાગણીઓ વ્યક્ત કરું છું.

'શ્રી સત્યનારાયણ નિવાસ,'
હાસોલાવાડ, કડવા પોળ સામે,
અમદાવાદ.
પોષ પૂર્ણિમા, સં. ૨૦૧૯
તા. ૯-૧-૧૯૬૩

ઉપેન્દ્રરાય જ. સાંડેસરા

---

## આભારદર્શન

પૂજ્ય આગમપ્રભાકર મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજે આ પુસ્તકની રચનામાં સલાહસૂચનો દ્વારા તથા ઉપયોગી પુસ્તકો મેળવી આપીને જે કીમતી સહાય કરી છે તે માટે તેઓશ્રીનો ઉપકાર માનું છું.

ઉપેન્દ્રરાય જ. સાંડેસરા

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના

'ગ્રંથ નાગર' મહાભારતમાંથી ખોજેના ' રત્નો 'ની ટૂંકા સમયમાં બીજી આવૃત્તિ થવાથી આનંદ થાય છે આ આવૃત્તિમાં પ્રથમાવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી, મહાભારત અને અન્ય ગ્રંથોના મા । અભ્યાસને લીધે થયેલા વિશેષ સંશોધનોનો સંક્ષેપમાં સમાવેશ કરીને તેને જન સમાજ તથા વિદ્વાનોને પહેલા કરતા વિશેષ ઉપયોગી થાય એવી બનાવી છે

અત્યારે હુ મુખ્યત્વે મહાભારતના આધારે 'પુરુષોત્તમ અને અંતર્યામી ' ભગવાન શ્રીકૃષ્ણનુ પ્રમાણભૂત ચરિત્ર તૈયાર કરુ છુ તેના સંશોધનોનો યોગ્ય લાભ પણ આ આવૃત્તિને આપ્યો છે 'વૈદિક આર્યધર્મમા નરબલિ નહોતો નામનુ પરિશિષ્ટ ૨, અને 'સનાતન સખા ન નાનત્વ નામનુ પરિશિષ્ટ ૪, ખાસ કરીને શ્રીકૃષ્ણ ચરિત્રને આભારી છે

આ પુસ્તકને ગુજરાતી સાહિત્ય પરિષદે શ્રી અરવિન્દ સુવર્ણ ચંદ્રક ના દાતાઓની શરતો અનુસાર સને ૧૯૬૩ના વર્ષનુ શ્રેષ્ઠ પુસ્તક જાહેર કર્યું અને ડિસેમ્બર ૧૯૬૫મા પરિષદના ૨૩મા અધિવેશનમા શ્રી અરવિન્દ સુવર્ણચન્દ્રક અર્પણ કર્યો છે આ માટે લેખક પરિષદનો આભાર માને છે

આ બીજી આવૃત્તિ તૈયાર કરવામા વિવિધ સૂચના તથા અન્ય સહાય કરવા માટે । જિતેન્દ્ર જેટલી પૂજ્ય જ્ઞાનચક્ષુ પં સુખલાલજી નો અનંત

રાય રાવળ, પ્રો. ઉમાશંકર જોશી, ડૉ. ઉમાકાંત શાહ, ડૉ. સોમાભાઈ પારેખ, શ્રી જગન્નાથ શ્રીધર પદે શાસ્ત્રી, ડૉ. મીનુ કાપડિયા, પ્રો. હ. દા. વેલણકર, વગેરેનો હાર્દિક આભારી છું. મારા મુરબ્બી મોટાભાઈ પ્રો. ડૉ. ભોગીલાલ સાંડેસરાનો કીમતી દોરવણી આપવા માટે આભાર માનું છું.

સુદર્શન સોસાયટી,
વિભાગ નં. ૨,
બંગલો નં. ૨,
નારાયણપુરા,
અમદાવાદ-૧૩.
વૈશાખ પૂર્ણિમા, સં. ૨૦૨૩
તા. ૨૩-૫-૧૯૬૭

ઉપેન્દ્રરાય જ. સાંડેસરા

# ઉપયોગમાં લીધેલાં પુસ્તકોની યાદી

## ૧ સંસ્કૃત


અથર્વવેદ —સંપાદક શ્રીપાદ દામોદર સાતવળેકર, સ્વાધ્યાયમંડળ, પારડી, સં. ૨૦૧૩

અદ્વૈતસિદ્ધિ (શ્રીમત્પરમહંસ મધુસૂદન સરસ્વતીપ્રણીત) —સંપાદક અનન્ત કૃષ્ણ શાસ્ત્રી, નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ ૧૯૧૭

ઉપનિષદ્ભાષ્ય ખંડ ૧ (મૂળ, મૂળ શાંકરભાષ્ય અને હિંદી અનુવાદ ઈશ, કેન, કઠ, મુણ્ડક અને પ્રશ્ન ઉપનિષદ)— ગીતાપ્રેસ, ગોરખપુર

ઉપનિષદ્વાક્ય-મહાકોશ —કર્તા શાસ્ત્રી ગજાનન શંભુ સાધલે, 'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ, ૧૯૪૦–૪૧

ઋક્સૂક્તવૈજયન્તી (ઋગ્વેદ સંહિતાના ચૂંટેલા ૧૦૮ સૂક્તોનો સંહિતા પાઠ, પદપાઠ અને સટિપ્પણ હિન્દી અનુવાદ વગેરે),— સંપાદક પ્રા. હરિ દામોદર વેલણકર અને બીજા બે સહ સંપાદક, વૈદિક સંશોધનમંડળ, પૂના, ૧૯૫૬

ઋગ્વેદ સંહિતા —સંપાદક શ્રીપાદ દામોદર સાતવળેકર, સ્વાધ્યાય મંડળ, પારડી, સં ૨૦૧૩

ઋગ્વેદ સંહિતા —પ્રકાશક પરોપકારિણી સભા, અજમેર, ચોથી આવૃત્તિ, ૧૯૯૮

એકાદશ ઉપનિષદ (મૂળ અને ગુજરાતી અનુવાદ ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, શ્વેતાશ્વતર,

કેવ ૨ અને ૭૯૩૨)—સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય
સં ૨૦૦૨

આનંદલહરી —આનન્દાશ્રમ ગ્રંથાવલિ, ૧૯૩૦-૩૧

આશ્વલાયન શ્રૌતસૂત્રમ્ (કર્કભાષ્યસહિત) ભાગ ૧, અ ૧ થી ૧૧ —
સંપાદક મ મ પં નિત્યાનંદ પંતપર્વતીય ચૌખમ્બા
સંસ્કૃત સીરીઝ, બનારસ ૧૯૨૮

આપસ્તંબ શ્રૌતસૂત્રમ્ (કર્કભાષ્યસહિત) ભાગ ૨, અ ૧૨ થી ૨૪ —
સંપાદક વેદાચાર્ય ડોગરા અનન્તરામ શાસ્ત્રી, ચૌખમ્બા
સંસ્કૃત સીરીઝ, બનારસ, ૧૯૩૮

ગૌડપાદીય આગમશાસ્ત્રમ્ (ગૌડપાદની માણ્ડૂક્યોપનિષદની કારિકા)
—વિધુશેખર ભટ્ટાચાર્યની વૃત્તિ સહિત, પ્રકાશક કલકત્તા
યુનિવર્સિટી, ૧૯૫૯

જયાખ્ય સંહિતા (સંસ્કૃતમાં પ્રસ્તાવના સૂચિઓ વ. સહિત)—
સંપાદક ઈ કૃષ્ણમાચાર્ય, પ્રકાશક ઓરિએન્ટલ ઇન્સ્ટી
ટ્યૂટ, વડોદરા, ૧૯૩૧

જ્ઞાનસાર —ઉપાધ્યાય યશોવિજયજીકૃત

તત્ત્વાર્થસૂત્ર (ગુજરાતી વ્યાખ્યા સહિત) —વિવેચક પં સુખ
લાલજી દ્વિતીય આવૃત્તિ, ૧૯૪૦

તત્ત્વાર્થસૂત્ર ભાષ્ય —ઉમાસ્વાતિ કૃત

નિરુક્ત ટીકા —વનમાલ કૃત સંપાદક પં અનન્ત શાસ્ત્રી અને
કાશીનાથ પાડુરંગ પરબ નિર્ણયસાગર પ્રેસ, ૧૯૦૩

ધર્મસિંધુ —મૂળ અને મરાઠી અનુવાદ નિર્ણયસાગર પ્રેસ, ૬ઠ્ઠી
આવૃત્તિ

નિઘણ્ટુસમન્વિતં નિરુક્તમ્ :—સંપાદક : લક્ષ્મણસ્વરૂપ, પંજાબ યુનિ., ૧૯૨૭

નિરુક્તમ્ (યાસ્કાચાર્ય પ્રણીત) :— અજમેર, પાચમી આવૃત્તિ, સંવત ૧૯૭૬

નિરુક્તમ્ (યાસ્કાચાર્ય પ્રણીત, પ્રથમ ભાગ) :—સંપાદક : જીવાનન્દ વિદ્યાલય, સરસ્વતી પ્રેસ

નિરુક્તમ્ (યાસ્કાચાર્ય પ્રણીત, દુર્ગાચાર્યની ટીકા સહિત) :—સંપાદકો: પં. છજ્જૂરામ શાસ્ત્રી, આચાર્ય ભાગીરથ શાસ્ત્રી, પ્રકાશક : મહેરચંદ લક્ષ્મીદાસ, દિલ્હી, પ્રથમાવૃત્તિ, ૧૯૬૪

નીતિશતક : (ભર્તૃહરિ કૃત, મૂળ અને અનુવાદ) —પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ૪થી આવૃત્તિ, સં. ૨૦૧૦

શ્રી પંચદશી :—વિદ્યારણ્ય સ્વામી કૃત, મૂલ અને ગુજરાતી અનુવાદ, સંપાદક અનુવાદક : ભટ્ટ પુન્જાભાઈ સોમેશ્વર, ૧૯૧૭

શ્રી પાઞ્ચરાત્રાગમાન્તર્ગતા અહિર્બુધ્ન્યસંહિતા, પુસ્તક ૧ ૨ :—સંપાદક એફ. ઓટો શ્રેડરના માર્ગદર્શન તળે એમ. ડી રામાનુજાચાર્ય, અડ્યાર લાયબ્રેરી . અડ્યાર, મદ્રાસ, ૧૯૧૬

પૂર્ણભદ્રનુ પંચાખ્યાન :—સંપાદક : ડા.. જોહાનિસ હર્ટલ, હાર્વર્ડ ઓ. સિરીઝ નં. ૧૧, કેમ્બ્રિજ, મેસાચુસેટ્સ, ૧૯૦૮

પૂર્વમીમાંસાસૂત્રમ્ (જૈમિની પ્રણીત).

પ્રબન્ધકોશ અથવા ચતુર્વિંશતિપ્રબન્ધ :—ફાર્બસ ગુજરાતી સભા, પ્રથમ આવૃત્તિ, ૧૯૩૨

પ્રશ્નોપનિષદ.—સંપાદક : સદાશીવ શાસ્ત્રી ભિડે. પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ૧૯૩૮

બુદ્ધચરિત: (બે ગ્રંથોમાં)—અશ્વઘોષકૃત, મૂળ અને અંગ્રેજી અનુવાદ. સંપાદક, અનુવાદક: ઈ. એચ જ્હોન્સ્ટન, ૧૯૩૫—૩૬

બૃહદારણ્યક ઉપનિષદ (મૂળ, મૂળ શાંકરભાષ્ય અને હિંદી અનુવાદ) —પ્રકાશક: ગીતાપ્રેસ, ગોરખપુર, સં. ૨૦૧૨

બૃહદારણ્યક ઉપનિષદ (મૂળ અને ગુજરાતી અનુવાદ)—પ્રકાશક: સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, સં. ૨૦૦૩

બ્રહ્મસૂત્ર: (બે ગ્રંથ)—શાંકરભાષ્ય અને ગોવિન્દાનન્દની ટીકા સાથે, પ્રકાશક: એશિયાટિક સોસાયટી ઑફ બેંગાલ, ૧૮૬૩

શ્રીમદ્ ભગવદ્ગીતા :—શાંકરભાષ્ય અને બીજી પાંચ ટીકાઓ સાથે, પ્રકાશક: નિર્ણયસાગર પ્રેસ, બીજી આવૃત્તિ, ૧૯૩૬

શ્રીમદ્ ભાગવત :—નિર્ણયસાગર પ્રેસ, સને ૧૯૩૮

મનુસ્મૃતિ: (મૂળ સંસ્કૃત અને ગુજરાતી અનુવાદ)—પં. નથુરામ મહાશંકર અને શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પંડ્યા, ૧૯૨૪

મનુસ્મૃતિ:

(The Manusmriti with the Manvartha Muktāvali commentary by Kullūka Bhatta)

—સંપાદક: ગોપાલ શાસ્ત્રી નેને, ચૌખમ્બા સંસ્કૃત સીરીઝ, બનારસ, ૧૯૩૫

મહાભારત :—ચિત્રશાલા પ્રેસની પં. નીલકંઠ કૃત 'ભારતભાવદીપ' ટીકા સાથેની આવૃત્તિ, ૬ ગ્રંથોમાં

મહાભારત (પર્વ ૧૩ થી ૧૮):—સંપાદક: ટી. આર. કૃષ્ણમાચાર્ય, કુંભઘોણ, ૧૯૦૯

મહાભારત :—ભાંડારકર ઓરિ. ઇન્સ્ટિટ્યૂટની મ. ભા.ની પ્રમાણભૂત ગણાતી સમીક્ષિત વાચના

મહાવ્યુત્પત્તિ :—પ્રકાશક : બિબ્લિઓથિકા બુદ્ધિકા, XII, ૧૯૧૧

મોહમુદ્ગર અને બીજાં દશરત્નો : (શ્રીમદ્ શંકરાચાર્ય વિરચિત) મૂળ અને ગુજરાતી અનુવાદ. પ્રકાશક : સસ્તુ સાહિત્ય-વર્ધક કાર્યાલય સં. ૨૦૦૩

યજુર્વેદ સંહિતા :—સંપાદક શ્રીપાદ દામોદર સાતવલેકર, સ્વાધ્યાય-મંડલ, ઔંધ, સં. ૨૦૦૩

યોગવાસિષ્ઠ (બે ગ્રંથ. વાસિષ્ઠ મહારામાયણતાત્પર્યપ્રકાશ વ્યાખ્યા સહિત):—સંપાદક : વાસુદેવ લક્ષ્મણ શાસ્ત્રી પણશીકર, નિર્ણયસાગર પ્રેસ, ૧૯૧૮

યોગશતક (મૂળ અને ગુજરાતી અનુવાદ) ડૉ. ઇન્દુકલા ઝવેરી, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, ૧૯૫૬

યોગશાસ્ત્રમ્ (હેમચન્દ્રાચાર્ય પ્રણીત) :—ભાવનગર જૈનધર્મ પ્રચારક સભા, ૧૯૨૬

યોગસૂત્ર :—વ્યાસભાષ્ય, એ ઉપરની વાચસ્પતિની ટીકા અને નાગોજી ભટ્ટની વૃત્તિ સાથે, સંપાદક : વાસુદેવ શાસ્ત્રી અભ્યંકર, ૧૯૧૭

વાલ્મીકિ રામાયણ :—ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, વડોદરાની રામાયણની સમીક્ષિત વાચના

શ્રીમદ્વાલ્મીકિરામાયણ. (બે ગ્રંથ)—કુમ્ભઘોણ, ૧૯૨૯–૩૦

વિવેક ચૂડામણિ : (શંકરાચાર્ય પ્રણીત, મૂળ અને ગુજરાતી અનુવાદ) —સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, સં. ૨૦૦૨

વિષ્ણુપુરાણ (મૂળ સંસ્કૃત અને હિંદી અનુવાદ),—ગીતાપ્રેસ, ગોરખપુર, સં. ૨૦૧૮

વિષ્ણુસહસ્રનામ અને સન સુજાતીયનુ શાકરભાષ્ય
( The Works of Śri Śankarāchārya Vol 13 )

વૃદ્ધચાણક્ય (મૂળ અને ગુજરાતી અનુવાદ)—અનુવાદક નાગ પુરુષોત્તમ ભાસ્કર શાસ્ત્રી, ત્રીજી આવૃત્તિ, સ ૧૯૩૮

શતશ્લોકી (શ્રીમદ્ શકરાચાર્ય વિરચિત, મૂળ અને ગુજરાતી અનુવાદ) —પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય સ ૨૦૦૩

શ્રી શકરાચાર્ય વિરચિત પ્રકરણગ્રથ —સપાદક હરિ રઘુનાથ ભાગવત, આષ્ટેકર એડ કં, પૂના ૧૯૨૫

શાકુન્તલ (મૂળ અને ગુજરાતી અનુવાદ) —ઉમાશકર જોશી, ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય પ્રથમાવૃત્તિ, ૧૯૫૫

શ્વેતાશ્વતરોપનિષદ (શાકરભાષ્ય સહિત હિદી અનુવાદ) ગીતાપ્રેસ ગોરખપુર, સ ૨૦૧૮

સનત્સુજાતીય (શાકરભાષ્ય, મૂળ સસ્કૃત અને હિદી અનુવાદ) —ગીતાપ્રેસ, ગોરખપુર, સ ૨૦૧૭

સમય (અર્થાત્ કાલમયૂખ) —ભટ્ટ નીલકઠ કૃત સપાદક જે આર ઘારપુરે પ્રથમાવૃત્તિ, મુબઈ, ૧૯૨૭

સાહિત્યરત્નકોશ પુરાણેતિહાસ સગ્રહ —સપાદકો એસ કે દે અને આર સી હાજરા સાહિત્ય અકાદમી ન્યુ દિલ્હી, ૧૯૫

સિદૂર પ્રકર —શતાર્થિક શ્રી સોમપ્રભસૂરિ કૃત સુભાષિત સગ્રહ સપાદક માનજી દામજી ત્રીજી આવૃત્તિ, ૧૯૩૨

સિદ્ધહૈમ —પ્રકાશક શેઠ મનસુખભાઈ ભગુભાઈ

સો ઉપનિષદો (૨૩ ઉપનિષદ મૂળસહિત ગુજરાતી અનુવાદ તથા

૭૭ ઉપનિષદનો ગુજરાતી સાર)—પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, સં. ૨૦૦૩

સ્તોત્રસંગ્રહ : (શ્રીમદ્ શંકરાચાર્ય વિરચિત મૂળ અને ગુજરાતી અનુવાદ)—પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાયાલય, સં. ૨૦૦૩

હરિવંશપુરાણ (મૂળ સંસ્કૃત અને હિંદી અનુવાદ):—ગીતાપ્રેસ, ગોરખપુર

## ૨ પ્રાકૃત

આચારાંગસૂત્ર :—(પાંચ ભાગ પૈકી પહેલો) મૂળ સાથે ગુજરાતી અનુવાદ, સંપાદક : માણેકમુનિ) ભદ્રબાહુરચિત નિર્યુક્તિ અને શીલાંકાચાર્યની ટીકાસહિત) સને ૧૯૨૧

આવશ્યકનિર્યુક્તિ :—આગમોદય સમિતિ, મુંબઈ

આવશ્યકસૂત્ર :—આગમોદય સમિતિ, મુંબઈ

ઉત્તરાધ્યયન સૂત્ર :—ડૉ. યાકોબીની વાચના

ઉત્તરાધ્યયનસૂત્ર, અધ્યયન ૧–૧૮ : (મૂળ અને ગુજરાતી અનુવાદ) —ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા, ૧૯૫૨

ઉપાસકદશાંગ :—આગમોદય સમિતિ, મુંબઈ

દશવૈકાલિકચૂર્ણિ (૧૩મી સદીની હસ્તપ્રત):—સ્થવિર અગસ્ત્યસિંહ, ૩જી સદી.

દશવૈકાલિકસૂત્ર :—પ્રકાશક નગીનદાસ વ. ઝવેરી, સને ૧૯૧૮

નન્દિસૂત્ર :—આગમોદય સમિતિ, મુંબઈ

નિશીથચૂર્ણિ :—સન્મતિ જ્ઞાનપીઠ, આગ્રા

વસુદેવ હિંડી :—સંપાદકો : મુનિ ચતુરવિજયજી અને મુનિપુણ્ય-વિજયજી

ષટ્ પાહુડ (કુંદકુંદાચાર્યકૃત) :—પ્રકાશક, જૈન સિદ્ધાન્ત પ્રચારક મંડળી, દેવબંદ, ૧૯૬૦

સમવાયાંગસૂત્ર :—આગમોદય સમિતિ, મુંબઈ

સંગ્રહણી :—જિનચંદ્રિયા

સિરિ સિરિવાલકહા (રત્નશેખરસૂરિ કૃત) :—સંપાદક: વી. જે. ચોકશી, ૧૯૩૨

સૂત્રકૃતાંગસૂત્ર :—આગમોદય સમિતિ, મુંબઈ

સૂત્રકૃતાંગસૂત્ર :—સંપાદક : પી. એલ. વૈદ્ય

સ્થાનાંગસૂત્ર :—આગમોદય સમિતિ, મુંબઈ

## ૩ પાલિ

જાતક, છટ્ઠું વોલ્યૂમ :—રોમન લિપિમાં સંપાદક : વી. ફોસબોલ (V. Fausboll)

ધમ્મપદ : (મૂળ અને અંગ્રેજી અનુવાદ) —સંપાદક : પી. એલ. વૈદ્ય

ધમ્મપદ : (મૂળ, હિંદી અનુવાદ અને અટ્ઠકથાનો સાર) —સંપાદક : ભિક્ષુ ધર્મરક્ષિત, પ્રકાશક : માસ્તર ખેલાડીલાલ એન્ડ સન્સ, બનારસ, ૧૯૫૩

ધમ્મપદ :—(મૂળ અને ગુજરાતી અનુવાદ) —ધર્માનન્દ કોસંબી અને ગમનારાયણ વિ. પાઠક, ૧૯૨૪

મિલિંદપન્હો :—ટ્રેંકનર, ૧૮૮૦

## ૪ ગુજરાતી

અખાના છપ્પા :—સંપાદક : ઉમાશંકર જોશી, ૧૯૫૩

અનાસક્તિયોગ : (ગીતાનો ગુજરાતી અનુવાદ)—ગાંધીજી, સં ૧૯૮૬

અશો જરથુસ્ત્રના ગાથા (અસલ અવસ્તા, ગુજરાતી તથા અંગ્રેજી તરજૂમા સાથે) :—કર્તા : ડૉ. એરચ જ. સો. તારપોરવાળા, મુંબઈ, ૧૯૬૨

અહિંસા :—ગાંધીજી, પ્રથમ આવૃત્તિ, સં. ૧૯૯૦

અહિંસાનો પહેલો પ્રયોગ :—ગાંધીજી, પ્રથમ આવૃત્તિ

આચારાંગસૂત્ર (ગુજરાતી અનુવાદ)—અનુવાદક : સંતબાલજી, પ્રકાશક : મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, ૧૯૩૬

આત્મકથા ખંડ ૧-૨ :—ગાંધીજી, પાંચમી આવૃત્તિ, સં. ૧૯૯૦

એકલો જાને રે :—મનુબહેન ગાંધી, ૧૯૫૬

એક સત્યવીરની કથા અથવા સોક્રેટીસનો બચાવ :—ગાંધીજી, ૧૯૪૮

ગીતા પ્રવચનો ;—શ્રી વિનોબા ભાવેના પુસ્તકનો ગુજરાતી અનુવાદ, ૧૯૫૪

ગીતાબોધ :—ગાંધીજી, સં. ૧૯૮૮

ચતુર્વિંશતિ પ્રબન્ધ : (ગુજરાતી અનુવાદ)—સંપાદક, અનુવાદક : પ્રો. હીરાલાલ ર. કાપડિયા, સં. ૧૯૯૦

જીવનશોધન :—કિશોરલાલ ઘ. મશરૂવાળા. પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, બીજી આવૃત્તિ, ૧૯૪૧

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભાગ ૧ ;—ગાંધીજી, પ્રથમાવૃત્તિ, સં. ૧૯૮૦

દર્શન અને ચિંતન પુસ્તક ૧-૨ : પં. સુખલાલજી સંઘવી, પ્રકાશક : સુખલાલજી સન્માન સમિતિ, સં. ૧૯૫૭

ધર્મમંથન :—ગાંધીજી, પ્રથમાવૃત્તિ, સં. ૧૯૯૧

પરકમ્મા :—ઝવેરચંદ મેઘાણી, પ્રથમાવૃત્તિ, ૧૯૪૬

પવિત્ર શાસ્ત્ર : (બાયબલના જૂના કરારનો મૂળ હિબ્રૂ ભાષામાંથી અને નવા કરારનો મૂળ ગ્રીક ભાષામાંથી ગુજરાતી અનુવાદ)— હિંદ, પાકીસ્તાન અને લંકાની બાઈબલ સોસાયટી, ૧૯૫૨

પંચતંત્ર : (ગુજરાતી અનુવાદ) —અનુવાદક : ડૉ. ભોગીલાલ જે. સાંડેસરા, ૧૯૪૯

પાતંજલ યોગદર્શન : (મૂળ સૂત્રો અને ગુજરાતી અનુવાદ, વ્યાસભાષ્ય અને તે ઉપર વાચસ્પતિ મિશ્રની ટીકાના અનુવાદ તથા અન્ય ટીકાકારોના વ્યાખ્યાનભેદના અનુવાદસહિત)— અનુવાદક : જે. જે. કણીયા, પ્રકાશક : શ્રેયસ્સાધક અધિકારી વર્ગ, બીજી આવૃત્તિ, ૧૯૯૯

પુરાણોમાં ગુજરાત (ભૌગોલિક ખંડ) :—ઉમાશંકર જોશી, ૧૯૪૬

પ્રાચીના :—ઉમાશંકર જોશી, ૧૯૫૭

બાપુ—મારી મા :—મનુબહેન ગાંધી, ૪થી આવૃત્તિ, ૧૯૫૬

બુદ્ધચરિત :—ધર્માનન્દ કોસંબી, ૧૯૫૦

બુદ્ધલીલાસારસંગ્રહ :—ધર્માનન્દ કોસંબી, બીજી આવૃત્તિ, સં. ૧૯૮૯

શ્રીમદ્ ભગવદ્ગીતા રહસ્ય (લોકમાન્ય ટિળકના પુસ્તકનો ગુજરાતી અનુવાદ) —પ્રકાશક : બાલ ગંગાધર ટિળક, ૧૯૧૭

ભાગવતપુરાણ : (ગુજરાતી અનુવાદ) —પ્રકાશક : સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ૧૯૧૩

ભારતીય જૈનશ્રમણસંસ્કૃતિ અને લેખનકળા :—મુનિશ્રી પુણ્યવિજયજી.

મહાદેવભાઈની ડાયરી પુસ્તક ૧–૫ :—સંપાદક નરહરિ દ્વા પરીખ

મહાભારત (૭ ગ્રંથોમાં ગુજરાતી અનુવાદ) પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

મહાભારત અને ઉત્તરાધ્યયન સૂત્ર —ઉપેન્દ્રરાય જે. સાંડેસરા, ૧૯૫૦

મંગળપ્રભાત —ગાંધીજી, છઠ્ઠી આવૃત્તિ, ૧૯૪૫

યરવડાના અનુભવ —ગાંધીજી, બીજી આવૃત્તિ, ૧૯૫૬

વર્ણક સમુચ્ચય ભાગ ૧ —સંપાદક ડૉ ભોગીલાલ જે સાંડેસરા

વર્ણક સમુચ્ચય ભા ૨ —સંપાદકો ડૉ ભોગીલાલ જે સાંડેસરા અને રો સોમાભાઈ ના મહેતા

વસુદેવ હિંડી (ગુજરાતી અનુવાદ)—અનુવાદક ડૉ ભોગીલાલ જે સાંડેસરા, સં ૨૦૦૩

વાલ્મીકિ રામાયણ (ગુજરાતી અનુવાદ) - પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય સં ૧૯૮૨

વિશ્વસંહિતા મંડલ ૧–૨ —વાલજી ગોવિંદજી દેસાઈ, સં ૨૦૦૮–સં ૨૦૧૩

વ્યાપક ધર્મભાવના —ગાંધીજી, પ્રથમાવૃત્તિ, ૧૯૩૭

સમાધિ માર્ગ —ધર્માનંદ કોસંબી, ૧૯૨૫

સુત્તનિપાત (ગુજરાતી અનુવાદ)—અનુવાદક ધર્માનંદ કોસંબી, ૧૯૩૧

સ્થાનાંગ–સમવાયાંગ (ત્રીજા અને ચોથા આગમ ગ્રંથનું ગુજરાતી રૂપાંતર)—સંપાદક દલસુખ માલવણિયા, ગૂ ર વિદ્યાપીઠ ૧૯૫૫

સ્વામી વિવેકાનંદ ભાગ ૧૦–૧૧ ('પાતંજલ યોગસૂત્ર'ના સૂત્રો અને સ્વામી વિવેકાનંદની અંગ્રેજી ટીકાનો ગુજરાતી

અનુવાદ વગેરે )—પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, સં ૧૯૮૩

## ૫ હિંદી

અહિં સાદિગ્દર્શન —શ્રી વિજયધર્મસૂરિ

'કલ્યાણ'–ઉપનિષદ અંક —ગીતાપ્રેસ, ગોરખપુર, ૧૯૪૯

જાતક, ગ્રંથ ૧ થી ૬ (હિંદી અનુવાદ)—અનુવાદક આનંદ કૌશલ્યાયન, પ્રકાશક હિન્દી સાહિત્ય સમ્મેલન પ્રયાગ

જૈન સંસ્કૃતિ ઔર ગજગૃહ —શ્રી સુરેન્દ્રપ્રસાદ 'તરુણ', ૧૯૬૪

દર્શન ઔર ચિન્તન ખંડ ૧–૨ (ખંડ ૨ –જૈન ધર્મ ઔર દર્શન) —પં સુખલાલજી સંઘવી પ્રકાશક સુખલાલજી સન્માન સમિતિ, ૧૯૫૭

દીઘનિકાય (હિંદી અનુવાદ)—રાહુલ સાંકૃત્યાયન અને જગદીશ કાશ્યપ, ૧૯૩૬

નિત્ય મનન (મૂળ હિંદી અને ગુજરાતી અનુવાદ)—ગાંધીજી ૧૯૫૨

રામાયણ (ગોસ્વામી તુલસીદાસકૃત મૂળ અને ગુજરાતી અનુવાદ) —પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય સં ૨૦૧૩

વૈદિક-કોશ —લેખક સૂર્યકાન્ત વૈદિક રીસર્ચ સમિતિ, બનારસ હિંદુ યુનિવર્સિટી ૧૯૫૩

હિંદી ઋગ્વેદ ('ઋગ્વેદ નો હિંદી અનુવાદ) —ભાષા તત્કાર પં રામગોવિંદ ત્રિવેદી ઇન્ડિયન પ્રેસ લિ., પ્રયાગ ૧૯૫૪

## ૬ મરાઠી

મધ્યયુગીન ચરિત્રકોશ સિદ્ધેશ્વર શાસ્ત્રી

## ૭ અંગ્રેજી


An Indax to the Names of Mahābhārata ( 13 Vols )
—S Sorensen

Asya Vāmasya Hymn (Sanskrit text with the Bhāsyas of Sāyana and Ātmānanda and with English transletion and notes)
—Dr. C. Kunhan Raja, Ganesh and Co. Madras, 1956

Dictionery of Pali Proper Names, Vol II

Dynasties of Kali Age —Pargiter

Five Minute Biographies —Dale Carnegie II, edition, 1955

Geographical and Economic Studies in the Mahābhārata Upayana Parva
-Dr Moti Chandra, 1945

Hindu Dharma -Gandhiji, 1950

History of Dharmasāstras Vol I to V
-Dr P. V. Kane, Bhandarkar Oriental Research Institute, Poona, 1930 to 1962

History of Indian Literature Vol I, II
-Dr. M. Winternitz 1927 & 1933

How to win Friends & Influence People
-Dale Carnegie, 19th Indian edition.

How to Stop Worrying & Start Living
-Dale Carnegie, 1953

Indian Inheritance, Vol I
—Publisher Bharatiya Vidya Bhavan, Bombay, 1955

Indian Philosophy Vols I & II
—Dr. Radhakrishnan, seventh impression 1962, of Indian Edition 1947, George Allen & unwin Ltd , London

Indian Wisdom,
Monier Williams II edition, The Chowkhamba Sanskrit series, Varanasi, 1963

Introduction to the Pāñcarātra and the Ahirbudhnya Samhitā —by F. Otto Schrader, Adyar Library, Adyar, Madras, 1916

Lincoln, the Unknown —Dale Carnegie, 1955

Mahabharta —C Rajgopalachari, VI edition, Bharatiya Vidya Bhavan, Bombay, 1958

Non-Violence in Peace & War, Vols I, II
—Gāndhiji, 1948 & 1949

On the meaning of the of Mahābhārata —V S Sukhthankar

Shri Aurobindo came to me —Dilip Kumar Roy 1952

Some Problems of Indian Literature
—Dr M Winternitz, 1925

The Dialogues of Plato Vol II
—B Jowett III edition

The Great Epic of India

—E. W. Hopkins, Yale Uni., 1920

The Jātaka, Vol. VI (English Translation)

—by Cowell

The Laws of Manu : Sacred Books of the East, Vol. XXV —Translated by G. Buhler, 1886

Uttarādhyayana Sūtra & Sūtrakritang Sūtra : Sacred Books of the East, Vol. XLV

—Translated by H. Jacobi

The Origin of Species —Charles Darwin

Valmiki Rāmāyana —Translation by Griffith

## ૮ કોશ

અભિધાનરાજેન્દ્ર : (પ્રાકૃત સંસ્કૃત, પ્રાકૃત કોશ)—વિજયરાજેન્દ્રસૂરિ

ગીતાપદાર્થકોશ :—ગાંધીજી, ૧૯૩૬

પાઇઅ-સદ્દ-મહણ્ણવો : (પ્રાકૃત-હિંદી શબ્દકોશ)—પં. હ. ગોવિંદદાસ ત્રિ. શેઠ, કલકત્તા, સં. ૧૯૮૫

પૌરાણિક કથાકોશ :—ડાહ્યાભાઈ પી. દેરાસરી, સં. ૧૯૮૮

શબ્દરત્ન મહોદધિ : (સંસ્કૃત-ગુજરાતી કોશ)—પંન્યાસજી મુક્તિવિજયજી

English-Sanskrit Dictionary

—by Sir M. Monier Williams, II edition, 1956

Sanskrit-English Dictionary
—by Sir M. Monier Williams, II edition, 1951

The Practical Sanskrit-English Dictionary
—by V. S. Apte, 1890

## ૯ પ્રકીર્ણ

આશ્રમ ભજનાવલિ :—૧૪મી આવૃત્તિ, ૧૯૪૪

ઉપરાંત 'સંસ્કૃતિ', અને 'સ્વાધ્યાય'ના અંકો, મુનશી ઇન્ડોલૉજિકલ ફેલિસિટેશન વૉલ્યૂમ, ૧૯૬૩, Illustrated Weekly, Harijan વગેરે

# સંકેતોની યાદી

અ. : અધ્યાય

અનુ. (અ) મહાભારત અનુશાસનપર્વ (બ) અનુવાદ
અ, બ, ક, ડ શ્લોકનું અનુક્રમે પ્રથમ, બીજું, ત્રીજું અને ચોથું ચરણ
અયો : રામાયણ–અયોધ્યાકાંડ
આદિ. : મહાભારત–આદિપર્વ
આર., આરણ્યક. મહાભારત–આરણ્યકપર્વ
આશ્વ. : મહાભારત–આશ્વમેધિપર્વ
ઈશ. ઉ., ઈ. ઉ., : ઈશ., ઈશોપનિષદ
ઉદ્યોગ : મહાભારત–ઉદ્યોગપર્વ
ઉ. કા. : રામાયણ–ઉત્તરકાંડ
ઉત્તર પુ. : ઉત્તરપુરાણ (જૈન)
ઉ. સૂત્ર., ઉ.સૂ. : ઉત્તરાધ્યયન સૂત્ર
ઐત. ઉ. ઐતરેય ઉપનિષદ
કઠ. ઉ., કઠ. કઠ ઉપનિષદ
કૂર્મ પુ. : કૂર્મપુરાણ
કૈ. ઉ., કૈવ. ઉ., કૈવલ્ય ઉ. કૈવલ્ય ઉપનિષદ
ગુજ. : ગુજરાતી
ગો. બ્રા. : ગોપથ બ્રાહ્મણ
ચિ. : મહાભારત–ચિત્રશાલા પ્રેસની વાચના
છા. ઉ., છાંદોગ્ય ઉપ. છાંદોગ્ય ઉપનિષદ
તુલ. રામા., તુલ. રામાયણ : રામાયણ–તુલસીદાસકૃત
તેજોબિંદુ : તેજોબિંદુ ઉપનિષદ

બૃ. ઉ. બૃહ. ઉ. : બૃહદારણ્યક ઉપનિષદ
બ્રહ્મબિન્દુ ઉ. : બ્રહ્મબિન્દુ ઉપનિષદ
ભાગવત., ભા. પુ., ભાગ પુ. : ભાગવત પુરાણ
મનુ. : મનુસ્મૃતિ
મ. ભા. : મહાભારત
મ. ભા. અને ઉ. સૂત્ર : મહાભારત અને ઉત્તરાધ્યયનસૂત્ર
માણ્ડૂ. ઉ, માણ્ડૂક્ય ઉપ : માણ્ડૂક્ય ઉપનિષદ
માર્કંડેય પુ. : માર્કંડેય પુરાણ
મુણ્ડક ઉ. : મુણ્ડક ઉપનિષદ
મૈત્રાયણી ઉ. : મૈત્રાયણી ઉપનિષદ
યુધિ. : યુધિષ્ઠિર
યો., યો સૂ. : યોગસૂત્ર
વાયુ. : વાયુપુરાણ
વા. રા. : રામાયણ-વાલ્મીકિ કૃત
વિ. : વિધાતા
વિ. ચૂ. : વિવેક ચૂડામણિ
વિ. સ. : વિષ્ણુસહસ્રનામ
વિ. સં. મં., વિશ્વ સ. મ. : વિશ્વસંહિતા મંડળ
શત બ્રા., શતપથ બ્રા. : શતપથ બ્રાહ્મણ
શલ્ય : મહાભારત-શલ્યપર્વ
શા. ભા. શા ભાષ્ય : શાંકરભાષ્ય
શાંતિ : મહાભારત-શાંતિપર્વ
શ્વેતા. : શ્વેતાશ્વતર ઉપનિષદ
સભા. : મહાભારત સભાપર્વ
સર°. : સરખાવો
સં. : સંસ્કૃત

સ્રી. : મહાભારત-સ્રીપર્વ
સ્વર્ગ. મહાભારત સ્વર્ગારોહણપર્વ
> ( ક ) વંશપર પરા
( ખ ) કાર્યકારણપર'પરા
* જે શ્લોકમા
त देवा ब्राह्मणं विदु. (મહાભારત)
त वय ब्रूम माहणं (ઉત્તરાધ્યયનસૂત્ર)
तमह ब्रूमि ब्राह्मणं (ધમ્મપદ)
ચરણ આવે છે ત્યાં આ નિશાન મૂક્યુ છે
Adi · Mahābhārata —ĀdiParvan
B. : Mahābhārata --Bombay edition
Crit : Mahābhārata —Critical edition
MWD Sanskrit-English Dictionary by Sir M. Monier Williams, II Edition
N Footnote

# १

## ઉપક્રમ (अ. ગ્રંથબીજ)

१. नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

નારાયણ—નરોત્તમ નર અને દેવી સરસ્વતીને નમસ્કાર કરીને 'જય'નો—મન્યુ[१] ઉપરના ધર્મના જયનું જેમાં કથન છે તેવા મહાભારતનો—પ્રારંભ કરીએ.

આ નમસ્કાર શ્લોક મ૦ ભા૦ની દક્ષિણની વાચનાઓમાં નથી, તેથી ક્ષેપક છે એ નિશ્ચિત છે. પરંતુ પ્રાચીન મંગલ હોવાથી સમીક્ષિત વાચનાએ આદિપર્વના પ્રારંભમા સ્વીકારેલો છે.[२]

કેટલાક વિદ્વાનો માને છે કે 'જય' મહાભારતનાં આદિરૂપનું નામ છે, અથવા 'જય' ફક્ત મહાભારતગ્રંથનુ જ નામ છે. પણ એમ નથી.[३] આ 'જય' સંજ્ઞા મહાભારતને આપેલી છે, સાથે મહાભારતના

१. (१) મન્યુ: પરોત્કર્ષ દેખીને થતો ઈર્ષ્યાસમુત્થિત ક્રોધ અને દૈન્ય, શોક, અસૂયા આદિ લાગણીઓ. જુઓ १-१-६५, ६६, ८८, १८३; ५-२९-४५, ४६; ११-१-३६ ઇ. તથા એ શ્લોકો ઉપરની પં. નીલકંઠની ટીકા.

(२) ધર્મ: સદ્‌ગુણ, સુનીતિ, સત્કર્મ, ફરજ, ન્યાય, સદાચરણ, અનુગમ-પંથ ઇત્યાદિ (જુદા જુદા સંદર્ભોના આધારે).

२. મ૦ ભા૦ની સમીક્ષિત વાચના—આદિ૦ પૃ. ९८३.

३. १-५६-१९; १८-५-३९; સ્વર્ગા. ક્ષેપક ४१.

એક ઉપાખ્યાન 'વિદુરાપુત્રાનુશાસન 'ને[4] મહાભારતમાં જ 'જય' સંજ્ઞા આપવામાં આવેલી છે. વળી પાઞ્ચરાત્ર સંપ્રદાયની ત્રણ મુખ્ય સંહિતાઓ પૈકી એકનું નામ 'જયાખ્ય-સંહિતા '[5] છે.

મહાભારતની કથા એ મન્યુ ઉપરના ધર્મના જયની કથા છે.[6] 'વિદુરાપુત્રાનુશાસન' માતા કુંતીએ, પાંડવોનો યુદ્ધોત્સાહ પ્રજ્જ્વલિત કરવા માટે શ્રીકૃષ્ણ મારફતે તેમને સંદેશારૂપે કહેવડાવ્યું હતું. એમાં સિંધુરાજથી હારીને દીન તથા નાસીપાસ થઈ બેઠેલા સૌવીરના રાજા સંજયને, તેની વીર ક્ષત્રિયાણી માતા વિદુરાએ આપેલા પ્રોત્સાહનથી ઉત્તેજિત થઈને એણે પોતાના શત્રુઓ ઉપર વિજય મેળવ્યો તેની કથા

૪. (૧) ૫-૧૩૪-૧૭.

) મ૦ ભા૦ અંતર્ગત 'નારાયણીય'માં રુદ્ર-નારાયણ યુદ્ધની કથા છે, તેનું 'નારાયણ જય' (૧૨-૩૩૦-૬૭) નામ છે, એ અહીં સરખાવવું પ્રસ્તુત છે. વળી 'નારાયણીય' (શાંતિ૦ અ. ૩૨૧ થી ૩૪૦)ના ઉલ્લેખો ધ્યાનપૂર્વક તપાસતાં ઉપરના નારાયણ૦ શ્લોકમાં કહેલો 'જય' શબ્દ પાઞ્ચરાત્ર પરંપરા અનુસાર ભગવાન નારાયણ-પરબ્રહ્મના, આસુરી તત્ત્વો ઉપરના 'જય'નું ઉચ્ચારણ સૂચવે છે. (જુઓ ૧૨-૩૨૨-૩૧, ૩૨; ૩૨૩-૩૯, ૪૦; ૩૨૬-૧૨૨ ઇ.)

૫. પાઞ્ચરાત્ર સંપ્રદાયની ત્રણ મુખ્ય સંહિતાઓ—સાત્વત, પૌષ્કર અને જય કે જયા છે. આ સંહિતાઓ પ્રાચીન પાઞ્ચરાત્ર સંપ્રદાયનાં ત્રિરત્ન ગણાય છે. 'ઐતરેય' અને 'શતપથ' બ્રાહ્મણમાં આ સંપ્રદાય વિષે ઉલ્લેખ હોઈ આ સંપ્રદાય ઈ. સ. પૂર્વે દસમી શતાબ્દી જેટલો પ્રાચીન તો છે જ. ('જયાખ્ય-સંહિતા'ની પ્રસ્તાવના પૃ. ૧, ૯, ૧૩ થી ૧૫ ઇ., *Introduction to the Pāñcarātra and the Ahirbudhnya Saṁhitā*માં જુદા જુદા ઉલ્લેખો અને 'જયાખ્ય સંહિતા' અધિકપાઠ ૧-૨) આ સંહિતાઓ ગુપ્તકાળ દરમ્યાન એટલે કે ૪થી કે ૫મી સદીમાં રચાયેલી છે. ('જયાખ્યસંહિતા' પ્રસ્તાવના).

૬. જુઓ નીચે શ્લોક ૬, ૭.

છે. ‘જયાખ્ય-સંહિતા’ જ્યારે ધર્મની વૃદ્ધિ થતી હતી અને અધર્મનો નાશ થતો હતો, ત્યારે ભક્તોના ‘જય’ માટે અને પોતાના હિત માટે નારદે પૂછવાથી, ભગવાન કમલલોચન નારાયણે કહી હતી.[૭]

એટલે આ બધા ઉલ્લેખો ઉપરથી જણાય છે કે ‘જય’ સંજ્ઞા જેમાં વિજયકથા હોય કે વિજય મેળવવા માટેનો ઉપદેશ હોય તેવા જુદા જુદા ગ્રન્થો (અને કથાઓ કે આખ્યાનો) માટે એક સર્વસામાન્ય નામ તરીકે વપરાતી હશે. એ વિજય લૌકિક કે આધ્યાત્મિક ગમે તે પ્રકારનો હોઈ શકે. મહાભારતના મંગલ તરીકે મુકાયેલા ઉપરના શ્લોકમાં ‘જય’ લૌકિક વિજયની કથાના ચોકઠામાં સ્પષ્ટ રીતે આત્મિક વિજયને નિરૂપે છે.

‘જય’નો ઉપર કરેલો અર્થ હિંદુ પરંપરામાં વ્યાપક રીતે માન્ય થયેલો છે. માર્કંડેય પુરાણમાં આવતો ‘સપ્તશતીપાઠ’ નારાયણ અને નરને વંદન કરીને ચાલુ કરવામાં આવે છે.[૮] દેવીનો વિજય એ ‘જય’

---

૭. संप्रवृद्धे तथा धर्मे अधर्मे नाशमागते ।
नारदेन यथा पृष्टो देवः कमललोचनः ॥ १-७२
जयार्थमपि भक्तानां हितार्थमपि चात्मनः ।
अनुष्टुपछंदो यद्वेन सारात्सारतरा शुभा ॥ १-७३
जयाख्यं त्रिपदं तन्त्रं ब्रह्ममूलाद्विनिस्सृतम् ।
अमूर्तात्गगनाद्यद्वत् निर्घातो जायते स्वयम् ॥ १-७४
जयेति विमलं नाम प्रणीतं विश्वकर्मणा ॥ १-७५
(‘जयाख्यसंहिता’ अ. १)

८. अथ चण्डीपाठप्रकारः ।...हस्तलिखितपुस्तकं
स्थापयित्वा नारायणं नमस्कृत्येतिवचनात् ॐ नारायणाय नमः
नराय नरोत्तमाय नमः देव्यै सरस्वत्यै नमः व्यासाय नमः
इति नमस्कृत्य प्रणवमुच्चार्य गर्भपाठान्ते प्रणवं पठेत् ।
[धर्मसिंधु, पृ. ९०]

છે, અને તેનો પ્રારંભ नारायणं नमस्कृत्य नरं॰ વગેરે બોલ્યા બાદ થાય છે.

નવરાત્રિવ્રત પાળવાનું વર્ણન કરતાં ભટ્ટ નીલકંઠ[૯] એમના 'સમય' અથવા 'કાલમયૂખ' નામના ગ્રંથવિભાગમાં ચંડીપાઠનું ફળ વર્ણવે છે, ત્યાં પ્રસંગવશાત્ કહે છે કે 'નારાયણાદિને નમસ્કાર કરીને પાઠ કરવો.' અને પછી नारायणं॰ શ્લોક ટાંકીને કહે છે કે,

"'ભવિષ્યપુરાણ'માં 'જય' શબ્દથી નીચે ગણાવેલા ગ્રન્થોને સમજવામાં આવે છે. અઢાર પુરાણો, રામાયણ, વૈષ્ણવ ધર્મશાસ્ત્રો, શૈવ ધર્મશાસ્ત્રો, મહાભારત નામથી ઓળખાતો કૃષ્ણ દ્વૈપાયન-પ્રણીત પાંચમો વેદ, શિવે (કહેલા) ધર્મો અને મનુએ કહેલા ધર્મો એટલાને મનીષીઓ 'જય' કહે છે."[૧૦]

---

૯. નીલકંઠ ભટ્ટ (સં. ૧૬૧૦-૪૫ આસપાસ) આ નારાયણ ભટ્ટના પૌત્ર હતા. એમના પિતાનું નામ શંકર ભટ્ટ હતું. જમના અને ચંબલના સંગમ પાસે આવેલા ભરેહના રાજા ભગવંત દેવે તેમને આશ્રય આપ્યો હતો. તેના આશ્રયે રહીને તેમણે 'ભગવંતભાસ્કર' નામે ગ્રંથ લખ્યો હતો. આ ગ્રંથના ૧૨ વિભાગ કરેલા છે. સંસ્કાર, આચાર, કાલ, શ્રાદ્ધ, નીતિ, વ્યવહાર, દાન, ઉત્સર્ગ, પ્રતિષ્ઠા પ્રાયશ્ચિત્ત, શુદ્ધિ અને શાન્તિ. તે સર્વ 'મયૂખ' નામથી પ્રસિદ્ધ છે. આ સિવાય તેમણે 'વ્યવહારતત્ત્વ' અને 'કુંડોદ્યોત' ગ્રન્થો પણ રચેલા છે.

[ मध्ययुगीन चरित्रकोश, पृ ४६६ ]

મ૦ભા૦ના ટીકાકાર પં. નીલકંઠ ચતુર્ધર આ ભટ્ટ નીલકંઠથી જુદા છે.

૧૦. 'अष्टादशपुराणानि रामस्य चरितं तथा ।
विष्णुधर्मादिशास्त्राणि शिवधर्माश्च भारत ॥
कार्ष्णं च पञ्चमो वेदो यन्महाभारतं स्मृतम् ।
शैवाश्च धर्मा राजेन्द्र मानवोक्ता महीपते ।
जयेति नाम एतेषां प्रवदन्ति मनीषिणः ॥ इति.

[ समय अर्थात् कालमयूख, पृ- १२ ]

२. आद्यं पुरुषमीशानं पुरुहूतं पुरुष्टुतम् ।
ऋतमेकाक्षरं ब्रह्म व्यक्ताव्यक्तं सनातनम् ॥[१] १-१-२०

३. असच्च सच्चैव च यद्विश्वं सदसतः परम् ।
परावराणां स्रष्टारं पुराणं परमव्ययम् ॥[१] १-१-२१

४. मङ्गल्यं मङ्गलं विष्णुं वरेण्यमनघं शुचिम् ।
नमस्कृत्य हृषीकेशं चराचरगुरुं हरिम्[२] ॥ १-१-२२

५. महर्षेः पूजितस्येह सर्वलोके महात्मनः ।
प्रवक्ष्यामि मतं कृत्स्नं व्यासस्यामिततेजसः[२] ॥ १-१-२३

જે આદિપુરુષ છે, જે ઈશ છે, અસંખ્ય લોકો જેનું યજ્ઞમાં યજન કરે છે, સ્તવન કરે છે; જે ઋત–ઈશ્વરી કાનૂન, એક અક્ષર બ્રહ્મ છે; જે વ્યક્ત અવ્યક્ત અને સનાતન છે; જે સત્ અસત્ અને સત્ અસત્થી પર એવું વિશ્વરૂપ છે (એટલે કે સર્વરૂપ છે); જે પરાવરના સ્રષ્ટા છે, પુરાણ અને પરમ અવ્યય છે; જે મંગલ કરનાર અને (સ્વયં) મંગલ છે, જે વિષ્ણુ (વ્યાપક) શ્રેષ્ઠ નિષ્પાપ અને પવિત્ર છે તેવા ચરાચરના ગુરુ હૃષીકેશ હરિને નમસ્કાર કરીને, સર્વ લોકમાં પૂજાએલ અમાપ તેજસ્વી મહાત્મા મહર્ષિ વ્યાસનો સંપૂર્ણ મત—સિદ્ધાંત કહીશ.

---

૧. આ શ્લોકો સાથે સર૦ ૧-૧ ૧૯૨ થી ૧૯૬; ૬-૩૦ ૩, ૨૧ (ગીતા. ૮-૩,૨૧); ૬-૩૧ ૧૯ (ગીતા. ૯-૧૯); ૬-૩૩ ૩૭ થી ૪૦ (ગીતા. ૧૧ ૩૭ થી ૪૦); ૬ ૩૫ ૧૩ થી ૧૮ (ગીતા. ૧૩ ૧૩ થી ૧૮), સર૦ તૈત્તિ. ઉપ. ૨ ૬ ૧.

૨. =રે. ૧ ૫૫ ૨; ૫૬-૧૨ આ બન્ને સ્થળે વૈશંપાયને અનુક્રમે પહેલા સંદર્ભમા મ૦ ભા૦ કથાવસ્તુ વર્ણવતાં અને બીજા સંદર્ભમાં વિસ્તૃત મ૦ ભા૦ કહેવાની શરૂઆત કરતાં આ શ્લોક કહ્યો છે.

નૈમિષારણ્યમાં કુલપતિ શૌનકે બાર વર્ષના સત્રની દીક્ષા લીધી હતી. દરમ્યાન લોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવા સૂત પુરાણી, જનમેજય પારીક્ષિતના સર્પસત્રમાં વૈશંપાયને કહેલી મહાભારતકથાનું શ્રવણ કર્યા બાદ ઘણાં તીર્થો અને સમંતપંચક[3] અને કુરુક્ષેત્ર વગેરે સ્થળે ફરીને શૌનકના સત્રમાં આવ્યા.[4] ત્યાં ઋષિઓએ 'આખ્યાનવરિષ્ઠ, સૂક્ષ્માર્થ-ન્યાયયુક્ત, વેદાર્થભૂષિત, ભારત-ઇતિહાસ'[5] સાંભળવાની ઇચ્છા પ્રદર્શિત કરતાં સૂત પુરાણીએ આ ચાર શ્લોકોથી પરમાત્મા અને પરમઋષિ વ્યાસને નમન કરી મંગલાચરણ કર્યું.

૬. दुर्योधनो मन्युमयो महाद्रुमः
स्कन्धः कर्णः शकुनिस्तस्य शाखाः ।
दुःशासनः पुष्पफले समृद्धे
मूलं राजा धृतराष्ट्रोऽमनीषी[1] ॥ १-१-६५

૭. युधिष्ठिरो धर्ममयो महाद्रुमः
स्कन्धोऽर्जुनो भीमसेनोऽस्य शाखाः ।
माद्रीसुतौ पुष्पफले समृद्धे
मूलं कृष्णो ब्रह्म च ब्राह्मणाश्च[2] ॥ १-१-६६[3]

---

૩. સમંતપંચક એટલે કુરુક્ષેત્રનો એક વિભાગ. જ્યાં ક્રોધથી ક્ષત્રિયોનો એકવીસ વખત સંહાર કરી પરશુરામે તેમના લોહીથી પાંચ ધરા ભર્યા હતા. એટલે પછીથી તે વિભાગ 'સમંતપંચક' એ નામે ઓળખાવા માંડ્યો. ૧-૨-૧ થી ૯; ૩-૧૧૭-૫ થી ૧૦.

૪. ૧-૧-૧ થી.

૫. ૧ ૧-૧૫ થી.

૧. =ફ઼ે. ૫-૨૯-૪૫

૨. =ફ઼ે. ૫-૨૯-૪૬

૩. સર૦ (૧) ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ ६-३६-२७
(गीता, १४-२७)

દુર્યોધનરૂપી એક મન્યુમય મહાવૃક્ષ છે, કર્ણ તેનું થડ છે, શકુનિ તેની ડાળીઓ છે, દુઃશાસનરૂપી ફળફૂલથી તે લચેલું છે અને ટૂંકી દૃષ્ટિનો (અમનીષી) ધૃતરાષ્ટ્ર તેનું મૂળ છે.

યુધિષ્ઠિરરૂપી એક ધર્મમય મહાવૃક્ષ છે, અર્જુન તેનું થડ છે, ભીમસેન તેની ડાળીઓ છે, માદ્રીપુત્રો (નકુલ, સહદેવ)-રૂપી ફળફૂલથી તે લચેલું છે, અને કૃષ્ણ, બ્રહ્મ તથા બ્રાહ્મણો-બ્રહ્મવિદો-તેનું મૂળ છે.

મ૦ભા૦ની શરૂઆત કરતાં સૂતે ઉપમા આપીને આ 'ઇતિહાસ' 'મન્યુ' અને 'ધર્મ' વચ્ચેના યુદ્ધનો ઇતિહાસ છે એમ બતાવ્યું છે.[૪]

બન્ને પક્ષે મહાયુદ્ધની તૈયારીઓ પૂર ઝડપે ચાલી રહી હતી તે વખતે દુર્યોધન તરફથી દૂતકાર્ય માટે આવેલા સંજય સમક્ષ તેના વક્તવ્ય પછી

---

(શ્રીકૃષ્ણ): 'હું જ અમૃત અને અવ્યય બ્રહ્મની, શાશ્વત-સનાતન ધર્મની અને એકાન્તિક પરમસુખની પ્રતિષ્ઠા (સ્થિતિ) છું.'

(૨) तेजः क्षमा शान्तिरनामयं शुभं, तथाविधं व्योम सनातनं ध्रुवम्
एतैः शब्दैर्गम्यते बुद्धिनेत्रैस्तस्मै नमो ब्रह्मणे ब्राह्मणाय ॥ १२-२६२-४५

બુદ્ધિરૂપી નેત્રવાળાઓ (સંયમમાસ), તેજથી, ક્ષમાથી, (નિષ્કામ કર્મ કરવાથી મળેલી શાંતિ વડે દુઃખરહિત, શુભ, આકાશના જેવું સંગરહિત), અકૃત્રિમ (तत्र तद् अविधं अकृत्रिमं. नील०) સનાતન ધ્રુવ એવા જે (બ્રહ્મને) પ્રાપ્ત કરે છે તે બ્રાહ્મણ(રૂપી)—બ્રહ્મથી અભિન્ન બ્રહ્મવેત્તા (નીલ૦)—બ્રહ્મને નમસ્કાર.

(૩) સર૦ ભગવાન વાસુદેવ વિષેના વચનો ૧-૧ ૧૯૩ થી ૧૯૭.

૪. જુઓ શ્લોક ૧, પૃ. ૧ થી

પાંડવો માટે ન્યાયી રાજ્યભાગની માગણી મૂકતા શ્રીકૃષ્ણપ્રવચનમાં થોડા પાઠભેદે આ શ્લોકો છે.[૫] શ્રીકૃષ્ણે તેમના પ્રવચનમાં સંપ રાખવા માટે (૧) 'વનનાં વાઘ અને વન'ની તથા (૨) 'લતા અને શાલવૃક્ષ'ની ઉપમાઓ[૬] આપીને યુદ્ધ થાય તો ન્યાયી અને અન્યાયી બન્ને પક્ષના

---

૫. જુઓ ઉપર શ્લોક ૬, ૭ની નોંધ ૧, પૃ. ૬.

૬. (૧) 'પુત્રો સહિત રાજા ધૃતરાષ્ટ્ર વન છે અને હે સંજય! પાંડવો તેમાંના વાઘ છે. માટે વાઘ સાથેના વનને તમે કાપો નહિ તેમ જ વનમાંથી વાઘનો પણ નાશ ન થાઓ. વન વિનાનો વાઘ માર્યો જાય છે અને વાઘ વિનાના વનને લોકો કાપી નાખે છે. આથી વાઘ વનનું રક્ષણ કરે અને વન વાઘનું પાલન કરે એ ઠીક છે.' (૫-૨૯-૪૭, ૪૮)

'હે સંજય! ધૃતરાષ્ટ્રના પુત્રો લતાને સ્થાને છે અને પાંડવો શાલવૃક્ષના સ્થાને છે. મહાવૃક્ષના આશ્રય વિના લતા કદાપિ વધતી નથી.' (૫-૨૯-૪૯); વિદુરે ધૃતરાષ્ટ્રને વિદુરનીતિમાં આંતરકલહ અટકાવવા માટે અલ્પ પાઠભેદે ઉપમા (૧)થી બે વખત સમજાવી જોયું. (૫ ૩૭-૪૧, ૪૨ અને ૬૦) અને ઉપમા (૨)થી એક વખત (૫ ૩૭-૫૯) કહ્યું હતું.

પાલિ જાતક ૨૭૨ 'વ્યગ્ઘ જાતક'માં ઉપમા (૧)ને સ્ફુટ કરતી કથા આ પ્રમાણે છે: (આવી જ કોઈ લોકપ્રચલિત કથા ઉપરથી આ ઉપમા પ્રચલિત થઈ હશે),

'એક, વનમાં બોધિસત્ત્વ વનદેવતા થઈને જન્મ્યા હતા. તેમનાથી થોડે દૂર બીજા વૃક્ષ ઉપર એક બીજો વનદેવતા રહેતો હતો. વનમાં સિંહ અને વાઘ રહેતા હતા. એટલે બીકને લીધે કોઈ માણસ ત્યાં ખેતી કરતું નહીં, તેમ ઝાડ પણ કાપતું નહિ. એ વાઘસિંહ જાતજાતના શિકાર કરીને, ખાતાં વધેલું માંસ (ત્યાં) મૂકીને ચાલ્યા જતા એટલે માંસના સડવાથી ત્યાં ખૂબ દુર્ગંધ આવવા લાગી.

ભાવિ સર્વનાશની આગાહી કરી હતી, જે સાચી ઠરી.[૭]

રાજા ધૃતરાષ્ટ્ર વિદુરના નીતિઉપદેશ પછી બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવા

એટલે મૂર્ખ સારાસારાના ભાન વિનાના, આધળા (સમજ વગરના કે ટૂ કી દૃષ્ટિના) બીજા વૃક્ષદેવતાએ દુર્ગ ધથી કટાળીને વાઘસિંહને ભગાડવાનો વિચાર કર્યો બોધિસત્ત્વે ના પાડી અને કહ્યુ કે તેમને લીધે જ આપણા ઘર સુરક્ષિત છે

પણ પેલા મૂર્ખ વનદેવતાએ તો એક દિવસ ભયકર રૂપ દેખાડીને એ વાઘસિંહને ભગાડી મૂક્યા પછી મનુષ્યોએ વાઘ સિંહના પગલાના નિશાન જોયા નહિ તેથી સમજ્યા કે વાઘસિંહ બીજા વનમા જતા રહ્યા છે એટલે તેમણે વનનો એક ભાગ કાપી નાખ્યો પેલો વૃક્ષદેવતા બોધિસત્ત્વ પાસે ગયો અને કહ્યુ 'મિ ! મે તમારુ વચન માન્યુ નહિ અને તેમને નસાડી મૂક્યા હવે તેમના જવાની વાત જાણીને મનુષ્યો વન કાપે છે તો શુ કરવુ ?'

તેઓ બીજા વનમા રહે છે ત્યાથી બોલાવી લાવો ' ત્યા જઈને વૃક્ષદેવતાએ હાથ જોડીને કહ્યુ

एव व्यग्घा निवत्तव्हा,
पच्चमेथ महावनं,
मा वन छिन्दि निव्याघ,
व्यग्घा मा हसु निव्वना ।

'આવો વાઘો ! પાછા ચાલો, પાછા મહાવનમા ચાલો, (જેથી) વાઘ વિનાના વનને લોકો કાપે નહિ અને વાઘ પણ વન વિના રહે નહિ '

પણ વાઘ સિંહ પાછા ન આવ્યા એકલો દેવતા પાછો આવ્યો થોડા જ દિવસોમા લોકોએ આખા વનને કાપી નાખ્યુ અને ત્યા ખેતી થવા લાગી

૭. કલહથી તેમા ય આતરકલહથી વિનાશ થાય છે જુઓ 'યુદ્ધ નિરર્થકતા' (પ્રક૦ ૧૩)

માટે ઋષિ સનત્સુજાતનો ઉપદેશ સાંભળવા તૈયાર થયા ત્યારે આ જ 'અમનીષી' રાજાને મહર્ષિ વ્યાસે 'મનીષી' કહ્યા છે.[૮] મ૦ભા૦માં અનેક ઠેકાણે વ્યક્ત થતી મહાકવિની પૂર્વગ્રહરહિત ઉદારતા પૈકીનો એ પણ એક પ્રસંગ છે.

પૂ. ગાંધીજીએ ભારતયુદ્ધની ચર્ચા કરતાં તેને દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચેના યુદ્ધ સાથે સરખાવતાં આ પ્રમાણે લખ્યું છે: 'હું તો દુર્યોધનાદિને આસુરી વૃત્તિઓ ગણું છું, અને અર્જુનાદિને દૈવી વૃત્તિઓ ગણું છું. ધર્મક્ષેત્ર એ આપણું શરીર છે. તેમાં દ્વંદ્વ ચાલ્યું જ જાય છે. તેનું આબેહૂબ વર્ણન અનુભવી ઋષિકવિએ આપ્યું છે. કૃષ્ણ એ અંતર્યામી છે, ને શુદ્ધ ચિત્તમાં તે હંમેશાં ઘડિયાળની જેમ ટકટકયા કરે છે. જો તે ચિત્તને ચિત્તશુદ્ધિરૂપી ચાવી ન આપી હોય તો અંતર્યામી ત્યાં છે તો ખરા જ, પણ ટકટક તો બંધ થઈ જાય છે.'[૯]

મ૦ભા૦ ધર્મ અને મન્યુ—અધર્મ, દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચેના યુદ્ધનું વર્ણન કરે છે એ તેના બીજા વિસ્તૃત, સ્પષ્ટ અને હેતુપૂર્વક રચાયેલા ભાગોથી જણાય છે. આદિપર્વના 'આદિવંશાવતરણ' વિભાગમાં દુર્યોધનને કલિ તથા પૌલસ્ત્ય અસુરોના અંશથી ઉત્પન્ન થયેલા અને યુધિષ્ઠિરને ધર્મ તથા બીજા દેવોથી ઉત્પન્ન થયેલા કહ્યા છે.[૧૦] ભગવાન શ્રીકૃષ્ણને સનાતન દેવાધિદેવ નારાયણના અંશથી ઉત્પન્ન થયેલા વર્ણવ્યા છે.[૧૧] આ અગાઉ અધર્મના ભારથી પીડાતી

૮. જુઓ ૫-૪૨-૧.

૯. 'ધર્મમંથન'માં 'ગીતાનો અર્થ', પૃ. ૪૪૬-૪૭, વધુમાં જુઓ પૂ. ગાંધીજીના *Hindu Dharma*'માં The Teaching of tha Gita. P. 179.

૧૦. આદિ૦ અ ૬૧.

૧૧. ૧-૬૧-૯૦

ધરાદેવીએ પરમેષ્ઠી બ્રહ્માજીને, અધર્મનો ત્રાસ દૂર કરવાની પ્રાર્થના કરી અને બ્રહ્માએ સર્વ દેવોને આસુરી તત્ત્વોનો વિરોધ કરવા માટે આદેશ આપ્યો તેનું પૌરાણિક ઢબનું વર્ણન છે.[૧૨]

આ વસ્તુ એનાથી ય વિશેષ સ્પષ્ટતાપૂર્વક અને હેતુલક્ષી રીતે 'આરણ્યકપર્વ'માં દર્શાવી છે.[૧૩] પાંડવો વનવાસી હતા. દુર્યોધન સત્તા અને સમૃદ્ધિની ટોચે હતો. એ સમયે પાંડવોને પોતાની સંપત્તિ બતાવી શરમાવવા માટે દુર્યોધન અને તેના સાગ્રીતો હજારો રથ અને હાથીઓ લઈને ભારે ઠાઠથી દ્વૈતવનમાં ગયા; પણ માર્ગમાં ચિત્રરથ ગાંધર્વ સાથે લડાઈ થતાં બધા કેદ પકડાયા, ત્યારે પાંડવોએ તેમને મદદ કરી બચાવ્યા. આનાથી અતિશય શરમાઈને તથા ખેદ પામીને દુર્યોધને પ્રાયોપવેશન—આમરણાંત ઉપવાસનો નિર્ણય કર્યો. આ નિર્ણયની જાણ થતાં દૈત્યો અને દાનવોએ દુર્યોધનને મંત્રક્રિયાઓથી પાતાળમાં બોલાવ્યો અને તેને તેના અન્યાયથી ગજ્ય કરવાના નિર્ણયને જરાય નરમ ન પાડવા સમજાવ્યો. વળી કહ્યું કે, ભીષ્મ, દ્રોણ, કૃપ જેવાના મનમા અસુરો—આસુરી વિચારો—પ્રવેશ કરશે, તેઓ ધર્મને કોરે મૂકીને તારે માટે યુદ્ધ કરશે, તને વિજય મળશે.[૧૪] વળી તું અમને વિષાદમાં ન લઈ જા—વિષાદ ન પમાડ, એ તને શોભતુ નથી. હે કૌરવ! તું નાશ પામે તો અમારો પક્ષ પણ ક્ષીણ થાય. તારે અન્ય પ્રકારની બુદ્ધિ કરવી નહિ. જેમ પાડવો દેવોની ગતિ છે તેમ સદાય તું અમારી ગતિ છે.[૧૫] એમ

૧૨. આદિ૰ અ. ૫૮.

૧૩. આરણ્યક૰ અ. ૨૨૫ થી ૨૪૦.

૧૪. ૩–૨૪૦–૧ થી ૨૨.

૧૫. मा विषादं नयस्वास्मान्नैतत्त्वय्युपपद्यते ।
विनष्टे त्वयि चास्माकं पक्षो हीयेत कौरव ॥ ३-२४०-२३.

કહ્યા બાદ દુર્યોધનને 'તું જય મેળવ' એમ આશિષ આપીને, તેઓએ જવાની અનુજ્ઞા આપી.[૧૬]

૮. श्रुत्वा हि मम वाक्यानि बुद्ध्या युक्तानि तत्त्वतः ।
ततो ज्ञास्यसि मां सौते प्रज्ञाचक्षुषमित्युत ॥ १-१-१०१

હે સૌતિ! મારાં બુદ્ધિયુક્ત વચનોને બરાબર સાંભળીશ ત્યારે તું મને (ખરેખર) પ્રજ્ઞાચક્ષુ જાણીશ.

---

गच्छ वीर न ते बुद्धिरन्या कार्या कथंचन ।
त्वमस्माकं गतिर्नित्यं देवनानां च पाण्डवाः ॥ ३-२४०-२४.

આમ જેમ દૈવી અર્જુનને વિષાદ થયો હતો તેમ આસુરી દુર્યોધનને પણ વિષાદ થયો હતો. અર્જુનને ભગવાને વિષાદ ખંખેરી નાખવાની આજ્ઞા કરી હતી.

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ६-२४-३ (गीता २-३)

અને પછી નિષ્કામ કર્મ કરવાનો ઉપદેશ કરી જય પામવાનું વચન આપ્યું હતું. (સર૦ ગીતા. ૨-૨,૩; ૧૧-૩૪ ઇત્યાદિ તથા यतो धर्मस्ततो जयः । જુઓ 'ધર્મ' (પ્ર. ૨) શ્લોક ૩૬નું ઉદ્ઘાટન).

દૈત્ય દાનવોએ પણ લગભગ એ રીતે અને એ ભાષામાં દુર્યોધનને જય થવાનું વચન આપ્યું છે. વળી અનાસક્ત શ્રીકૃષ્ણ અર્જુનને હૃદયદૌર્બલ્ય દૂર કરવાની આજ્ઞા કરે છે, તે સામે આસક્ત દૈત્ય-દાનવો દુર્યોધનને 'તું અમને વિષાદ ન પમાડ' એમ વિનંતી કરે છે. એમાં દૈવી અને આસુરી વૃત્તિઓમાં રહેલી સબળતા અને નિર્બળતાનો પાયાનો ભેદ દેખાઈ આવે છે.

१६. गम्यतामित्यनुज्ञाय जयमाप्नुहि चेत्यथ ॥ ३-२४०-२६.

દૈવી અને આસુરી, ધર્મમય અને મન્યુમય, બંને તત્ત્વોના તેના નેતા વિજય મળશે એમ કહે છે પણ મહાકવિ વ્યાસે ધર્મનો જ વિજય બતાવ્યો છે. એ શાથી? મ૦ ભા૦ના પ્રત્યેક વાચકે આ મૂળભૂત પ્રશ્ન ગંભીરતાપૂર્વક વિચારવા જેવો છે.

दिष्टमेव कृतं मन्ये पौरुषं तु निरर्थकम् ।[1] એવા ભાવનો સંખ્યાબંધ પ્રસંગોએ પ્રલાપ કરનાર, ચર્મચક્ષુથી તેમ જ પુત્રસ્નેહ અને રાજ્ય-લોભથી અંધ બનેલ તથા 'કુળનો અંત ભલે થાય પણ મારા પુત્રો પાંડવો સાથે ફરીથી દ્યૂત રમો'[2] એમ કહેનાર ધૃતરાષ્ટ્ર, બધું નાશ પામી ગયું, યુદ્ધને અંતે અઢાર અક્ષૌહિણી સેનામાંથી ફક્ત દસ જ ગણનાપાત્ર

૧. ૫-૪૦-૩૦; જુઓ ૨-૪૫-૫૪, ૫૭; ૩-૧૦-૧; ૬-૮૫-૨ ઇ. સર૦ (૧) દ્રૌપદીને અર્જુન સ્વયંવરમાં પામ્યો તે પછી ભાઈઓ અને ગોઠિયાઓ સાથેની વાતોમાં દુઃશાસન પણ दैवं तु परमं मन्ये पौरुषं तु निरर्थकम् । ૧-૧૯૨-૧૨, બોલેલો, અને લાક્ષાગૃહમાં પાંડવોનો નાશ કરવાના નિષ્ફળ પ્રયત્નને તેણે યાદ કરેલો, (૨) પાંડવો દ્રૌપદીને પરણ્યા તે સમાચાર ધૃતરાષ્ટ્રને આપતા વિદુર બોલ્યા કે, "દૈવથી કુરુઓ વૃદ્ધિ પામે છે". એટલે ધૃતરાષ્ટ્ર સમજ્યો કે "દ્રૌપદી દુર્યોધનને પરણી!" એટલે બહુ રાજી થઈને બોલ્યો, "હા હા, દૈવથી, દૈવથી જ!" (૧-૧૯૨-૧૮, ૧૯). પણ પછી ખબર પડતાં પાંડવોનું નિકંદન કાઢવાની યોજના ઘડવામા અગ્ર ભાગ લેવા માંડ્યો. (આદિ૦ અ. ૧૯૩). (૩) રાજસૂય યજ્ઞપ્રસંગે પાંડવોનો પ્રતાપ જોઈને દુર્યોધન પણ દુઃશાસનની જેમ જ પાંડવોનો નાશ કરવાના પોતાના પ્રયત્નો યાદ કરીને બોલેલો—दैवमेव परं मन्ये पौरुषं तु निरर्थकम् । (૨-૪૩-૩૨ અબ=ફે. ૩૪ અબ) (૪) આ બધાથી ઊલટું સ્વભાવથી નમ્ર શ્રીકૃષ્ણ, લોકસંગ્રહાર્થે જરાસંધવધનો ભવ્ય પુરુષાર્થ કર્યો પછી, પ્રાપ્ત થયેલી સફળતા માટે ભાગ્યને ધન્યવાદ આપે છે (૨-૨૨-૪૫,૪૬). (૫) તો જુગારીઓની જાળમા ફસાયેલા યુધિષ્ઠિરને, સમજવા છતા, આંતરિક નબળાઈને લીધે દ્યૂતની શરૂઆતમા અસહાય થઈને દૈવના ઉપર દોષનો ટોપલો નાખે છે. (૨-૫૨-૧૪,૧૮). પ્રજ્ઞાહીન માણસો પોતાના કુપ્રયત્નોમા નિષ્ફળ જતા આમ જ દૈવને બળવાન જણાવી પ્રલાપ કરે છે, અને સફળ થાય તો અહંકાર કરે છે। પુરુષાર્થી જનો નમ્રતાથી, સફળતા અનેક વસ્તુ ઉપર આધારિત (૬-૪૦-૧૪=ગીતા. ૧૮-૧૪) હોઈ દૈવને ધન્યવાદ આપે છે, અને અસહાયપણે ફસાઈ જતા માણસો નબળાઈને ઢાંકવા દૈવનો આશ્રય લે છે.

૨. ૨-૬૬-૨૬, ૩૭

પુરુષો બચ્યા ત્યારે પોતાના પુત્રોની આખા જીવનની કરણીની (પોતાની કરણીની નહિ!)[3] સમીક્ષા સૂતપુત્ર સંજય આગળ પ્રારંભતા ઉપર પ્રમાણે બોલ્યા! યદ્યપિ 'હે સૌતિ! હું આંધળો હોવા છતાં દેખતો છું' એમ ધૃતરાષ્ટ્રનું કહેવું થયું.

'હું તમસ્ અને મોહથી ઘેરાઈ ગયો છું, મારું ભાન જતું રહ્યું છે અને મારું મન વિહ્વળ થઈ ગયું છે',[4] એમ કહેવાની સાથે ધૃતરાષ્ટ્ર પોતાને ચર્મચક્ષુવિહીન હોવા છતાં 'પ્રજ્ઞારૂપી ચક્ષુવાળો છું' એમ કહેવાની ધૃષ્ટતા કરે છે, પણ એની 'પ્રજ્ઞા' કેવા પ્રકારની છે? એ 'પ્રજ્ઞા' એટલે કુટિલબુદ્ધિ, કાવાદાવાથી બીજાનું હજમ કરવાની પ્રવૃત્તિ અને એ પ્રવૃત્તિ દરમ્યાન જે જે ભયસ્થાનોનો એને ખ્યાલ આવેલો તેનું સ્મરણ કરીને તે તે સમયે પોતાની હાર થવાનાં લક્ષણ જણાયેલાં તેનું સિંહાવલોકન. રાંડ્યા પછીનું ડહાપણ.

પરંતુ ખરેખર પ્રજ્ઞા એટલે શું? પ્રજ્ઞા બે પ્રકારની છે. એક તો લૌકિકી અથવા વ્યવહારુ પ્રજ્ઞા, જેના વડે મનુષ્ય દુનિયાદારીની દૃષ્ટિએ આગળ વધે છે, સુખી થાય છે, બીજાને સુખી કરે છે, અને ખળ લોકોની ખટપટ, કાવાદાવા વગેરેને નિષ્ફળ કરે છે. બીજા પ્રકારની પ્રજ્ઞા તે યોગ-શાસ્ત્રમાં જેને ઋતંભરા પ્રજ્ઞા[5] કહી છે તે પ્રજ્ઞા, અર્થાત્ સત્યસ્વરૂપ પરમાત્માને સમજનારી પ્રજ્ઞા. આગમ અને અનુમાન પ્રમાણ ઉપર આધારિત નહિ, પ્રત્યક્ષથી પણ છેતરાતી નહિ એવી સત્યના અપરોક્ષાનુભવવાળી પ્રજ્ઞા.[6]

---

૩. જુઓ 'ભારત સાવિત્રી' (પ્રક૦ ૨૧), શ્લોક ૧૯૨, ૧૯૩ નોંધ ૬માંની ધૃતરાષ્ટ્રોક્તિ.

૪. ૧-૧-૧૫૯.

૫. ऋतंभरा तत्र प्रज्ञा ॥ યો. સૂ. ૧-૪૮.

૬. श्रुतानुमानप्रज्ञाभ्यामन्यविषया विशेषार्थत्वात् ॥ યો. સૂ. ૧-૪૯.

રાજા ધૃતરાષ્ટ્રને આવી ઋતંભરા પ્રજ્ઞાવાળો કહેવાનો ઋષિ વ્યાસનો આશય છે જ નહિ. તેથી એ મહર્ષિ મ૦ ભા૦માં અન્યત્ર સાચો પ્રજ્ઞાચક્ષુ કેવો હોય તે વર્ણવતાં કહે છે.

(૧) 'પ્રજ્ઞાચક્ષુવાળો મનુષ્ય આ સંસારમાં (રાગાદિ) દોષોથી રૂંધાતો નથી. તે યથેચ્છ રીતે (વાસનામેલથી) સ્વચ્છ રહે છે અને ધર્મનો ત્યાગ કરતો નથી.[૭] આ લોકને નાશવંત જોઈને તે સર્વ (કર્મફલાસક્તિનો) ત્યાગ કરવા પ્રયત્ન કરે છે અને પછી દૈવને આશ્રયે ન રહેતાં ઉપાયપૂર્વક મોક્ષને માટે પ્રયત્ન કરે છે.[૮]

---

આગમ અને અનુમાનરૂપ પ્રજ્ઞાથી આ પ્રજ્ઞાનો વિષય જુદો છે, કારણ કે એ પ્રજ્ઞા વિશેષ-પર અર્થને પ્રકાશનાર છે.

સૂત્ર ઉપરનું વ્યાસભાષ્ય સાથે જુઓ.

૭. (૧) ૩-૨૦૦-૪૮=કે. ૧૨-૨૬૫ ૧૯.

(૨) આ શ્લોક 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૩૯ તરીકે ગ્રંથપાઠમાં લીધેલો છે.

(૩) આ શ્લોકમાના 'પ્રજ્ઞાચક્ષુ' પદમાંનો 'પ્રજ્ઞા' શબ્દ (આત્મ) જ્ઞાનના પર્યાય તરીકે વપરાયેલો છે. જુઓ આગળનો શ્લોક:

धर्मस्य च फलं लब्ध्वा न तृप्यति महाद्विज ।
अतृप्यमाणो निर्वेदमादत्ते ज्ञानचक्षुषा ॥

૩-૨૦૦-૪૭=કે ૧૨-૨૬૫-૧૮

(૪) (અ) 'પ્રજ્ઞાચક્ષુ'ની જેમ 'બુદ્ધિનેત્ર' માટે જુઓ ઉપક્રમ (પ્રક૦ ૧) શ્લોક ૬, ૭ પા.નો. ૩ (૨)પૃ. ૭ (બ) 'જ્ઞાનચક્ષુ' માટે જુઓ ૩-૧૯૧-૩૧; ૬-૩૭ ૧૦ (ગીતા. ૧૫-૧૦) ૬-૩૫-૩૪ (ગીતા ૧૩-૧૪); (ક) આનાથી જુદા અર્થમાં સર૦ મુનિ ચણ્ડકૌશિકે જ્ઞાનચક્ષુથી જરાસંધનું ભવિષ્યકથન કર્યું. (૨-૧૭-૧૨ થી ૨૦).

૮. सर्वत्यागे च यतते दृष्ट्वा लोकं क्षयात्मकम् ।
ततो मोक्षे प्रयतते नानुपायादुपायतः ॥

૩-૨૦૦-૪૯=કે. ૧૨-૨૬૫-૨૦.

(૨) (આ મોહમાંથી) પ્રજ્ઞા વડે માણસ જાગ્રત થાય છે. પ્રજ્ઞાચક્ષુ દુઃખી થતો નથી. કારણ પ્રજ્ઞાલાભ થવાથી પુરુષ શાસ્ત્રોનું અવલોકન કરે છે, પછી એનું સતત મનન કરી પુનઃ ધર્મ તરફ વળે છે, કે જે ધર્મનું હ્રી-અકાર્યમાં લજ્જા-એ મુખ્ય અંગ છે.[૯]

વળી કવિએ 'પ્રજ્ઞા' એટલે 'બુદ્ધિ' એ અર્થનો ઉપયોગ કરી ગીતામાં સ્થિર થયેલી પ્રજ્ઞાવાળાનું[૧૦]—સ્થિતપ્રજ્ઞનું વર્ણન કર્યું છે. અને અર્જુનના મિષે દર્શાવ્યું છે કે જે સ્થિતપ્રજ્ઞ છે, તે પ્રજ્ઞ છે. બીજા તો પ્રાજ્ઞોની જેમ ડાહ્યું ડાહ્યું બોલનારા છે.[૧૧]

પ્રજ્ઞારૂપી ચક્ષુવાળાનું વર્ણન કરતાં વ્યાસવચને સાથે ઐતરેય ઉપનિષદનો આ મંત્ર સરખાવતાં (ઋતંભરા) પ્રજ્ઞાનું શું મહત્ત્વ છે તેનો ખ્યાલ આવે છે.

'તે સર્વ (સ્થાવર જંગમ પ્રાણી) પ્રજ્ઞારૂપી નેત્રવાળાં છે, પ્રજ્ઞાનમાં પ્રતિષ્ઠિત છે, જગત પ્રજ્ઞારૂપ નેત્રવાળું છે, પ્રજ્ઞાના આધારવાળું છે, પ્રજ્ઞાન બ્રહ્મ છે.[૧૨]

---

૯. तस्य प्रबोधः प्रज्ञैव प्रज्ञाचक्षुर्न रिष्यति ॥ ५-७०-२४.
प्रज्ञालाभे हि पुरुषः शास्त्राण्येवान्ववेक्षते ।
शास्त्रनित्यः पुनर्धर्मं तस्य ह्रीरङ्गमुत्तमम् ॥ ५-७०-२५

૧૦. ૬-૨૪-૫૫ થી ૭૨ (ગીતા. ૨-૫૫ થી ૭૨).

૧૧. ૬-૨૪-૧૧ (ગીતા. ૨-૧૧) ઇત્યાદિ.

૧૨. सर्वं तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ॥

ઐ. ઉ. ૩-૧-૩. આમાનું છેલ્લું વાક્ય प्रज्ञानं ब्रह्म (જુઓ શુકરહસ્ય ઉપ. ૨-૧; બહ્વૃચ ઉપ, ૪ ઇ) વેદાંતના ચાર મહા વાક્યો પૈકીનું એક છે. વેદાંતના બીજાં ત્રણ વાક્યો આ પ્રમાણે છે. (૧) अयमात्मा ब्रह्म માણ્ડૂક્ય ઉપ. ૨.

જ્યારે કઠ ઉપનિષદનો આ મંત્ર પ્રજ્ઞાપ્રાપ્ત ચક્ષુ વડે અન્તરાત્માને જોનાર ધીરપુરુષનું આબેહૂબ વર્ણન કરે છે.

સ્વયંભૂએ બધી ઇદ્રિયોને બહિર્મુખ બનાવી છે તેથી (મનુષ્ય સુદ્ધાં સર્વ પ્રાણીઓ) બાહ્ય વિશ્વને જ જુએ છે, અન્તરાત્મા—અંતર્વિશ્વને નહિ પણ કોઈ ધીરપુરુષ અમૃતત્વની ઇચ્છાથી ચક્ષુ આદિ (ઇદ્રિયો)ને બહાર જતી પાછી વાળીને અન્તરાત્માને જુએ છે.[૧૩]

મહાકવિ વ્યાસ આવા બુદ્ધિમાન, વિવેકી, ધીર, દૈવના આશ્રયવાળો નહિ પણ પુરુષાર્થી, વાસનામેલ વિનાના, કર્મફલાસક્તિનો ત્યાગ કરનાર, ઉચ્ચ ભૂમિકા ઉપર વિહરનાર અને મોહાધ થયા વિના અન્તરાત્માને જોનાર, બધું સારું દેખનાર મનુષ્યને પ્રજ્ઞારૂપી ચક્ષુવાળા તરીકે—પ્રજ્ઞા ચક્ષુ તરીકે નિરૂપે છે.[૧૪]



---

(નોંધ ૧૨ ચાલુ)

બૃહ ઉ ૬-૫-૧૯ નૃસિંહોત્તર ૧-૨, નૃસિંહ પૂર્વ ૪-૨, રામોત્તર ૨-૧, શુકરહસ્ય ઉપ ૨-૪ વગેરે, (૨) तत्त्वमसि (છાંદોગ્ય ઉપ. ૬ ૮-૭, ૬-૯-૪, શુકરહસ્ય ૨-૩,) વગેરે સખ્યાબધ સદર્ભો (૩) अहं ब्रह्मास्मि બૃહ ઉ ૧-૪-૧૦, શુકરહસ્ય ૨-૨, પૈંગલ ૩-૧, તેજોબિંદુ૩-૨૦ઇ)

૧૩. (૧) पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन्। कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन्॥

કઠ ઉ ૨-૧-૧.

આ મંત્રના બીજા અર્થ આ રીતે પં સુખલાલજી કરે છે 'સ્વતઃસિદ્ધ જીવાત્માની ઇંદ્રિયો બહિર્મુખ સ્વભાવવાળી સર્જાઈ છે ઇત્યાદિ'

(૨) पश्यन्ति सर्वे चक्षुषा न सर्वे मनसा विदुः। અથર્વવેદ ૧૦ ૮-૧૪ સર્વે ચક્ષુથી જુએ છે, પણ સર્વે મનથી જાણતા નથી—સમજતા નથી

૧૪ સર° अधा वह नहीं जिसकी ऑख फूट गई है। अधा वह है जो अपने दोष ढाकता है॥ 'નિત્ય મનન' પૃ ૧૪૪ તા ૧૦-૯ ૪૫નું ગાંધીજીનું વચન ભા ૨

## ઉપક્રમ (ચ. ગ્રંથમહિમા)

૧ इतिहासोत्तमादस्माज्जायन्ते कविबुद्धय ।
पञ्चभ्य इव भूतेभ्यो लोकसंविधयस्त्रय ॥ १-२-२३७

જેવી રીતે પંચભૂતોથી ત્રણે લોકનું સંવિધાન થાય છે તેવી રીતે આ ઉત્તમ ઇતિહાસમાંથી કવિબુદ્ધિ ઉત્પન્ન થાય છે

કવિબુદ્ધિ ઉત્પન્ન કરતો આ અસાધારણ 'ઇતિહાસ' માનવ આત્માનો સનાતન ઇતિહાસ છે. જો હજારો વર્ષ થયાં છતાં હજુ આજે જ લખાયો હોય એટલો તાઝગીભર્યો છે અને પ્રત્યક્ષ અનુભવી શકાય તેવો હોઈ આધુનિક પણ છે.

મહાત્મા ગાંધીએ 'ઇતિહાસ' વિષે ચર્ચા કરતાં 'યરવડાના અનુભવ'[૧]માં લખ્યું છે તે રસપ્રદ તથા અનુભવસિદ્ધ હોઈ તેમાંથી કેટલોક ભાગ અહીં ઉદ્ધૃત કર્યો છે.

"આ બે ઇતિહાસ ગ્રંથોમાં[૨] લોર્ડ રાઝબરીએ લખેલ પિટનું ચરિત્ર ઉમેરો, એટલે પછી તમે પણ મારી માફક કહેશો, ઇતિહાસ અને કલ્પના વચ્ચેનો ભેદ ખરું જોતાં બહુ જ ઓછો છે અને ખરી હકીકતોને પણ ઓછામાં ઓછી બે બાજુઓ તો હોય છે જ, અથવા તો કાયદા-શાસ્ત્રીઓ કહે છે તેમ ખરી વિગતો પણ આખરે તો અમુક મત જ રજૂ કરે છે. પણ આપણી પ્રજાના વિકાસમાં મદદ તરીકે ઇતિહાસની

---

૧. 'યરવડાના અનુભવ', પ્રકરણ ૧૩, પૃ ૭૭, ૭૮

૨. આ બે પુસ્તકો તે ગાંધીજીએ યરવડાનિવાસ દરમ્યાન વાંચેલા (૧) ગિબનકૃત 'રોમનો ઇતિહાસ' અને (૨) મોટ્લીકૃત 'રાઇઝ ઑફ ધ ડચ રિપબ્લિક'

કિંમત વિષેના મારા વિચારો પર વાચકનું ધ્યાન રોકી રાખવા હું નથી ઇચ્છતો. હું પોતે તો એ કહેણીમાં માનનારો છું કે જે પ્રજાને ઇતિહાસ નથી તે સુખી છે. મારી પ્રિય કલ્પના તો એવી છે કે આપણા હિન્દુ પૂર્વજોએ ઇતિહાસનો આજે જે અર્થ સમજવામાં આવે છે તે અર્થમાં ઇતિહાસ લખવા પ્રત્યે દુર્લક્ષ કરીને અને નાની નાની બાબતો ઉપર પોતાનાં તાત્ત્વિક વિવેચનો રચીને આ સવાલનો ફડચો કરી આપ્યો છે. મહાભારત આવો જ ગ્રંથ છે; અને હું તો ગિબન અને મોટ્લેને મહાભારતની ઊતરતી આવૃત્તિઓ જ ગણું.[૩] મહાભારતનો અમર પણ અજ્ઞાત કર્તા પોતાની ગાથામાં અલૌકિક બનાવોને એવી રીતે વણી દે છે કે તેના અક્ષરને વળગવાની સાથે તમને પૂરતી ચેતવણી મળી જાય. ગિબન અને મોટ્લે પોતે સત્ય હકીકતો અને કેવળ સત્ય જ હકીકતો આપી ગયા છે એ વાત તમને ઠસાવવા પાછળ નાહક તૂટી મરે છે. લૉર્ડ રોઝબરી આમાંથી તમને બચાવે છે અને કહે છે કે જે છેલ્લા શબ્દો પિટે ઉચ્ચારેલા કહેવાય છે તે વિષે ખુદ તેનો બબરચી જ જુદી વાત કરે છે. સારાંશ એટલો જ કે નામરૂપ ગૌણ વસ્તુ છે. ઉત્પત્તિ અને લયની ઘટમાળ ચાલ્યા જ કરે છે. જે શાશ્વત અને તેથી અગત્યનું છે તેની આગળ બનાવોની નોંધ લેનાર ઇતિહાસકારની વિસાત અલ્પ છે. સત્ય ઇતિહાસથી પર છે.'

૧૦. यो विद्याच्चतुरो वेदान्साङ्गोपनिषदान्द्विजः ।
न चाख्यानमिदं विद्यान्नैव स स्याद्विचक्षणः ॥ ૧-૨-૩૫

કોઈ દ્વિજ અંગોસહિત ચારે વેદ અને ઉપનિષદો જાણતો

---

૩. ગિબન અને મોટ્લેની કૃતિઓ ઉત્તમ ઇતિહાસ ગ્રંથો છે. ગાંધીજીના મતે પણ આ બંને ગ્રંથો ખૂબ સુંદર અને આત્માના ઇતિહાસ જેવા છે ('યરવડાના અનુભવ' પૃ. ૭૬–૭૭). પરંતુ મ૦ ભા૦ની તુલનામાં તે ઊતરતા ગણાય. મ૦ ભા૦ની તુલના સામાન્ય ઇતિહાસ ગ્રંથો સાથે તો થઈ જ ન શકે, માટે ગાંધીજીએ આ બે ગ્રંથરત્નો સાથે તેને સરખાવ્યું છે.

હોય પરંતુ જો આ (મહાભારત) આખ્યાનને ન જાણે તો તે વિચક્ષણ નથી થતો.[1]

૧૧. श्रुत्वा त्विदमुपाख्यानं श्राव्यमन्यन्न रोचते ।
पुंस्कोकिलरुतं श्रुत्वा रूक्षा ध्वाङ्क्षस्य वागिव १-२-२३६

જેમ નરકોકિલનું કૂજન સાંભળ્યા પછી કાગડાનો રુક્ષ સૂર સાંભળવો નથી ગમતો તેવી રીતે આ આખ્યાન સાંભળ્યા પછી બીજું સાંભળવું ગમતું નથી.

આ શ્લોક અને હવે પછીના શ્લોકો અતિશયોક્તિપૂર્ણ કલ્પના નથી, અભ્યાસી માટે હકીકત છે.[2]

યરવડા જેલમાના પોતાના પુસ્તકવાંચન વિષે લખતા પૂ. ગાંધીજીએ મ૦ ભા૦ વિષે આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છે.[2] 'જે પુસ્તકો વિના હું ન જ ચલાવી શક્યો હોત તે હતાં મહાભારત, રામાયણ અને ભાગવત. × × × મહાભારતના ૭ હજાર પાનાનાં મોટા થોથા જોઈને હું ગભરાયો હતો, પણ અમુક ભાગ સિવાય એ એટલું મોહક થઈ પડયું હતું કે એક વાર શરૂ કર્યા પછી તે ગ્રંથ પૂરો કરવાને હું અધીરો થઈ ગયો હતો. ચાર મહિનામા એ પૂરો કર્યા પછી મને લાગ્યું કે મહા-

૧. શ્લોક ૧૦ સાથે સર° વાયુ. ૧–૨૦૦.
સર° પદ્મ. ૫–૨–૫૧.

સર° पातु वः कविमातङ्गो व्यासः सत्यवतीसुतः ।
यस्य वाग्मदगन्धेन वासितं भुवनत्रयम् ॥ આદિ૦ ક્ષેપક ૪૭૧.
જેના વાણીરૂપી સુવાસથી ત્રણે ભુવન વ્યાપ્ત છે એવા સત્યવતીના પુત્ર કવિમાતંગ વ્યાસ તમારું રક્ષણ કરો.

૨. 'યરવડાના અનુભવ' પ્રકરણ ૧૨. પૃ. ૭૧, ૭૨.

ભારતને[3] કોઈ ઉપમા આપવી હોય તો તે ગણ્યાગાઠયા સુ દ૨ જવાહીરો-વાળી કોઈ તિજોરીની સાથે ન આપી શકાય પણ કોઈ અખૂટ ખાણ સાથે જ સરખાવી શકાય કે જેને જેમ ઊ ડે ખોદીએ તેમ તેમ તેમાથી વધાર કીમતી જવાહિર નીકળતા જાય × × ×

'ગ્ર થની સમાપ્તિ તો ભવ્ય છે તેમા ઐહિક સત્તાની નશ્વરતા દર્શાવવામા આવેલી છે ગરીબ ભિખારીને પોતાનો આખરનો કોળિયો, પોતાનુ અ૫ સર્વસ્વ આપી દેનાર ભિખારીના હૃદય-બલિદાનની આગળ અ તનો મહાયજ્ઞ કરો પુણ્યદાયી નથી એમ સિદ્ધ કરવામા આવ્યુ છે '

'× × × કારણ અને કાર્યના અટલ નિયમનો અપવાદ વિના સનાતન રીતે અમલ થતો વર્ણવાયો છે એ ચમત્કારિક કાવ્યને માટે એવો દાવો થાય છે કે તેમા ઉપયોગી અને સરસ એવુ અને જે બીજા ગ્ર થમા મળે એવુ કશુ છોડી દેવામા નથી આવ્યુ એ મહાકાવ્ય એ દાવો ઠીક સિદ્ધ કરે છે[૪] '

મહાયોગી શ્રી અરવિંદે પણ વ્યાસ વિષે લખતા મ૦ ભા૦મા

---

૩ જુઓ નીચે શ્લોક ૧૭

૪. धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ ।
यादिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित् ॥

૧ ૫૬ ૩૩, = ૧૮-૫-૩૮

હે ભરતષભ ! ધર્મ, અર્થ (સાધન સ પત્તિ), કામ (સુખ), અને મોક્ષ (સર્વ પ્રકારના બ ધનમાથી મુક્તિ) સ બ ધમા જે અહીં—આ ગ્ર થમા—છે તે જ બીજે છે અને જે અહીં નથી તે બીજે ક્યાય નથી

(૨) મહાકૃત રાજનીતિશાસ્ત્ર વિષેનો શ્લોક (૧૨-૫૯-૭૨) સરખાવો.

(૩) જુઓ નીચે શ્લોક ૧૬

વર્ણવેલા 'નિષ્કામ ધર્મ'ની પાવકતા અને તે વડે પ્રચલિત નીતિ-મૂલ્યોને મૂળભૂત રીતે પલટી નાખનારી ક્રાંતિકારી તીક્ષ્ણ બુદ્ધિમતી સંવાદ સ્થાપનારી નિરૂપણદૃષ્ટિને ભવ્ય અંજલિ આપતા બધા જ વિષયોનું નિરૂપણ વ્યાસે મ૦ ભા૦માં કર્યું છે એમ જણાવ્યું છે.[૫] બીજા મહાયોગી સ્વામી વિવેકાનંદે વ્યાસની અતુલ સામર્થ્યવતી પ્રતિભાએ નિપજાવેલા મ૦ ભા૦ના ભવ્ય તેજસ્વી પાનોમાં કાર્યોની પૂરી રજૂઆત કરવાનું પોતાનાથી શક્ય નથી એમ અસંદિગ્ધ રીતે જણાવ્યું છે.[૬]

ભારતીય જ્યોતિર્ધરો પોતાની સંસ્કૃતિના સર્વશ્રેષ્ઠ આકગ્રંથ અને પ્રેરક બળના કેન્દ્રસ્થાન વિષે આમ લખે એ સ્વાભાવિક છે, પણ વિશ્વના નામાંકિત અને તટસ્થ પ્રાચ્યવિદ્યાવિશારદ જર્મન વિદ્વાન ડૉ વિન્ટર્નિટ્ઝ, ઇતિહાસ અને પુરાતત્ત્વની દૃષ્ટિથી મ૦ ભા૦નું મૂલ્યાંકન કરતા આ ગ્રંથને ભારતીય ઇતિહાસ, પ્રાચીન સાહિત્ય, ઉત્કીર્ણ લેખો અને ઉત્તર કાળનું સંસ્કૃત સાહિત્ય એ બધાયને પરસ્પર જોડતી પ્રમુખ કડી તરીકે ઓળખાવે છે[૭]

---

૫ જુઓ *Indian Inheritance*માં શ્રી અરવિંદનો લેખ–Valmiki, Vyasa and Kalidasa, પૃ ૧૧૪ થી ૧૧૬, તેમાંથી જુઓ 'He touches in fact all subjects, and whatever he touches he makes fruitful and interesting by originality, penetration and a sane and bold vision (એ જ પૃ ૧૧૫)

૬ જુઓ *Indian Inheritance*માં સ્વામી વિવેકાનંદનો લેખ—The Epic Story (Mahābhārata), પૃ ૮૪

૭. The History of Indian literary and religious development, one of the most interesting subjects in the world is still very obscure, but assiduous research has brought to light and settled one point after another, so that in the course of time the whole subject will be settled in its prin-

મહાભારતના મનોહર અને મધુર ઉપાખ્યાનો, તેને સર્વશાસ્ત્ર અને સર્વવિદ્યાસંગ્રહ ઉપગત અત્યંત રસાળ તથા રોચક બનાવે છે, અને ધ્યાનપૂર્વક વાચનાર કે સાભળનારને ઉચ્ચ કોટિનો રસાનુભવ કરાવે છે.

१२. क्रियागुणानां सर्वेषामिदमाख्यानमाश्रयः ।
इन्द्रियाणां समस्तानां चित्रा इव मनः क्रियाः १–२–२३९

१३. अनाश्रित्यैतदाख्यानं कथा भुवि न विद्यते ।
आहारमनपाश्रित्य शरीरस्येव धारणम् ॥ १–२–२४०

જેમ મનની જુદી જુદી ક્રિયાઓ સમસ્ત ઇન્દ્રિયોનો આશ્રય–સંગમસ્થાન છે, તેમ આ આખ્યાન સર્વ ક્રિયાઓ ( કર્મકાંડ ) તથા સર્વ ગુણોનુ આશ્રયસ્થાન છે.

---

ciple outlines. These researches which start from different points, such as Vedic literature the literature of the Buddhists and Jains, the inscriptions and the more modern Sanskrit literature, must ultimately converge in the Mahābhārata, which is, or at least represents the connecting link between ancient and modern Brahmanical literature'. ડેનિશ વિદ્વાન ડૉ એસ સોરેન્સનકૃત, " *An Index to the Names in the Mahābharata* ' એ નામના તેર પુસ્તકોમા છપાયેલા વિશાળ સદર્શ ગ્રથના વેષ્ટનમા મુદ્રિત ડૉ વિન્ટર્નિટ્ઝે લખેલ 'The Prospectus'માનુ અવતરણ. આ ગ્રથ લગભગ બાવીશ વર્ષના સતત પરિશ્રમથી તૈયાર થયેલો અને તેનુ પહેલું પુસ્તક સને ૧૯૦૪મા છપાયેલુ, જ્યારે છેલ્લું સને ૧૯૨૫મા.

૧. આ સાથે વાચો

अस्य काव्यस्य कवयो न समर्था विशेषणे ।
साधोरिव गृहस्थस्य शेषास्त्रय इवाश्रमाः ॥ આદિ° ક્ષેપક ૧૮૭.

જેમ પવિત્ર ગૃહસ્થાશ્રમ કરતા બાકીના ત્રણ આશ્રમો ચઢિયાતા નથી તેવી રીતે આ કાવ્ય કરતા કોઈ પણ કવિની રચના ચઢિયાતી નથી.

જેમ આહારના આધાર સિવાય શરીર ધારણ શક્ય નથી તેમ આ આખ્યાનના આશ્રય વિનાની (એકે) કથા પૃથ્વી ઉપર વિદ્યમાન નથી

१४ द्वैपायनोष्ठपुटनिःसृतमप्रमेयं
पुण्यं पवित्रमथ पापहरं शिवं च ।
यो भारतं समधिगच्छति वाच्यमानं
किं तस्य पुष्करजलैरभिषेचनेन[१] ॥ १-२-२४२

१५ यो गोशतं कनकशृङ्गमयं ददाति
विप्राय वेदविदुषे च बहुश्रुताय ।
दिव्यां च भारतकथां कथयेच्च नित्यं
तुल्यं फलं भवति तस्य च तस्य चैव[२] ॥
चि. १३-१५०-८०

(મહર્ષિ) દ્વૈપાયનના ઓષ્ઠપુટમાંથી નીકળેલા આ અપ્રમેય પુણ્યશીલ, પવિત્ર, પાપહારી અને કલ્યાણકર મહાભારતનું, જે (એ) વંચાતુ હોય ત્યારે શ્રવણ કરે છે તેને પુષ્કરના જળથી સ્નાન કરવાથી શું (અધિક ફળ મળે છે?)

કોઈ (મનુષ્ય) વેદવેત્તા બહુશ્રુત વિપ્રને સોનાની (સોને મઢેલી) શિંગડીઓવાળી એકસો ગાયોનું દાન કરે અને (બીજો કોઈ) દિવ્ય ભારતકથાનું નિત્ય કથન કરે, એ બનેને સરખું જ ફળ મળે છે

---

१. =१८-५-५४

२. =કે આદિ૦ શ્લોક ૬૬ સ્વર્ગા શ્લોક, ૬૦

૧૬. अर्थशास्त्रमिदं पुण्यं धर्मशास्त्रमिदं परम् ।
मोक्षशास्त्रमिदं प्रोक्तं व्यासेनामितबुद्धिना[1] ॥ १–५६–२१

૧૭. यथा समुद्रो भगवान्यथा च हिमवान्गिरिः ।
ख्यातावुभौ रत्ननिधी तथा भारतमुच्यते[2] ॥ १–५६–२७

અમિતબુદ્ધિ વ્યાસે કહેલું આ (મહાભારત) પવિત્ર અર્થશાસ્ત્ર છે, શ્રેષ્ઠ ધર્મશાસ્ત્ર છે અને મોક્ષશાસ્ત્ર છે.

જેમ ભગવાન સમુદ્ર અને હિમવાન ગિરિ બન્ને રત્નનિધિ તરીકે પ્રખ્યાત છે તેમ મહાભારત પણ રત્નનિધિ કહેવાય છે.

૧૮ शरीरेण कृतं पापं वाचा च मनसैव च ।
सर्वं तत्त्यजति क्षिप्रमिदं शृण्वन्नरः सदा[1] ॥ १–५१–२३

૧૯. उभे संध्ये जपन्किंचित्सद्यो मुच्येत किल्बिषात् ।
अनुक्रमण्या यावत्स्यादह्नाराच्या च संचितम् ॥ १–१–२००

જે મનુષ્ય આનું શ્રવણ કરે છે, તેણે શરીર, વાણી અને મનથી જે પાપ કર્યું હોય તે તરત જ છૂટી જાય છે.

અનુક્રમણિકા–અધ્યાયનો બન્ને સંધ્યા સમયે કિંચિત્– થોડો પણ જપ–રટણ કરનાર દિવસે અને રાત્રે થયેલા તમામ કિલ્બિષ્–કલેશોથી તરત જ મુક્ત થાય છે.

---

૧. =કે. આદિ૰ ક્ષેપક ૧૮૬.
જુઓ ઉપર શ્લોક ૧૧ની સમજૂતીમા ગાધીજીનુ લખાણ.

૨. =કે. ૧૮–૫–૫૨.
જુઓ ઉપર શ્લોક ૧૧ની સમજૂતીમા ગાધીજીનું લખાણ.

૧. સર. ૧–૧–૧૯૯, ૨૦૫, ૨૦૯; ૧–૫૬–૧૮ ઇત્યાદિ.

અન્ય પૌરાણિક કૃતિઓમાં દેખાય છે તેવી આ ફલશ્રુતિઓ વ્યર્થ અતિશયોક્તિ નથી. (પણ સંતપ્ત માનસને મ૦ ભા૦ના કોઈ પણ ઉત્તમ ભાગના જપથી-રટણથી-ઊંડા અનુશીલનથી તરત જ શાંતિ પ્રાપ્ત થાય છે એવો અનેકોનો અનુભવ છે. જપ કરનારની શ્રદ્ધા, રસ અને વિકાસ અનુસાર શાંતિની માત્રામાં ફેરફાર હોઈ શકે. પણ (જાણ્યે કે અજાણ્યે) પાપ કરનાર આત્મદૈન્યથી છોડાવીને સાચે રસ્તે દોરી જવાની તથા સંસારના ક્લેશોથી દગ્ધ મનુષ્યને આશ્વાસન આપવાની મહાભારતમાં અસાધારણ શક્તિ છે. અનુક્રમણિકા-અધ્યાયનું રટણ કરતાં મ૦ ભા૦માં વર્ણવેલા પ્રસંગની યાદ તાજી થતાં, અને તેને અંગે વિચાર કરતાં વ્યાસનો ઉપદેશ નજર સમક્ષ આવે, જેને લીધે પાપ અને ક્લેશ દૂર થાય એવો આ બન્ને શ્લોકનો ભાવાર્થ છે.

२०, तपो न कल्कोऽध्ययनं न कल्कः

स्वाभाविको वेदविधिर्न कल्कः ।

प्रसह्य वित्ताहरणं न कल्क—

स्तान्येव भावोपहतानि[1] कल्कः ॥ १-१-२१०

---

१. (१) म० भा०नी मैथिली वाचनानी હस्तप्रतमां 'उपहितानी' पाठ છે, એ નોંધવું જરૂરી છે; उपहत શબ્દ आवृत અને मग्न અર્થમાં કુલ્લુકે 'મનુસ્મૃતિ' ઉપરની ટીકામાં (૩-૨૦૮) પ્રયોજ્યો છે.

(२) સર. भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ।

६-३९-१६ (ગીતા ૧૭-૧૬).

(३) સર. तत्थ वि भावेण विणा दाणं न हु सिद्धिसाहणं होई ।

सीलं वि भाववियलं विहलं चिय होइ लोगम्मि ॥ १९

भावं विणा तिवो त्रि हु भवोहवित्थारकारणं चेव ।

तम्हा नियभावु चिय सुविसुद्धो होइ कायव्वो ॥ २०

(सिरि सिरिवालकहा-रत्नशेखरसूरिकृत)

તપ (સ્વતંત્રપણે) કલ્ક–સિદ્ધિનો ઉપાય–નથી; અધ્યયન કલ્ક નથી, સ્વાભાવિક વેદવિધિ (યજ્ઞયાગાદિ) કલ્ક નથી, પ્રસહ્ય વિત્તાહરણ (સર્વસ્વનું દાન) કલ્ક નથી, પણ તે જ (વસ્તુઓ) ભાવથી ભરપૂર હોય તો કલ્ક બને છે.

'કલ્ક' શબ્દ અહીં સિદ્ધિ એ અર્થમા વપરાયો છે, સંસ્કૃતમાં સામાન્યતઃ 'કલ્ક' શબ્દ 'પાપ'ના અર્થમા વપરાય છે. આયુર્વેદમા ઔષધોપચારમા એક પ્રકારની બનાવટને 'કલ્ક' કહેવામા આવે છે. આ 'કલ્ક' શબ્દ પરસ્મૈપદી 'કલ્' ધાતુ ઉપરથી આવેલો છે. તેનો અર્થ સર મોનિયેર વિલિયમ્સના કોશમા નીચે પ્રમાણે આપેલ છે. "કલ્ ૩, પરસ્મૈપદી (ક્વચિત્ આત્મનેપદી) કલયતિ (તે) to do, to make, accomplish (સિદ્ધ કરવું), ભર્તૃહરિ ૩–૨૦; સાહિત્ય-દર્પણ." આ 'કલ્' ઉપરથી 'કલ્ક' (પું.) નામ થયું છે. મહાભારતના ઉપર્યુક્ત શ્લોકમા રજૂ થયેલો વિચાર ભારતીય સંસ્કૃતિના

(નોંધ ૧ ચાલુ)

એમા પણ ભાવ વિનાનું દાન સિદ્ધિ સાધન ન થાય. ભાવ વિનાનુ શીલ પણ લોકોમા નિષ્ફળ છે, ભાવ વિનાનુ તપ પણ આ સંસારમા વિસ્તારનું કારણ બને જ છે. માટે પોતાના (મનનો) ભાવ એ જ ખૂબ વિશુદ્ધ કરવો જોઈએ.

(૪) સર° भावरहिओ ण सिज्झइ जइ वि तव चरइ कोडिकोडिओ।
जम्मंतराइ बहुसो लंबियहत्थो गलियवत्थो ॥

કુન્દકુન્દાચાર્ય કૃત, ભાવ પાહુડ ૪.

ભાવરહિત કોઈ પુરુષ અનેકરા. હાથ લંબાવીને અને વસ્ત્ર છોડી દઈને કોટિકોટિ જન્મ સુધી તપ કરે તો પણ સિદ્ધિ પામતો નથી.

(૫) સર° પ્રખ્યાત સુભાષિત
न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये ।
भावेषु विद्यते देवो तस्माद्भावो हि कारणम् ॥

મૂળભૂત વિચારો પૈકીનો એક છે.[૨] વળી આ શ્લોકમાં જે રીતે 'કલ્ક'નો પ્રયોગ છે તે જોતાં એક કાળે આચાર અને તત્ત્વચિંતનને લગતા સાહિત્યમાં એ શબ્દ સારા પ્રમાણમાં વપરાતો હશે. પણ એનો ઉપયોગ ધીરે ધીરે ઓછો અને અજાણ્યો થતો ગયો હોય એમ પાછળના સંસ્કૃત સાહિત્ય ઉપરથી જણાય છે

વળી 'કલ્કિ' જે વિષ્ણુનો છેલ્લો અવતાર છે, તે શબ્દ પણ 'કલ્ક' ધાતુ ઉપરથી છે. અહીં કલિયુગમાં ફરી વાર સત્યયુગ 'સિદ્ધ કરનાર' એવો 'કલ્કિ' શબ્દનો અર્થ બંધબેસતો થઈ શકે, અને તે અર્થ મ૦ ભા૦ના ઉપર ટાંકેલા શ્લોકમાં વારંવાર પ્રયોજાયેલા 'કલ્ક'ના 'સિદ્ધિ' એવા અર્થને પુષ્ટ કરે છે. એમાં નોંધપાત્ર એ છે કે મહાભારતમાં 'કલ્કિ' શબ્દ વિષ્ણુયશા નામના (વિષ્ણુના) અવતારના વિશેષણ તરીકે છે

૨. (૧) સર૦ ૩-૨-૭૧ થી ૭૩, આ ગ્રંથમાં 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૫ થી ૨૭, ૫-૩૫-૪૭, ૪૮, ઉદ્યોગ. ક્ષેપક ૨૧૨, ૨૧૭, ૬-૩૦-૨૮ (ગીતા ૮-૨૮), ૬-૩૩-૪૮ (ગીતા ૧૧-૪૮), ૧૨-૨૮-૪૭ અને મ૦ ભા૦ના બીજા સંખ્યાબંધ આધારો, હિતોપદેશ ૧-૮૯, મનુસ્મૃતિ ૨-૯૭, તથા આ વિચારને પુષ્ટ કરતા બૃહદારણ્ય ઉપનિષદ ૬-૨-૧૨ છાંદોગ્ય ઉપનિષદ ૫-૧૦-૧ થી ૮, મ૦ ભા૦ ૬-૪૦-૫ (ગીતા ૧૮ ૫) વગેરે વચનો આ સર્વ સ્થળોએ જો કે 'કલ્ક' શબ્દ નથી પણ વિચાર ઉપરના શ્લોક જેવો છે

(૨) સર૦ જેની વાણી અને મન સારી રીતે રક્ષિત અને નિયમન કરેલાં હોય છે તેને વેદ, ત્યાગ અને તપ સર્વ (નું ફળ) મળે છે (૧૨ ૨૮૮-૨૪, સર૦ મનુ૦ ૨-૧૬૦) ક્રોધી જે યજન કરે છે, દાન કરે છે અને હોમ કરે છે તેનો વૈવસ્વત યમ નાશ કરે છે અને ક્રોધી પુરુષનો શ્રમ નિષ્ફળ જાય છે (૧૨-૨૮૮-૨૭)

कल्किर्विष्णुयशा नाम द्विजः कालप्रचोदितः ।
उत्पत्स्यते महावीर्यो महाबुद्धिपराक्रमः[३] ॥ ४-१८८-८९

'કાળથી પ્રેરાયેલા વિષ્ણુયશા કલ્કી નામના મહાવીર્યવાન, મહાબુદ્ધિમાન, અને મહાપરાક્રમી બ્રાહ્મણ ઉત્પન્ન થશે.'

જ્યારે શ્રીમદ્ ભાગવતમાં 'કલ્કિ' અવતારને વિષ્ણુયશાના પુત્ર કહ્યા છે.[૪]

'મનુસ્મૃતિ'માં વેદ, દાન, યજ્ઞ નિયમો અને તપ વિપ્રદુષ્ટભાવવાળાને–વિષયોથી બગડેલા મનવાળાને–કદી સિદ્ધિ આપનારા થતા નથી એમ જણાવ્યું છે,[૫] તે પણ કલ્કના સિદ્ધિ અર્થ સાથે મળે છે.

સંસ્કૃત સાહિત્યના લાંબા ઇતિહાસમાંથી 'કલ્ક'ના અન્ય પ્રયોગો મળે તો એ શબ્દના અર્થના તથા તે સાથે જોડાયેલા વિચારના ઇતિહાસ ઉપર વિશેષ પ્રકાશ પડે.

૨૧. महत्त्वाद्भारवत्त्वाच्च महाभारतमुच्यते ।
निरुक्तमस्य यो वेद सर्वपापैः प्रमुच्यते[१] ॥ १-१-२०९

મહત્તા અને ભારવત્તા–ગૌરવને કારણે (આ) મહાભારત કહેવાય છે. આ પ્રમાણે જે આનું નિરુક્ત–વ્યુત્પત્તિ સમજે છે તે સર્વ પાપથી મુક્ત થાય છે.

---

૩. ૩-૧૮૮-૮૯. ૪. ભાગવત ૧૨-૨-૧૮.

૫. 'મનુસ્મૃતિ' ૨-૯૭ वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।
न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥

૧. ૧ ૫૬-૨૧. જુઓ રવર્ગા૦ સુપર્ક ૩૫. 'સમાહિત વાચના'માં આ શ્લોક ઉપર આપેલી નોંધમાંના સંદર્ભ વિશેષ રસવાળાએ જોવા. જુઓ કુમારિલનું 'તન્ત્રવાર્તિક' ૧ ૩ ૯

ભારતીય જીવનવ્યવસ્થા ઉપર આ મહાગ્રંથનુ વજન કેટલું છે તે મ૦ ભા૦ના નીચેના ઉલ્લેખોથી જણાય છે.

'પ્રાચીન કાળમા ભેગા થયેલા દેવો અને ઋષિઓએ એક પલ્લામા વેદો અને બીજા પલ્લામા મહાભારત મૂકયા હતા, ત્યારે (ગ્રન્થના) મહત્ત્વમાં અને (અર્થના) ગુરુત્વમા એ અધિક નીવડયુ હતું.[૨]'

'અઢારપુરાણો, સર્વ ધર્મશાસ્ત્રો અને અંગો સહિત વેદો એક બાજુ અને એકલું મહાભારત એક બાજુ (રાખીએ તો પણ તે સમાન જ છે)[૩]'

'મ૦ ભા૦'ની સંખ્યાબંધ અલગ વાચનાઓ તેની પેટા વાચનાઓ અને તેમા પણ પાછા, થોકબંધ પરંપરાઓ અને પાઠાંતરો, ઉમેરણો અને ક્ષેપકો એ બધુ ય આ મહાન ઇતિહાસ કાવ્ય કેટલું જીવંત છે અને ભારતીય જનહૃદયમા તેનું સ્થાન કેટલું ઊંડું છે તે સિદ્ધ કરે છે.[૪]

૨. चत्वार एकतो वेदा भारतं चैकमेकतः ।
समागतैः सुरर्षिभिस्तुलामारोपितं पुरा ।
महत्त्वे च गुरुत्वे च ध्रियमाण ततोऽधिकम् ॥ १-१-२०८.

३. अष्टादशपुराणानि धर्मशास्त्राणि सर्वशः ।
वेदाः सागास्तथैकत्र भारतं चैकतः स्थितम् ॥ સ્વર્ગા૦ ક્ષેપક ૩૬

૪. (૧) સર૦ ડૉ. સુખઠણ્કર 'When I say that the Mahâbharata Manuscripts contain quantities of spurious additions, I intend no disparagement or condemnation of the text or the manuscripts. The process is normal, inevitable and in a wider sense wholly right. If the epic is to continue to be a vital force in

the life of any progressive people, it must be a slow changing book. The fact of expurgation and elaboration is only an outword indication of its being a book of inspiration and guidance in life, and not merely a book lying unused and forgotton on dusty book-shelf. Those are probably just the touches that have saved the Mahabharata from the fate being consigned to the limbo of oblivion, which has befallen its sister epics like the Gilamesh.

( Prolegomena Ādi , fasc VII p. cl)

(૨) સર• શ્રી રાજગોપાલાચારી " In those days when there was no printing, interpolation in a recognised classic seemed to correspond to inclusion in the national library ".

( Preface to II edition, p 8 *Mahabhārata* )



## ૨

# ધર્મ

૨૨. वक्तु बहुविध शक्य धर्माधर्मेषु कर्मसु ।
स्वकर्मनिरतो यो हि स यशः प्राप्नुयान्महत् ॥ ३-१९९-२४

ધાર્મિક અને અધાર્મિક કાર્યો વિષે ઘણું ઘણું કહી શકાય એમ છે, પણ જે (મનુષ્ય) સ્વકર્મનિરત છે તે જ મહાન યશને પામે છે.

અરણ્યવાસ દરમિયાન રાજા યુધિષ્ઠિર માર્કંડેય ઋષિને (૧) સેવા (શુશ્રૂષા), સ્નેહ અને પાતિવ્રત્ય દ્વારા અતિશય દુષ્કર એવા ધર્મને પાળતી સાધ્વી સ્ત્રીઓનું માહાત્મ્ય[1] અને (૨) સ્વકર્મ સમજીને ક્રૂર કર્મ કરતા ધર્માચરણી માણસોના આચારનું તત્ત્વ જાણવા પ્રશ્ન કરતા ઋષિએ 'પતિવ્રતોપાખ્યાન' અને 'બ્રાહ્મણવ્યાધસંવાદ' કહ્યા

કૌશિક નામનો એક તપસ્વી બ્રાહ્મણ એક વખત વનમાં કોઈ ઝાડના

---

૧. ૩ ૧૯૬-૧થી રાજા યુધિષ્ઠિરનો પ્રશ્ન (૨) ક્ષત્રિયોના ક્રૂર સ્વધર્મને અનુલક્ષીને છે જ્યારે કવિએ જવાબમાં નિરૂપેલો વ્યાધનો ધર્મ તેથી વિશેષ ક્રૂર છે, અને સાથે જ આવો ક્રૂર સ્વધર્મ ફરજ સમજીને આચરનાર શૂદ્ર જ્ઞાની, શિષ્ટ અને આચારવાળો કોઈ વિજ્ઞાની છે એમ સ્વધર્મ છોડનાર વેદાધ્યયનશીલ બ્રાહ્મણ કરતા પણ એને વિશિષ્ટ બતાવ્યો છે એમ કરીને ઋષિ વ્યાસે યુધિષ્ઠિરના પ્રશ્નનો જવાબ આપવા ઉપરાંત અસંગપણું, ફરજ અને અહિંસાનું પાર્દ વર્ણવ્યું છ

૨. આરણ્યક૦-અ ૧૯૭

૩. આરણ્યક૦-અ ૧૯૮ થી ૨૦૬

મૂળ આગળ વેદનો સ્વાધ્યાય કરતો હતો ત્યાં ઉપરથી એક બગલીએ તેના ઉપર અઘાર કરી. એટલે કૌશિકે તેના ઉપર અનિષ્ટ ચિંતવીને ક્રોધી નજર ફેંકતાં બગલી નિષ્પ્રાણ થઈને ભોંય ઉપર પડી, પછી ક્રોધ કરવા માટે બહુ પશ્ચાત્તાપ કરતો કૌશિક ગામમા ભિક્ષાર્થે ગયો અને એક પતિવ્રતા સાધ્વી સ્ત્રીને ત્યાં ભિક્ષા માગી. દરમિયાન એ બાઈનો પતિ બહારથી આવ્યો એટલે તેની પરિચર્યામાં પડતાં બાઈ બ્રાહ્મણનો ખ્યાલ ભૂલી ગઈ. પતિશુશ્રૂષા કરતાં કરતાં બ્રાહ્મણ કૌશિક તરફ નજર પડતાં એ સાધ્વી શરમાઈ ગઈ અને ભિક્ષા આપવા બહાર આવી.

એટલે ક્રોધ ન ચઢવો જોઈએ એમ સમજવા છતાં મન ઉપર કાબૂ નહિ રાખી શકતા ક્રોધ સંતપ્ત બ્રાહ્મણે પતિવ્રતા સ્ત્રીને 'બ્રાહ્મણો અગ્નિ જેવા હોઈ પૃથ્વીને પણ બાળી નાખવા સમર્થ છે' અને 'તે' બ્રાહ્મણ કરતાં યે પતિને શ્રેષ્ઠ માન્યો છે'.૪ ઇ. ક્રોધવચનો કહ્યાં.

ત્યારે સુશીલ પતિવ્રતા સ્ત્રીએ નમ્રતાથી બ્રાહ્મણોની મહત્તા અને પતિશુશ્રૂષાના સ્વધર્મપાલનને બધાં કરતાં શ્રેયસ્કર કહેવા સાથે કોણ બ્રાહ્મણ કહેવાય તે જણાવીને કૌશિકને કહ્યું કે 'આપ ધર્મજ્ઞ, સ્વાધ્યાયપરાયણ અને પવિત્ર છો, પણ ધર્મને યથાર્થ જાણતા નથી એવો મારો મત છે, માટે માતાપિતાની સેવા કરનાર સત્યવાદી જિતેન્દ્રિય એવા મિથિલાના વ્યાધ પાસે જાઓ; એ તમને ધર્મ સમજાવશે.'૫

પછી ધર્મની સૂક્ષ્મ ગતિને વિચારતો કૌશિક મિથિલા ગયો. ત્યા ધર્મવ્યાધની રહેણી-કરણી અને આચાર-વિચાર જોયાં. અને ધર્મ-અધર્મ, હિંસા-અહિંસા, પુણ્ય-પાપ, કર્મ, બ્રહ્મવિદ્યા, યોગ, સાખ્ય ઇ. અનેક વિષયો અંગે તલસ્પર્શી ચર્ચા કરી તથા શંકાસમાધાન કર્યું.

૪. જુઓ ૩-૧૯૭-૨૧, ૨૨.

૫. ૩-૧૯૭-૩૧ થી ૪૨: न देवा चाद्यां विदुः । ચરણવાળા ૭ શ્લોકો આ વિભાગમા છે.

એ 'બ્રાહ્મણ-વ્યાધસંવાદ'માં ધર્મ-અધર્મ અને હિંસા-અહિંસાની ચર્ચા કરતાં કવિએ પોતાની મર્યાદા અનુસાર સ્વકર્મનિરત રહેવાનો મત આપ્યો. મોટા અને આકર્ષક સિદ્ધાંતોની વાતોથી-દા. ત. સંપૂર્ણ અહિંસાપાલન-દોરવાયા વિના શિષ્ટોના આચારને અનુસરીને સ્વકર્મ કરવા ઉપર્યુક્ત શ્લોકથી જણાવ્યું.[૬]

આ કૌશિકને વૃદ્ધ માતાપિતા હતાં. પણ વેદપાઠ કરવાના હેતુથી માતાપિતાનો અનાદર કરીને, તેમની આજ્ઞા લીધા વિના તેણે ગૃહત્યાગ કર્યો હતો. માતાપિતાની શુશ્રૂષા કરવાના પ્રાપ્ત સ્વધર્મનો ત્યાગ કરવાને લીધે કૌશિકમાં ધર્મશીલતાને પરિણામે આવવી જોઈતી નમ્રતા અને અક્રોધ નહોતા. ધર્મવ્યાધની શિખામણથી કૌશિક ઘેર ગયો અને પુત્ર-વિયોગના દુઃખથી અંધ થયેલાં માબાપની સેવા કરવા લાગ્યો.[૭]

૨૩. श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।[૧] ६-२५-२५ गीता, ३-३५

૬. (૧) ધર્મવ્યાધના પ્રવચનમાં આ સ્થળે (૩-૧૯૯) આવતી હિંસા-અહિંસાની ચર્ચા સાથે ગાંધીજીનો લેખ Is eating Fish Violance? *(Non violance in Peace & War, Vol. II, P. 65)* સરખાવવા જેવો છે. બન્નેની દલીલો લગભગ સરખી છે. (૨) 'આત્મકથા' ભાગ ૪, પ્ર૦ ૩૯ 'ધર્મનો કોયડો' એ પ્રકરણમાં (પૃ. ૧૫૬) ગાંધીજીએ હિંસા-અહિંસાની ચર્ચા કરી છે. એમાંના વિચારો મ૦ ભા૦ના વિચારો સાથે આશ્ચર્યજનક રીતે મળતા છે.

૭. જુઓ નીચે 'સ્વધર્મ'ની ચર્ચા માટે શ્લોક ૨૩ અને નિરભિમાનીપણા-નમ્રતા માટે શ્લોક ૨૪.

૧. અ૦-૬-૪૦-૪૭ અ૦ (ગીતા ૧૮-૪૭ અ૦).

૬-૪૦-૪૭નો ઉત્તરાર્ધ આ પ્રમાણે છે. "સ્વભાવને કરનાર મનુષ્યને પાપ લાગતું નથી"

સારી રીતે આચરેલા પરધર્મ કરતાં સ્વધર્મ[2] વિગુણ હોય તો પણ તે વધારે સારો છે. સ્વધર્મમાં મૃત્યુ (પણ) સારું છે. પરધર્મ (તો) ભયાવહ છે.

યુદ્ધ કરવા સામે ઊભેલાં, સગાં, સ્નેહી અને ગુરુજનોને જોઈને ક્ષત્રિયનો પ્રાપ્ત સ્વધર્મ–ધર્મયુદ્ધ છોડવાનો વિચાર કરતા, કલૈબ્ય અને કાર્પણ્યથી ઘેરાયેલા અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણે સ્વધર્મપાલનની શ્રેષ્ઠતા સમજાવતાં આ શ્લોક ગીતામાં કહ્યો.[3]

અર્જુનને રાજ્ય ધન ઇ. જોઈતું હતું, દુર્યોધન વગેરેએ કરેલા અન્યાયને પણ દૂર કરવો હતો, તે માટે હૃદયમાં રોષ અને યુદ્ધકુશળતા બતાવવાની ઇચ્છા પણ હતા; પણ ભીષ્મ, દ્રોણ, કૃપ, શલ્ય આદિને

---

૨. (૧) સ્વધર્મ=કર્તવ્ય. જુઓ ગાંધીજીએ કરેલા ગીતાના અનુવાદ 'અનાસક્તિ યોગ'માં ૧૮-૪૭ની ટીપ; તથા ૩–૧૯૯–૧૪, ૧૫ ઇ.
(૨) જુઓ ૬–૨૪–૩૧ (ગીતા ૨–૩૧)

स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।

અને ૬–૨૪–૩૩ (ગીતા ૨–૩૩)

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

(૩) જુઓ નીચે 'કર્મ' (પ્રક૦ ૯) શ્લોક ૧૧૨ નોધ. ૮, ૯, ૧૦; 'ભારત સાવિત્રી' (પ્રક૦ ૨૧) શ્લોક ૧૯૫.

૩. धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥
૬–૨૪–૩૧ (ગીતા ૨–૩૧). =કે. ૬–૧૧૭–૩૨૫૮.

૬–૧૧૭–૩૨મા ભીષ્મે કર્ણને અહંકાર રહિત થઈને યુદ્ધ કરવાની શિખામણ આપતાં આ વચન કહ્યું હતું.

સામા પક્ષમાં ઊભેલા જોઈને તેનું હૃદય ગાઢ (આસક્તિવાળા) પ્રેમના તમસથી ઘેરાઈ ગયું. એટલે ભગવાને તેને સ્વકર્તવ્યની શ્રેષ્ઠતા બતાવી.

આ પ્રસંગ સાથે ઉપર શ્લોક ૨૨ના ઉદ્ઘાટનમાં માબાપની સેવા કરવાનો પ્રાપ્ત સ્વધર્મ મૂકી વેદાધ્યયન માટે ગૃહત્યાગ કરનાર બ્રાહ્મણ કૌશિકનો પ્રસંગ અને તેને ઉપદેશ આપનાર બ્રહ્મવેત્તા વ્યાધ કે જે માંસ વેચવાનો ધંધો કરતો હતો, તેની કથા સરખાવવા જેવી છે.[૪]

સ્વધર્મપાલન-કર્તવ્યપાલન શ્રેષ્ઠ હોવા છતાં એ પાલન કરતા મનમાં ક્રોધ ન હોવો જોઈએ, કારણ કે ક્રુદ્ધ માણસ કાર્ય-અકાર્યને યથાવત્ જાણી શકતો નથી.[૫]

પૂ. ગાંધીજીએ નાસિકમાં તા. ૨૭-૨-'૨૭ના રોજ પ્રવચન કરતા પોતાને ભગવાન શ્રીકૃષ્ણના ગીતાના ઉપદેશ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરનાર અલ્પ મનુષ્ય તરીકે વર્ણવ્યા હતા, અને પોતે અલ્પમાં અલ્પ સ્વધર્મ કયો છે તે સમજે છે એમ કહીને ઉપર લખેલ શ્લોક ટાંક્યો

૪. જુઓ નીચે શ્લોક ૪૦. સ્વધર્મપાલનની ઇચ્છાથી ધર્મરાજે ભીમ-અર્જુન નહિ પણ નકુલને જીવતો કરવાનો વર માંગ્યો, એમ શુદ્ધ જીતવા કરતા સ્વધર્મને શ્રેષ્ઠ ગણ્યો.

૫. (૧) જુઓ श्रेयान्स्वधर्मानिपगो न क्रुद्ध इति निश्चितम् ॥ ૨-૨૦-૨૨ ॥ સ્વધર્મપાલન કરનાર પણ ક્રુદ્ધ થાય તો તે સારું નથી જ એ નિશ્ચિત સિદ્ધાંત છે. વળી આરણ્યક૦ અ. ૩૦ આખો જુઓ.

(૨) જુઓ નીચે શ્લોક ૩૪, ૩૫.

(૩) સર૦ 'સંયમ' (પ્રક૦ ૧૮), શ્લોક ૧૬૪.

(૪) દુર્યોધને ક્ષત્રિયોની આજીવિકા 'જય' ઉપર જ હોઈ એ 'સ્વવૃત્તિ' પછી ધર્મ્ય હોય કે અધર્મ્ય પણ આચરવી જ જોઈએ,' એ દલીલ દ્યૂત રમવાની રજા આપવાનું ધૃતરાષ્ટ્રને સમજાવતા કરી હતી. ૨-૫૦-૧૫ ઇ.

હતો. પ્રવચનના અંતે સ્વધર્મ કરતા લોકો છેતરે તો પણ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખીને સ્વધર્માચરણ કરવાનો અનુરોધ કર્યો હતો.[૬]

'આત્મકથા'માં દક્ષિણ આફ્રિકામાંના પોતાના હિંદી ભાઈઓની મદદ માટે મુંબઈના મિત્રોને દક્ષિણ આફ્રિકા લઈ જવા માટે ગાંધીજીએ ઘણા પ્રયત્ન કર્યા પણ બધા નિષ્ફળ ગયેલા. તેમાં છેલ્લા શ્રી પેસ્તનજી પાદશાહ નામના એક સ્વદેશપ્રેમી ભાષાવિજ્ઞાની વિદ્વાન મિત્ર ગાંધીજીને હિંદમાં રહીને સેવા કરવાનો ધર્મ શ્રેષ્ઠ છે તે સમજાવવા પ્રયાસ કરેલો અને એવા ભાવનું કહ્યું કે તમને કોઈ બીજા સેવકોનો સાથ મેળવી આપવામાં પણ હું મદદ નહિ કરું! આ વિષે ગાંધીજીએ લખ્યું છે: 'આ વચન મને ન ગમ્યા, પણ પેસ્તનજી પાદશાહને વિષે મારું માન વધ્યું. તેમનો દેશપ્રેમ ભાષાપ્રેમ જોઈ હું મોહિત થયો. અમારી વચ્ચેની પ્રેમગાંઠ આ પ્રસંગથી વધારે સજ્જડ થઈ. તેમનું દૃષ્ટિબિન્દુ હું પૂરેપૂરું સમજી શક્યો, પણ દક્ષિણ આફ્રિકાનું કામ છોડવાને બદલે તેમની દૃષ્ટિએ પણ મારે તો તેને વળગી રહેવું જોઈએ એમ મને લાગ્યું. દેશપ્રેમી એક પણ અંગને બને ત્યાં સુધી જતું ન કરે, ને મારે સારુ તો ગીતાનો શ્લોક તૈયાર જ હતો.' એમ લખીને ઉપરનો श्रेयान्स्वधर्मो विगुण° શ્લોક ટાંકીને પ્રકરણ પૂરું કર્યું છે. મતલબ કે તે વખતનો દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સેવા કરવાનો પ્રાપ્ત સ્વધર્મ મૂકીને ભારતની અંદર રહી સેવા કરવાનો શ્રેષ્ઠ ધર્મ ગાંધીજીએ સ્વીકાર્યો નહિ.[૭]

એટલે સ્વધર્મનિષ્ઠ સમાજ સ્વાભાવિક હોઈ સુવ્યવસ્થિત અને ધાર્મિક–ધર્મના સર્વશ્રેષ્ઠ અર્થમાં ધાર્મિક–હોવાનો. કેમકે એવા સમાજમાં દરેક મનુષ્ય પોતાનું પ્રાપ્ત કર્તવ્ય, ક્રોધ અને અભિમાન, દીનતા અને ઈર્ષ્યા વિના સહજપણે કરતો હોય.

૬. જુઓ 'ધર્મમંથન', પૃ. ૪૫૨, ૪૫૩

૭. 'આત્મકથા', ખંડ ૧, ભા. ૨, પ્રક. ૨૩, પૃ. ૨૭૪, ૨૭૫

૨૪. यदिद वेदवचन कुर कर्म त्यजेति च ।
तस्माद्धर्मानिमान्सर्वांनाभिमान त्समाचरेत्[1] ॥ ३-२-७०

'તુ કર્મ કર અને (કર્મફળ આસક્તિનો) ત્યાગ કર' એવુ વેદવચન છે, તેથી આ (નીચે કહેલા) સર્વ ધર્મોનું અભિમાન વિના-નમ્રતાથી આચરણ કરવું

ઘૂતમા હાર્યા પછી વનમા જતા પાડવોની સાથે પાડવોના કલ્યાણ અને રજન માટે નિષ્કામ ભાવે વનમા જવા માટે સ ખ્યાબધ બ્રાહ્મણો તૈયાર થતા ત્યાર અતિથિસત્કાર માટે પાસે પૂરતુ ધન નહિ હોવાને લીધે

૧. ભ-૧૨-૧૯ ૧૬ લડાઈના અ તે વિષાદ પામતા ધર્મરાજાએ અર્જુન મતે પોતે વેદના આ બ ને અભિપ્રાય જાણે છે, તેથી સ ન્યાસી થઈ બ્રહ્મજ્ઞાન મેળવનાના ધર્મને સર્વશ્રેષ્ઠ કહ્યુ યુધિ૦ની દલીલોમા તીવ્ર બુદ્ધિશાળી મુમુક્ષુની આતરસ્થિતિ અને મ થન જણાય છે છતાય વ્યાસે યુધિ૦ની વૃત્તિનુ સમર્થન કર્યું નથી

(૧) ભભ=૧૨-૨૩૩-૧ અભ.
અભ=કે ૧૨-૨૩૪-૩ ભભ
સર° ૧૮-૩૨-૧૫ આ પુસ્તકમા 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫), શ્લોક ૭૦
ભભ=બૃહ. ઉ શા રભાષ્ય શ્રી શ કરાચાર્યે ૨ ૪-૧મા ૧૨-૨૩૭ ૧ ટાકેલ છે

(૨) ખાસ સરખાવો ઈશ ઉ ૧, ૨.

(૩) ખાસ સરખાવો ગાધીજીના '*Hindu Dharma*'માના બે લેખ (૧) 'The Golden Key' P 40 f અને (૨) 'The Haripad Speech' P. 43 f સર° નીચે શ્લોક ૨૭મા ત્રીજુ ચરણ 'કર્મ નો સ ન્યાસ' અને પાચમુ ચરણ 'એ પ્રમાણે કર્મ કરવા'

શોકાતુર યુધિષ્ઠિરે સાથે નહિ આવવાની બ્રાહ્મણોને વિનંતી કરી. બ્રાહ્મણોએ તો ધર્મરાજાને પોતાના (બ્રાહ્મણોના) પોષણની ચિંતા ન રાખવા કહ્યુ અને જણાવ્યુ કે અમો જાતે જ અમારા આહારની વ્યવસ્થા કરીશુ, પણ ધર્મરાજાનુ મન માન્યુ નહિ અને બહુ શોક કરવા લાગતા, યોગ અને સાંખ્યમા કુશળ શૌનકે તેમને હર્ષ, શોક અને દુઃખ વધારનારી તૃષ્ણા તથા ધનસંચયની અનર્થકારિતા વિષે વિસ્તારથી ચર્ચા કરી સમજાવ્યા બાદ[૨] ધર્મ વિષે પ્રવચન કરતા કહ્યુ કે 'મોહ-રાગથી આક્રાન્ત અને ઇન્દ્રિયોને વશ મૂર્ખ મનુષ્ય અનેક જાતના 'વિઘસ'[૩] યોજે છે, વિષયો સેવે છે અને પછી બ્રહ્માથી માંડીને તૃણપર્યન્તની યોનિઓમા ભટકે છે ઇ. ' તે પછી શ્રેયાર્થી મનુષ્યની ગતિ વર્ણવતા ૩–૨–૬૦ થી ૭૬ સુધીના સાત શ્લોક કહ્યા.[૪] તેમા બે રીતના

---

૨. જુઓ આ પુસ્તકમા 'અર્થદોષ' (પ્રક૦ ૮) શ્લોક ૧૦૬

૩. (૧) ગૃહસ્થધર્મ પ્રમાણે દરેક ક્રિયા માત્ર પોતાના સ્વાર્થ ખાતર નહિ કરતા દેવ, પિતૃ, સગા, આશ્રિતો, અતિથિઓ, સેવકો, પશુઓ વગેરેને જમાડવા પછી ગૃહસ્થ જમે તો તે અન્ન 'વિઘસ' કે 'અમૃત' કહેવાય છે એટલે આમા મૂળ વિચાર સ્વાર્થ કે કામ પરાયણતા નહિ હોતા વિશ્વના સર્વ પ્રાણીઓ પ્રત્યેનો સમભાવ છે પણ આ મૂળ વિચારમા સડો પેસતા, બ્રાહ્મણ શૌનકે કટાક્ષ કરીને 'ઇન્દ્રિય સુખની ઇચ્છાથી આસક્તિપૂર્વક કરાતી જુદી જુદી (કર્મકાંડ બની ગયેલી) ધાર્મિક ક્રિયાઓ' એ અર્થમા 'વિઘસ' શબ્દ પ્રયોજ્યો છે

(૨) પાલિ જાત ૩૯૩ 'વિઘાસ જાતક'મા રમતિયાળ અને આળસુ સાત 'વિઘસાશી' ('વિઘસ ખાનાર ?) સાધુ ભાઈઓની વાત છે જાતકની કથા ખાસ કાઈ કામની નથી, પણ 'વિઘસ'ના પ્રયોગ અને અર્થ ખાતર નોંધવા યોગ્ય ગણાય

૪. એ સાત પૈકીના છ શ્લોકો આ પુસ્તકના ચાલુ પ્રકરણમા શ્લોક ૨૪ થી ૨૯ સુધી મૂક્યા છે

અશાગિક ધર્મમાર્ગો બતાવીને તે જ પ્રમાણે કર્મ કરવાની અને નમના રાખીને કર્મથી બધાવાય નહિ માટે તેના ફળની આશાનો ત્યાગ કરવાની શ્રુતિની આજ્ઞા કહી સંભળાવી.

૧૨-૨૩૩-૧માં 'વ્યાસ-શુકસંવાદમાં' શુકદેવજીએ પિતા વ્યાસને દેખાતી રીતે પરસ્પર વિરોધી લાગતી શ્રુતિની આ આજ્ઞા વિષે પ્રશ્ન પૂછ્યો છે 'આવું વેદવચન છે કે 'તું કર્મ કર અને કર્મનો ત્યાગ કર ' તો જ્ઞાનથી કયી ગતિ પ્રાપ્ત થાય છે અને કર્મથી કયી ગતિમાં જવાય છે?'[૫]

ઋષિ વ્યાસે જવાબમાં જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગની બે પ્રાચીન નિષ્ઠાઓની વાત કરતાં[૬] કહ્યું કે (આસક્તિપૂર્વક) કર્મ કરવાથી પ્રાણી બંધાય છે અને વિદ્યાથી મુક્ત થાય છે. માટે પારદર્શી યતિઓ (ફલાશા રાખીને) કર્મ કરતા નથી.'[૭] એ વ્યાખ્યાનમાં જ્ઞાનનિષ્ઠાની[૮] ઉત્તમતા દેખાતાં શુકદેવના મનનું સમાધાન થયું નહિ એટલે તેમણે શ્રુતિની આજ્ઞામાં દેખાતા વિરોધનો સમન્વય વિશદપણે કરવા માટે પિતાને ફરીથી તેનો તે જ પ્રશ્ન કર્યો.[૯]

---

૫ यदिदं वेदवचनं कुरु कर्म त्यजेति च ।
कां दिशं विद्यया यान्ति कां च गच्छन्ति कर्मणा ॥ १२-२३३-१

૬. જુઓ ગીતા અ ૩-૩ (૬-૨૫-૩).

૭. ૧૨-૨૩૩-૭,=બૃહ ઉ શાં. ભાષ્ય ૨-૪-૧ ત્યાં આ શ્લોક ઉધ્ધૃત કરેલ છે.

૮. આ વ્યાખ્યાનમાં 'કર્મ'નો અર્થ 'આસક્તિવાળા સામાન્ય કર્મ' ઉપરાંત વૈદિક 'કર્મકાંડ' એટલે કે યજ્ઞ-યાગ, દાન, અધ્યયન, તપ' એવો અર્થ પણ દેખાય છે 'કર્મકાંડ'નો વિરોધ તેના ભાવ પરત્વે છે જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૨૦ પૃ ૨૬ થી

૯. वेदे वचनमुक्तं तु कुरु कर्म त्यजेति च ।
कथमेतद्विजानीयां तच्च व्याख्यातुमर्हसि ॥ १२-२३४-२.

એટલે મહર્ષિ વ્યાસે ટૂંકમા અનુક્રમે આશ્રમધર્મ પાળીને છેવટે સંન્યાસાશ્રમ પાળવા કહ્યું.[૧૦]

શુકદેવ તો ખૂબ તેજસ્વી વિદ્યાર્થી હતા. તે આવા ટૂંકા ખુલાસાથી કેમ સંતોષ પામે? તેમણે વિનયથી પિતાને ફરીથી કહ્યું કે ‘આ વેદવચન દેખીતું જ પરસ્પરવિરોધી છે. તો પછી એમાં શાસ્ત્રત્વ જ કયા રહ્યું? વળી કર્મનો વિરોધ કર્યા વિના મોક્ષ કેમ મળે તે મારે જાણવું છે, તો મને સમજાવો.’[૧૧]

પુત્રની પ્રબળ જિજ્ઞાસા જોઈને મહર્ષિ વ્યાસે વિસ્તારથી, યોગ્યતાનુસાર, પોતાને જેમ ઠીક લાગે તેમ, પણ રાગદ્વેષરહિત થઈને (अकामद्वेषसंयुक्तः) મનુષ્ય[૧૨] (૧) ચાર પૈકીના ગમે તે એક આશ્રમ-ધર્મનું બરાબર પાલન કરે અથવા (૨) શાસ્ત્રવિધિ પ્રમાણે અનુક્રમે ચારે આશ્રમધર્મોનું પાલન કરે તો તેને પરમગતિ મળે એમ સ્પષ્ટ સમજાવ્યું.

ચાર આશ્રમધર્મોને ચાર પગથિયાવાળી, બ્રહ્મલોકમા પહોંચાડનારી નીસરણી સાથે સરખાવ્યા છે, જેના વડે મનુષ્ય અનુક્રમે વિકાસ સાધતો, રાગદ્વેષ ઓછા કરતો, બ્રહ્મવિદ્ થાય છે.[૧૩] અર્થાત્ આસક્તિ નિર્મૂળ થાય તેવી રીતે કર્મ કરવાથી–કર્મફળનો–ત્યાગ કરવાથી પરમગતિ મળે છે. કર્મફળનો ત્યાગ કરનારને કર્મ કર્તાને કોઈ રીતે બંધનમા નાખી શકતું નથી.[૧૪]

૧૦. ૧૨-૨૩૪-૫ થી ૯.

૧૧. ૧૨-૨૩૫-૧૦, ૧૧. સર૦ ૧૨ ૩૫૨-૧૦, ૧૧.

૧૨. ૧૨-૨૩૪-૧૨ થી; ૧૨-૨૬૨-૧ થી ૨૨ ‘ગોકપિલિય’મા આ વિચાર વધુ વિસ્તાર અને સ્પષ્ટતાથી રજૂ થયેલો છે.

૧૩. ૧૨-૨૩૭-૩૦ થી ૩૬.

૧૪. જુઓ ૧૨-૨૪૧-૧૪.=કે. ૧૨-૧૮૭-૫૯ અને શાંતિ૦ ક્ષેપક પરિશિષ્ટ ૨-૧. વળી સર૦ ગીતા ૨-૫૧ અને એવા જ બીજા સંખ્યાબંધ સંદર્ભો.

મહર્ષિ વ્યાસે મ૦ભા૦માં દર્શાવેલા ભારતીય સંસ્કૃતિના કેટલાક મૂળભૂત વિચારો પૈકી એક ઘણો મહત્ત્વનો 'કર્મફળત્યાગ'નો વિચાર છે.[૧૫] ભગવદ્‌ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને આજ્ઞા કરી છે, 'કર્મ કરવાનો જ તારો અધિકાર છે, (તેના) ફળનો કદિ નહિ. કર્મનું ફળ તારો હેતુ ન હજો. કર્મ ન કરવા માટે પણ તારો આગ્રહ ન હજો.'[૧૬] આની સાથે જ ઈશોપનિષદ્ તરત જ યાદ આવે છે.[૧૭] 'આ જગતમાં જે કંઈ છે તે સર્વ ઈશ્વરનું (સત્તાધારી પરાત્પર પુરુષ અને આ પારનો આત્મા એ બન્ને વસ્તુત: એક જ છે[૧૮]) છે તેથી તેને નામે (કર્મફળ) ત્યાગ કરીને (જે આવી મળે તે) ભોગવ. કોઈના ધનનો લોભ કરીશ

૧૫. જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) નોંધ ૨૦ પૃ. ૨૬ થી

૧૬. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥
૬-૨૪-૪૭ (ગીતા. ૨-૪૭) કડ = ચોગ. વા. ૬-૫૪-૨૬.

વળી મ૦ભા૦માં ગીતામાં અને અન્યત્ર કર્મફળની આશા રાખનારાઓને પામર-કૃપણ (कृपणा फलहेतव ૬-૨૪-૪૯ (ગીતા ૨-૪૯),જુઓ ૧૨-૭-૧૫, ૧૮-૧૩, ૨૫૭-૭) કહ્યા છે. સર૦ નીચે 'અર્થદોષ' (પ્રક૦ ૮) શ્લોક ૧૦૭, ૧૦૮ની નોંધ ૨૫.

૧૭. ईशावास्यमिदं सर्वम् यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृध: कस्य स्विद् धनम् ॥
कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समा ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥
ઈશ ઉ. મન્ત્ર ૧-૨.

'ત્યાગ' માટે જુઓ આ પુસ્તકમાં 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૫૭

૧૮. योऽसावसौ पुरुष: सोऽहमस्मि ॥ ઈશ. ઉ મન્ત્ર ૧૬

નહિ. આ લોકમાં (ફલેચ્છા વિના) કર્મો કરતાં કરતાં એકસો વરસ જીવવાની ઇચ્છા રાખવી. તારે દેહધારીને માટે આ માર્ગ છે. આ સિવાય બીજો માર્ગ નથી. માણસને કર્મ વળગતું નથી. (કર્મફળની આસક્તિ વળગે છે.)[૧૯]'

પૂ. ગાંધીજીએ એક પ્રવચનમાં ઈશોપનિષદના કર્મફળત્યાગના વિચારને સમગ્ર હિંદુધર્મના અને તેનાં તમામ શાસ્ત્રોના સારરૂપે કહીને ભગવદ્‌ગીતાને આ વિચારના ભાષ્યરૂપે ગણાવી છે. ઈશોપનિષદના પ્રથમ મન્ત્રની મહત્તા વર્ણવતા તેમણે કહ્યું છે કે 'કારણવશાત્ ઉપનિષદો અને સર્વે શાસ્ત્રો બળીને ભસ્મ થઈ જાય પરન્તુ જો ઈશોપનિષદનો પહેલો મન્ત્ર આખો હિંદુઓના સ્મરણમાં રહે તો હિંદુધર્મ અમર રહેશે એવો

---

૧૯. સર° (૧) न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥
૬-૨૫-૫ (ગીતા ૩-૫).

(૨) न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥
૬-૪૦-૧૧ (ગીતા ૧૮-૧૧).

(૩) उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
सङ्करस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥
૬-૨૫-૨૪ (ગીતા ૩-૨૪).
સર° ૩-૩૩-૧૦ અબ.

(૪) આસક્તિવાળાં કર્મ કરવા માટે પણ ઉપર ત્રણ નોંધોમાં જણાવેલી દલીલો થઈ શકે છે. તેનો ખ્યાલ કવિને છે જ. એટલે આરણ્યક० અ. ૩૩માં દ્રૌપદીના નીતિવાદમાં તેનો છૂટથી ઉપયોગ કર્યો છે. એ પ્રસંગના સારાંશ માટે જુઓ નીચે શ્લોક ૩૭.

મારો આખરી મત છે.'[૨૦] એ જ પ્રવચનમાં એમણે આ મન્ત્રને સર્વ ધર્મીઓ અને સર્વ 'શાસ્ત્રી' કે 'વાદી'ઓને સંતોષ આપનાર ગણાવ્યો છે. વળી બીજા એક પ્રવચનમાં ગાંધીજીએ આ મન્ત્રને (અર્થાત કર્મફળત્યાગના વિચારને) વિશ્વના કોઈ પણ ભાગમાંથી ખોળી શકાય

---

20. (1) 'But I have fixed upon one mantra that I am going to recite to you, as containing the whole essence of Hinduism. I have now come to the final conclusion that if all the Upanishadas and all the other scriptures happened all of a sudden to be reduced to ashes and if only the first verse in the Ishopanishad were left intact in the memory of Hindus, Hinduism would live for ever.'

'× × × All the other mantras of that ancient (Isha) Upanishad are a commentary or an attempt to give us the full meaning of the first mantra. As I read the mantra in the light of the Gita or the Gita in the light of the mantra I find that the Gita is a commentary on this mantra. It seems to me to satisfy the cravings of the socialist and the communist, of the philosopher and the economist. I venture to suggest to all who do not belong to the Hindu faith that it satisfies their cravings also...'

(Vide 'The Golden Key' in *Hindu Dharma*, P. 41 to 43)

(૨) ગાંધીજીએ ઉપર કહ્યું છે તેમ ગીતા ઈશોપનિષદ્‌નું ભાષ્ય છે પણ સૂત્રાત્મક એટલે મહાકવિ વ્યાસે એ ઈશોપનિષદ્‌ભાષ્ય ગીતાને કેન્દ્રમાં રાખી પોતાની મનોહર, મનોરમ, શીતળ, લાલિત્યભરી, દૃઢ અને નિર્બલતાની છાંટ વિનાની અનોખી સર્જક શૈલીમાં પૌરાણિક આખ્યાનો ઇતિહાસો અને જ્ઞાનના તમામ વૃક્ષોને મૂળ અને શાખા પ્રશાખાઓ સહિત મહાભારતમાં ગૂંથીને એ ગીતા ઉપર મહાભાષ્ય રચ્યું છે.

તેના તત્ત્વજ્ઞાનના અને ધર્મના ભંડાર તરીકે તથા તેનાથી (અર્થાત્ તત્ત્વજ્ઞાન અને ધર્મની) વિરુદ્ધ હોય તે બધાથી મુક્તરૂપે જણાવ્યો છે [૨૧] એ જ પ્રવચનમાં શ્રુતિપ્રામાણ્ય બતાવતાં ગાંધીજીએ કહ્યું છે કે 'ઈશોપનિષદ' એ શ્રુતિ છે અને તેની સાથે જે કંઈ અસંગત હોય તેને છોડી દેવું જોઈએ [૨૨] વગેરે

શ્રીમત્ શંકરાચાર્યે ઈશોપનિષદ્‌ભાષ્યમાં પ્રથમ મન્ત્રના ચોથા ચરણનો ઉપર જણાવ્યા કરતાં બીજી જાતનો (બીજો) અર્થ પણ કર્યો

21 'Now I suggest to you that the whole of the philosophy or religion found in any part of the world is contained in this mantra, and it excludes everything contrary to it According to canons of interpretation, anything that is inconsistent with Shruti–and Ishopanishad is a Shruti is to be rejected altogether ' (Vide 'The Haripad Speech' *in Hindu Dharma*, P 43, 44 cf The Golden Key' in *Hindu Dharma*, P 42 )

૨૨. (૧) 'શ્રુતિપ્રામાણ્ય'નો ગાંધીજીનો આ વિચાર સંકુચિત નથી બૌદ્ધિક અને નૈતિક દૃષ્ટિએ અસંગત લાગે તેવા શાસ્ત્રના ગમે તેટલા વિદ્વત્તાપૂર્ણ અર્થથી બંધાવાની ગાંધીજી ચોખ્ખી ના જ પાડે છે (જુઓ 'ધર્મમંથન' પૃ ૪ અને (*Hindu Dharma p 7*), વેદવ્યાસનો પણ એવો જ મત છે (૧) વનવાસ દરમિયાન એક સમયે વ્યથિત ભીમસેને ધર્મરાજાને 'કૌરવોને કપટથી મારવા જોઈએ તથા કપટીને કપટથી મારવામાં કંઈ જ પાપ નથી,' વગેરે સમજાવ્યું અને સ્મૃતિનિષ્ણાતોનું અને વેદોનું પ્રામાણ્ય આપી તેર દિવસ બરાબર તેર વર્ષના વનવાસનો કાળ પૂરો થયો લેખી દુર્યોધન પાસેથી રાજ્ય પાછું મેળવવા માટે પ્રેર્યા

तथा भारत धर्मपु धर्मज्ञैरिह दृश्यत
अहोरात्र महाराज तुल्य सवत्सरेण हि ॥ ३–४९–२१.
तथैव वेदवचन श्रूयते नित्यदा विभो ।
सवत्सरो महाराज पूर्णो भवति कृच्छ्रत ॥ ३–४९–२२

છે. 'આકાંક્ષા ન કર, કે ધન કોનું છે?[૨૩]' એવો આક્ષેપસૂચક અર્થ પણ થઈ શકે છે અર્થાત્ ધન કોઇનુંય નથી તેથી તેને પડાવી લેવાની ઇચ્છા ન થવી જોઈએ'. આ બીજા અર્થને અનુલક્ષીને મહાભારત

यदि वेदाः प्रमाणं ते दिवसादृर्ध्वमच्युत ।
त्रयोदश समाः वालो ज्ञायतां परिनिष्ठितः ॥ ३-४९-२३

'તેમ જ હે ભારત! હે મહારાજ! અહીં ધર્મ(શાસ્ત્રો)માં ધર્મનો અહોરાત્રને સંવત્સરની સમાન ગણ્યો છે (જુઓ જૈમિનીય 'પૂર્વમીમાંસાસૂત્ર' ૬-૭-૩૧ થી ૪૦). તેવી જ રીતે હે વિભુ! હે મહારાજ! આ વેદવચન સદૈવ સંભળાય છે કે કૃચ્છ્રવ્રત કરવાથી એક વર્ષ (માં પૂર્ણ કરવાનું વ્રત) પૂર્ણ થાય છે. હે અચ્યુત! જો વેદો તમને પ્રમાણરૂપ હોય તો તેર દિવસ પૂરા થતાં તમે તેર વર્ષનો કાળ પૂરો થયેલો જાણો.'

પણ ધર્મરાજે સરળ રીતે જવાબ આપ્યો, 'હે મહાબાહુ? તેર વર્ષ પૂરા થતાં તું ગાંડીવધન્વા અર્જુનની સાથે દુર્યોધનને જરૂર હણીશ જ. પણ હે પાર્થ! તું આજે યોગ્ય વખત આવ્યો છે એવું જે કહે છે, તે અનૃત બોલવાનો ઉત્સાહ હું ધારણ કરી શકું એમ નથી, કારણ મારામાં અનૃત નથી.' (૩-૪૯-૨૬, ૨૭).

(૨) સર૰ શાંતિ૰ અ. ૨૬૧, ૨૬૨, 'ગોકપિલિય'માં કપિલ-સ્યૂમરશ્મિ વચ્ચે વેદપ્રામાણ્ય અંગે થયેલી વિસ્તૃત ચર્ચા, અને ચર્ચા સમેટી લેતા કપિલ ઋષિએ ઉચ્ચારેલાં ઉત્તમ વચનો. તે વચનો પૈકીનું એક આ પ્રમાણે છે:

वेदांश्च वेदितव्यं च विदित्वा च यथास्थितिं ।
एवं वेदविदित्याहुरतोन्यो वातरेचकः ॥ १२-२६२-४०

જે મનુષ્ય વેદો અને વેદિતવ્ય બરાબર જાણીને (વેદ અને તેનું રહસ્ય, જ્ઞાન અને કર્મ) તે પ્રમાણે (નિર્મમ અને નમ્ર થઈને) વર્તે છે તે જ વેદવેત્તા છે, બીજો તો વાયડું બોલનારો છે.

૨૩. अथवा मा गृधः । कस्मात् ? कस्यस्विद्धनमित्याक्षेपार्थो न कस्यचिद्धनमस्ति यद्गृध्येत । ઈશ. ઉ. શાં.ભા. ૧.

અન્તર્ગત અનુગીતામા આવેના 'જનક અને બ્રાહ્મણના સવાદ'મા ભાષ્ય કરેનુ છે[૨૪]

બૃહદા-ણ્યક ઉપનિષદમા 'યાજ્ઞવ'લ્ક્ય-મૈત્રેયીસવાદ'મા ધનેચ્છાના ઉન્મૂલન પછી મમત્વત્યાગ અને છેવટે કર્મ તથા જ્ઞાનની પરમ સિદ્ધિ-અદ્વૈતાનુભવનુ વર્ણન છે, એને મ૦ભા૦મા વેદપ્રામાણ્ય તરીકે ઉલ્લેખાયેલા ઈશોપનિષદના મન્ત્ર ઉપર યાજ્ઞવ'લ્ક્યનુ ભાષ્ય ગણવુ જોઈએ.[૨૫]

જેમ ગાધીજીએ ઈશોપનિષદના મન્ત્રને હિંદુધર્મ અને/અથવા સમગ્ર ધર્મ અને તત્ત્વજ્ઞાનના સારરૂપે કહ્યો છે તેની જ રીતે મ૦ભા૦ના વિદ્વાન કવિએ એ મન્ત્ર ઉપરના પોતાના પ્રવચનને નીચે પ્રમાણે વર્ણવેલુ છે 'સર્વ વેદોના રહસ્યરૂપ, અનુમાન કે આગમ પ્રમાણથી સમજાય નહિ પણ સ્વાનુભવથી જ સમજાય તેવુ, ધર્મ અને સત્યને લગતા બધા આખ્યાનો અને ઋગ્વેદની દશ હજાર ઋચાઓમાથી મથન કરીને તારવેલુ આ પ્રવચન છે દહીંમાથી જેમ માખણ અને લાકડામાથી જેમ અગ્નિ કાઢવામા આવે છે તેની રીતે વિદ્વાનોને પણ જ્ઞાનપ્રદ આ જ્ઞાન પુન શુકદેવને શિક્ષણ આપવા સારુ સમુદ્ધૃત કર્યું છે'[૨૬] એમ કહીને વૈદિક તથા બીજા સર્વ ધર્મોના સાર રૂપે ગણ્યુ છે[૨૭]

---

૨૪. ૧૪-૭૨-૧૫, આ પુસ્તકમા જુઓ 'બ્રહ્મવિદ્યા (પ્રક૦ ૫) શ્લોક ૭૦

૨૫. બૃહ ઉ ૨-૪, મ૦ભા૦ના 'વ્યાસશુકસવાદ'મા (૧૨ ૨૩૩-૧૫, ૧૬) 'બૃહદારણ્યક ઉપનિષદ' (૧-૫-૧૪)નો ઉલ્લેખ છે તેથી મ૦ભા૦ના ઋષિકવિ બૃહ ઉ ના આ સદર્ભથી સપૂર્ણ વાકેફ હોવા જ જોઈએ.

૨૬. જુઓ ૧૨-૨૩૮ ૧૩ થી ૧૫

૨૭. હિંદુધર્મની મહત્તા પણ આમ સર્વ ધર્મ કે દર્શનોમા જે કંઈ શ્રેષ્ઠ, વરિષ્ઠ અને વરેણ્ય હોય તેને પોતાનામા સમાવી દેવાની રહી છે મ ગાધીજીએ મ૦ભા૦ના દૈવી કર્તાના પ્રખ્યાત શ્લોક (૧-૫૬-૩૩, જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૧૧ની નોંધ (પૃ ૨૧)૪(૧)નો આધાર ટાકી તેમા સહેજ ફેરફાર કરી એમ જણાવ્યુ છે કે, જે સારતત્ત્વ બીજા ધર્મમા છે તે હિંદુધર્મમા તો મળશે જ, પણ જે તેમા (હિંદુધર્મમા) નહિ મળે તે સારતત્ત્વ જ નહિ હોય *Hindu Dharma*, P 4

ઉપર્યુક્ત શ્લોકના વિચારોના ઉપનિષદના ઋષિ અને મહાભારતના ઋષિ પ્રત્યક્ષ આચારના ત્રણ વિચાર એકીસાથે રજૂ કરે છે

(૧) ઈશ્વરની સત્તાનો સ્વીકાર અને તેમાં શ્રદ્ધા એ ઈશ્વર જગતમાં સર્વ સ્થળોએ સરખી રીતે વ્યાપ્ત હોઈ કોઈ વ્યક્તિ નથી, પણ સમતા, વિશાળતા, ચૈતન્ય, સત્તા ઇત્યાદિ છે

(૨) મનુષ્યે પોતે કર્મફળત્યાગની વૃત્તિ રાખીને જીવવું

(૩) અને (અ) પોતાના મત મુજબ બીજાઓ ત્યાગવૃત્તિથી ન જીવતા હોય તો તેમનું પડાવી લેવાની વૃત્તિ તેમની ઈર્ષ્યા—જેમાંથી 'મન્યુ'[૨૮] પેદા થાય છે—ન કરવી (બ) ધન કોઈનું ય નથી એ સમજી કોઈનું પડાવી લેવાની વૃત્તિ ન કરવી

'શાંતિપર્વમાંનું' વ્યાસનું પ્રવચન કર્મ અને ત્યાગના વિષયને અનેક દૃષ્ટિકોણથી છણે છે ઉપર નિર્દેશેલા શ્લોકો (૧૨-૧૭૮-૧૦ થી ૧૫) ઉપરાંત પણ એ પ્રવચન ચાલુ છે તેમાંનો નીચેનો શ્લોક ખાસ ધ્યાન ખેંચે તેવો હોઈ અહીં મૂક્યો છે

'આ (તત્ત્વજ્ઞાન) જાણવાથી બુદ્ધ થવાય છે, એ (સિવાય) બુદ્ધનું બીજું શું લક્ષણ હોઈ શકે? એ જાણવાથી કૃતકૃત્ય થયેલા મનીષીઓ મુક્ત થાય છે'[૨૯]

---

૨૮. મન્યુ'=પોતાકર્ષ દેખીને થતો ઈર્ષ્યાસમુત્થિત ક્રોધ અને દૈન્ય શોક અસૂયા આદિ લાગણીઓ જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લો૦ ૧ નોંધ ૧, પૃ ૧

૨૯. (૧) एतद्बुद्ध्वा भवेद्बुद्धः किमन्यद्बुद्धलक्षणम् ।
विज्ञायैतद्विमुच्यन्ते कृतकृत्या मनीषिण ॥
१२-२४१-११ = દે ૧૨-૧૮૭-૫૭
અભ=વિ ૧૨-૨૮૫-૪૫. (ઉપ૦ B).

પણ આ કર્મફળત્યાગનો ધર્મ નહેલાઈથી કેમ સિદ્ધ થાય? નિરભિમાન-નમ્રતા[30] વિના એ સધની જ ન શકે તેથી શૌનકના મુખમા મહાકવિએ અભિમાન રહિત થઈને ધર્માચરણ કરવાની વાત મૂકી મ૦ ભા૦મા કેટકેટલે અનેક ધાર્મિક અને પવિત્ર પુરુષો પણ થોડાક અહંકારને કારણે પતન પામ્યાનુ નોંધ્યુ છે. એ સિવાય તેના ઉપાખ્યાનોમા પણ અભિમાનથી થતા શ્રેયોહ્રાસન કથન છે. એમાના થોડાક ઉદાહરણો જોઈએ (૧) રાજર્ષિ યયાતિ પોતાના અતુલ તપથી સ્વર્ગમા ગયો ત્યા પોતાના તપને અભિમાનપૂર્વક વર્ણન કરતા શ્રેય ગુમાવતા તેનુ પતન થયુ.[31] (૨) પાંચે પાંડવો અને દ્રૌપદી મહાપ્રસ્થાન કરવા નીકળ્યા ત્યારે અનુક્રમે દ્રૌપદી, સહદેવ, નકુલ, અર્જુન

---

(નોંધ ૨૯ ચાલુ)

'બુદ્ધ', 'બુધ્યમાન', 'બોધ્ય', 'સંબુદ્ધ', 'પ્રબુદ્ધ', 'પ્રતિબુદ્ધ' 'અનુબુદ્ધ', 'વિબુદ્ધ', 'બુદ્ધત્વ' જ બૌદ્ધધર્મ અને બુદ્ધનુ સીધુ સ્મરણ કરાવતા ઉલ્લેખ માટે જુઓ ૧૨-૧૭૧-૫૮, ૨૭૭-૪૫ ૨૮૫-૩૯થી, ૨૯૬-૧થી, ૧૩-૧૪૭-૧૪ વગેરે (૨) 'આરણ્યકપર્વ'ના બીજે અધ્યાય જેમાથી ઉપરનો (૩-૨-૭૦) શ્લોક લીધો છે તે વિભાગ વૈદિક અને બૌદ્ધ ધર્મોનો સમન્વય કરે છે જુઓ નીચે શ્લોક ૨૮ ૨૯ એ જ રીતે સ્ત્રીઓ માટે 'સંબુદ્ધા' ઉલ્લેખ મળે છે જુઓ ૧૨ ૧૯૮-૫૧ મ૦ ભા૦ કથિત 'બુદ્ધ' બૌદ્ધોના બુદ્ધ (શાક્યમુનિ અને 'જ્ઞાની' બન્ને અર્થમા) અને જૈનોમા 'જ્ઞાની' તથા 'તીર્થંકર' (દા ત ઉ સૂત્ર ૨૫-૩૪) આ બે અર્થમા વપરાયેલ 'બુદ્ધ' એ શબ્દો એક સર્વસામાન્ય વિચારસરણીના પ્રતીકો ગણાય આવુ સામ્ય જણાવતા બીજા અનેક શબ્દો છે, પણ એ સર્વનો નિર્દેશ અહીં થઈ શકે એમ નથી

૩૦. સરદાર ગાંધીજીના 'નમ્રતા' વિષેનો લેખ 'મંગળ પ્રભાત' પૃ ૪૧ થી

૩૧. (અ ૧) આદિ અ ૮૩, (અ ૨) જુઓ 'સત્ય' (પ્રક૦ ૬) શ્લોક ૪૫ (૩) ઉદ્યોગ અ ૧૧૮ થી ૧૨૧

અને ભીમનુ પતન થયુ, તેના દ્રૌપદીના પતનનુ કારણ અર્જુન પ્રત્યેનો પક્ષપાત હતો જ્યારે ચાર પાંડવોના પતનનુ કારણ તેમનો ચોક્કસ બાબતોનો અહંકાર હતો [32] (૩) 'યવક્રીતોપાખ્યાન'[33]મા વરદાન મેળવીને વગર અભ્યાસે વેદનુ જ્ઞાન મેળવીને છકી ગયેલા યવક્રીતનો વિનાશ બતાવ્યો છે આ આખ્યાન અતર્ગત કથામા વરદાનથી ચિરાયુષી બનેલા, બાલધી ઋષિના પુત્રનો ગર્વથી વિનાશ કેમ થયો તેની કથા છે [34]

---

૩૨. મહાપ્રાસ્થાનિક અ ૨

૩૩. આરણ્યક અ ૧૩૫ થી ૧૩૯, જુઓ ચાલુ પ્રકરણમા શ્લોક ૨૧મા કૌશિકની કથા અને શ્લોક ૪૧મા ભરદ્વાજની કથા

૩૪ (૧) નમ્રતા માટે સરખાવો તુલસીદાસની વાણી 'વૈરાગ્ય સદીપની'મા

ગ્રહ કાર કી અગ્નિ મે, દહત સ ક્લ સસાર ।
તુલસી બાચે સતજન, કેવલ શાતિ-અધાર ॥ ૫૩

મહાશાતિ જલ પરસિકે, શાત ભયે જન જોઈ ।
ગ્રાહ અગ્નિ તે નહિ દહે, કોટિ કરે જો કોઈ ॥ ૫૪

(૨) વળી સરખાવો "રામાયણ'મા
કબિત બિબેક એક નહિ મોરે । સત્ય કહઉઁ લિખિ કાગદ કોરે ॥
બા કા ૧૨મા દોહા પછી ૧૧મી ચોપાઈ

કોરા કાગળ ઉપર લખી સાચુ કહુ છુ કે મને બિલકુલ કાવ્યજ્ઞાન નથી
હૌ હુ કહાવત સબુ કહત, રામ સહત ઉપહાસ ।

સાહિબ સીતાનાથ સો, સેવક તુલસીદાસ ॥ બ કા દોહા ૩૫

બધા લોક મને (શ્રી રામનો સેવક) કહે છે તથા હુ પણ કહેવડાવુ છુ. અને શ્રી રામ આ ઉપહાસ સહન કરે છે કે 'સીતાપતિ રામચન્દ્ર જેવા સ્વામીનો તુલસીદાસ જેવો સેવક છે'

(૩) દયા ધર્મ કો મૂલ હૈ પાપ મૂલ અભિમાન । તુલસીદાસજીનુ પ્રસિદ્ધ સુભાષિત

સમગ્ર મહાભારતમા ફળત્યાગ અને અભિમાનત્યાગપૂર્વક 'ધર્મ' બની ગયેલા કર્મ આચરવા ભારપૂર્વક જણાવેલુ છે

૨૫. इज्याध्ययन दानानि तप सत्य क्षमा दम ।
अलोभ इति मार्गोऽय धर्मस्याष्टविध: स्मृत[१] ॥ ३-२-७१

૨૬. तत्र पूर्वश्चतुर्वर्ग पितृयानपथे स्थित ।
कर्तव्यमिति यत्कार्य नाभिमानात्समाचरेत्[२] ॥ ३-२-७२

૨૭ उत्तरो देवयानस्तु सद्भिराचरित: सदा ।
अष्टाङ्गेनैव मार्गेण विशुद्धात्मा समाचरेत् ॥ ३-२-७३

યજ્ઞ, અધ્યયન, દાન, તપ[૩], સત્ય, ક્ષમા, દમ અને અલોભ–આ ધર્મનો અષ્ટવિધ માર્ગ કહ્યો છે

તેમા પહેલા ચાર (યજ્ઞ, અધ્યયન, દાન અને તપ) પિતૃયાન માર્ગમા લઈ જનાર છે (માટે) જે કર્તવ્ય કર્મ છે તે કરવા (પણ) અભિમાન વિના કરવા[૪]

---

૧. (૧) –ક્ષે ઉદ્યોગ ક્ષેપક ૨૧૨
–ક્ષે હિતોપદેશ ૧–૮
(૨) બૌદ્ધ આર્ય અષ્ટાંગિક મ ગ સાથે સરખામણી માટે નીચે જુઓ શ્લોક ૨૮, ૨૯

૨. સર° ઉદ્યોગ ક્ષેપક ૨૧૩
સર° હિતોપદેશ ૧–૯

૩. જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૨૦, પૃ ૨૬ થી

૪. સર° યજ્ઞ, દાન અને તપ (ફલાસક્તિ વિના) કરવા જ એવી આજ્ઞા કરતુ ગીતા વચન

कार्यमित्येव यत्कर्म नियत क्रियतेऽर्जुन ।
सङ्ग त्यक्त्वा फल चैव स त्याग सात्त्विको मत ॥
૬–૪૦–૬ (ગીતા ૧૮–૯)

જ્યારે પાછળના ચાર (સત્ય, ક્ષમા, દમ અને અલોભ) દેવયાન માર્ગે લઈ જનાર છે (અને) સત્પુરુષો સદા તેનું આચરણ કરે છે વિશુદ્ધ ચિત્તવાળાએ અષ્ટાંગ માર્ગ અનુસાર જ[5] આચરણ કરવું.

ઉપરના શ્લોક ૨૪ના અનુસંધાનમા બ્રાહ્મણ શૌનકના પ્રવચનમા આ ત્રણ શ્લોક છે એમા કહેલા ધર્મના આઠ અંગ પૈકી પ્રથમના ચાર—યજ્ઞ, અધ્યયન, દાન અને તપ—જો દેખાવ ખાતર કરવામા આવે તો પિતૃયાન પથમા—જે માર્ગે જન્મમરણના ચક્રમા ફરવુ પડે—લઈ જનાર છે, જ્યારે બાકીના ચાર—સત્ય, ક્ષમા, દમ અને અલોભ—ફલાશા રાખીને આચરી શકાતા જ નથી તેથી દેવયાન માર્ગમા—બ્રાહ્મી સ્થિતિમા—લઈ જનાર છે[6] તેથી મનના ભાવો વડે પ્રથમના ચાર ધર્માગોના આચરણને વિશુદ્ધ

---

૫. આ તથા નીચે શ્લોક ૨૮, ૨૯મા વર્ણવેલા એમ બન્ને પ્રકારના અષ્ટાંગ માર્ગ અનુસાર

૬. (૧) સર° सत्येन पन्था विततो देवयान । મુણ્ડક ઉપ ૩-૧-૬ દેવયાન પથ સત્ય વડે જ ખુલ્લો થાય છે સત્યના તેર આ [રો] માટે જુઓ 'સત્ય' (પ્રક૦ ડ) શ્લોક ૪૮

(૨) પિતૃયાન પથ અને દેવયાન પથ વિષે આ ઉદ્ઘાટન કઈક અનુમાનથી અને કઈક મ૦ ભા૦ના અભ્યાસથી બ ધાયેલા અભિપ્રાયને લીધે કર્યુ છે ગીતા ૮-૨૪ ૨૫ બૃ ઉ ૬-૨-૧૫, ૧૬, છા ઉ ૫-૧૦-૧ થી ૮ વગેરે સ્થળોએ પિતૃયાન અને દેવયાન પથનુ વિવરણ છે પણ તે સમજવુ ખૂબ જ અઘરુ છે આપણા મહાન વિચારક અને યોગી સ્વામી વિવેકાનંદે લંડનમા તા ૧૨-૧૧-૧૮૯૬ના રોજ કરેલા પ્રવચનમા છાંદોગ્ય ઉપનિષદની કથાનો બે વખત ઉલ્લેખ કર્યા બાદ દેવયાન અને પિતૃયાન પથ વિષે બોલતા આ પ્રમાણે કહ્યુ હતુ 'હવે આપણે એવા વિલક્ષણ સિદ્ધાંત પ્રતિ આવી પહોચ્યા છીએ કે જેનો ઘણો ભ ગ મારા પોતાથી પણ યથાર્થ સમજી શકાતો નથી, છતા તમારામાથી કોઈ કુશાગ્રબુદ્ધિને એમાથી કઈ તારતમ્ય જડી આવે,

કરવાં અને બાકીના ચાર ધર્માંગો તો મનના ભાવોની વિશુદ્ધિ વિના આચરી શકાતાં જ નથી, તેથી એવા વિશુદ્ધ ચિત્તવાળાઓએ નમ્રતાપૂર્વક આ ધર્મોનું આચરણ કરવું. નમ્રતા વિના ધર્માચરણ સંભવી શકતું નથી.

૨૮. सम्यक्संकल्पसंबन्धात्सम्यक्चेन्द्रियनिग्रहात् ।
सम्यग्व्रतविशेषाच्च सम्यक्च गुरुसेवनात्[1] ॥ ३-२-७४

२९. सम्यगाहारयोगाच्च सम्यक्चाध्ययनागमात् ।
सम्यक्कर्मोपसंन्यासात्सम्यक्चित्तनिरोधनात् ।
एवं कर्माणि कुर्वन्ति संसारविजिगीषवः ॥ ३-२-७५

(૧) સમ્યક્ સંકલ્પના સંબંધથી, (૨) સમ્યક્ ઇન્દ્રિયનિગ્રહથી, (૩) સમ્યક્ વ્રતવિશેષથી,[2] (૪) સમ્યક્ ગુરુસેવનથી, (૫) સમ્યક આહારયોગથી, (૬) સમ્યક્ આગમ–અધ્યયનથી, (૭) કર્મના (ફળના) સમ્યક્ સંન્યાસથી[3] અને

એ હેતુથી હું તે તમારી આગળ અહીં વાંચું છું.' એમ કહીને છા. ઉ.ના ૫–૧૦–૧ થી ૮નો સાર તેમણે આપ્યો હતો. ('સ્વામી વિવેકાનંદ ભાગ ૧૧-મો–જ્ઞાનયોગ' પૃ. ૪૧૩) તે જ પ્રમાણે મ. ગાંધીજીએ ગીતાના ૮–૨૪, ૨૫ વિષે લખતા પોતે આ બન્ને શ્લોકો પૂરા સમજતા નથી એમ જણાવ્યું છે. જો કે તે પછી તેમણે અનુમાનથી જે વિવેચન કર્યું છે તે ઉપર મેં કરેલા ઉદ્ઘાટનને મળતું આવે છે. મળતું એટલા માટે કે ગાંધીજીએ ગીતાના શ્લોકોના ભાવાર્થ રૂપે યજ્ઞાર્થ કર્મ—પરોપકારાર્થ કર્મ તારવવાનો યત્ન કર્યો છે. ('અનાસક્તિ યોગ' ૮–૨૪, ૨૫ ઉપરની નોંધ જુઓ.)

૧. પૂર્વ સંદર્ભ માટે જુઓ ઉપર શ્લોક ૨૫ થી ૨૭

૨. =અહિંસા (પં. નીલકંઠ).

૩. સર° ઉપર શ્લોક ૨૪, પૃ. ૩૮, °कुलकर्म त्यजेति न ।

(૮) ચિત્તના સમ્યક્ નિરોધથી—આ પ્રમાણે સંસાર જીતવાની ઇચ્છાવાળા કર્મ કરે છે.[૪]

'આરણ્યકપર્વ'નો આ બીજો અધ્યાય વૈદિક અને બૌદ્ધ અનુગમના સિદ્ધાંતોનો સરળતાથી સમન્વય કરે છે. બૌદ્ધધર્મમાં જેના ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે તે તૃષ્ણાનો ત્યાગ તથા આર્ય અષ્ટાંગિક માર્ગનું અનુસરણ એ બન્ને, તથા વૈદિક ધર્માનુયાયીઓમાં જડ અને ફલાકાંક્ષી બન્ને જતી ધર્મક્રિયાઓની મોઘતા બન્ને ધ્યાન ખેંચવા સાથે ફલાશા વિના કર્મ કરવાની વાતને પાયામાં રાખીને શૌનકે આખું વક્તવ્ય કર્યું છે. એટલે શુદ્ધ તત્ત્વજ્ઞાન અને આચારધર્મ ઉપરાંત બન્ને ધર્મપંથના અભ્યાસની દૃષ્ટિએ પણ મ૦ ભા૦ નો આ ભાગ ખૂબ ઉપયોગી છે.

અષ્ટાંગિક માર્ગ દ્વારા સાધના બતાવવા માટેનું એક કારણ મ૦ ભા૦ માં બુદ્ધિને આઠ અંગવાળી કહી છે તે હશે.[૫] આ ઉપરથી એમ લાગે

૪. (૧) સર૦ બૌદ્ધ આર્ય અષ્ટાંગિક માર્ગ. સમ્યક દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાક્, સમ્યક્ કર્માન્ત, સામ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ, સમ્યક્ સમાધિ. ('દીઘનિકાય', ૧-૬-૨; ૩-૧૧-૨-૨ વગેરે; 'બુદ્ધ ચરિત', પૃ. ૨૪૫, ૨૪૯ વગેરે.).

(૨) यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि॥
યોગસૂત્ર ૨-૯.

યમ, નિયમ, આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ (યોગનાં) આઠ અંગ છે.

૫. (૧) अष्टाङ्गां बुद्धिमाहुर्यां सर्वाश्रेयो विघातिनीम्।
श्रुतिस्मृतिसमायुक्ता सा राजंस्त्वय्यवस्थिना॥ ३-२-१७

(શૌનક યુધિષ્ઠિર પ્રતિ કહે છે) હે રાજન્! આઠ અંગવાળી જે બુદ્ધિને સર્વ અમંગલનો નાશ કરનારી અને શ્રુતિ તથા સ્મૃતિના જ્ઞાનવાળી કહી છે તે તમારામાં દૃઢ રીતે રહેલી છે.

છે કે બુદ્ધિને આઠ અંગવાળી માનનાર કોઈ પ્રાચીન સિદ્ધાન્તને આધારે મ૦ ભા૦ના કર્તા, ભગવાન બુદ્ધ અને યોગસૂત્રકાર—ત્રણેએ પોતપોતાની રીતે અષ્ટાંગ માર્ગનું વિધાન કર્યું હોય એ સંભવિત છે.

૩૦. अहिंसा सत्यमक्रोधो दानमेतच्चतुष्टयम् ।
अजातशत्रो सेवस्व धर्म एष सनातनः ॥ १३-१४७-२२.

હે અજાતશત્રુ! અહિંસા, સત્ય, અક્રોધ અને દાન એ ચારનું તું સેવન કર. એ સનાતન ધર્મ છે.

પિતામહે આખા 'શાન્તિપર્વ' અને 'અનુશાસનપર્વ'ના ઉપદેશના અંતે ધર્મના પ્રમાણોની પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને શિષ્ટાચારની—ચર્ચા કરી ત્યારે ધર્મરાજાએ 'આ 'પ્રમાણો'ના સાગરમાં મારી બુદ્ધિ મુઝાઈ જાય છે' ઇત્યાદિ કહ્યું ત્યારે પિતામહે ધર્મરાજાને સમજ પાડી કે 'જ્યારે બળવાન થઈ પડેલા દુરાત્માઓ ધર્મનો હ્રાસ કરે છે,[1] ત્યારે

(નોંધ ૫ ચાલુ)

(૨) જૈન 'આવશ્યકનિર્યુક્તિ'માં બુદ્ધિને આઠ ગુણોવાળી કહી છે અને તે આઠ ગુણો અનુક્રમે (ગુરુની) શુશ્રૂષા, પ્રતિપૃચ્છા, સાંભળવું, ગ્રહણ કરવું, વિચાર કરવો, નિશ્ચય કરવો, ધારણ કરવું અને સમ્યક્ રીતે આચરણ કરવું

सुस्सूसइ पडिपुच्छइ सुणेइ गिण्हइ य ईहए वावि ।
तत्तो अपोहए यो, धारेइ करेइ वा सम्म ॥
'આવશ્યકનિર્યુક્તિ' ૨૧, ૨૨.

'નન્દીસૂત્ર'માં બુદ્ધિના આઠ ગુણનો આવો ઉલ્લેખ આવે છે, પણ તેનો મૂળ સંદર્ભ 'આવશ્યકનિર્યુક્તિ'નો છે

૧ (૧) ૧૩-૧૪૭-૧૮

(૨) ૧૨-૨૫૨-૧૧ અને અહીં સંશયછેદન માટે ધર્મરાજાએ ધર્મ પર આક્ષેપ કરતા પ્રશ્ન પૂછ્યો તેમાં આ શ્લોકાર્ધ આવે છે. જુઓ નીચે નોંધ ૫ (૨) પૃ ૫૭

ઘણા પ્રયત્ન કરવા છતાંય કાળે કરીને ધર્મનો નાશ થાય છે. એવા સમયે ધર્મ એક જ હોવા છતાં ય તેની ત્રણ પ્રકારે—પ્રત્યક્ષ,[2] અનુમાન, આગમ–વિચારણા કરવામાં આવે છે. એથી એમ માનવું નહિ કે ધર્મ પણ ત્રણ જાતના છે. એટલા માટે ધર્મમાં સંબુદ્ધ સંતો કે જેઓ સર્વશ્રેષ્ઠ પ્રમાણરૂપ છે, તેમની ઉપાસના કરવી અને એમને પૂછવું[3]. ધર્મને તર્કથી જાણવાની જિજ્ઞાસા કરવી નહિ.' એમ કહ્યા બાદ આજ્ઞા કરી કહ્યું કે, 'સંશય કર્યા વિના હું કહું છું તે પ્રમાણે આંધળા અને જડની માફક આચરણ કર'[4] એમ જણાવીને ઉપર્યુક્ત શ્લોક કહ્યો.

જુદાં જુદાં દર્શનોનાં શાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામ (સુખ) શાસ્ત્રના જુદા જુદા અભિપ્રાયો, એક જ દર્શનનાં શાસ્ત્રોના પરસ્પરવિરોધી

(૩) આ ક્રાસ અનેક પ્રકારનો હોય છે. જેમ કે ચૌદશિયા આગેવાનો રાજકારણ, સમાજકારણ, અર્થકારણ વગેરે ક્ષેત્રોમાં પોતાના લાભનું હોય તે કરે. એ જ ચૌદશિયા વૃત્તિથી એક દેશ બીજા દેશ ઉપર આક્રમણ કરે અથવા તો જીવનસંઘર્ષ વધી જવાને કારણે બીજા દેશ ઉપર આક્રમણ કરી અન્યાયથી પોતાના લાભની જ પ્રવૃત્તિઓ કરે-કરાવડાવે, અને એ જ વૃત્તિથી ધર્મગુરુઓ 'ધર્મ'ના અનર્થ કરી ક્રિયાકાંડો, કોમવાદ, અસહિષ્ણુતા વગેરે 'અધર્મ'ની પ્રવૃત્તિ કરે, ઇત્યાદિ.

૨. 'પ્રત્યક્ષ' પ્રમાણમાં શીલ એટલે શિષ્ટાચાર આવી જાય છે. (જુઓ મં. નીલકંઠની ટીકા ૧૩–૧૪૭–૧૭).

૩. सत्यके दर्शनके लिये संतोंका चरित पढ़ना और उसका मनन करना आवश्यक है ।

'નિત્યમનન' પૃ. ૧૬. તા. ૩–૧૨–'૪૪.

૪. ૧૩–૧૪૭–૨૧.

અભિપ્રાયો, આ બધામા સામાન્ય માણસની મતિ મુઝાયા વગર રહે જ નહિ. એ જ પ્રમાણે 'બલવાન થઈ પડેલા દુરાત્માઓ' જ્યારે ધર્મના નામે અધર્મ આચરે અને ધર્મના નામે ધર્મનો જ સંહાર કરે ત્યારે પણ સામાન્ય માણસની મતિ મુઝાય જ. તેવા કપરા કાળમા ભીષ્મ દાદાએ કરી તેવી-વૈયક્તિક અને સામાજીક-સીધી સરળ આજ્ઞા સર્વતોમુખી ઉત્થાન માટે જરૂરી બને છે. પછી ચોક્કસ યોગ્યતા પ્રાપ્ત થતાં વિષમ સંયોગોમા પણ ખરો ધર્મ કયો તે ઉપર કહ્યાં તેવા-પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને શિષ્ટાચાર-ધર્મપ્રમાણોથી પરીક્ષા કરી શોધન કરવાની અને સમજવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. તેમ ક્રમિક વિકાસ થતાં શું પ્રમાણ અને શું અપ્રમાણ તથા દેખીતી રીતે પરસ્પર વિરોધી જણાતી, શાસ્ત્રોની સર્વોચ્ચ આજ્ઞાઓ વચ્ચે સમન્વય કરનારી અને શાસ્ત્રોનુ શાસ્ત્રત્વ સમજાવનારી પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે.[૫]

૩૧. यत्राधर्मो धर्मरूपाणि बिभ्र-
द्धर्मः कृत्स्नो दृश्यतेऽधर्मरूपः ।
तथा धर्मो धारयन्धर्मरूपं
विद्वांसस्तं सम्प्रपश्यन्ति बुद्धया ॥ ५-२८-२

---

૫. (૧) જુઓ ૧૨-૨૩૪-૧૦મા શુકદેવની 'कुरु कर्म त्यजेति च' એ શ્રુતિવચનમા દેખીતા પરસ્પર વિરોધ માટેની શંકા (જુઓ ઉપર શ્લોક ૨૪ની નોધ. ૧૧ તથા તેના સંદર્ભનુ ઉદ્ઘાટન પૃ. ૪૧).

(૨) ૧૨-૧૫૨-૧૦મા ધર્મરાજાએ શ્રુતિ અને સ્મૃતિની આજ્ઞાઓ વચ્ચેના પરસ્પર વિરોધ ઉપરાત સંતોના આચાર, સામાન્ય મનુષ્યના આચાર, હીન પુરુષોના આચાર વગેરેની વિસ્તૃત સમીક્ષા કરીને 'ધર્મ' ઉપર આક્ષેપ કરતા શંકા ઉઠાવેલી છે. એના પ્રત્યુત્તરરૂપે 'તુલાધાર-જાજલિ સંવાદ' નામનું સુંદર આખ્યાન કહેવામા આવ્યુ છે. જુઓ નીચે શ્લોક ૪૧.

**જ્યાં અધર્મ ધર્મનાં રૂપો લે છે, સમગ્ર ધર્મ-અધર્મ રૂપે દેખાય છે અને ધર્મ ધર્મનું (પોતાનું) રૂપ ધારણ કરે છે એ સર્વને વિદ્વાનો પોતાની બુદ્ધિથી સારી રીતે સમજે છે.**[1]

ધૃતરાષ્ટ્રના કહેવાથી સંધિ માટે સંજય પાંડવોની છાવણીમાં ગયો.[2] ત્યાં ધર્મરાજને અહિંસક આચાર પાળી, અંધક-વૃષ્ણિઓના રાજ્યમાં ભિક્ષા માગીને જીવન ગુજારવાનું અને ઉત્તમ 'ધર્મ' (બ્રાહ્મણોના જેવો!) પાળીને રહેવાનું કહ્યું. એવો ઉત્તમ 'ધર્મ' પણ કર્મફલના ત્યાગપૂર્વક-નિષ્કામપણે આચરીને મોક્ષ મેળવવાનો પ્રયત્ન કરવા અનુરોધ કરતાં સંજયે એવા ભાવનું કહ્યું કે 'તમારા જેવા ધાર્મિકોને યુદ્ધ જેવું હિંસામય કર્મ શોભે નહિ. અનિત્ય ઐશ્વર્ય મેળવવાની તૃષ્ણામાં તમારા જેવા બુદ્ધિશાળીઓ ફસાય એ બરાબર નથી, અને ધારો કે યુદ્ધમાં તમો જીતીને ફરીથી સમૃદ્ધિ પ્રાપ્ત કરશો તો એમા તમારાં

---

૧. (૧) ધર્મ અને અધર્મનું વાસ્તવિક સ્વરૂપ સમજનાર વિદ્વાન કેવો હોય તે આ શ્લોકમા છે. જ્યારે તે નહિ સમજનાર અવિચક્ષણ-મૂર્ખ કેવો હોય તે નીચે શ્લોક ૨, ૩માં કહ્યુ છે.

(૨) સર૦ 'હે નરાધિપ! કોઈ વખતે 'ધર્મ' અધર્મરૂપ' હોય છે, અને કોઈ વખત 'અધર્મ' ધર્મરૂપ હોય છે, તેને વિપશ્ચિત પુરુષે જાણવાં જોઈએ ૧૨-૩૪-૨૦.

(૩) સર૦ प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥
૬-૪૦-૩૦ (ગીતા ૧૮-૩૦)

પ્રવૃત્તિ (કંઈ કરવા માંડવું), નિવૃત્તિ (કંઈ ન કરવું), કાર્ય (કર્તવ્ય), અકાર્ય, ભય (શાનાથી બ્હીવું), અભય (શાનાથી ન બ્હીવું), બન્ધ અને મોક્ષ એ બધાને જે જાણે છે તે બુદ્ધિ હે પાર્થ! સાત્ત્વિક બુદ્ધિ છે.

૨. જુઓ ઉદ્યોગ. અ. ૨૭

પ્રિય સ્વજનો શતનુપુત્ર ભીષ્મ, આચાર્ય દ્રોણ, કૃપાચાર્ય, શલ્ય, દુર્યોધન આદિ સર્વનો તમોએ વધ કર્યો હશે એમના વિના એ રાજ્ય-લક્ષ્મીનુ સુખ તમને કેવુ ક મળશે? રાજ્યલક્ષ્મી મેળવ્યા છતાય તમને જરા, મૃત્યુ, પ્રિય, અપ્રિય, સુખ, દુ ખ તો ત્યજી જવાના નથી જ. માટે તમે તો દયાવાન પથ-સત્ય, ક્ષમા, દમ અને અલોભનો આશ્રય કરો[3] ધાર્તરાષ્ટ્રોને (અન્યાયથી છીનવેલુ) રાજ્ય ભોગવવા દો અને સ્વજનોના વધની પ્રવૃત્તિમાથી નિવૃત્ત થાઓ '

સ જયના વક્તવ્યનો સ્વભાવસિદ્ધ સરળતા, નમ્રતા અને દૃઢતાથી જવાબ આપતા ધર્મરાજે તેના ભાષણમાના 'ધર્મ શ્રેષ્ઠ છે' એ કથનને સ્વીકારતા ટૂ કો જવાબ આપ્યો તેમાથી ઉપર્યુક્ત શ્લોક લીધો છે પોતાના જવાબના અ તે અજાતશત્રુ યુધિષ્ઠિરે 'કર્મોના નિશ્ચયજ્ઞ' શ્રીકૃષ્ણનો મત જાણવાની ઇચ્છા પ્રદર્શિત કરી[4]

પછી ભગવાન કૃષ્ણે ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રોની ગીધ જેવી લોભી મન્યુવશ વૃત્તિ તથા તેમાથી ઉદ્ભવેલા અન્યાયોની પરંપરાની બરાબર સમીક્ષા કરી,[5] 'સ ન્યાસી' જીવન-સર્વકર્મ ત્યાગવાળુ જીવન-અશક્ય જ છે તે બતાવી, ચોર જેવા કૌરવો પાસે મૂડી થાપણ જેવુ પોતાનુ બાપદાદાનુ રાજ્ય લેવાનો પાડવોનો સ્વધર્મ સમજાવી વિષ્ટિ કરવા પોતે જાતે કૌરવોના દરબારમા આવીને દુર્યોધનને અન્યાયમાથી નિવૃત્ત થવા સમજાવશે તે કહી આનગ્રિગ્રહની[6] ભયાનકતા ઉપમાઓથી સમજાવી,

---

૩. જુઓ ઉપર શ્લોક ૨૫ થી ૨૭

૪. જુઓ ઉદ્યોગ અ ૨૮

૫. જુઓ ઉદ્યોગ અ ૨૯

૬. જુઓ ૫ ૨૯-૪૫ થી ૫૧, આ પુસ્તકમા ઉપક્રમ, (પ્રક૦ ૧) શ્લોક ૬, ૭ પૃ ૬ થી

આ આખીય ચર્ચા શ્રીમદ્ ભગવદ્ગીતાની વિશિષ્ટ ભૂમિકા માટેનુ વાતાવરણ તૈયાર કરે છે, તેમ જ કર્મ–કર્મત્યાગ–વિકર્મ–ધર્મ–અધર્મ–સ્વધર્મ–સ્વજનવધ–શાંતિ–વિગ્રહ–વિગ્રહના કુફળ એ સર્વ વિષયોના વિમર્શ કરે છે

૩૨. अधर्मं धर्मकामो हि करोतीहाविचक्षणः ।
धर्मं चाधर्मसंकाशं शोचन्निव करोति सः ॥ ૧૨–૨૨૭–૩૦

૩૩ धर्मं करोमीति करोत्यधर्म-
मधर्मकामश्च करोति धर्मम् ।
उभे बालः कर्मणी न प्रजान-
न्स जायते म्रियते चापि देही ॥ ૧૨–૨૨૭–૩૧

ધર્મની ઇચ્છાવાળો અવિચક્ષણ મનુષ્ય આ જગતમા અધર્મ આચરે છે, અને ધર્મ આચરતા જાણે અધર્મ કરતો હોય એમ શોક કરતો ફરે છે [1]

---

૧ (૧) જુઓ ઉપર શ્લોક ૩૨ પૃ ૫૭થી ધમ અધર્મનુ વાસ્ત વિક રૂપ કેવુ હોય તે સમજનાર વિદ્વાન કેવો હોય તે અમા ણ્યુ છ

(૨) સર૦ यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धि सा पार्थ राजसी ॥ ૬–૪૦–૩૧
(ગીતા ૧૮–૩૧)

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धि सा पार्थ तामसी ॥ ૬–૪૦–૩૨
(ગીતા ૧૮–૩૨)

જેના વડે ધર્મ અને અધમ તથા કાય અને અકાયનો વિવેક બરાબર નથી થતો, કે હોય તેનાથી જુદી રીતે થાય છે તે બુદ્ધિ હે પાથ ! રાજસી છ

જે અધ કારથી ઘેરાયેલી બુદ્ધિ અધર્મને ધમ માને છે અને દરેક બાબતન–વસ્તુને ઊલટી જ સમજે છે તે બુદ્ધિ હે પાર્થ તામસી છે

ન જયને પણ કહ્યુ કે 'તુ સર્વ લોકોના સ્વધર્મને જાણે છે તું જ્ઞાનીઓમા પણ જ્ઞાની છે છતા ય કૌરવોના માટે તું પાડવોને અન્યાયથી શા માટે લઢે છે ?'૭

છેવટે આખી ચર્ચાનો સમારોપ કરતા રાજા યુધિષ્ઠિરે રાજરીતિ પ્રમાણે હસ્તિનાપુરમા વસતા સર્વ કુરુ બીજ્જનોનુ કુશળ પૂછાવ્યુ કહી ન જય દ્વારા દુર્યોધનને સદેશો મોકલી૮ જણાવ્યુ કે 'નિત્ય ધર્મ જ મારો મહાબળવાન સહાયક છે'' વળી 'હું તારા અનેક અપરાધોને મનમા નથી લાવતો પણ પરદ્રવ્યમા ચોટેલી તારી લોભી બુદ્ધિ પાછી વાળ આખુ રાજ્ય ન આપવુ હોય તો તેનો એક જ ભાગ-કુશસ્થલ, વૃકસ્થલ, માસદી, વારણાવત અને પાચમુ કોઈ એક ગામ-એમ પાચ જ ગામ આપ૧૦, જેથી આતરકલહ ન થાય સ્વજનોનો નાશ ન થાય, છતા ય જો તુ એટલુ અલ્પ પણ નહિ આપે તો હુ જેવો ધર્મ પ્રાપ્ત કરવા સમર્થ છુ તેવો અર્થ પ્રાપ્ત કરવા માટે પણ સમર્થ છુ, તથા જેવો મૃદુભાવ રાખુ છુ તેવો દારુણ પણ થઈ શકુ છુ '

૭. આ યુગમા પણ માન્ય મહાવિદ્વાનો આવી પ્રવૃત્તિ અવારનવાર કરે છે એ સર્વવિદિત છે બીજી બાજુ દૂત તરીકે સજયનો 'ધર્મ' (કર્તવ્ય) એ જ હતો (૫ ૭૦-૬, ૭) વિદ્વાનોમા મા વિદુર જ સપૂર્ણ ન્યાયી રીતે બોલતા હતા (૫-૨૯-૩૩, ૩૪) સજયના પ્રવચન સાથે સરખાવો શ્રીકૃષ્ણનુ વિષ્ટિપ્રવચન (૫ અ ૯૩)

૮. જુઓ શ્લોક ૩, ૩૦, ૩૧

૯. જુઓ ૫ ૩૦-૩૫ ૩૧ ૧૦ થી ૨૩

૧૦. જુઓ ૫-૩૧-૧૯ વિષ્ટિ કરવા જતા શ્રીકૃષ્ણને વિગ્રહ અટકાવવા હૃદયસ્પર્શી સૂચના કરતા ધર્મરાજે ફરીથી આ પાચ જ ગામની માગણી કરવા કહ્યુ હતુ (૫ ૭૦-૧૫ ૧૬) શોકકર્શિત દ્રૌપદીએ આવી તદ્દન ઓછી માગણી સામે વિરોધ દર્શાવીને વિષ્ટિ માટે જતા શ્રીકૃષ્ણને કહ્યુ હતુ કે 'દુર્યોધને આવી અલ્પ માગણી પણ માન્ય કરી નથી માટે મારા અપમાનનો ખ્યાલ રાખીને ધાર્તરાષ્ટ્રો ઉપર કોપ કરજો' (૫-૮૦-૭, ૮, ૩૨)

તેથી ધર્મ અને અધર્મનો વિવેક બગબર સમજી શકાય, સમજીને તે મુજબ આચરી શકાય, છેવટે તેની પરમસિદ્ધિ મેળવી શકાય તે માટે શાસ્ત્રઆજ્ઞાઓ પ્રમાણે મૂળભૂત વર્તનમા જ્ઞાનપૂર્વક સુધારો કરતા રહેવા સાથે સમદર્શી થવાનો પ્રયત્ન ચાલુ રાખવો આ પ્રયત્ન દરમિયાન રાજસિક અને તામસિક ભાવોને લીધે ધર્મ અને કર્મનુ અયથાર્થ દર્શન થવાથી ઘણી ભૂલો અનિવાર્ય રહેવાની તેમ છતા પ્રજ્ઞાપ્રાપ્તિ માટે એ અનિવાર્ય છે એમ સમજી નમ્રતાપૂર્વક[6] પ્રયત્ન ચાલુ રાખવો કારણ કે 'બેસી રહેનારો આગળ જઈ શકતો નથી[7]' આગળ જતા દૃષ્ટિની સ્વચ્છતા પ્રાપ્ત થશે જ 'પછી તે માણસ વેદવેત્તા હોય કે વેદની એક ઋચા પણ ન જાણતો હોય ધાર્મિક અને યજ્ઞ કરનારો હોય કે અતિશય પાપી હોય, મહાવીર (પુરુષવ્યાઘ્ર) હોય કે કનીબની જેમ જીવન ગુજારતો હોય તો પણ તે દુર્ગમ જરામરણરૂપી સાગરને તરી જાય છે[8]' અથવા 'ધર્મ વગેરે રૂપી લક્ષણવાળા રથ ઉપર આરૂઢ થઈને બ્રહ્મલોકમા વિરાજી રહે છે[9]'

વળી જેઓ પ્રયત્ન કરીને પ્રજ્ઞાવાન થયા હોય છે તેઓ બીજા અજ્ઞાનીઓને પણ તારે છે, જ્યારે અજ્ઞાનીઓ બીજાને કે પોતાને કોઈને તારી શકતા નથી, અને ડૂબી જાય છે[10]

ઉપર્યુક્ત બને શ્લોકોમાનુ અવિચક્ષણ મનુષ્યના વર્તનનુ રૂપ, મનુષ્યનો પ્રજ્ઞાપ્રાપ્તિનો પ્રયત્ન વધારવા માટે અને વિવેકને ઉત્તરોત્તર પરિશુદ્ધ કરવામા સહાયભૂત થાય તે માટે કહેવામા આવ્યુ છે, એમ સ્પષ્ટ જણાય છે

---

૬. જુઓ ઉપર શ્લોક ૨૪ અને ૨૬
૭. यो ह्यास्ते न स गच्छति ॥ ૧૨–૨૨૭–૧૬
૮. ૧૨–૨૨૮–૫ થી ૭
૯. ૧૨ ૨૨૮–૮ થી ૧૧
૧૦. ૧૨–૨૨૮ ૧, ૨

(કોઈ મનુષ્ય) ધર્મ કરું છું એમ (માનીને) અધર્મ કરે છે અને અધર્મ કરવાની ઇચ્છાવાળો ધર્મ આચરે છે. આ બન્ને મૂર્ખ મનુષ્ય કર્મ કેવી રીતે કરવું તે જાણતા નથી તેથી જન્મ મરણ પામે છે

સર્વધર્મતત્ત્વવિત્ મહર્ષિ વ્યાસ અને વિદ્યાધ્યયન કરી નિપુણ થયેલા શુકદેવ–એ પિતાપુત્રનો જ્ઞાનના વિવિધ પાસાઓ અ ગે લાબો સ વાદ થયો તેમા બ્રાહ્મણ–બ્રહ્મવેત્તાના કર્તવ્ય અ ગના વિવેચનમાથી આ બે શ્લોક લીધા છે [૨]

એ વિવેચનમા ટૂકામા બ્રહ્મવેત્તા થવા માટે સત્કર્મો, શીલ, સ યમ ઇ શાસ્ત્ર આજ્ઞાઓનો ખ્યાલ આપી[૩], સ સારને (૧) દુસ્તર નદીની અને (૨) સ્વભાવરૂપી પ્રવાહની ઉપમાઓ આપી, જણાવ્યુ કે આ દુસ્તર નદી છે, અને પ્રવાહને ધીર વિદ્વાનો પ્રજ્ઞારૂપી નૌકાથી તરી જશે પણ બુદ્ધિ વગરના શુ કરશે ? ચ ચળ ચિત્તના સ શયાત્મા કામાત્મા એવા બુદ્ધિ વિનાના અપ્રાજ્ઞો એ પ્રવાહને તરી શકતા નથી, જેમ (કહેવતમા છે તેમ) બેસી રહેનારો આગળ જઈ શકતો નથી જેમ બુદ્ધિ વિનાના પ્રવાહને તરી શકતા નથી તેમ જ્ઞાનવાળો પણ જો કામરૂપી ઝૂડની પકડમા આવેલો હોય તો તે પણ આ પ્રવાહને તરી શકતો નથી એટલા માટે જ વિચક્ષણ મનુષ્યે એ પ્રવાહને તરી જવા પ્રયત્ન કરવો એ તરી જવુ એટલે [૪]બ્રાહ્મણ–બ્રહ્મવેત્તા–સમદર્શી–બધે ના ાયણનુ દર્શન કરનાર–થવુ [૫]

૨. શાંતિ અ ૨૨૪ થી ૨૪૭ સુધીના આ સ વાદમા ધર્મના જેટલા પાસા જ્ઞાત હશે તે બધા ચર્ચ્યા છે તેમાના એક ભાગની ઉપર શ્લોક ૨૪ના ઉદ્ઘાટનમા વિચારણા કરી છે

૩. શાંતિ અ ૨૨૭

૪. જુઓ 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૫૫, ૫૬

૫. ૧૨-૨૨૭ ૧૧ થી ૨૧

તેથી ધર્મ અને અધર્મનો વિવેક બરાબર સમજી શકાય, સમજીને તે મુજબ આચરી શકાય, છેવટે તેની પરમસિદ્ધિ મેળવી શકાય તે માટે શાસ્ત્રઆજ્ઞાઓ પ્રમાણે મૂળભૂત વર્તનમા જ્ઞાનપૂર્વક સુધારો કરતા રહેવા સાથે સમદર્શી થવાનો પ્રયત્ન ચાલુ રાખવો. આ પ્રયત્ન દરમિયાન રાજસિક અને તામસિક ભાવોને લીધે ધર્મ અને કર્મનુ અયથાર્થ દર્શન થવાથી ઘણી ભૂલો અનિવાર્ય રહેવાની. તેમ છતા પ્રજ્ઞાપ્રાપ્તિ માટે એ અનિવાર્ય છે એમ સમજી નમ્રતાપૂર્વક[૬] પ્રયત્ન ચાલુ રાખવો. કારણ કે 'બેસી રહેનારો આગળ જઈ શકતો નથી.[૭]' આગળ જતા દૃષ્ટિની સ્વચ્છતા પ્રાપ્ત થશે જ. 'પછી તે માણસ વેદવેત્તા હોય કે વેદની એક ઋચા પણ ન જાણતો હોય. ધાર્મિક અને યજ્ઞ કરનારો હોય કે અતિશય પાપી હોય. મહાવીર (પુરુષવ્યાઘ્ર) હોય કે ક્લીબની જેમ જીવન ગુજારતો હોય તો પણ તે દુર્ગમ જરામરણરૂપી સાગરને તરી જાય છે.[૮]' અથવા 'ધર્મ વગેરે રૂપી લક્ષણવાળા રથ ઉપર આરૂઢ થઈને બ્રહ્મલોકમા વિરાજી રહે છે.[૯]'

વળી જેઓ પ્રયત્ન કરીને પ્રજ્ઞાવાન થયા હોય છે તેઓ બીજા અજ્ઞાનીઓને પણ તારે છે, જ્યારે અજ્ઞાનીઓ બીજાને કે પોતાને કોઈને તારી શકતા નથી, અને દૂખી થાય છે.[૧૦]

ઉપર્યુક્ત બને શ્લોકોમાનુ અવિચક્ષણ મનુષ્યના વર્તનનુ રૂપ, મનુષ્યનો પ્રજ્ઞાપ્રાપ્તિનો પ્રયત્ન વધારવા માટે અને વિવેકને ઉત્તરોત્તર પરિશુદ્ધ કરવામા સહાયભૂત થાય તે માટે કહેવામા આવ્યુ છે, એમ સ્પષ્ટ જણાય છે.

---

૬. જુઓ ઉપર શ્લોક ૨૪ અને ૨૬

૭. यो ह्यास्ते न स गच्छति ॥ १२–२२७–१९

૮. ૧૨-૨૨૮-૫ થી ૭.

૯. ૧૨-૨૨૮-૮ થી ૧૧

૧૦. ૧૨-૨૨૮-૧, ૨.

३४ दश धर्मं न जानन्ति धृतराष्ट्र निबोध तान् ।
मत्त प्रमत्त उन्मत्त श्रान्त क्रुद्धो बुभुक्षित ॥ ५-३३-८२

३५ त्वरमाणश्च भीरुश्च लुब्ध कामी च ते दश ।[1]
तस्मादेतेषु भावेषु न प्रसज्जेत पण्डित ॥ ५-३३-८३

હે ધૃતરાષ્ટ્ર! સાભળો દશ જણ ધર્મને જાણતા નથી, એમને તમે ઓળખી લો મત્ત (માતેલો), પ્રમાદી, ઉન્મત્ત, થાકેલો, ક્રોધી, ભૂખ્યો, ઉતાવળો, બીકણ, લોભી અને કામી એ દશ છે માટે પડિતે આ ભાવોમા પ્રસક્ત થવુ નહિ

'વિદુરનીતિ'ના પહેલા અધ્યાયમા ભાવી વિનાશની અમગળ એધાણીઓથી ચિંતાતુર થયેના ધૃતરાષ્ટ્રને પહેલા પડિત તથા મૂર્ખના લક્ષણો સમજાવી પછીથી અનુક્રમે[2] એકથી દશ સુધીના અ કોને માધ્યમ બનાવી વિદુરે સૌમ્ય ન્યાયી નીતિશાસ્ત્રનો ઉપદેશ કર્યો તેમાથી આ બન્ને શ્લોકો લીધા છે

ઉપર શ્લોક ૩૭-૩૮મા અવિચક્ષણ મનુષ્ય ધર્મ અધર્મનો વિવેક જાણતો નથી એ સમજાયુ પણ દરેક માણસ દરેકે દરેક વખત

---

૧. (૧) ૫-૩૩-૮૨ ૫-૩૩ ૮૩ આખ સ્થવિર અગસ્ત્યસિંહની દશવૈકાલિકચૂર્ણિ આ ચૂર્ણિ સ્થવિર અગસ્ત્યસિંહે આશરે ૩ જી સદીમા લખી છે તેમા ષટ્પાદ શ્લોકના ઉદાહરણ તરીકે दश धर्मं ... त दश સુધીનો આ દોઢ શ્લોક ટાંક્યો છે અનુમાને વિક્રમના તેરમા શતકમા લખાયેલી પ્રસ્તુત ચૂર્ણિની એક માત્ર પ્રાચીન પ્રતિ શ્રી જિનભદ્રસૂરિ જૈન જ્ઞાનભડાર-જેસલમેર-મા છે તેની માઇક્રોફિલ્મ નકલ ઉપરથી લીધેલા ફોટોગ્રાફમાથી પૂ શ્રી પુણ્યવિજય મહારાજ દ્વારા આ સ્થળે જોઈને નોધ્યુ છે
(૨) સર° હરિવંશ ૧-૧૩-૧૬, હિતોપદેશ ૪-૫૧

૨. ૫-૩૩-૪૦ થી ૮૩

વિચક્ષણ કે અવિચક્ષણ હોઈ શકે નહિ. ખૂબ વિચક્ષણ પણ પ્રસંગોપાત્ત અવિચક્ષણ જેવું અને અવિચક્ષણ વિચક્ષણ જેવું આચરણ કરે છે. એટલે કયી વસ્તુઓ માણસની વિવેક શક્તિને ધૂંધળી બનાવે છે તે આ બે શ્લોકથી બતાવ્યું છે. અર્થાત્ જે વિચક્ષણ હોય તેણે ઉપર કહેલા દશ ભાવોના સપાટામાં આવવું નહિ.

પ્રાચીન સાહિત્યમાં આવી રીતે અંકોને માધ્યમ રાખી ઉપદેશ કરવાનો અને વિગતો જણાવવાનો રીવાજ હતો. મ૦ ભા૦ના 'આરણ્યક પર્વ' અ. ૧૩૨માં જનકની સંસદમાં થયેલા બંદી-અષ્ટાવક્ર વિવાદમાં એકથી તેર સુધીની વસ્તુઓ ગણનામાં લઈને કોયડા પૂછવાનો રસિક વિવાદ થયો છે. આવી રીતે જૈન અંગ ગ્રંથ 'સ્થાનાંગ સૂત્ર' માં એકથી દશવિધ સુધીની વસ્તુઓની ગણતરીઓ ક્રમશઃ આપેલી છે, આ ગ્રંથ કોશ જેવો છે. બીજા જૈન અંગ ગ્રંથ 'સમવાયાંગ સૂત્ર'માં એકથી શતવિધ અને પછી ક્રમે ક્રમે દશ લાખ કરોડ અને એક કોડાકોડિ સુધીના પદાર્થોનું વર્ણન આપેલું છે. 'સ્થાનાંગ' કોશ ગ્રંથ છે, ત્યારે 'સમવાયાંગ' તે ઉપરાંત વર્ણનાત્મક પણ છે.[3]

એ પ્રમાણે બૌદ્ધ ગ્રંથો 'અંગુત્તરનિકાય' (અંકોત્તરનિકાય)માં એકથી અગિઆર સુધીની સંખ્યામાં અને 'પુગ્ગલ પઞ્ઞત્તિ'માં એકથી દશ સુધીની સંખ્યામાં વસ્તુઓની ગણના આપી છે. 'દીઘનિકાય'નું 'સંગીતિ-પરિયાય-સુત્ત' અને 'દસુત્તર સુત્ત,' 'ખુદ્દકનિય'નો 'ખુદ્દક પાઠ' (કુમાર પઞ્હ) આદિની રચના પણ સંખ્યાને પ્રાધાન્ય આપીને થઈ છે.

આવી રીતે અંકોને માધ્યમ રાખીને ઉખાણા, કોયડા અને ઉપદેશો

---

૩. વધુ માટે જુઓ 'સ્થાનાંગ-સમવાયાંગ' (રૂપાંતર) ની પ્રસ્તાવના પૃ. ૨૦થી ૨૨ વગેરે, અને *A History of Indian Literature*, Vol. II, પૃ. ૬૫ની પા. ટી. ૧, અને પૃ. ૧૬૮, ૧૬૯.

કે પ્રમેયો રજુ કરવાની પદ્ધતિ બીજી પ્રજાઓમાં પણ છે. તે સર્વમાં સહુથી વધુ જાણીતી કહેવાતી 'કેથોલિક વેસ્પર' (Catholic Vepser) છે.[૪] એમાં ખ્રિસ્તી સિદ્ધાંતોને એકથી બાર સુધીની સંખ્યામા ગણવામા આવ્યા છે. દા. ત. 'સન્મિત્ર હું તને પૂછું છું?' 'સન્મિત્ર તું શું પૂછે છે?' 'એક શુ છે તે મને કહે?' 'માલિક પરમેશ્વર એકનો એક જ છે.' ઇત્યાદિ. આને મળતી જ સાયંકાળની અંકપ્રાર્થના યહુદીઓના 'પસોવર હગદ' (Passover Hagada)માં છે.[૫] ગ્રીકોમાં આપણને બંદી—અષ્ટાવક્ર વિવાદનુ સ્મરણ કરાવે તેવી એક પરીકથા છે.[૬]

આમ વકતવ્યમાં કંઈક ચમત્કૃતિ આણીને રંજન સાથે ઉપદેશ કરવા માટે કે ઉખાણાં પૂછવા માટે અંકોને મધ્યમાં રાખીને વસ્તુની રજુઆત કરવાનો સાહિત્ય પ્રકાર યોજાયો છે એમા જ્ઞાન સહેલાઈથી યાદ રહે તેવો એક આશય પણ હોઈ શકે.

૩૬. न तद्बलं यन्मृदुना विरुध्यते
मिश्रो धर्मस्तरसा सेवितव्यः ।
प्रध्वंसिनी क्रूरसमाहिता श्री-
र्मृदुप्रौढा गच्छति पुत्रपौत्रान्[१] ॥ ५-३६-६९

---

૪. Vide K. Simrock, *Die deutschen Volkslieder*, Frankfurt a, M. 1851, pp 520. ff.

૫. cf. K. Kohler in *Zeitschrift fur die Geschichte der Juden in Deutchland*, 3, 1889, 234 ff. and G. Lejeau in *Revue Celtique* II, pp. 56 ff.

૬. Vide J. G. v. Hahn, *Griechische und Albanesische Märchen* Leipzig 1864, II, pp 210 f. ડૉ. વિન્ટરનિટ્ઝે આ પરીકથા વિશે આ ઉલ્લેખો સિવાય કંઈ લખ્યુ નથી

(ઉપરની પા ટી ૩ થી ૬ સુધીમાના અવતરણ માટે જુઓ *A History of Indian Literature*, Vol. II પૃ. ૬૫, ૬૬ ઉપરની પા. ટી. ૧)

૧. અબ = દૈ. 'સભાપર્વ' ક્ષેપક નં. ૪૮૨. કક=૨-૬૬-૩૫કક.

જે નબળાથી વિરોધ કરે છે તે બળ નથી, ધર્મ અનેક-મુખી છે અને તેનું વેગપૂર્વક સેવન કરવું. ક્રૂરતાથી એકઠી કરેલી શ્રી વિનાશકારી છે (જ્યારે) મૃદુતાથી એકઠી કરેલી શ્રી વધીને પુત્રપૌત્રોને (વારસામાં) મળે છે.

આ શ્લોક વિદુરનીતિનો છે. પાડવોની સંપત્તિ ઉપરથી નજર ઉઠાવી લેવાનુ ભારપૂર્વક જણાવતા, ભેદ પડવાથી થતા નુકશાન દર્શાવી અનેક ઉપમાઓ દ્વારા ઐક્યના લાભ બતાવતા વિદુરના સંભાષણમા આ વચન આવે છે [૨]

આ અગાઉ સતી ગાધારીએ પણ ગજા ધૃતરાષ્ટ્રને આ વચનોથી ચેતાવ્યો હતો. એક વખત દ્યૂત ખેલાયુ. કૌરવસભામા કુરુકુળના વૃદ્ધો સમક્ષ દ્રૌપદીનું ઘોર અપમાન થયાને હજુ અલ્પ સમય જ વીત્યો હતો. પાડવો હસ્તિનાપુરથી ખાડવપ્રસ્થ જવાના માર્ગમા જ હતા ત્યા તો દુર્યોધન દુઃશાસન વગેરેની સૂચનાથી ધૃતરાષ્ટ્રે બીજી વખત દ્યૂત રમવાની રજા આપી। એ સમયે દ્રોણ, સોમદત્ત, બાહ્લિક,[૩] વિદુર, અશ્વત્થામા,

૨. ઐક્ય માટેની ઉપમાઓ (૧) નાના નાના ઘણા અને સરખા તાતણા ભેગા થઈને મોટા ભારને સહન કરે છે (૨) બળતા લાકડા છૂટા પડવાથી ધુમાય, પણ એકઠા થવાથી બળે છે (૩) ઊંડા મૂળવાળુ મજબૂત ઝાડ પણ જો એકલુ હોય તો વાવાઝોડુ તેને ઉખાડી નાખે છે પણ મોટા જથ્થામા ઊંડા મૂળવાળા ઝાડ ઊગ્યા હોય તો અન્યોન્યાશ્રયને લીધે પ્રચંડ વાવાઝોડાને પણ સહન કરે છે, સરંપચત ન ૩-૫૩, ૫૪ (૪) મનુષ્ય ગુણસપન્ન હોય પણ એકલો હોય તો શત્રુઓ તેને ઉખાડી નાખે છે ૫-૩૬-૫૭ થી ૬૨

૩. કુરુવંશી પ્રતીપનો દીકરો દેવાપિ અને શંતનુનો નાનો ભાઈ ભીષ્મ તેના ભત્રીજા થાય તે સોમદત્તના પિતા અને ભૂરિ, ભૂરિશ્રવા તથા શલના દાદા થાય

યુયુત્સુ, ભૂરિશ્રવા, ભીષ્મ, વિકર્ણ વગેરે અર્થદર્શી સુહૃદોએ ફરીથી દ્યૂત રમવા સામે વિરોધ કર્યો. એ દરમિયાન ધર્મપરાયણ સતી ગાંધારીએ ધૃતરાષ્ટ્રને દુર્યોધનનો ત્યાગ કરવા સૂચવ્યું અને ફરી રમાતું દ્યૂત અટકાવવા હૃદયસ્પર્શી પ્રાર્થના કરતાં કહ્યું, 'શમ, ધર્મ અને પરમાત્મામાં નિષ્ઠાવાળી બુદ્ધિવડે તમારી સદ્બુદ્ધિ ઉત્પન્ન થએલી છે, તે તેવી જ રહો. તેનાથી ઊલટી ન થાઓ. ક્રૂરતાથી એકઠી કરેલી શ્રી વિનાશકારી છે (જ્યારે) મૃદુતાથી એકઠી કરેલી શ્રી વધીને પુત્રપૌત્રોને (વારસામાં) મળે છે.'

આ વિચાર સાથે મહાભારતમાં વારંવાર વિચારપૂર્વક વપરાઈને કહેવતરૂપ બની ગયેલાં વાક્યો 'જ્યાં ધર્મ છે ત્યાં જય છે' અથવા 'જ્યાં કૃષ્ણ છે ત્યાં ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાં જય છે'[૪] પાછળ રહેલી વ્યંજના, અનુભવ અને વિશ્વનિયમન કરતા ધર્મ તરફની કવિની

૪. (૧) यतो धर्मस्ततो जय । ५-३९-७ઙ, १४१-३३ઙ, १४६-१६ઙ, ६-२-१४ઙ, ६-२१-११ઙ, ६१-१६ઙ, ९-६२-५८, ११-१३-९ઙ, १७-६ઙ

यत कृष्णस्ततो धर्मो यतो धर्मस्ततो जय ।
६-६२-३४ઙઙ, १३-१५३-३९ઙઙ

यता धमस्तत कृष्णो यत कृष्णस्ततो जय ।
६-४१-५४અગ, ભાષા પરિ. ૧-૨ લીટી ૫૭, બ=
६-२१-१२ઙ, १४ઙ, ઙ=१-१९७-२५ઙ, ५-६६-९ઙ,
३-६१-२०ઙઙ,

(૨) सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमो ऽवति हन्त्यासत् ॥
ऋग्वेद ७-१०४-१२.

સત્ય અને અસત્યની સ્પર્ધા થાય છે, એમાં જે સાચું તથા સીધું હોય છે, તેની સોમ રક્ષા કરે છે, અને અસત્યને હણે છે

નિષ્ઠા જોવી જરૂરી છે. (૧) દુર્યોધનનો ત્યાગ કરવા માટે વિદુરે ધૃતરાષ્ટ્રને ('વિદુરનીતિ'ના ઉપદેશ દરમિયાન) કહ્યું ત્યારે ધૃતરાષ્ટ્રે જવાબ આપ્યો 'તારી વાત સાચી છે, જ્યાં ધર્મ છે ત્યાં જય છે, પણ હું તેનો ત્યાગ નહિ કરી શકું.'[૫] (૨) શ્રી કૃષ્ણે કર્ણને પાંડવપક્ષમાં જોડાવા સમજાવ્યો ત્યારે પાંડવોના પક્ષમાં પોતે નહિ જોડાઈ શકે એમ કહી ઉત્તર આપ્યો કે 'હે હૃષીકેશ! હું જાણું છું કે 'જ્યાં ધર્મ છે ત્યાં જય છે'[૬] (૩) આચાર્ય દ્રોણે શ્રીકૃષ્ણની વિષ્ટિ દરમિયાન દુર્યોધનને સંધિ કરવા સમજાવતાં કહ્યું હતું કે 'બહુ પ્રલાપ કરવાથી શું? જ્યાં ધર્મ છે ત્યાં જય છે'[૭] (૪) યુદ્ધના સમાચારો જાણવા ઉત્સુક ધૃતરાષ્ટ્રને માટે સંજયને દિવ્યદૃષ્ટિપ્રદાન કર્યા પછી, મહાયુદ્ધમાં થવાના ઘોરસંહારથી શોક નહિ કરવાનું સૂચવતાં વ્યાસે ધૃતરાષ્ટ્રને કહ્યું કે 'એ થવા કાળ છે એનો તારે શોક કરવો નહિ. એ ટાળ્યું ટળે એમ નથી. બાકી જ્યાં ધર્મ હશે ત્યાં જય થશે'[૮] (૫) કૌરવોની સજ્જ મહાસેના જોઈ યુધિષ્ઠિરને વિષાદ થઈ આવ્યો અને અર્જુનને પૂછવા માંડ્યા કે 'આપણે આમને શી રીતે પહોંચી વળીશું?' ત્યારે અર્જુન બોલ્યા, 'સત્ય, આનૃશંસ્ય,

(નોંધ ૪ ચાલુ)

(૩) एकं ह वै देवा व्रतं चरन्ति सत्यमेव ।
तस्मादेषां जितमनपजय्यं तस्मादयशः ॥ શત. બ્રા ૩ ૪-૨-૮;
ઉલ્લેખ વિશ્વ સં મ ૧, પૃ. ૨૬.

દેવો એક જ વ્રત આચરે છે—સત્ય, તેથી એ દુર્જયને જીતે છે અને યશ પામે છે

૫ ૫-૩૯-૭

૬. ૫-૧૪૧-૩૩

૭. ૫-૧૪૬-૧૬

૮. ૬-૨-૧૪

ધર્મ અને ઉદ્યમથી જેવો વિજય મળે છે એવો બળ કે વીર્યથી મળતો નથી. તમે અધર્મ, લોભ અને મોહ છોડી દઈને અનહંકારીપણે-નમ્ર થઈને (યુદ્ધ જીતવાનો) ઉદ્યમ કરો, કારણ જ્યા ધર્મ છે ત્યા જય છે. એટલે તમે સમજી લો કે આપણો જય ચોક્કસ છે. વળી નારદે મને કહ્યુ છે કે જ્યા કૃષ્ણ છે ત્યા જય છે.[૯] જય તો કૃષ્ણનો સેવક (જેવો ગુણ) છે, અને માધવની કેડે કેડે જાય છે. એ વિજય ઉપરાત એમનો વિનમ્રતા બીજો ગુણ છે[૧૦] શત્રુસમૂહોમા વ્યથારહિત અનન્ત તેજસ્વી ગોવિંદ, સનાતન પુરુષ કૃષ્ણ જ્યા છે ત્યા જય છે.' (૬) યુદ્ધની શરૂઆત કરતા પહેલા ગુરુજનોની આશીષ લેવા ગયેલા યુધિષ્ઠિરને આશીષ આપતા દ્રોણાચાર્યે 'જ્યા ધર્મ છે ત્યા કૃષ્ણ છે અને જ્યા કૃષ્ણ છે ત્યા જય છે' એમ કહ્યુ હતુ[૧૧] (૭) યુદ્ધના ચોથા દિવસે કૌરવોનો પરાજય થત.

---

૯. ૬-૨૧-૧૧-૧૨-૧૪, ઈત્યાદિ

૧૦. गुणभूतो जय कृष्णे पृष्ठतोऽन्वेति माधवम् ।
अन्यथा विजयश्चास्य सनतिश्चापरो गुण ॥ ६-२१-१३

(૧) સર૦ આ સાથે ગાધીજીની નમ્રતાના ગુણ જુઓ નીચે 'યુદ્ધ નિરર્થકતા' (મ૦ ૧૩) શ્લો ૧૩૧-૧૩૨ પા નો ૧૪મા વળી અહીં મૂકેલા જયના ગુણો એ હિંસક યુદ્ધના નથી જ. (સર૦ વિરોધાભાસ એજન મા નો ૧૨મા ) પણ ગાધીજીએ જેમાથી પ્રેરણા પી ને અહિંસક યુદ્ધ શોધ્યુ તે સત્યાગ્રહના છે શ્રીકૃષ્ણની નીડરતા અને નમ્રતાના બન્ને ગુણ ગાધીજીમા સમ્મિલિત થયેલા દેખાય છે

(૨) સર૦ यत सत्य यतो धर्मो यतो ह्रीरार्जव यत ।
ततो भवति गोविन्दो यत कृष्णस्ततो जय ॥ ५-६६-१

ધૃતરાષ્ટ્રને વૃત્તાત નિવેદિત કરતા સજયવાચ્ય ઈશ્વરનો અવતાર થવાની માન્યતા પાછળનુ તત્ત્વજ્ઞાન આ શ્લોકથી સ્ફુટ થાય છે

૧૧. ૬-૪૧-૫૪

દુ:ખી ધૃતરાષ્ટ્ર શોક કરવા લાગ્યો અને સંજયને પાડવોના વિજયનુ કારણ વારંવાર પૂછવા લાગ્યો જવાબમા સંજયે પોતાનુ વક્તવ્ય ખૂબ ધ્યાનથી સાભળવા અને યાદ રાખવા અનુરોધ કરી જણાવ્યું કે 'પાડવો કંઈ મન્ત્ર-તન્ત્ર કે કપટથી જીતતા નથી પણ સદૈવ ધર્મ પ્રમાણે જ બધા કાર્ય કરનાર છે. જ્યા ધર્મ છે ત્યા જય છે. તેથી પાર્થો રણમા અવધ્ય અને જયશીલ છે તમારા દુરાત્મા પુત્રો તો સદા પાપી, નિષ્ઠુર અને હીનકર્મ કરનારા છે તેથી હારે છે'[૧૨] (૮) ચોથા દિવસના પરાજય પછી ભીષ્મને એનુ કારણ પૂછવા ગયેલા દુર્યોધનને ભીષ્મ પિતામહે હિતભાવથી વાસુદેવમાહાત્મ્ય સભળાવતા આ પ્રમાણે શીખામણ આપી હતી 'હે રાજન્! એ શ્રીકૃષ્ણ સત્ત્વમય છે તમસ્ અને રાગવિનાના છે. એ કૃષ્ણ જ્યા છે ત્યા ધર્મ છે અને જ્યા ધર્મ છે ત્યા જય છે એમના માહાત્મ્યયોગથી અને આત્મયોગથી પાડવોનુ રક્ષણ અને જય થાય છે એ પાડવોને સદા કલ્યાણકારી બુદ્ધિ અને યુદ્ધમા બળ આપે છે, તથા ભયથી રક્ષણ કરે છે[૧૩] (૮) અઢારમા દિવસે દુર્યોધન મરાયો, બધા યોદ્ધાઓ શિબિરમા પાછા વળવા માડ્યા પાડવોનુ કાર્ય પૂર્ણ થવાથી અર્જુનનો દિવ્ય રથ ભગવાને આપમેળે જ બળી જવા દીધો એ પછી ધર્મરાજે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી એમની કૃપા વર્ણવતા 'મહર્ષિ વેદવ્યાસે ઉપપ્લવ્ય નગરમા મને કહ્યુ કે 'જ્યા ધર્મ છે ત્યા કૃષ્ણ છે, અને જ્યા કૃષ્ણ છે ત્યા જય છે[૧૪] ઇત્યાદિ કહ્યુ (૧૦ થી ૧૨) અધર્મયુદ્ધથી દુર્યોધનનુ મૃત્યુ થયા બાદ તરત જ સતી ગાધારીના શાપથી ડરતા યુધિષ્ઠિરે વિનતી કરવાથી માધવ તરત જ હસ્તિનાપુર ગયા, લૌકિક કર્યું, ધૃતરાષ્ટ્રને સાત્વનાના બે શબ્દો કહી,

---

૧૨ ૬-૬૧-૧૪ થી ૧૭ ઇ

૧૩. ૬ ૬૨-૩૪ થી ૩૬ ઇ

૧૪. ૯-૬૧ ૩૦, ૩૧

ગાંધારીને ઉદ્દેશી પાંડવોને શાપ ન આપવા વિનંતી કરી એમને યાદ આપી કે તમે જ્યારથી દુર્યોધનને (પણ) કઠોર વાક્ય કહ્યું હતું કે 'ઓ મૂઢ ! મારું વચન સાંભળ-જ્યાં ધર્મ છે ત્યાં જય છે.' એટલે ગાંધારીએ પોતાનું ચિત્ત સ્થિર કરી શાપ ન દીધો; વળી ફરીથી રોકાતાં ગાંધારીએ પાંડવોને શાપ દેવાનું ઇચ્છ્યું. ગાંધારીનો વિચાર જાણી જઈને કથ્યવાદી-નિર્ગોગી હિતવચન બોલનાર-વેદવ્યાસે આવીને ગાંધારીને યાદ આપી કે 'યુદ્ધના અઢારે દિવસ દરમ્યાન જ્યારથી દુર્યોધન તારી પાસે આવી જ્યાશીર્વાદ માગતો ત્યાર હે ગાંધારી ! તું એને 'જ્યાં ધર્મ છે ત્યાં જય છે' એમ જ કહેતી. તું ધર્મવેત્તા અને સત્યવાદિની છે એટલે તારું વચન સત્ય થયું છે, તો તારા ક્રોધને કાબુમાં રાખ.'[૧૬] ધૈર્યશીલા ગાંધારીએ સંયમ રાખી પાંડવોને શાપ્યા નહિ; રણભૂમિ જોવા નીકળેલા માતા ગાંધારીએ દુર્યોધનનું શબ જોઈને કરુણ વિલાપ કરતા કરતા કૃષ્ણને કહ્યું કે 'યુદ્ધની શરૂઆત થતાં નૃપસત્તમ દુર્યોધન મને પ્રણામ કરી 'હે માતા ! મને 'તારો જય થા-એવો આશીર્વાદ આપ' એમ કહેતો આવ્યો હતો, ત્યારે અમારા ઉપર આવી પડનારા ઘોર સંકટની વાત જાણવા છતાં મે એને ઉત્તર આપ્યો હતો કે 'જ્યાં ધર્મ છે ત્યાં જય છે.'[૧૭] (૧૩) સ્વર્ગારોહણ કરતા ભીષ્મ પિતામહે ભગવાન કૃષ્ણની સ્તુતિ કરતા એમને કહ્યું કે "વાસુદેવ-રૂપી તીર્થ દ્વારા પાંડવોની સાથે સમાધાન કર. કારણ જ્યાં કૃષ્ણ છે ત્યાં ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાં જય છે' એવું મે વારંવાર મંદબુદ્ધિ દુર્યોધનને કહ્યું હતુ પણ એ મૂર્ખે માન્યું નહિ.[૧૮]

---

૧૫. ૯-૬૨-૫૮, ૫૯

૧૬. ૧૧-૧૩-૯થી

૧૭. ૧૧-૧૭-૫,૬

૧૮. ૧૩-૧૫૩-૩૯થી

આમ સુહૃદોનું વચન નહિ માનતાં અન્યાયથી મેળવેલી રાજ્યશ્રીને અન્યાયથી જ સાચવી રાખવાના પ્રયત્નોનું પરિણામ કુરુકુળના ભીષણ પ્રણાશમા આવ્યું.

૩૭. न धर्मफलमाप्नोति यो धर्मं दोग्धुमिच्छति ।
यश्चैनं शङ्कते कृत्वा नास्तिक्यात् पापचेतनः ॥ ३-३२-५

**જે (મનુષ્ય) ધર્મને દોહવા ઇચ્છે છે તેને ધર્મનું ફળ મળતું નથી. જે પાપી અશ્રદ્ધાથી ધર્મ આચર્યા પછી શંકા કરે છે તે પણ ધર્મફળ પામતો નથી.**

અરણ્યવાસની શરૂઆતમાં દુઃખાર્તા દ્રૌપદીએ રાજા યુધિષ્ઠિરને કૌરવો સાથે વિગ્રહ કરીને રાજ્ય પાછું મેળવવા પ્રહ્લાદના નીતિશાસ્ત્ર અને બીજી દલીલોને આધારે પ્રેર્યા.[1] ત્યારે કલ્યાણનાં ઉપાસક સમજુ અજાતશત્રુ રાજાએ મન્યુ ઉપરના વિજયને પ્રશંસાપાત્ર વિજય ગણાવી, ક્ષમા અને દયા એ સનાતન ધર્મ છે તથા ઉન્નતિનાં કારણ છે, અને પોતે એ ક્ષમા અને દયાના સહજ ઉપાસક છે એમ જણાવ્યું.[2] એટલે ચીડાયેલી દ્રૌપદીએ ધાતા, વિધાતા, ઈશ્વર, સ્વયંભૂ, પ્રપિતામહ અને કર્મ ઉપર આક્ષેપ કર્યો.[3] એણે કહ્યું કે, 'તમારી ક્ષમાવૃત્તિથી અવળી મતિ

૧. આરણ્યક. અ-૨૯.

૨. આરણ્યક. અ-૩૦, મૂળ શ્લોક માટે જુઓ નીચે શ્લોક, ૪૦, નોંધ, ૧ પૃ. ૮૦.

૩. આરણ્યક. અ-૩૧; આ અધ્યાયમા ધાતા, વિધાતા, ઈશ્વર, સ્વયંભૂ અને પ્રપિતામહ એ સર્વ વિશેષણ કોઈ એક જ 'વ્યક્તિ' એવા પરમેશ્વર માટે વપરાયા છે. સામાન્યત ધાતા-વિધાતા લગભગ બ્રહ્મા સાથે એકરૂપ અને વિશ્વના સ્રષ્ટા તથા નિયામક એક દેવ તરીકે નિરૂપાય છે. જ્યારે બીજી બાજુ મ૦ ભા૦મા ધાતા-વિધાતા જુદી જુદી અનેક રીતે નિરૂપાયેલા છે. કોઇ વખત એક જ દેવ તરીકે તો કોઇ વખત જુદા દેવ તરીકે! તેમાની કેટલીક વિગતો રસપ્રદ હોઇ અહીં નોધી છે.

કરનાર ધાતા અને વિધાતાને નમસ્કાર હજો! મનુષ્ય ધર્મ, દયા, ક્ષમા, આર્જવ અને લોકાપવાદના ડરથી કદી શ્રીને પામતો નથી. મે એવુ

---

(૧) નાગલોકમા કાળચક્ર ઉપર સસારપટ રૂપી કપડુ વણતી બે સ્ત્રીઓ તરીકે ધાતા, વિધાતા (૧-૩-૧૭૨), બ્રહ્માના પુત્ર તરીકે ધા વિ (૧-૬૦-૪૯), બાર આદિત્યો પૈકી એક તરીકે ધા (પ્રથમ આદિત્ય તરીકે ૧-૫૯-૧૫, ૧૧૪-૫૫), સાતમા આદિત્ય તરીકે (૧૨-૨૦૧-૧૫), પાચમા આદિત્ય તરીકે (વિ ૧૩-૧૫૦-૧૫), બ્રહ્મા તરીકે ધા અથવા વિ (૧-૧૪૫-૩૫, ૨-૧૯-૪૮, ૩-૨૬-૧૩, ૧૫, ૩૬-૬), ખાડવદહન પ્રસગે અર્જુન સાથે લડનાર દેવ તરીકે ધાતા (૧-૨૧૮-૩૨), ધાતાનુ પવિત્ર આયતન (મદિર) (૩-૧૧૮-૧૨), ઇન્દ્રના ઘરા પાસે ઊર્ધ્વગતિને પામેલા ધા વિ દેવ (૩-૧૨૫-૨૦), કાર્તિકેયને અનુચરો ભેટ આપનાર ધા દેવ (૯-૪૫-૩૫), કાર્તિકેયને અનુચરો ભેટ આપનાર વિ દેવ (૯-૪૫-૩૮), વૃત્રવધ માટે વજ્રના બનાવનારા ધા (૧૨-૩૨૯-૨૭), અર્જુનનો રથ સજ્જ કરનાર દેવો પૈકી ધા (૫-૫૫-૭),

(૨) વળી જુદા જુદા મુખ્ય દેવોને તેમની સ્તુતિ કરતા કે તેમની વિભૂતિ વર્ણવતા ધાતા અને/અથવા વિધાતા કહ્યા છે જેમકે અગ્નિને (૧-૨૨ ૨૦) નારાયણને (૩-૧૮-૪, ૧૨-૩૨૧-૨૪), કૃષ્ણને (૧-૫૭-૮૬, ૩-૧૩-૧૯, ૧૮૭ ૫૩), વિષ્ણુને (૧૨-૩૨૭-૮૯, ૧૩-૧૩૫-૧૮, ૧૧૫) શિવને (૧૩-૧૫-૩૧, ૧૬-૨૨ ૧૬૦-૪૧ ઇ) સૂર્યને (૩-૩-૧૮),

(૩) 'વિશ્વનુ ધારણ કરનાર પરમેશ્વર' એવા અર્થમા 'ધાતા' શબ્દ ૬-૩૦-૯ (ગીતા ૮-૯) ૬-૩૧-૧૭ (ગીતા ૯ ૧૭), ૬-૩૨-૩૩ (ગીતા ૧૦-૩૩)મા પ્રયોજાયેલો છે

(૪) રાજા, પ્રજાના પિતા જેવો હોઈ એને ધાતા કહ્યો છે (૩-૧૮૩-૨૨)

(૫) પુરાણોમા ધાતા-વિધાતાને ભૃગુ અને ખ્યાતિના પુત્ર (ભાગવત ૪-૧-૪૩, વિષ્ણુપુરાણ ૫૯-૮૨) તરીકે અને ધાતાને ૪૯ મરુતો માના એક તરીકે (વહ્નિ પુરાણ MWDP 514) વર્ણવેલ છે

સાંભળ્યું છે કે રક્ષણ કરાયેલો ધર્મ રાજાનું રક્ષણ કરે છે.[૪] પણ એ ધર્મ તમારું રક્ષણ કરતો હોય એમ દેખાતો નથી.' પછી ધર્મરાજની ધાર્મિક પ્રવૃત્તિઓનું વર્ણન કર્યું; તેમના દ્યૂતના વ્યસનથી આવેલી આપત્તિનુ વર્ણન કર્યું. પછી પ્રાચીન ઇતિહાસ–ઈશ્વર જ સર્વ કંઈ કરે છે તેવા મતવાદનો કટાક્ષપૂર્વક ઉલ્લેખ કરતાં દ્રૌપદીએ કહ્યું: 'જેમ લાકડાની પૂતળીને સૂત્રધાર નચાવે છે, તેમ ઈશ્વર પ્રાણીઓને ચેષ્ટા કરાવે છે, પ્રાણીમાત્રમાં આકાશની જેમ રહેનાર ઈશ્વર પુણ્ય–પાપનું ફળ આપે છે, દોરીથી બંધાયેલા પક્ષીની જેમ પ્રાણી ઈશ્વરને આધીન રહે છે. સૂત્રમા પરોવેલા મણકાની પેઠે, નાથેલા બળદની પેઠે, મૂળમાથી ઉખડીને મધ્યપ્રવાહમા પડેલા વૃક્ષની પેઠે પ્રાણી ઈશ્વરની જ આણ માને છે, ઈશ્વર પ્રેરે છે એ પ્રમાણે સ્વર્ગે કે નરકે જાય છે, અને વાવાઝોડામા જેમ તણખલાં ઊડે તેમ સર્વ ભૂતો ઈશ્વરને વશ થાય છે. ઈશ્વર પુણ્ય-પાપ કરે છે, સર્વ ભૂતોને વ્યાપીને વિચરે છે, પણ કોઈને સમજાતો નથી! જેમ લાકડાને લાકડાથી, પથ્થરને પથ્થરથી અને લોખંડને લોખંડથી છેદવામા આવે તેમ ભગવાન સ્વયંભૂ પ્રપિતામહ દેવ માયાથી–જાણીરીતે પ્રાણીઓને પ્રાણીઓથી મારી નંખાવે છે![૫] આમ ભગવાન પ્રાણીઓનો સંયોગ અને વિયોગ કરીને રમે છે. તેમના પ્રત્યે માતાપિતાની જેમ વર્તતા નથી, પણ બીજા મનુષ્યોની જેમ રોષથી જ વર્તે છે. જેમ બાળક રમકડા રમે તેમ પ્રાણીઓ વડે ખેલે છે. શીલવાન

૪. જુઓ મનુ. ૮–૧૫

૫. આ આક્ષેપ પાછળનો અર્થ યુદ્ધોમા જણાય છે. તેનાથીએ વિશેષ હજુ એક દાયમ ઉપરના હિંદુ–મુસ્લીમ રમખાણોના દાવાનલ દ્વારા ભારતે અનુભવ્યો છે. એ દાવાનલ વલોવાતા દિલે ઠારવા મથતા મહાહિંદુ ગાંધીજીને એક હિંદુએ જ ઠાર કર્યા–આવા બનાવ જોતા સામાન્ય મનુષ્ય દ્રૌપદીની સાથે સહેલાઇથી સહમત થાય. એ તો ધર્મરાજ કે બાપુજી જેવા મહાસત્ત્વો જ ઘોર અંધારામા હોય છતા ય સાત્ત્વિકી શ્રદ્ધાને આધારે એમાથી પ્રકાશમા જાય.

અને શ્રીમાન આર્યો ગુજરાનના અભાવે સૂકાઈ રહ્યા છે અને ભાવી આપત્તિના વિચારથી અનાર્યો લહેર કરે છે તમે આપત્તિમાં પડ્યા છો અને દુર્યોધન સમૃદ્ધિમાન થયો છે, આ જોઈને હું ધાતાની નિંદા કરું છું આમ કરવાથી ધાતાને શું ફળ મળવાનું હશે? જો કરેલું કર્મ તેના કરનારને જ ફળતું હોય તો જરૂર ઈશ્વર તેનાથી લેપાવાનો જ, અને જો નહિ ફળતું હોય તો બળવાન જ ફાવવાનો—મારે તેની તલવાર—આથી હું દુર્બળોનો શોક કરું છું ’

ધર્મરાજાએ ઉત્તર આપ્યો, ‘તારો નાસ્તિકવાદ મેં (અગાઉ પણ) સાંભળ્યો છે હું ગૃહસ્થીએ દાન કરવું જોઈએ માટે દાન કરું છું અને યજ્ઞ કરવા જોઈએ માટે યજ્ઞ કરું છું, કંઈ તેના ફળ માટે ધર્માચરણ નથી કરતો હે સુશ્રોણિ! હું ધર્મ આચરું છું તે ધર્મના ફળ માટે નહિ, પણ શાસ્ત્રને અનુસરીને તથા સત્પુરુષોના આચારને જોઈને આચરું છું હે કૃષ્ણા! મારું મન સ્વભાવથી જ ધર્મમાં લાગેલું છે ’[૬] પછી ધર્મના ફળ દોહવાની લાલચ નહિ રાખવા જણાવતો ઉપર્યુક્ત શ્લોક ધર્મરાજે કહ્યો. પછી ધર્મ છે, તેના ફળનું ઈશ્વર પ્રદાન કરે છે, ધર્મ જ સનાતન શ્રેય છે, અને કર્મનું ફળ છે જ એમ બ્રહ્માએ પોતાના પુત્રોને કહ્યું હતું એવો આધાર ટાંકીને દ્રૌપદીને તેમણે કહ્યું કે ‘પ્રાણીઓના ઈશ્વર અને ધાતાને તું ગાળો દઈશ નહિ, તું એને ઓળખ, એને નમન કર. જેની કૃપાથી મૃત્યુશીલ ભક્ત અમરત્વને પામે છે તેને અવમાનીશ નહિ ’[૭]

એ પછી દ્રૌપદીએ પોતે દુખાર્તા હોવાથી પ્રલાપ કરેલો એમ કહીને ફરીથી બૃહસ્પતિના આધારવાળી નીતિ કહી સંભળાવી, ધર્મરાજને, શત્રુઓને યુદ્ધમાં જીતી લઈને રાજ્ય પાછું મેળવવા પ્રેર્યા[૮] ભીમસેને

---

૬. આરણ્યક અ ૩૨

૭ ૩ ૩૨–૩૯ ૪૦

૮. આરણ્યક અ ૩૩

પણ ખૂબ દલીલો કરી.[૯] પણ ધર્મશીલ ધર્મરાજે તો વનવાસની પ્રતિજ્ઞા તોડવાનું કબૂલ નહિ કરતાં, સત્ય અને ધર્મને જ શ્રેષ્ઠ માન્યાં.[૧૦]

સાધ્વી ધર્મશીલા પરન્તુ દુઃખાર્તા દ્રૌપદીએ ધર્મ અને ઈશ્વર ઉપર આક્ષેપ કર્યો તે અકળાયેલા માણસ માટે સામાન્યતઃ સહજ ગણાય. ધર્મરાજનો જવાબ તે પારગામી ધર્મવેત્તાનો નથી, પણ ચૈતન્યતત્ત્વમાં શ્રદ્ધા ધરાવતા, કલ્યાણમાર્ગના એક પ્રવાસીનો છે; ધર્મનું તત્ત્વ હજુ જોવાનું બાકી છે. પણ શિષ્ટો અને શાસ્ત્રોનાં પ્રમાણોથી, જન્માન્તરની સાધનાથી આવેલી સહજ ધર્મવૃત્તિથી–જેમ નદી સમુદ્રને મળવા ગતિ કરે તેવી–દેખીતા ભૌતિક લાભો માટે કાવાદાવા–મન્યુ–નથી જ કરવા એવા નિશ્ચયથી સામો માણસ પોતાનું વચન પાળશે જ એવા વિશ્વાસથી અને સત્ય ઉપર અચલ શ્રદ્ધાથી નિષ્કામ ધર્મ આચરવાને પ્રયત્ન કરતા વિકાસગામી એવા મહાત્માનો છે.

૩૮. मानसं सर्वभूतानां धर्ममाहुर्मनीषिणः ।
तस्मात्सर्वाणि भूतानि धर्ममेव समासते ॥ १३-१४८-३४.

મનીષીઓ કહે છે કે ધર્મ સર્વ ભૂતોના મનમાં રહેલો છે; તેથી સર્વ ભૂતો ધર્મનો જ આશ્રય કરે છે.

શાંતિબોધના—'શાંતિપર્વ' અને 'અનુશાસનપર્વ'ના—અંતે છેવટનો ઉપદેશ આપતાં પિતામહ ભીષ્મે કહેલા વચનોમાથી આ શ્લોક કર્યો છે. આ શ્લોકથી કવિએ પ્રાણીમાત્રના હૃદયમા રહેલા ચૈતન્યમાં ઉદ્દ્ભૂત પોતાની અનન્ય અનુભૂત શ્રદ્ધા અને સમભાવ પ્રદર્શિત કર્યાં છે.[૧]

---

૯. આરણ્યક. અ. ૩૪.

૧૦. આરણ્યક. અ. ૩૫; જુઓ 'સત્ય' (પ્રક૦ ૩) શ્લોક ૪૯.

૧. આ શ્લોકની સાથે વાચો.

एक एव चरेद्धर्मं न धर्मध्वजिको भवेत् ।
धर्मवाणिजका ह्येते ये धर्मुपभुञ्जते ॥ १३–१४८–३५

મ૦ ભા૦મા બીજે એક સ્થળે આ વિચાર જુદે રૂપે મૂકના વ્યાસ કહે છે, 'મનીષીઓ કહે છે કે ધર્મ સર્વ ભૂતોના મનમા રહેલો છે માટે સર્વ પ્રાણીઓનુ મનથી કલ્યાણ આચરવુ '[2]

મ. ગાધીજીએ ઉપરના વિચારને એમની ભાષામા આ રીતે મૂકયો છે

'धर्म वह है जो सब धारण करता है, यानी सब हिस्सेमें सब समय जीवनमें ओतप्रोत है ।[3]

१९. प्रज्ञाचक्षुर्नर इह दोष नैवानुरुध्यते ।
विरज्यति यथाकाम न च धर्मं विमुञ्चति ॥[1] ३-२००-४८

પ્રજ્ઞારૂપી ચક્ષુવાળો મનુષ્ય આ સસારમા (રાગાદિ) દોષોથી રૂધાતો નથી તે યથેચ્છ રીતે (વાસનામેલથી) સ્વચ્છ રહે છે અને ધર્મનો ત્યાગ કરતો નથી.

'બ્રાહ્મણવ્યાધસવાદ'મા ધર્મવ્યાધના પ્રવચનમા પ્રાજ્ઞના વર્તન

---

(નોધ ૧ ચાલુ)

એકલા રહીને ધર્માચરણ કરવુ, ધર્મધ્વજિક ન થવુ જે ધર્મના ફળ ભોગવે છે—ધર્મને નામે લાભ ઉઠાવે છે—તે તો ધર્મના વેપારી છે

આ શ્લોકની સાથે સરખાવો ૧૨ ૧૮૭-૩૧

૨. ૧૨-૧૮૭ ૩૦

૩. 'નિયમતન' પૃ ૭૭ તા ૪-૨-'૪૫

૧. =કે ૧૨-૨૬૫-૧૬ 'પ્રજ્ઞાચક્ષુ'ના વિવેચન માટે

જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૮, પૃ ૧૨ તેના ઉદ્ઘાટનમા ગાધીજીનો સદર્ભ, 'નિત્યમનન' પૃ ૧૪૮ 'ભારત રત્ન', પૃ ૧૭.

જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લો૦ ૬ ૭ની નોધ ૩ (૨) પૃ ૭

જુઓ 'પ્રકીર્ણ' (પ્રક૦ ૨૦) શ્લોક ૧૮૭

અર્જુનના કથિતવ્યમાં આ શ્લોક આવે છે.[૨] આ શ્લોકની પહેલાનું વચન અને પછીનું વચન બન્ને આ શ્લોકની સાથે વાંચવાં જેવાં છે. 'હે મહાદ્વિજ! (એ પ્રાજ્ઞ) ધર્મનું ફળ પામીને તૃપ્ત થઈ જતો નથી. પણ અતૃપ્ત રહીને જ્ઞાનરૂપી ચક્ષુથી! (વિષયસુખોમાં) નિર્વેદ–વૈરાગ્ય પ્રાપ્ત કરે છે. (પછી ઉપર્યુક્ત શ્લોક[૩]) આ લોકને ક્ષયાત્મક–નાશવંત જોઈને તે સર્વ (કર્મફળનો) ત્યાગ કરવા પ્રયત્ન કરે છે અને પછી દૈવને આશ્રયે ન રહેતાં ઉપાયપૂર્વક મોક્ષને માટે પ્રયત્ન કરે છે.'[૪]

'શાંતિપર્વ'માં 'નો 'પ્રજ્ઞાચક્ષુ'નો ઉલ્લેખ ધર્મરાજના ચાર પ્રશ્ન 'પાપી કેવી રીતે થાય, ધાર્મિક કેવી રીતે થાય, વૈરાગ્ય કેમ થાય અને મોક્ષ કેમ પમાય'ના જવાબમાં પિતામહે કરેલા વ્યાખ્યાનમાંનો છે.[૫]

'ઉદ્યોગપર્વ'માં શ્રીકૃષ્ણને વિષ્ટિ કરવાને જવા પ્રેરતા ધર્મરાજે નિર્ધન તથા પોતાના દોષોને લીધે ધનવાનમાંથી નિર્ધન બનેલા માણસો, કાર્ય–અકાર્યનું ભાન ભૂલી મોહવશ થઈને ક્રૂર કર્મો કરે છે અને એમ (સત્અસત્નો) ગોટાળો (સંકર) કરી નરકમાં જાય છે, વગેરેનો તાદૃશ ચિતાર આપી કહ્યું, '(આ મોહમાંથી) માણસ પ્રજ્ઞા-વિવેક-બુદ્ધિવડે જાગ્રત થાય છે, પ્રજ્ઞાચક્ષુ દુઃખી થતો નથી[૬] કારણ પ્રજ્ઞાલાભ થવાથી પુરુષ

---

૨. જુઓ નીચે શ્લોક ૪૧ના ઉદ્ઘાટનમાં, નોંધ ૧.

૩. (૧) धर्मस्य च फलं लब्ध्वा न तृप्यति महाद्विज ।
अतृप्यमाणो निर्वेदमादत्ते ज्ञानचक्षुषा ॥ ૩-૨૦૦-૪૭;
= ફે. ૧૨-૨૯૫-૧૮.

(૨) જુઓ આ ગ્રંથમાં 'સુખદુ:ખ' (પ્રક૦ ૧૨) શ્લોક ૧૨૮.

૪. મૂળ શ્લોક જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૮ની નોંધ ૭ પૃ. ૧૫.

૫. શાંતિ. અ. ૨૯૫.

૬. तस्य प्रबोधः प्रज्ञैव प्रज्ञाचक्षुर्न रिष्यति ॥ ૫-૭૦-૩૪.
તથા જુઓ ૫-૭૦-૩૫, ૩૬.

શાસ્ત્રોનું અવલોકન કરે છે, પછી એનું સતત મનન કરી પુનઃ ધર્મ તરફ વળે છે, કે જે ધર્મનું હ્રી–અકાર્યમાં લજ્જા–એ મુખ્ય અંગ છે. હ્રીમાન જ પાપનો દ્વેષ કરે છે,[૭] એનાથી શ્રી વધે છે, અને જ્યાં સુધી માણસ શ્રીમાન હોય છે ત્યાં સુધી જ પુરુષ ગણાય છે.' આ પછી ધર્મરાજે દારિદ્ર્યની સાથે જોડાયેલા દોષો અને પ્રજ્ઞારૂપી ચક્ષુથી સાફ થતા માર્ગ વિષે એક શ્રદ્ધાળુ હ્રીમાન અને શ્રીઅભિલાષી ધાર્મિક સજ્જનના વિચારો વ્યક્ત કર્યા છે.

૪૦. आनृशंस्यं परो धर्मः परमार्थाच्च मे मतम् ।
आनृशंस्यं चिकीर्षामि नकुलो यक्ष जीवतु ॥[૧] ३–२९७–७१

૭. 'પાપનો દ્વેષ કરે છે' पाप प्रद्वेष्टि એ શબ્દો નોંધપાત્ર છે. પાપીનો દ્વેષ કરવાનો નથી.

૧. સર૦ आनृशंस्यं परो धर्मः क्षमा च परमं बलम् ।
आत्मज्ञानं परं ज्ञानं परं सत्यव्रतं परम् ॥ ३-२०३-४१;
=हे. १२-३१६-१२.

આનૃશંસ્ય શ્રેષ્ઠ ધર્મ છે, ક્ષમા શ્રેષ્ઠ બલ છે, આત્મજ્ઞાન શ્રેષ્ઠ જ્ઞાન છે, અને સત્ય એ શ્રેષ્ઠ વ્રત છે.

आनृशंस्यं परो धर्मस्त्रयीधर्मः सदाफलः ।
मनो यम्य न शोचन्ति सद्भिः सधिर्न जीर्यते ॥ ३-२९७-५८.

આનૃશંસ્ય શ્રેષ્ઠ ધર્મ છે, ત્રયી ધર્મ (વૈદિકધર્મ) સદા ફળદાયી છે, મનોનિગ્રહ કરવાથી શોક કરવો પડતો નથી અને સજ્જનો સાથેની સંધી–મૈત્રી જીર્ણ થતી નથી.

एतदात्मवतां वृत्तमेव धर्मः सनातनः ।
क्षमा चैवानृशंस्यं च तत्कर्तास्म्यहमञ्जसा ॥ ३–३०–५०.

ક્ષમા અને આનૃશંસ્ય એ વશચિત્તવાળાઓનો આચાર છે, એ જ સનાતન ધર્મ છે, તેને હું સહજરીતે આચરી રહ્યો છું.

સત્ય જ્ઞાન મેળવવા માટે આનૃશંસ્ય[2] શ્રેષ્ઠ ધર્મ છે એમ મારુ માનવુ છે હે યક્ષ! હુ આનૃશંસ્ય પાળના ઇચ્છુ છું, માટે નકુલ જીવતો થાઓ.

વનવાસ દરમિયાન અંત આવનાર અને મિતાહારી પાંડવો કામ્યકવન છોડીને ફરીથી દ્વૈતવનમા આવ્યા.[3] ત્યા એક બ્રાહ્મણનો ઝાડ ઉપર ભરાવેલા અરણીપાત્ર સાથેનો મંથનદંડ કોઈ મૃગના શિંગડામા ભરાઈ ગયો એટલે તે મૃગ અરણીપાત્ર ઇત્યાદિ લઈને નાઠો તેને પકડવા માટે બ્રાહ્મણે પાંડવોને વિનંતી કરતા પાચે ભાઈઓ મૃગની પાછળ દોડ્યા, પણ મૃગ હાથમા ન આવ્યો પછી ભૂખ તરસથી વ્યાકુળ થયેલા પાંડવો એક વડના ઝાડ નીચે થાક ખાવા બેઠા ત્યા વાતો કરતા દુ ખથી અકળાઈ ઊઠેલા નકુલે મોટાભાઈ ધર્મરાજને કહ્યુ, ‘આપણા કુલમા ધર્મનો લોપ થયો નથી, આળસને લીધે અર્થનો નાશ થયો નથી, કોઈને પણ તેનુ કામ કરી આપવાની આપણે ના પાડતા નથી તોપણ હે રાજન્! આપણે ફરીથી સશયમા—દુ ખમા શાથી આવી પડ્યા છીએ?’[4] એટલે ધર્મરાજે કહ્યુ, ‘ધર્મ, પુણ્ય અને પાપના ફળરૂપે સુખ અને દુ ખ વહેચી આપે છે’[5] ભીમસેને કહ્યુ, ‘દ્રૌપદીને સૂત પ્રાતિકામી સભામા ખેચી લાવવા માડ્યો ત્યારે તેનો વધ ન કર્યો તેથી આપણે આવા દુ ખમા આવી પડ્યા’ અર્જુને કહ્યુ, ‘સૂતપુત્ર પ્રાતિકામીના તીક્ષ્ણ વચનો મે સાખી લીધા—એટલે કે તેને મારી નાખવો જોઈતો હતો—તેથી દુ ખ પડે છે,’ અને સહદેવે જણાવ્યુ, ‘દ્યૂતમા શકુનિ જીત્યો તે વખતે જ મે તેને મારી નાખ્યો નહિ તેથી આપણે

૨. આનૃશંસ્ય, અવૈષમ્ય, પરમાર્થ = સત્ય (૫ નીલકંઠ)

૩. આરણ્યક અ ૨૯૫.

૪. ૩–૨૯૫–૧૭

૫. ૩–૨૯૬ ૧ થી ૪

શાસ્ત્રોનું અવલોકન કરે છે, પછી એનું સતત મનન કરી પુન ધર્મ તરફ વળે છે, કે જે ધર્મનું હ્રી-અકાર્યમાં લજ્જા-એ મુખ્ય અંગ છે હ્રીમાન જ પાપનો દ્વેષ કરે છે,[૭] એનાથી શ્રી વધે છે, અને જ્યાં સુધી માણસ શ્રીમાન હોય છે ત્યાં સુધી જ પુરુષ ગણાય છે.' આ પછી ધર્મની દારિદ્ર્યની સાથે જોડાયેલા દોષો અને પ્રજ્ઞારૂપી ચક્ષુથી સાફ થતા માર્ગ વિષે એક શ્રદ્ધાળુ હ્રીમાન અને શ્રીઅભિલાષી ધાર્મિક સજ્જનના વિચારો વ્યક્ત કર્યા છે

૪૦ आनृशंस्य परो धर्मः परमार्थाच्च मे मतम् ।
आनृशंस्य चिकीर्षामि नकुलो यक्ष जीवतु ॥[१] ३-२९७-७१

---

૭. 'પાપનો દ્વેષ કરે છે' પાપ પ્રવૃત્તિ એ શબ્દો નોંધપાત્ર છે પાપીનો દ્વેષ કરવાનો નથી

૧. સર૦ आनृशंस्य परो धर्म क्षमा च परम बलम् ।
आत्मज्ञान परं ज्ञान पर सत्यव्रत परम् ॥ ३-२०३-४१,
=૩ ૧૨ ૩૧૬ ૧૨

આનૃશંસ્ય શ્રેષ્ઠ ધર્મ છે, ક્ષમા શ્રેષ્ઠ બળ છે, આત્મજ્ઞાન શ્રેષ્ઠ જ્ઞાન છે, અને સત્ય એ શ્રેષ્ઠ વ્રત છે

आनृशंस्य परो धर्मस्त्रयीधर्मः सदाफल ।
मनो यम्य न शोचन्ति सद्भि सन्धिर्न जीर्यते ॥ ३ २९७ ५८

આનૃશંસ્ય શ્રેષ્ઠ ધર્મ છે, ત્રયી ધર્મ (વૈદિકધર્મ) સદા ફળદાયી છે, મનોનિગ્રહ કરવાથી શોક કરવો પડતો નથી અને સજ્જનો સાથેની સંધી-મૈત્રી જીર્ણ થતી નથી

एतदात्मवतां वृत्तमेष धर्म सनातन ।
क्षमा चैवानृशंस्य च तत्कर्तास्म्यहमञ्जसा ॥ ३-३०-५०

ક્ષમા અને આનૃશંસ્ય એ વશચિત્તવાળાઓનો આચાર છે, એ જ સનાતન ધર્મ છે, તેને હું સહજરીતે આચરી રહ્યો છું

સત્ય જ્ઞાન મેળવવા માટે આનૃશંસ્ય[૨] શ્રેષ્ઠ ધર્મ છે એમ મારું માનવું છે. હે યક્ષ! હું આનૃશંસ્ય પાળવા ઇચ્છું છું, માટે નકુલ જીવતો થાઓ.

વનવાસ દરમિયાન વ્રત આચરનારા અને મિતાહારી પાંડવો કામ્યકવન છોડીને ફરીથી દ્વૈતવનમા આવ્યા.[૩] ત્યા એક બ્રાહ્મણનો ઝાડ ઉપર ભરાવેલા અરણીપાત્ર સાથેનો મંથનદંડ કોઈ મૃગના શિંગડામા ભરાઈ ગયો. એટલે તે મૃગ અરણીપાત્ર ઇત્યાદિ લઈને નાઠો. તેને પકડવા માટે બ્રાહ્મણે પાંડવોને વિનતી કરતા પાચે ભાઈઓ મૃગની પાછળ દોડ્યા, પણ મૃગ હાથમા ન આવ્યો. પછી ભૂખ-તરસથી વ્યાકુળ થયેલા પાંડવો એક વડના ઝાડ નીચે થાક ખાવા બેઠા. ત્યા વાતો કરતા દુઃખથી અકળાઈ ઊઠેલા નકુલે મોટાભાઈ ધર્મરાજને કહ્યું, 'આપણા કુલમા ધર્મનો લોપ થયો નથી, આળસને લીધે અર્થનો નાશ થયો નથી, કોઈને પણ તેનું કામ કરી આપવાની આપણે ના પાડતા નથી તોપણ હે રાજન્! આપણે ફરીથી સંશયમા—દુઃખમા શાથી આવી પડ્યા છીએ?'[૪] એટલે ધર્મરાજે કહ્યું, 'ધર્મ, પુણ્ય અને પાપના ફળરૂપે સુખ અને દુઃખ વહેંચી આપે છે.'[૫] ભીમસેને કહ્યું, 'કૃષ્ણાને સૂત પ્રાતિકામી સભામા ખેંચી લાવવા માડ્યો ત્યારે તેનો વધ ન કર્યો તેથી આપણે આવા દુઃખમા આવી પડ્યા.' અર્જુને કહ્યુ, 'સૂતપુત્ર પ્રાતિકામીના તીક્ષ્ણ વચનો મે સાખી લીધા—એટલે કે તેને મારી નાખવો જોઈતો હતો—તેથી દુઃખ પડે છે,' અને સહદેવે જણાવ્યુ, 'દ્યૂતમા શકુનિ જીત્યો તે વખતે જ મેં તેને મારી નાખ્યો નહિ તેથી આપણે

૨. આનૃશંસ્ય, અનૈષમ્ય, પરમાર્થ = સત્ય (પં. નીલકંઠ).

૩. આરણ્યક. અ ૨૯૫.

૪. ૩-૨૯૫-૧૭.

૫. ૩-૨૯૬-૧ થી ૪.

દુઃખી થઈએ. છીએ.'[૬] આમ વાતો કરતાં ખૂબ તરસ લાગવાથી નકુલને નજીક આવેલા એક જળાશયમાથી પાણી લેવા મોકલ્યો. નકુલે જળાશયમાથી પાણી લેવાની ઇચ્છા કરી એ સમયે જ અંતરીક્ષવાણી સંભળાઈ 'મેં નિયમ કર્યો છે તે મુજબ મારા પ્રશ્નોના જવાબ આપીને પાણી પીજે અને સાથે લઈ જજે. સાહસ ન કર.' પણ નકુલે તે અંતરીક્ષવાણીનો અનાદર કરીને શીતલ જળ પીધું, પીતાની સાથે જ તે મૃત્યુ પામ્યો. તેને વાર થતાં ધર્મરાજે અનુક્રમે સહદેવ, અર્જુન અને ભીમસેનને મોકલ્યા; પણ તે બધાની નકુલ જેવી જ દશા થઈ. અંતે ચિંતાતુર યુધિષ્ઠિર સરોવર પાસે ગયા, ભાઈઓને મૃત્યુ પામેલા જોઈ બહુ દુઃખી થયા અને સંભ્રમમા પડયા.[૭] પછી તેમણે પણ પાણી પીવાની ઇચ્છાથી સરોવરમા ઊતરવા માડતા અંતરીક્ષ-વાણી સાભળી. આવી દુખી અવસ્થામાં પણ ધૈર્ય રાખીને ધર્મરાજે કહ્યું કે, 'તમારા અધિકારમા રહેલું કંઈ લેવાની મારી કામના નથી. સજ્જનો કદી આત્મપ્રશંસાને વખાણતા નથી. છતા હું મારી બુદ્ધિ મુજબ તમારા પ્રશ્નોના જવાબ આપીશ, તો પૂછો.'[૮] ત્યાં ધર્મરાજ અને યક્ષ વચ્ચે લાબી પ્રશ્નોત્તરી ચાલી. છેવટે યથોચિત ઉત્તરોથી પ્રસન્ન થયેલા યક્ષે ગમે તે એક ભાઈને સજીવન કરી શકાય તેવું વરદાન આપ્યુ ત્યારે ભીમ કે અર્જુનને જીવાડવાનુ ન કહેતા-દુર્યોધનને જીતવાનો કે સહોદર ભાઈને જીવાડવાનો સ્વાર્થ ન જોતા-ધર્મશીલતા-માથી ઉદ્ભવેલી કોમળ સમદૃષ્ટિથી અપરમાતા માદ્રીના નાના પુત્ર નકુલને સજીવન કરવાનું યુધિષ્ઠિરે ઇચ્છયુ. યક્ષે યુધિષ્ઠિરને 'સ્વાર્થ નહિ જોતા-નકુલ જીવતો થાય એવુ કેમ ઇચ્છયુ'[૯] એમ પૂછતા

૬. આરણ્યક. અ ૨૯૬.
૭. આરણ્યક. અ. ૨૯૭
૮. ૩-૨૯૭-૨૪, ૨૫
૯. ૩-૨૯૭-૬૭ થી ૭૦.

ધર્મરાજાએ કાનો આપ્યા[૧૦] એમાનુ પહેલું કારણ ઉપર ટાંકેલા શ્લોકમા જણાવ્યુ છે. બીજાં બે કારણ આ પ્રમાણે આપ્યા હતા— (૧) લોકો મને સદૈવ ધર્મશીલ જાણે છે અને હુ પણ સ્વધર્મથી ડગીશ નહિ (૨) કુન્તી અને માદ્રી એ બન્ને માતાઓ મારે મન સરખી છે, તેથી એ બન્ને માતાઓ વચ્ચે (બન્નેનો એક પુત્ર જીવતો રહેવાથી) સમાનતા રહે એમ હુ ઇચ્છુ છુ.[૧૧]

યક્ષ કે જે યુધિષ્ઠિરનો પિતા ધર્મ જ હતો તેણે આનૃશસ્યને અર્થ તથા કામથી શ્રેષ્ઠ માનવાના તેમના આચરણથી તુષ્ટ થઈને ચારે પાડવોને સજીવન કર્યા.[૧૨]

એ પછી સામાન્ય વાતચીત થતા યક્ષના વેષમા રહેલા ધર્મે પોતાનુ સ્વરૂપ વર્ણવતા કહ્યુ કે 'યશ, સત્ય, દમ, શૌચ, આર્જવ, હ્રી, અચપલતા, દાન, તપ અને બ્રહ્મચર્ય એ મારા અગ છે અહિંસા, સમતા, શાન્તિ, તપ, શૌચ, મત્સરરહિતતા એ મારી પ્રાપ્તિના દ્વાર છે[૧૩] એ બહુ સારી વાત છે કે પાચ સાધનમા[૧૪] તને પ્રીતિ છે,

---

૧૦. ૩-૨૯૭ ૭૧ થી ૭૩, આ પ્રસગમા ભીમ-અર્જુન નહિ પણ નકુલ જીવતો થાય એ પ્રયત્ન કરવાનો ધર્મરાજનો સ્વધર્મ હતો કવિ આ વચનથી તેની સ્પષ્ટતા કરે છે જુઓ ઉપર શ્લોક ૨૩ પૃ ૩૪ થી

૧૧ ધર્મપુત્ર યુધિષ્ઠિરને મન કુન્તી અને માદ્રી જેમ સમાન હતા, તેમ કુન્તી અને ગાન્ધારી પણ સમાન હતા મહાભારત યુદ્ધના પ્રણાશ પછી પણ આ સમભાવ જરાય ઓસર્યો નહોતો, તે આ રાજાની વિશિષ્ટતા છે ૧૫-૬ ૧૧

૧૨. ૩ ૨૯૭-૭૪, ૩-૨૯૮-૬

૧૩ ૩-૨૯૮-૭, ૮

૧૪. ૩-૨૯૮- (૧) પાચ સાધન તે શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધિ (શ્રુતિના આધારે-૫ નીલકંઠ) અથવા (૨) યોગસૂત્રમા કહેલ પાચ યમ-અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ (યોગસૂત્ર ૩૦).

ષટ્પદીને તે જીતી છે.[૧૫] પછી વરદાનોમાં (૧) બ્રાહ્મણનું અરણીપાત્ર અને મંથનદંડ પાછાં આપ્યાં (૨) અજ્ઞાતવાસમાં નહિ ઓળખાવાનું વરદાન આપ્યું, અને બહુ આગ્રહ કરીને ધર્મરાજને ત્રીજો વર માગવાનું કહેતાં એમણે, 'હું સદા લોભ, મોહ અને ક્રોધ ઉપર જય મેળવું, અને મારું મન સતત દાન તપ અને સત્યમાં લાગેલું રહો,' એવો વર માગ્યો.[૧૬] આ આખ્યાનની ફલશ્રુતિ કહેતાં કવિ કહે છે કે જે મનુષ્ય આ આખ્યાનને સારી રીતે સમજશે તેનું મન કદિ પણ અધર્મમાં, સહૃદભેદમાં પરધન હરણ કરવામાં, પરદારગમનમાં અને કદર્યભાવમાં લાગશે નહિ.[૧૭]

---

૧૫. (૧) ભૂખ, તરસ-શોક, મોહ, જરા અને મૃત્યુ (શ્રુતિના આધારે પં. નીલકંઠ) (૨) ક્ષેપક નં. ૧૩૯૭ પ્રમાણે કામ, ક્રોધ, લોભ, મોહ, ભય અને વિષાદ, આ બન્નેમાં ૩-૨૯૮-૯નો સંદર્ભ જોતાં પં. નીલકંઠે ટાંકેલી ષટ્પદી સુયોગ્ય છે.

૧૬. ૩-૨૯૮-૧૧ થી ૨૩

૧૭. ૩-૨૯૮-૨૮, આ 'યક્ષપ્રશ્નોત્તરસંવાદ'માં ભારતીય સુનીતિ ધર્મનું શુભ તત્ત્વ સરળ રીતે બાળકો-નાના છોકરા અને ઓછી સમજવાળા-ને પણ રસ પડે એવી રીતે મૂકેલું છે. મં૦ ભાં૦ની પ્રચલિત વાચનામાં સમીક્ષિત વાચનાના પાઠ કરતાં ૫૯ શ્લોક વધુ છે તે, પછીના લેખકોએ પોતાને સારા લાગતા વિચારોનું આ સંવાદ સારું વાહન થઈ શકશે એમ લાગવાથી એમાં ઉદારતાથી ઉમેર્યાં હોય એમ જણાય છે. તેમાંના આ બહુ જ પ્રસિદ્ધ શ્લોક

> तर्कोऽप्रतिष्ठ श्रुतयो विभिन्ना
> नैको ऋषिर्यस्य मत प्रमाणम् ।
> धर्मस्य तत्त्व निहित गुहायां
> महाजनो येन गत स पन्था ॥

આરણ્યક. પરિશિષ્ટ ૧-૩૨, લીટી ૬૬ થી ૬૮.

સહિત બીજા કેટલાક સુંદર શ્લોકો માત્ર પં. નીલકંઠની ટીકાવાળી પ્રતોમાં જ માલૂમ પડે છે. એટલે એમ લાગે છે કે મં૦ ભાં૦માં આ શ્લોકો પં. નીલકંઠે

૪૧ सर्वेषा य सुहृन्नित्य सर्वेषा च हिते रत ।
कर्मणा मनसा वाचा स धर्मं वेद जाजले ॥[१] ૧૨-૨૫૪-૬.

(નોંધ ૧૭ ચાલુ)

મૂકી દીધા હશે એટલે કે સત્તરમી સદીમા પણ મ૦ ભા૦મા ઉમેરણોની પ્રક્રિયા ચાલુ હતી! 'આરણ્યકપર્વ'ના 'અષ્ટાવક્રોપાખ્યાન'મા કેટલાક ઉખાણા અને 'શાતિપર્વ' 'હ સ-સાધ્યસ વાદ' (અ ૨૮૮)મા 'યક્ષપ્રશ્નોત્તર'મા આવે છે તેમાના જ કેટલાક કોયડા અને ઉખાણા છે એ બન્ને સ વાદો પણ રસપ્રદ અને જ્ઞાન આપનાર છે, 'ઉત્તરાધ્યયન સૂત્ર'ના ૨૩મા અધ્યયનમા કુમારશ્રમણ કેશી અને ગૌતમસ્વામી વચ્ચે સ વાદદ્વારા ધર્મના નિયમો અને વ્રતો વિશે સરસ ચર્ચા થાય છે, એ ભાગ અહીં સરખાવવા જેવો છે (જુઓ 'મ૦ ભા૦ અને ઉ સૂ૦' પૃ ૮૮), બૌદ્ધ સાહિત્યમા 'સ યુત્ત' ૧૦-૧૨મા મ૦ ભા૦ના યક્ષપ્રશ્નોત્તર'ની જેમ બુદ્ધ એક યક્ષને સ તુષ્ટ કરે છે, 'સુત્તનિપાત'મા 'આલવક સુત્ત' (૧-૧૦) અને 'સૂચિલોમ સુત્ત'-(૨-૫)મા યક્ષ ભગવાન બુદ્ધને પ્રશ્નો કરે છે, તથા ભગવાન, બૌદ્ધ નીતિધર્મના ઉપદેશોના જવાબથી સ બ ધ ધરાવતા યક્ષને શાત કરે છે (જુઓ *History of Indian Literature*, Vol II, P. 58, 96)

૧. સર (૧) न हिंस्यात्सर्वभूतानि मैत्रायणगतश्चरेत् ।
नेद जीवितमासाद्य वैरं कुर्वीत केनचित् ॥
૩-૨૦૩-૪૫, = ૧૨-૨૬૯ ૫, ૩૧૬-૧૮.

(સર૦ ૧૨-૧૫૪-૨ ૨૭, ૧૮-૧૨ વગેરે, સર૦ મનુ ૬-૪૭, ભાગ પુ ૧૨-૬-૩૪, સર૦ કૂર્મ પુ અ ૧૬મા, 'અહિંસા દિગ્દર્શન' પૃ ૯૦, આ શ્લોકનુ પ્રથમ ચરણ શ કરાચાર્યે ઈશોપનિષદભાષ્ય (મ૦ ૧૮)મા ટાંક્યુ છે)

કોઈ પ્રાણીની હિંસા કરવી નહિ મૈત્રી ભાવ રાખીને વિચરવુ આ જીવન ધારણ કરીને કોઈની સાથે વૈર કરવુ નહિ

(૨) જુઓ 'શીન' (પ્ર૦ ૧૮) શ્લોક ૧૬૦

ષટપદીને તે જીતી છે[15] પછી વરદાનોમાં (૧) બ્રાહ્મણનું અરણીપાત્ર અને મંથનદંડ પાછાં આપ્યાં (૨) અજ્ઞાતવાસમાં નહિ ઓળખાવાનું વરદાન આપ્યું, અને બહુ આગ્રહ કરીને ધર્મરાજને ત્રીજો વર માગવાનું કહેતાં એમણે, 'હું મદ, લોભ, મોહ અને ક્રોધ ઉપર જય મેળવું, અને મારું મન સતત દાન તપ અને સત્યમાં લાગેલું રહો,' એવો વર માગ્યો,[16] આ આખ્યાનની ફલશ્રુતિ કહેતાં કવિ કહે છે કે જે મનુષ્ય આ આખ્યાનને સારી રીતે સમજશે તેનું મન કદિ પણ અધર્મમાં, સહૃદભેદમાં પરધન હરણ કરવામાં, પરદારગમનમાં અને કદર્યભાવમાં લાગશે નહિ[17]

૧૫. (૧) ભૂખ, તરસ-શોક, મોહ જરા અને મૃત્યુ (શ્રુતિના આધારે પં નીલકંઠ) (૨) ક્ષેપક નં ૧૩૮૭ પ્રમાણે કામ, ક્રોધ લોભ મોહ મદ અને વિષાદ, આ બન્નેમાં ૩-૨૯૮-૯નો સંદર્ભ જોતાં પં નીલકંઠે ટાંકેલ ષટપદી સુયોગ્ય છે

૧૬ ૩-૨૯૮ ૧૧ થી ૨૩

૧૭. ૩-૨૯૮ ૨૮ આ યક્ષપ્રશ્નોત્તરસંવાદ'માં ભારતીય સુનીતિ ધર્મનું શુભ તત્ત્વ સરળ રીતે બાળકો -નાના છોકરા અને ઓછી સમજવાળા ને પણ રસ પડે એવી રીતે મૂકેલું છે મ૦ ભા૦ની પ્રચલિત વાચનામાં સમીક્ષિત વાચનાના પાઠ કરતાં ૫૯ શ્લોક વધુ છે તે પછીના લેખકોએ પોતાને સારા લાગતા વિચારોનું આ સંવાદ સારું વાહન થઈ શકશે એમ લાગવાથી એમાં ઉદારતાથી ઉમેર્યાં હોય એમ જણાય છે તેમાંના આ બહુ જ પ્રસિદ્ધ શ્લોક

तर्कोऽप्रतिष्ठ श्रुतयो विभिन्ना
नैको ऋषिर्यस्य मत प्रमाणम् ।
धर्मस्य तत्त्व निहित गुहायां
महाजनो येन गत स पन्था ॥

આરણ્યક પરિશિષ્ટ ૧ ૩૨ લીટી ૬૬ થી ૬૮

સહિત બીજા કેટલાક સુંદર શ્લોકો મા૦ પં નીલકંઠની ટીકાવાળી પ્રતોમાં જ માલૂમ પડે છે। એટલે એમ લાગે છે કે મ૦ ભા૦માં આ શ્લોકો પં નીલકંઠે

૪૧. सर्वेषां यः सुहृन्नित्यं सर्वेषां च हिते रतः ।
कर्मणा मनसा वाचा स धर्मं वेद जाजले ॥[1] ૧૨-૨૫૪-૬.

(નોંધ ૧૭ ચાલુ)
મૂકી દીધા હશે. એટલે કે સત્તરમી સદીમાં પણ મ૦ ભા૦માં ફમેરણોની પ્રક્રિયા ચાલુ હતી! 'આરણ્યકપર્વ'ના 'અષ્ટાવક્રોપાખ્યાન'માં કેટલાંક ઉખાણાં અને 'શાંતિપર્વ' 'હંસ-સાધ્યસંવાદ' (અ. ૨૮૮)માં 'યક્ષપ્રશ્નોત્તર'માં આવે છે તેમાંના જ કેટલાક કોયડા અને ઉખાણાં છે. એ બન્ને સંવાદો પણ રસપ્રદ અને જ્ઞાન આપનાર છે, 'ઉત્તરાધ્યયન સૂત્ર'ના ૨૩માં અધ્યયનમાં કુમારશ્રમણ કેશી અને ગૌતમસ્વામી વચ્ચે સંવાદદ્વારા ધર્મના નિયમો અને વ્રતો વિશે સરસ ચર્ચા થાય છે, એ ભાગ અહીં સરખાવવા જેવો છે. (જુઓ 'મ૦ ભા૦ અને ઉ. સૂત્ર' પૃ. ૮૮); બૌદ્ધ સાહિત્યમાં 'સંયુત્ત' ૧૦-૧૨માં મ૦ ભા૦નાં યક્ષપ્રશ્નોત્તર'ની જેમ બુદ્ધ એક યક્ષને સંતુષ્ટ કરે છે; 'સુત્તનિપાત'માં 'આલવક સુત્ત' (૧-૧૦) અને 'સૂચિલોમ સુત્ત'-(૨-૫)માં યક્ષ ભગવાન બુદ્ધને પ્રશ્નો કરે છે, તથા ભગવાન, બૌદ્ધ નીતિધર્મના ઉપદેશના જવાબથી સંબંધ ધરાવતા યક્ષને શાંત કરે છે. (જુઓ *History of Indian Literature*, Vol. II, P. 58, 96).

૧. સર. (૧) न हिंस्यात्सर्वभूतानि मैत्रायणगतश्चरेत् ।
नेदं जीवितमासाद्य वैरं कुर्वीत केनचित् ॥
૩-૨૦૩-૪૫; = કે. ૧૨-૨૬૯-૫; ૩૧૬-૧૮.

(સર૦ ૧૨-૧૫૪-૨; ૨૭; ૧૮-૧૨ વગેરે; સર૦ મનુ. ૬-૪૭; ભાગ. પુ. ૧૨-૬-૩૪; સર૦ કૂર્મ પુ. અ. ૧૬માં; 'અહિંસા દિગ્દર્શન' પૃ. ૯૦; આ શ્લોકનું પ્રથમ ચરણ શંકરાચાર્યે ઈશોપનિષદ્‌ભાષ્ય (મન્ત્ર ૧૮)માં ટાંક્યું છે).

કોઈ પ્રાણીની હિંસા કરવી નહિ. મૈત્રીભાવ રાખીને વિચરવું. આ જીવન ધારણ કરીને કોઈની સાથે વેર કરવું નહિ.

(૨) જુઓ 'શીલ' (પ્રક૦ ૧૮) શ્લોક ૧૬૦.

હે જાજલિ! જે (મનુષ્ય) મન, કર્મ અને વચનથી સદૈવ સર્વનો સુહૃદ છે અને સર્વના હિતમા રત છે, તે ધર્મ જાણે છે

ધર્મરાજાએ ધર્મનુ તત્ત્વ જાણવા માટે, શ્રુતિ અને સ્મૃતિએ કરેલી આજ્ઞાઓ વચ્ચેના પરસ્પર વિરોધ ઉપરાંત સતોના આચાર, સામાન્ય મનુષ્યના આચાર, હીન પુરુષોના આચાર ઇત્યાદિની વિસ્તૃત સમીક્ષા કરીને 'ધર્મ' ઉપર આક્ષેપ કરતા પિતામહને પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમણે પ્રત્યુત્તરમા 'તુલાધાર-જાજલિસંવાદ'નુ સુદર આખ્યાન કહ્યુ [2]

જાજલિ નામનો બ્રાહ્મણ ખૂબ તપ કરતો હતો [3] થાભલાની માફક અવ્યગ્ર રહીને તપ કરતા એક ચકલાચકલીના જોડાએ તેની જટામા માળો બાધ્યો, તેમા ઇંડા મૂક્યા તેમાથી બચ્ચા જન્મ્યા! ધીરે ધીરે તે બચ્ચા મોટા થયા અને સ્વાવલબી થતા ઊડી પે ગયા! જાજલિ તે પછી પણ એક મહિના સુધી દયાને લીધે સ્થિર બેસી રહ્યો જ્યારે તેની ખાતરી થઈ કે ચકલા હવે પાછા આવશે જ નહિ ત્યારે ઊઠ્યો ઊઠ્યા પછી તરત તેને અભિમાન થયુ અભિમાન થવાનુ કારણ તે "સત્ય અને તપમા સ્થિર છતા ધર્મનુ દર્શન નહોતો કરતો"[4] એ હતુ એટલે અભિમાનથી બોલ્યો કે 'મે ધર્મ પ્રાપ્ત કર્યો છે'[5] ત્યારે

---

૨. શાંતિ૦ અ ૨૫૨ સર૦ ૧૨-૨૫૨ ૧૦ સાથે ૧૨ ૨૩૪ ૧૦

૩. 'જાજલિ તુલાધાર સંવાદ' શાંતિ૦ અ ૨૫૩ થી ૨૫૬

૪ ૧૨ ૨૫૩ ૧૬ મ૦ ભા૦નો ટીકાકાર વિદ્યાસાગર લખે છે કે 'જાજલિ કામક્રોધાદિથી મુક્ત હોઈ ધર્મ પામતો નહોતો

૫. ૧૨ ૨૫૩-૪૨ ૪૩, કથાની શરૂમા વાતાસંક્ષેપ છે તેમા અંતરીક્ષ વાણીને બદલે જળવાસી પિશાચોએ આ ગાથા કહી હતી ૧૨ ૨૫૨-૭ ૮, મ૦ ભા૦ની અનેક સૂત્ર સાધનારી રચનામા આવા જુદા જુદા પ્રવાહો ઘણા ખરા ઘરોમા નોધાયેલા મળે છે

અંતરીક્ષ વાણીએ કહ્યું કે 'તું તુલાધારના જેટલો ધાર્મિક નથી. કાશીનો એ તુલાધાર પણ તું બોલે છે એમ બોલવાને યોગ્ય નથી જ. (તો તું ક્યાંથી હોય?)

આ સાભળીને ચીડાયેલો જાજલિ કાશીમાં તુલાધાર પાસે ગયો. ત્યાં જઈને તુલાધારના વેપાર ઉપર આક્ષેપ કરીને તેને નૈષ્ઠિકી બુદ્ધિ કેવી રીતે મળી તેનો પ્રશ્ન કર્યો, જવાબમાં ધર્માર્થતત્ત્વવિત્ વૈશ્ય તુલાધારે, 'ગુજરાનની જે વૃત્તિ પ્રાણીઓના તદ્દન અદ્રોહથી-સંપૂર્ણ અહિંસાથી, અથવા અલ્પદ્રોહથી—ઓછામાં ઓછી હિંસાથી ચાલે તે શ્રેષ્ઠ ધર્મ છે. એવી વૃત્તિથી હું મારું ગુજરાન ચલાવું છું.'[૬] એમ કહેતાં ધર્મનું પ્રવચન કર્યું તેમાથી આ સરળ, સૂક્ષ્મ અને હૃદયંગમ સુભાષિત ઉદ્ધૃત કર્યું છે.

વણિક તુલાધારે આ મહાન પ્રવચન કરતાં પોતાને આ "પુરાણા સર્વભૂતોના હિતકારક અને મિત્રભાવથી જોનારા સનાતન ધર્મના સરહસ્ય જાણકાર"[૭] તરીકે વર્ણવ્યો છે. જેમ વેપારમાં તેમ પ્રાણીઓ પ્રત્યેના વ્યવહારમાં પણ પોતાનો સામ્યયોગ અનેક ઉપમાઓથી અને ઉપમા વિના સાદી એમ બંને રીતે બતાવતાં તુલાધારે એક સરસ વેપારી ઉપમા પણ આપી છે. 'હે જાજલિ! ઇષ્ટ, અનિષ્ટ, પ્રીતિ અને રાગથી છૂટા થયેલા એવા મારું ત્રાજવું સર્વ પ્રાણીઓ પ્રત્યે સમાન છે.'[૮]

૬. ૧૨-૨૫૪-૬.

૭. ૧૨-૨૫૪-૫.

૮. (૧) इष्टानिष्टविमुक्तस्य प्रीतिरागबहिष्कृतः ।
तुला मे सर्वभूतेषु समा तिष्ठति जाजले ॥ ૧૨-૨૫૪-૧૨.

(૨) અંધ, બહેરો અને ઉન્મત્ત મનુષ્ય જેમ માત્ર શ્વાસોચ્છ્વાસ લઈને જ જીવે છે. તેવું ઇન્દ્રિયો હોવા છતાંય સંયમિત જીવન (૧૨-૨૫૪-૧૪).

આગળ ચાલતા જાજલિએ તુલાધારના વેપારને ઉપાલંભ આપ્યે અર્થાત્ અકર્મી નિર્વૃત્તિ માર્ગની અને/અથવા વેદવિહિત હિંસક કર્મ કાંડની પ્રશંસા કરી. તેના જવાબમાં અભયદાન રૂપી દાનનું શ્રેષ્ઠત્વ અને સૌક્ષ્મ્ય કહી, કેટલાયે ક્રૂર ધંધાઓનો ઉલ્લેખ કરવા સાથે દાસપ્રથા-ગુલામી અને તેમાં રહેલી ક્રૂરતા ઉપર જે કટાક્ષ કર્યો છે, તે ગુલામી જવા છતાંય નોકર પ્રત્યે ગુલામ જેવું વર્તન રાખનારા શેઠિયાઓએ ધ્યાન રાખવા જેવો છે 'કેટલાક મનુષ્યો મનુષ્યોને જ ગુલામ બનાવીને તેમની પાસે વૈતરું કરાવે છે વળી મરણતોલ માર મારવાથી થતું દુઃખ તમે પણ જાણો છો એ લોકો રાતદિવસ એવો (મરણતોલ) માર મારીને, બાંધીને કે કેદમાં નાખીને તેઓની પાસે કામ લે છે."[૯]

'અહિંસાધર્મ' વિષયના ઉપસંહારમાં તુલાધારે અંધશ્રદ્ધા ગતાનુગતિક ગાડરિયા પ્રવાહ પ્રમાણે નહિ, પણ કારણ તરફ દૃષ્ટિ રાખી ધર્મ આચરવા કહ્યું છે[૧૦] એવી રીતે ધર્મના સૂક્ષ્મ તત્ત્વ અહિંસા ઉત્કૃષ્ટતા બતાવ્યા પછી તુલાધાર અને જાજલિ વચ્ચે યજ્ઞરહસ્ય તથા શ્રદ્ધા વિષે ચર્ચા આગળ ચાલી છે યજ્ઞ વિષે કહેતાં 'યજ્ઞનું તાત્ત્વિ

(નોંધ ૮ ચાલુ)

(૩) વૃદ્ધ રોગી અને કૃશ જેમ વિષયો પ્રત્યે ઉદાસીન હોય એ પોતે યુવાન તંદુરસ્ત અને સશક્ત છતાંય સંયમિત જીવન ગાળતો (૧૨-૨૫૪-૧૫)

૯. मानुषा मानुषानेव दासभोगेन भुञ्जते ॥ १२-२५४-३८
वधबन्धविरोधेन कारयन्ति दिवानिशम् ॥
आत्मना चापि जानासि यद् दुःखं वधताडने ॥ १२-२५४-३-

આ શ્લોકમાં 'વધબન્ધવિરોધેન' પદ આવે છે તે જૈન ધર્મના વધ બંધ ઇ અતિચારની યાદ આપે છે

૧૦. कारणाद्धर्ममन्विच्छेन्न लोकचरितं चरेत् ।

ઇત્યાદિ જુઓ ૧૨-૨૫૪ ૪૯, ૫૦

સ્વરૂપ સમજનાર—યજ્ઞવિદો દુર્લભ છે. જે યજ્ઞવિદો છે તેમને હું નમસ્કાર કરું છું. પોતાના યજ્ઞો (અહિંસક યજ્ઞો—સાત્ત્વિક યજ્ઞો) છોડીને ક્ષાત્રયજ્ઞો (હિંસક યજ્ઞો-રાજસિક યજ્ઞો) વિત્તલુબ્ધ બ્રાહ્મણોએ વેદના અર્થ સમજ્યા વિના પ્રવર્તાવ્યા છે...'[११] ઇત્યાદિ કહીને પ્રવચનને અંતે શ્રદ્ધાની મહત્તા વર્ણવીને તુલાધારે પોતાનુ પ્રવચન પૂરું કર્યું. એ આખ્યાનનો સમારોપ કરતા શ્રદ્ધાની મહત્તા ભીષ્મ પિતામહે આ પ્રમાણે કહી બતાવી. 'હે રાજા! સૂર્યપુત્રી શ્રદ્ધા ચૈતન્ય પ્રદાન કરનારી (સાચી) જન્મદાત્રી માતા, આત્મવિશ્વાસ ઉત્પન્ન કરનારી અને વાણીના દોષ તથા મનના ગુંચવાડામાથી પાર કરનારી સાત્ત્વિકી દેવી છે.[१२] આમ આ મધ્યમ પરિમાણનુ મહાન આખ્યાન સનાતન અહિંસક

૧૧. (૧) 'યજ્ઞવિત્ એટલે यज्ञो वै विष्णु. એ શ્રુતિવચન અનુસાર યજ્ઞભોક્તા પરમાત્માને જાણનાર દુર્લભ છે' (પંડિત નીલકંઠ);

સર૦ वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ।

ગીતા અ. ૭-૧૯ (૬-૨૯-૧૯)

(૨) ૧૨-૨૫૫-૪, ૫.

૧૨. [૧] श्रद्धा वै सात्त्विकी देवी सूर्यस्य दुहिता नृप ।
सावित्री प्रसवित्री च जीवविश्वासिनी तथा ॥ १२-२५६-२१
वाग्वृद्धं त्रायते श्रद्धा मनोवृद्धं च भारत ॥ १२ २५६-२२

'શતપથબ્રાહ્મણ'મા શ્રદ્ધાને સૂર્યપુત્રી કહી છે (M W D), મ૦ ભા૦મા અન્યત્ર શ્રદ્ધાને દશ ધર્મપત્નીઓ (ગુણવાચક નામો છે)માની એક કહી છે. ત્યાં તે પચાસ દક્ષપુત્રીઓ પૈકીની દસ બહેનો છે. ૧-૬૦-૧૨; ભા. પુ.મા દક્ષપુત્રી (પ્રસુતિથી થયેલી પુત્રી) શ્રદ્ધાને ધર્મની પત્ની કહી છે. ત્યા સોળ પુત્રીઓમાથી તેરને ધર્મ સાથે પરણાવી હતી. ૪-૧-૪૭, ૪૮. 'ભાગવત'નો પ્રસંગ પુરાણમાંની ઉત્તમ ઉપમાનો નમૂનો છે.

[૨] સર૦ श्रद्धासे मनुष्य क्या नहीं कर सकता ?

सब कुछ कर सकता है ।

'નિત્યમનન' પૃ. ૧૯ (ગાંધીજી).

આચારધર્મનું સરહસ્ય શાસ્ત્ર છે. આ પ્રવચન ગીતાના અ. ૪, ૫, ૧૭ વગેરે અધ્યાયોના કેટલાક ભાગો ઉપરના ભાષ્ય જેવું હોઈ તે રીતનો વિશિષ્ટ, વિસ્તૃત અભ્યાસ ઘણો ઉપયોગી બને.[૧૩]



૧૩. 'જાજલિ તુલાધારસંવાદ'માં નીચે પ્રમાણે સદ્ભનો શ્લોક तं देवा ब्राह्मणं विदु । ચરણવાળો છે. ૧૨-૨૫૫-૩૩; = ક્રે. ૧૨-૨૩૭-૨૪.

## ૩

# સત્ય

૪૨. न सा सभा यत्र न सन्ति वृद्धा
न ते वृद्धा ये न वदन्ति धर्मम् ।
नासौ धर्मो यत्र न सत्यमस्ति
न तत्सत्य यच्छलेनानुविद्धम् ॥[1] ५–३५–५९

---

૧. =સભા૦ ક્ષેપક ૫૪૦,=ફે. હિતોપદેશ ૩–૬૧, શાર્ઙ્ગધર પદ્ધતિ ૧૩૮૪

સર૦ न सा सभा यत्थ न सन्ति सन्तो
न ते सन्तो थे न भणन्ति धम्मं ।
राग च दोस च पहाय मोहं
धम्म भणन्ता व भवन्ति सन्तो ॥

'મહાસુનસોમ જાતક' નં. ૫૩૭-૧૨૧

તે સભા નથી જ્યા સન્તો નથી, તે સન્તો નથી જે ધમ બોલતા નથી. રાગદ્વેષ અને મોહનો ત્યાગ કરીને જે ધર્મ કહે છે તે જ સન્ત થાય છે.

પાલિ જાતકમા કુરુ રાષ્ટ્રના ઇન્દ્રપ્રસ્થ શહેરના કૌરવ્ય રાજાના વિદ્વાન પુત્ર મહાસુતસોમે પોતાની સચ્ચાઈ, પાવિત્ર્ય, અભય અને ધાર્મિકતાથી નરમાસભક્ષી 'કલ્માષપાદ'ના હૃદયને ફેરવી નાખી તેને પુન સજ્જન રાજા તરીકે વારાણસીની ગાદી ઉપર પ્રતિષ્ઠિત કર્યો તેની કથા છે. જ્યારે મહાસુતસોમ 'કલ્માષપાદ'ને લઈને વારાણસીના દરવાજા પાસે આવ્યો ત્યારે નગરવાસીઓએ દરવાજા બધ કર્યા તે પછી મહાસુતસોમે કાશીના રાજા (કલ્માષપાદના પુત્ર), સેનાપતિ અને કલ્માષપાદની પત્નીને ઉપદેશ કરતા ચાર ઉત્તમ સુભાષિતો કહ્યા તેમાનુ આ બીજુ સુભાષિત છે આ વાર્તામા અહિંસ ના વિમર્શનુ પ્રાચીન

તે સભા નથી જ્યાં (જ્ઞાન) વૃદ્ધો નથી, તે વૃદ્ધો નથી જે ધર્મ બોલતા નથી, તે ધર્મ (નિયમ, કાયદો) નથી જેમા સત્ય નથી અને તે સત્ય નથી જે છળથી વીંધાયેલું—કલ્પિત છે

પોતાની સૌમ્ય રાજનીતિનો ધૃતરાષ્ટ્રને ઉપદેશ કરતા રાજ્યને માટે જૂઠું ન બોલવા અને નિષ્કપટભાવ રાખવા સૂચવતા દૈત્યરાજ પ્રહ્લાદના ન્યાયીપણાનું દૃષ્ટાંત વિદુરે આપ્યુ કેશિની નામની કન્યાને પ્રહ્લાદપુત્ર

(નોંધ ૧ ચાલુ)

પગથિયુ—નરમાંસ અને તમામ પ્રાણીમાંસભક્ષણમાથી નિવૃત્ત થઈ મર્યાદિત પશુપક્ષીઓના જ માંસ ખાવાનુ—સ્પષ્ટ દેખાય છે. સત્યવ્રત, પરોપકાર, સચ્ચારિત્ર્યથી પાપીનો હૃદયપલ્ટો, પાપી સંતોના તિરસ્કારથી નહિ પણ તેના સંતોની અનુકંપાથી તેને જાગ્રત કરવાની ઇચ્છાથી તેની નિંદા, ધાર પાપીના હૃદયમા પણ સુતા પડેલા ધર્મના ઉચ્ચા સંસ્કાર, અત્યંત વિપત્તિમા પણ ધૈર્ય ધારણ વગેરે બાબતો આ કથામા સુરેખ આલેખેલી છે આ વાર્તાનો 'કલ્માષપાદ' લૂટારા અંગુલિમાલનો પૂર્વાવતાર હતો

આ સાથે મહાસુતસોમ એ ઇન્દ્રપ્રસ્થના કૌરવ્ય રાજાનો પુત્ર હતો તે ઇન્દ્રપ્રસ્થના કૌરવકુળના પાંડવોના વંશની યાદ આપે છે 'કલ્માષપાદ'ની કથા મ૦ ભા૦મા રાજામાથી પુરુષાદ બનેલા સૌદાસની કથા—રાજા કલ્માષપાદની કથા સાથ સરખાવવા જેવી છે (આદિ૦ અ ૧૬૬ થી ૧૬૮ અને અ ૧૭૩) આશ્વ૦ અ ૫૫ થી ૫૮મા મનુષ્યભક્ષી સૌદાસ વિષે કથા છે એ કથા આદિ૦ અ ૩મા આવતી પૌષ્ય રાજાની કથાનુ બીજુ રૂપાંતર હોવા સાથે કલ્માષપાદની વાર્તાનો તંતુ પોતામા સમાવે છે ૧૩-૬-૩૨મા અશ્વમેધ યજ્ઞ કરી માનપાત્ર થયેલો સૌદાસ રાજા એક મહર્ષિના શાપથી પુરુષાદ થયો હતો એવો ઉલ્લેખ છે 'વાલ્મિકી રામાયણ' ('ઉત્તર કાંડ' સર્ગ ૬૫)મા નરભક્ષી કલ્માષપાદની કથા આવે છે 'મનુસ્મૃતિ (૭ ૪૧)મા અવિનયથી નાશ પામનાર રાજાઓમા પિજવન સુદાસનુ નામ છે જૈન કથાગ્રંથ 'વસુદેવ હિંડી (અનુ પૃ ૨૫૫ થી ૨૫૭)મા પુરુષાદ સોદાસની વાર્તા છે એમા એ પુરુષાદને કૃષ્ણના પિતા, વસુદેવ એમના પરિભ્રમણ દરમિયાન હણે છે

વિરોચન અને આંગિરસ સુધન્વા પરણવા ઇચ્છતા હતા. કેશિનીએ સ્પષ્ટપણે કહ્યું 'તમારા બેમાં જે શ્રેષ્ઠ હશે તેને હું વરીશ.' આ શ્રેષ્ઠત્વનો નિર્ણય કોણ કરે ? છેવટે પોતાના જીવનની શરત કરીને તેઓ બન્ને વિરોચનના પિતા પ્રહ્લાદને પૂછવા ગયા કે 'અમારા બન્નેમાં શ્રેષ્ઠ કોણ ?' પ્રહ્લાદે પોતાના પ્રિય પુત્રના મૃત્યુનો સંભવ હોવા છતાં અસંદિગ્ધ રીતે જણાવ્યું કે સુધન્વા જ—બ્રાહ્મણ હોવાથી—શ્રેષ્ઠ છે. બ્રાહ્મણપુત્ર સુધન્વાએ આ ન્યાયપરાયણતાથી પ્રસન્ન થઈને ઉદારતાથી વિરોચનને જીવતદાન આપ્યું, વિશેષમાં કેશિની સાથે પરણવાની આજ્ઞા કરી ![2] એ દૃષ્ટાંત પછી સત્યની અને સદ્‌બુદ્ધિની પ્રશંસા કરતા અને ધૃતરાષ્ટ્રને, પાંડવો પ્રત્યે, પિતા પુત્ર પ્રત્યે રાખે તેવું વર્તન રાખવાનું કહેતા ઉપદેશ કર્યો તેમાંથી ઉપર્યુક્ત વચન લીધું છે.[3]

રાજસભાને અનુલક્ષીને ઉચ્ચારાયેલું આ સરળ સૌમ્ય સુભાષિત લોકવ્યવહારના તમામ પાસાઓને શુદ્ધ રાખવા માટે પ્રેરક છે. એમાં ટૂંકમાં સભા, વૃદ્ધ, ધર્મ અને સત્યની સમજ આપવામાં આવી છે. એનાથી જે વિરુદ્ધ હોય એ, જે તે વસ્તુનો આભાસ હશે, અસલી વસ્તુ નહિ.

૪૩. अत्र ते हृदयं वेद सत्यस्यैवानृतस्य च ।
कल्याण वत साक्षी त्व मात्मानमत्रमन्यथा.[1] ॥ १-६८-२५

---

૨. પ્રહ્લાદે જન્મપરંપરા પ્રમાણે ન્યાય કરી પુત્રના જીવનનો મોહ ત્યાગીને ખરી વાત કહી. એક ઉચ્ચ કૃત્યે બીજા ઉચ્ચતમ કૃત્યનો જન્મ આપ્યો. બ્રાહ્મણ સુધન્વાએ પ્રહ્લાદના કાર્યના પડઘા રૂપે સાચા બ્રાહ્મણને—ચારિત્ર્યથી થયેલા બ્રાહ્મણને છાજે એમ વિરોચનને જીવતદાન આપી, કેશિની સાથે પરણાવ્યો. આ જ કથા સહેજ રૂપાંતરે દ્રૌપદીવસ્ત્રાહરણપ્રસંગે વિદુરે કહી છે. (જુઓ ૨-૬૧-૫૮થી).

૩. ઉદ્યોગ૦ અ ૩૫.

૧. (૧) સર૦ મનુ ૮-૮૪. (૨) આદિ૦ ક્ષેપક ૬૬૮ લીટી નં. ૩, ૪.

૪૪. योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते ।
किं तेन न कृतं पापं चोरेणात्मापहारिणा[2] ॥ १-६८-२६

આ વિષે શું સાચું છે કે જૂઠું તે તારું હૃદય જ જાણે છે. હે કલ્યાણી! તું જ (આ હકીકતનો) સાક્ષી છે, માટે આત્માની અવગણના ન કર.

જે પોતે અમુકરૂપે હોવા છતાં પોતાને જુદી જ રીતે બતાવે છે તેવા આત્માપહારી ચોરે કયું પાપકર્મ નથી કર્યું?[3]

મહાબળવાન કુશળ અને ધર્મપરાયણ પ્રજાપાલક પૌરવવંશી રાજા દુષ્યન્ત એક વખત મોટું લશ્કર લઈને મૃગયા કરવા નીકળ્યો.[4] મૃગયા કરતા વનમા માલિનીને તીરે એણે કણ્વાશ્રમ જોયો. એટલે ઋષિના

---

૨. =ઉદ્યોગ૦ શ્લોક ન. ૨૫૨. =ફે. મનુ ૪-૨૫૫.

૩. (૧) પોતે જાણી જોઈને અસત્ય આચરે, તથા પોતે જેવો પોતાને લાગતો હોય તેનાથી જુદી જ રીતે બતાવે. આ વૃત્તિથી મનુષ્ય ભલે સારો દેખાતો હોય, પરન્તુ દુનિયાભરનું ગમે તેવુ નિકૃષ્ટ કરવા સમય આવ્યે તૈયાર થાય, અને એથી એવી વૃત્તિ સર્વ પાપનુ મૂળ છે, એવો આ બન્ને શ્લોકોનો અર્થ છે કવિ વ્યાસ શકુંતલાની ઉક્તિ દ્વારા આ આખ્યાનથી દરેકને પોતાના હૃદય ફ ફોસવાની પ્રેરણા કરે છે.

(૨) 'જે અનૃત બોલે છે તે સમૂળગો સૂકાઈ જાય છે. માટે મારે જૂઠું બોલવું જોઈએ નહિ' પ્રશ્ન૦ ૬-૧મા મહર્ષિ પિપ્પલાદ પાસે જ્ઞાન મેળવવા ગયેલા ભારદ્વાજ સુકેશાએ રાજકુમાર હિરણ્યનાભે તેને પ્રશ્ન પૂછેલો ત્યારે પોતે તે વિષે કંઈ નહોતો જાણતો તેથી ઉપર મુજબ જવાબ આપેલો, તેનો અહેવાલ ઋષિ પિપ્પલાદને કહ્યો છે

૪. 'શકુન્તલોપાખ્યાન' આદિ૦ ૬૨ થી ૬૯ અ૦ ભા૦ની સમીક્ષિત વાચનામા દુષ્યન્ત નહિ પણ દુષ્યન્ત નામ છે.

દર્શન કરવા પોતાના રાજચિહ્નો દૂર કરીને માન અમાત્ય તથા પુરોહિતને લઈને રાજા આશ્રમ તરફ ગયો. એ રમ્ય આશ્રમમા એણે વેદપારંગત ઋષિઓ અને જુદા જુદા શાસ્ત્રોમા પારંગત પંડિતોને જોયા.[૫] પછી અમાત્ય અને પુરોહિતને પણ બહાર ઉભા રાખી રાજા એકલો જ કણ્વના નિવાસસ્થાનમા ગયો પણ ત્યા સૂમસામ જોઈ 'કોઈ અહીં છે કે?' એમ મોટેથી બોલતા લક્ષ્મી જેવા રૂપવાળી શકુંતલા બહાર આવી. પછી શરીર, તપ અને સંયમથી દીપતી રૂપયૌવનસપન્ન ચારુહાસિની શકુંતલા સાથે વાત કરતા દુઃષન્તે જાણ્યું કે એ કન્યા વિશ્વામિત્ર–મેનકાની પુત્રી છે. એટલે રાજાએ તેની સાથે ગાધર્વવિવાહથી જોડાવાની ઇચ્છા વ્યક્ત કરી. થોડી ચર્ચાને અંતે શકુંતલાએ 'જો ગાધર્વવિવાહ ધર્મમાર્ગ હોય અને જો હું મારી માલિક હોઉં તો તમને મારી જાત સોપતા મારી એક શરત છે. મારો જે પુત્ર જન્મે તે તમારી પછી યુવરાજ થાય.' એમ કહ્યું. રાજાએ વિચાર કર્યા વિના શરત સ્વીકારી. વિધિવત્ પાણિગ્રહણ કરી તેની સાથે રહ્યો. શકુંતલાને ચતુરંગ સેના મોકલીને તેડાવવાનુ વારંવાર કહીને અને કણ્વઋષિ શુ કરશે તેની ફીકર કરતો એ પોતાના નગરમા ગયો.

કણ્વે પાછા ફરીને શકુંતલાના વિવાહને સંમતિ આપી. શકુંતલાને એ પછી ત્રણ વર્ષે દેવકુમાર જેવો 'સર્વદમન' જન્મ્યો.[૬] એ ૭ વર્ષનો

---

૫. કણ્વાશ્રમમા અનેક દર્શનોના પારંગત વિદ્વાનો રહેતા. એમા બીજાઓની જેમ જ લોકાયતિક સંપ્રદાયના આચાર્યો પણ રહેતા હતા. એ સંપ્રદાયનુ માન સમાજમા સારુ હશે એ મ૦ ભા૦ના સંદર્ભથી લાગે છે.

स्याद्वनाक्षेपसिद्धान्तपरमार्थज्ञता गतैः ।

लोकायतिकमुख्यैश्च समन्तादनुनादितम् ॥ १–६४–३७

૬. ૧–૬૮–૧, ૨ આ વિધાનને બે રીતે જોઈ શકાય (૧) દુષ્યન્ત વિવાહ પછી અવારનવાર કણ્વાશ્રમમા આવતો હોય અને એમ સંબંધ ચાલુ રહેતા ગર્ભ ધારણ મોડું થયું હોય

થતા સ્ત્રીઓ લાબો સમય પીયરમા રહે એ ઠીક નથી એમ કહી સર્વ-દમનને યુવરાજપદે સ્થાપવા માટે કણ્વે શિષ્યો સાથે શકુંતલાને વિદાય કરી શકુંતલાએ રાજદરબારમાં રાજાને વાત કરી ત્યારે એને બધુ સાભરતુ હતુ છતા પણ 'મને કઈ સાભરતું નથી' એમ કહીને શકુંતલાનુ અનેક વાગ્બાણોથી વીંધીને તેણે અપમાન કર્યું.[૭]

એટલે શરમથી ભોઠી પડેલી અને દુ ખથી બેભાન જેવી થઈ ગયેલી શકુંતલા ક્રોધે ભરાઈ પણ તપથી મેળવેલા તેજ વડે ક્રોધને કાબૂમા રાખીને, સત્ય તથા સ્ત્રી–પુત્ર સાથેના ધર્મ્ય સબધ ઉપર ભાષણ આપીને પોતાની સાથે રાજાના લગ્નની–દુષ્યન્તના લગ્નની–વાતની તેણે ફરી યાદ આપી–એની ઉક્તિઓમાના પ્રથમ બે શ્લોક ઉપર ઉદ્ધૃત કર્યા છે એ સભાષણ આગળ ચલાવતા શકુતલાએ કહ્યુ કે 'તમે માનો છો કે હુ એકલો છુ, પણ સર્વ પાપકર્મને જાણનાર તમારા હૃદયમા રહેલા પુરાણ મુનિને તમે ઓળખતા નથી કે જેની સમક્ષ તમે પાપ કરી રહ્યા છો'[૮] વગેરે કહ્યા પછી સ્ત્રી–પુત્રનુ મહત્ત્વ તેમનુ સન્માન અને ભાર્યા પતિની પ્રીતિના સુફળ કહી પોતાની સ્થિતિ ઉપર બળાપો કરી, છેવટે પોતે ચાલ્યા જવા તૈયાર થઈ, પણ પુત્ર સર્વદમનને સ્વીકારવા કહ્યુ

(નોધ ૬ ચાલુ)

(૨) મ૦ ભા૦મા મહાપુરુષોના જન્મની કથાઓમા જેમ અનેક વખત દતકથાઓનો દોર ઇરાદાપૂર્વક સાચવી રાખવામા આવ્યો છે એમ એનુ એક વિશેષ ઉદાહરણ આ પ્રસગ દ્વારા મૂક્યુ હોય

૭. ૧–૬૮–૧૮, ૧૯

૮. एकोऽहमस्मीति च मन्यसे त्वं
न हृच्छयं वेत्सि मुनिं पुराणम् ।
यो वेदिता कर्मणः पापकस्य
यस्यान्तिके त्वं वृजिनं करोषि ॥ ૧–૬૮–૨૭

સર૦ મનુ ૮–૯૧

રાજાએ તો નિષ્ઠુરતાથી શકુંતલાના માતાપિતા મેનકા–વિશ્વામિત્ર ઉપર આક્ષેપ કરીને ચાલ્યા જવાનું જ કહ્યું.

આ સાંભળીને પ્રેમાળ, માનિની, પંડિતા અને સ્પષ્ટ વક્તા શકુંતલાએ[૯] રાજાને સજ્જન અને દુર્જનનાં લક્ષણો કહ્યાં, સત્યની મૂળભૂત પ્રતિષ્ઠા કહી, સત્યને જ પરબ્રહ્મ તરીકે વર્ણવ્યું અને છેવટે 'હું જાતે જ ચાલી જાઉં છું. તમારા જેવા (જૂઠાબોલા) સાથે હું જ સંગતિ ઇચ્છતી નથી. હે દુઃષન્ત! તમારા વિના પણ મારો પુત્ર પર્વતથી સુશોભિત ચાર છેડાવાળી પૃથ્વીનું પાલન કરશે, એમ કહીને તે ચાલી નીકળી. એ સાથે જ અંતરીક્ષમાંથી વાણી થઈ કે 'હે દુ:ષન્ત! પુત્રનું પાલન કર. શકુંતલાનો અનાદર ન કર. તું જ એ પુત્રનો પિતા છે'[૧૦] ઇત્યાદિ.

દેવવાણી સાંભળીને પ્રસન્ન થયેલા રાજાએ હાજર હતા તે અમાત્યો વ.ને કહ્યું કે 'હું પણ તેને મારો પુત્ર જાણું છું, પણ આ પુત્રને યુવરાજ તરીકે પસંદ કરેલો છે, અને જો શકુંતલાના વચનમાત્રથી તેને સ્વીકારી લઉં તો લોકો માને કે મેં માત્ર સ્ત્રીભાવથી–કામપરાયણતાથી જ–શકુંતલા સાથે સંબંધ કર્યો હતો. તેથી લોકના અપવાદની શુદ્ધિ માટે મારે આ વિચારવું પડયું હતું.'[૧૧] એ પ્રમાણે શકુંતલાને કહીને રાજાએ તેને પણ આશ્વાસન આપ્યું.

---

૯. જુઓ નીચે શ્લોક ૪૬ થી ૪૮, પૃ. ૧૦૨થી.

આ પુસ્તકમા જુઓ 'ગાર્હસ્થ્ય' (પ્રક૦ ૭) શ્લોક ૯૮ થી ૧૦૨ 'સજ્જન દુર્જન વિવેક' (પ્રક૦ ૧૬) શ્લોક ૧૫૫.

૧૦. ૧–૬૯–૨૬; ૧–૬૯–૨૮ થી.

૧૧. (૧) આ પ્રસંગ સાથે શ્રીરામનો સીતાત્યાગનો પ્રસંગ સરખાવવા જેવો છે. સારા શાસકો કુટુંબ કરતા રૈયત પ્રત્યે વધુ જાગ્રત રહે એવા આદર્શનું આવા કથાનકોથી નિદર્શન થાય છે.

આ આખ્યાનમા એક સુશાસક પ્રજાપાલક બળવાન પણ ધર્મભીરુ રાજા કંઈક કામથી પણ વિશેષ ઉત્તમ પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી શકુંતલા સાથે ધર્મ્ય સંબંધ બાધે છે, પણ લોકાપવાદની બીકથી તેની શુદ્ધિ થાય ત્યા સુધી થાય ત્યા સુધી અસત્ય બોલે છે. પ્રજા પ્રત્યેની ફરજ અદા કરવા પત્ની અને પુત્રને અન્યાય કરે છે.

ત્યારે પતિતા પણ સરળ પ્રેમાળ અને તેજસ્વી શકુંતલા પોતાને થયેલો અન્યાય અમુક હદ સુધી વેઠી લઈને પણ દુષ્યન્તને સત્ય પ્રત્યે, સ્ત્રીપુત્ર પ્રત્યેની ફરજ પ્રત્યે અને પોતાની જાત પ્રત્યે નિષ્કપટ રહેવા વારંવાર પ્રેરે છે, પણ એમાં નિષ્ફળ જતા એક સત્યાગ્રહીમા હોય તેવું તેજ દર્શાવીને જાતે જ દુષ્યન્તનો ત્યાગ કરવા તૈયાર થાય છે.

આ આખ્યાનમા આમ સાગ રાજાને રૈયત તથા કુટુંબ પ્રત્યેની ફરજમા રૈયત તરફની ફરજને પ્રથમ સ્થાન આપતો બનાવ્યો છે જ્યારે એક શુદ્ધહૃદયા શીલવતી સ્ત્રી—સામાજિક રીતે સ્ત્રી નિર્બલ હોવા છતાય—સત્યનો આગ્રહ રાખીને સ્વત્વનુ રક્ષણ કેવી રીતે કરે તેનો કવિએ પ્રભાવશાળી રીતે ઉત્તર આપ્યો છે. સત્યાગ્રહની પ્રતિભા છે એ તો ઊઘાડુ છે[૧૨]

(નોંધ ૧૧ ચાલુ)

(૨) અશરીરિણી દેવવાણી એટલે શુ? સત્યના તેજ આગળ અસત્યનો અંધકાર ટકી જ ન શક્યો દુષ્યન્તના અંતરમા સત્યનો પ્રકાશ થયો એ પ્રકાશરૂપી અવાજ તે અશરીરિણી દેવવાણી

૧૨. સર૰ દ્રૌપદી, જુદી જાતની અને અનાથીય વિશેષ આફતમા મુકાઈ હતી—વસ્ત્રાહરણ પ્રસંગે (સભા૰ અ ૬૦, ૬૧) એણે પણ સત્યનો આગ્રહ રાખીને પોતાના શીલબળથી સ્વત્વનુ રક્ષણ કર્યું હતુ સીતાએ (આરણ્યક૰ અ ૨૫૮મા) આ બન્નેથી જુદા જ સંજોગોમા શીલથી સ્વત્વ સાચવ્યું હતુ.

૪૫. सत्येन मे द्यौश्च वसुंधरा च
तथैवाग्निर्ज्वलते मानुषेषु ।
न मे वृथा व्याहृतमेव वाक्यं
सत्यं हि सन्तः प्रतिपूजयन्ति ।
सर्वे च देवा मुनयश्च लोकाः
सत्येन पूज्या इति मे मनोगतम्[१] ॥ १-८८-२४.

મારા સત્યથી દ્યુલોક અને વસુંધરા (નુ ધારણ) થાય છે, તે જ પ્રમાણે મનુષ્યલોકમાં (તેનાથી) અગ્નિ પ્રજ્વલિત રહે છે. હું કદી પણ વૃથા વાકય બોલ્યો નથી, કારણ સંતો સત્યને જ સત્કારે છે. મારો એવો દૃઢ મત છે કે સર્વે દેવો મુનિઓ અને લોકો સત્યથી જ પૂજ્ય છે.

ગર્જર્ષિ યયાતિ પોતાના તપ અને પુણ્યના પ્રભાવથી સ્વર્ગમા ગયો. ત્યા એક સમયે ઈન્દ્ર સાથે વાર્તાલાપ કરતા ઈન્દ્રે પૂછ્યું કે 'તમારું તપ કોના સમાન ગણાય?' એટલે ગર્વથી યયાતિએ કહ્યું કે 'દેવ, મનુષ્ય, ગંધર્વ કે મહર્ષિઓમા કોઈ તપમા મારા તુલ્ય નથી.' આ સાભળતાની સાથે જ દેવરાજે કહ્યું કે તમારાથી સમાન, શ્રેષ્ઠ કે ઊતરતાઓનો પ્રભાવ જાણ્યા વિના જ તમે તેઓનો અનાદર કરો છો તેથી તમારું પુણ્ય ક્ષીણ થયું છે. માટે તમે સ્વર્ગમાથી હમણા જ નીચે પડશો '[२]

---

૧. (૧) સર૰ આ ગ્રંથમા 'સજ્જન દુર્જન વિવેક' (પ્રક૰ ૧૬) શ્લોક ૧૪૮ થી ૧૫૨, ખાસ કરીને શ્લોક ૧૫૧

(૨) આ શ્લોક સાથે સરખાવો ૧૩-૭૪-૩૦થી ૩૨. ઉપરના શ્લોકના વિચાર સત્ય વિષે માહિતી આપનારા રજૂ કરે છે. યયાતિની ઉક્તિ સાથે આ શ્લોકને ઘણો સંબંધ છે

૨. (૧) જુઓ 'ઉત્તરયાયાત' આદિ૰ અ ૮૧ થી ૮૮. યયાતિની કથા 'ઉદ્યોગપર્વ'મા પણ વિસ્તારથી છે. તેમા પણ નમ્રતા વિના

પડતા પડતા યયાતિએ સજ્જનોની મધ્યમા પડવાનુ માગ્યુ ઇન્દ્રે એ કબૂલ રાખતા કહ્યુ કે 'તમે સજ્જનોની મધ્યમા પડશો ત્યા તમે ફરી પ્રતિષ્ઠિત થશો, પણ આ અનુભવ સ્મરણમા રાખીને કોઈનુ અપમાન કરશો નહિ[3]

પછી રાજર્ષિ યયાતિ જ્યા એના દૌહિત્રો—અષ્ટક, પ્રતર્દન, વસુમના અને શિબિ—તપ કરતા હતા તે ભૂમિ ઉપર પડ્યો. દૌહિત્રોએ પોતાના અનત પુણ્યકર્મોના વ્યક્તિગત અને સામુદાયિક બળથી માતામહને સ્વર્ગમા મોકલવા ચાહ્યુ પણ યયાતિએ તે મજૂર ન કર્યું એ સુમધુર ધર્મવર્ધક સવાદ ચાલતો હતો એ દરમિયાન યયાતિ નમ્રતા વડે પવિત્ર થયો પાચે જણાને લેવા સ્વર્ગમાથી દિવ્ય સુવર્ણ રથો આવ્યા આરૂઢ થઈને સ્વર્ગે જતા માર્ગમા અષ્ટકે કહ્યુ, 'તમારા જેવુ કર્મ કરવાને કોઈ બ્રાહ્મણ કે ક્ષત્રિય શક્તિમાન નથી.' બ્રાહ્મણમા સત્ય વડે જ સર્વ કઈ થયુ છે એમ જણાવતા યયાતિએ આ શ્લોક કહ્યા

આ શ્લોક સભવ છે કે ગર્વિષ્ઠ ઉક્તિ જેવો લાગે પરતુ એમ નથી એક તો યયાતિ ગર્વથી જ પછડાયેલો તે ફરીથી ઉત્થાન પામી સ્વર્ગે જતો હતો તે ફરીથી અભિમાન ન કરે બીજુ શુદ્ધચિત્ત થયેલાઓ આવી રીતે બોલે તે માનસિક વિકાસક્રમ સાથે સુસગત હોવા

(નોધ ૨ ચાલુ)

સદ્ગુણો ધમ, તપ નકામા બને છે તે જણાવ્યુ છે ઉદ્યોગ૦ અ ૧૧૮ થી ૧૨૧ એમા સ્પષ્ટપણે જણાવ્યુ છે કે અભિમાનીને સમપ્રાપ્તિ થતી નથી ન હિ માનપ્રદગ્ધાનાં કશ્ચિન્તિ સમ ક્વચિદ્ ॥ ૫ ૧૨૧-૧૬

(૨) જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૫ થી ૨૭ વગેરે, ૪ ૫૧ થી

૩. ૧-૯૩-૫

આથે ભારતની પ્રાચીન જ્ઞાનપરંપરા અનુસાર છે[૪] વસ્તુત યયાતિએ શુદ્ધ સત્યની, ચિરસ્થાપી સત્યની, પરમેશ્વરની મહત્તા ગાઈ છે[૫] અને દેવો આદિ પૂજ્યોનુ પૂજ્યત્વ પણ સત્યને આધીન છે એમ બતાવ્યુ છે[૬]

---

૪. આ ઉક્તિ છતા યયાતિની ગતિ સ્વર્ગે જતા કુંઠિત થઈ નથી, એ કવિનો અભિપ્રાય બતાવે છે

૫. (૧) ગીતામા ભગવાન શ્રીકૃષ્ણે અનેક વખત પોતાનેજ સર્વશ્રેષ્ઠ ઇશ્વર તરીકે કહ્યા છે બીજી બાજુ એ જ ભગવાન શ્રીકૃષ્ણે 'આશ્વમેધિકપર્વ'મા જ્યારે અર્જુને ગીતાજ્ઞાન ફરીથી કહેવા વિનતી કરી ત્યારે તેને ઠપકો આપતા કહ્યુ કે 'એ ધર્મ સપૂર્ણ રીતે ફરીથી કહેવા હુ શક્તિમાન નથી તે સમયે— યુદ્ધ સમયે—મે યોગયુક્ત થઈને પરબ્રહ્મનો ઉપદેશ આપેલો, હવે તો તે અગેનો પ્રાચીન ઇતિહાસ જ કહીશ' ૧૪-૧૬-૧૦ થી ૧૨, એટલે ચોક્કસ યોગ-નિષ્ઠાથી ગીતાજ્ઞાનનો ઉપદેશ કરતા, શ્રીકૃષ્ણે પોતાને સર્વશક્તિમાન મૂર્તિમત ઈશ્વર તરીકે કહેલા એ તેમના જ શબ્દોદ્વારા સ્પષ્ટ થાય છે.

(૨) જુઓ 'કૈવલ્ય ઉપનિષદ્'મન્ત્ર ૧૮ થી ૨૭, એમા બ્રહ્માએ આશ્વલાયન મુનિને પરમાત્મરૂપ જાણનારાની સમજ બતાવી છે

(૩) શ્રીમદ્ શકરાચાર્યના નીચેના પુસ્તકો જોવાથી સમજાશે કે જેને અદ્વૈતાનુભવ કે આત્મદર્શન પ્રાપ્ત થયેલ છે તે આમ બોલી શકે

स्वात्मनिरूपण, दशश्लोकी, ब्रह्मानुचिंतन, स्वात्मप्रकाशिका। ઇત્યાદિ

(૪) ઉપર (૧ ૨)મા કહેલી વિગત સામાન્ય રીતે બધાને લાગુ પડે છે પણ રાજાને વિશેષ લાગુ પડે છે કારણ રાજાને 'સત્યમન્યુ' અને 'સત્ય ધર્મપ્રવર્તક' કહ્યો છે (૩-૧૮૩-૨૪), 'સત્યમન્યુ' ને બદલે 'સત્યયોનિર્' એવુ પાઠાતર કેટલીક પ્રતોમા મળે છે, તે પણ નાધપાત્ર છે

૬. સર૦ 'શતપથબ્રાહ્મણ'મા (૧) "આસુરિ ઋષિએ કહ્યુ દેવો એક જ વ્રત પાળે છે તે સત્ય, તેથી સાચુ જ બોલવુ" उवाचासुरिरेक ह वै देवा व्रत चरन्ति यत्सत्य तस्मादु सत्यमेव वदेत्। ૧૪-૧-૧-૩૩ (૨) 'દેવોએ અસત્યનો

૪૬. सर्ववेदाधिगमनं सर्वतीर्थावगाहनम् ।
सत्यं च वदतो राजन्समं वा स्यान्न वा समम्[1] ॥ १-६९-२२॰

હે રાજન્! સર્વ વેદોનું અધ્યયન અને સર્વ તીર્થોમાં સ્નાન તે સત્ય બોલવાની તોલે આવે કે ન પણ આવે.

આ શ્લોક અને હવે પછીના બે શ્લોક (૪૭, ૪૮) શકુન્તલાએ દુષ્યન્તને સત્યની મહત્તા અને સત્તા બતાવતાં કહેલા છે.[2]

શકુન્તલાની ઉક્તિઓમાં આ શ્લોકની અગાઉ અર્થવાદથી સત્યની વિશિષ્ટતા બતાવતા બે શ્લોકો છે તે સરખાવવા જેવા છે 'સો કૂવાથી વાવ શ્રેષ્ઠ છે, સો વાવોથી ક્રતુ શ્રેષ્ઠ છે, સો ક્રતુથી પુત્ર શ્રેષ્ઠ છે અને સો પુત્રોથી સત્ય શ્રેષ્ઠ છે. એક હજાર અશ્વમેધયજ્ઞો અને સત્યને ત્રાજવામાં નાખી તોળવામાં આવે તો હજાર અશ્વમેધ કરતાં સત્ય જ વજનમાં વધારે થશે.'[3] મ. ગાંધીજીએ ઉપરના (૧-૬૯-૨૨) શ્લોકમાં દર્શાવેલા

(નોંધ ૬ ચાલુ)
ત્યાગ કર્યો ને સત્યનો સ્વીકાર કર્યો. ते देवा अनृतम्यानृतम् सत्यमन्वालेभिरे। ૯-૫-૧-૧૩. (૩) જે ખોટું બોલે છે તે અપવિત્ર છે. अमेध्यो वै पुरुषो यदनृतं वदति। ૩-૧-૨-૧૦। (૪) અગ્નિની સ્થાપનાનો વિધિ એટલોજ છે કે સત્ય આચરવું तस्य वा एतस्याग्न्याधेयस्य सत्यमेवोपचारः। ચારે ઉલ્લેખ વિ સ. મં. ૧. પ્રકરણ ૨, પૃ. ૬, ૭માંથી.)

૧. = દે. ૧૩-૭૪-૨૮, સત્ય પ્રશંસા માટે જુઓ શાંતિ० अ. १६६ અને ૧૩-૭૪-૨૮ થી ૩૩, નીચે શ્લોક ૪૮, પૃ. ૧૦૬ વગેરે.

૨. વિગત માટે જુઓ ઉપર શ્લોક ૪૩, ૪૪, પૃ. ૯૩ થી

૩. वरं कूपशताद्वापी वरं वापीशतात्क्रतुः ।
वरं क्रतुशतात्पुत्रः सत्यं पुत्रशताद्वरम् ॥ १-६९-२१.
अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ १-६९-२२.

વિચારના આધારે પોતે સનાતની હિંદુ છે એવો દાવો કરેલો છે. " … વળી મહાભારતકાર ભગવાન વ્યાસ પ્રમાણે હું સનાતની છું. એમણે મહાભારતમાં કોઈ ઠેકાણે આ વિષયમાં આમ કહ્યું છે: ત્રાજવાના એક પલ્લામાં સત્યને મૂકો, ને બીજામાં યજ્ઞાદિ મૂકો. સત્યવાળુ પલ્લું સૌ યજ્ઞો–રાજસૂય અને અશ્વમેધ સુદ્ધાં–વાળા પલ્લા કરતાં નીચું નમશે. અને મહાભારતને જો પાંચમા વેદ તરીકે સ્વીકારીએ તો હું સનાતની હિંદુ હોવાનો દાવો કરી શકું; કારણ કે મારા જીવનની પ્રત્યેક ક્ષણે, હું કોઈ પણ જાતની બીજી ગણના કર્યા સિવાય સત્યનુ પાલન કરવા મથી રહ્યો છું.[૪] "

સત્યની જેમ 'આર્જવ' માટે પણ મ૦ ભા૦માં ઉપર્યુક્ત શ્લોકમાંની ઉપમાનો ઉપયોગ થયેલો છે, એ નોંધવા જેવું છે.[૫]

૪૭. नास्ति सत्यात्परो धर्मो[१] न सत्याद्विद्यते परम् ।
न हि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥ १–६९–२४

---

(નોંધ ૩ ચાલુ)

= કે. આરણ્યક૦ ક્ષેપક ૨૫૯; ૧૨ ૧૫૬–૨૬; ૧૩–૭૪–૨૯. સર° ૧૩–૨૩–૧૪; માર્કંડેય પુ. ૮–૪૨; રામાયણ (Gorressio) ૨–૬૧–૧૦; હિતોપદેશ (Schhegal) ૪–૧૨૯.

૪. 'ધર્મમંથન' ખંડ ૧૨, પ્રક. ૧, પૃ. ૭૦.

૫. (૧) सर्ववेदेषु वा स्नान सर्वभूतेषु चार्जवम् ।
उभे एते समे स्यातामार्जवं वा विशिष्यते ॥
ચિ. ૧૩–૧૩૦–૨૯.

(૨) सर्वतीर्थेषु वा स्नानं सर्वभूतेषु चार्जवम् । ૫-૩૫-૨અગ.
આ શ્લોકના કડ = ઉપર ૧૩–૧૩૦–૨૯ કડ.

૧. અ. = ૧૨–૩૨૯–૧૧અ.
સર° તુલસીદાસજીની ચોપાઈ,

સત્યથી શ્રેષ્ઠ ધર્મ નથી (બલ્કે) સત્યથી કંઈ શ્રેષ્ઠ નથી, કારણ કે આ લોકમાં અનૃતથી વધુ તીવ્રતર પાપ છે જ નહિ.

ઉપરના શ્લોકની જેમ આ પણ શકુન્તલાના વક્તવ્યમાંથી લીધો છે.

મ૦ ભા૦માં અન્યત્ર સત્ય અને અસત્યનું રૂપ સમજાવતાં આ પ્રમાણે ઉલ્લેખ છે 'જેમકે જે સત્ય છે તે ધર્મ છે, જે ધર્મ છે તે પ્રકાશ છે અને જે પ્રકાશ છે તે સુખ છે; જે અસત્ય છે તે અધર્મ છે, જે અધર્મ છે તે તમસ્ છે અને જે તમસ્ છે તે દુઃખ છે. આ બાબતમાં કહેવાય છે કે લોકસૃષ્ટિને જોનારા વિચક્ષણ પુરુષો શારીરિક અને માનસિક દુઃખોથી અને દુઃખ ઉદય કરનારાં (વિષયજન્ય) સુખોથી મોહ પામતા નથી.'[૨]

---

(નોંધ ૧ ચાલુ)

(૧ અ) न हि असत्य सम पातकपुंजा ।
गिरि सम होइ कि कोटिक गुंजा ॥
'આશ્રમભજનાવલિ' ભજન ૨૩મું.

(૧ બ) धरमु न दूसर सत्य समाना ।
आगमनिगम पुरान बखाना तु. રામા. અયો. ૯૫-૫.

(૨) मर° आनृशंस्यं परो धर्मः क्षमा च परमं बलम् ।
आत्मज्ञानं परं ज्ञानं न सत्याद्विद्यते परम् ॥
૧૨-૩૧૬-૧૨. = કે. ૩-૨૦૩-૪૧; ક સાથે સર° ૮-૪૯-૨૭ બ; ૧૨-૧૧૦-૪ બ; ૧૨-૨૫૧-૧૦ બ;

यद् भूतहितमत्यन्तमेतत्सत्य मतं मम ॥
૧૨-૩૧૬-૧૩ કડ; = કે. ૩-૨૦૩-૪૨ કડ.

૨. (૧) तत्र यत्सत्यं स धर्मो यो धर्मः
स प्रकाशो यः प्रकाशस्तत्सुखमिति । १ ।

મ૦ ભા૦માં અહિંસાને અને આનૃશંસ્યને પણ સર્વશ્રેષ્ઠ ધર્મ કહ્યા છે. તેની સાથે આ વિધાન સંગત છે—અસંગત નથી.[3]

સત્ય એ સાધ્ય અને સર્વનું મૂળ હોઈ સાધ્ય અને સાધન—સિદ્ધિ અને ધર્મ બન્ને છે. પણ નિરપેક્ષ સત્ય દેહધારીથી પ્રાપ્ત કરી શકાય તેમ નથી. એટલે અહિંસા તથા તેના અંગભૂત સદ્ગુણોનો વિકાસ કરતો સત્યની બને તેટલી નજીક જવાનો રસ્તો—કુદરતી કાનૂન—ધર્મ શોધાયો. એમ નિરપેક્ષ સત્ય પરમ ધર્મ છે, અને એ સત્યની નજીક લઈ જનાર અહિંસાદિ ગુણોનો આચાર પણ પરમ ધર્મ છે. સત્ય અને અહિંસા વિષે શ્રેયોર્થીની આચારની સમજમાં સમગ્ર શુભ તત્ત્વોનું એકીકરણ અને સમીકરણ હોય છે.[4] સત્યના ગુણોનું વર્ણન કરતા કવિ વ્યાસે આ વિચારને સ્ફુટ કરીને કહ્યું છે, 'સત્યથી શ્રેષ્ઠ ધર્મ નથી, અનૃતથી મોટું પાપ નથી. સત્ય જ ધર્મની ખરી સ્થિતિ છે, માટે સત્યનો લોપ ન કરવો. કેવળ સત્યનો જ આશ્રય કરવાથી દાન, દક્ષિણાવાળા યજ્ઞો,

---

(નોંધ ૨ ચાલુ)

तत्र यदनृतं सोऽधर्मो योऽधर्मस्तत्तमो यत्तमस्तदुःखमिति ।२।

१२-१८३-५.

शारीरैर्मानसैर्दुःखैः सुखैश्चाप्यसुखोदयैः ।
लोकसृष्टिं प्रपश्यन्तो न मुह्यन्ति विचक्षणा ॥

१२-१८३-६.

(૨) ૧૨–૧૮૩–૬ના વિચાર સાથે સરખાવો સરખાવો ૬–૪૦–૩૮ (ગીતા. ૧૮–૩૮)

૩. જુઓ ઉપર પા. ટી. ૧ (૨), જુઓ નીચે 'અહિંસા' (પ્રક૦ ૪) શ્લોક ૫૦, ૫૧; ઉપર જુઓ 'ધર્મ' (પ્રક૦ ૩) શ્લોક ૪૦, પૃ. ૮૦ થી.

૪. જુઓ નીચે શ્લોક ૪૮, પૃ ૧૦૬ થી.

અગ્નિહોત્રવ્રત, વેદાધ્યયન અને ધર્મ સંબંધી નિશ્ચયો-સ્મૃતિનું હાર્દ મનુષ્યને પ્રાપ્ત થાય છે.[૫]

૪૮. राजन्सत्यं परं ब्रह्म सत्यं च समयः परः ।
मा त्याक्षीः समयं राजन्सत्यं संगतमस्तु ते ॥[१] ૧-૬૯-૨૫

હે રાજન્! પરમ સત્ય-નિરપેક્ષ સત્ય એ બ્રહ્મ છે, સત્ય પરમ નિયમ છે, માટે તમારા સંકેતનો ત્યાગ ન કરો, રાજન્! સત્યની સાથે તમારો સંગમ થાઓ.[૨]

---

૫. नास्ति सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
स्थितिर्हि सत्यं धर्मस्य तस्मात्सत्यं न लोपयेत् ॥
૧૨-૧૫૬-૨૪; અ = ૧૨-૩૨૯-૧૧અ.

उपैति सत्याद्दानं हि तथा यज्ञाः सदक्षिणाः ।
त्रेताग्निहोत्रं वेदाश्च ये चान्ये धर्मनिश्चयाः ॥ ૧૨-૧૫૬-૨૫.

૧. સર૦ (૧) सत्यमेव ब्रह्म। શતપથ બ્રા૦ ૨-૧-૪-૧૦
વિ. સં. મં. ૧ પ્રકરણ, ૨, પૃ. ૭.

(૨) એ આત્માને સત્ય કહે છે. तत्सत्यमित्याचक्षते ।
દ. તૈત્તિ૦ ઉપ. ૨-૬માં.

(૩) એ બ્રહ્મનું નામ જ સત્ય છે. तस्य ब्रह्मणो नाम सत्यमिति ।
છાં. ઉ. ૮-૩-૪.

(૪) 'સત્યનું સત્ય' એ આ આત્માનું ઉપનિષદ-રહસ્ય છે. પ્રાણો (= ઇંદ્રિયો.) સત્ય છે. તેમનું આ આત્મા સત્ય છે.

तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम् ।
બૃહ. ઉ. ૨-૧-૨૦.

૨. શકુંતલાથી જન્મેલા પુત્રને યુવરાજ પદે સ્થાપવાનો અને શકુંતલાને નગરમાં લઈ જવાનો કરાર. ૧-૬૭-૧૫ થી ૯૮.

આ શ્લોક પણ શકુંતલાના વક્તવ્યમાંનો છે.

આ વિચારથી કવિએ, ઈશ્વર બ્રહ્મ, આદિ શબ્દોને રૂઢ બનાવી જડ કર્મકાંડ કરનારાઓને ઈશ્વર, બ્રહ્મ, સમ કે ચૈતન્યતત્ત્વનું વાસ્તવિક રૂપ એ નિરપેક્ષ સત્ય છે એમ બતાવ્યું છે. સદ્ગુણોનો સમૂહ અને તેનો આચાર એ નિરપેક્ષ સત્યને પામવાનો સાત્ત્વિક રસ્તો છે. મ૦ ભા૦માં અનેક ઠેકાણે સત્યને પરબ્રહ્મ તથા સર્વની પ્રતિષ્ઠા કહેલ છે. એમાંના થોડાંક સ્થળો આ પ્રમાણે છે. (૧–૨) હે રાજન્! જેમ સમુદ્ર તરવા માટે નૌકા હોય છે તેમ સત્ય એ મોક્ષ પામવાની એક અને અદ્વિતીય સીડી છે એ શું તમે જાણતા નથી?[3] (૩) સત્યના લક્ષણ વિષેના ધર્મરાજના જવાબમાં પિતામહે અવિકારીતમ–શુદ્ધતમ સત્યનું[4] વર્ણન

---

૩. एकमेवाद्वितीयं तद्यद्राजन्नावबुध्यसे ।
सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥ ૫–૩૩–૪૬.

'વિદુરનીતિ'માં વિદુર ધૃતરાષ્ટ્રને કહે છે. આ શ્લોક ઉપર ટીકા કરતાં પં. નીલકંઠ લખે છેઃ सत्यं यथार्थभाषण स्वर्गस्य पक्षे सत्यं ब्रह्म स्वर्गो मोक्षः...। કઠ = ૧૨–૨૮૮–૨૧ કડ. બીજો સંદર્ભ શાન્તિબોધમાંનો છે.

૪. ૧૨–૧૫૬–૧ થી ૩; ૪ થી; એ શુદ્ધતમ સત્યનું પાલન થાય તો જ ચાતુર્વર્ણ્ય સમાજમાં સંકર–સડો ન પેસે એમ ભીષ્મ દ્વારા પરમર્ષિ વ્યાસે જણાવ્યું છે. ૧૨–૧૫૬–૪;

સર૦ (૧) न पावनतमं किंचित्सत्यादध्यगमं क्वचित् ॥
आचक्षेऽहं मनुष्येभ्यो देवेभ्यः प्रतिसंचरन् ।
सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥
૧૨–૨૮૮–૩૦, ૩૧.

સત્ય કરતાં વધુ પાવનકર મને ક્યાંય પ્રાપ્ત થયું નથી. હું સર્વ સ્થળે વિચરતાં મનુષ્યોને અને દેવોને કહ્યા કરું છું કે નૌકા જેમ સમુદ્ર તરવાનું સાધન છે એમ સત્ય સ્વર્ગમાં ચઢવાનું પગથિયું છે. (હંસરૂપધારી પ્રજાપતિ બ્રહ્મદેવ અને સાધ્યોના સંવાદમાં બ્રહ્માનું વચન.)

કરતા સત્યને સનાતન ધર્મ, પરમગતિ, તપ, યોગ, સનાતન બ્રહ્મ, શ્રેષ્ઠ યજ્ઞ અને સર્વની પ્રતિષ્ઠા તરીકે કહ્યું.[5] વળી સત્યના આચાર અને લક્ષણો કહેતાં તેર પ્રકારના સત્યનું ટૂંકામાં અને સમજૂતી સાથે વર્ણન કર્યું. સત્યના તેર આકારો-પાસાં તે આ પ્રમાણે—સત્ય, સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી, તિતિક્ષા, અનસૂયા, ત્યાગ, ધ્યાન, આર્યત્વ, સતત સ્થિર એવી ધૃતિ, અને અહિંસા.[6] આ તેર લક્ષણોની સમજુતિ

---

( નોંધ ૪ ચાલુ )

(૨) મુનિ અરિષ્ટનેમિને મૃત્યુનો ભય નહોતો. એ ભય શાથી નહોતો તે જણાવતાં મુનિ કહે છે :

सत्यमेवाभिजानीमो नानृते कुर्महे मनः ।
स्वधर्ममनुतिष्ठामस्तस्मान्मृत्युभयं न नः ॥ ३-१८२-१७.

અમે સત્યને જ જાણીએ છીએ, અનૃતમાં કદી મન રાખતા નથી, અને સ્વધર્મ આચરીએ છીએ તેથી અમને મૃત્યુનો ભય નથી.

૫. (૧) सत्यं सत्सु सदा धर्मः सत्यं धर्मः सनातनः ।
सत्यमेव नमस्येत सत्यं हि परमा गतिः ॥
૧૨-૧૫૬-૪; બ = અનુ. ક્ષેપક ૫૮૭ લીટી ૨ બ.

सत्यं धर्मस्तपो योगः सत्यं ब्रह्म सनातनम् ।
सत्यं यज्ञः परः प्रोक्तः सत्ये सर्वं प्रतिष्ठितम् ॥ १२-१५६-५.

(૨) સર૰ ૧૨-૨૫૧-૧૦; ૩-૨૦૩-૪૨ વગેરે.
दुर्ज्ञेयः शाश्वतो धर्मः स च सत्ये प्रतिष्ठितः । ३-१९७-३९.

૬. सत्यं च समता चैव दमश्चैव न संशयः ।
अमात्सर्यं क्षमा चैव ह्रीस्तितिक्षानसूयता ॥ १२-१५६-८.

त्यागो ध्यानमथार्यत्वं धृतिश्च सततं स्थिरा ।
अहिंसा चैव राजेन्द्र सत्याकारास्त्रयोदश ॥ १२-१५६-९.

પણ ઋષિએ સાથે આપી છે. (૧) અવિનાશી, સત્યદર્શી સદાય અવિકારી અને સર્વ ધર્મોથી અવિરુદ્ધ એ સત્યનું લક્ષણ છે, અને તે યોગથી પ્રાપ્ત થાય છે.[૭] (૨) ઇચ્છા, દ્વેષ, કામ અને ક્રોધનો ક્ષય કરવો, પોતાનો પ્રિયજન હોય અપ્રિય હોય કે શત્રુ હોય તે પ્રત્યે સમદૃષ્ટિ એ સમતા.[૮] (૩) ઈર્ષ્યાપૂર્વક કોઈનું લઈ લેવાની લાલચ ન કરવી, કાયમ ધૈર્ય, ગાંભીર્ય, અભય અને ક્રોધશમન તે દમ. આ દમ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે.[૯] (૪) દાન અને ધર્મ કરતાં (ક્રોધ–અભિમાનનો) સંયમ કરવો તે અમાત્સર્ય. સતત સત્યમાં જ ચિત્ત લગાડવાથી અમત્સરી થવાય છે.[૧૦] (૫) અક્ષમાના હેતુભૂત અપ્રિય બાબતો અને ક્ષમાના હેતુભૂત પ્રિય બાબતોને જે સજ્જન સદાય સહન કરે છે તે સત્યવાન ક્ષમાગુણને સારી રીતે પ્રાપ્ત થાય છે.[૧૧] (૬) હ્રીમાન્ કદી

---

૭. ૧૨-૧૫૬-૧૦; सर्वधर्मोविरुद्धं કહીને કવિએ નિરપેક્ષ સત્યધર્મ કોઈ પણ ધર્મ (= સંપ્રદાય, વિચારધારા)ની સાથે દ્વેષ કરતો નથી એમ બતાવ્યુ છે. યોગનો અર્થ યોગ્યતા અને વલણ અનુસાર ઉત્કટ લગની, કર્મયોગ, જ્ઞાનયોગ, અષ્ટાંગયોગ વ. થઇ શકે.

૮. ૧૨-૧૫૬-૧૧.

૯. दमो नान्यस्पृहा° ૧૨-૧૫૬-૧૨;
સર૦ दमं द्वारं ह्यमृतस्येह विद्धि । ૧૨-૨૮૮-૨૦.

૧૦. ૧૨-૧૫૬-૧૩, જુઓ ૧૩-અ. ૭૪. તોતેર અધ્યાય સુધી દાનની પ્રશંસા કર્યા પછી દાન કરતા દમને શ્રેષ્ઠ ગણ્યો છે. સંયમને દાન કરતા શ્રેષ્ઠ ગણાવતા કારણોમા એક કારણ એવું છે કે 'દાતા (કોઇ સમયે અભિમાનવડે) કોપાયમાન થાય છે. માટે દાન કરતા દમ શ્રેષ્ઠ છે. જે દાન દઇને પણ ક્રોધ કરતો નથી તેને સનાતન લોકો પ્રાપ્ત થાય છે. વગેરે' ૧૩–૭૪–૧૪, ૧૫ છ.

૧૧. ૧૨-૧૫૬-૧૪.

(પોતાનાં કે બીજાનાં) વખાણ કરતો નથી, (બીજાનું અને પોતાનું) ભલું કરે છે, તેની વાણી અને મન સદા પ્રશાન્ત રહે છે. આ દ્રઢી ધર્મ-કર્તવ્યપાલન-થી પ્રાપ્ત થાય છે.[૧૨] (૭) ધર્મ અને અર્થને માટે ધર્માર્થહેતોઃ—જે સહન કરવામાં આવે છે તે તિતિક્ષા કે ક્ષાન્તિ કહેવાય છે. આ તિતિક્ષાગુણ લોકસંગ્રહાર્થે ઉપયોગ કરાય છે, અને તે ધૈર્યથી મળે છે.[૧૩] (૮) અનસૂયા પરગુણોમાં દોષદર્શન કરવાની વૃત્તિમાંથી નિવૃત્તિ, આ ગુણ ઉપર કંઈ વ્યાખ્યા કરેલી નથી. સંભવતઃ ઉપર તિતિક્ષાની વ્યાખ્યામાં એ સમાઈ જાય છે તેથી અલગ શ્લોક નથી આપ્યો. (૯) આસક્તિનો ત્યાગ અને તે જ પ્રમાણે વિષયોનો ત્યાગ એ ત્યાગ છે, રાગદ્વેષ વગરના મનુષ્યનો ત્યાગ બીજી રીતનો હોતો નથી.[૧૪] (૧૦) ધ્યાન. આ ગુણ ઉપર પણ સ્વતંત્ર વ્યાખ્યા નથી આપી. ટીકાકાર નીલકંઠ ઉપરના 'ત્યાગ' વિષયનાં શ્લોકમાં 'એ ત્યાગ છે' ત્યાં 'એ ધ્યાન છે' એમ મૂકવા સૂચવે છે. બે જુદા શબ્દોદ્વારા એક વિચાર વ્યક્ત થાય છે એમ એનું કહેવું છે. (૧૧) વીતરાગ બની તે શન્યવત્ થઈને પ્રયત્નપૂર્વક પ્રાણીઓનું કલ્યાણ કરવું તે આર્યતા કે આર્યત્વ.[૧૫] (૧૨) જે ગુણથી સુખ કે દુઃખમાં મનુષ્યમાં વિક્રિયા-વિકાર પેદા નથી થતો તે ધૃતિ. ઉન્નતિ ઇચ્છનારા પ્રાજ્ઞે સદા તેને સેવવો. સર્વથા ક્ષમાવાન અને સત્યનિષ્ઠ થવાથી તથા હર્ષ, ભય અને ક્રોધનો ત્યાગ કરવાથી ધૃતિ પ્રાપ્ત થાય છે.[૧૬] (૧૩) સર્વ પ્રાણીઓનો મન,

---

૧૨. ૧૨-૧૫૬-૧૫.

૧૩. ૧૨-૧૫૬-૧૬; વિશાળ ક્ષેત્રમાં ઉપયોગ કરાતી ક્ષમાનું નામ તિતિક્ષા.

૧૪. ૧૨-૧૫૬-૧૭ = 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૫૮.

૧૫. आर्यता नाम भूतानां यः करोति प्रयत्नतः ।
शुभं कर्म निराकारो वीतरागस्तथैव च ॥ १२-१५६-१८.

૧૬. ૧૨-૧૫૬-૧૯, ૨૦.

વચન અને કર્મથી અદ્રોહ, દયા રાખવી અને દાન કરવું તે સજ્જનોનો સનાતન (અહિંસા) ધર્મ છે.૧૭ સત્ય સાથે સંબંધ ધરાવતા આ તેરે ગુણો સત્યની જ વૃદ્ધિ કરે છે. બાકી સત્યના ગુણો તો એટલા બધા છે કે તેની ગણતરી થઈ શકે જ નહિ. એટલે જ બ્રાહ્મણો અને પિતૃઓ સહિત દેવો સત્યની પ્રશંસા કરે છે.૧૮

(૪–૫) 'સત્ય બ્રહ્મ છે, સત્ય તપ છે, સત્ય પ્રજાઓને ઉત્પન્ન કરે છે, સત્યથી જગતનું ધારણ થાય છે અને સત્યથી સ્વર્ગે જવાય છે.'૧૯ (૬) જેમ વાછરડું ગાયના ચારે આંચળને ધાવે છે તેમ માણસે સત્ય, દમ, આર્જવ, આનૃશંસ્ય, ધૃતિ, તિતિક્ષા, સ્વાધ્યાય, બીજાનું લેવાની ઇચ્છાનો ત્યાગ અને એકાંતશીલતાનું સેવન કરવું. એ બધાં સાધનોમાંયે સત્યથી અધિક પવિત્ર કરનારું સાધન મેં કોઈ ઠેકાણે મળ્યું નથી.૨૦

૧૭. ૧૨–૧૫૬–૨૧, = કૈ૦ 'શીલ' (પ્રક૦ ૧૮) શ્લોક ૧૬૦, જુઓ ઉપર શ્લો૦ ૪નું ટિપ્પણ ખાસ રીતે છેવટનો ભાગ.

૧૮. ૧૨–૧૫૬–૨૨, ૨૩

૧૯. (૧) ૧૨–૧૮૩–૧, સરખાવો સત્યથી સ્થાવર જંગમ ભૂતો ઉત્પન્ન થયાં છે અને તે તપથી ટકે છે ... ગુણસંયુક્ત સત્ય પાંચ પ્રકારનું થાય છે: બ્રહ્મ, તપ, પ્રજાપતિ (=તત્ત્વ ... નીલકંઠ, સર્જનાર ઈશ્વર) (પંચ મહા) ભૂતો અને મનુષ્ય. ૧૪–૩૫–૨૨ થી ૨૫

(૨) જેમ કરોળિયો પોતાની લાળના તાંતણા વડે ઉપર જાય છે અને જેમ અગ્નિમાંથી અનેક ક્ષુદ્ર ચિનગારીઓ ઊડે છે તેમ આ આત્મામાંથી સર્વ પ્રાણો, સર્વ જગતો, સર્વ દેવો અને સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. આ આત્માનું ... નામ ઉપનિષદ 'સત્યનું સત્ય' છે. પ્રાણો સત્ય છે ... તેમનું સત્ય છે. બૃહ૦ ઉ૦ ૨–૧–૨૦

૨૦. ૧૨–૧૮૮–૨૯, ૩૦ ... ધારી ... અને સાધ્ય દેવ ... 'હંસ સાધ્ય સંવાદ'માં ... કહે છે.

(૭) સર્વ મ બ ધીઓ પાસેથી પ્રાણત્યાગ કરવાની અનુજ્ઞા લેતા પિતામહે કહ્યુ 'તમારે સત્યને માટે હ મેશ પ્રયત્ન કરવો, કારણ સત્ય એ જ પરમ બળ છે વગેર '૨૧

આ સાથે આપણા યુગના મહાપુરુષ પૂ૦ ગાધીજી—જેમણે પોતાના જીવનને 'સત્યના પ્રયોગો' કહ્યુ છે, તેમના કેટલાક મહત્ત્વના લખાણો સરખાવતા ન્કવિકવિ અને 'મહાત્મા'ના વિચારોમા રહેલુ સામ્ય—અનુભવમાથી નીકળેલુ સમાન તાન્તમ્ય દેખાઈ આવશે (૧) 'સત્ય' શબ્દ સતમાથી છે સત એટલે હોવુ સત્ય તે હોવાપણુ સત્ય સિવાય બીજી કોઈ વસ્તુને હસ્તી જ નથી પરમેશ્વરનુ ખરુ નામ જ 'સત' એટલે 'સત્ય' છે તેથી પરમેશ્વર 'સત્ય' છે એમ કહેવુ વધારે યોગ્ય ગણાય ૨૨ (૨) ગઉન્ડ ટેબલ કોન્ફરન્સમાથી પાછા ફરતા સ્વીટઝર્લેન્ડમા પુછાયેલા એક પ્રશ્નના જવાબમા ગાધીજીએ ઉપર 'મ ગળપ્રભાત'ના અવતરણમા આપેલો વિચાર દર્શાવ્યો છે વધારામા કહ્યુ છે કે "સત્ય એ જ પરમેશ્વર છે' એમ કહીને હુ ચાર્લ્સ બ્રેડલો જેવા નાસ્તિક સત્યાચારીને પણ આપમેળે ટીકાના હથિયાર હેઠા મૂકતો કરી દઈ શકુ છુ × × ×" સત્ય શુ છે? એ જણાવતા એમણે કહ્યુ કે 'આ મુશ્કેલ પ્રશ્ન છે, પણ અ તરનો અવાજ જે કહે તે સત્ય છે એમ કહીને મારા માટે આ પ્રશ્નનો મે ઉકેલ કર્યો છે, પણ આ અ તરનો અવાજ સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ છે યમોના પાલનથી અને સ પૂર્ણ નિરભિમાનપણાથી—નમ્રતાથી—જાતે શૂન્ય થઈ જવાથી જ સાભળી શકાય આ દુર્ગમ માર્ગ વિષે આનાથી વધુ હુ કહી શકુ નહિ '૨૩

---

૨૧. ૧૩-૧૫૪-૪૭

૨૨. 'મ ગળ પ્રભાત'મા પ્રકરણ ૧લુ, 'સ ય', સર૦ 'નિત્ય મનન' પૃ ૩, તા ૨૦-૧૧-૪૪નો વિચાર

23 His face would redden if I would say Mr Bradlaugh, you are a truthfearing man and so a God-

(૩) પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમકે તેની વિભુતિઓ પણ અગણિત છે. એ વિભૂતિઓ મને આશ્ચર્યચકિત કરે છે, એ મને ક્ષણવાર મુગ્ધ પણ કરે છે, પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું. એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે એ સત્ય મને જડયુ નથી પણ હું એનો શોધક છું.[૨૪] (૪) સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે, એમ આ પ્રકરણોને ('આત્મકથા'ના) પાને પાને ન

---

(નોધ ૨૩ ચાલુ)

fearing man " I would automatically disarm his criticism by saying that truth is God. '

" What then is truth ? "

' A difficult question (said Gandhiji) but I have solved it for myself by saying that it is what the voice within tells you × × × Therefore we have the belief based upon experience, that those who would make individual search after truth as God, must go through several vows, as for instance, the vow of truth, the vow of brahmacharya (purity)-for you cannot divide your love for Truth and God with anything else-, the vow of non-violence, of poverty and non-possession. × × × Truth is not to be found by anybody, who has not got an aburdunt sense of humility. If you would swim on the bosom of the ocean of Truth you must reduce yourself to a zero. Further than this I cannot go along this fascineting path '*Hindu Dharma*', article 40th pp 66 to 69.

૨૪. 'આત્મકથા' પ્રસ્તાવના પૃ ૫, આ અવતરણનુ બીજુ અનુસંધાન જુઓ નીચે શ્લોક ૪૯ના ઉદ્ઘાટનમા પા. ટી નં. ૧૨ના ઉલ્લેખવાળી નોંધ, પૃ. ૧૨૦

દેખાયું હોય તો આ (લખવાનો) પ્રયત્ન વ્યર્થ સમજું છું. × × × અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે, અને નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે.[૨૫]

ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના શ્રેષ્ઠ ગ્રંથ શ્રીમદ્ ભાગવતનું મંગળ કરતાં તેના કવિએ '[૨૬]જેનાથી ઉત્પત્તિ (સ્થિતિ અને લય) વગેરે થાય છે, જે બધે વ્યાપેલ છતાં અલિપ્ત છે, જે જ્ઞાનસ્વરૂપ અને સ્વયંપ્રકાશ છે, જેમાં વિદ્વાનો પણ મોહ પામે છે એવા બ્રહ્મ-વેદોનો જેણે આદિ કવિ-બ્રહ્માના હૃદયમાં પ્રકાશ કર્યો છે, તેજ માટી અને પાણીના વિનિમયથી થતી રચનાઓ જેમ મિથ્યા હોવા છતાં સાચી ભાસે છે, એમ જેનાથી ઉત્પન્ન થયેલી ત્રિવિધ સૃષ્ટિ-સાત્ત્વિક, રાજસિક અને તામસિક સૃષ્ટિ-મિથ્યા હોવા છતાં સાચી ભાસે છે.[૨૭] અને જેણે પોતાના પ્રકાશથી સદાય (અસત્ય અથવા માયારૂપી) કપટને ઓગાળી નાખ્યું છે એવા પરસત્યનું-નિરપેક્ષ સત્યનું-પૂર્ણ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ.' એમ પ્રતિજ્ઞા કરીને ભગવાનના અવતારોનાં ઉત્તમ

૨૫. 'આત્મકથા' દ્વિતીય ખંડ, પૃ. ૩૭૮, ૩૮૦; કૌંસમાં મૂકેલા શબ્દો મારા છે. (ક. જે.)

૨૬. जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

ભાગવત, ૧-૧-૧.

૨૭. તદ્દન પ્રાથમિક મિથ્યા દેખાવો દા. ત. મૃગજળ, પાણીને કાચ, કાચને પાણી, દોરડીમાં સર્પની ભ્રાંતિ, છીપમાં રૂપાની ભ્રાંતિ વગેરે અને એ પ્રમાણે ઉત્તરોત્તર સૂક્ષ્મતા પ્રમાણે અનેક જાતની ભૌતિક શારીરિક, માનસિક, આધ્યાત્મિક ભ્રાંતિઓ એટલે કે પરમ સત્ય સિવાય જે કંઈ દેખાય છે, ભાસે છે તે મિથ્યા છે, ભ્રાંતિ છે.

ચરિત્રોનું—વસ્તુતઃ પરમ સત્યનું પાવનકારી ગાન કર્યું છે. એ મનોહર મધુર ગાનના અંતે પરમાત્મા અને શુકદેવજી સહિત પરમાત્મરૂપ ભાગવતના દ્રષ્ટાઓને પ્રણામ કરતાં કવિ–લેખકે ઉપસંહાર કર્યો છે તેમાં 'જે ભગવાને કરુણાથી આ અતુલ જ્ઞાનપ્રદીપને–ભાગવતને–પહેલાં (બ્રહ્માની પાસે) પ્રકાશિત કર્યો, અને બ્રહ્માના રૂપે નારદમુનિ પાસે પ્રકાશ કર્યો; નારદના રૂપથી કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસ પાસે પ્રકાશ કર્યો; વેદવ્યાસના રૂપથી યોગીન્દ્ર શુકદેવ પાસે પ્રકાશ કર્યો; અને તે પછી શુકદેવના રૂપે રાજા પરીક્ષિત પાસે પ્રકાશ કર્યો; તે શુદ્ધ વિમલ શોકરહિત અમૃતપદ રૂપ પરમ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ.'[૨૮] એમ લખ્યા બાદ પ્રણામના બીજા ત્રણ શ્લોક લખીને ગ્રંથની સમાપ્તિ કરી છે. શ્રીમદ્ ભાગવતના આ શ્લોકો મહાભારતના ઉપર્યુક્ત વિચારનો વિસ્તાર કરે છે, ગાંધીજીના વિચારોને ઉત્તમ પ્રમાણરૂપ સિદ્ધ કરે છે, અને સત્યરૂપી પરમેશ્વરના રૂપ વિષે બને તેટલો વધુ વિશદ ખ્યાલ આપવા પ્રયત્ન કરે છે.[૨૯]

૪૯. मम प्रतिज्ञां च निबोध सत्यां
वृणे धर्मममृताज्जीविताच्च ।
राज्यं च पुत्राश्च यशो धनं च
सर्वं न सत्यस्य कलामुपैति ॥ ३–३५–२१.

---

૨૮. कस्मै येन विभासितोऽयमतुलो ज्ञानप्रदीपः पुरा
तद्रूपेण च नारदाय मुनये कृष्णाय तद्रूपिणा ।
योगीन्द्राय तदात्मनाथ भगवद्राताय कारुण्यत–
स्तच्छुद्धं विमलं विशोकममृतं सत्यं परं धीमहि ॥

ભાગવત ૧૨–૧૩–૧૯

૨૯. આ ઉપરાંત જેને ભાગવતધર્મના ભગવાનના નિરૂપણ વિષે કંઈ ખ્યાલ નથી એવા સજ્જનોની ભ્રાંતિને પણ આ શ્લોકો સારી રીતે દૂર કરે છે.

**( હે ભીમસેન ! ) મારી સત્ય પ્રતિજ્ઞાને તું સાંભળ. હું ધર્મને અમૃત તથા જીવિતથી પણ અધિક ગણું છું. રાજ્ય પુત્રો યશ અને ધન એ સર્વ સત્યની એક કલાને પણ પહોંચી શકે નહિ.**

અરણ્યવાસમાં દ્રૌપદી અને ભીમસેને ધર્મરાજાને વનવાસને બદલે કૌરવો સાથે યુદ્ધ કરી બલપૂર્વક રાજ્ય પાછું મેળવવા માટે વારંવાર સમજાવ્યા, મેણા માર્યાં, બૃહસ્પતિ આદિના નીતિવાદ અને ( હજુ આજેય પુષ્કળ પ્રમાણમા પ્રચલિત છે એવી કામનિક ) ધર્મ માન્યતાઓના પ્રમાણ આપ્યા.[1] ત્યારે ધર્મરાજાએ પોતાની મનોવ્યથા વર્ણવી વનવાસના દુઃખનો સર્વ દોષ પોતાને માથે ઓઢી લીધો અને છેવટે એમણે ઉપરનો શ્લોક કહ્યો.[2]

---

૧. કથાના સાર માટે જુઓ 'ધર્મ' ( પ્રક૦ ૨ ) શ્લોક ૩૭

૨. ધર્મરાજની સત્યપ્રીતિ માટે ધર્મરાજ જ નહિ પણ ભીષ્મ, દ્રૌપદી, ભીમ, દ્રોણ અને વિદ્વાન અને સજ્જન પ્રજાજનો વ ના પણ એ જ અભિપ્રાય હતો જુઓ (૧) વસ્ત્રાહરણ પ્રસંગે દ્રૌપદી જીતાઈ કે નહિ તેનો નિર્ણય ભીષ્મ બરાબર નહોતા કરી શકતા તેના કારણો દર્શાવતા ભીષ્મે એક કારણ આપતા કહ્યુ કે "યુધિષ્ઠિર સમૃદ્ધિભરેલી આખી પૃથ્વીને જતી કરશે પણ સત્યનો ત્યાગ કરશે નહિ એવા એ પાંડવે 'હુ જીતાયો છુ' એવુ કહ્યુ છે તેથી આ પ્રશ્નનો 'હુ તોડ કરી શકુ તેમ નથી' ૨-૬૧-૪૧ થી (૨) દ્રૌપદીએ પોતાની દલીલો દરમિયાન કહ્યુ કે તમારુ રાજ્ય અને જીવન પણ ધર્મને માટે જ છે × × તમે મારા સહિત ભીમ, અર્જુન અને માદ્રીપુત્રોને ત્યજી શકો પણ ધર્મને કદી ત્યજો નહિ એમ હુ માનુ છુ. ૩-૩૧-૫, ૬ ૫ (૩) ભીમસેને પોતાની દલીલો દરમિયાન કહ્યુ, 'આગેવાનોની પરિષદોમા તમારી સ્તુતિઓ અને (દુર્યોધન વ ) બીજાઓની નિંદા થાય છે વળી હે મહારાજ ! બ્રાહ્મણો અને ગુરુઓ ભેગા મળીને તમારી સત્યપ્રતિજ્ઞાની આ વાત કરે છે કે, તમે મોહ કૃપણતા, લોભ, ભય, કામના અને અર્થને માટે પણ કદીયે અસત્ય બોલ્યા

આવા મહાન સત્યધર્મા ધર્મરાજ જ્યારે ભારતયુદ્ધની મહાભયાનક કટોકટીની ઘડી આવી ત્યારે ગોવિંદ અને ભીમસેનની પ્રેરણાથી, અમત્યાચરણના ભયથી ડરતા હતા છતા જયની આસક્તિથી અને સૈન્ય સહિત પોતાના રક્ષણ માટે 'અશ્વત્થામા હાથી હણાયો છે' એમ ધીમેથી બોલ્યા [3] બોલ્યા તો 'સાચુ' પણ અર્થ અને આચાર 'ખોટો', એટલે કે સત્યનો આભાસ ઊભો કર્યો કઠ ઉપનિષદ કહે છે એમ આ માર્ગ—સત્યનો માર્ગ—અસ્ત્રાની ધાર ઉપર ચાલવા જેવો કઠણ છે.[4] ધર્મરાજના

(નોધ ૨ ચાલુ)

નથી' ૩-૩૪ ૭૨થી ૭૪ સર° 'ભારત સાવિત્રી (અ૦ ૨૧) શ્લો ૧૯૫ (૪) અશ્વત્થામાના વધની વાત ભીમે કહ્યા પછી દ્રોણાચાર્યે આ વાતની ખાત્રી માટે યુધિષ્ઠિરને પૂછવાનુ નક્કી કર્યુ કારણ કે 'ત્રણે લોકના ઐશ્વર્ય માટે પણ પાર્થ યુધિષ્ઠિર કદીય અસત્ય બોલે નહિ એવી દ્રોણને ચોક્કસ ખાત્રી હતી યુધિષ્ઠિર બાળક હતા ત્યારથી જ એ સત્યવાદી છે એવી દ્રોણને શ્રદ્ધા હતી, અને એટલે જ બીજા કોઈને નહિ પણ એમને જ પૂછવાનુ તેમણે નક્કી કર્યું' ૭-૧૬૪-૯૪ થી ૯૬ (૫) સર° યુધિષ્ઠિર વચન 'હુ અસત્ય બોલવાની હામ ધરી શકતો નથી, કારણ એ મારામા છે જ નહિ' ૭ ૪૯-૨૭ 'પૃથ્વીનુ સર્વ ધન, દેવોનુ સર્વ દિવ્ય ધન, પ્રજાપતિનો લોક, સ્વર્ગલોક અને બ્રહ્મલોક એમાનુ કશુ પણ હુ અધર્મથી લેવાની ઈચ્છા કરતો નથી' ૫ ૨૮-૮

૩. દ્રોણ અ ૧૬૪- ૫ થી ૧૦૮, સર° ૭-૧૬૫-૧૦૯ થી ૧૧૫

૪. (૧) उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया
दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥ કઠ ઉ ૧-૩-૧૮

(૨) (સત્યના માર્ગ વિષે) 'એ માર્ગ જો કે ખાંડાની ધારે ચાલવા જેવો છે છે છતા મને તે સહેલામા સહેલો લાગ્યો છે એ માર્ગે જતા મારી ભયંકર ભૂલો પણ મને નજીવી જેવી લાગી છે કારણકે એ ભૂલો કરતા છતા હુ બચી ગયો છુ અને, મારી સમજણ પ્રમાણે, આગળ પણ વધ્યો છુ' ગાંધીજી 'આત્મકથા' ખ ૧ પ્રસ્તાવના પૃ ૬

અસત્યાચરણ માટે આમ કહી શકાય : આ મહાન સત્ત્વિક ધર્માચરણી સત્યવાદીએ વર્ષો સુધી અન્યાયી રીતે દુઃખ જ ભોગવ્યા કર્યું—વ્યક્તિગત, કૌટુંબિક, અને સામાજિક, એમ ત્રિવિધ રીતે આનો છેડો મહાભારત યુદ્ધથી લાવવાનું નક્કી થયું. તેમાં દરેક વખતે શ્રીકૃષ્ણની તીક્ષ્ણ બુદ્ધિમત્તાથી પાંડવો પાર ઊતરતા. પણ દુર્યોધનના વાક્પ્રહારથી છંછેડાયેલા દ્રોણાચાર્યે અધર્મયુદ્ધથી[૫]—યુદ્ધમાં અધર્મ જ હોય એમ વ્યાસનો મત છે—એક બાજુ પાંડવસેનાનો ઘાણ કાઢવા માંડ્યો. બીજી બાજુ અર્જુન ગુરુ દ્રોણની સામે લડવા તૈયાર નહોતો. એ સમયે વિજયી પાંડવો પરાજિત બનવાની અણી ઉપર આવી ગયા. ત્યારે યુધિષ્ઠિર થોડા સમય માટે વિહ્વળ થઈ ગયા અને મહામુસીબતે[૬] તેમણે આવું સત્યાભાસી અસત્ય બોલવાનું સ્વીકાર્યું. તેમાં પણ કેવળ સ્વાર્થ ન હતો. અધર્મથી યુદ્ધ કરતા એક અતિરથીના મારમાંથી સૈન્યના માણસોનું રક્ષણ કરવાનો પણ એક ભાવ હતો જ. આ એક પ્રસંગ સિવાય ધર્મ-રાજે ક્યાંય અસત્યાચરણ કર્યું નથી.[૭] એ દ્વારા મહર્ષિ વ્યાસે બનાવ્યું

૫. ૭-૧૬૯-૩૩થી ૩૯, જુઓ નીચે 'યુદ્ધ-નિરર્થકતા' (પ્રક૦ ૧૩) શ્લોક ૧૩૦, ૧૩૧, નોંધ ૧૨.

૬. શ્રીકૃષ્ણનો દ્રોણને મારવાનો વિચાર અર્જુનને ન ગમ્યો. બાકી બધાને પસંદ પડ્યો, અને યુધિષ્ઠિરને મહામુસીબતે ગળે ઊતર્યો.

एतन्नारोचयद्राजन् कुन्तीपुत्रो धनंजय ।
अन्ये त्वरोचयन्सर्वे कृच्छ्रेण तु युधिष्ठिर: ॥ ૭-૧૬૪-૭૦,
= દે. ૭-૧૬૫-૧૧૨.

૭. (૧) લાક્ષાગૃહને આગ ચાંપી છટકતાં એક નિષાદી અને તેના પાંચ પુત્રોને તેમાં ઇરાદાપૂર્વક રાખ્યા (આદિ૦ અ. ૧૩૬) એ પ્રસંગ અધર્માચરણનો ગણાય. પણ તે વખતે પાંડવો બાળક હતા તે અને સંભવતઃ નિષાદ જેવી જાતિઓનો નાશ કરવો એ તત્કાલીન સામાજિક સ્થિતિમાં અધર્મ નહિ ગણાતો હોય એ બે બાબત ધ્યાનમાં રાખવા જેવી છે.

છે કે સત્યાચરણ સુકર હોવા છતાં કેટલું દુષ્કર છે સ્વાર્થે નહિ તો પરાર્થે પણ અતિ દઢ મનોબળવાળાનું મનોબળ પણ ઢીલું પડી જાય અને કદાચિત્ અસત્યાચરણ કરવું પડે. તેથી સદાચારીએ હંમેશા નમ્રતાથી—નિરભિમાનપણે શૂન્યવત્ થઈને ધર્મ આચરવો.૮

આ યુધિષ્ઠિર રાજા તે 'વ્યક્તિ' હોવા ઉપરાંત પ્રાણીમાત્રના હૃદયમાં વસેલી ધર્મવૃત્તિ પણ છે, ધર્મરાજ છે, ધર્મપુત્ર છે, ધર્મનો અવતાર છે. અધર્મથી કશું ય લેવાની તેઓ ઇચ્છા રાખતા નથી, પણ હિંસક યુદ્ધમાં એ ધર્મવૃત્તિને થોડુંક ચળવું પડયું કવિએ એ માટે એમના તરફ તટસ્થ અને ઉદાર દૃષ્ટિ રાખી છે.૯ પણ કાર્યકારણભાવના અટળ નિયમથી એમને પર નથી રાખ્યા. આ અસત્યાચરણથી તેમનો રથ પૃથ્વીથી ચાર આગળ ઊંચો ચાલતો તે પૃથ્વીને અડ્યો—તેમની પ્રતિષ્ઠા લોકોત્તર હતી તે નાશ પામી—એમ બતાવ્યું છે, અને અલ્પ સમય સુધી તેમને નરક દર્શન કરાવ્યું છે.૧૦

આ પ્રસંગ સાથે પૂ. ગાંધીજીએ ગંભીર માંદગી દરમ્યાન બકરીનું દૂધ લેવાનું નક્કી કર્યું ત્યારે પોતાને માટે લખેલા વચનોમાંથી કેટલોક

(નોંધ ૭ ચાલુ)
(૨) ગુપ્તવાસ દરમ્યાન પાંડવો ઉપનામ રાખીને વિરાટને ત્યાં રહ્યા તે પણ આપત્તિ વખતે પાલન કરાતા સત્યાભાસનું ઉદાહરણ છે. એમાં ફરક એટલો કે આ ગુપ્તવાસ મૂળ શરત મુજબ અનિવાર્ય હતો, એટલે સત્યાભાસ ક્ષમ્ય હતો. સાથે દ્યૂત પોતે જ કેટલું અસત્યમૂલક છે તે પણ એ વસ્તુ બતાવે છે. (૩) એમાંથી ફલિત થાય છે, અને કવિએ પણ કહ્યું છે તેમ 'ધર્મ અને અધર્મ-બન્નેની ગતિ દુર્વિજ્ઞેય છે' ૭-૧૬૯-૩૯, એટલે નમ્રતા એ સત્યાચરણીનું મહાલક્ષણ છે.

૮. જુઓ 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૫થી ૨૭ પૃ. ૫૧ થી ઉપર શ્લોક ૪૮નું ઉદ્ધરણ, 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૭૧, ૭૨

૯. યુદ્ધ અહિંસક હોત તો આવું ધર્મસંકટ ઊભું થાત નહિ એવો આ પ્રસંગનો ગર્ભિતાર્થ છે.

૧૦. ૭-૧૬૪-૧૦૭, ૧૮-૩-૧૨થી ૧૫.

ભાગ સરખાવવા માટે મૂકવા યોગ્ય છે. એ ભાગ સત્યાગ્રહની દુષ્કરતા, તથા ધર્મ અને અધર્મની સૂક્ષ્મતા ઉપર સારો પ્રકાશ પાડે છે

'હું પણ્યો સત્યાગ્રહની લડાઈના મોહે મા રામાં જીવવાનો લોભ પેદા કર્યો, ને મેં પ્રતિજ્ઞાના અક્ષરના પાલનથી સંતોષ માની તેના આત્માને હણ્યો દૂધની પ્રતિજ્ઞા વખતે જો કે મારી નજરે ગાય-ભેંસ જ હતાં, છતાં મારી પ્રતિજ્ઞા દૂધમાત્રની ગણાવી જોઈએ × × × સત્યના પૂજારીએ સત્યાગ્રહની લડાઈને સારુ જીવવાની ઇચ્છા રાખીને પોતાના સત્યને ઝાંખપ લગાડી

'મારા આ કાર્યનો ડંખ હજુ રુઝાયો નથી, અને બકરીનું દૂધ છોડવાને સારુ મારું ચિંતવન તો ચાલુ જ છે બકરીનું દૂધ પીતાં રોજ દુઃખ અનુભવું છું પણ સેવા કરવાનો મહાસૂક્ષ્મ મોહ મારી પૂંઠે લાગેલો મને છોડતો નથી અહિંસાની દૃષ્ટિએ ખોરાકના મારા પ્રયોગો મને પ્રિય છે તેમાં મને આનંદ મળે છે, તે મારો વિનોદ છે પણ મને બકરીનું દૂધ એ દૃષ્ટિએ અત્યારે નથી ખૂંચતું, તે મને સત્યની દૃષ્ટિએ ખૂંચે છે અહિંસાને હું ઓળખી શક્યો છું તેના કરતાં સત્યને વધારે ઓળખું છું એમ મને ભાસે છે જો સત્યને છોડું તો અહિંસાની ભારે ગૂંચવણો હું કદી ન જ ઉકેલી શકું એવો મારો અનુભવ છે સત્યનું પાલન એટલે લીધેલા વ્રતના શરીર અને આત્માની રક્ષા શબ્દાર્થ અને ભાવાર્થનું પાલન અહીં મેં આત્માને-ભાવાર્થને હણ્યો છે એ મને રોજ ખૂંચે છે આ જાણતો છતાં, મારા વ્રત પરત્વે મારો ધર્મ શો છે એ હું જાણી શક્યો નથી અથવા કહો કે મને તેના પાલનની હિંમત નથી બન્ને એક જ વસ્તુ છે, કેમકે શંકાના મૂળમાં શ્રદ્ધાનો અભાવ હોય છે[11] હે ઈશ્વર, મને તું શ્રદ્ધા દે[12]

* * *

૧૧. શ્રદ્ધા બિન ધર્મ નહિ હોઈ તુલસી રામાયણ 'ઉત્તરકાંડ' ૮૪

૧૨ (૧) 'આત્મકથા દ્વિતીય ખંડ, પાંચમો ભાગ પ્ર૦ ૨૯ પૃ ૪૧૨ ૪૧૩

આ ઉદ્ઘાટનમા યુધિષ્ઠિરના તથા ગાધીજીના સત્યાભાસી આચરણના પ્રસંગો, એ કોઈ પણ સંયોગમા અસત્યાચરણને હેતુવાદથી મંજુરી આપવા માટે કે તેનુ સમર્થન કરવા માટે મૂકવામા આવ્યા નથી પરન્તુ સંપૂર્ણ સત્યાચારી પૂર્ણપણે નમ્ર હોય, અહંતા વિનાનો હોય–શૂન્યવત્ હોય તો જ પૂર્ણપણે સત્યાચરણ કરી શકે એ દર્શાવે છે એક બાજુ યુધિષ્ઠિર મહાયુદ્ધની વચ્ચે, અને બીજી બાજુ ગાધીજી સત્યાગ્રહના અહિંસક મહાયુદ્ધની વચ્ચે, અગ્નિપરીક્ષામા થોડોક ઝોલો ખાઈ ગયા, તે આદર્શને **જોવો** અને **પામવો** તેમા રહેલો સૂક્ષ્મ ભેદ પ્રદર્શિત કરે છે

પૂ ગાધીજીએ સત્યાગ્રહની લડત ચાલુ રાખવાના લોભથી કંઈક શંકાશીલ થઈને સત્યાભાસી આચરણ કર્યું એટલે તેમા હિંસા ભળી અને વ્રતનો આત્મા હણાયો સત્યાગ્રહ યુદ્ધ એ, શુદ્ધ અહિંસક યુદ્ધ છે, એમ સમજીને સંચાલન થયુ હતુ પણ પાછળથી ગાધીજીએ જ કરેલા નિરીક્ષણ મુજબ 'તે સ્વરૂપમા સ્વરૂપ અંશે પણ અહિંસા નહોતી નબળાનો અભાવાત્મક પ્રતિકાર હતો .તેને પરિણામે જે શક્તિ છૂટી થઈ તેને લીધે હાલનો આતર દાવાનળ (હુલ્લડો) ભારતમા ચાલી રહ્યો છે ' (જુઓ નીચે શ્લોક પર, પરનુ ઉદ્ઘાટન—પરિણામે તેના નેતામા) પણ ધર્મરાજના જેવી નબળાઈ પ્રવેશી હોય એમ સંભવે એટલે 'આવા મહાન પુરુષો પણ જો સત્યાચરણ કરતા થાક ક્યાક સહેજ નમી ગયા તો બીજાનુ તો શુ ગજુ ?' એમ માનીને અત્યંત અપ્રમત્તપણે રહેવુ અને પુરુષાર્થ કરવો એ આનો અર્થ છે પૃથ્વીથી

(નોધ ૧૨ ચાલુ)

ગાધીજીએ ગાય ભેંસ ઉપર ફૂકાની ઘાતકી ક્રિયા કરીને દૂધ કાઢવામા આવે છે તે જાણ્યા બાદ અને દૂધ મનુષ્યના ખોરાક નથી એમ કાયમ માનતા તેથી (શબ્દ પ્રમાણે) ગાય ભેંસના દૂધનો ત્યાગ કર્યો, સરખા 'આત્મકથા'ની પ્રસ્તાવના, પૃ ૫ ૬

ચાર આંગળ ઊંચે રહેતો ધર્મરાજનો રથ 'આ સત્યાભાસ—અસત્યાચરણને લીધે પૃથ્વીને અડ્યો,' એમ કહીને વેદવ્યાસે અને હિન્દુધર્મે શુદ્ધ સત્યાચરણને જ પુરસ્કાર્યું છે.

આ જ રીતે શ્લોક ૪૩, ૪૪ના ઉદ્દ્ઘાટનમાં દુઃષન્ત લોકાપવાદની બીકથી અસત્ય બોલીને શકુંતલાનો અસ્વીકાર કરે છે. તે તેની રૈયત પ્રત્યેની જાગૃતિનું સૂચક હોવા છતાં, કવિએ તેને તે માટે લેશમાત્ર પણ વખાણ્યો નથી. પરન્તુ સત્યના માર્ગ ઉપર સ્થિર રહેલી શકુંતલાની સત્યપ્રિયતાનું અને તેના તેજનું બહુમાન કર્યું છે. પ્રજાજનો અને પત્ની પ્રત્યેની ફરજના ઘર્ષણમાં ડરને લીધે સત્યથી ચ્યુત થતા દુઃષન્તને કવિએ પુનઃ સત્પથે વાળીને સ્થિર થતો દર્શાવીને, કોઈ પણ જાતના ડરથી કે કંઈક શુભ કરવાના આશયથી પણ અસત્યાચરણ ન કરવું એમ સૂચવ્યું છે. (સર૦ 'ભારતસાવિત્રી' પ્રકરણ ૨૧નો શ્લોક न जातु कामान्न भयान्न लोभात्).



## ४

# અહિંસા

५०. यथा नागपदेऽन्यानि पदानि पदगामिनाम् ।
सर्वाण्येवापिधीयन्ते पदजातानि कौञ्जरे ॥[1] १२–२२७–१८.

५१. एवं सर्वमहिंसायां धर्मार्थमपिधीयते ।
अमृतः स नित्यं वसति योऽहिंसां प्रतिपद्यते ॥ १२–२३७–१९.

જેમ હાથીના પગલામાં બીજાં સર્વ ચાલનાર પ્રાણીઓનાં પગલાં ઢંકાઇ જાય છે[2]—સમાઈ જાય છે તેમ અહિંસામાં સકલ

---

૧. (૧)=૧૩–૧૧૪–૬અબકડ યોગસૂત્ર ઉપરથી વૃત્તિમાં (સૂત્ર ૨–૩૦) યમો વિષેના સૂત્રમાં નાગોજી ભટ્ટે આ શ્લોક, અને વ્યાસે વ્યાસભાષ્યમા આ શ્લોક તથા ૧૨–૨૩૭–૧૯નાં બે ચરણ ટાંકયાં છે.

(૨) સર° कर्मणा मनसा वाचा सर्वभूतेषु सर्वदा ।
अक्लेशजननं प्रोक्तमहिंसात्वेन योगिभिः ॥

(યોગસૂત્ર ઉપરના ભાષ્યમા 'યાજ્ઞવલ્કય સંહિતા'નુ વચન. પા. યો. ભાષ્ય પૃ. ૨૫૨)

મન, વચન અને કર્મથી સર્વ ભૂતો પ્રત્યે કલેશની ઉત્પત્તિ ન કરવી તેને જ યોગીઓ અહિસા કહે છે.

૨. પૂ. ગાધીજીએ સને ૧૯૪૪/૪૬ આસપાસના ગાળામા અહિસા વિષે 'હરિજનબંધુ'મા લખના બરાબર આ જ ઉપમાનો ઉપયોગ કર્યો હતો એવુ સ્મરણ છે. એમના વિપુલ સાહિત્યમાથી આ સંદર્ભ કોઇ મેળવી આપશે તો આભાર થશે.

ધર્મનો અર્થ-તત્ત્વ સમાઈ જાય છે (આમ સમજીને) જે અહિંસાનું પ્રતિપાદન કરે છે તે નિત્ય અમૃતમાં-મોક્ષમાં વસે છે.

'વ્યાસ-શુક સંવાદમાં'[3] સંન્યાસાશ્રમનાં કર્તવ્યોનું વિવેચન કરતાં, અહિંસાધર્મની સર્વોપરીતા બતાવી તેમાં આ બન્ને શ્લોક આવે છે.[4] ધર્મનું સૂક્ષ્માતિસૂક્ષ્મ સંશોધન કરતાં કાન્તદ્રષ્ટા ઋષિને અહિંસા—તેના અભાવાત્મક રૂપમાં (negative) સંપૂર્ણ વૈરત્યાગ, અને ભાવાત્મક રૂપમાં (positive) આરૂઢ મૈત્રીભાવ[5] વ્યક્તિગત અંગત મૈત્રી નહિ જ પણ સર્વ પ્રાણી પ્રત્યે સમભાવમાંથી ઉત્પન્ન થયેલો નિરપેક્ષ મૈત્રીભાવ—દેખાઈ. પણ દૈનિક કઠોર જીવનસંઘર્ષવાળા કાર્યક્રમમાં આ મહાન ધર્મ આચરવો અતિશય દુષ્કર હતો. તેથી આશ્રમધર્મનાં ત્રણ પગથિયાં—બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ—દ્વારા વિકસિત પામેલા હૃદયથી છેવટે સંન્યાસ દીક્ષા લઈને કે, શરૂથી જ વિકસિત બ્રહ્મનિષ્ઠ પુરુષે આનું લગભગ પૂરું આચરણ કરી શકે એ આશયથી યતિવૃત્તકથનના અધ્યાયમાં અહિંસાની સર્વોપરિતા—ધર્મ તરીકેની, કર્તવ્ય તરીકેની સર્વોપરિતા બતાવતાં વચનો મૂક્યા છે. સંપૂર્ણ અહિંસાપાલન માટેનો વિચાર કરતાં દેહધારી ઓછામાં ઓછી હિંસા કરીને અને વધુમાં વધુ

---

૩. જુઓ 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪નું ઉદ્ઘાટન, પૃ. ૩૭ થી.

૪. એ વિભાગમાં त देवा ब्राह्मणं विदुः। ચરણવાળા સાત શ્લોકો છે. એમાં પરિવ્રજ્યા અર્થાત્ સંન્યાસ, બ્રાહ્મણ અર્થાત્ બ્રહ્મનિષ્ઠ, ભિક્ષુક અર્થાત્ સંન્યાસી અને વિપ્ર અર્થાત્ અંતરોર્મિઓનો ઉન્નત પ્રકંપ અનુભવનાર એ શબ્દો એક જ અર્થમાં વપરાયા છે.

૫. કોઈ પ્રાણીની હિંસા કરવી નહિ. મૈત્રીભાવ રાખીને ચાલવું. આ જીવન ધારણ કરીને કોઈની સાથે વૈર કરવું નહિ. ૩-૨૦૩-૪૫ વગેરે. મૂળ શ્લોક જુઓ, 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૪૧, નોંધ ૧, પૃ. ૮૫.

પ્રેમાળ બનીને પરમાત્માને પામે, તે માટે એ યુગમાં સંન્યાસાશ્રમમાં અહિંસા પાલનને સર્વથી વિશેષ અવકાશ મળતો હતો એ અગાધ મૈત્રીભાવ, પરમ કરુણા અને વૈરત્યાગનો સંકલ્પ,[૬] અને તેની સિદ્ધિ પરમાત્માની પ્રાપ્તિ દેહધારીથી સંપૂર્ણત પાર પડે એમ નથી એવું જણાતા, દેહધારણમાંથી મુક્તિ, જન્મમરણના ફેરામાંથી મુક્તિ, (કે મોક્ષ)નો વિચાર ઉદ્ભવ્યો છે[૭] નિરપેક્ષ, અફાટ, અગાધ પ્રેમસાગરમાં લીન, એકતાન થવાનો એ મહાવિચાર છે અને એથી મહાશક્તિ પણ છે એ શ્રેય કર્તવ્ય છે રાગદ્વેષવાળી વ્યક્તિ પછી ગમે તેટલી મહાન કેમ ન હોય, ચાહે તો દેવ હોય તો પણ, આવા અહિંસાર્થીની ગતિ-વર્તન પારખી શકતી નથી[૮]

---

૬. (૧) ઉપર ટાંકેલા સુભાષિતો (૧૨-૨૩૭ ૧૮, ૧૯)ની તદ્દન આગળનો જ આ શ્લોક વાંચો

अभय सर्वभूतेभ्यो भूतानामभय यत ।
तस्य देहाद्विमुक्तस्य भय नास्ति कुतश्चन ॥ १२-२३७-१७

(જુઓ 'બ્રહ્મવિદ્યા' (પ્ર૰ ૫) શ્લોક ૬૩, ૬૪ની નોંધ ૧, સર૰ મનુ ૬-૪૦)

સર્વ ભૂતોથી અભય રહેનાર અને સર્વ ભૂતોને જેનાથી ભય નથી એવા (જીવતા જ) દેહથી વિમુક્તને ક્યાંય ભય નથી

(૨) સર૰ 'મરતા પહેલા જાને મરી, પછે જે રહેશે તે હરિ
('અખાના છપ્પા' ૧૩૯)

૭. હાલમાં કેટલેક ઠેકાણે પ્રચલિત જડ વિચારસરણી અનુસાર વ્યક્તિના 'મોક્ષ' અને 'જન્મ મરણના ફેરામાંથી મુક્તિ' એ સંસારના [illegible]માંથી પોતે એકલાએ જ છૂટી જવાની સ્વાર્થી મનોવૃત્તિના અર્થમાં ઉપદેશાય છે, સમજાવાય છે અન્ય વિચારધારાના રૂપાંતરનું આ એક ઉદાહરણ છે

૮ सर्वभूतात्मभूतस्य सम्यग्भूतानि पश्यत ।
देवापि मार्गे मुह्यन्ति अपदस्य पदैषिण ॥ १२ २५४ ३२ २६१ ११, १-११८ ७, शंकरनु ब्रह्मसूत्र भाष्य २ १४ ३ =१२ २३१ २३

ધર્મવ્યાધે એના વક્તવ્યમા અહિંસાને, સત્યના પ્રતિષ્ઠિત એવો પરમ ધર્મ કહ્યો છે[૯] ગોમેધ યજ્ઞમા વૃષભને મૃત્યુ પામેલો જોઈને નિર્વેદ પામેના રાજા વિચખ્નુએ હિંસક યજ્ઞોનો નિષેધ કરના અહિંસાને જ સર્વ ધર્મો કરતા શ્રેષ્ઠ કહી છે[૧૦] એ 'વિચખ્નુગીતા' સાભળ્યા પછી યુધિષ્ઠિરે, 'સપૂર્ણ અહિંસા પાલનથી શરીરનિર્વાહ કેવી રીતે ચાલી શકે?' એમ પૂછતા પિતામહે, 'જે રીતે વર્તવાથી શરીર દુખી ન થાય અને મૃત્યુ ન પમાય એવી રીતે ગજા પ્રમાણે અહિંસાનુ આચરણ

(નોધ ૮ ચાલુ)

જે સર્વ પ્રાણીઓનો આત્મા બન્યો છે, જે પ્રાણીઓને સમ્યગ્ જુએ છે, એવા (પરમ)પદના અભિલાષી (પણ) પદ વિનાના—પગલાની, રસ્તાની નિશાની વિનાના—પુરુષની ગતિથી દેવો પણ મોહ પામે છે

(જુઓ ૧૨-૧૫૪-૨૮, ૧૭૪-૧૯, ૨૩૧-૨૪ ઇ 'આકાશમા ઉડતા પક્ષી અને જળમા ફરતા માછલાની જેમ જ્ઞાની પાછળ પગલુ નથી મૂકતો, આકાશમા ઉડતા પક્ષીની ગતિની ઉપમા માટે સરખાવો ધમ્મ ૯૨, ૯૩)

૯. (૧) अहिंसा परमो धर्म स च सत्ये प्रतिष्ठित । ૩-૧૯૮ ૬૯, ગદ્ય, ગ=૧૩-૧૧૬-૧ ૧૧૭-૩૭ક

(૨) સરખાવો ગાધીજી, ' છતા અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ સાધન આપણા હાથની વાત છે તેથી અહિંસા પરમ ધર્મ થઈ, સત્ય પરમેશ્વર થયુ સાધનની ફિકર કર્યા કરીશુ તો સાધ્યના દર્શન કોઈક દિવસ તો કરશુ જ ' 'મગળપ્રભાત', પૃ ૭

(૩) ઉપર નોધ ૧મા દર્શાવેલા સદર્ભવાળા વિભાગમા (૧૩-અ ૧૧૮ થી ૧૧૭)મા સભક્ષણત્યાગ વિષે ભારપૂર્વક કહેવાયુ છે તેમા અ ૧૧૭ ૩૭થી ૪૧ સુધી અહિંસાની પ્રશસા કરતા છેવટે કહ્યુ છે કે સો વર્ષે પણ અહિંસાના ગુણોનુ વર્ણન પૂરુ કરવુ શક્ય નથી

૧૦. अहिंसैव हि सर्वेभ्यो धर्मेभ्यो ज्यायसी मता । ૧૨-૨૫૭-૬

કરવું.'૧૧ એવો જવાબ આપ્યો છે. તેમાં સામાન્ય માણસને અનુક્રમે અહિંસક બનવાનો રસ્તો બતાવ્યો છે.

આપણા જમાનાના મહાન અહિંસક ગાંધીજીએ અહિંસાને વારંવાર પરમ ધર્મ અને સર્વોચ્ચ આદર્શ કહ્યો છે.૧૨ વળી પોતાને વિષે લખતાં કહ્યું છે 'અહિંસાનું જાગ્રત લક્ષણ પ્રેમ છે–અવૈર છે, મને દૃઢ વિશ્વાસ છે કે હું પ્રેમથી ઊભરાઈ રહ્યો છું. મને સ્વપ્ને પણ કોઈના પ્રત્યે વૈરભાવ ઉત્પન્ન થયો નથી.'૧૩ આવો વ્યાપક પ્રેમ જેના સત્યશોધનનું મૂળ છે તેવાની અહિંસા એ મહાશક્તિ છે. પરમ ધર્મ છે, 'હાથીનું પગલું' છે.

૫૨. समस्तमिह तच्छ्रुत्वा सम्यगेवावधार्यताम् । १४-४९-२

૫૩. अहिंसा सर्वभूतानामेतत्कृत्यतमं मतम् ।
एतत्पदमनुद्विग्नं वरिष्ठं धर्मलक्षणम् ॥ १४-४९-३

૫૪. ज्ञानं निःश्रेय इत्याहुर्वृद्धा निश्चयदर्शिनः ॥[१]
तस्माज्ज्ञानेन शुद्धेन मुच्यते सर्वपातकैः ॥ १४-४९-४

આ સર્વ સાંભળીને તેનો તમે સમ્યક્ વિચાર કરજો, કે સર્વ પ્રાણીઓ માટે અહિંસાને શ્રેષ્ઠ કર્તવ્ય માનેલું છે.[૨] આ પદ ઉદ્વેગરહિત છે, સર્વશ્રેષ્ઠ ધર્મલક્ષણ છે.

---

૧૧. ૧૨-૨૫૭-૧૨, ૧૩.

૧૨. જુઓ ઉપર નોંધ. ૯ (૨); જુઓ *Non-violence in Peace & War, Vol. II.* P. 68, ઇ.

૧૩. 'ધર્મમંથન' પ્રક. ૩. પૃ. ૨૨.

૧. (૧) સર૦ दर्म नि श्रेयस प्राहुर्वृद्धा निश्चयदर्शिनः । ૧૨-૧૫૪-૭; કેટલીક પ્રતોમાં °निश्चितदर्शिन. પાઠાંતર છે; (૨) સર૦ ૧૪-૪૭-૧.

૨. સર૦ ગાંધીજી 'सत्यके दर्शन बगैर अहिंसा के हो ही नहीं सकते । इसी लिये कहा है कि अहिंसा परमो धर्मः ।' 'નિત્ય મનન' તા. ૨૧-૧૧-૪૪, પૃ. ૪.

(માચો) નિર્ણય શું તે દર્શન કરનાર–સિદ્ધાંત સ્થાપનારા ઋષિઓ–વૃદ્ધો કહે છે કે (અહિંસા વિશેનું આ જ્ઞાન) એ જ પરમ કલ્યાણકારી જ્ઞાન છે, તેથી જેમને આ શુદ્ધ (અહિંસાનું) જ્ઞાન થાય છે તે સર્વ પાપોમાંથી છૂટી જાય છે

'અનુગીતા'[3]માં ઋષિઓ અને બ્રહ્માના સંવાદમાં ઋષિઓએ બહુસંખ્ય આચાર્યોના ધર્મવિષયક વિભિન્ન મતો ટાંકીને બ્રહ્માને પૂછ્યું કે "અમે ગૂંચવાઈ ગયા છીએ તો આમાં શ્રેય શું ? તે અમને જણાવો"[4] ત્યારે બ્રહ્માએ સર્વ મતોનો ગૂંચવાડો દૂર કરીને ફળતી

૩. આશ્વ અ ૧૬થી ૫૦ સુધી 'અનુગીતા' તેમાં અ ૩૫થી ૫૦ સુધી 'ગુરુ અને શિષ્ય સંવાદ' અંતર્ગત બ્રહ્મવિદ્યાના અનેક અંગો વિશે ચર્ચા કરતો બ્રહ્મા અને ઋષિઓનો સંવાદ છે ગુરુ અને શિષ્ય'ના રૂપકથી મનુષ્યના આત્મા અને મનનો સંવાદ છે—જ્ઞાન વિજ્ઞાનનું તત્ત્વ દર્શાવતું આત્મચિંતન, 'આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો' એ ગીતાવાક્યના ભાષ્યરૂપ ચિંતન છે

૪. ૧૪ ૪૮–૨૬ થી ૨૯ ઋષિઓના પ્રશ્નમાં ટાંકેલા મતો પૈકી થોડાક નમૂના રૂપે અહીં આપ્યા છે દેહોત્સર્ગ પછી પણ ચૈતન્ય રહે છે એમ માનનાર, ચૈતન્ય નથી રહેતું એમ માનનાર, બધું સંશયાસ્પદ છે એમ માનનાર બધું અસંદિગ્ધપણે નિશ્ચિત માનનાર નિશ્ચયવાદીઓ, જગત નિત્ય છે એમ માનનાર, જગત અનિત્ય છે એમ માનનાર, કંઈ છે જ નહિ એમ માનનાર શૂન્યવાદીઓ, છે પણ ક્ષણિક છે એમ માનનાર અદ્વૈત છે પણ દ્વૈતરૂપે વ્યક્ત થયું છે એમ માનનાર, દ્વૈત અને અદ્વૈત બંને મિશ્ર થયું છે એમ માનનાર, એક બ્રહ્મ જ છે એમ માનનાર, અસાધારણ કર્મો સર્વનું મરણ છે એમ માનનાર અનેક પરમાણુઓ કારણ છે એમ માનનાર વગેરે વગે ૧૪–૪૮–૧૪ થી

બૌદ્ધ સંદર્ભો ઉપરથી પાલિ સાહિત્યના કાળમાં બૌદ્ધધર્મ સહિત જુદા જુદા ત્રેસઠ પંથો હયાત હતા બૌદ્ધો સિવાય બાસઠ પંથ જુઓ બુ ચ પૃ ૧૧૫, 'સુત્તનિપાત'માં સભિયસુત્ત ગાથા ૨૯, 'દીઘનિકાયમાં' બ્રહ્મજાલસુત્ત (૧–૧–૨)

આશા વગર અહિંસાના આચરણને સર્વશ્રેષ્ઠ કર્મ તથા ધર્મલક્ષણ તરીકે વર્ણવ્યું. એની ઓથે ઓથે બ્રહ્મપ્રાપ્તિ કે સમતાપ્રાપ્તિ કેવી રીતે થાય તે પછીથી વિસ્તારપૂર્વક સમજાવ્યું.

મતપંથોના આ જબરદસ્ત ગૂંચવાડાને પાર કરવા માટે અહિંસા (સર્વત્ર સમાન પ્રેમભાવ) એ એક જ આચરણીય મૂળભૂત ધર્મ તરીકે બ્રહ્માએ–મહાભારતકારે–જણાવીને હિંદુધર્મની સર્વ શુભ વસ્તુને પોતાનામાં સમાવી દેનારી વિશાળ ભાવનાનો પરિચય આપ્યો છે.[૫] એ

જૈન સંદર્ભો ઉપરથી ૩૬૩ ધર્મપંથો—પાખણ્ડોના ઉલ્લેખ મળે છે. ૧૮૦ ક્રિયાવાદી (=આત્મવાદી), ૮૪ અક્રિયાવાદી (= અનાત્મવાદી), ૬૭ અજ્ઞાનવાદી, ૩૨ વૈનયિક–વિનયવાદી (સર્વધર્મસમભાવી) કુલ ૩૬૩. ૧૨મી સદીના ઉત્તરાર્ધમા લખાયેલી મલયગિરિની વૃત્તિ સહિત 'નન્દીસૂત્ર' સૂ. ૪૬. 'શ્રુતજ્ઞાનાધિકાર'માં દ્વાદશાંગી વર્ણનમા; 'સૂત્રકૃતાંગ' પ્રથમ શ્રુતસ્કન્ધ અધ્યયન બારમુ. આખા ય અધ્યયનમા દ્વાદશાગી વર્ણનમા આ પંથોનું નિરૂપણ છે. 'આચારાગ' પ્રથમ શ્રુતસ્કન્ધ ૧–૧૦૩ની નિર્યુક્તિમા પણ ૩૬૩ મત વિષે વિવેચન છે. 'સૂત્રકૃતાંગ'નો ઉલ્લેખ વધુ પ્રાચીન હોઈ વિશેષ મહત્ત્વનો છે. જૈન સંદર્ભોમા ઝીણી ઝીણી વિગતોમા જુદા પડતા એક જ પંથના મતોને પણ અલગ ગણીને આવડી મોટી સંખ્યા બનાવી હોય એ બનવાજોગ છે. આ ઉલ્લેખો ઉપરથી પ્રાચીન ભારતમા જ્ઞાનની અને 'વિજ્ઞાન'ની (અનુભવસિદ્ધ જ્ઞાનની) ઘણી શાખાઓ–માત્ર તત્ત્વજ્ઞાનની નહિ–નું વિવિધ રીતે સંશોધન થયે જતું હતુ, એમ ચોખ્ખું જણાય છે.

૫. (૧) જુઓ '*Hindu Dharma*' by Gandhiji, p. 4. Chapter 2 'What is Hinduism?' & Chapter 3 'Hinduism All Inclusive.'

(૨) 'Hinduism was like a mighty ocean which received and absorbed all religious truths..' 'હિંદુધર્મ જેમા સર્વ ધાર્મિક સત્યો સમાયા છે અને શોષાઈ ગયા છે એવો શક્તિવંત મહાસાગર છે.'

—જુઓ *Non-Violence in Peace & War*, p. 340. Chapter 209.

સાથે જ અહિંસા એકને જ, આત્માને ઊંચે લઈ જનાર મહાશક્તિ તરીકે સ્વીકારી છે. એ મહાશક્તિ કેટલી જગન્દમ્ત છે, એનુ ફલક કેટલું વિસ્તીર્ણ છે,[૬] એના સ્વલ્પાતિસ્વલ્પ પણ ન કહેવાય એવા આચરણે પણ કેટલુ મહાન ફળ આપ્યુ છે,[૭] એ અહિંસાધર્મને આચરણમા મૂકવા માટે જિન્દગીથી પ્રયત્ન કરનાર 'ભગીરથ' પૂજ્ય ગાંધીજીએ તેમના મૃત્યુના ઓગણત્રીસ દિવસ પહેલા તા. ૧-૧-'૪૮ એ લખેલા નીચેના લેખ ઉપરથી જણાય છે.

ગાંધીજીએ હિંદની આઝાદી માટેની સત્યાગ્રહની લડતને 'અભાવાત્મક પ્રતિકાર' જેવી ગણાવેલી તેવા અખબારી અહેવાલથી વ્યથિત થઈને એક યુરોપિયન મિત્રે ગાંધીજીને દર્દભર્યો પત્ર લખ્યો હતો. જવાબમા તેમણે લખ્યુ "તમોએ જણાવેલો અહેવાલ મેં જોયો નથી ગમે તેમ મે જે કંઈ કહ્યું છે તે કોઈ પણ અર્થમા અહિંસાની નિષ્ફળતા અંગે નથી. (પણ સત્યાગ્રહની લડત માટેની ભારતની લડત)[૮] પણ જેને હુ ભૂલથી અહિંસા સમજતો હતો તે સ્વલ્પમા સ્વલ્પ અંશે પણ અહિંસા નહોતી પરંતુ નબળાનો અભાવાત્મક પ્રતિકાર હતો. એવુ બહુ મોડુ થઈ ગયું ત્યા સુધી હુ સમજી શક્યો નહિ તે અંગે છે હત્યા

૬ સમ્રાટ યુધિષ્ઠિરના ભવ્ય અશ્વમેધ કરતા એ ગરીબ બ્રાહ્મણના કુટુંબનુ લગભગ બશેર (પ્રસ્થ) સાથવાનુ દાન, અંતરથી કંઈનુ જેમા હિંસાને અવકાશ નહોતો, કેટલાય ઘણુ વધારે શ્રેષ્ઠ છે, એમ સચોટ દર્શાવ્યુ છે એ આખોય પ્રસંગ અનેક દષ્ટિએ જોઈને મનન કરવા યોગ્ય છે આશ્વ-મ ૯૩ થી ૯૬

૭. (૧) સ્વ° સ્વल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥
૬-૨૪-૫૦, ગીતા ૨-૪૦

(૨) ભારતની રાજકીય આઝાદી રૂપી ફળ અહિંસક સત્યાગ્રહને લીધે મળ્યુ છે

૮. બધ મેં સમાનું લખાણ મારુ છે

ત્રીસ વર્ષથી નબળાઓએ (સત્યાગ્રહથી) પ્રતિકાર કર્યો તેને પરિણામે જે શક્તિ છૂટી થઈ તેને લીધે હાલનો આંતર દાવાનળ (હુલ્લડો) ભારતમાં ચાલી રહ્યો છે. એટલે હાલ વિશ્વમાં ફાટી નીકળેલી હિંસાને જોવાની વાસ્તવિક દૃષ્ટિ એ છે કે સામર્થ્યવાળાની અજિત અહિંસાની કાર્યપદ્ધતિ હજુ સુધી સંપૂર્ણપણે શોધાઈ નથી. એક આઉંસ જેટલી અલ્પ અહિંસક શક્તિ પણ કદી નકામી જતી નથી. તે માટે મારે મારી જાતની કદી ખુશામત કરવી જોઈએ નહિ—અત્રે તમારા જેવા મિત્રોની એવી માન્યતાને ટેકો આપવો જોઈએ નહિ—કે મેં કંઈ વીર્યવંત અને દાખલારૂપે બતાવી શકાય તેવી અહિંસાને મારા આચારમા ઉતારી દેખાડી છે. જે કંઈ હું દાવો કરી શકું તે એટલો જ કે એક પળ પણ થંભ્યા વિના હું મારા મુકામ પ્રત્યે હંકારી રહ્યો છું. (મારી) આ કબૂલાત તમને અને તમારા જેવા મિત્રોને અહિંસા પ્રત્યેની શ્રદ્ધાને મજબૂત કરનારી અને એ માર્ગ ઉપર આચરણ કરવા ઝડપી ગતિ કરાવનારી નીવડવી જોઈએ.[૯]

---

૯. "I have not seen the report you refer to In any case, whatever I have said does not refer in any way to failure of अहिंसा but it refers to my failure to recognize, until it was too late, that what I had mistaken for अहिंसा was not अहिंसा, but passive resistance of the weak, which can never be called अहिंसा in the remotest sense The internecine feud that is going on today in India is the direct outcome of the energy that was set free during the thirty years of action of the weak Hence, the proper way to view the present outburst of violence throughout the world is to recognize that the technique of unconquerable non-violence of the strong has not been at all fully discovered as yet Not an ounce of non-violent strength

આ બધાનો અર્થ એ છે કે અહિંસા એટલે માત્ર અભાવાત્મક પ્રતિકાર નહિ, કોઈ પણ પ્રાણીને દુઃખ ન દેવું તે નહિ, ભલું કરનારનું અને બૂરું કરનારનું ભલું કરવું તે નહિ, અથવા ભવિષ્યમાં કોઈ બૂરું કરનાર નીકળે તો તેનું ભલું કરીએ એવો વિચાર રાખવો તે નહિ, પણ સત્યશોધન અર્થે–(ઈશ્વર પ્રાપ્તિ અર્થે–આત્મસાક્ષાત્કાર અર્થે)–આસ્તે આસ્તે (આ 'આસ્તે આસ્તે' પ્રસંગે મનોવેગ જેટલું કે એથીએ વિશેષ ઝડપી હોઈ શકે[૧૦]) પ્રેમસાગરમાં લીન થવાની એવી પ્રક્રિયા છે કે જેમાં કોઈનું ભલુંબૂરું કરવાનો ઇચ્છવાનો, કોઈને ય દુઃખ દેવાનો, કોઈનો ય પ્રતિકાર કરવાનો એમાં અવકાશ નથી. આવી અહિંસા સિદ્ધ કરનાર વીરને અણીનો પ્રસંગ—કટોકટીનો પ્રસંગ—આવે જ નહિ.[૧૧]

---

(નોંધ ૯ ચાલુ)

is ever wasted I must not, therefore, flatter myself with the belief nor allow friends like you to entertain the belief that I have exhibited any heroic and demonstrable non violence in myself All I can claim is that I am sailing in that direction without a moment's stop This confession should strengthen your belief in non violence and spur you and your friends like you to action along the path *Non violence in Peace & War, Vol II* Chapter 200 P 327, 328

૧૦. જુઓ ટીપ ૬ ૪ 'આત્મતત્ત્વ મનથીયે વધારે વેગવાળું છે

૧૧. અણીનો પ્રસંગ ન આવે, કારણ 'અણીનો પ્રસંગ' મનુષ્યની મનની સ્થિતિ ઉપર અવલંબિત છે એટલે 'અહિંસક'ની માનસિક સ્થિતિ એવી હોય કે ગમે તે પ્રસંગ બને તોપણ તેને હલાવી શકે નહિ અથવા 'અહિંસક' ન થયો હોય અને પ્રબળ 'સાધક' હોય તો જે જે પ્રસંગ બને તે જગતની દૃષ્ટિએ ગમે તેવા હોય પરંતુ 'સાધક' ને માટે તો ઈશ્વરે પોતાના એજન્ટની કાર્યક્ષમતા નક્કી કરવા માટે કરેલો પ્રયોગ હોય, અને 'અહિંસક' માટે લોકસંગ્રહાર્થ, લોકશિક્ષણાર્થ ઈશ્વરે પૂરેલી તક હોય

કારણ કે તેની સહાયમાં મહાન ઈશ્વરી શક્તિ અહિંસા સદાય ઊભી હોય છે, જેને લીધે મરણ કે જીવન જે આવે તેને એ શાંતિપૂર્વક ભેટવાને તૈયાર હોય છે. આ થઈ સિદ્ધ અહિંસકની વાત.

પણ તે ન થવાય ત્યાં સુધી શું? ત્યાં સુધી અભાવાત્મક પ્રતિકાર, અન્યાયનો પ્રેમપૂર્વક પ્રતિકાર, કોઈ બૂરાનું કરનારનો પણ ભલું કરવાનો વિચાર, ભયથી ભાગવા કરતાં શ્રેષ્ઠ એવો હિંસક પ્રતિકાર, વગેરેને શ્રેણીવાર વિકાસક્રમમાં સ્થાન છે, અને હતાશ થયા કે હાર્યા વિના અનાસક્તપણે એ માર્ગે સતત ચાલ્યા કરવાનો પ્રયત્ન કરવો તે અહિંસા સિદ્ધ કરવાનો અને તે દ્વારા ઈશ્વરદર્શન કરવાનો એક રાજમાર્ગ છે.

યોગસૂત્રકારે અહિંસા માટે લખતાં જણાવ્યું છે કે—

अहिंसाप्रतिष्ठायां तत्संनिधौ वैरत्यागः ॥ યો. સૂ. ૨–૩૫.

'અહિંસાની પ્રતિષ્ઠા (ચિત્તમાં દૃઢ) થતાં તેની આગળ (સર્વ પ્રાણીઓના ચિત્તમાંથી) વૈરવૃત્તિનો ત્યાગ થાય છે.' પોતા સમેત સર્વ પ્રાણીઓના ચિત્તમાંથી વૈરવૃત્તિનો ત્યાગ કરાવનાર મહાન અહિંસા કેવી રીતે પ્રાપ્ત થાય? તે માટે આ સૂત્રની અગાઉનાં સૂત્રો જોવાથી બહુ વિશદ રીતે, આ સૂત્રની સૂક્ષ્મતા, અનુભૂત સચ્ચાઈ અને ચિત્તશુદ્ધિ કેટલી હદ સુધી જરૂરી છે, અને જ્યાં એ જરૂરી ચિત્તશુદ્ધિ હોય ત્યાં શુદ્ધ બ્રાહ્મી શક્તિનું અદ્ભુત પ્રકટીકરણ કેવી રીતે થાય તે સમજાય છે. આ રહ્યાં તે સૂત્રો અને તે ઉપરના વ્યાસ-ભાષ્યનો સાર.[૧૨]

वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ યો. સૂ. ૨–૩૩.

યોગના સાધનમાં વિઘ્ન કરે એવા વિતર્કોનો પ્રતિપક્ષભાવના–વિરુદ્ધ પ્રકારની ભાવનાથી નાશ કરવો.

૧૨. 'યોગસૂ.' ઉપર ભાષ્ય લખનાર વ્યાસ નામધારી કોઈ મોટા યોગી મ૦ ભા૦ના વ્યાસ અને આ વ્યાસ જુદા છે.

वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानन्तफला इति प्रतिपक्षभावनम् ॥

યો. સૂ. ૨-૩૪.

હિંસાદિ વિતર્કો જે લોભ, ક્રોધ અથવા મોહપૂર્વક કર્યા હોય, કરાવ્યા હોય કે અનુમોદન આપ્યું હોય તે; મૃદુ અર્થાત્ અલ્પ, મધ્યમ કે અધિક પ્રમાણમાં હોય તો પણ દુઃખ અને અજ્ઞાનરૂપી અનંત ફળોને આપ્યા કરે છે એમ વિચારવું એ પ્રતિપક્ષભાવના.

આ સૂત્ર ઉપર ભાષ્ય કરનાર શ્રીમાન વ્યાસ કહે છે—ત્રણ પ્રકારની મુખ્ય હિંસા, કરેલી કરાવેલી અને અનુમોદેલી, એ ત્રણના ત્રણ વિભાગ, લોભથી માંસ તથા ચામડા માટે, ક્રોધથી અપકાર કરવા માટે, અને મોહથી 'મને ધર્મ થાય' એમ માનીને, એમ નવ.[૧૩] તે દરેકના પાછા ત્રણ વિભાગઃ મૃદુ, મધ્યમ અને અધિક, એટલે સત્તાવીસ. તે દરેકના ત્રણ વિભાગઃ મૃદુ મૃદુ, મૃદુ મધ્યમ અને મૃદુ અધિક; મૃદુ મધ્યમ, મધ્યમ મધ્યમ અને તીવ્ર મધ્યમ; મૃદુ તીવ્ર, મધ્યમ તીવ્ર અને અધિક તીવ્ર—એમ કુલ એક્યાશી પ્રકારની હિંસા. અને એ બધીયેના નિયમ વિકલ્પ અને સમુચ્ચય અનુસાર અસંખ્ય ભેદો થાય.[૧૪] એ પ્રમાણે સૂક્ષ્માતિસૂક્ષ્મ અને સ્વલ્પાતિસ્વલ્પ હિંસાને જે જીતે તે વીર છે.



૧૩. યજ્ઞોમાં ભોગ ધરવા, દેવી વ.ને ભોગ ધરવા, અન્ય ધર્મોની પશુ કુરબાનીઓ, ધાર્મિક હલ્લો (Crusades), કહેવાતા ધાર્મિક રમખાણો, અને છેલ્લે ગાંધીજીની હત્યા, ધર્મ માટેની હિંસાનાં દૃષ્ટાંતો છે.

૧૪. (૧) આ ભેદો સત્ય વગેરે તમામ યમનિયમોના વિપક્ષોને લાગુ પડે છે એમ ભાષ્યકાર જણાવે છે.

(૨) નિયમ સામાન્ય નિયમ (Rule) પ્રમાણે નિશ્ચિત કરેલ હિંસા માટેનો વર્ગ.

વિકલ્પ = હિંસા કરાય અને ન યે કરાય.

સમુચ્ચય = નિયમ અને વિકલ્પ આ બન્નેનું એકીકરણ.

## ૫

# બ્રહ્મવિદ્યા

૫૫. इष्टीश्च विविधाः प्राप्य क्रतूंश्चैवाप्तदक्षिणान् ।
नैव प्राप्नोति ब्राह्मण्यमभिध्यानात्कथंचन ॥ १२-२४३-४

૫૬. न योनिर्नापि संस्कारो न श्रुतं न च संततिः ।
कारणानि द्विजत्वस्य वृत्तमेव तु कारणम् ॥[1] १३-१३१-४९.

---

૧. (૧) શુદ્ધ ચારિત્ર્યનુ સમર્થન કરતો આ શ્લોક, મ૦ ભા૦મા દેખાતા બે મુખ્ય મતો–જન્મદ્વારા પ્રાપ્ત 'જડ' શ્રેષ્ઠતા અને વૃત્તદ્વારા પ્રાપ્ત સાચી શ્રેષ્ઠતાનો સમન્વય કરી મધ્યમમાર્ગ કાઢતા વિભાગમાથી લીધો છે. એમા અનુક્રમે બ્રાહ્મણાદિ વર્ણો જન્મે શ્રેષ્ઠ છે એમ બતાવ્યુ છે. પણ જો તેઓ ચારિત્ર્યવાન ન હોય તો શૂદ્ર જેવા છે એમ કહ્યુ છે (૧૩-૧૩૧-૪૬) અને શૂદ્ર જો ચારિત્ર્યવાન હોય તો (બીજા જન્મે) બ્રાહ્મણત્વને પામે છે (૧૩ ૧૩૧-૫૦) એમ કહ્યા પછી વિશિષ્ટ રીતે બ્રાહ્મણત્વની વ્યાખ્યા કરી છે.

ब्राह्मः स्वभाव. कल्याणि समः सर्वत्र मे मतिः ।
निर्गुणं निर्मलं ब्रह्म यत्र तिष्ठति स द्विजः ॥ १३-१३१-५१.

(મહેશ્વર ઉમાને કહે છે) 'હે કલ્યાણિ' બ્રહ્મનો સ્વભાવ સર્વત્ર સમ છે—સમાન છે, એમ હુ માનું છું, માટે જેનામા નિર્ગુણ અને નિર્મળ બ્રહ્મ વસે છે તે દ્વિજ છે.'

આ વિભાગના પૂર્વાપર સંદર્ભમા બ્રાહ્મણોની જાતિગત શ્રેષ્ઠતા અવશ્ય, સૌમ્યરૂપે દેખાય છે. પણ સાથે ચારિત્ર્ય ઉપર એનાથી ય વિશેષ ભાર મૂક્યો છે. મ૦ ભા૦મા આ અર્થના બીજા શ્લોકો હોવા છતા, અર્થ અને વિચારની દૃષ્ટિએ આ શ્લોક ઉત્તમ હોવાથી લીધો છે. સમન્વય કરવા છતા પણ શુદ્ધ ચારિત્ર્ય જ સર્વોપરિ છે એવો, જન્મજાત શ્રેષ્ઠતાવિરોધી સ્પષ્ટ મત દર્શાવવાથી આ શ્લોક જ્યા છે ત્યા ખૂબ ધ્યાન ખેંચે છે.

વિવિધ યજ્ઞો કરવાથી કે સંપૂર્ણ દક્ષિણાવાળા ક્રતુઓથી કદી બ્રાહ્મણત્વ પ્રાપ્ત થતું નથી, કારણ કે તેમા અભિધ્યાન—ઉત્કટ આકાક્ષા સમાયેલી છે

જન્મ, સંસ્કાર, વિદ્વત્તા કે સંતતિ એ કંઈ દ્વિજત્વનાં કારણ નથી. પણ શુદ્ધ ચારિત્ર્ય જ કારણ છે.

---

(નોધ ૧ ચાલુ)

(૨) મ૦ ભા૦ની સમીક્ષીત વાચનાએ नश्रुत न च सनति । પાઠ શકાસ્પદ છે એવી નિશાની સાથે સ્વીકાર્યો છે તેથી ચિ.શાના પ્રેસની વાચનાનો પાઠ વધુ સારા જણાયો હોવાથી અહીં તે મૂકયો છે

(૩) 'ઉમા મહેશ્વર સંવાદ' વિષ્ણુ અને મહેશ્વરનો પ્રભાવ વર્ણવતુ ઉપાખ્યાન છે એમાથી આ વચન લીધુ છે (૧૩ અ ૧૨૬ થી ૧૩૪) એમા ભગવાન શંકર અને ઉમા ધર્મના અનેક અંગો વિષે વિસ્તારથી વાતચીત કરે છે આ ઉપાખ્યાનમા શિવ અને વિષ્ણુ વચ્ચે કંઈ ભેદ નથી, એકનો ભક્ત બીજાનો આપોઆપ ભક્ત બને છે, અને એકનો વિરોધી બીજાનો આપોઆપ વિરોધી બને છે એમ પૌરાણિક ઢબે વર્ણવ્યુ છે એ પ્રમાણે શૈવ અને વૈષ્ણવ મતો વચ્ચે પણ સમન્વય કર્યો છે

(૪) સર૦ શ્રીકૃષ્ણ આગળ હૃદય ખાલી કરતા, દ્રૌપદીવસ્ત્રાહરણને યાદ કરી કુન્તીએ કહેલુ વચન

तस्यां ससदि सर्वस्यां क्षत्तारं पूजयाम्यहम् ।
वृत्तेन हि भवत्यार्यो न धनेन न विद्यया ॥ ५-८८-५२.

तस्य कृष्ण महाबुद्धेर्गम्भीरस्य महात्मन ।
क्षत्तु शीलमलंकारो लोकान्विष्टभ्य तिष्ठति ॥ ५-८८-५३.

' પણ તે (કૌરવ) સભામા બેઠેલા સર્વમા હું વિદુરને જ મોટુ માન આપુ છુ, કારણ માણસ ધન કે વિદ્યાથી આર્ય બનતો નથી પણ શુદ્ધ ચારિત્ર્યથી જ આર્ય ગણાય છે હે કૃષ્ણ! મહાબુદ્ધિશાળી અને ગંભીર વિદુરનો અલંકાર તેમનુ શીલ છે, અને તે સર્વ લોકોનો આધાર બનીને રહ્યુ છે ''

'વ્યાસ-શુકસંવાદ'માં[2] મહર્ષિ વ્યાસે શુકદેવને બ્રાહ્મણના[3] લક્ષણો કહ્યાં તેમાંથી પ્રથમ શ્લોક (૧૨-૨૪૩-૪) લીધો છે બીજો શ્લોક (૧૩૧-૪૯) 'અનુશાસનપર્વ'ના 'ઉમામહેશ્વર સંવાદ'માંથી લીધો છે[4]

બ્રાહ્મણ એટલે બ્રહ્મના ઉપાસક, બ્રહ્મમાં નિષ્ઠા રાખનારા, બ્રહ્મવેત્તાઓ[5] બ્રાહ્મણ એટલે પરંપરાગત વેદાધ્યયન કરતા કરતા પછી જન્મ પ્રમાણે ગણાતો એક વર્ણવિશેષ પણ ખરો છતાં તત્ત્વચિંતન, સદાચાર, શીલ, જ્ઞાન, પ્રજ્ઞાન અને સાક્ષાત્કાર વિષે જેમ વધુ શોધન થતું ગયું તેમ સાચો બ્રાહ્મણ કોણ કહેવાય તે વિષે વખતોવખત ઉગ્ર

---

૨. આ વિસ્તૃત સંવાદનો સાર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪ના ઉદ્ઘાટનમાં છે શાંતિ૦ અ ૨૨૪થી ૨૪૬માં આ સંવાદ આવે છે

૩. 'બ્રાહ્મણ' = બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ, એ બહુ જાણીતું છે

૫ નીલકંઠની ટીકા પ્રમાણે બ્રાહ્મણ શબ્દના કેટલે ઠેકાણે કરેલા અર્થ બ્રાહ્મણ – બ્રહ્મિષ્ઠ (૧૨-૨૭ ૧૧, ૧૨-૨૪-૧૪), બ્રહ્મવિદ્ (૧૨-૨૪૨-૭), સંન્યાસી (૫-૪૨-૧૯) ब्राह्मणा ब्रह्मयोनिस्था = બ્રહ્મમાં વસનારા બ્રાહ્મણો ૧૪-૪૭-૧ (ब्रह्मयोनिस्थનો અર્થ Abiding with Brahma, or Intent on the means of union with Brahma MWD P. 739)

૪. જુઓ ઉપર નોંધ ૧

૫. (૧) બ્રહ્મતત્ત્વવેદી બ્રાહ્મણ અથવા ૐકાર, તપ યજ્ઞ, જ્ઞાન, સર્વ ભૂતોના આત્મારૂપ વિરાટ સનાધારી સ્વયંભૂ જ્યેષ્ઠ, પર, સનાતન, અચલ અક્ષર શાશ્વત એવું તત્ત્વ, અથવા પરમાત્મા આત્મા, અધ્યાત્મ, મૈત્ર તત્ત્વ વગેરે

(૨) બ્રહ્મવેત્તા પણ 'વેદવેત્તા-વેદ જાણનાર' એ અર્થમાં પણ ઘણી વાર પ્રયોજાય છે

સૌમ્ય અને મધ્યમમાર્ગી રીતે નિર્ણય આપના મતો ઉપસ્થિત થતા ગયા. એમાં ભારતવર્ષમાં ચાલતી ધર્મના બીજા અંગની–શ્રમણધર્મની–બૌદ્ધ પરંપરાઓએ પણ ઘણો ભાગ ભજવ્યો છે.

જન્મજાત બ્રાહ્મણપણું સ્વીકારતી પરંપરાએ સમાજ ઉપર ઘણો પ્રભાવ રાખી, પૂર્વજોએ મેળવેલ મુડી ઉપર ઘણા લાંબા સમયથી નભવાનું હજુ સુધી ચાલુ રાખ્યું છે. એમાં અંધશ્રદ્ધા, અજ્ઞાન અને વહેમે પણ ઘણો ભાગ ભજવેલો છે. એમ હોવા છતાં વખતોવખત સાચું બ્રાહ્મણત્વ શું છે એ વિષે આ પવિત્ર ફલવતી ભારતભૂમિમાં સતત આચારવિચારનાં બી નંખાયે ગયા છે. અને એનાં સાત્ત્વિક ફળો આજની અવનત તામસિક સ્થિતિમાં પણ એનાં ધારક અને પોષક ગુણવાળાં પ્રજીવક તત્ત્વોથી સમાજને ટકાવી રાખે છે, ઉત્સાહિત કરે છે.

એ સાત્ત્વિક બી ફરીથી રોપવાનો અમાપ પ્રયત્ન મહાભારત દ્વારા થયો. એના રચયિતા મહાબ્રાહ્મણ વ્યાસ, દાસ માતા અને બ્રાહ્મણ પિતાના પુત્ર હોઈ જડ માન્યતા અનુસાર તો 'વર્ણસંકર' કે તેથીય ઊતરતી કક્ષાના ગણાય[૬]! પણ એ મહાબ્રાહ્મણે જ ચારે વેદોને બરાબર

૬. (૧) બ્રાહ્મણ પરાશર અને દાસકન્યા મત્સ્યગંધાના પુત્ર હોવાથીઃ સંધિ કરવા માટે ભગવાન કૌરવોના દરબારમાં ગયા, પણ જમ્યા વિદુરને ત્યાં. તે અંગે મ૦ ભા૦નો એક ક્ષેપક કથાભાગ નોંધપાત્ર છેઃ દુર્યોધને પૂછ્યું 'ભીષ્મ દ્રોણને ત્યજીને તમે શૂદ્ર વિદુરને ત્યાં શાથી જમ્યા'. ભગવાને જવાબમાં પ્રેમ અને આદરથી જે મળે તે ઉત્તમ ગણાવીને, દુર્યોધનના 'શૂદ્રને ઘેર જમ્યા'ના ટોણાનો જવાબ આપ્યો.

न जातिः कारणं तात गुणाः कल्याणकारकम् ।
* चाण्डालमपि सद्वृत्तं तं देवा ब्राह्मणं विदुः ।
कैवर्तीगर्भसंभूतो व्यासो नाम महामुनिः ।
तपसा ब्राह्मणो जातस्तस्माज्जातिर्न कारणम् ।

ઉદ્યોગ ક્ષેપક નં. ૪૨૩ લીટી ૯થી ૧૨.

વ્યવસ્થિત કર્યા, તેના કાળજીપૂર્વકના અગ્નાનની ગોઠવણી કરી. 'બ્રાહ્મગુધર્મ'ની પરંપરા અનુનાગ—વિશાગનાના ધર્મની પગ્પન અનુનાગ્નો—મહાગ્રંથ મહાભાગ્ત ગ્ચ્યો.

એ ગ્રંથમા ભાગ્નની તમામ વિચાગ્ધાગઓનો નિષ્પક્ષપણે સમાવેશ કગ્વામા આવ્યો બધા શાસ્ત્રો, મતો, ધર્મો અને પંથો પ્રત્યે આદર દર્શાવવામા આવ્યો ૭ તે એટલે સુધી કે 'જડ' મતો પણ તેમા અમુક

---

(નોધ ૬ ચાલ)

(૨) વર્ણસંકરત્વના જડ વિધાનાથી જુદા પડતા મનુસ્મૃતિના ઉલ્લેખ માટે જુઓ નીચે ગ્નોમ ૮૭ નોધ ૧(૧)

૭. બધા ધર્મો પ્રત્યેના અંચત આદરના થોડા નમૂના

* (૧) यस्य चात्मसमो लोको धर्मज्ञस्य मनस्विन ।
सर्वधर्मेषु च रतस्त देवा ब्राह्मण विदु ॥ ૩–૧૯૭–૩૪

જે ધર્મજ્ઞ અને વિદ્વાનને જગત આત્મવત્ છે, જે સર્વ ધર્મોમા રત છે તેને દેવો બ્રાહ્મણ જાણે છે

(જે જે શ્લોકમા त देवा ब्राह्मण विदु । ચરણ આવે છે ત્યા * નુ નિશાન મૂક્યુ છે)

(૨) सात्ययोग पञ्चरात्र वेदा पाशुपत तथा ।
ज्ञानान्येतानि राजन्न विद्धि नानामतानि वै ॥ ૧૨–૩૩૭–૫૯

× × ×

सर्वेषु च नृपश्रेष्ठ ज्ञानेष्वेतेषु दृश्यत ॥ ૧૨–૩૩૭–૬૩

यथागम यथाज्ञान निष्ठा नारायण प्रभु ।
न चैवमेव जानन्ति तमोभूता विशांपत ॥ ૧૨–૩૩૭–૩૪

હે રાજર્ષિ જનમેજય! સાખ્ય, યોગ, પચ્ચરાત્ર, વેદો અને પાશુપત એ બધા શાસ્ત્રોમા જુદા જુદા મતો દર્શાવ્યા છે, × × ×

હદ સુધી સ્થાન પામ્યા છતા વ્યાસે પોતાનો મત જે સાચુ બ્રાહ્મણત્વ—બ્રહ્મનિષ્ઠાથી આવતુ, બ્રહ્મને જાણવાથી આવતુ બ્રાહ્મણત્વ—અને તેમાથી સહજે આવતી વિશાળતા, સમતા, શમ, સત્યનિષ્ઠા અને બીજા સેંકડો વિકસિત સદ્‌ગુણો, અને એ સદ્‌ગુણોના યે બંધનમાથી છૂટીને વિશ્વમા વ્યાપી રહેલા તે પરમાત્મતત્ત્વમા, સમતત્ત્વમા લીન થવાની પ્રક્રિયા એવી અદ્‌ભૂત રીતે વર્ણીને મૂકી છે, એમ કહેવામા આવ્યુ છે, 'જે અહીં છે તે જ બીજે છે, જે અહીં નથી તે બીજે ક્યાય નથી '[૮]

---

(નોધ ૭ ચાલુ)

હે નૃપશ્રેષ્ઠ! આ બધા જ્ઞાનોમા આગમ દૃષ્ટિએ અને જ્ઞાન દૃષ્ટિએ પ્રભુ નારાયણમા નિષ્ઠા વર્ણવેલી છે હે રાજા! તેને અજ્ઞાનીઓ સમજતા નથી

(૩-૪) सत्त्वस्था समदर्शिन ।૧૨-૨૨૪-૫૨, ૨૩૦-૬ આ બન્ને ઠેકાણે સંદર્ભવાળા શ્લોકોમા તત્કાલીન ભારતમા પ્રચલિત મુખ્ય ધાર્મિક વિચાર સરણીઓ જૈન બૌદ્ધ સહિત—નો ઉલ્લેખ કરીને વ્યાસે ઉપરના ચરણથી સમારોપ કર્યો છે કે સત્‌મા નિષ્ઠા રાખનારા—બ્રહ્મવેત્તાઓ—સમદર્શી હોય છે

(૫) ध्यानेनात्मनि पश्यति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥
૬-૩૫-૨૪ (ગીતા ૧૩-૨૪)

अन्ये त्वेवमजानन्त श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्यु श्रुतिपरायणा ॥
૬-૩૫-૨૫ (ગીતા ૧૩-૨૫)

કોઈ ધ્યાનમાર્ગથી આત્માને આત્મા વડે જુએ છે, કેટલાક સાંખ્યથી, કેટલાક યોગથી અને કેટલાક કર્મયોગથી વળી કેટલાક આ માર્ગોથી અજાણ્યા હોય તેવા બીજા પાસેથી (પરમાત્મા) વિષે સાંભળીને, સાંભળેલા ઉપર શ્રદ્ધા રાખી તેમા પરાયણ રહી ઉપાસના કરે છે તેઓ પણ મૃત્યુને તરી જાય છે

૮. ૧-૫૬-૩૦ જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૧૧, નોધ ૪ (૧)

સર્વ'ન સમાનભાવે વિરાજતા વિશાળ બ્રહ્મતત્ત્વને શ્રુતિના ઋષિઓએ, પઉચરાત્ર શાસ્ત્રોના વૈષ્ણવોએ અને મહાભારતના કવિઓએ વૈખરી વાણી જેટલી હદ સુધી અભિવ્યક્ત કરી શકે તેટલી હદ સુધી જુદી જુદી રીતે અને ભાવોથી ગાયુ મહાભારતમા એના મહાકવિએ સેંકડો શ્લોકોથી બ્રહ્મને જાણનાર બ્રાહ્મણ વિષે અનેક સ્થળે વર્ણન કર્યું છે એનુ સકલન એક મોટા પુસ્તક જેટલુ થાય, તેથી બને તેટલા સક્ષેપમા છતા પૂરતો ખ્યાલ આવે એવી રીતે એ ગ્રથમાના બ્રાહ્મણના ગુણોનુ વર્ણન પુનરુક્તિ ઓછામા ઓછી થાય તેવી રીતે સાનુવાદ દ્વારા આપવા પ્રયત્ન કરુ છુ વિષયફલક પ્રમાણસર રહે તે માટે મ૦ ભા૦મા જ્યા બ્રાહ્મણ, વિપ્ર કે દ્વિજ શબ્દ સાથે આવ્યો હોય તેના શ્લોકોમાથી ગુણ વર્ણન લેવાનુ સામાન્ય ધારણ રાખ્યુ છે એ નોધવુ પ્રસ્તુત છે કે મ૦ ભા૦મા અનેક જગ્યાએ બ્રાહ્મણ શબ્દ બ્રહ્મનિષ્ઠ કે બ્રહ્મવેત્તા ઉપરાત સન્યાસી, સતત ઉન્નત થનાર, મુનિ વ અર્થમા પ્રયોજાયેલો છે

બ્રાહ્મણ સુગધી પદાર્થો, જાતજાતના રસો, ભૌતિક સુખો, અલકાર, માન, કીર્તિ કે યશની ઇચ્છા વિનાનો હોય છે,[૯] સર્વ પ્રાણીઓ પ્રત્યે જ્ઞાતિભાવ રાખનાર, સર્વવિત્, સર્વવેદવિત્ અને જે કામનાવશ થઈને મરતો નથી (અર્થાત્ આપ્તકામ થઈને અમર બને છે),[૧૦] કોઈથી બીવે નહિ, કોઈ ને બીવડાવે નહિ, ઇચ્છા અને દ્વેષ વિનાનો,[૧૧] મન કર્મ અને વચનથી કોઈ પણ પ્રાણી પ્રત્યે પાપીભાવ નહિ રાખનાર,[૧૨]

૯. ૧૨-૨૪૩ ૧, સાથે વાચવા શુશ્રૂષાપૂર્વક બ્રહ્મચર્ય પાળીને સર્વ વેદોનુ અધ્યયન કરવાથી કઈ બ્રાહ્મણ થવ તુ નથી (પરતુ આ આચારવાળા હોય તે બ્રાહ્મણ છે ) ૧૨-૨૪૩-૨.

૧૦. ૧૨-૨૪૩ ૩

૧૧. ૧૨ ૨૪૩-૫,=કે ૧૨-૧૬૮-૪૨, ૩૧૩-૩૩, શાતિ પરિશિષ્ટ ૧ (ન ૪) લીટી ૨૭ ૨૮, 'હરિવશ ૧ ૩૦ ૪૧, ૧૨ ૨૧ ૪, જુઓ નીચે શ્લો ક ૬૨.

૧૨. ૧૨ ૨૪૩-૬,=કે ૧૨ ૧૬૮ ૪૪ ૩૧૩-૩૪, શાતિ પરિશિષ્ટ ૧ (ન ૪) લીટી ૨૯-૩૦, હરિવશ ૧-૩૦-૪૦, જુઓ નીચે શ્લોક ૬૩, ૬૪

ઇચ્છારૂપી બંધનથી સર્વથા મુક્ત;[૧૩] વિરજ (રજોગુણ વિનાનો), ધીર;[૧૪] સમુદ્ર જેમ નદીઓનો સ્વામી છે તેવો કામકાન્ત—ઇચ્છાઓનો સ્વામી, નહિ કે કામનાઓની પાછળ દોડનાર;[૧૫] સત્ય, દમ, દાન, તપ, ત્યાગ, સુખ અને શમપરાયણ; સંતોષી, વિશોક, નિર્મમ, શાન્ત, પ્રસન્નાત્મા અને આત્મવેત્તા;[૧૬] ઇંદ્રિયોનું સંગોપન કરી ચિંતન કરનાર શિષ્ટ, આત્મગતિ;[૧૭] પંચમહાભૂતોને તેના ગુણો સહિત ત્યાગ (કરવાનો) પ્રયત્ન કરનાર;[૧૮] કર્મ અને (ત્રિ) ગુણોનું અતિક્રમણ કરનાર, વિષય-સંસર્ગથી દૂર રહેનાર, જરા અને મૃત્યુને ન જાણનાર;[૧૯] સર્વ બાજુએથી મુક્ત, સમમાં સ્થિર, ઇન્દ્રિયો અને એના વિષયોનુ અતિક્રમણ કરનાર;[૨૦] (પ્રકૃતિરૂપી) કાર્યને ઉલ્લંઘનાર (બ્રહ્મરૂપ) કારણને પ્રાપ્ત કરનાર એમ પરાત્પર પુરુષને પ્રાપ્ત કરનાર;[૨૧] આશા, આરંભ, નમસ્કાર અને (સ્વ) સ્તુતિનો ત્યાગ કરનાર, (વિષયોનું સેવન નથી કરતો તેથી બ્રહ્મચર્યના બળ વડે બધી ઇન્દ્રિયોનુ તેજ સચવાયેલુ

---

૧૩. ૧૨-૨૪૩-૭, જુઓ નીચે શ્લોક ૬૮.

૧૪. ૧૨-૨૪૩-૮, સર૦ 'અભ્રવર્ણી મેઘમંડળથી મુક્ત ચંદ્રમાની જેમ પ્રકાશે છે' એ ઉપમા સાથે ધમ્મ૦ ૪૩૧.

૧૫. ૧૨-૨૪૩-૯, ૬-૨૪-૭૦ અબ. (ગીતા ૨-૭૦ અબ.).

૧૬. ૧૨-૨૪૩-૧૦ થી ૧૪, જુઓ ૧૨-૨૯૯-૧૩.

૧૭. ૧૨-૧૪૩-૧૯.

૧૮. ૧૨-૨૪૩-૨૦.

૧૯. ૧૨-૨૪૩-૨૧.

૨૦. ૧૨-૨૪૩-૨૨

૨૧. ૧૨-૨૪૩-૨૩.

હોવાથી) અક્ષીણ, જેના કર્મો ક્ષીણ છે,[૨૨] ઉત્તરીયવસ્ત્ર વિનાનો (લાજ

૨૨. (૧) * निराशिषमनारम्भं निर्नमस्कारमस्तुतिम् ।
अक्षीणं क्षीणकर्माणं तं देवा ब्राह्मणं विदुः ॥

૧૨ ૨૫૫ ૩૩, સામ્ય માટે જુઓ ૧૨ ૨૩૪ ૮, *૨૩૭ ૨૪, ૨૬૧ ૨.

આમાના નિરાશીષનો એક અર્થ ઉપર આપ્યા પ્રમાણે આશા વિનાનો છે બીજો તેનાથી વધુ સારો અર્થ 'આશીષ નહિ આપનાર' છે એની સાથે જૈન પરંપરામા બ્રાહ્મણ લક્ષણમા જણાવેલો શબ્દ मुहाजीवी=મુધાજીવી-કંઈ બદલો આપ્યા વિના દાન લેનાર અને દાન કરતુ હોય તો બદલો લીધા વિના કરનાર એવી રીતે બીજા દરેક કાર્યમા બદલાની એકે બાજુની આશા ન રાખનાર કે ન રખાવનાર

अलोलुयं मुहाजीवी अणगारं अकिंचणं । ઉ. સૂત્ર ૨૫-૨૮.

મ૦ ભા૦મા तं देवा ब्राह्मणं विदुः । એ ટેકવાળા શ્લોકો અનેક જગ્યાએ આવે છે (જૈન આગમ ઉ સૂત્ર અ ૨૫મા तं वयं बूम माहणं અને બૌદ્ધ 'ધમ્મપદ'મા तमहं ब्रूमि ब्राह्मणं એ શ્લોકપાદવાળા મ૦ ભા૦ની ઢબના સંખ્યાબંધ શ્લોકો મળે છે ) સંભવ છે કે એ શ્લોકો દ્વારા જન્મજાત બ્રાહ્મણત્વ નહિ, કોરી વિદ્વત્તાથી આવતુ બ્રાહ્મણત્વ નહિ, પણ બ્રહ્મના જ્ઞાનથી બ્રહ્મની નિષ્ઠા દ્વારા આવતુ બ્રાહ્મણત્વ એ જ ખરુ બ્રાહ્મણત્વ અને ખરુ દેવત છે એમ બતાવતી કોઈ પ્રાચીનતર પરંપરાનુ નિદર્શન થતુ હોય કારણ 'વ્યાસ-શુક સંવાદ'મા આત્મજ્ઞાનવિષયક ચર્ચા કરતા ઋષિ કહે છે કે, જે પ્રવૃત્તિ (કર્મયોગ) અને નિવૃત્તિ (સંન્યાસયોગ) એ બે ધર્મને જાણે છે તે પૂર્ણ, સર્વધર્મવેત્તા, ત્યાગી, સત્યસંકલ્પ, ક્ષાન્ત અને ઈશ્વર છે' (૧૨-૨૭૯-૧૭) એમ કહીને આગળ ચાલતા કહે છે

* धर्मज्ञानप्रतिष्ठं हि तं देवा ब्राह्मणं विदुः ।
शब्दब्रह्मणि निष्णातं परे च कृतनिश्चयम् ॥ ૧૨-૨૨૯-૨૨
अन्तस्थं च बहिष्ठं च येऽधियज्ञाधिदैवतम् ।
जानन्ति तान्वरयामस्ते देवास्तात ते द्विजाः ॥ ૧૨-૨૨૮-૨૩

ઢાંકવા પૂરતું જ વસ્ત્ર પહેરનાર), ભોંય ઉપર સૂઈ રહેનાર, '

(નોંધ ૨૨ ચાલુ)

જે ધર્મજ્ઞાનમાં (ઘણી પ્રતોમાં 'બ્રહ્મજ્ઞાન પ્રતિષ્ઠ' એવું પાઠાંતર મળે છે) પ્રતિષ્ઠિત છે તેને દેવો બ્રાહ્મણ જાણે છે બીજાઓ કહે છે કે નિ- પૂર્વક શબ્દબ્રહ્મ—શાસ્ત્રોમાં નિષ્ણાત હોય તે બ્રાહ્મણ છે પણ (બ્રાહ્મ ર ક) જેઓ જ્ઞાનસંપન્ન થઈને અંદર અને બહાર રહેવા, યજ્ઞમાં અને દે રહેલા એક (બ્રહ્મને) જાણે છે તેઓને અમે નમસ્કાર કરીએ છીએ (અ હે તાત તેઓ દેવો છે અને તેઓ બ્રાહ્મણો છે

અર્થાત્ જેઓ માત્ર વેદજ્ઞાનવાળા નથી પરંતુ વેદનું અંતરતત્ત્વ સમ ચૂકેલા હોય છે તેઓ બ્રાહ્મણો છે એવું આ સ્પષ્ટ મત દ્વારા પ્રતિપાદિત કે છે આ વિધાન સાથે 'બ્રહ્મબિન્દુ ઉપનિષદ્'ના વચનો સરખાવવા જેવા

द्वे विद्ये परे वेदितव्य तु शब्दब्रह्म परं च यत् ।

शब्दब्रह्मणि निष्णात परं ब्रह्माधिगच्छति ॥ १७ ॥

१७ = द्वे १२ २२४ ६०, २६२१ 'વાક્યપદીય' ૧–૨૨માં ઉદ્ધૃત કરેલું છે

ग्रन्थमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्त्वत ।

पलालमिव धान्यार्थी त्यजेद्ग्रन्थमशेषत ॥ १८ ॥

શબ્દબ્રહ્મની અને પરબ્રહ્મની એમ બે પ્રકારની વિદ્યા છે શબ્દબ્રહ્મ અર્થાત શાસ્ત્રોમાં કુશળ (અને તે) પરબ્રહ્મને પામે છે જ્ઞાન અને વિજ્ઞાન બરાબર સમજાય એવી રીતે શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ કરીને મેધાવી મનુષ્યે ધાન્યની ઇચ્છાવાળો જેમ ફોતરાને છોડી દે એમ સર્વ ગ્રંથોને છોડી દેવા

ઉપરના શ્લોકો પૈકી ૧૭મો શ્લોક નોંધ્યા પ્રમાણે મ૦ ભા૦માં બે સ્થળે આવે છે અને બન્ને સ્થળે આ વિચારને પરિપુષ્ટ કરે છે

त देवा ब्राह्मण विदु । એ ચરણવાળા શ્લોકો અથવા એનો અનુવાદ જ્યાં અપાયો છે તેની પાદટીપમાં * નીશાન કરેલું છે

(૨) જૈન પરંપરાના મુહાજીવી શબ્દપ્રયોગ સાથે મ૦ ભા૦ના સત્ત્વગુણ વર્ણનમાનો શ્લોક સર૦

ઓશીકું કરનાર અને શમવાળો,[૨૩] (સુખદુઃખરૂપી) દ્વંદ્વવાળા (જગતરૂપી) ઉપવનમાં એકલો રમણ કરનાર, (આત્મશુદ્ધિનો આગ્રહી હોવાથી) બીજાઓ (શું કરે છે) તેનો વિચાર નહિ કરનાર (પણ પોતે બરાબર સ્વધર્મ પાલન કરનાર),[૨૪] જે પ્રકૃતિ (મૂળ તત્ત્વ) અને વિકૃતિ (મૂળ બ્રહ્મમાંથી થયેલું જગત) એ સર્વને જાણે છે, અને સર્વ પ્રાણીઓની ગતિને જાણે છે,[૨૫] જે સર્વ પ્રાણીઓથી નિર્ભીક છે અને જેનાથી સર્વ પ્રાણીઓ નિર્ભીક છે, જે સર્વ ભૂતોના આત્મારૂપ છે,[૨૬]

---

(નોંધ ૨૨ ચાલુ)

मुधा ज्ञान मुधा वृत्त मुधा सेवा मुधा श्रम ।
एव यो मुक्तधर्म स्यात्सोऽमुनानन्त्यमश्नुते ॥ १४-३८-४

જે માણસ જ્ઞાન, ચારિત્ર્ય, સેવા અને શ્રમ દ્વારા કોઈ પણ લાભ મેળવવા કે આપવાની ઇચ્છા રાખતો નથી અને એ રીતે મુક્તધર્મ (= કર્મયોગી, સમતાવાન) થયો છે તે પરલોકમાં (= આત્મામાં) અવિનાશી પદને પામે છે

આ જ રીતે મુધાદાન, મુધાયજ્ઞ, મુધા (બ્રહ્મચર્ય) વ્રત, મુધા પ્રતિગ્રહ, મુધા ધર્મ અને મુધા તપ વાળા વિશે ૧૪-૩૮-૯, ૧૦માં છે તે જુઓ

૨૩. * ૧૨-૨૬૧-૨૯, આ અધ્યાયના બ્રાહ્મણ લક્ષણ સંન્યાસીના લક્ષણ સાથે મિશ્ર છે ગાર્હસ્થ્યના શ્રમ અને તાપથી પરમ ઉપશમ પામવા માટે ઉતાવળા અજ્ઞ અને શ્રીવિહીન લોકોએ મહત્ત્યાગધર્મ—શ્રમણ ધર્મ—સંન્યાસ ધર્મનો આશરો લીધો છે (૧૨-૨૬૧-૧૦) એવા સ્યૂમરશ્મિના આક્ષેપના જવાબમાં કપિલે બ્રાહ્મણ અર્થાત્ બ્રહ્મવિદ્ અને સંન્યાસીના લક્ષણ મિશ્ર રીતે કહ્યાં

૨૪. * ૧૨ ૨૬૧-૩૦

૨૫. * येन सर्वमिद बुद्ध प्रकृतिर्विकृतिश्च या ।
गतिज्ञ सर्वभूताना त देवा ब्राह्मण विदु ॥ ૧૨-૨૬૧-૩૧

૨૬. * ૧૨-૨૬૧-૩૨, જુઓ 'અહિંસા' (પ્રક૦ ૩) શ્લોક ૫૦, ૫૧, નોંધ ૧ ૫ ૧૨૫, જુઓ 'સંયમ' (પ્રક૦ ૧૯) શ્લોક ૧૭, સરખાવો ૧૨-૨૧-૪, ૧૬૩-૪૨, ૩૧૩-૩૩, ગાનિ૦ પરિ૦ ૧ (ન ૪) ગીટી ૨૭, 'હરિવંશ' ૧ ૩૦-૪૧

જે મનીષીના ચારે દ્વાર—ઉપસ્થ ઉદર બાહૂ (બાહૂમાં પગનો સમાવેશ થાય છે) અને વાણી સુગુપ્ત હોય;[૨૭] જેનાથી બ્રાહ્મણોનું કુશલ થાય તેવું જ બોલનાર, નિંદા થતી હોય ત્યાં પોતાના (માઠા) આત્માની

---

૨૭. द्वाराणि यस्य सर्वाणि सुगुप्तानि मनीषिणः ।
उपस्थमुदरं बाहू वाक्चतुर्थी स वै द्विजः ॥ १२-२६१-२७.
'સુગુપ્ત' માટે જુઓ ૧૨-૨૬૯-૮.

સુગુપ્ત = સારી રીતે રક્ષણ કરેલું હોય. જૈન પરિભાષામાં 'ગુપ્તિ'નો અર્થ દોષથી સંરક્ષણ કરતો હોય એમ થાય છે. એટલે એવો મનુષ્ય 'ગુપ્ત' કે 'સુગુપ્ત' કહેવાય. આ શ્લોકના સુગુપ્તનો અર્થ પણ બરાબર એ જ છે. આ વચનની આગળ અને પાછળ અહીં કહેલા ચારે દ્વારોનું સંરક્ષણ-નિયમન કેવી રીતે થાય તે વર્ણવેલું છે. તેમાં આ ચારે ઇંદ્રિયોની નિર્દોષ પ્રવૃત્તિઓ વર્ણવી છે, અને તેમાં 'સુગુપ્ત' ઉપરાંત 'ગુપ્તિ' શબ્દ બે સ્થળે આવે છે. (૧૨-૨૬૧-૨૫, ૨૬) ચુસ્ત કર્મકાંડી બ્રાહ્મણ સ્યૂમરશ્મિ અને જ્ઞાનવિજ્ઞાનવાન સાંખ્યાચાર્ય બ્રાહ્મણ કપિલ વચ્ચેના, મ૦ ભા૦ના મહત્ત્વના સંવાદો પૈકીના એકમાં, કપિલનું આ પ્રવચન પરિવ્રાજકધર્મ (એટલે શ્રમણધર્મ પણ ખરો જ) ઉપરના આક્ષેપના જવાબરૂપે છે તેથી 'સુગુપ્ત' અને 'ગુપ્તિ' શબ્દોનો પ્રયોગ ખાસ ધ્યાન ખેંચે છે. 'મનુસ્મૃતિ' (૨-૧૬૦)માં 'સમ્યગ્ગુપ્ત' શબ્દ આ જ અર્થમાં પ્રયોજાયેલો છે અહીં કહેલા ચારે દ્વારનું નિયમન નીચે કહ્યા પ્રમાણે કરવું.

જુગાર ન ખેલવો, પારકું ધન ન લેવું, જેનું કુળ-ખાનદાન-ન જાણતા હોઈએ તેનું ભોજન ન લેવું (કારણ કે તેથી અન્નદાતાનો સમ્યગ્ આહાર દૂષિત થવા સંભવ છે), ક્રોધ ચડે તો પણ ધીરજ રાખીને પ્રહાર ન કરવો. આનાથી હાથ અને પગ સંરક્ષાય છે. (૧૨-૨૬૧-૨૩)

કોઈને ગાળો ભાંડવી નહિ, મિથ્યા બોલવું નહિ, ચાડી અને નિંદા કરવી નહિ, સત્યવ્રત મિતભાષી અને અપ્રમત્ત થવું આનાથી વાણીના દ્વારનું સંગોપન થાય છે (૧૨-૨૬૧-૨૪)

દવા ફરતો હોય તેમ બોલવું બંધ કરી દેનાર,[૨૮] જે એકથી શૂન્ય સ્થાન ભર્યું ભર્યું લાગે અને મનુષ્યોથી ભર્યું સ્થાન શૂન્ય લાગે,[૨૯] જે મળ્યુ

---

(નોંધ ૨૭ ચાલુ)

કેવળ ઉપવાસ ન કરવા, બહુ ન ખાવું, અલોલુપ થવું, સત્સમાગમ કરવો, શરીરધારણ માટે જરૂરી હોય એટલો આહાર કરવો આનાથી ઉદરદ્વારની ગુપ્તિ થાય છે (૧૨-૨૬૧-૨૫)

પોતાની પત્ની સિવાયની નારી સાથે વિહાર ન કરવો, ઋતુ સિવાય પોતાની પત્ની સાથે પણ વિહાર ન કરવો, અને અંતઃકરણપૂર્વક ભાર્યાવ્રત ધારણ કરવું આનાથી ઉપસ્થ દ્વારની ગુપ્તિ થાય છે (૧૨-૨૬૧-૨૬)

છેલ્લા શ્લોકમા દર્શાવેલ 'ભાર્યાવ્રત' સ્ત્રીઓ માટેના 'પતિવ્રત'ની યાદ આપે છે દિલગીરીની વાત હોય તો એટલી જ છે કે સ્ત્રીઓએ સામાન્યત 'પતિવ્રત' યાદ રાખ્યું, પણ શ્રીરામ જેવા અપવાદ સિવાય સામાન્યત પુરુષોને 'ભાર્યાવ્રત' હતુ કે કેમ તેય યાદ ન રહ્યું અર્વાચીન ભારતમા મર્યાદાથી તેનુ પુનઃસ્થાપન કરવાનો પ્રયત્ન પણ જાણે તદ્દન નવીન હોય એવુ લાગે છે!

આ ચારે દ્વારનું સંરક્ષણ નહિ કરનારને યજ્ઞ, તપ કે પોતાના જીવતા રહેવાથી પણ શું ફળ છે?

मोघान्यगुप्तद्वारस्य सर्वाण्येव भवन्त्युत ।
किं तस्य तपसा कार्यं किं यज्ञेन किमात्मना ॥ १२-२६१-२८

જ્યારે, આ ચારે દ્વારનું સંયમન કરીને સર્વભૂતાત્મભૂત થયેલા પરમ કારુણિક નિરહંકારી, જ્ઞાની, અહિંસક 'બ્રાહ્મણ'ના માર્ગને દેવો પણ જાણી શક્તા નથી (૧૨ ૨૬૧ ૨૧) (જુઓ 'અહિંસા' (પ્રક૦ ૩) શ્લોક ૫૦, ૫૧, નોંધ ૮ પૃ ૧૨૫, ૧૨૬)

૨૮. यद्ब्राह्मणस्य कुशलं तदेव सततं वदेत् ।
तूष्णीमासीत निन्दाया कुर्वन्भेषजमात्मनः ॥ १२-२३७-१०
જુઓ નીચે નોંધ ૪૨ વાળો શ્લોક.

૨૯. * ૧૨-૨૩૭ ૧૧

તે પહેરનાર, જે આવી મળે તે જમનાર, જ્યાં જગા મળે ત્યાં સૂનાર,[30] જનસમુદાયથી સાપની જેમ, મિષ્ટાન્ન ખાવાના સંતોષથી નર્કની જેમ, સ્ત્રીઓથી શબની જેમ બીનાર,[31] માન મળે તો દર્પ ન કરે, અપમાનથી ક્રોધ ન કરે, સર્વ ભૂતોને અભયદાન આપે,[32] મરણ કે જીવન કશાયને અભિનંદન ન આપે પણ સ્વામીની આજ્ઞાની જેમ સેવક વાટ જોયા કરે એમ કાળની વાટ જોનાર,[33] અહિંસક, સમ, સત્યાચરણી, ધૃતિમાન, સંયમી, સર્વભૂતોના શરણરૂપ, પ્રજ્ઞાનથી તૃપ્ત, મૃત્યુને વશ ન થનાર પણ મૃત્યુને વશ કરનાર,[34] સર્વ સંગોથી વિમુક્ત. આકાશની જેમ નિર્લેપ, મમત્વ વિનાનો, એકલો ફરનાર

૩૦. * ૧૨-૨૩૭-૧૨

૩૧. * ૧૨-૨૩૭-૧૩.

૩૨. * ૧૨-૨૩૭-૧૪

૩૩. (૧) = કે મનુ ૬-૪૫, સર° ૧-૧૧૦-૧૯, ૧૨-૯-૨૪, આ ઉપદેશ વચન અંયત ઉત્કૃષ્ટ કોટીના સાધુ માટે છે જીવનથી હારેલા, કંઈ આશા બાકી ન રહી હોય તેવા અને છતાંય વડે હડે ભારોભાર આસક્તિ ભરી હોય તેવા—સર° 'ધન વરસે વન બાગરે ઇન્દ્રિય વિષય આકારજી' ઇ (નિષ્કુળાનંદ 'આશ્રમ ભજનાવલિ') આનો જુદી જાતનો ઉપયોગ કરે છે પા ટી મા જણાવેલા બન્ને સ્થળે મ૦ ભા૦મા અનુક્રમે શાપથી ગભરાઈ ઉઠેલા પાંડુરાજા, મન શુદ્ધજન્ય મૂંઝારાથી [illegible]ખી થઈ ગયેલા ધર્મરાજા, સંન્યાસી થવાની વાત કરતા આ શ્લોકમાં દર્શાવેલો વિચાર અને બીજા 'ઊંચા' વિચારો રજૂ કરે છે પણ કવિ આ બાહ્ય મનોવૃત્તિને જરાયે ટેકો આપતા નથી તેથી આ વચન અહીં એ અર્થમાં કોઈ પણ સંયોગમાં સમજવું જોઈએ નહિ

(૨) આ શ્લોક પછી અભય અને અહિંસાના થોડા શ્લોકો છે જેમાંના સૌથી મહત્ત્વના 'અહિંસા' (પ્રક૦ ૩) શ્લોક ૫૦, ૫૧, નોંધ ૬ ૫ ૧૨૫માં છે

૩૪. ૧૨-૨૩૭-૨૦, ૨૧

અને શાન્ત;[૩૫] જીવન કેવળ ધર્મ માટે, ધર્મ અરતિ માટે—મદદાર્થી માટે, અહોરાત્ર પુણ્ય માટે અર્થાત્ આખું જીવન જ પુણ્ય કાર્યો માટે હોય;[૩૬] રોષમોહ વિનાનો, માટીના ઢેફા અને સોનામાં સમબુદ્ધિ, શોક વિનાનો, સંધિ અને વિગ્રહ વિનાનો—રાગ દ્વેષ વિનાનો નિંદા અને સ્તુતિ પ્રિય અને અપ્રિય (ઇ. દ્વંદ્વો)થી મુક્ત ઉદાસીનની જેમ ફરનાર;[૩૭] શરીરમાં રહેલા કામ, ક્રોધ અને મોહરૂપી મહાશત્રુઓને ત્યાગ કરનાર, તેમને વશ કરનાર, આ લોકમાં સત્ય બોલનાર, ગુરુને સંતોષ આપનાર, (પોતાની) હિંસા કરવામાં આવે તો પણ હિંસા ન કરનાર, જિતેન્દ્રિય, ધર્મપરાયણ, સ્વાધ્યાયમાં નિરત—ઊંડો રસ લેનાર અને પવિત્ર;[૩૮] જે ધર્મજ્ઞ અને વિદ્વાનને જગત આત્મવત્ છે અને જે સર્વ ધર્મોમાં રત છે અર્થાત્ સર્વધર્મસમભાવી છે,[૩૯] અધ્યયન અધ્યાપન, યજન યાજન અને યથાશક્તિ દાન કરનાર;[૪૦] બ્રહ્મચર્યપૂર્વક વેદાધ્યયન કરનાર અને અપ્રમત્ત થઈને સ્વાધ્યાય કરનાર,[૪૧] જેનાથી બ્રાહ્મણનું કુશલ થાય તેવું જ બોલનાર, જેઓ એ પ્રમાણે સત્ય કહે છે તેમનું મન અનૃતમાં રમતું નથી;[૪૨] સ્વાધ્યાય, દમ, આર્જવ અને ઇન્દ્રિયનિગ્રહ

---

૩૫. * ૧૨-૨૩૭-૨૨

૩૬. * ૧૨-૨૩૭-૨૩, अरति (२)ના અર્થ (MWD P ૮૭ કોલમ ૧) આ પ્રમાણે આપ્યો છે 'moving quickly', a servant, assistant, manager, administrator, (ઋગ્વેદ), સર્ગ ૧૩-૧૨૯ ૨૫

૩૭. ૧૨-૨૩૭-૩૬, આખો ૨૩૭મો અધ્યાય બ્રાહ્મણ અને ભિક્ષુના ગુણો વર્ણવે છે તેમાંના આ શ્લોકો નોંધ્યા છે

૩૮. ૩-૧૮૭-* ૩૧, * ૩૨, * ૩૩

૩૯. ૩-૧૯૭-* ૩૪, જુઓ ઉપર નોંધ ૨

૪૦. ૩-૧૯૭-* ૩૫

૪૧. ૩-૧૯૭-* ૩૬

૪૨. ૩-૧૯૭ * ૩૭, જુઓ ઉપર નોંધ ૨૮ વાળા શ્લોક

એ બ્રાહ્મણોનું શાશ્વત ધન છે,[૪૩] ઋષિઓએ કરેલા નિયમો પાળીને અને સર્વધર્મોનું જ્ઞાન મેળવીને નિશ્ચિત થયેલા,[૪૪] જે (સ્વભાવે) અક્રુદ્ધ ન હોય, માની ન હોય, પ્રમત્ત ન હોય (સદા અપ્રમત્ત હોય), જે (કદી લૌકિક કે માનસિક સમૃદ્ધિ અને ચમત્કારોથી) વિસ્મિત નથી, જે મિત્ર અને અમિત્રમાં સમબુદ્ધિ છે અને સર્વ પ્રત્યે મૈત્રીભાવ રાખે છે,[૪૫] (વૃદ્ધિ પામેલા કે પામતા) વાણીના વેગને, મનના વેગને, ક્રોધના વેગને, વિવિત્સા વેગને (ખૂબ જ્ઞાનની ઇચ્છાના વેગને વિધિત્સા એવું બીજું પાઠાંતર મળે છે, તેનો અર્થ વિશિષ્ટ વિધાનમાં અર્થાત્ તીવ્ર મહત્ત્વાકાંક્ષા થાય છે), ઉદર અને ઉપસ્થના વેગને સહન કરે છે,[૪૬]

---

૪૩. ૩-૧૯૭ ૩૮, સર° એકતા (=નિઃસંગત્વ-અર્જુનમિશ્ર, એકાકીપણું-નીલકંઠ) સમતા, સત્યતા, શીલમાં સ્થિતિ, દંડનિધાન (=ક્રોધ ત્યાગ-અર્જુનમિશ્ર, મન વચન કાયાથી અહિંસા-નીલકંઠ, સર૦ જૈન પરંપરામાં 'દંડવિરતિ' શબ્દ) આર્જવ અને સર્વ ક્રિયા (મુખ્યત્વે કર્મકાંડ)ઓથી ઉપરામ આના જેવું એક બ્રાહ્મણનું ધન નથી ૧૨-૧૯૯-૩૫, ચિ ૧૨-૨૭૭-૩૭માં આ શ્લોક છે એ અધ્યાય પ્રક્ષિપ્ત છે

૪૪. * ૧૩-૯૧-૪૨

૪૫. ૧૩-૧૨૯-૫૫

૪૬. वाचो वेग मनस क्रोधवेग विवित्सावेगमुदरोपस्थवेगं ।
एतान् वेगान्यो विषहत्युदीर्णान्स्त म येऽहं ब्राह्मण वै मुनिं च ॥
१२ २८८-१४, = १२ २९९-१५.

(૧) આ શ્લોકમાં ઉલ્લેખાયેલ 'વિવિત્સા' વિષે મ૦ ભા૦માં અન્યત્ર 'પરસ્પર વિરુદ્ધ શાસ્ત્રો જોવાથી અલ્પબુદ્ધિમાં 'વિવિત્સા' ઉત્પન્ન થાય છે, તે તત્ત્વજ્ઞાનથી દૂર થાય છે' (૧૨-૧૫૭ ૯) એ પ્રમાણે જણાવેલું છે

(૨) 'વિવિત્સા' પદ સાથે સર°

સબંધીઓની વચ્ચે રહેતો છતા પોતાની અજ્ઞાતચર્યાવાળો,[૪૭ ૪૮] અશ્રાત અર્થાત્ તાપ વિનાનો (relaxed), અનાચકવૃત્તિ ? અપરિગ્રહને લીધે શિષ્ટસમત, નિરુપદ્રવી, શિષ્ટ છતા શિષ્ટતા (નો ડોળ) ન દેખાડનાર, કવિ અર્થાત્ ક્રાન્તદર્શી બ્રાહ્મણ (અર્થાત્ બ્રહ્મનિષ્ઠ પુરુષ) બ્રહ્મવેત્તા થાય છે,[૪૯] માનુષી ધનથી આઢ્ય નહિ પણ જે વેદધનથી આઢ્ય છે એના દુર્ધર્ષ દુષ્પ્રકપ્ય પુરુષને શરીરધારી બ્રહ્મ જેવો જાણવો,[૫૦] સર્વ લોકોને (અભિન્ન) જોનારો પ્રત્યક્ષદર્શી સર્વદર્શી થાય છે, પણ સત્ય (રૂપ

(નોધ ૪૬ ચાલુ)

> तमेव धीरो विज्ञाय प्रज्ञा कुर्वीत ब्राह्मण ।
> नानुध्यायाद् बहूञ्छब्दान् वाचो विग्लापन ह् हि तदिति ॥
>
> બહુ ઉ ૪-૪-૨૧

બુદ્ધિમાન બ્રાહ્મણે એને જ જાણીને એનામા જ પ્રજ્ઞા કરવી જોઈએ. બહુ શબ્દોનુ અનુધ્યાન (અભ્યાસ) ન કરવુ એ તો વાણીને થકવનાર છે

૪૭. અજ્ઞાતચર્યા = સગાસબધીઓ જેનાથી અજ્ઞાત છે એવી ચર્યા અર્થાત યોગગતિ (પ નીલ૦ ટી)

૪૮. ૫-૪૨ ૨૩ ક્રિટીક પ્રતોમા આ શ્લોકના અતિમ ચરણનુ त विदुर्ब्राह्मण बुधा । એવુ પાઠાતર મળે છે તે त देवा ब्राह्मण विदु । શ્લોકપાદ વાળા શ્લોકો સાથે સરખાવવા યોગ્ય છે

૪૯ अश्रान्त स्यादनादानासमतो निरुपद्रव ।
शिष्टो न शिष्टवत्स स्याद्ब्राह्मणो ब्रह्मवित्कवि ॥ ૫-૪૨-૭૫

૫૦ ૫ ૪૨-૨૬, આ ૫૧નો અર્થ જઓ ૬૪ વસ્તુઓને આપનાર, સર્વે દેવતાઓનો જે આ લોકમા જ સાક્ષાત્કાર કરે છે તે પણ બ્રાહ્મણ—બ્રહ્મ વેત્તાના સમાન નથી કારણ કે એને મેળવવા કઈ પ્રયત્ન કરવા પડે છે (બ્રહ્મવેત્તાને બધુ વિના પ્રયત્ને પ્રાપ્ય છે) ૫ ૪૨-૨૭

બ્રહ્મ)મા સ્થિતિ કરનારો (બ્રાહ્મી સ્થિતિમા રહેનારો) બ્રાહ્મણ બ્રહ્મદર્શી થાય છે, અર્થાત્ સર્વજ્ઞ થાય છે[51]

ઉપર જણાવ્યા તે અને તે સિવાય સેંકડો શ્લોકોથી 'બ્રાહ્મણત્વ', બ્રહ્મને જાણવાથી, સર્વત્ર સમાનભાવ રાખવાથી કે રાખવાનો પ્રયત્ન કરવાથી મળે છે એમ જણાવ્યુ છે પણ એનો અર્થ એમ નહોતો કે જન્મજાત બ્રાહ્મણત્વનો એ યુગમા નિષેધ હતો ઊલટુ જન્મથી જ બ્રાહ્મણો હોય એવાઓનો વર્ગ ખૂબ લાગવગવાળો, મજબૂત અને 'ધર્મ'સત્તા તથા રાજસત્તાના સૂત્રોનુ સંચાલન કરતો હતો. એવી જાતિગત શ્રેષ્ઠતા બતાવતા સ્તરો અને તેને સૌમ્યરૂપ આપી મધ્યમમાર્ગી બનતા સમન્વયશીલ સ્તરો પણ મ૦ ભા૦મા ઠીક પ્રમાણમા દેખાય છે એ સાથે જ સાચો બ્રાહ્મણ કોણ એ બતાવતા સ્તરો પણ આખા મહાભારતમા એવી રીતે ગોઠવેલા છે કે જાતિગત શ્રેષ્ઠતાની પોકળતા ખોળવા જવુ પડે નહિ કવિ એક સ્થળે સ્પષ્ટતાપૂર્વક એમ કહે છે કે, "અહીં મનુષ્યોમા સર્વ વર્ણોની સેળભેળને—સંકરતાને—લીધે જાતિની પરીક્ષા કરવી મહા કઠણ છે સર્વ પુરુષો સ્ત્રીઓમા કાયમ સંતાનો ઉત્પન્ન કરે છે સૌ મનુષ્યોના વાણી, મૈથુન, જન્મ અને મરણ સમાન છે વળી આ બાબતમા ये यजामहे એ શ્રુતિનુ આર્ષ પ્રમાણ છે આથી તત્ત્વદર્શીઓ ચારિત્ર્યને જ મુખ્ય અને ઇષ્ટ માને છે જ્યા સુધી વેદ જન્મ ન થયો હોય ત્યા સુધી એ શૂદ્રસમાન છે એમ સ્વાયંભુવ મનુએ કહ્યુ છે જેનામા સત્ય, દાન, ક્ષમા, શીલ, આનૃશંસ્ય, તપ અને દયા જોવામા આવે તે બ્રાહ્મણ છે એમ સ્મૃતિમા કહ્યુ છે"[52]

---

૫૧. प्रत्यक्षदर्शी लोकानां सर्वदर्शी भवेन्नर ॥ ૫-૪૩-૩૬ઉ૦
सत्ये वै ब्राह्मणस्तिष्ठन्ब्रह्म पश्यति क्षत्रिय । ૫-૪૩-૩૮અ૦

૫૨. (૧) ૩-૧૮૭ ૨૬ થી ૩૦, ૧૯ અહીં જે સ્વાયંભુવ મનુ અને સ્મૃતિનો ઉલ્લેખ કરવામા આવ્યો છે, તે હાલ મળતી ભૃગુપ્રોક્ત 'મનુસ્મૃતિ'

આમ સ્પષ્ટતાથી કહેનાર કવિએ દાસીપુત્ર વિદુરને[૫૩] પોતે શૂદ્રયોનિમાં જન્મેલા હોઈને ધૃતરાષ્ટ્રને ઉપદેશ કરતાં સંપૂર્ણ નીતિશાસ્ત્રનો ઉપદેશ કર્યા બાદ, બ્રહ્મવિદ્યાની હદે આવી પહોંચતા અટકી ગયેલા બતાવ્યા છે. તે પછી બ્રહ્માના પુત્ર ઋષિ સનત્સુજાતે ધૃતરાષ્ટ્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. ત્યાં જણાવેલું છે કે વિદુર બ્રહ્મવિદ્યા જાણતા હતા. એ જાણવા માટે વિદુરને શૂદ્રત્વનો બાધ નહોતો આવ્યો. એ જ્ઞાન ધૃતરાષ્ટ્રને ઉપદેશવામાં વાંધો આવ્યો. કારણ એવું લાગે છે કે વિદુર 'મહાપ્રાજ્ઞ' હતા, પણ એ ધૃતરાષ્ટ્ર ધારે ત્યારે તેમની વૃત્તિ બંધ કરીને તેમને કાઢી મૂકી શકે એમ હતો. વસ્તુતઃ એક વખત કાઢી મૂકેલા પણ ખરા. એટલે કે વિદુર ગમે તેટલા મહાન જ્ઞાતા ય ધૃતરાષ્ટ્રના

---

(નોંધ ૫૨ ચાલુ)

નહિ પણ તેનું પ્રાચીન રૂપ, જે ખરેખરું 'માનવધર્મશાસ્ત્ર' હતું અને જેના સંખ્યાબંધ તેજસ્વી ઝબકારા હાલની 'મનુસ્મૃતિ'માં પણ રાખમાં દટાયેલા અંગારાની જેમ આજે પણ જોઈ શકાય છે. મ૦ ભા૦માં આવતા 'ભૃગુ અને ભારદ્વાજના સંવાદ'માં વર્ણભેદની વિસ્તૃત ચર્ચા કરતા ઋષિ ભૃગુએ સ્પષ્ટતાથી કેવી રીતે કર્મ મુજબ વર્ણવિભાગ સર્જાયા તે કહ્યું છે. એમાં મૂળ બધા દ્વિજો હતા પણ સ્વધર્મ છોડનાર સાહસપ્રિય તીક્ષ્ણ માણસો ક્ષત્રિય થયા, કૃષિ અને ગોરક્ષા કરનાર વૈશ્યો થયા, અને હિંસા અનૃતપ્રિય તથા શૌચથી પરિભ્રષ્ટ થનાર દ્વિજો શૂદ્રો થયા એમ (૧૨-૧૮૧-૧૦ થી ૧૪ જુઓ નીચે નોંધ ૫૭ (૨)) હા પછી આખા ૧૮૨મા અધ્યાયમાં પણ ભૃગુ ઋષિએ વર્ણભેદ ઉપર પ્રવચન કર્યું છે એ બધાનો સાર એ જ છે કે જાતિઓ જન્મથી નહિ કર્મથી જ છે.

(૨) ये यजामहे એ શ્રુતિ વાક્ય માટે જુઓ તૈત્તિરિય સંહિતા ૧-૬-૧૧-૧, શત૦ બ્રા૦ ૧-૫-૨-૧૬. (હૉપ્કિન્સ *'The Great Epic of India'* *P. 25*માંથી)

૫૩. ઉદ્યોગ અ. ૪૧.

આશ્રિત હતા [૫૪] નેથી ધૃતરાષ્ટ્રને તેમનાથી દબાયેલા હોવાથી બ્રહ્મવિદ્યા જેવી ઉત્તમોત્તમ વિદ્યાને ઉપદેશવા અનધિકારી હતા

બીજી બાજુ શૂદ્રોમા પણ અધમ ગ ગુાય તેવા પણ સ્વન'ન રીતે માસનો વ્યાપાર કરતા વ્યાધના મુખે એક વેદવેત્તા બ્રાહ્મણને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ અપાવતા કવિ અચકાયા નથી [૫૫] કવિ વ્યાસ પોતે પણ જન્મ-દષ્ટ્યા વિદુર કરતા ઓછા નિકૃષ્ટ નથી વળી એક સ્થળે તમામ વર્ણો 'બ્રાહ્મણ' છે એવુ જણાવતા કવિ 'યાજ્ઞવલ્ક્ય અને દેવરાતજનક સ વાદ'મા[૫૬] કહે છે, "બ્રહ્મથી ઉત્પન્ન થયેલી સર્વ વર્ણો બ્રાહ્મણ છે, એ સર્વ સદાય બ્રહ્મનુ જ ઉચ્ચારણ કરે છે હુ બ્રહ્મબુદ્ધિપૂર્વક એ શાસ્ત્રનો તને ઉપદેશ કરુ છુ કે આ સમસ્ત વિશ્વ જેવી બ્રહ્મસ્વરૂપ છે.[૫૭] બ્રહ્મના મુખથી (વર્ણગત) બ્રાહ્મણો, બાહુમાથી ક્ષત્રિયો, નાભિથી વૈશ્યો અને ચરણથી શૂદ્રો ઉત્પન્ન થયા છે માટે તેમને બ્રહ્મથી જુદા જાણવા નહિ અર્થાત્ હલકા ઊંચા દરજ્જાના ગણવા નહિ "[૫૮]

---

૫૪ ૩-૫-૧૯

૫૫. ૩-૧૯૮ થી ૨૦૬

૫૬. શાંતિ૦ અ ૨૯૮ થી ૩૦૬

૫૭. (૧) सर्व वर्णा ब्राह्मणा ब्रह्मजाश्च सर्वे नित्य व्याहरन्ते च ब्रह्म ।
तत्त्व शास्त्र ब्रह्मबुद्धया ब्रवीमि सर्वं विश्वं ब्रह्म चैतत्समस्तम् ॥
૧૨-૩૦૬-૮૬.

(૨) સર૦ ભૃગુ-પિનુ વચન
न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥ ૧૨-૧૮૨-૧૦
(જુઓ ઉપર નોંધ ૫૨ )

૫૮. ૧૨-૩૦૬ ૮૭ સર૦ 'પુરુષસૂક્ત 'મા 'ઋગ્વેદ' ૧૦-૯૦-૧૨, 'અથર્વવેદ' ૧૯-૬-૬, 'યજુર્વેદ' (વા સ ) ૩૧-૧૧, ત અ ૩-૧૨-૫

પછી (ઉત્કૃષ્ટ) જ્ઞાનપ્રાપ્તિ કરવાનો અનુરોધ કરીને કહ્યું, "મેં તને કહ્યું છે તેમ એ બ્રહ્મ સર્વત્ર (સર્વ વર્ણોમાં) સ્થિતિ કરી રહેલું છે તેથી સર્વ સ્થળેથી જ્ઞાન મેળવવું. જે એ જ્ઞાનમાં સ્થિત છે તે ગમે તે વર્ણનો હોય તો પણ બ્રાહ્મણ છે અને તેનામાં સદાય મોક્ષ રહેલો છે એમ દ્વિજેન્દ્રો કહે છે.[૫૯]" આ વચનોની પહેલાં ઋષિ યાજ્ઞવલ્ક્યે સ્પષ્ટતાપૂર્વક જનકને કહ્યું છે, "(બ્રહ્મમાં) શ્રદ્ધાળુએ શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અથવા શૂદ્રથી પણ નીચ–હલકા–મનુષ્ય પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવું. કારણ કે (આવા ચૈતન્યમાં) શ્રદ્ધાવાળા મનુષ્યમા જન્મમૃત્યુ દાખલ થઈ શકતાં નથી."[૬૦] આમ કોઈપણ વર્ણમાંથી જ્ઞાન પ્રાપ્ત કરવું એ દષ્ટાંતોથી કવિ વ્યાસે મ૦ ભા૦માં ઠેકઠેકાણે બતાવ્યું છે. ઉપર જણાવ્યું તેમ વ્યાધ પાસેથી બ્રાહ્મણને જ્ઞાન અપાવ્યું છે તે ઉપરાત એક તપસ્વી બ્રાહ્મણને જ્ઞાન લેવા કાશીના વેપારી તુલાધાર પાસે મોકલ્યો છે.[૬૧] સાધ્વી પરિવ્રાજિકા સુલભા અને જનકનો જ્ઞાનનાં વિધવિધ પાસાઓને આવરતો અદ્ભુત રમ્ય સંવાદ યોજ્યો છે.[૬૨] ક્ષુધાતુર મહર્ષિ વિશ્વામિત્રને કૂતરાંની જાંઘ ચોરી જતાં અટકાવનાં, ધર્મશીલ, નમ્ર શ્વપચ પરિધ અને વિશ્વામિત્ર વચ્ચેનો સંવાદ, એ શ્વપચની ઉદાત્ત ધર્માનુસારિણી બુદ્ધિ, દુઃખથી સંભ્રમમાં આવી પડેલા પણ આપદ્ધર્મના આશરે જીવવાની ઇચ્છા કરતા અદીનાત્મા વિશ્વામિત્ર પ્રત્યે જે તટસ્થભાવ

---

૫૯. ૧૨–૩૦૬–૮૯.

૬૦. प्राप्य ज्ञानं ब्राह्मणात्क्षत्रियाद्वा वैश्याच्छूद्रादपि नीचादभीक्ष्णम् ।
श्रद्धातव्यं श्रद्दधानेन नित्यं न श्रद्धिनं जन्ममृत्यू विशेताम् ॥
૧૨–૩૦૬–૮૫.

૬૧. જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૪૧નું ઉદ્‌ઘાટન પૃ. ૮૫ થી.

૬૨. શાંતિ૦ અ. ૩૦૮; કથા માટે જુઓ નીચે 'પ્રકીર્ણ' (પ્રક૦ ૨૦) શ્લોક ૧૮૬.

રાખે છે તેનુ ચિન્તાત્મક આલેખન કરે છે [૬૩] તો બીજા એક કથાનકમા ઋષિ ગૌતમે, ઇન્દ્રે છેતરીને અપકર્મ કરવાથી દૂષિત થયેલી પોતાની પત્ની અહલ્યાને મારી નાખવાની પુત્ર ચિરકારીને આજ્ઞા કરતા, માતૃવધનુ ઘોર પાપ અને પિતૃઆજ્ઞાની અવજ્ઞા એ બેનો વિવેક કરીને દુઃખપૂર્વક નમ્રતાથી પિતાની આજ્ઞાનું ઉલ્લઘન કરતા એ બાળક ચિરકારી પાસેથી અધીરાઈથી કામ ન કરવાના ગુણનો પદાર્થપાઠ શીખી પિતા ગૌતમને દીર્ઘ વિચારપૂર્વક કામ કરનાના ગુણની સ્તુતિ કરતા બતાવ્યા છે [૬૪] એમ કવિ વ્યાસે સર્વ વર્ણો ઉપરાન્ત સ્ત્રી, બાળક અને શ્વપચ પાસેથી પણ જ્ઞાન અને ગુણગ્રહણ કરવાનુ, સીધા ઉપદેશ અને કથાનક બન્ને દ્વારા કહ્યુ છે [૬૫]

---

૬૩ શાન્તિ૦ અ ૧૭૦, જુઓ મનુ ૧૦-૧૦૮

૬૪. શાન્તિ૦ અ ૨૫૮, કથા માટે જુઓ નીચે 'ગાર્હસ્થ્ય' (પ્રક૦ ૭) શ્લોક ૧૦૪

૬૫ સ્ત્રી અને બાળકના વિદ્યાધરત્વના બીજા ઉદાહરણો મ૦ ભા૦મા છે જેમ કે પતિવ્રતા સ્ત્રી બ્રાહ્મણ કૌશિકને બ્રાહ્મણત્વના લક્ષણ કહી વ્યાધને ત્યા મિથિલા મોકલે છે (આરણ્યક અ ૧૯૭) જનકની રાજસભામા બાર વર્ષના અષ્ટાવક્રે વિવાદમા જીત મેળવી પિતાસહિત બીજા બ્રાહ્મણોને કેદમાથી છોડાવ્યા આ અષ્ટાવક્રે વેદોનુ સમ્યક્ પ્રકાર અધ્યયન નહિ કરતા પિતાને ગર્ભમાથી ટકોર કરી હતી! (આરણ્યક અ ૧૩૨ થી) દધીચિના બાળક પુત્ર સારસ્વતે એકલાએ બાર વર્ષની અનાવૃષ્ટિ વખતે વેદોનુ સ્મરણ સચવી સ્વાધ્યાય કરવાનુ ચાલુ રાખ્યુ હતુ અનાવૃષ્ટિ પુરી થયે ૬૦ ૦૦૦ ઋષિઓના વિધિસર આચાર્ય થઈને એ બાળક આચાર્યે વૃદ્ધ મુનિઓને વેદાધ્યયન કરાવ્યુ હતુ! આવા કારણોસર આવા કહેવત વચનો પણ પ્રચલિત થયા હતા (શલ્ય૦ અ ૫૦)

> न तेन स्थविरो भवति येनास्य पलितं शिरः ।
> यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥ ३-१३३-११

અષ્ટાવક્રોપાખ્યાન = જુઓ મનુ ૨-૧૫૬ સર૦ ધમ્મ૦ ૨૬૦

આ વિશાળતાની ઉપાસના કરતા 'બ્રાહ્મણો'એ ઘણી ઊંચી પાયરીની સમાજવ્યવસ્થાવાળા 'વર્ણાશ્રમ' ધર્મની ભારતને ભેટ કરી. કાળનો ઘસારો અને વિપરીત બળોથી પ્રવેશેલા દૂષણોથી એ વ્યવસ્થા શિથિલ થઈ, છતા હજારો વર્ષ સુધી હિંદુસ્તાનને એ વ્યવસ્થા નીચે ઉત્તમ કક્ષાના સર્વ વર્ણના સંખ્યાબંધ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી મહાપુરુષો પ્રાપ્ત થયા.

આ વૈદિક અનુગમ ઉપરાત બીજા અનેક અનુગમો ભારતમા હતા. તે પૈકી મુખ્યત્વે જૈન અને બૌદ્ધ પરંપરાઓએ સમાજ ઉપર બહુ ઘેરી છાપ પાડી, સમાજને નૈતિક તથા આધ્યાત્મિક રીતે મજબૂત કરવામા ખૂબ ફાળો આપ્યો. એ બીજી પરંપરાઓમા વર્ણાશ્રમના આસ્તે આસ્તે ઊંચે લઈ જનારા માર્ગ કરતા એકદમ ઝડપથી સિદ્ધિ પામવાની તાલાવેલી હતી. જો કે તેનાથી એ જીવનદૃષ્ટિમા પણ વર્ણાશ્રમની વ્યવસ્થાની જેમ એક જાતનુ એકાગીપણુ—અનેકાગી થવાનો મજબૂત પ્રયત્ન છતા– આવી ગયુ હતુ. એક જ આશ્રમ–સંન્યાસ, શ્રામણ્ય--ઉપર ભાર દેવાતો હતો. સસાર દુઃખમય, ખીવાયેગ્ય હતો. સસારત્યાગ ઇષ્ટ હતો પણ સંસારત્યાગીઓનું આખરી આશ્રયસ્થાન તો ગૃહસ્થીઓ રહ્યા તેથી કંઈક વિચિત્ર પરિસ્થિતિ જન્મી છતા આ વિચારસરણીના પ્રણેતાઓની સગળ હૃદયગત વિશાળતા, ઐક્ય ભાવના, કરુણા અને મૈત્રીએ ભારતના જનહૃદયના કોમળ ભાવોનું સગોપન અને સવધન કર્યું.

છેવટે જેમ બધે થાય છે એમ એ બન્ને વિચારધારાઓનું (સુદર) મિશ્રણ થયુ. એ વિચારોવાળા અનુગમોના અનુયાયીઓની યોગ્યતા (કે અયોગ્યતા) અનુસાર સુભગ મિલન અને સઘર્ષ પણ થયા. સંઘર્ષ તો એટલે સુધી થયો કે સહજ વૈરની–જન્મવૈરની ઉપમા માટે 'અહિ-નકુલ'ની જેમ 'શ્રમણબ્રાહ્મણ' પણ ઉદાહરણાર્થે વપરાવા લાગ્યા![૬૬]

૬૬. સસ્કૃત વૈયાકરણોએ આ ઉપમા આપી છે, અને ઓછામા ઓછુ પાતજલ મહાભાષ્ય જેટલી તે જૂની છે. તેની વિસ્તૃત ચર્ચા માટે જુઓ 'દર્શન અને ચિતન' (પુ ૨ પૃ ૧૧૧૦ થી ૧૧૧૩)

તેથી કંઈ શ્રેયાર્થીની સાધના અટકે? સમન્વયના, સાચી સમજણના પ્રયત્નો થતા ગયા. એ સમજણ કેવી રીતે વ્યક્ત થઈ પ્રચાર પામી તે મુખ્યત્વે મહાભારત અને થોડા પ્રમાણમા જૈન અને બૌદ્ધ શાસ્ત્રોના મહત્ત્વના આધારો સાથે સમજવા પ્રયત્ન કરીએ.

'બ્રાહ્મણ' શબ્દનુ નિર્વચન આ પ્રમાણે થાય છે: (૧) બ્રહ્મ અર્થાત્ પરમાત્મ તત્ત્વને જાણનાર, તેમા નિષ્ઠા રાખનાર તે બ્રાહ્મણ. (૨) બ્રહ્મ અર્થાત્ યજ્ઞ અને/અથવા વેદ અને ક્રિયાકાંડોમા નિષ્ઠા રાખનાર તે બ્રાહ્મણ.

'શ્રમણ' શબ્દનુ નિર્વચન—જે પરંપરાના પ્રતિનિધિ તરીકે મુખ્યત્વે બૌદ્ધો અને જૈનો મનાયા છે તે—આ પ્રમાણે થાય છે: (૧) સંસારના શ્રમથી ઉપરામ પામવા પ્રયત્ન કરનાર[૬૭] (૨) શ્રમ અર્થાત્ તપ કરનાર. ઉપરના નિર્વચનો ઉપરાંત જેમ જેમ શ્રમણપરંપરા વિકસિત થતી ગઈ, શોધાતી ગઈ તેમ તેમ તેના જુદા જુદા નિર્વચનો પણ થવા માડ્યા. એમાના થોડાક નીચે પ્રમાણે છે: (૧) ભગવાન વિષ્ણુનુ એક નામ શ્રમણ છે. તેનુ નિર્વચન સર્વ અવિવેકીઓને સતાપે છે અર્થાત્ શ્રમ આપે છે તે 'શ્રમણ' એમ કરવામા આવ્યુ છે[૬૮] (૨) મૂળ સસ્કૃત ધાતુ 'શ્રમ' નહિ લેતા 'સમ' અર્થાત્ સમત્વ લઈને પ્રાકૃતમા 'સમતા'થી સમણ થાય છે.'[૬૯] કે પાલિમા 'સમચર્યાથી' સમણ અર્થાત્ શ્રમણ'

---

૬૭. શ્રમણપરંપરાના વિરોધીઓ નિકૃષ્ટ અર્થમા આ નિર્વચનનો ઉપયોગ કરે છે જુઓ 'શ્રદ્ધા વિનાના, અપ્રાજ્ઞ, સૂક્ષ્મદર્શન વિનાના નિરાશ અર્થાત્ ભગ્નાશ આળસુ (પોતાના કામ કરવાથી) થાકેલા અને તપી ગયેલા એવા પંડિતો (કટાક્ષમા છે) એ શ્રમથી ઉપશમ પામવા માટે પ્રવ્રજ્યા શોધી છે' ૧૨-૨૬૧-૧૦ (આ પૂર્વપક્ષરૂપે સ્યૂમરશ્મિનુ કથન છે)

૬૮ ૧૩-૧૩૫-૧૦૪, 'વિષ્ણુસહસ્રનામ'નુ શાંકરભાષ્ય ૧૦૪

૬૯. समयाए समणो होइ (ઉ સૂત્ર. ૨૫-૩૨).

કહેવાય 'સમતાથી સમણ છે.[૭૦] એવું નિર્વચન કરવામાં આવ્યું. 'બ્રાહ્મણ' શબ્દનું પણ એ શ્રમણ પરંપગઓએ જાણવાજોગ નિર્વચન કર્યું છે. 'બ્રહ્મચર્યથી બ્રાહ્મણ થાય છે'[૭૧] અને 'પાપને બાહ્ય કરવાથી બ્રાહ્મણ કહેવાય છે.'[૭૨] (૩) સંસ્કૃત 'શમન' ઉપરથી 'સમન' એટલે કે સર્વપાપોનું શમન કરવા માટે પ્રયત્ન કરનાર.[૭૩] (૪) (પ્રાકૃત) 'સમિતિ' અર્થાત્ શત્રુમિત્ર પ્રત્યે સમતાથી અને 'અણુતિ' એટલે પ્રવર્તન કરનાર એ સમણ. મૂળ પ્રાકૃત હોવાથી બધે 'સમણ'ત્તિ એમ પ્રયોગ થાય છે.[૭૪] (૫) મૂળ 'સમનમ્' ઉપરથી નિદાન,

---

૭૦. समचरिया समणो ति वुचति । ધમ્મ૦ બ્રાહ્મણવગ્ગો ૩૮૮–૬.

૭૧. वम्मचेरेण वम्मणो । ઉ. સૂત્ર. ૨૫–૩૨.

૭૨. वाहितपापो त्ति ब्राह्मणो । ધમ્મ 'બ્રાહ્મણવગ્ગો' ૩૮૮–૬.

૭૩. यो च समेति पापानि अणुं थूलानि सव्वसो ।
समितत्ता हि पापानं समणो ति पवुचति ॥ ધમ્મ. ૨૬૫–૧૦
અનુવાદ પા. ટી. ૮૯મા આપ્યો છે.

૭૪. (૧) જુઓ अभिधानराजेन्द्र ગ્રંથ ૭, પૃ. ૪૦૪; અર્થસ્પષ્ટીકરણ માટેનું ઉદાહરણ.

जह मम ण पिअ दुक्ग, जाणिअ एमेर सव्वजीवाणं ।
न हणइ न हणावेइ अ, सममणई तेण सो समणो ॥

(સર° ૧૨–૧૬૮–૧૪ અબ, ૨૬–૧૯ કડ, સર° આશ્વ. હેપક ૭૦.

જેવી રીતે મને દુઃખ પ્રિય નથી એ જ પ્રમાણે બધા જીવોને વિષે જાણે, જે કોઈને હણે નહિ અને હણાવે નહિ તેનું સમાન મન રાખે તે શ્રમણ છે.

(૨) જૈન દર્શનમા પાચ સમિતિઓ કહી છે (૧) કોઈ જીવને કષ્ટ ન થાય તેમ સાવધાનપણે ચાલવું તે ઇર્યાસમિતિ (૨) સત્ય, હિતકારી, પરિમિત અને અસંદિગ્ધ બોલવુ તે ભાષાસમિતિ (૩) જીવનયાત્રામા આવશ્યક હોય એવા નિર્દોષ સાધનો સાવધાનપૂર્વક મેળવવા તે એષણાસમિતિ

પરિણામ અને લક્ષણના સંતાપ વિના વર્તે તે સમનસ્ અર્થાત્ સ્વજન અને પરજન પ્રત્યે જેવું મન તુલ્ય છે તે સમન. એટલે કે સર્વત્ર સમભાવવાળો.[૭૫]

'શ્રમણ' શબ્દનાં આવાં નિર્વચનો જે તે પરંપરાના પરમ સિદ્ધિ પ્રત્યે ગતિ કરતા મહાત્માઓનાં ઉત્તમ ચારિત્ર્યમાંથી જન્મેલાં છે. તેથી 'બ્રાહ્મણ' અને 'શ્રમણ' ઉભયનાં સનાતન આનંદમય સમત્વદર્શી વિચારોના ભવ્ય સંગમમાંથી સદા વિકસતી સંસ્કૃતિ સર્જાઈ. એટલે ઉપર જેમ મ૦ ભા૦માંથી સાચા 'બ્રાહ્મણ'નાં લક્ષણો સંક્ષેપમાં જોયાં એમ હવે અનુક્રમે 'ઉત્તરાધ્યયન સૂત્ર'[૭૬] અને 'ધમ્મપદ'[૭૭]માંથી 'બ્રાહ્મણ'નાં લક્ષણો જોઈએ.

---

(નોંધ ૭૪ ચાલુ)

(૪) વસ્તુમાત્રને જોઈતપાસી લેવીમૂકવી તે આદાનનિક્ષેપસમિતિ (૫) નિર્જન સ્થાનમાં અનુપયોગી વસ્તુઓ જોઈતપાસીને નાખવી તે ઉચ્ચારસમિતિ.

(ઉ. સૂત્ર., ડૉ. સાંડેસરા, પૃ. ૬૧, નોંધ ૨.)

૭૫. જુઓ अभिधानराजेन्द्र, ગ્રંથ ૭, પૃ. ૪૦૪; અર્થસ્પષ્ટીકરણ માટેનું ઉદાહરણ.

णत्थि य से कोइ वेसो पिओ अ सव्वेसु चेव जीवेसु ।
एएण होइ समणो, एसो अन्नोऽवि पज्जाओ ॥

સર૰ ૬-૩૧-૨૯ અ૫. (ગીતા ૯-૨૯)

મને કોઈ દ્વેષ્ય નથી, એ પ્રમાણે સર્વ જીવમાં મને કોઈ પ્રિય પણ નથી એનાથી એ શ્રમણ (સમનસ્) થાય છે, આવો બીજો પર્યાય છે.

૭૬. જૈન તીર્થંકર મહાવીર સ્વામીની અંતિમ દેશનાનો ગ્રંથ મનાય છે. એમાં કુલ ૩૬ અધ્યયન અને ૧૭૧૪ શ્લોક છે.

૭૭. બૌદ્ધ ત્રિપિટકો પૈકી 'સુત્તપિટક'ના 'ખુદ્દકનિકાય' નામના પાંચમા ગ્રંથ પૈકીનો પેટાવિભાગ ૨. પરંપરા અનુસાર ભગવાન બુદ્ધે બુદ્ધત્વ પ્રાપ્ત કર્યું ત્યારથી પરિનિર્વાણ સુધી જુદા જુદા સમયે ઉપદેશ કરતા જે ગાથાઓ ઉચ્ચારી હતી તેનો સંગ્રહ. એમાં કુલ ૨૬ વર્ગ અને ૪૨૩ ગાથાઓ છે.

જે જગતમા અગ્નિની જેમ પૂજાય છે, કુશલ પુરુષોએ જેનો બ્રાહ્મણ તરીકે નિર્દેશ કર્યો છે,૭૮ જે આસક્ત થતો નથી, પ્રવ્રજિત થઈને શોક કરતો નથી, આર્યવચનોમા આનદ પામે છે,૭૯ અગ્નિમા તપાવીને શુદ્ધ કરેલા અને મનશીલાદિથી ચકચકિત કરેલા સુવર્ણની જેમ જેના રાગ, દ્વેષ ભય વ દૂર થઈ ગયા છે,૮૦ તપસ્વી, કૃશ, દાન્ત, જેના માસ અને શોણિત સુકાઈ ગયા છે, જે સુવ્રત અને નિર્વાણ પ્રાપ્ત કરનાર છે,૮૧ જે સ્થાવર જગમ પ્રાણીઓને બરાબર જાણીને ત્રણ પ્રકારે એમની હિંસા કરતો નથી,૮૨ ક્રોધથી, હાસ્યથી, લોભથી અથવા ભયથી જૂઠુ બોલતો નથી,૮૩ જે અદત્ત (કોઈના આપ્યા વિના) સચિત્ત–દાસ પશુ ઇ (કે અચિત્ત) સુવર્ણ ઇ–થોડુ કે ઘણુ લેતો નથી,૮૪ મન, કાયા કે વચનથી જે દિવ્ય, માનવ કે તિર્યચ સબધી મૈથુન સેવતો નથી,૮૫ જળમા ઉત્પન્ન થયેલુ કમળ જેમ જળથી લેપાતુ

---

૭૮. * ઉ સૂ ૨૫-૧૯, મ૦ ભા૦મા જેમ त देवा ब्राह्मण विदु । શ્લોક-પાદ આવે છે એમ આ શ્લોકોમા ઘણે ઠેકાણે त वय बूम माहण । એવુ શ્લોક પાદ આવે છે મ૦ ભા૦ના શ્લોકોની જેમ આ ચરણવાળા શ્લોકો કે તેના અનુવાદની પા ટી મા * નીશાન કરેલુ છે

૭૯. * ઉ સૂ ૨૫-૨૦

૮૦. * ઉ સૂ ૨૫-૨૧

૮૧. * ઉ સૂ ૨૫-૨૨

૮૨. * ઉ સૂ ૨૫ ૨૩, ત્રણ પ્રકારે (૧) મન, વચન અને કાયાથી (૨) મૃદ, મધ્યમ અને તીવ્રપણે

૮૩. * ઉ સૂ. ૨૫-૨૪, સર° 'ભારતસાવિત્રી' (પ્રક૦ ૨૧) શ્લોક ૧૯૫

૮૪. * ઉ સૂ ૨૫-૨૫

૮૫. * ઉ સૂ. ૨૫-૨૬

નથી એમ (વિષયથી ઉત્પન્ન થયેલ છતા) જે કામભોગોથી અલિપ્ત રહે છે,[૮૬] અલોલુપ, મુધાજીવી, અનગાર—ઘર વિનાનો, અકિંચન અને ગૃહસ્થોમાં અનાસક્ત [૮૭] પૂર્વસંયોગ, સગા-વહાલાઓ અને બાંધવોનો ત્યાગ કરીને ભોગોમાં આસક્તિ વિનાનો,[૮૮] મુંડનથી શ્રમણ થતો નથી, ૐકારથી બ્રાહ્મણ થતો નથી, અરણ્યવાસથી મુનિ થતો નથી, અને કુશના વસ્ત્ર પહેરવાથી તાપસ થતો નથી,[૮૯] (પરંતુ) સમતાથી શ્રમણ થાય છે, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ થાય છે, જ્ઞાનથી મુનિ થાય છે અને તપથી તાપસ થાય છે [૯૦] કર્મથી બ્રાહ્મણ થાય છે, કર્મથી ક્ષત્રિય થાય છે,

૮૬. * ઉ સૂ ૨૫-૨૭

૮૭. * ઉ સૂ ૨૫-૨૮, મુધાજીવી (પ્રા મુહાઇ વી)=બદલાની કોઈ જાતની આશા નહિ રાખનાર વધુ માટે જુઓ નોંધ ૨૪

૮૮. * ઉ સૂ ૨૫ ૨૯

૮૯. * ઉ સૂ ૨૫ ૩૧

સર૦ (૧) मौनाद्धि स मुनिर्भवति नारण्यावसनान्मुनि ।
अक्षरं तत्तु यो वेद स मुनि श्रेष्ठ उच्यते ॥

મ૦ ભા૦ ૫-૯૩-૩૫

મૌનથી અર્થાત્ મુનિને યોગ્ય વર્તનથી મુનિ થવાય છે, અરણ્યમાં વાસ કરવાથી નહિ જે એ (તત્) અક્ષરને જાણે છે તે શ્રેષ્ઠ મુનિ કહેવાય છે

(૨) મુંડી થવાથી શ્રમણ થવાતુ નથી, નિયમ વિનાના જુઠાબોલો, ઇચ્છા અને લોભવાળો કેવી રીતે શ્રમણ થાય ? જે અણુ અને સ્થૂલ પાપોને પૂરેપૂરા શમાવે છે તે પાપોને શમાવવાથી શ્રમણ કહેવાય છે ધમ્મપદ ૨૬૪, ૨૬૫, ૩૮૮

૯૦. ઉ. સૂ ૨૫-૩૨

કર્મથી વૈશ્ય થાય છે અને કર્મથી શૂદ્ર થાય છે,'[૧] સર્વ કર્મથી વિમુક્ત થયેલો,'[૨] આવા દ્વિજોત્તમો પોતાનો અને બીજાનો ઉદ્ધાર કરવા સમર્થ હોય છે.[૯૩]

હવે 'ધમ્મપદ'ના બ્રાહ્મણ' વિષેના કેટલાક ઉ લેખો જોઈએ

તૃષ્ણારૂપી સ્રોતને કાપવાનુ પરાક્રમ કરનાર, કામને હાંકી કાઢનાર, સંસ્કારાનો ક્ષય જાણીને નિર્વાણ જાણનાર,[૯૪] (ધ્યાન અને પ્રજ્ઞા) બન્ને

---

૯૧. ઉ સૂ ૨૫-૩૩, આ સદર્ભ બતાવે છે કે ભારતમા સામાન્યત કર્મથી જ્ઞાતની નહિ પ્રધાના મૂળ વિચારને જૈન અનુગમનો ટેકો હતો, પણ પછીથી પ્રવેશેલી જડતા પ્રત્યે વિરોધ હતો

૯૨. * ઉ સૂ ૨૫-૩૪, આ શ્લોકમા મહાવીર સ્વામી માટે 'બુદ્ધ' વિશેષણ છે

૯૩. ઉ સૂ ૨૫-૩૫, સરૂ મજ્ઞાવડે નિર્માણ કરેલી જ્ઞાનરૂપી નૌકાવડે ધીર પુરુષો પોતે તરે છે અને બીજા અજ્ઞાનીઓને પણ તારે છે ' મ૦ ભા૦ ૧૨-૨૨૮ ૧, ૨

૯૪. (ધમ્મ ૩૮૩, સસ્કાર= દુ ખોની કાર્યકારણપરપરા 'પ્રતીત્ય સમુત્પાદ'માનુ બીજુ કારણ 'પ્રતીત્યસમુત્પાદ'ની કાર્યકારણપરપરા અવિદ્યા > સસ્કાર (પ્રવૃત્તિ) > વિજ્ઞાન (જાણવાપણુ) > નામરૂપ > ષડાયતન (મન+૫ ઇંદ્રિયો) > સ્પર્શ (ઇંદ્રિયજન્ય સુખ) > વેદના, (સુખ, દુ ખ ઉપેક્ષા) > તૃષ્ણા > ઉપાદાન (લોભ) > ભવ (કર્મ) > જાતિ (જન્મ) > જરા મરણ-શોક પરિદેવન-દુ ખ-દૌર્મનસ્ય અને ઉપાયાસ

(૨) ઉપર ઉલ્લેખેલ પ્રથમ કારણ અવિદ્યા અથવા અયથાર્થ જ્ઞાનના બૌદ્ધ મત પ્રમાણે ૪ પ્રકાર છે (૧) જગ અનિત્ય એટલે કે રૂપાતર પામનારુ હોવા છતા, તે નિત્ય છે એમ માનવુ (૨) આત્મા નામનો અવિનાશી, અવિકારી પદાર્થ નથી છતા તે એવો છે એમ માનવુ, (૩) સસાર દુ ખમય હોવા છતા તેમા જ બધુ સુખ છે એમ માનવુ, (બુ ચ પૃ ૪૬)

ધર્મનો પારગામી, અને તે જાણીને સંયોજનોનો ક્ષય કરનાર,[૯૫] (પા. ટી ૯૫માં જણાવેલું,) એક ન યોજન જેને નથી એવો નીડર અને અનાસક્ત,[૯૬] દયાળુ, નિષ્પાપ, સ્થિર, કૃતકૃત્ય, અનાસવ, ઉત્તમ અર્થ

---

(નોંધ ૯૪ ચાલુ)

(૩) 'ધમ્મપદ'ના 'બ્રાહ્મણવગ્ગો'ની ઘણીખરી ગાથાઓ, અને 'સુત્તનિપાત'ના પાંત્રીસમા 'વાસેટ્ઠસુત્ત' (વશિષ્ઠસૂત્ર)ની ૨૭મી થી ૫૪મી ગાથાઓ (સળંગ ગાથા ૬૨૦ થી ૬૪૭) લગભગ અક્ષરશઃ એક જ છે અને તેથી અહીં આપેલા 'ધમ્મપદ'ના સંદર્ભો મહદ્ અંશે 'સુત્તનિપાત'નો ખ્યાલ પણ આપે જ છે

૯૫ ધમ્મ ૩૮૪, સંયોજન=બંધન, એ દશ જાતના છે (૧) સક્કાયદિટ્ઠિ આત્મા ભિન્ન પદાર્થ અને નિત્ય છે એવી માન્યતા (૨) વિચિકિચ્છા બુદ્ધ, ધર્મ અને સંઘમાં શંકા અને અવિશ્વાસ (૩) સીલબ્બત પરામાસ સ્નાનાદિ વ્રતોથી જ મુક્તિ મળી જાય એવો વિશ્વાસ (૪) કામરાગ કામવાસના (૫) પટિઘ ક્રોધ (૬) રૂપરાગ બ્રહ્મલોકાદિ પ્રાપ્ત કરવાની ઇચ્છા (૭) અરૂપરાગ અરૂપ દેવલોક પ્રાપ્ત કરવાની ઇચ્છા (૮) માન અહંકાર (૯) ઉદ્ધચ્ચ ભ્રાંતચિત્તતા (૧૦) અવિજ્જા અવિદ્યા આમાંના પહેલા પાંચ અવરભાગી અને છેલ્લા પાંચ ઊર્ધ્વભાગી કહેવાય છે પહેલા ત્રણ નષ્ટ કરવાથી સાધક 'સોતાપન્ન' (ધર્મપ્રવાહમાં પડેલો) અર્થાત બૌદ્ધધર્મના અધિકારી થાય છે પછીના બે સંયોજનોને ક્ષીણ કરવાથી 'સકદાગામી' થાય છે એટલે મોક્ષ માટે તેને બીજો એક જ જન્મ લેવો પડે છે પહેલા પાંચનો પૂર્ણ નાશ કરવાથી 'અનાગામી' અર્થાત્ નિર્વાણ માટે જન્મ લેવો પડતો નથી દશેયનો ક્ષય કરવાથી 'અરહા', અરહન્ત અર્થાત જીવનમુક્ત થાય છે (ધમ્મ પૃ ૧૪૪)

૯૬. *(૧) ધમ્મ ૩૮૫, મ૦ ભા૦ અને ઉ સૂ૦ની જેમ ધમ્મપદની ગાથાઓમાં ઘણે ઠેકાણે તમહં બ્રૂમિ બ્રાહ્મણં । એવો શ્લોક પાદ આવે છે એ ચરણવાળી ગાથાઓ કે તેના અનુવાદની નોંધમાં * નીશાન કરેલું છે

*(૨) ધમ્મ ૩૯૭ આ ગાથાને મળતી છે

પ્રાપ્ત કરેન,[૯૭] પાપને ગાહ્ય કરનાર, સમચર્યાવાળો (વાસના) મેલને પ્રવ્રજિત કરનાર—ત્યાગ કરનાર,[૯૮] અક્રોધી,[૯૯] હિંસામાથી મનને નિવૃત્ત કરી દુખને શમાવનાર,[૧૦૦] કાયા વાણી અને મનથી દુષ્કૃત્ય નહિ કરનાર, એ ત્રણેય સ્થાનનુ સંરક્ષણ કરનાર,[૧૦૧] સત્ય અને ધર્મવાળો,[૧૦૨] ધૂળમાથી (ચીંથરા ગોઘીને) કપડા પહેરનાર, કૃશ, નસોથી વીંટળાયેલો અને એકલો ધ્યાન ધરતો,[૧૦૩] અકિંચન, લેવાની ઇચ્છા વિનાનો, વૈરને, જાળને (તૃષ્ણાને) મ્હોરીને (દષ્ટિને) ક્રમ પ્રમાણે

૯૭. *ધમ્મ ૩૮૬, અનાસવ=આસવ અર્થાત્ વિપત્તિ વિનાનો અથવા પૂરની જેમ તાણી જનારી તૃષ્ણારૂપી 'ઓઘ' વિનાના આ આસવ કે ઓઘ ચાર જાતના છે કામ અર્થાત ભોગ્ય વસ્તુની સ્પૃહા ભવ અર્થાત પરલોકની વાસના દષ્ટિ અર્થાત કોઈ પંથનુ, વાડાનુ મમત કે દુરાગ્રહ અવિદ્યા અર્થાત અયથાર્થ જ્ઞાન (ધમ્મ પૃ ૧૩૮) જુઓ ઉપર નોધ ૬૪

૯૮ ધમ્મ ૩૮૮

૯૯. ધમ્મ ૩૮૯, આ ગાથા રસમય છે તેથી ઉદ્ધૃત કરી છે

न ब्राह्मणस्स पहरेय्य नास्स मुञ्चेथ ब्राह्मणो ।
धी ब्राह्मणस्स हन्तार ततो धी यस्स मुञ्चति ।

બ્રાહ્મણ ઉપર પ્રહાર ન કરવા, બ્રાહ્મણે તેના ઉપર કોપ ન કરવા, બ્રાહ્મણના મારનારને ધિક્કાર છે અને જે (બ્રાહ્મણ) કોપ કરે તેને તેથી પણ વધુ ધિક્કાર છે

૧૦૦. ધમ્મ ૩૯૦

૧૦૧. *ધમ્મ ૩૯૧

૧૦૨. ધમ્મ ૩

૧૦૩. *ધમ્મ ૬૫ બૌદ્ધ અનુગમમા તપશ્ચર્યાના બહુ આકરો નિષેધ છે તેવી માન્યતા આ ગાથાથી સ્પષ્ટ રીતે ખોટી ઠરે છે સાધનામા તપનુ યોગ્ય સ્થાન બૌદ્ધોએ સ્વીકાર્યુ છે

છેદીને ભોગાગને (અવિદ્યાને) કે જી દેનાર,[૧૦૪] મૈત્રીભાવ રાખીને ગાળો, વધ, બન્ધન તે ખમી લેનાર, ક્ષમારૂપ સૈન્યવાળો,[૧૦૫] અક્રોધી, વ્રતવાન, શીલવાન, તૃષ્ણાના અભાવથી નમ્ર, દાન્ત, અન્તિમ શરીરવાળો,[૧૦૬] કમળ ઉપ ના પાણી પેઠે, આરની અણી ઉપરના સરસવની પેઠે કામથી અલિપ્ત,[૧૦૭] અહીંઆ જ પોતાના દુઃખક્ષયને જાણનાર, તૃષ્ણાભાર વિનાનો, અનાસક્ત,[૧૦૮] ગભીર પ્રજ્ઞાવાળો, મેધાવી, માર્ગ અમાર્ગને જાણનાર, ઉત્તમ અર્થ પ્રાપ્ત કરનાર,[૧૦૯] ગૃહસ્થ અને ગૃહવિનાના બન્નેના સંસર્ગ વિનાનો, ગૃહવિનાનાઓના માર્ગને અનુસરનાર, અલ્પ ઇચ્છાવાળો,[૧૧૦] દંડનિધાન કરી ઘાત કરે નહિ અને કરાવે નહિ,[૧૧૧] વિરુદ્ધ મનુષ્યોનો પણ વિરોધ નહિ કરનાર, (મારવા માટે) દંડ ધારણ કરનારની વચ્ચે દંડ છોડી દેનાર અર્થાત્ અહિંસક, સગ્રહ કરનારાઓની વચ્ચે પણ અપરિગ્રહી,[૧૧૨] રાગ, દ્વેષ, માન, તિરસ્કાર વિનાનો,[૧૧૩] અકર્કશ સ્પષ્ટ સત્યવચન બોલનાર, કોઈના ઉપર આક્ષેપ નહિ કરનાર,[૧૧૪] આપ્યા સિવાય કશું પણ નહિ લેનાર,[૧૧૫] આ લોક

---

૧૦૪ *ધમ્મ ૩૯૮, સરં૦ ઇશિ ૧

૧૦૫ *ધમ્મ ૩૯૯

૧૦૬. *ધમ્મ ૪૦૦

૧૦૭. *ધમ્મ ૪૦૧, સર૦ ઉ ત્ત્ ૨૫-૨૭

૧૦૮. *ધમ્મ ૪૦૨

૧૦૯. *ધમ્મ ૪૦૩, માર્ગ = આર્ય અષ્ટાંગિક માર્ગ

૧૧૦. *ધમ્મ ૪૦૪

૧૧૧. *ધમ્મ ૪૦૫

૧૧૨. *ધમ્મ ૪૦૬

૧૧૩. *ધમ્મ ૪૦૭

૧૧૪. *ધમ્મ ૪૦૮

૧૧૫. *ધમ્મ ૪૦૯

પરલોકમા આશા વિનાનો, નિસ્તૃષ્ણ અને અનાસક્ત,[૧૧૬] તૃષ્ણારૂપી ઘર વિનાનો, શંકા વિનાનો અને અમૃતમા પેઠેલો—જીવન્મુક્ત,[૧૧૭] પુણ્ય અને પાપથી પર, અશોક, વિરજ અને શુદ્ધ;[૧૧૮] ચન્દ્ર જેવો વિમલ, શુદ્ધ પ્રસન્ન અને નિર્મળ, તૃષ્ણા અને ભવ જેણે ક્ષીણ કરેલ છે એવો,[૧૧૯] મોહને વટી ગયેલો, ધ્યાની નિષ્કંપ, કશું નહિ ગ્રહણ કરનાર,[૧૨૦] કામ અને સંસારપ્રપંચ વિનાનો; સર્વ દિવ્ય અને માનુષ બંધનોથી મુક્ત;[૧૨૧] રતિ અને અરતિ છોડીને ઠરેલ થયેલો, ઉપાધિરહિત અને લોકનો પરાભવ કરનાર વીર,[૧૨૨] સર્વ જીવોના મરણ અને જન્મ જાણનાર, અસક્ત, સુગત, બુદ્ધ,[૧૨૩] જેની ગતિ દેવ ગન્ધર્વ કે મનુષ્યો જાણતા નથી એવો ક્ષીણાસવ અરહન્ત;[૧૨૪] જેને કયાય કશી આસક્તિ નથી, અકિંચન,[૧૨૫] વૃષભ, પ્રવર, વીર, મહર્ષિ, વિજયી, નિષ્કંપ, સ્નાતક, બુદ્ધ;[૧૨૬] પૂર્વનિવાસ અર્થાત્ પૂર્વજન્મને જાણનાર,

---

૧૧૬. *ધમ્મ ૪૧૦.

૧૧૭. *ધમ્મ ૪૧૧.

૧૧૮. *ધમ્મ ૪૧૨

૧૧૯. *ધમ્મ ૪૧૩, સર૰ ગાથા *૪૧૫, અને *૪૧૬.

૧૨૦. *ધમ્મ ૪૧૪

૧૨૧. *ધમ્મ ૪૧૭

૧૨૨. *ધમ્મ ૪૧૮, આ અને ૪૨૨મી ગાથામા વપરાયેલો 'વીર' શબ્દ તીર્થંકર મહાવીરસ્વામી જે અર્થમા 'વીર' કહેવાતા એ અર્થમા છે.

૧૨૩. *ધમ્મ ૪૧૯

૧૨૪. *ધમ્મ ૪૨૦.

૧૨૫. *ધમ્મ ૪૨૧

૧૨૬. *ધમ્મ ૪૨૨

સ્વર્ગ અને નરકને જોનાર, પુનર્જન્મ ક્ષીણ કરનાર, પ્રજ્ઞા પ્રાપ્ત કરનાર અને પ્રાપ્ત કરવા યોગ્ય સઘળું પ્રાપ્ત કરનાર ૧૨૭

આમ શુદ્ધ શ્રમણ પર પરાઓમાં પણ સાચો 'બ્રાહ્મણ' એ માન પાન અને પોતાના વિકાસની ટોચે પહોચેલો કે પહોચવાનો આર્જવયુક્ત પ્રયત્ન કરનાર, એવી રીતે નિરૂપાયેલો છે એ રીતે 'સમતા' અને 'સમચર્યા'થી સમણ અર્થાત્ શ્રમણ થાય છે, એ વિચારના હાર્દને પકડીને વૈદિક અનુગમમાં બ્રહ્મની સાથે 'સમ'૧૨૮ પર્યાયવાચી કે બ્રહ્મના સમાનાર્થક તરીકે ઉપયોગમાં આવ્યો

---

૧૨૭. (૧) *ધમ્મ ૪૨૩, (૨) બ્રાહ્મણત્વનું આ રીતે શ્રમણદૃષ્ટિએ નિરૂપણ કરવા ઉપરાંત 'ધમ્મપદ'માંની ૧૪૨મી ગાથા બરાબર મ૦ ભા૦ની રીતે જ બ્રાહ્મણ, શ્રમણ અને ભિક્ષુક અર્થાત સંન્યાસીનું ગુણોથી ઐકત્વ વર્ણવે છે 'ભલેને તે અલંકૃત હોય, (દરદાગીના વસ્ત્ર પહેરેલા હોઈને અનંકૃત અર્થાત ગૃહસ્થાશ્રમી હોય તો પણ), પણ જે સમચર્યાવાળો હોય શાન્ત, દાન્ત, નિયત બ્રહ્મચારી—બ્રહ્મની શોધ કરનારો, સર્વભૂતો પ્રત્યે અહિંસક હોય તો તે બ્રાહ્મણ છે, શ્રમણ છે, ભિક્ષુ છે'

अलङ्कतो च पि सम चरय्य सन्तो दन्तो नियतो ब्रह्मचारी ।
सब्बेसु भूतेसु निधाय दण्ड सो ब्राह्मणो सो समणो स भिक्खु ॥

આ ગાથા ઉપરની 'અટ્ઠકથા' જોતાં 'અલંકૃત' ઉપરાંત મનુષ્ય 'પાપી' હોય તો પણ તે 'અરહા' ઢવનમુખ્ય થાય છે, એવી વાર્તા છે

૧૨૮ (૧) न हि मानप्रधानानां कश्चिदस्ति सम क्वचित् ।
૫-૧૨૧-૧૬

(૨) विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिता समदर्शिन ॥
૬-૨૭-૧૮ (ગીતા ૫-૧૮)=કે ૧૨-૨૩૧-૧૯

તેથી એ 'સમતા' અને 'સમચર્યા' શબ્દ જે અર્થમા શ્રમણોમાં વપરાતો હતો બરાબર એ જ અર્થમાં–સહેજ પણ ફેરફાર વિના–મહાભારતમાં અને મહાભારતના નિષ્કર્ષ રૂપ ગીતામાં અનેક સ્થળે ઉપયોગમાં લેવાયો. માત્ર સમતા શબ્દ જ નહિ, પણ સમતાનિદર્શક

---

(નોંધ ૧૨૮ ચાલુ)

(૩) इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥
૬–૨૭–૧૯ (ગીતા ૫–૧૯).

જેમનું મન સમત્વમા સ્થિર થયુ છે તેમણે આ દેહે જ સંસાર જીત્યો છે. બ્રહ્મ નિર્દોષ અને સમ છે તેથી તેઓ (સમત્વમા સ્થિર થયા હોવાથી) બ્રહ્મમાં જ સ્થિર થયા છે.

(૪) ब्राह्मः स्वभावः कल्याणि समः सर्वत्र मे मतिः ।
૧૩–૧૩૧–૫૧.

(૫) समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
૬–૩૫–૨૭ (ગીતા ૧૩–૨૭).

સર્વ ભૂતોમા સમ પણે રહેલા પરમેશ્વરને ..

(૬) समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
૬–૩૫–૨૮ (ગીતા. ૧૩–૨૮).

સર્વત્ર સમ પણે રહેલા ઈશ્વરને જોનાર .

(૭) समदुःखसुखं धीरं । ૬–૪–૧૫ક (ગીતા. ૨–૧૫).

આ શ્લોકપાદ ઉપર ટીકાકાર શંકરાનન્દ ટીકા કરતા સમ—સમભાવ એટલે બ્રહ્મભાવ એવો અર્થ કરે છે (ગીતા. શાં. ભાષ્ય પૃ. ૭૭ નોંધ. ૧).

સર્વભૂતોના હિતમા રત,[129] સર્વ પ્રાણીઓમાં સમાન આત્મા વ્યાપેલો છે,[130] શત્રુ અને મિત્ર, માન અને અપમાન, સુખ અને દુખ, માટીનુ ઢેફુ પથ્થર અને સુવર્ણમા, પ્રિય અને અપ્રિયમા, નિંદા અને સ્તુતિમા, પ્રકાશ પ્રવૃત્તિ અને મોહમા, શીત અને ઉષ્ણમા, લાભ અને અલાભમા, જય અને પરાજયમા, સમાન ભાવ રાખનાર,[131] ભક્ત, જ્ઞાની, યોગી, સાખ્યશાસ્ત્રી, સ્થિતપ્રજ્ઞ, સત્યદર્શી, બ્રહ્મદર્શી, સમદર્શી કે નારાયણદર્શી,[132] પરમ ભાગવત, આ દરેકના ગુણ કથનમા આ સમત્વમા થઈને વિશાળતામા લઈ જનાર, વિદ્યા, અને વિશાળતામાથી

---

૧૨૯. ૬-૨૭-૨૯ (ગીતા ૫-૨૬), ૬-૩૪-૪ (ગીતા ૧૨-૪) ૧૨-૨૨૯-૧૫, ૨૩૨-૧૯, ૨૩૩-૧૪, ૨૬૨ ૬, ૧-૧૧૦-૧૦, ૩-૧૬૦-૨૬, ૨૪૪-૯, ૨૭૭-૬, ૫-૧૪૭-૧૯, ૧૩-૩૦-૩, ૧૧૦-૮૫, ૧૪-૯૫-૫, ૧૨-૩૩૬ ૫૮. છેલ્લા સદર્ભના શ્લોકનો અર્થ આ પ્રમાણે છે 'જો અહિંસક, આત્મવિદ્ અને સર્વભૂતહિતેરત અને સકામ કર્મ વિનાના એકાન્તિક ભક્તોથી આ જગત છવાયેલુ હોત તો સત્યયુગ જ ચાલતો હોત'

૧૩૦. જુઓ નીચે શ્લોક ૭૭, ૭૮

૧૩૧. કૌસમા મૂકેલા આકડા ગીતાના છે ૬-૨૪ ૧૫ (૨-૧૫), ૬-૨૪-૩૮ (૨-૩૮), ૬ ૨૪-૪૮ (૨-૪૮), ૬-૨૬-૨૨ (૪-૨૨) ૬-૨૮-૭ થી ૯, ૨૯, ૩૨ (૬ ૭ થી ૯, ૨૯, ૩૨), ૬-૩૧-૨૯ (૯-૨૯) ૬-૩૪, ૪, ૧૩, ૧૭ થી ૧૯ (૧૨-૪, ૧૩, ૧૭, ૧૮, ૧૯), ૬-૩૫-૨૭, ૨૮ (૧૩-૨૭, ૨૮), ૬-૩૬-૨૨ થી ૨૫ (૧૪-૨૨ થી ૨૫) ૬-૪૦-૫૪ (૧૮-૫૪), અને બીજા સેકડો સદર્ભો તેથી મર્યાદા જળવાય માટે માત્ર ગીતાના જ આધારો મૂક્યા છે

૧૩૨. (૧) જુઓ ઉપર નોધ ૧૨૮ (૨)નો શ્લોક આ શ્લોક ૧૨-૨૩૧ ૧૯મા અલ્પ પાઠાતરે છે એના ઉપર ટીકાકાર વાદિરાજતીર્થ લખે છે समदर्शिन सम नारायण पश्यतीति समदर्शिन એમ 'સમ'ને નારાયણના પર્યાય તરીકે આપેલ છે એ તો સર્વવિદિત છે કે ભાગવત સપ્રદાયમા નારાયણને પરમાત્મતત્ત્વ અને બ્રહ્મતત્ત્વ તરીકે વર્ણવેલા છે ભગવાન વિષ્ણુ

સમત્વમા લઈ જનાર વિદ્યાનુ એવુ સમિલન નજરે પડે છે કે એને અલગ પાડી શકાય જ નહિ એને માટે પંથભેદ, દષ્ટિભેદ કે અવરોધ કઈ નથી 'એ સર્વને સમાન છે' એટલામા બધુ આવી જાય છે

---

(નોધ ૧૦૨ ચાલુ)

૧૦૭મુ નામ 'સમાત્મા' અને ૧૦૯મુ નામ 'સમ' છે (ચિ ૧૩-૧૪૯-૨૫ વિ સ ૧૪૦-૨૫), પાચરાત્રસહિતાઓ પૈકીની 'અહિર્બુધ્ન્ય સહિતા' (૫-૨, ૩)મા પ્રલયાવસ્થિત બ્રહ્મનુ વર્ણન કરતા કહ્યુ છે

प्रसुप्ताखिलकार्यं यत्सर्वत समता गतम् ।
नारायण पर ब्रह्म सर्वावासमनाहतम् ॥ ५-२
पूर्णस्तिमितषाड्गुण्यमसमीराम्बरोपमम् । ૫-૩ અગ

જેની તમામ પ્રવૃત્તિ પ્રસુપ્ત છે, જે સર્વ બાજુએ સમ થયુ છે, સર્વમા વસી રહેલુ, અનાહત, પૂર્ણ, જેમા ૬ ગુણો શમી ગયેલા છે અને જે વાયુ વિનાના આકાશ જેવુ છે એવ નારાયણરૂપી પરમ બ્રહ્મ

(૨) શાતિ અ ૪૭, 'ભીષ્મસ્તવરાજ'મા નારાયણ સ્તુતિ કરતા નારાયણનુ અનેકધા વર્ણન કર્યું છે એ સ્તુતિ અનુસાર નારાયણ એટલે પરબ્રહ્મ, સર્વાત્મા અને સર્વધર્મોના અનુયાયીઓ વડે જુદી જુદી રીતે પૂજાતા પરમાત્મા વિશેષ માટે એ સુદર સ્તોત્ર આખુ જોવા યોગ્ય છે

(૩) 'નારાયણ' શબ્દની વ્યુત્પત્તિ પણ જુદી જુદી રીતે કરવામા આવી છે (શા ભા ના ગુજરાતી અનુવાદ સાથની ટીકામા પૃ ૧૩ ૧૪ ઉપર નીચે પ્રમાણે વ્યુત્પત્તિઓ આપેલી છે

(क) नारा – जलम + अयन – स्थान यस्य स , નાર એટલે જલ જેનુ સ્થાન છે તે, અથવા

(ख) नारस्य–ज्ञानस्य–मुक्तर्वा अयन–प्राप्ति यस्मात्, જેનાથી જ્ઞાન અથવા મુક્તિની પ્રાપ્તિ થાય તે

(ग) नराणा समूह नार, નરનો સમૂહ તે નાર તત્र अयन स्थान ત્યા જેનુ સ્થાન છે તે નારાયણ, એટલે શુદ્ધ ચૈતન્ય

'ઈશોપનિષદ્‌માં આ વિચાર સ્પષ્ટતાથી નિરૂપેલો છે. મંત્ર ૬, અને ૭માં બધે એકત્વ જોનારા વિજ્ઞાની પુરુષને કંટાળો મોહ અને

(નોંધ ૧૬૨ ચાલુ)

(ઘ) सारूप्यमुक्तिवचनो नारेति च विदुर्बुधाः ।
यो देवोऽप्ययनं तस्य स च नारायणः स्मृतः ॥
સારૂપ્યમુક્તિ તે નાર. જે દેવ તેનું અયન છે તે નારાયણ.

(ङ) नाराश्च कृतपापाश्चाप्ययनं गमनं स्मृतम् ।
यतो हि गमनं तेषां सोऽयं नारायणः स्मृत ॥
નાર એટલે કરેલ પાપ ને અયન એટલે ગમન, તે (પાપ) જેનાથી નાસી જાય તે નારાયણ.

(च) नारं च मोक्षणं पुण्यमयनं ज्ञानमीप्सीतम् ।
तयोर्ज्ञानं भवेद् यस्मात् सोऽयं नारायणस्मृतः ॥ (બ્રહ્મવૈવર્ત)
નાર—મોક્ષણ અને અયન—ઇચ્છિત પુણ્યજ્ઞાન, એ બંનેનું જેનાથી જ્ઞાન થાય તે નારાયણ.

(छ) आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।
अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः ॥ મનુ. ૧-૧૦.
જલને નાર કહેલ છે કેમકે તે નર-પરમાત્માથી ઉત્પન્ન થાય છે. તે જલ તેનું પૂર્વસ્થાન હતું તે ઉપરથી નારાયણ કહેવાય છે.

(ज) नाराजातानि तत्त्वानि नाराणीति विदुर्बुधाः ।
तान्येव चायनं तस्य तेन०
નારા એટલે ઉત્પન્ન થયેલાં તત્ત્વો તેમનું અયન તે નારાયણ.

(झ) (૧) સૂક્ષ્મદર્શિઓ 'નારાયણ'નો આવો અર્થ કરે છે:—નર એટલે નર અને અચરાત્મક સર્વ શરીરો, તેઓ તેમાં નિત્ય એકઠાં થયેલાં છે. અર્થાત્ ચિદાભાસ કે જીવો જેમાં એકઠા થયેલા છે તે **નારા**, તેઓના આશ્રય, નિયામક કે અંતર્યામી તે **નારાયણ**. (આનન્દગિરિ)

શોક નથી એમ કહ્યુ છે[133] ૧૬મા મ ત્રમા ઋષિએ તેજસ્વી કલ્યાણતમ રૂપવાળા પરાત્પર પુરુષની અને પોતાની એકતા જોઈ છે આ મ ત્રો શુક્લ યજુર્વેદના સ હિતા વિભાગના છે તેથી એનુ મહત્ત્વ અનેક દૃષ્ટિએ છે[134] બીજા ઉપનિષદોમા પણ આ વિચાર અનેક સ્થળે છે 'હુ બ્રહ્મ છુ',[135] 'એક અને અદ્વિતીય,'[136] 'વરિષ્ઠ બ્રહ્મ જ વિશ્વરૂપે રહેલુ છે,'[137] 'આ બધુ આત્મા જ છે,'[138] 'એ જ દિવ્ય, નિરાકાર, બહાર—અ દર બધે રહેલો, અજ, પ્રાણરહિત, મન વિનાનો, શુદ્ધ અને પરાત્પર પુરુષ છે,'[139] 'અજ, મહાન આત્મા, અજર, અમર,

---

(નોધ ૧૩૨ ચાલુ)

(૨) **નારા**, એટલે જીવાત્માઓ ત્વ પદવાચ્ય જીવો, તેઓનુ જે અધિષ્ઠાન તત્પદવાચ્ય પરબ્રહ્મ તે **નારાયણ**. (આનન્દગિરિ)

(૧૩૨ (છ)મા મૂકેલી વ્યુત્પત્તિ નારાયણના જુદા જુદા નામોના નિર્વચન કરતા મ૦ ભા૦મા અક્ષરશ (૧૨-૩૨૮-૩૫) આપી છે)

**૧૩૩** મન્ત્ર ૬, ૭ જુઓ નીચે શ્લોક ૭૬ની નોધમા
तेजो यत्ते रूप कल्याणतम तत्ते पश्यामि योऽसावसौ पुरुष सोऽहमस्मि ॥
ઈશ ૧૬, = બૃહ ઉ ૫-૧૫-૧

**૧૩૪.** ઈશોપનિષદ્ એટલે શુક્લ યજુર્વેદનો ૪૦મો અધ્યાય આ એક જ ઉપનિષદ વેદોના સ હિતા વિભાગમા છે

**૧૩૫** अह ब्रह्मास्मि ।
બૃહ ઉ ૧-૪-૧૦, તેજોબિ દુ ૩-૫૯ થી ૭૩.

**૧૩૬.** છા ઉ ૬-૨-૧ एकमेवाद्वितीयम् ।

**૧૩૭.** મુણ્ડક ઉ ૨-૨-૧૧ ब्रह्मैवेद विश्वमिद वरिष्ठम् ।

**૧૩૮.** છા ઉ ૭-૨૫-૨ आत्मैवेदसर्वमिति ।
સર° યો વા ૫-૧૩-૭૬ અ, ૧૪-૫૮ અ

**૧૩૯.** दिव्यो ह्यमूर्त पुरुष सबाह्याभ्यन्तरो ह्यज ।
अप्राणो ह्यमना शुभ्रो ह्यक्षरात्परत पर ॥ મુણ્ડક ૨-૧-૨.

અમૃત અને અભય બ્રહ્મ છે [૧૪૦] 'આ આત્મા બ્રહ્મ છે,'[૧૪૧] 'આ સર્વ જે કંઈ છે તે આત્મા છે,'[૧૪૨] 'તે (આત્મા) સમાન થઈને આ લોક અને પરલોકમા સંચાર કરે છે,'[૧૪૩] આત્મજ્ઞાની, શાન્ત દાન્ત ઉપરત તિતિક્ષુ અને સમાહિત થઈને આત્મામા જ આત્માને જુએ છે, એ (દ્રષ્ટારૂપી) પાપથી લેપાતો નથી એ એને પાર કરે છે, પાપથી તે તપતો નથી એ પાપને તપાવે છે એ વિપાપ, વિરજ, અવિચિકિત્સ— નિઃશંક—બ્રાહ્મણ થાય છે, એ જ બ્રહ્મલોક છે,[૧૪૪] 'એ (સત્યરૂપી) આત્મા તું જ છે,'[૧૪૫] 'એ જ્ઞાનીને' મે શા માટે શ્રેષ્ઠ કર્મ ન કર્યું, મે શા માટે પાપ કર્યું' એનો વિચાર કદી સંતાપતો નથી, જે આ પુણ્ય-પાપને આમ સંતાપના જ કારણ જાણે છે તે આત્માની રક્ષા કરે

---

૧૪૦. स वा एष महानज आत्माजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म ।
बृ० उ ४-४-२५

૧૪૧ अयमात्मा ब्रह्म । बृ० उ २-५ १९, ४ ४ ५ माण्डु उ २

૧૪૨ इदं सर्वं यदयमात्मा । बृ० उ २-४-६

૧૪૩. स समानः सन्नुभौ लोकावनुसञ्चरति । बृ० उ ४-३-७

૧૪૪ तस्यैव स्यात् पदवित्तं विदित्वा न लिप्यते कर्मणा पापकेनेति । तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वात्मन्येवात्मानं पश्यति सर्वमात्मानं पश्यति नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति नैनं पाप्मा तपति सर्वं पाप्मानं तपति विपापो विरजोऽविचिकित्सो ब्राह्मणो भवत्येष ब्रह्मलोकः । बृ० उ ४-४ २३, सर० ईश मन्त्र ७, ६

૧૪૫. स आत्मा तत्त्वमसि । छा उ ६-८-७ ९-४ १०-३,
११-३, १२-३, १३-३, १४-३, १५-३, १६-३,
सर० कैव उ १८.

છે; જે એ બન્નેને એવી રીતે જાણે છે (સમ રહે છે) તે પુરુષ આત્માની રક્ષા કરે છે.'[૧૪૬]

આ પ્રમાણે સર્વ ઉપનિષદોમાં બ્રહ્મદર્શીત્વ અને સમદર્શીત્વ વિષે સંખ્યાબંધ ઉલ્લેખો મળે[૧૪૭] છે. એ બધાનો સંગ્રહ અહીં કરવો અશક્ય છે, પણ સમત્વ પ્રાપ્ત કર્યા પછી ચિત્તમાં જે ભાવ ઉઠે છે તેનું વર્ણન કરતાં–સામગાન કરતાં ઉપનિષદના ઋષિ ગાય છે, 'આશ્ચર્ય! આશ્ચર્ય! આશ્ચર્ય! હું અન્ન છું, હું અન્ન છું, હું અન્ન છું; હું અન્ન જમનારો છું, હું અન્ન જમનારો છું, હું અન્ન જમનારો છું; હું શ્લોકકૃત્—અવાજ કરનારો—છું; હું શ્લોકકૃત્ છું, હું શ્લોકકૃત્ છું; હું સર્વથી પહેલાં ઋતમાથી ઉત્પન્ન થયો છુ; હું દેવોથી પણ પહેલાં વિદ્યમાન છું અને અમૃતનું કેન્દ્ર છું; જે મને (અન્ન) આપે છે તે એનાથી મારી રક્ષા કરે છે; (પણ જે નથી આપતો તે) અન્ન ખાનારને હું અન્નરૂપ થઈને ખાઈ જાઉં છું; હું સમસ્ત વિશ્વનો પરાભવ કરું છું; મારા પ્રકાશની એક ઝલક સૂર્ય જેવી છે, જે આમ જાણે છે (તે આવી સ્થિતિ પ્રાપ્ત કરે છે).'[૧૪૮]

૧૪૬. एतꣳ ह वाव न तपति । किमहꣳ साधु नाकरवम् । किमहं पापमकरवमिति । स य एवं विद्वानेते आत्मानꣳस्पृणुते । उभे ह्येवैष एते आत्मानꣳस्पृणुते ॥ य एवं वेद । તૈત્તિ. ઉ. ૨–૯.

૧૪૭. મહત્ત્વના કેટલાક ઉલ્લેખો બૃહ ઉ. ૨ ૧ ૨૦; મુણ્ડક ઉ. ૨–૧–૧; શ્વેતા૦ ઉ. અ. ૫; શ્વેતા૦ ઉ. ૬ ૧૦થી; બૃહ. ઉ. ૩–૭–૨૩ ઇ. ઇ.

૧૪૮. एतत्साम गायन्नास्ते । हा३वु हा३वु हा३वु । अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादो३ऽहमन्नादो३ऽहमन्नादः । अहं श्लोककृदहꣳश्लोककृदहꣳश्लोककृत् । अहमस्मि प्रथमजा ऋता३स्य । पूर्वं देवेभ्यो अमृतस्य ना३भायि । यो मा ददाति स इदेव मा३वाः । अहमन्नमन्नमदन्तमा३द्मि । अहं विश्वं भुवनमभ्यभवा३म् । सुवर्न ज्योतीः । य एवं वेद । તૈત્તિ૦ ૩–૧૦.

મહાભારત રીનસર ગ્રંથબદ્ધ થયું તે અરસામા એટલેક આશરે ઈ. સ. પૂર્વે ૫૦૦ આસપાસ ભારતમાં ઘણા પરિવ્રાજક સંપ્રદાયો હતા. એમાના કેટલાક તો અલગ સંપ્રદાય ન હોઈ માત્ર થોડા કર્મવિધાન દ્વારા જ પરસ્પર-થી જુદા પડતા હતા. મ૦ ભા૦ના 'અનુશાસનપર્વ'મા સંન્યાસીઓના ધર્મના વિભાગમા આવા ઘણા પરિવ્રાજકો-ભિક્ષુઓ-મુનિઓ-યતિઓ-દ્વિજોના ધર્મોનું અર્થાત્ આચારનું કથન છે. એમા નિવૃત્તિલક્ષણ ધર્મમા પ્રથમ સર્વભૂતદયાધર્મથી શરૂઆત કરતા, એવો મુનિ કેવો હોય એનું વર્ણન છે. 'તે મુનિ કમંડલુ, પાણી, વસ્ત્ર, આસન, ત્રિદંડ, શયન, અગ્નિ અને નિવાસસ્થાનમા આસક્તિ રાખતો નથી.'[૧૪૯] આ શ્લોક સાંખ્ય જેવી કોઈ પરંપરાના નિસ્સંગ સાધુનો ખ્યાલ આપે છે. વળી પરમહંસ સંન્યાસીઓને કેવું પદ પ્રાપ્ત થાય છે તે જણાવતા કહે છે. 'આ પદથી શ્રેષ્ઠ કે કનિષ્ઠ, પહેલાં કે પછી, બીજું કંઈ નથી; તે દુઃખથી અને સુખથી રહિત છે; સૌમ્ય, અજર, અમર અને અવ્યય છે.'[૧૫૦] આ વિધાન સમગ્ર રીતે સાચા સંન્યાસીને લાગુ

(નોંધ ૧૪૮ ચાલુ)

મ૦ ભા૦મા 'યોગયજ્ઞ'ના વિવેચનમા 'નારાયણવિદો' અર્થાત્ આત્મવિદો ઉપનિષદની ઋચાઓ કહે છે, અને સામગાન કરે છે એમ કહીને 'તૈત્તિરિય ઉપનિષદ' અને તદંતર્ગત ઉપર મૂકેલા 'સામગાન'નો ઉલ્લેખ કર્યો છે એ ભાગમા છેવટે દેવ નારાયણ સર્વના આત્મા છે એમ કહ્યુ છે.

(૧૪-૨૫-૧૫ થી ૧૭).

૧૪૯. न कुण्ड्यां नोदके सङ्गो न वाससि न चासने ।
न त्रिदण्डे न शयने नाग्नौ न शरणालये ॥

૧૩-૧૨૯-૨૨.

૧૫૦. अत परतर नास्ति नापर न तिरोऽग्रतः ।
अदु खमुख सौम्यमजरामरमव्ययम् ॥ ૧૩-૧૨૩-૩૦.

પડે છે. અને વૈદિક આશ્રમધર્મના હેતુ અને જીવનનું લક્ષ્યબિંદુ પ્રાપ્ત કરવાની જેમાં સૌથી વધુ સરળતા છે, તેવા આશ્રમને અંતે માણસ કેવું સમત્વદર્શી પદ પ્રાપ્ત કરે છે એ બતાવવા સાથે વૈદિક દૃષ્ટિએ જેને જીવનનું લક્ષ્ય માન્યું છે તેના એક પાસાનું બને તેટલું સ્પષ્ટ વર્ણન કરવાનો પ્રયત્ન કરે છે.

બ્રાહ્મણત્વની આ ચર્ચા પછી એ અંગે રસપ્રદ અને કંઈક ઐતિહાસિક તથ્યાંશવાળી બે વિગતો આપવી અહીં પ્રસ્તુત છે.

(૧) ઈ. સ.ની પાચમી સદી આસપાસ લખાયેલા જૈન કથાગ્રંથ 'વસુદેવહિંડી'માં બ્રાહ્મણો અને આર્યવેદની ઉત્પત્તિની કથા છે.[૧૫૧] 'ભરતચક્રવર્તીનું દર્શન કરવા કેટલાક લોકો રાજમહેલમા જતા હતા. તે લોકોની પ્રતિજ્ઞા હતી કે પ્રાણીઓને હણવા નહીં. જીવોને નહિ હણવાના કારણથી એઓ 'માહણ' (બ્રાહ્મણ) કહેવાતા હતા. એમનો આચારધર્મ તે શતસહસ્ર (શ્લોકવાળા ગ્રંથ)થી નિબદ્ધ કરવામા આવ્યો.' અહીં બ્રાહ્મણોનો 'માહણ'—અહિંસક તરીકે ઉલ્લેખ છે. સામાન્યતઃ જૈન ગ્રંથોમા બ્રાહ્મણોનો धिग्जातीय (પ્રા. धिज्जाइअ) એવો હલકા પ્રકારનો ઉલ્લેખ હોય છે. એ જોતા આ નિર્વચન નોંધપાત્ર છે.[૧૫૨]

---

૧૫૧. (૧) 'વસુદેવહિંડી' મૂળ પૃ. ૧૮૪, અનુવાદ પૃ. ૨૩૯. સોમશ્રી લંભક; (૨) ભરતચક્રવર્તીના સમયમા આ માહણો—બ્રાહ્મણો ઉત્પન્ન થયા તેની થોડા હકીકતભેદે કથાઓ જૈન ગ્રંથો 'પઉમચરિય', 'આવશ્યકવૃત્તિ' 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર', 'પદ્મપુરાણ' અને આદિપુરાણમા' છે. (જુઓ 'દર્શન અને ચિંતન' પુ. ૨, પૃ. ૧૧૫૬ થી)

૧૫૨. સંસ્કૃત 'બ્રાહ્મણ' શબ્દનું વાગ્વ્યાપારગત પ્રાકૃત રૂપ माहण થાય છે. મૂળ વ્યુત્પત્તિને બાજુએ મૂકીને પછી माहण શબ્દનું આ અહિંસાસંગત નિર્વચન કરવામા આવ્યું હોય એમ જણાય છે. સં. द्विजाति ઉપરથી પ્રા दिज्जाति અને તેની ઉચ્ચાર વિકૃતિએ धिजाइ થયું હશે; અને તેમાથી ભાષા અપભ્રષ્ટ થવાથી, સાંપ્રદાયિકતાથી કે ભૂલથી સંસ્કૃત ટીકાકારોએ धिजाइનું, धिज्जाइअ અને એનું धिग्जातीय એવું નિર્વચન કર્યું।

વળી એમનો આચારધર્મ यागमाहप्पेण निबद्धा એમ છે. તે જૈન પરંપરા અનુસાર હોવા છતા પણ 'શતસાહસ્રીસંહિતા' તરીકે ઓળખાતા મહાભારતનું સ્મરણ કરાવે છે 'વસુદેવહિંડી'મા[153] ભગવદ્ગીતા (મ૦ ભા૦નો એક ભાગ) વિશે ઉલ્લેખ છે, જે 'વસુદેવહિંડી'નો રચનાકાળ જોતા ઘણો મહત્ત્વનો ગણાય જૈન પરંપરા અનુસારના ઉપર કહેલા એકલક્ષાત્મક આચારધર્મના ગ્રંથને પરમઋષિએ ઉપદેશેલો 'આર્યવેદ' કહ્યો છે તે સાથે મ૦ ભા૦ 'કાર્ષ્ણવેદ' અને 'પાંચમો વેદ'[154] કહેવાય છે તે અને મ૦ ભા૦ના રચનાર વ્યાસનું એક વિશેષણ 'પરમર્ષિ'[155] છે એ સરખાવવા જેવું છે

જો કે 'વસુદેવહિંડી'ના કર્તાના મનમા ચોક્કસ મહાભારત જ હશે એમ કહી શકાય નહિ કારણ કે મહાભારતની અંદરના જ એક ઉલ્લેખ મુજબ પાંચરાત્ર સંપ્રદાયનું શાસ્ત્ર પણ એક લાખ શ્લોકોનું હતું[156]

જૈન કથાગ્રંથો 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત,' 'ઉત્તરપુરાણ,' અને 'પદ્મપુરાણ'મા યજ્ઞીય હિંસાની પ્રવૃત્તિ વિશે કથાઓ છે તેમા 'ત્રિષષ્ટિચરિત'મા રાજા વસુએ યજ્ઞીય હિંસાની તરફેણમા અસત્ય ચુકાદો આપ્યો તેની કથા છે[157] એવી રીતે મહાભારતમા બે સ્થળે

---

૧૫૩ 'વસુદેવહિંડી' મૂળ પૃ ૫૦, અનુ પૃ ૬૦ ધનશ્રીના દૃષ્ટાંતમા

૧૫૪ ૧-૧-૨૦૫ ૫૬-૧૭, ૫૭-૭૪, વગેરે

૧૫૫ ૧-૧-૨૫, આદિ° ક્ષેપક ન ૨૮૫ લીટી *, વગેરે

૧૫૬ ૧૨-૩૨૨-૩૫, ૩૬ થી

૧૫૭ જુઓ 'દર્શન અને ચિંતન' ગ્રં ૨, પૃ ૧૧૬૬ થી (મૂળ સંદર્ભો ત્રિષષ્ટિ૦ ગુજ ભાષા પર્વ ૭, સર્ગ ૨૭, પૃ ૯૭ ૩૪, ઉત્તર પુ પર્વ ૬૭ શ્લો૦ ૧૫૭ થી ૪૬૧, પદ્મ પુ દૌલતરામજીકૃત હિંદી અનુ પૃ ૧૫૭ થી આગળ વગેરે)

રાજા ઉપરિચર વસુની કથા છે.[૧૫૮] અન્ને સ્થળે એણે યજ્ઞીય હિંસાની તરફેણમાં મત આપ્યો અને એથી તે સ્થાનભ્રષ્ટ થયો એની કથા છે અન્ને અનુગમ ગ્રંથોમાની કથાઓ પૌરાણિક છે, છતાં પણ જે રીતે મૂકવામાં આવી છે તે જોતાં એવું લાગે છે કે મ૦ ભા૦ની કથાનુ ગઠન મતાવનથી તેથી વધુ પ્રમાણિત ઐતિહાસિક તત્ત્વ સંઘરતુ હોવા સંભવ છે એમાની 'શાંતિપર્વ'માની કથા પ્રાચીન પંચરાત્ર સંપ્રદાય અનુસારની છે, તેથી એ રીતે એક જુદા દૃષ્ટિબિંદુથી પણ આનુ મૂલ્યાંકન કરવાની તક મળે છે એ કથાસાર આ પ્રમાણે છે 'રાજા વસુ ચિત્રશિખણ્ડી સપ્તર્ષિઓએ રચેના પંચરાત્રશાસ્ત્રનો અભ્યાસી, અહિંસક શુચિ, અક્ષુદ્ર અને અનાસક્તિપૂર્વક કર્મ કરનારો હતો તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેમાં પશુઘાત કરવામાં આ યો નહોતો માત્ર અરણ્યમાં પેદા થયેના ફળમૂળોથી દેવોને ભાગ આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું.[૧૫૯] × × × હવે એક વખતે દેવો અને ઋષિઓ અર્થાત્ બ્રાહ્મણો (મ૦ ભા૦માં બંને શબ્દો પ્રયોજાયા છે) વચ્ચે સંવાદ થયો[૧૬૦] તેમાં

---

૧૫૮ (૧) શાંતિ અ ૩૨૪, આશ્વ૦ અ ૮૪

(૨) 'મત્સ્યપુરાણ'માં પણ આ પ્રકારની કથા છે (જુઓ 'દર્શન અને ચિંતન' પુ ૨, પૃ ૧૧૭૦થી મૂળ સંદર્ભ, 'મન્વન્તરાનુ પ દેવર્ષિ સંવાદ' નામનો અધ્યાય પૃ ૨૭૦)

૧૫૯. શાંતિ અ ૩૨૩, આ વસુ ઉર્ફે ઉપરિચર ચેદિના ધર્મશીલ રાજા હતો પ્રાસ્તાવિક ભાગ પૂરો કરીને મ૦ ભા૦ની ખરેખરી શરૂઆત તેની કથાથી જ થાય છે (આદિ૦ અ ૫૭) 'નિર્પદ્ધિમાં 'આ વસુરાજ સ્ફટિકની જે દરય શિલા ઉપર બેસી, સત્યના પ્રભાવે આસન ઊંચુ રહે છે એની ખાટી વાત ફેલાવતો' એવો ઉલ્લેખ છે તે સાથ મ૦ ભા૦માં ઇન્દ્ર તેને સ્ફટિકનુ વિમાન આપેલું એમ જણાવ્યુ છે તે સરખાવો (૧ ૫૭-૧૩, ૩૦) આનુ ખરુ નામ 'વસુ' હતુ પણ સ્ફટિકના વિમાનમાં બેસી અંતરીક્ષમાં ઉપર ફરતો તેથી 'ઉપરિચર' નામ પડ્યુ હતુ

૧૬૦. શાંતિ અ ૩૨૮

દેવોએ બ્રાહ્મણોને કહ્યું કે 'अजेन यष्टव्यम्' એવું વેદમાં છે એનો અર્થ છાગ અર્થાત્ બકરું જ હોમવું, બીજું પશુ નહિ એવો છે'[161] ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે "'અજ' એટલે બીયાં થાય છે માટે તેનાથી હોમ કરવો, તેથી બકરાને હોમવા યોગ્ય નથી. પશુવધ એ સત્પુરુષોનો ધર્મ નથી. વળી આ શ્રેષ્ઠ કૃતયુગમાં પશુવધ કેમ કરાય?" એટલામાં અંતરીક્ષચર વસુરાજ ત્યાં આવ્યો. એટલે દેવો અને બ્રાહ્મણોએ આ સર્વભૂતહિતપ્રિય યજ્ઞ કરનારો રાજા અસત્ય નહિ બોલે એમ માનીને[162] એને પૂછ્યું કે 'યજ્ઞ શેનાથી કરવો—બકરાથી કે ઔષધિથી?' રાજાએ પૂછ્યું, 'કોનો કયો મત છે?' પણ દેવોનો મત હિંસક યજ્ઞનો જાણીને દેવોના પક્ષમાં તે બોલ્યો કે 'અજ એટલે બકરાનો હોમ કરીને યજ્ઞ કરવો.' એટલે તરત જ ગુસ્સે થયેલા મુનિઓએ તેને શાપ આપીને અંતરીક્ષમાંથી ભોંય પાડીને પૃથ્વીના વિવરમાં પેસાડી દીધો. પૃથ્વીના વિવરમાં પેસીને પણ એ રાજા નારાયણના નામનો જાપ કરતો, અને ભક્તિ કરતો. એની ભક્તિથી અને પછીથી દર્શાવેલા બ્રાહ્મણો પ્રત્યેના માનથી (અર્થાત્ અહિંસાપરાયણતાથી) ભગવાન વિષ્ણુ પ્રસન્ન થયા અને તેને બ્રહ્મલોકમાં મોકલ્યો. એમ વાણીનો દોષ કરવાથી—અસત્ય બોલવાથી—વસુ અધોગતિ પામ્યો અને ભગવાન હરિની સેવા કરીને તે બ્રહ્મલોક પામ્યો.'

'આશ્વમેધિકપર્વ'માંની કથા આ પ્રમાણે છે[163] ઇંદ્રે યજ્ઞ કર્યો. યજ્ઞ દરમિયાન પશુઓનો વધ કરવા માટે અધ્વર્યુઓએ પકડ્યા ત્યારે મહર્ષિઓને દયા આવી અને ઇંદ્રને મળી તેમણે કહ્યું કે 'આવો યજ્ઞવિધિ

૧૬૧. ૧૨ ૩૨૪–૩૬ સાથે સરખાવો 'ત્રિષષ્ટિચરિત્ર' (જુઓ 'દર્શન અને ચિંતન', પુ ૨ પૃ ૧૧૬૭)

૧૬૨. ૧૨–૩૨૪–૮

૧૬૩. આશ્વ अ ૯૪

પવિત્ર નથી. હિંસાને કદી ધર્મ કહેવાય જ નહિ. માટે ત્રણ વર્ષનાં જૂનાં બિયાથી યજ્ઞ કર.' એટલે શાનાથી યજ્ઞ કરવો એનો મોટો વિવાદ થયો. તેથી વિવાદથી ખિન્ન થઈને ઋષિઓ તથા દેવ સાથે મળીને આ શંકાનો નિવેડો લાવવા વસુ રાજા પાસે ગયા. એટલે કંઈ પણ બળાબળનો વિચાર કર્યા વિના 'જે કંઈ મળે તેનાથી યજ્ઞ કરવો' એવુ વસુ બોલ્યો. એટલે (આ વાણીના દોષથી) એ રસાતળમા પેસી ગયો.'[૧૬૪] આ કથા પછી વ્યાસ કહે છે કે 'સંશયભરેલા વિષયમા માણસ ગમે તેટલો બહુજ્ઞ હોય તોપણ તેણે (સ્પષ્ટ) બોલવુ જોઈએ નહિ કારણ કે પ્રમાદ કરવાથી મોટા મોટા દાનોના ફળનો પણ નાશ થઈ જાય છે' × × × દાન, ભૂતદયા, બ્રહ્મચર્ય, સત્ય, અનુક્રોશ, ધૃતિ અને ક્ષમા એ જ ધર્મ, એ જ મહાત્યાગ છે, એ જ સનાતન ધર્મનું સનાતન મૂળ છે.'[૧૬૫]

'મહાભારત'ની ઉપરની વાર્તાઓ પૈકી પહેલી પંચતંત્રશાસ્ત્રો અગેના વિભાગની છે, અને જૈન કથા સાથે એને અમુક મળતાપણું છે. તેથી કદાચ 'વસુદેવહિંડી'ના કર્તાના મનમા પંચતંત્રશાસ્ત્ર પણ હોઈ શકે. એ માન્યતાને બીજા એ કારણનો ટેકો છે કે 'વસુદેવહિંડી' ઉપરાંત જૈન કથાગ્રન્થો 'આવશ્યકવૃત્તિ,' 'પઉમચરિય,' 'પદ્મપુરાણ,' 'આદિપુરાણ'મા બ્રાહ્મણોત્પત્તિની કથાઓ છે ત્યા ભગવાન ઋષભદેવ

૧૬૪. યુધિષ્ઠિરના (હિંસક) મહાયજ્ઞ, એક દરિદ્ર બ્રાહ્મણે બશેર સાથવાનુ દાન કરવાથી થયેલા મહાયજ્ઞની તુલનામા વિસાત વગરનો છે એવું વ્યાસે બતાવ્યુ તે પછી અહિંસક યજ્ઞોની શ્રેષ્ઠતા સાથી અથવા રાજર્ષિ જનમેજયના પ્રશ્ન ઉપરથી આ વસુ રાજાની કથા કહેવામા આવી છે (આશ્વ અ ૯૩, ૯૪)

૧૬૫. एप धर्मो महास्त्यागो दान भूतदया तथा ।
ब्रह्मचर्यं तथा सत्यमनुक्रोशो धृति क्षमा ॥
सनातनस्य धर्मस्य मूलमेतत्सनातनम् । १४-९४-३१.

અને/અથવા તેમના પુત્ર ભરત ચક્રવર્તીની સાથે તેમનો સંબંધ જોડાયેલો છે. એવી રીતે પંચરાત્ર અર્થાત્ ભાગવત સંપ્રદાયના ગ્રન્થ 'ભાગવત'માં[૧૯૬] ઋષભદેવના સો પુત્રો પૈકી સૌથી મોટા ભરત (ચક્રવર્તી) રાજા થયા, તેમનાથી નાના નવ પુત્રો ભરતખંડના નવ (પેટા) દ્વીપોના રાજા થયા, તેમનાથી નાના બીજા નવ આત્મવિદ્યાવિશારદ શ્રમણો થયા અને તેમનાથી નાના બાકીના ૮૧ પુત્રો મહાશ્રોત્રિય, યજ્ઞશીલ, કર્મવિશુદ્ધ, અને કર્મતંત્રના પ્રણેતા એવા બ્રાહ્મણો થયા હતા' એવો ઉલ્લેખ છે. એ જોતા સાંપ્રદાયિક મનાગ્રહતાના જાળામાંથી પણ કંઈક ઐતિહાસિક તત્ત્વ દેખાયા વિના રહેતું નથી.

(૨) બીજી વાત એ કે સામાન્ય રીતે વિદ્વાનોમાં છાપ એવી દેખાય છે કે બ્રહ્મવિદ્યા મૂળ બ્રાહ્મણોમાંથી નહિ, પણ ક્ષત્રિયોમાંથી જ પ્રથમ પ્રસાર પામી છે. આ માન્યતાની પાછળ એ વસ્તુ પણ રહેલી છે કે વૈદિકઅનુગમના સાત્વત સંપ્રદાયના બે અવતાર—શ્રીકૃષ્ણ અને રામ, તથા જૈન અને બૌદ્ધ અનુગમોના અવતારી પુરુષો—મહાવીર અને બુદ્ધ એ ચાર ક્ષત્રિય છે. તે ઉપરાંત ઉપનિષદોમાં ઘણે સ્થળે અજ્ઞ બ્રાહ્મણ મુનિઓને જ્ઞાની ક્ષત્રિય રાજાઓએ બ્રહ્મવિદ્યા શિખવી હોવાના ઉલ્લેખો છે.[૧૯૭] વળી 'મનુસ્મૃતિ' રચનાર મનુ પોતે

૧૯૬ 'ભાગવત' ૫-૪-૮ થી ૧૨ ૧૧ ૨ ૧૬ થી ૧૯

૧૯૭ (૧) જુઓ રાજા પ્રવાહણ જૈવલિ અને શ્વેતકેતુ આરુણેયનો સંવાદ છાં ઉ ૫ ૩ ૧ થી બૃહ ઉ ૬-૨ ૧ થી. આ ઉલ્લેખોથી એટલું સમન્વય છે કે બ્રહ્મવિદ્યાની એક વિદ્યાશાખા 'પંચાગ્નિવિદ્યા'થી (પુરોહિત વર્ગના) બ્રાહ્મણો અજ્ઞાત હતા.

(૨) ઉદ્દાલક વગેરે છ મહાશાલ મહાશ્રોત્રિયો અને કેકયના પુત્ર રાજા અશ્વપતિનો સંવાદ છાં ઉ ૫-૧૦-૧ થી

(૩) ગાર્ગ્ય બાલાકિ અને કાશીરાજ અજાતશત્રુનો સંવાદ બૃહ ઉ ૨-૧-૧ થી

પરંપરા અનુસાર મનુષ્ય જાતિના પ્રથમ રાજા છે[૧૬૮] જૈન અને બૌદ્ધ પરંપરાઓનો મને બરાબર અભ્યાસ નહિ હોવાથી–તથા એ અનુગમો બ્રહ્મવિદ્યા ઉપર નહિ પણ એની જ સમવિદ્યા ઉપર ભાર મૂકતા હોવાથી–એ બંનેને બાજુએ રાખી, વૈદિક પરંપરા અનુસાર એ માન્યતા પૂરેપૂરી સાચી છે કે કેમ તે તપાસવું જોઈએ. મને એમ લાગે છે કે એ છાપ બરાબર નથી. એક તો સંન્યાસાશ્રમ—મોક્ષાશ્રમની ગમે તેટલી મહત્તા હોય તોપણ તે તથા બીજા બંને આશ્રમો ધારણ અને પોષણ માટે ગૃહસ્થાશ્રમ ઉપર જ આધાર રાખે છે. અને જ્યાં સુધી સંપૂર્ણ અહિંસક અને સત્યાચારી સમાજરચના ન થાય ત્યાં સુધી તમામ સત્પુરુષો થવા માગતા સજ્જનો અને પ્રજાને સંરક્ષણ માટે ન્યાયી અને દૃઢ રાજદંડ ઉપર મુખ્ય આધાર રાખવો પડે છે. દેખીતી રીતે આ વિચારસરણી પકડેલી હોઈને તથા રાજધર્મ રજસ્ પ્રધાન હોઈને અને બ્રાહ્મધર્મ સત્ત્વપ્રધાન હોઈને પ્રથમમાં પ્રચાર અને આક્રમક તત્ત્વ હોય અને બીજામાં શાંત અને અંતર્મુખ તત્ત્વ હોય. આ એક મહત્ત્વના કારણે જૂના બ્રાહ્મણ[૧૬૯] ગુરુઓની પરંપરા બહાર બહુ ન દેખાતી હોય–જેમ ઘણાખરા મહાપુરુષોની મહત્તા સ્ત્રીઓને આભારી છે (માતા, બહેન, ફોઈ, પત્ની કે પુત્રી વ રૂપે). અને છતાંય એ ખરેખરી પ્રેરણા પાનારી સ્ત્રીઓ પશ્ચાદ્ભૂમિમાં જ

---

૧૬૮ ૧૨-૬૭-૨૧ થી

૧૬૯ અહીં બ્રાહ્મણ શબ્દ જન્મ પ્રાપ્ત અર્થમાં નથી જ. તેમ ક્ષત્રિયો વિષે પણ છે. ઘણા જૂના યુગમાં વર્ણાશ્રમ ધર્મની શરૂઆતમાં જાતિ બદલવી એ સહેલું હતું (જેમ ઋષભદેવના પુત્રો) વળી અજ્ઞાત જન્મવાળા (દા. ત. દ્રોણ, કૃપ જેવા એ) પણ પોતાને બ્રાહ્મણો તરીકે ઓળખાવતા. વળી પોતાના કર્મ અનુસાર (વિશ્વામિત્ર જેવા) બ્રાહ્મણ થતા. એટલે અહીં યોજેલો 'બ્રાહ્મણ' શબ્દ 'બ્રહ્મવેત્તા' એવા શુદ્ધ અર્થમાં કે જન્મથી બ્રાહ્મણ એ અર્થમાં નહિ હોતા આવા તમામ અર્થોને મિશ્ર રીતે આવરે છે. એવી રીતે 'ક્ષત્રિય' શબ્દ રાજમાજ ચલાવનાર એવા મિશ્ર અર્થમાં છે

રહે છે એમ, અને મકાનની મજબૂતી અને સૌન્દર્યનો સૌથી મોટો આધાર મજબૂત પાયો હંમેશ અદૃશ્ય જ હોય છે એમ—પણ ક્ષત્રિયોની મહત્તા અને વિદ્યાની પાછળ પણ વિદ્યાવ્યાસંગી અને નિઃસ્વાન બ્રાહ્મણગુરુઓનું બળ હોના સંભવ છે

'છાંદોગ્યઉપનિષદ'મા ઋષિ ઘોર આંગિરસે દેવકીપુત્ર કૃષ્ણને મનુષ્યનું જીવન એ યજ્ઞ છે એવું યજ્ઞનું હાર્દ સમજાવ્યું હતું. એથી એમની પિપાસા—તૃષ્ણા દૂર થઈ હતી.૧૭૦ તે પછી અંતકાળે ત્રણ મંત્ર જપવા કહ્યું : (૧) તું અક્ષિત અર્થાત્ અવિનાશી છે, (૨) તું અચ્યુત છે, (૩) તું અતિસૂક્ષ્મ પ્રાણ છે. એ મંત્રોને માટે પ્રમાણરૂપે વેદની બે ઋચાઓ પણ કહી 'જગતના કારણરૂપ પ્રકાશને (જ્ઞાની) પોતાના હૃદયમાં જુએ છે અધમ——અજ્ઞાનરૂપી તમસ્‌ને દૂર કરીને ઉત્કૃષ્ટ જ્યોતિને જોતા, એ જ્યોતિ પોતાના આત્માની જ છે એમ જોતા (અર્થાત્ અનુભવતા) અમે 'અહો શું ઉત્તમ તેજ! કેવું ઉત્તમ તેજ!' એમ બોલતા દેવોમાં શ્રેષ્ઠ (જ્યોતિરૂપ) સૂર્યને પામ્યા.'૧૭૧ આ બીજરૂપ ઉપદેશને ગીતાના ઉપદેશ સાથે સરખાવતા માલૂમ પડશે કે એ બે વચ્ચે કેટલું બધું સામ્ય છે

આ ઉપનિષદમાં કહેલ દેવકીપુત્ર કૃષ્ણ તે જ મહાભારતમાં આદિથી

---

૧૭૦ છા ઉ ૩ ૧૭ ૧ થી ૭

૧૭૧. तद्धैतद् घोर आङ्गिरस कृष्णाय देवकीपुत्रायोक्त्वोवाचापिपास एव स बभूव सोऽन्तवेलायामेतत्त्रयं प्रतिपद्येताक्षितमस्यच्युतमसि प्राणसंशितमसीति तत्रैते द्वे ऋचौ भवत ॥ छा उ ३-१७-६

आदित्प्रत्नस्य रेतस । उद्वयं तमसस्परि ज्योति पश्यन्त उत्तरं स्व पश्यन्त उत्तरं देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तममिति ज्योतिरुत्तममिति ॥ छा उ ३-१७ ७ 'ऋग्वेद' ८ ६ ३०नी नवम कंडिका अने 'ऋग्वेद' १-५०-१०, सर° 'अथर्ववेद' ७-५३-७, यजुर्वेद' २० २१, २७ १०, ३५ १४, ३८-२४

અ ત સુધી ગવાયેલ ભગવાન શ્રીકૃષ્ણ કે કોઈ બીજા તે ચોક્કસ કહી શકાય નહિ  પણ એ હવે એમ ધારવુ કોઈ રીતે વધુ પડતુ પણ નથી ૧૭૨

શુક્લ યજુર્વેદના દ્રષ્ટા ઋષિ યાજ્ઞવલ્ક્ય, જૂનવાણી કર્મઠ હિંસક

---

૧૭૨ (૧) 'ભાગવત' પ્રમાણે શ્રીકૃષ્ણે જે ગુરુકુળમા નિવાસ કર્યો અને વિદ્યાભ્યા શીખેલા તે અવ તીનિવાસી ગુરુનુ નામ કાશ્ય સાંદીપની હતુ (ભા પુ ૧૦-૪૫-૩૧) યદુકુલના આચાર્યનુ નામ ગર્ગ હતુ (ભા પુ ૧૦-૪૫-૨૯) એ સાથે બૃહ ઉ ના ગાર્ગ્ય બાલાકિ અને કાશ્ય રાજા અજાત શત્રુ વચ્ચેનો સ વાદ નામ સામ્ય હોવાથી ધ્યાનપા ત્ર છે બૃહ ઉ ૨-૧-૧

(૨) મહાભારતના કૃષ્ણ એ માત્ર ઐતિહાસિક કે પૌરાણિ  પાત્ર નથી એમા 'ઇતિહાસ' પુરાણ, ભક્તિ, તત્ત્વજ્ઞાન વ  એના સ મિલિત થયા છે એવી રીતે ગૂ થાયા છે, એટએટ ની ભાવભક્તિથી એ તરબતર છે, એની વીર્ય વ ત અનાસક્ત પ્રજ્ઞાનો પ્રભાવ એની આસપાસ પથરાયેલો છે કે 'આ કૃષ્ણ કોણ ?' એ કહેવુ અતિ જટિલ છે

એ કૃષ્ણ શિષ્યરૂપે ઘે ર આંગિરસના દેવકીપુ ત્ર કૃષ્ણ છે, પતિ રૂપે શ્રીપતિ છે, નેતારૂપે પાડવોના નેતા અને પાર્થસારથિ છે (કૃષ્ણ અર્જુનના સારથિ તો ખરા જ, તદુપરાત તેમણે જરાસ ધવિજેતા ભીમનો રથ પણ હાંકયો છે ૨ ૨૨-૧૧ થી ૧૯), ધાર્મિકરૂપે વર્મપુ  છે (૧૨ ૩૨૧ ૮ ૯ ૪), વાસુદેવ રૂપે વસુદેવના પુત્ર છે, અને સમગ્ર વિશ્વમા વાસ કરનાર છે  વિષ્ણુરૂપે આખા જગતમા સ ક્રમણ કરી રહેલા છે  કૃષ્ણરૂપે કાળા વર્ણના અને કાળરૂપી હળની કોશ થઈને જગતને ખ ચનારા છે, સા વતરૂપ સાત્વતકુલના અને સત્ત્વ ગુણથી ક્યી પણ ભ્રષ્ટ નહિ થનાર છે, ગાપીજનવલ્લભરૂપે ગાપીઓના અને ચિત્તવૃત્તિઓના પ્રિય છે  નારાયણરૂપે પુરાતન મુનિ અને નરના સખા છે, ક્ષત્રિયરૂપે રાજ્યો ચાન સમ્રાજ્યોના સ્થાપક અને સમ્રાટોના અભિષેક કરનાર અને જુલમી સમ્રાટોના ઉચ્છેદક છે, તત્ત્વરૂપ પાતે જ બ્રહ્મતત્ત્વરૂપ છે  એમનુ સ પૂર્ણ વર્ણ ન કરવુ અ શક્ય તદ્દન અશક્ય છે  એ દોરનાર છે  ધારક, પોષક, સ વર્ધ ક, નેતા અને સારથિ છે, જેમની સાથ ખ મી શકાય એના બાળક છે, સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો અને અધમોના ઉદ્ધારક છે, ધર્મના સ્થાપક અને અધર્મના વિદારક છે  સાથે આ બધાથી અલિપ્ત એવા યોગેશ્વર છે.

યજ્ઞ પરંપરાના બળવાખોર વિરોધી, તત્ત્વવેત્તા અને પ્રવૃત્તિ-નિવૃત્તિ-માર્ગના સમન્વયકર્તા, સમ્રાટ જનકના ગુરુ છે.[173] એમણે જોયેલું ઈશોપનિષદ્ હિંદુધર્મનું સંપૂર્ણ દર્શન છે. ગીતા એ ગાંધીજીના મતે એ ઈશોપનિષદના પહેલા મંત્ર ઉપરનું ભાષ્ય છે[174] અને મહાભારત એ ગીતા ઉપરનું ભાષ્ય છે, એમ મહાભારત આપોઆપ ઈશોપનિષદ્‌ભાષ્ય બને છે.[175] મ૦ ભા૦મા આ યાજ્ઞવલ્ક્ય અને દૈવરાતિ—દેવરાતના પુત્ર જનકનો વિસ્તૃત સંવાદ આવે છે, એના અંતે

---

૧૭૩. કૃષ્ણ યજુર્વેદીય વૈશંપાયન યાજ્ઞવલ્ક્યના ગુરુ અને મામા. કરણવશાત્ વૈશંપાયનને બ્રહ્મહત્યા લાગી. એના પ્રાયશ્ચિત્તવિધાનમા ભાગ લેવાની બાબતમા ગુરુ-શિષ્ય વચ્ચે તકરાર થતા, વૈશંપાયનની આજ્ઞાથી યાજ્ઞવલ્ક્યે યજુર્વેદ ઓકી નાખ્યો. એને બીજા શિષ્યો તેતરનું રૂપ લઈ ચણી ગયા તેથી એ ઓકી કાઢેલી વિદ્યા તૈત્તિરીય કહેવાઈ. એ પછી યાજ્ઞવલ્ક્યે સૂર્યની ઉપાસના કરીને શુક્લ યજુર્વેદ મેળવ્યો. आदित्यानीमानि शुक्लानि यजूंषि वाजसनेयेन याज्ञवल्क्येनाख्यायन्ते ॥ બૃહ૦ ઉ ૬-૫-૨. એણે જ તેનું 'શતપથ બ્રાહ્મણ' રચ્યું. એ વેદ અને 'બ્રાહ્મણ' વધુમા વધુ સુવ્યવસ્થિત છે. 'શતપથ બ્રાહ્મણ' એ બધા 'બ્રાહ્મણો'મા તદ્દન અર્વાચીન-ઈ૦ સ૦ પૂર્વે ૧૦૦૦ થી ૧૨૦૦ વર્ષ જેટલું-છે (પૌરા૦ કથા૦ પૃ ૬૧૪ અને MWD પૃ ૧૦૪૯) એ બંને વિભાગો—શુક્લ યજુર્વેદ અને શતપથ બ્રાહ્મણ—નો અભ્યાસ કર્યા વિના એના વિશે કંઈ કહેવું યોગ્ય નથી. પરન્તુ અહીં તો શુક્લ યજુર્વેદના ૪૦મા—છેલ્લા અધ્યાયરૂપે આવેલ 'ઈશોપનિષદ્', અને 'શતપથ બ્રાહ્મણ'ના છેલ્લા ૭ અધ્યાયરૂપે આવેલ 'બૃહદારણ્યક ઉપનિષદ્'મા સંગૃહિત ઉત્તમ તત્ત્વચિંતન અને મહાભારતે એની જે અસર ઝીલી છે એને આધારે થોડુ લખાણ કર્યું છે.

'ગુરુ-શિષ્ય' વિશેની આ તકરારનો આછો ખ્યાલ મ૦ ભા૦ આપે છે અને 'શુક્લયજુર્વેદ' તથા 'શતપથ બ્રાહ્મણ'ની રચના વિશે તથા એના તત્ત્વજ્ઞાન વિશે મ૦ ભા૦મા વિસ્તારથી છે (૧૨-૩૦૯-૧ થી)

૧૭૪ જુઓ 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪, પા૦ ટી૦ ૨૦, પૃ ૪૪ થી

૧૭૫ અહીં એક આનુષંગિક રસપ્રદ વિગત નોંધવા જેવી હોવાથી મૂકી છે. ઈશ૦ ઉ૦ અને મ૦ ભા૦મા અઢાર(૧૮)ના અંકનું મહત્ત્વ અજબ રીતે સ્વીકારાયેલું છે. એ માટે જુઓ પરિશિષ્ટ નં ૧

પિતામહ યુધિષ્ઠિરને કહે છે—આ એ જ ઉપનિષદ્ છે, જેનો પૂર્વે યાજ્ઞવલ્કયે રાજા જનકને ઉપદેશ કર્યો હતો.૧૭૬ 'બૃહદારણ્યક' જોતા સ્પષ્ટ માલૂમ પડે છે કે મ૦ ભા૦ના અ. ૩૦૬માનો વિસ્તૃત ઉપદેશ જુદા અને ઉપનિષદના મુકાબલે ખૂબ સરળ શબ્દોમા પણ એક જ વિચારો વ્યક્ત કરે છે એટલે કે મ૦ ભા૦મા નિર્દિષ્ટ ઉપનિષદ્ 'બૃહદારણ્યક'૧૭૭ છે અન્યત્ર પણ 'વ્યાસ–શુક સંવાદ'મા બૃહ. ઉ નો ઉલ્લેખ છે૧૭૮ એ સિવાય कुरु कर्म त्यजेति च।૧૭૯ દ્વારા ઈશોપનિષદ્ના સમન્વયાત્મક સમદર્શી ગૃહસ્થનો મ૦ ભા૦મા ઉલ્લેખ છે આમ 'બ્રહ્મથી પેદા થયેલા સર્વ વર્ણો બ્રાહ્મણો છે'૧૮૦ એવી ઘોષણા કરનાર બ્રહ્મવેત્તા અને બ્રાહ્મણ યાજ્ઞવલ્ક્ય બ્રહ્મવેત્તા ક્ષત્રિય જનકરાજના ગુરુ છે મ૦ ભા૦મા નોધ્યા પ્રમાણે તે દૈવગતિ જનકના પિતા દેવરાતના પણ ગુરુ હતા.૧૮૧

વળી બ્રહ્મવેત્તા બ્રાહ્મણ ગુરુઓ પણ પોતાના શિષ્ય અને/અથવા પુત્રને વિદ્યાની પરીક્ષા માટે પોતાના માન્ય ક્ષત્રિય શિષ્ય પાસે મોકલતા હોય એવી પરંપરા હોવાનો પણ સભવ છે શુકદેવે નવે આશ્રમના મૂળ એવા ગૃહસ્થાશ્રમમા રુચિ કરી નહિ, અને સંન્યાસી થવાની ઇચ્છા કરી૧૮૨ તેથી તેઓ વ્યાસ પાસેથી યોગશાસ્ત્ર અને સંપૂર્ણ કાપિલ

---

૧૭૬. શાંતિ અ. ૨૯૮ થી ૩૦૬ સુધી આ સંવાદ છે, અહીં નિર્દેશ કરેલા શ્લોકનો સદર્ભ ૧૨-૩૦૬-૧૦૮, જુઓ નીચે શ્લોક ૬૯ના ફુટનોટમા

૧૭૭ બૃહ ઉ અ ૪ 'બ્રાહ્મણ' ૧ થી ૪, ખડ ઉ માના આ અધ્યાયમા યાજ્ઞવલ્કય સમ્રાટ જનકને બ્રહ્મવિદ્યાના ઉપદેશ કરે છે

૧૭૮. ૧૨ ૨૩૩-૧૫, ૧૬ (સરખાવો બૃહ ઉ ૧-૫-૧૪)

૧૭૯ જુઓ 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૮, પૃ ૩૮ થી

૧૮૦. જુઓ ઉપર પા ટી ૫૭

૧૮૧ ૧૨ ૩૦૬-૧૭ થી ૨૦

૧૮૨ ૧૨-૩૧૧ ૨૫ થી ૨૭ અને ૧૨-૩૧૨-૧ થી

સાખ્યશાસ્ત્રને ગ્રહણ કરી બ્રાહ્મી શ્રીથી સપન્ન થયા પછી વ્યાસે તેમને મોક્ષનુ રહસ્ય શીખવા પોતાના શિષ્ય મિથિલાના જનકને ત્યા મોકલ્યા ૧૮૩ વ્યાસના હિતોપદેશ પ્રમાણે પોતાનો યોગપ્રભાવ ગુપ્ત રાખી નમ્રતા અને સમદર્શીપણાથી શુકદેવ મિથિલા ગયા ત્યા તેમના સમદર્શીપણાની ખાતરી કરીને, યયાતિની તે સબધી પ્રાચીન ગાથાએ કહી નભળાવી, જનકે તેમને તેમના સમદર્શીપણા અને બ્રહ્મદર્શીપણાનુ પ્રમાણ આપ્યુ ૧૮૪ અને કહ્યુ કે 'તમે સર્વથી અધિક અશ્વર્ય, વિજ્ઞાન અને ગતિવાળા છો પણ તમે તે જાણતા નથી કારણ તમે બાળક છો, (મને સમત્વ પ્રાપ્ત થયુ છે કે નહિ એવા) સશયવાળા છો, અને (સત્તાગના) ભયને લીધે તમને પરમગતિ પ્રાપ્ત થતી નથી પણ હવે મે તમારા એ સશયનો નાશ કર્યો હોવાથી તમે શુદ્ધ વ્યવસાય કરી હૃદયની સર્વ ગ્રથિઓને છેદી નાખીને એ પરમગતિને પામો'૧૮૫ એમ શુકદેવ કૃતાર્થ થયા

આ સાધારણ સામાન્ય ચર્ચા ઉપરથી એ સ્પષ્ટ થશે કે ખરેખર બ્રહ્મવિદ્યા કઈ જાતિમા સર્વપ્રથમ હતી એ નિશ્ચિત કરવુ કઠિન છે, પણ પરમર્ષિ કવિ વ્યાસનુ કહેવુ એટલુ જ છે કે જેમ 'બ્રહ્મનો સ્વભાવ સર્વત્ર સમ છે' એવી જ રીતે બ્રહ્મવિદ્યાનો પ્રાદુર્ભાવ (અર્થાત્ બ્રાહ્મણ્યનો પ્રાદુર્ભાવ) સર્વત્ર સરખો છે એ બતાવવા એમણે જાતિગત રીતે—કદાચિત્ જન્મજાત વર્ણોને મજબૂત પકડી રાખનારાઓના સતોષ માટે—બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર સ્ત્રી બાળક અને છેવટે શ્વપાકમા પણ ઊંડી ધર્મનિષ્ઠા, ઈશ્વરનિષ્ઠા, અને બ્રહ્મનિષ્ઠાના દર્શન પોતાની આગવી સર્જક શૈલીથી બતાવ્યા છે

---

૧૮૩ ૧૨-૩૧૨ ૫ થી

૧૮૪ શાતિ અ ૩૧૨ ૧૨ ૩૧૩ ૩૧ થી

૧૮૫ ૧૨-૩૧૩ ૪૪ થી ૪૬, ૧૨-૩૧૪-૨

५७. काम्यानां कर्मणां न्यास सन्यास कवयो विदु.।
सर्वकर्मफलत्याग प्राहुस्त्यागं विचक्षणा॰ ॥
६-४०-२. गीता १८-२

કામ્ય (કામનાથી ઉત્પન્ન થયેલા) કર્મોના ત્યાગને જ્ઞાનીઓ સંન્યાસ જાણે છે. સર્વકર્મોના ફળના ત્યાગને વિચક્ષણ માણસો ત્યાગ કહે છે.

ત્યાગ એટલે શુ ? એનુ મહત્ત્વ ઉપનિષદ્‌ના આ મંત્રોથી જણાય છે. આશ્વલાયને પિતામહ બ્રહ્મા પાસે સર્વોત્તમ બ્રહ્મવિદ્યા જાણવાની ઇચ્છા કરી ત્યારે બ્રહ્માએ કહ્યુ, "એ વિદ્યાને તુ શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને યોગ વડે જાણ. કેટલાકોએ એ અમરત્વ—બ્રહ્મવિદ્યાનુ જ્ઞાતાપણુ,—કર્મ(કાડ), પ્રજા કે ધનથી નહિ પણ માત્ર ત્યાગથી જ પ્રાપ્ત કર્યુ છે."[1]

એવા ઉત્તમ ત્યાગનુ વર્ણન અનેક રીતે થાય છે. એ ત્યાગ એટલે સ સારી વેશનો ત્યાગ નહિ, પણ મનમા રહેલી આસક્તિ માત્રનો ત્યાગ,[2]

---

१. तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवेहि ॥
કૈવલ્ય ઉ ૩.

न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशु॰ ॥
કૈવલ્ય ઉ ૪.

૨ આ અનાસક્તિ ગમે તેવા શુભકાર્યમા પણ ચાલુ રહેવી જોઈએ. અર્થાત્ શુભકાર્યમા પણ આસક્તિ રહે તો તેમાયે વિષયધ્યાન>સ ગ>કામ>ક્રોધ>સ મોહ>સ્મૃતિભ્રમ>બુદ્ધિનાશ>સર્વનાશનુ (ગીતા ૨-૬૨, ૬૩) વિષચક્ર ચાલુ થઈ જાય નોઆખાલીની વિશ્રુતિ યાત્રા દરમિયાન ગાધીજીએ એક પ્રસ ગ ઉપર ટીપ લખી છે તે અહીં અનાસક્તિના એક મહત્ત્વના સીમાસ્તભ તરીકે નોધી છે ગાધીજી દેવીપુર ગયા ત્યાના લોકોએ એમનુ ભવ્ય અને ભાવભીનુ સ્વાગત કર્યું કોમી દાવાનળની આગમા ગામડાએ આ ભવ્ય

કામ્ય કર્મોનો ત્યાગ.[૩] પણ કર્મત્યાગ તો થઈ શકતો નથી. તેની કામના-આસક્તિ અભ્યાસને અંતે તજી શકાય છે, તેથી સર્વકર્મોના ફળનો ત્યાગ. ફળનો ત્યાગ? તો કામ જ શું કરવા કરવું? તેથી

(નોંધ ૨ ચાલુ)

સ્વાગત કેવી રીતે કર્યું તેની ગાંધીજીએ તપાસ કરી. એ ફૂલોનું સૌંદર્ય, સજાવટની ભાતભાતની જોઈને ગાંધીજીનું હૃદય દુઃખી થઈ ગયું. તેમણે કાર્યકર્તાઓ અને હિંદુ જનતાને ચાટી નાખી. દારતોરા તોડાવી તેના સુતરની દડીઓ બનાવતા નાનકડી ચીસ ચાટી થઈ, પણ પોતાની વ્યથા ઠાલવતા ગાંધીજી કંઈક ગુસ્સે થયા હશે તેથી બીજે દિવસે મનુબેનની ડાયરીમા સહી કરતા નીચે પ્રમાણે લખ્યું: 'આમૂનિયા, ૧૮-૨-૪૭ આજે મારું મન ઊખડ્યું. આવી મારી અનાસક્તિ રહી છે. મને મારી ઉપર અણગમો ઊપજ્યો અહિંસાની કદાચ ખરી પરીક્ષા થવાની, એ પણ વિચારવાજોગ લાગે છે. ઈશ્વરની મહાન કૃપા છે કે મને નભાવી લે છે. તું સો ટકા જાગ્રત થા—બાપુ' (આખા પ્રસંગ માટે જુઓ 'એકલો જાને રે' પૃ. ૧૪૪ થી ૧૪૮)

૩. (૧) नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥
૬-૨૫-૫ (ગીતા ૩-૫)

ખરેખર કોઈ એક ક્ષણભર પણ કર્મ કર્યા વિના રહી શકતું નથી. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો પરવશ પડેલા પ્રત્યેક જણ પાસે કર્મ કરાવે છે.

(૨) સર્વ उड्ढ सोता अहो सोता तिरियं सोता वियाहिया ।
एते सोता वियाहिया जेहिं सगतिं पासह ॥
'આચારાંગ' પ્રથમ શ્રુતસ્કંધ ૫-૬-૬.

ઊંચી, નીચી કે તિરછી દિશામા જાઓ-ગમે ત્યા જાઓ સર્વત્ર કર્મપ્રવાહ છે. પણ જ્યા આસક્તિ છે ત્યા કર્મપ્રવાહની (બંધન કરતી) અસર છે એમ જાણો.

ફલેચ્છાનો ત્યાગ એમ નક્કી થયું, એટલે કે જે ફલેચ્છાનો સંપૂર્ણ ત્યાગ કરી શકે તે ખરો ત્યાગી, ખરો સંન્યાસી, ખરો સાધુ. બીજા શબ્દોમાં તે અમૃતત્વ પ્રાપ્ત કરી શકે, તે સમદર્શી બની શકે.

कुरु कर्म त्यजेति च।[૪] 'કર્મ કર અને ત્યાગ કર' આ બે પ્રાચીન નિષ્ઠાઓનો સમન્વય કરીને 'ત્યાગ'નો અર્થ આસક્તિ વિના, ફલની આશા વિના, સંગ વિના દરેક પ્રકારના કર્મ કરવા એવો ભગવાને નિશ્ચિત મત આપ્યો છે.[૫] કર્મનો અર્થ વૈદિક કર્મકાંડ પણ થાય છે. એટલે યજ્ઞનો અર્થ પ્રભુપ્રીત્યર્થે અને પોતાસહિત કોઈની પણ શુદ્ધિ અર્થે કોઈના પણ લાભાર્થે—બીજાના હિતને મનથી પણ નુકશાન પહોંચાડવાની ઇચ્છા સિવાય—કરેલું કામ એવી રીતે સ્પષ્ટ કરવામાં આવ્યો.[૬] ધર્મના મહત્ત્વના ચાર અંગ—યજ્ઞ, દાન, અધ્યયન[૭] અને તપ એ ફલાશાથી કરવામાં આવે તે પિતૃયાન માર્ગમાં લઈ જનાર બને છે,[૮] અને ભાવથી ભરપૂર હોય તો સિદ્ધિદાતા બને છે.[૯] એ ભાવ એટલે અંતરની વિશુદ્ધિમાંથી ઉદ્ભવતો, સમતામાંથી ઉત્પન્ન થતો,

૪. જુઓ 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪, પૃ. ૩૮ થી.

૫. ૬–૪૦–૬; ગીતા ૧૮–૬.

૬. જુઓ ૬–૨૬–૨૩ થી (ગીતા ૪–૨૩ થી આગળ), ૬–૨૫–૯ (ગીતા ૩–૯).

૭. (૧) અધ્યયન અર્થાત્ વેદાધ્યયન એના યજ્ઞમાં સમાવેશ કરીને ગીતાએ યજ્ઞ, દાન અને તપ એ ત્રણ અંગ સ્વીકાર્યાં છે. (૨) ધર્મના આઠ અંગો વિષે જુઓ 'ધર્મ' (પ્ર૦ ૨) શ્લોક ૨૫, ૨૬, પૃ. ૫૧ થી.

૮. વધુમાં સરખાવો ઉદ્યોગ-ક્ષેપક ન ૨૧૩. 'આ ચાર દંભથી પણ સેવાય છે. જ્યારે પછીના ચાર (સત્ય, ક્ષમા, દમ અને અલોભ) પામરોમાં—અમહાત્માઓમાં રહેતા નથી.'

૯. જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૨૦, પૃ. ૨૬ થી.

નિર્મળ નિષ્કલંક નિર્મમ ભાવ. એટલે ત્યાગની મીમાંસા કરતા ભગવાને કહ્યું કે ' ત્યાગી, સત્ત્વગુણી, મેધાવી અને સંશયવિનાનો પુરુષ અકુશલ કર્મોનો દ્વેષ કરતો નથી અને કુશલ કર્મમા આસક્તિ રાખતો નથી. (એ તો) ' હે અર્જુન ! કરવું જોઈએ એવી સમજણથી જે નિયત કર્મ અર્થાત્ સ્વધર્મ, સંગ અને ફળના ત્યાગપૂર્વક આચરાય છે તે ત્યાગ સાત્ત્વિક મનાયો છે '[10] જે આવો સાત્ત્વિક ત્યાગી છે તે ખરો સંન્યાસી છે,[11] અને તેથી સર્વોત્તમ ભક્ત પણ છે [12] માનસિક વિકાસ પ્રક્રિયાના પગથિયા બતાવતા શ્રીકૃષ્ણે કર્મફળત્યાગને બધાય કરતા— ચિત્તવૃત્તિનિરોધનો યોગાભ્યાસ, ભગવાનમા મન પરોવવારૂપી ભક્તિ, શ્રવણમનનથી મેળવાતુ જ્ઞાન, ધ્યાનરૂપી ઉપાસના—એ સર્વ કરતા શ્રેષ્ઠ કહ્યો છે. કારણ જો ઉપરની બધી ચીજોને પરિણામે કર્મફલત્યાગ ન આવે, મમત્વ એટલું ને એટલું રહે તો એ બધા એકડા વિનાના મીંડા જેવા છે.

---

૧૦. न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥
૬-૪૦-૧૦ (ગીતા ૧૮-૧૦).

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥
૬-૪૦-૯ (ગીતા ૧૮-૯).

૧૧ ૬-૪૦-૧૨ (ગીતા ૧૮-૧૨)

૧૨ (૧) ૬-૩૪-૧૨ થી (ગીતા ૧૨-૧૨ થી) ભક્તલક્ષણ, આખો ૩૪મો અધ્યાય (ગીતા અ ૧૨) આ દષ્ટિએ જોવાયોગ્ય છે

(૨) ભીષ્મ અ ૨૭ અને ૨૮મા (ગીતા અ ૫, ૬) સંન્યાસ અને કર્મયોગ, તથા સાખ્ય અને યોગની સંક્ષેપમા સમીક્ષા કરી તેનો સમન્વય તત્ત્વાર્થ અને આચારક્રમ બતાવ્યો છે એ ચર્ચાનુ ધ્રુવપદ સમાન અર્થમા વપરાયેલ સમદર્શિત્વ યોગીત્વ, બ્રહ્મભૂતત્વ, કર્મફલત્યાગીત્વ અને ઈશ્વરસમર્પણભાવ છે.

એક જ વસ્તુને અનેક દૃષ્ટિએ તપાસવાની, સમજાવવાની કળાવાળા ઋષિ વ્યાસે આ ત્યાગીપણા વિષે જુદા શબ્દોમા આ જ વિચાર કેવી સરસ, સરળ અને સક્ષિપ્ત રીતે મૂક્યો છે, એ નીચેના નમૂનારૂપ સુભાષિતોથી જોઈ શકાય છે.

'વિપ્રયોગ—વિષયો ન મળે અને તેથી ન ભોગવે—થી કઈ ત્યાગી બનતો નથી, પણ વિષયસમાગમ થવા છતા જે તેમા દોષદર્શી છે તે જ વિરાગને સેવે છે, નિર્વૈર (અદ્વેષી) છે અને અપરિગ્રહી છે.'[૧૩] 'જેના સર્વ આરંભો સદા (ફળની) આશાના બન્ધન વિનાના છે અને જેનાં સર્વ યજ્ઞાદિ—યજ્ઞ, દાન, તપ—કર્મો (ફલ) ત્યાગપૂર્વક થાય છે તે ત્યાગી છે અને તે જ બુદ્ધિમાન છે.'[૧૪]

---

૧૩. विप्रयोगे न तु त्यागी दोषदर्शी समागमात् ।
विराग भजते जन्तुर्निर्वैरो निष्परिग्रह. ॥ ३–२–३०

સર° वत्थगन्धमलकार इत्थीओ सयणाणि य ।
अच्छदा जे न भुजति न से चाइ त्ति वुच्चइ ॥ દશ ૨–૨.

સ્ત્રી, ગધ, અલકાર અને શયનને ઇચ્છા છતા પરવશપણે જે નથી ભોગવતો (ન મળ્યાના ફકીર) તે ત્યાગી ન કહેવાય

जे य कन्ते पिए भोए लद्धे विप्पिट्ठि कुव्वइ ।
साहीणे चयई भोए से हु चाइ त्ति वुच्चई ॥ દશ ૨–૩.

જે કમનીય, પ્રિય ભોગો મળ્યા હોય છતા તેને ત્યજે છે એવો સ્વાધીન, ભોગોને ત્યજનાર તે ત્યાગી છે

૧૪. यस्य सर्वे समारम्भा निराशीर्बन्धना सदा ।
त्यागे यस्य हुत सर्वं स त्यागी स च बुद्धिमान् ॥ ३-२०३-४३.
= કે ૧૨-૧૮૨-૧૧, ભીષ્મ૦ ક્ષેપ૦ ૮૮, સર° ૬-૨૬-૧૦ (ગીતા ૪-૧૯).

૫૮. त्यागः स्नेहस्य यस्त्यागो विषयाणां तथैव च ।
रागद्वेषप्रहीणस्य त्यागो भवति नान्यथा ॥ १२-१५६-१०

સ્નેહનો અર્થાત્ આસક્તિનો ત્યાગ, અને તે જ પ્રમાણે વિષયોનો ત્યાગ એ ત્યાગ છે. રાગદ્વેષ વગરના મનુષ્યનો ત્યાગ બીજી રીતનો હોતો નથી.[1]

ત્યાગને જુદા દૃષ્ટિબિંદુથી નિહાળીને વ્યાસે એને સત્યના એક આકાર તરીકે વર્ણવતાં વ્યાખ્યા આપી. સત્યના આકારરૂપી એ ત્યાગ, એ શાનો ત્યાગ? શ્રેય અને પ્રેય બંનેનો વિવેક કરી વિષયાસક્તિનો-પ્રેયનો ત્યાગ કરવો અર્થાત્ ભાવાત્મક રીતે શ્રેયનો સ્વીકાર કરવો એનું નામ પ્રેયનો, આસક્તિનો ત્યાગ.[2] જે ભૌતિક યોગક્ષેમની ચિંતા નથી કરતો, લાલસામાં ફસાતો નથી, એવો રાગદ્વેષ વિનાનો પ્રેયનો જ ત્યાગ કરે છે. એ ત્યાગ અન્યથા નથી હોતો.

૫૯. उभे सत्ये क्षत्रियाद्यप्रवृत्ते मोहो मृत्युः संमतो यः कवीनाम् ।
प्रमादं वै मृत्युमहं ब्रवीमि सदाप्रमादममृतत्वं ब्रवीमि ॥[1]
५-४२-४

---

૧. જુઓ 'સત્ય' (પ્રક૰ ૩) શ્લોક ૪૮માં સત્યના તેર આકાર પૈકી નવમો આકાર, પૃ. ૧૧૦

૨. સર૰ કઠ ઉ. ૧-૨-૧ થી ૬.

૧ સર૰ (૧) अप्पमादो अमतपदं पमादो मच्चुनो पदं ।
अप्पमत्ता न मीयन्ति ये पमत्ता यथा मता ॥ ધમ્મ. ૨૧

અપ્રમાદ એ અમૃતપદ (અમૃતમાર્ગ) છે અને પ્રમાદ એ મૃત્યુપદ છે. અપ્રમત્ત પુરુષો મરતા નથી અને પ્રમત્તો મુવા જેવા છે: 'ધમ્મપદ'નો આખો 'અપ્પમાદવગ્ગો' આ દૃષ્ટિએ જોવા જેવો છે.

હે ક્ષત્રિય! (મૃત્યુ છે પણ સત્કર્મથી દૂર કરાય છે અને મૃત્યુ છે જ નહિ એ) બંને મત સાચા છે અને આદ્યપ્રવૃત્ત છે. મોહ એ મૃત્યુ છે એવો જ્ઞાનીઓને સંમત જે (મત છે તે પણ સાચો છે), પણ હું પ્રમાદને મૃત્યુ કહુ છું અને સદા-અપ્રમાદને અમૃતત્વ કહું છું.

રાજા ધૃતરાષ્ટ્રને વિદુરે સૌમ્ય રાજનીતિનો ઉપદેશ આપ્યો. તે પછી સર્વોત્તમ જ્ઞાન, જેનાથી સર્વ દ્વંદ્વો અને વિકારો મનુષ્યને બાધ કરી શકે નહિ, એનો ઉપદેશ કરવા માટે વિદુરજીએ બ્રહ્માના પુત્ર સનાતન ઋષિ સનત્સુજાતનું મનથી ચિંતન કરીને તેમને બોલાવ્યા.[2] ધૃતરાષ્ટ્રે ઋષિને પહેલો જ પ્રશ્ન એ પૂછ્યો કે 'તમે મૃત્યુ નથી એમ કહો છો.[3]

(નોંધ ૧ ચાલુ)

(૨) સર૦ સમાવર્તન પછી વ્યાસના શિષ્યોએ ગુરુની પાસેથી જવાની આજ્ઞા માગી ત્યારે ઋષિએ એવી શિખામણ આપી 'તમે પૃથ્વી ઉપર કે દેવલોકમાં ગમે ત્યાં જાઓ, પણ જ્યાં જાઓ ત્યાં અપ્રમત્ત રહેજો, મરણ બ્રહ્મ—વેદો છળવાળા છે તેથી અભ્યાસ નહિ કરો તો ભૂલી જશો.' ૧૨ ૩૧૫ ૬.

(૩) જુઓ, ઉ સૂત્ર, અ ૧૦મું, 'દ્રુમપત્રક' 'હે ગૌતમ એક સમયનો (સૂક્ષ્મતમ કાળનો) પણ પ્રમાદ ન કર,' એમ ગૌતમસ્વામીને દરેક ગાથાને અંતે અનુબંધ કરતુ ભગવાન મહાવીરનુ પ્રવચન સરખાવવા જેવુ છે

(૪) 'આચારાંગ સૂત્ર' પ્રથમ શ્રુતસ્કંધ, ૨-૪-૧૫ 'એ રીતે કુશળ પુરુષે અપ્રમાદથી મોક્ષ અને પ્રમાદથી થતા મરણને વિચારીને તથા શરીરને ક્ષણભંગુર જાણીને પ્રમાદ દૂર કરવો'

(૫) 'આચારાંગ સૂત્ર', પ્રથમ શ્રુતસ્કંધ, ૩-૧-૭, ૩-૪-૩, ૩-૩-૪, ૩-૧-૧, વ સરખાવો

૨. ઉદ્યોગ અ ૪૧

૩ ૫-૪૨-૨.

બીજી બાજુ દેવો અને અસુરોએ મૃત્યુને જીતવા—અમૃતત્વ માટે બ્રહ્મચર્ય પાળ્યુ હતુ તો આમા સત્ય વાત શી છે?[૪] ઋષિ સનત્સુજાતે[૫] જવાબમા પોતાના મતનુ સ્પષ્ટીકરણ કરતા ઉત્તર આપ્યો તેમાથી ઉપરનુ સુભાષિત લીધુ છે આમા દર્શાવેલા બે આદ્યપ્રવૃત્ત મતોનો ઉલ્લેખ નચિકેતાએ યમ આગળ કરેલો અને એ મૃત્યુનુ ગૂઢ રહસ્ય જાણવા માટે, તમામ પ્રિય ઇચ્છાઓના પૂરક વરદાનોને વિનયપૂર્વક અવગણીને, મૃત્યુને જીતવાનો વર માગેલો [૬]

ઋષિએ પોતાનો ઉપદેશ આગળ ચલાવતા કહ્યુ કે ‘ મૃત્યુનો દેવ યમ એ તો આત્માવસ્થ—મનમા જ રહેલો છે એના આદેશથી ક્રોધ, પ્રમાદ, લોભ અને મોહરૂપી મૃત્યુ ઉત્પન્ન થાય છે. × × × તારા શરીરમા જે ક્રોધ, લોભ અને મોહવાળો અંતરાત્મા છે તે મૃત્યુ છે આવી રીતે મૃત્યુ ઉત્પન્ન થાય છે એમ જાણીને જે જ્ઞાનમા સ્થિતિ કરે છે તે મૃત્યુથી ડરતો નથી. કેમકે મર્ત્ય મૃત્યુની પાસે આવતા જેમ વિનાશ પામે છે તેમ મૃત્યુ જ્ઞાન પાસે નાશ પામે છે[૭] પાચ ઇન્દ્રિયો, મન અને અતીત તથા અનાગતના ( ક્લેશોથી ) આઠ જાતના દોષ પેદા થાય છે, એ દોષોને ત્યજી દેવાથી માણસ સુખી—અપ્રમત્ત થાય છે[૮]

---

૪ જુઓ છા ઉ અ ૮, ખ ૮ ૭ થી એમા દેવરાજ ઇન્દ્ર અને અસુરરાજ વિરોચન બ્રહ્મચર્ય પાળીને પ્રજાપતિ પાસે અમૃત, અભય જાણવા માટે રહ્યા હતા એની કથા છે

૫ સનત્ =સર્વદા, સુજાત=સારા જન્મવાળા સર્વદા સારા જન્મવાળા અર્થાત સર્વદા કુમાર રહેતા હોવાથી જરામરણથી રહિત એવુ સનત્સુજાત શબ્દનુ નિર્વચન છે

૬ કઠ ઉ ૧-૧-૨૦ થી

૭. ૫-૪૨-૫ થી ૧૪

૮ (૧) ૫ ૪૩-૨૧, રાગ દ્વેષાદિ વૃત્તિઓથી ઉત્પન્ન થતા ઇંદ્રિય અને મનના પ્રમાદ, તથા ભૂતકાળની સફળતા નિષ્ફળતા યાદ કરવાથી અને ભવિષ્યની આશાનિરાશાના ખ્યાલથી થતા મનોગત પ્રમાદ

આચાર્ય શંકરે 'વિવેક ચૂડામણિ'માં મ૦ ભા૦ના ઉપરના શ્લોકનો 'ભગવાન બ્રહ્માપુત્રે પ્રમાદ એ મૃત્યુ છે એમ કહ્યું છે'[૯] એ પ્રમાણે આધાર ટાંકીને, સામાન્ય પ્રમાદીની અધોગતિ તો થાય જ છે, પરંતુ વિદ્વાન જ્ઞાની પણ જો સહેજ પ્રમાદ કરે તો તેની અધોગતિ કેવી રીતે થાય છે તે બતાવી સાવધાન થઈને સમત્વથી સિદ્ધિ—મોક્ષ મેળવવાનો અનુરોધ કર્યો છે.[૧૦] પ્રમાદનો અનર્થ દર્શાવતા 'જ્ઞાનીને સ્વસ્વરૂપમાં પ્રમાદ જેવો બીજો કોઈ અનર્થ નથી, કારણ તેનાથી (પ્રમાદથી) મોહ, મોહથી અહંકારયુક્ત બુદ્ધિ, તેથી બંધન અને તેથી વ્યથા થાય છે.'[૧૧] એમ કહ્યું છે.

૬૦. અમૃતં ચૈવ મૃત્યુશ્ચ દ્વયં દેહે પ્રતિષ્ઠિતમ્ ।
મૃત્યુમાપદ્યતે મોહાત્સત્યેનાપદ્યતેઽમૃતમ્[૧] ॥ ૧૨-૧૬૯-૨૮

(નોંધ ૮ ચાલુ)

(૨) ઉદ્યોગ ક્ષેપક નં. ૨૬૬. લીટી ૩ થી ૫. સત્ય, ધ્યાન, સમાધાન–સમાધિ, બોધ–તર્ક, વૈરાગ્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અસંગ્રહ–અપરિગ્રહ–આ અપ્રમાદના આઠ ગુણ છે.

૯. **વિવેકચૂડામણિ** ૩૨૨, અને આગળ.

૧૦. વિ. ચૂ. ૩૨૯.

अत. प्रमादान्न परोऽस्ति मृत्युर्विवेकिनो ब्रह्मविद समाधा ।
समाहितः सिद्धिमुपैति सम्यक्समाहितात्मा भव सावधानः ॥

૧૧. વિ. ચૂ ૩૨૩.

૧. (૧) મ૦ अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥
૬-૩૧-૧૯ (ગીતા ૯-૧૯).

(૨) મ૦ मन एव मनुष्याणा कारण बन्धमोक्षयोः ।
बन्धाय विषयासक्त मुक्त्यै निर्विषय स्मृतम् ॥
બ્રહ્મબિન્દુ ઉ. ૨; મૈત્રાયણી ઉ. ૪-૧૧.

**અમૃત અને મૃત્યુ બંને દેહમાં જ રહેલાં છે. મોહથી મૃત્યુ મળે છે અને સત્યથી અમૃત મળે છે.**

'સર્વ પ્રાણીઓનો ક્ષય કરનાર આ કાળ એક સરખો પસાર થઈ રહ્યો છે ત્યારે માણસે કયા કલ્યાણકારી માર્ગનો આશ્રય કરવો?'[2] એવો યુધિષ્ઠિરે પ્રશ્ન કરતા પિતામહે એક વેદાધ્યયનરત પિતા અને તેના મેધાવી નામના વિચક્ષણ પુત્રનું આખ્યાન કહ્યું તેમાંથી ઉપરનું વચન લીધું છે

'એક વેદપાઠી બ્રાહ્મણને મેધાવી નામનો મોક્ષધર્મ અને વ્યવહાર-ધર્મનો જાણનાર વિચક્ષણ પુત્ર હતો એક દિવસ પુત્રે પિતાને પૂછ્યું, 'આયુષ્ય ઝડપથી ક્ષીણ થતું જાય છે એમ સમજનાર ધીર પુરુષે શું કરવું જોઈએ, એ મને કહો, એટલે હું એ મુજબ વર્તું.' પિતાએ અનુક્રમે આશ્રમધર્મ પાળવાનું કહ્યું.[3] ત્યારે પિતાને પોતાની તીવ્ર

(નોંધ ૧ ચાલુ)

મનુષ્યોના બંધન અને મોક્ષનું કારણ (અનુક્રમે અશુદ્ધ કે શુદ્ધ) મન જ છે. જ્યારે એ મન વિષયાસક્ત થાય છે ત્યારે બંધનનું કારણ બને છે અને વિષયરહિત થાય છે ત્યારે મુક્તિનું કારણ બને છે

(૩)=ચિ ૧૨-૨૭૭-૨૯ અબ, ૩૦ કડ, ચિ શાન્તિનો અ. ૨૭૭ સમીક્ષિત વાચનાએ ક્ષેપક ગણેલો છે. એ અધ્યાય અને (સમીક્ષિત વાચનામાં) શાન્તિનો અ ૧૬૯ બન્ને અલ્પ પાઠભેદે સરખા છે

(૪) સર° सच्चस्स आणाए उवट्ठिए से मेहावी मारं तरइ ।

—'આચારાંગસૂત્ર', 'દર્શન અને ચિંતન' પુ ૧નું પૃ. ૧૪

સત્યની આજ્ઞા ઉપર ઊભેલો મેધાવી માર-મૃત્યુને તરી જાય છે

(૫) સર° 'આચારાંગ' પ્રથમ શ્રુતસ્કન્ધ ૪-૨-૧, ૨

૨ ૧૨-૧૬૯-૧ થી

૩. અનુક્રમે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એમ સૂચન છે, ૧૨-૧૬૯-૬, સર° ઉ સુત્ત ૧૪-૯, જાતક ૫૦૯, ગાથા ૪.

હિતબુદ્ધિનો ખ્યાલ આપતા પુત્રે રૂપકાત્મક ભાષામા કહ્યુ 'ચારે બાજુથી ઘેરાયેલા આ લોક ઉપર (મૃત્યુનો) પ્રહાર થાય છે અને (આયુષ્યહ ણ ક વામા અમોઘ રાત્રિ દિવસો) પડે છે છતા તમે નિશ્ચિતની પેરે કેમ બોલો છો ?' પિતા આ ભાષા સમજી ન શકયા તેથી પૂછ્યુ કે 'તુ મને આમ શા માટે બીવડાવે છે ?[૪]

પિતાની ઉ ક ઠા જોઈને પોતાના રૂપકની ભાષા છોડીને પુત્રે પ્રભાવશાળી શમ, દમ વ સાત્વિક સંપત્તિવાળી અને પ માત્મદર્શિની, ઉત્સાહભરી, ગગાના પ્રવાહ જેવી નિર્મળ વાગ્ધારાથી ઉપદેશ કર્યો. 'છીછ ા પાણીમા રહેલા માછલાની જેમ મનુષ્યનુ આયુષ્ય પણ અ પ છે, આનુ સમજનારને સુખ કયાથી મળે ? હજુ કામનાઓ પૂર્ણ થઈ નથી ત્યા તો માણસ મૃત્યુને ભેટે છે ક ણ ઘાસની શોધ કરતા નિરાતે ફરતા ઘેટાના બચ્ચાને વરની માદા ત ાપ મારીને ઉપાડી જાય એમ મૃત્યુ મનુષ્યને ઉપાડી જાય છે[૫] માટે જે કઈ શ્રેય ક વુ હોય તે આજે જ કરી લો, પણ વૃથા કાલવ્યય ન કરો કારણ મૃત્યુ તમારા કામ અધૂરા હશે તોય તમને ઉપાડી જશે તરૂણાવસ્થામા જ ધર્મશીલ થવુ મ ણ જીવન નાશવ ત છે મોહિત મનુષ્ય સારા ખોટા, ગમે એવા કાર્યો કરીને સ્ત્રી પુત્રનુ પોષણ કરે છે પણ એ પુત્રપશુમા વ્યાસક્ત

૪ (૧) શા ૧૬૯–૭ થી ૯ = ( ) ઉ સૂ ૧૪ ૨૧ થી ૨૩, જુઓ 'મ૦ ભા૦ અને ઉ સૂ ૫ ૮ ૯ ઉ સૂત્રમા મ૦ ભા૦ના સ્થાનકના જેવા વાતાવરણમા એક કર્નામાી પિતા અને તેના પુત્રો (પ હળથી પત્ની પણ એ સ વાદમા ભળે છે) વચ્ચેના સ વાદ છે એમા આ ગાથાઓ આવે છે

(૨) શા ૧૬૯–૯ સાથે સર° ૧૨–૩૦૯ ૧૭

૫. शष्पाणीव विचिन्वन्तमन्यत्रगतमानसम् ।
वृकीवोरणमासाद्य मृत्युरादाय गच्छति ॥
१२-१६८-१०, = ( ) ३० -१. न ° ३१७-२४

મનવાળા માણસને, સૂતેના વાઘને મહાઓઘ—મહાપૂર તાણી જાય એમ, મૃત્યુ ઉપાડીને ચાલતું થાય છે.[૬] વિષયવાસનાઓથી અતૃપ્ત અને કામનાઓને શોધતા રહેતા એને, વાઘ પશુને ઉપાડે એમ, મૃત્યુ ઉપાડી જાય છે.[૭] આપણા દેહની પાછળ મૃત્યુ, જરા, વ્યાધિ અને

---

૬. त पुत्रपशुसंपन्नं व्यासक्तमनसं नरम् ।
सुप्तं व्याघ्रं महौघो वा मृत्युरादाय गच्छति ॥ १२-२६८-१७

सर॰ पुप्फानि हेव पचिनन्तं ब्यासत्तमनसं नरं ।
सुत्तं गामं महोघो व मच्चु आदाय गच्छति ॥ धम्म ४७

આસક્ત થયેલા માણસને તે (કામનારૂપી) ફૂલ વીણતો હોય એટલામાં જ સૂતેલા ગામને મહાઓઘ તાણી જાય એમ મૃત્યુ ઉપાડીને ચાલતુ ચાલતુ થાય છે. મહાઓઘ=મહાપૂર=મહાતૃષ્ણા. જુઓ ઉપર શ્લોક ૫૫, ૫૬ નોધ ૯૭, પૃ. ૧૬૫.

'ધમ્મપદ'ની ગાથાનો કથાસાથ સદર્ભ આ પ્રમાણે છે: 'કોસલનરેશ પ્રસેનજિતનો પુત્ર વિડૂડભ (શાક્યોની દાસીપુત્રી વાસભખત્તિયાનો પુત્ર) શાક્યોનો વિનાશ કરવા માટે ત્રણ વખત ચડાઈ કરી. પણ બે વખત ભગવાન બુદ્ધ તેને પાછો વાળ્યો—પણ ચાથી વખત પૂર્વજન્મના કર્મવિપાકને જાણવાને જોઈને ભગવાન તેને રોકવા ગયા નહિ. એણે કપિલવસ્તુ જઈ શાક્યોનો નાશ કરી રાત્રે અચિરવતી નદીના કિનારે પડાવ નાખ્યો. એના મહાપાપને પરિણામે એ જ રાત્રે નદીમાં ભારે પૂર આવ્યુ અને વિડૂડભ તથા સૈન્યને ખેંચી ગયુ. ભિક્ષુઓએ આ સમાચાર સાભળી એક દિવસ ધર્મસભામાં એની ચર્ચા કરી. ભગવાને આ સાભળી એ પૂરને તૃષ્ણા તરીકે વર્ણવી ઉપરની ગાથા કહી.

૭ (૧) सचिन्वानकमेवैकं कामानामवितृप्तकम् ।
व्याघ्रः पशुमिवादाय मृत्युरादाय गच्छति ॥
१२-१६९-१८, =१२-३१७-२४, सर॰ ३०८-१९

(२) सर॰ पुप्फानि हेव पचिनन्तं ब्यासत्तमनसं नरं ।
अतित्तं येव कामेसु अन्तको कुरुते वसं ॥ धम्म ४८

જન્મજન્મના અનેક દુઃખો લાગેલાં જ છે. છતાં ઓ પિતાજી! તમે કેમ સ્વસ્થ બની બેસી રહ્યા છો? ગામમાં રહી ગૃહપરિવારમાં આસક્તિ રાખવી એ તો જકડનારું દોરડું છે. પુણ્યશાળીઓ એ દોરડાને કાપી નાંખે છે પણ દુષ્કૃતો એને કાપી શકતા નથી. જે મન, વચન, કાયાથી અને કશા પણ હેતુથી (ધર્મના હેતુથી પણ) હિંસા કરતો નથી તે જીવિતાર્થનાશક—કલ્યાણનાશક—એવા કર્મથી બંધાતો નથી. ખરેખર સત્યાચરણ સિવાય મૃત્યુની ચડી આવતી સેનાને, મોહને, મારને,[8] કશું રોકી શકતું નથી. કેમકે અમૃત સત્યને આશ્રયે રહેલું છે. માટે સત્યવ્રતોનું આચરણ કરીને, સત્યયોગપરાયણ રહીને, સત્યાગમ, સમ, અને સંયમી થઈને સત્ય વડે જ અન્તકને જીતવો. અમૃત અને મૃત્યુ બંને દેહમાં જ રહેલાં છે. મોહથી મૃત્યુ અને સત્યથી અમૃત મળે છે. તેથી હું તો અહિંસક, સત્યાર્થી, કામક્રોધનો બહિષ્કાર કરનારો, સુખદુઃખ

---

(નોંધ ૭ ચાલુ)

××× તે કામોમાં અતૃપ્ત રહ્યો હોય ને જ અન્તક એને વશ કરી લે છે.

(૩) સર૦ जहेह सीहो व मियं गहाय मच्चू नरं नेइ हु अन्तकाले।
न तस्स माया व पिया व भाया कालम्मि तम्मसहरा भवंति ॥

ઉ. અ. ૧૩–૨૨.

જેમ સિંહ મૃગને લઈ જાય તેમ મૃત્યુ મનુષ્યને અંતકાળે લઈ જાય છે. માતા અથવા પિતા અથવા ભાઈ તેના એક અંશનું પણ રક્ષણ કરી શકતા નથી.

૮. બુ. ચ. પૃ. ૧૫થી ૧૭ માર સેનાનું વર્ણન ભગવાન બુદ્ધે 'સુત્તનિપાત'ના 'પધાનસુત્ત'માં આ પ્રમાણે કર્યું છે 'કામનાઓ, અરતિ અર્થાત્ અસંતોષ, ક્ષુધાપિપાસા, તૃષ્ણા, આળસ, ભીતિ, વિચિકિત્સા (સંદેહ), અહંકાર, લાભ સત્કાર અને પૂજા, ખોટે રસ્તે મેળવેલી કીર્તિ જેને લીધે માણસ આત્મસ્તુતિ અને બીજાની અવગણના—નિંદા કરે છે.' (બુ. ચ. પૃ. ૧૫): 'આચારાંગ સૂત્ર'માં (પ્રથમ શ્રુતસ્કંધ ૩-૪-૪) ક્રોધ, મોહ, દ્વેષ આદિ દોષોને મૃત્યુ (માર) કહ્યા છે.

પ્રત્યે સમાન અને ક્ષેમી—સુગુપ્ત— થઈને મૃત્યુને અમર્ત્યની જેમ તજી દઈશ હુ શાન્તિયજ્ઞ[૯] કરીશ, સયમી થઈશ, બ્રહ્મયજ્ઞ કરીશ અને વાગ્યજ્ઞ, મનોયજ્ઞ તથા કર્મયજ્ઞ કરીને દેવયાન માર્ગે પ્રયાણ કરનાર મુનિ થઈશ મારા જેવો પ્રાજ્ઞ શા માટે નાશવત ફળવાળા હિંસક પશુયજ્ઞો કરે? વિદ્યા જેવુ ચક્ષુ નથી, વિદ્યા જેવુ બળ નથી, રાગ જેવુ દુ ખ નથી અને (કર્મફળ) ત્યાગ જેવુ સુખ નથી[૧૦] હુ આત્માથી આત્મારૂપે જન્મ્યો છુ, હુ આત્મનિષ્ઠ છુ, તેથી હુ અપ્રજ રહેવા છતાય આત્મારૂપ થનારો છુ, તેથી મને સતાન તારશે એવી અપેક્ષા નથી[૧૧] એકલા રહેવુ, સમતા, સત્ય, શીલમા સ્થિતિ, સપૂર્ણ અહિંસા અને સર્વ ક્રિયા(કાડ)થી ઉપરામ પામવો એ બ્રાહ્મણનુ ધન છે હે બ્રાહ્મણ! તમે મૃત્યુ પામવાના જ છો તો પછી ધન, સગા અને સ્ત્રીનુ તમારે શુ પ્રયોજન છે? તમે (ચિત્તરૂપી) ગુહામા રહેલા આત્માની શોધ કરો અને તમારા બાપદાદા ક્યા ગયા છે તેનો વિચાર કરો '

---

૯. શાન્તિયજ્ઞ = વિષય ભોગવવાના સકલ્પનો હોમ આ શ્લોક પ્રમાણે સાધક પોતાનુ આખુ જીવન યજ્ઞમય કરવા ઇચ્છે છે, યજ્ઞના વિસ્તૃત અર્થ માટે જુઓ ૬-૨૬-૨૩ થી (ગીતા ૪-૨૩ થી) અને ૧૪-૨૧-૨ થી, ૨૫-૧૪ થી, 'મ૦ ભા૦ અને ઉ સૂત્ર' પૃ ૬૬ થી, જુઓ 'ગીતાબોધ'મા યજ્ઞ વિશેના નિબધો પૃ ૪૫ થી આગળ

૧૦ नास्ति विद्यासम चक्षुर्नास्ति विद्यासम बलम् ।
नास्ति रागसम दु ख नास्ति त्यागसम सुखम् ॥
१२-१६९-३३ = १२-३१६-६

૧૧ आत्मन्येवात्मना जात आत्मनिष्ठोऽप्रजोऽपि वा ।
आत्मन्येव भविष्यामि न मां तारयति प्रजा ॥
१२-१६९-३४

સામાન્ય મનુષ્ય ક્રમિક વિકાસ કરે તે માટે ભારતીય સમાજે વર્ણાશ્રમની વ્યવસ્થા કરી. પણ જ્યાય જેને સિદ્ધિ પામવાની ઉત્કટ તાલાવેલી છે તે કાચની શીશી જેવા ક્ષણભંગુર જીવનના માથે મૃત્યુના તોળાઈ રહેલા ભયને દૃષ્ટિમાં રાખીને જે આચરવાનુ છે તે આજે જ પતાવીને કૃતકૃત્ય બને. મૃત્યુનો ભય સિદ્ધાન્તની જેમ અલગ સ્વીકારાય તો, એનો આશય સરસ હોવા છતા પરિણામ ઊલટું આવે. પણ વિકાસ પામવા માટે અનુરોધ તરીકે કોઈ જ્ઞાની, પ્રમાદી અને બેદરકાર મનુષ્યોને સાચી સમજ સહિત કહે તો એનુ પરિણામ ઉત્તમ આવે. આ સંવાદ પણ એ રીતે મૃત્યુનું ભીષણરૂપ દર્શાવવા સાથે એ મૃત્યુને સદાચાર, જ્ઞાન, વૈરાગ્ય અને સમતાથી ધીર સાધક કેવી રીતે ઝડપથી જીતે તેનુ પરમ સુંદર વર્ણન છે. એ સંવાદ ઉપર શ્રમણ સંપ્રદાયોની ઊંડી અસર છે. એટલે એ સંપ્રદાયોમા રહેલા શુભ તત્ત્વોનું સમીકરણ કરીને, હિંસક કર્મકાંડોનો મૂલભૂત ત્યાગ સૂચવીને, અનુક્રમે આશ્રમ-ધર્મો પાળીને સિદ્ધિ મેળવવામા લાંબા માર્ગમા રહેલા વિઘ્નો બતાવીને, સાત્ત્વિક ઉત્સાહવાળા એક શ્રેયાર્થી, વયે બાળક પણ વિદ્યાથી વૃદ્ધ મનુષ્યની જીવનસિદ્ધિ મેળવવાની લગનીનુ નિદર્શન કરાવે છે.

६१. न साधुना नोत असाधुना वा
समानमेतद्दृश्यते मानुषेषु ।
समानमेतदमृतस्य विद्या-
देवंयुक्तो मधु तद्वै परिप्सेत् ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ।

६२. नास्यातिवादा हृदयं तापयन्ति
नानधीतं नाहुतमग्निहोत्रम् ।
मनो ब्राह्मीं लघुतामादधीत
प्रज्ञानमस्य नाम धीरा लभन्ते
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥

લોકો, સમસ્ત પ્રાણ, અને આ સર્વ આ-મામાં સમર્પિત છે—જોડાયેલાં છે, રહેલાં છે.[૭]

આ મધુવિદ્યા પ્રાપ્ત કરનાર વિદ્વાન બ્રહ્મવેત્તા થાય છે, સર્વાત્મા થાય છે, સર્વરૂપ થાય છે. તેથી એ પૂર્ણ, પ્રજ્ઞાનવાન, અજન્મા, અજર, અમર, અભય, અચલ, ઉપાધિ વિનાનો અને સ્થૂલ-અસ્થૂલ-સૂક્ષ્મ-અસૂક્ષ્મ વિશેષણોવાળો થાય છે. ઉપનિષદોએ અને વ્યાસે આ બ્રાહ્મી સ્થિતિનું અનેકશઃ વર્ણન કર્યું છે.[૮]

એ બ્રાહ્મી સ્થિતિ પામવા માટે બ્રહ્મનિષ્ઠો સ્વાધ્યાય, યજ્ઞ, દાન અને નિષ્કામ તપનું આચરણ કરે છે.[૯] એને જાણીને મુનિ થાય છે. એ લોકની (સ્થિતિની) ઇચ્છાથી પરિવ્રાજકો બધું ત્યાગીને નીકળી પડે છે. પુરાતન વિદ્વાનો સંતાનની ઇચ્છા રાખતા નહિ.[૧૦] એ વિચારતા

૭. स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा तद्यथा रथनाभौ च रथनेमौ चाराः सर्वे समर्पिता एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एत आत्मानः समर्पिताः ॥
બૃહ. ઉ. ૨-૫-૧૫.

૮. થોડાંક ઉદાહરણ. બ્રહ્મવેત્તાનું સામગાન. તૈત્તિ. ઉ. ૩-૧૦-૫. જુઓ [illegible] શ્લોક ૫૪, ૫૫, (પા. ટી. ૧૪૫); सर्वज्ञः सर्ववित् મુણ્ડક. ઉ. ૧-૧-૯; [illegible] दूरे तदिहान्तिके च। મુણ્ડક ઉ. ૩-૧-૭; अणोरणीयान् महतो महीयान् [illegible] ઉ. ૧-૨-૨૦; अहं क्रतुरहं यज्ञः ગીતા ૯-૧૬; पिताहमस्य जगतः ગીતા [illegible] समं सर्वेषु भूतेषु ગીતા ૧૩-૨૭; अविभक्तं विभक्तेषु ગીતા ૧૮-૨૦; [illegible]ष्णु च ગીતા ૧૩-૧૬ ઇ. ઇ.

૯. [illegible] 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૨૦, પૃ. ૨૬ થી.

[illegible] ખરું કહીએ—તમામ એષણાઓનો ત્યાગ ઉપનિષત્કારે [illegible]ણાઓ-બધી એષણાઓ એક જ છે—નો ત્યાગ કરનાર માટે ભિક્ષાચર્યા, એમના સમય પ્રમાણે ઉત્તમ ધર્મ હતો.

સામાન્ય મનુષ્ય ક્રમિક વિકાસ કરે તે માટે ભારતીય સમાજે વર્ણાશ્રમની વ્યવસ્થા કરી. પણ જ્યાંય જેને સિદ્ધિ પામવાની ઉત્કટ તાલાવેલી છે તે કાચની શીશી જેવા ક્ષણભંગુર જીવનના માથે મૃત્યુના તોળાઈ રહેલા ભયને દૃષ્ટિમાં રાખીને જે આચરવાનુ છે તે આજે જ પતાવીને કૃતકૃત્ય બને. મૃત્યુનો ભય સિદ્ધાંતની જેમ અલગ સ્વીકારાય તો, એનો આશય સરસ હોવા છતા પરિણામ ઊલટું આવે. પણ વિકાસ પામવા માટે અનુરોધ તરીકે કોઈ જ્ઞાની, પ્રમાદી અને બેતમા મનુષ્યોને સાચી સમજ સહિત કહે તો એનું પરિણામ ઉત્તમ આવે. આ સંવાદ પણ એ રીતે મૃત્યુનું ભીષણરૂપ દર્શાવવા સાથે એ મૃત્યુને સદાચાર, જ્ઞાન, વૈરાગ્ય અને સમતાથી ધીર સાધક કેવી રીતે ઝડપથી જીતે તેનુ પરમ સુંદર વર્ણન છે. એ સંવાદ ઉપર શ્રમણ સંપ્રદાયોની ઊંડી અસર છે. એટલે એ સંપ્રદાયોમા રહેલાં શુભ તત્ત્વોનું સમીકરણ કરીને, હિંસક કર્મકાંડોનો મૂલભૂત ત્યાગ સૂચવીને, અનુક્રમે આશ્રમ-ધર્મો પાળીને સિદ્ધિ મેળવવામાં લાબા માર્ગમા રહેલાં વિઘ્નો બતાવીને, સાત્ત્વિક ઉત્સાહવાળા એક શ્રેયાર્થી, વયે બાળક પણ વિદ્યાથી વૃદ્ધ મનુષ્યની જીવનસિદ્ધિ મેળવવાની લગનીનુ નિદર્શન કરાવે છે.

૬૧. न साधुना नोत असाधुना वा
समानमेतद्दृश्यते मानुषेषु ।
समानमेतदमृतस्य विद्या–
देवंयुक्तो मधु तद्वै परिष्सेत् ।
*योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥* ५–४५–२०

૬૨. नास्यातिवादा हृदयं तापयन्ति
नानधीतं नाहुतमग्निहोत्रम् ।
मनो ब्राह्मीं लघुतामादधीत
प्रज्ञानमस्य नाम धीरा लभन्ते ।
*योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ॥* ५–४५–२१

પ્રત્યે સમાન અને ક્ષેમી—સુગુપ્ત— થઈને મૃત્યુને અમર્ત્યની જેમ ત્યજી દઈશ હું શાન્તિયજ્ઞ[૯] કરીશ, સયમી થઈશ, બ્રહ્મયજ્ઞ કરીશ અને વાગ્યજ્ઞ, મનોયજ્ઞ તથા કર્મયજ્ઞ કરીને દેવયાન માર્ગે પ્રયાણ કરનાર મુનિ થઈશ મારા જેવો પ્રાજ્ઞ શા માટે નાશવત ફળવાળા હિંસક પશુયજ્ઞો કરે? વિદ્યા જેવુ ચક્ષુ નથી, વિદ્યા જેવું બળ નથી, રાગ જેવુ દુખ નથી અને (કર્મફળ) ત્યાગ જેવુ સુખ નથી[૧૦] હું આત્માથી આત્મારૂપે જન્મ્યો છુ, હુ આત્મનિષ્ઠ છુ, તેથી હુ અપ્રજ રહેવા છતાય આત્મારૂપ થવાનો છુ, તેથી મને સતાન તારે એવી અપેક્ષા નથી[૧૧] એકલા રહેવુ, સમતા, સત્ય, શીલમા સ્થિતિ, સપૂર્ણ અહિંસા અને સર્વ ક્રિયા(કાડ)થી ઉપરામ પામવો એ બ્રાહ્મણનુ ધન છે હે બ્રાહ્મણ! તમે મૃત્યુ પામવાના જ છો તો પછી ધન, સગા અને સ્ત્રીનુ તમારે શુ પ્રયોજન છે? તમે (ચિત્તરૂપી) ગુફામા રહેના આત્માની શોધ કરો અને તમારા બાપદાદા ક્યા ગયા છે તેનો વિચાર કરો '

---

૯. શાન્તિયજ્ઞ=વિષય ભોગવવાના સકલ્પનો હોમ આ શ્લોક પ્રમાણે સાધક પોતાનુ આખુ જીવન યજ્ઞમય કરવા ઇચ્છે છે, યજ્ઞના વિસ્તૃત અર્થ માટે જુઓ ૬ ૨૬–૨૩ થી (ગીતા ૪–૨૩ થી) અને ૧૪–૨૧–૨ થી, ૨૫–૧૪ થી, 'મ૦ ભા૦ અને ઉ સૂત્ર' પૃ ૬૬ થી, જુઓ 'ગીતાબોધ'મા યજ્ઞ વિષેના નિબધો પૃ ૪૫ થી આગળ

१० नास्ति विद्यासम चक्षुर्नास्ति विद्यासम बलम् ।
नास्ति रागसम दुःख नास्ति त्यागसम सुखम् ॥
१२–१६९–३३ = १२–३१६–६

११ आत्मन्येवात्मना जात आत्मनिष्ठोऽप्रजापि वा ।
आत्मन्येव भविष्यामि न मां तारयति प्रजा ॥
१२–१६९–३४

'બૃહદારણ્યક'મા 'વિશ્વભરના પ્રાણીઓ અને પદાર્થો એકબીજાના આધારે ટકયા છે, વિશ્વમા જે કંઈ છે તે એકબીજાનુ-પરસ્પરનુ 'મધુ'-મધ-આનંદ આપનાર તત્ત્વ-છે' એમ કહ્યુ છે.[૩] જેમ મધમાખો પરસ્પર સહકારથી મળીને મધ બનાવે છે, પછી એ મધ મધમાખોને ખાવા કામ લાગે છે. એમ જગતમા પરસ્પર સંપ અને સહકારથી સાચો આનંદ પ્રાપ્ત થાય છે. વળી બૃહ. ઉ.ના આ 'મધુ-બ્રાહ્મણ'ના પ્રથમ ચૌદ મન્ત્રોના અંતે આ દરેક પ્રાણીપદાર્થોમા વસનાર—વ્યાપી રહેનાર પુરુષ એ જ આત્મા, અમર, બ્રહ્મ અને સર્વ કઈ છે એમ કહેલુ છે. નમૂનારૂપે એમાના બે મંત્રો જોઈએ.

'આ આત્મા[૪] તમામ પ્રાણીઓનુ મધુ છે અને તમામ પ્રાણીઓ એ આત્માનુ મધુ છે. જે આ આત્મામા તેજોમય અમૃતમય પુરુષ છે અને જે આ આત્મા(રૂપે)[૫] તેજોમય અમૃતમય પુરુષ છે, એ જ 'આ આત્મા છે.' એ અમૃત છે, એ બ્રહ્મ છે, એ સર્વ છે.[૬]

'આ જે આત્મા છે તે સર્વ પ્રાણીઓનો અધિપતિ છે, બધા પ્રાણીઓનો રાજા છે. જેમ રથના પૈડાની નાભિ અને નેમિમા તમામ આરા જડેલા હોય છે, એમ સમસ્ત પ્રાણીઓ, સમસ્ત દેવો, સમસ્ત

---

૩. (૧) બૃહ ઉ ૨-૫ 'મધુબ્રાહ્મણ' આ બ્રાહ્મણમા કુલ ૧૯ મંત્રો છે.
(૨) છા. ઉ. અ. ૩મા પણ વિસ્તારથી મધુવિદ્યા છે

૪. આત્મા=પચભૂત અને ઇન્દ્રિયોના સઘાતવાળુ શરીર. (શા ભા ).

૫. આત્મા – બ્રહ્મ.

૬. अयमात्मा सर्वेषां भूतानां मध्वस्यात्मनः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नात्मनि तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमात्मा तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ॥

બૃહ. ઉ. ૨-૫-૧૪.

આ(બ્રહ્મ)નું સ્વરૂપ[1] મનુષ્યોમાં તપાસીએ-જોઈએ તો તે સાધુ જેવુ કે અસાધુ સમાન-જેવુ દેખાશે નહિ-મળશે નહિ (પણ) એ બ્રહ્મનુ સમાન સ્વરૂપ-સાચુ સ્વરૂપ અમૃતત્વમા-અપ્રમાદમા-વીતરાગ ભાવમા-વીતમોહભાવમા જણાશે. એટલે આવી વૃત્તિઓવાળો યોગી જ તે મધુને મેળવવાની ઇચ્છા રાખે-મેળવી શકે યોગીઓ તે સનાતન ભગવાનને પ્રત્યક્ષ જુએ છે.

(આવા બ્રહ્મલિપ્સુ યોગીના) હૃદયને અતિવાદો-વિચિત્રવાદો, તપાવતા નથી-મુઝવતા નથી એને અધ્યયન નહિ કર્યાનો કે આહુતિ નહિ આપ્યાનો ખ્યાલ પણ તપાવતો નથી પણ એનુ મન બ્રહ્મદશાની લઘુતાને હળવાશને સમતાને ધારણ કરે છે આ પ્રજ્ઞાન(બ્રહ્મ)ને ધીર યોગીઓ પ્રાપ્ત કરે છે. યોગીઓ તે સનાતન ભગવાનને પ્રત્યક્ષ જુએ છે.

ઋષિ સનત્સુજાતના બ્રહ્મવિદ્યાબોધમા આ વચનો આવે છે[2]

આ વચનોમા બ્રહ્મની-પરમાત્માની-આત્માની સર્વત્ર સર્વભાવોમા સમસ્થિતિ અને અતુલનીય અસાધારણતા બતાવી છે ઉપનિષદ્ પ્રસિદ્ધ મધુવિદ્યા, પરિવ્રાજક અને શ્રમણ થવાનુ રહસ્ય, તથા પ્રજ્ઞાન-પ્રાપ્તિનો સક્ષેપમા સરળ અને ભાવવાહી સગ્રહ એમા કરેલો છે

૧ સર૰ બૃહ૰ ઉ ૪-૪-૨૩, ઈશ ઉ મ ૨, જુઓ ઉપર શ્લોક ૫૪, ૫૫ (પા ટી ૧૪૦ થી) તૈત્તિ ઉ ૨-૯, આ સાથે જ વાચો બૃઙ ઉ ૪-૪-૨૨

૨ જુઓ ઉપર શ્લોક ૫૯, પૃ ૧૯૪

'બૃહદારણ્યક'માં 'વિશ્વભરનાં પ્રાણીઓ અને પદાર્થો એકબીજાના આધારે ટક્યાં છે, વિશ્વમાં જે કંઈ છે તે એકબીજાનું-પરસ્પરનું 'મધુ'-મધ-આનંદ આપનાર તત્ત્વ-છે' એમ કહ્યું છે.[3] જેમ મધમાખો પરસ્પર સહકારથી મળીને મધ બનાવે છે, પછી એ મધ મધમાખોને ખાવા કામ લાગે છે. એમ જગતમાં પરસ્પર સંપ અને સહકારથી સાચો આનંદ પ્રાપ્ત થાય છે. વળી બૃહ. ઉ.ના આ 'મધુ-બ્રાહ્મણ'ના પ્રથમ ચૌદ મન્ત્રોના અંતે આ દરેક પ્રાણીપદાર્થોમાં વસનાર—વ્યાપી રહેનાર પુરુષ એ જ આત્મા, અમર, બ્રહ્મ અને સર્વ કંઈ છે એમ કહેલું છે. નમૂનારૂપે એમાંના બે મંત્રો જોઈએ.

'આ આત્મા[4] તમામ પ્રાણીઓનું મધુ છે અને તમામ પ્રાણીઓ એ આત્માનું મધુ છે. જે આ આત્મામાં તેજોમય અમૃતમય પુરુષ છે અને જે આ આત્મા(રૂપે)[5] તેજોમય અમૃતમય પુરુષ છે, એ જ 'આ આત્મા છે.' એ અમૃત છે, એ બ્રહ્મ છે, એ સર્વ છે.[6]

'આ જે આત્મા છે તે સર્વ પ્રાણીઓનો અધિપતિ છે, બધા પ્રાણીઓનો રાજા છે. જેમ રથના પૈડાની નાભિ અને નેમિમા તમામ આરા જડેલા હોય છે, એમ સમસ્ત પ્રાણીઓ, સમસ્ત દેવો, સમસ્ત

---

૩. (૧) બૃહ. ઉ. ૨-૫ 'મધુબ્રાહ્મણ'. આ બ્રાહ્મણમાં કુલ ૧૯ મંત્રો છે.
(૨) છા. ઉ. અ. ૩મા પણ વિસ્તારથી મધુવિદ્યા છે.

૪. આત્મા=પંચભૂત અને ઇન્દ્રિયોના સંઘાતવાળું શરીર. (શા. ભા.).

૫. આત્મા=બ્રહ્મ.

૬. अयमात्मा सर्वेषां भूतानां मध्वस्यात्मनः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नात्मनि तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमात्मा तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ॥

બૃહ. ઉ. ૨-૫-૧૪.

લોકો, સમસ્ત પ્રાણ, અને આ સર્વ આત્મામાં સમર્પિત છે—જોડાયેલા છે, રહેલા છે ૭

આ મધુવિદ્યા પ્રાપ્ત કરનાર વિદ્વાન બ્રહ્મવેત્તા થાય છે, સર્વાત્મા થાય છે, સર્વરૂપ થાય છે. તેથી એ પૂર્ણ, પ્રજ્ઞાનઘન, અજન્મા, અજર, અમર, અભય, અચલ, ઉપાધિ વિનાનો અને સ્થૂલ-અસ્થૂલ-સૂક્ષ્મ-અસૂક્ષ્મ વિશેષણોવાળો થાય છે. ઉપનિષદોએ અને વ્યાસે આ બ્રાહ્મી સ્થિતિનું અનેકશ વર્ણન કર્યું છે ૮

એ બ્રાહ્મી સ્થિતિ પામવા માટે બ્રહ્મનિષ્ઠો સ્વાધ્યાય, યજ્ઞ, દાન અને નિષ્કામ તપનું આચરણ કરે છે.૯ એને જાણીને મુનિ થાય છે. એ લોકની (સ્થિતિની) ઇચ્છાથી પરિવ્રાજકો બધું ત્યાગીને નીકળી પડે છે પુરાતન વિદ્વાનો સંતાનની ઇચ્છા રાખતા નહિ ૧૦ એ વિચારતા

૭ स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा तद्यथा रथनाभौ च रथनेमौ चाराः सर्वे समर्पिता एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एत आत्मानः समर्पिताः ॥
બૃહ ઉ ૨-૫-૧૫

૮ થોડાક ઉદાહરણ બ્રહ્મવેત્તાનું સામગાન તૈત્તિ ઉ ૩-૧૦-૫. જુઓ ઉપર શ્લોક ૫૪, ૫૫, (પા. ટી. ૧૪૫), सर्वज्ञ सर्ववित् મુણ્ડક ઉ ૧-૧-૯, दूरात् सुदूरे तदिहान्तिके च। મુણ્ડક ઉ ૩-૧-૭, अणोरणीयान् महतो महीयान् કઠ ઉ ૧-૨-૨૦, अहं क्रतुरहं यज्ञः ગીતા ૯-૧૬, पिताहमस्य जगतः ગીતા ૯-૧૭, समं सर्वेषु भूतेषु ગીતા ૧૩-૨૭, अविभक्तं विभक्तेषु ગીતા ૧૮-૨૦, ग्रसिष्णु प्रभविष्णु च ગીતા ૧૩-૧૬ ઇ ઇ

૯. જુઓ 'ઉપક્રમ' (પ્રક૦ ૧) શ્લોક ૨૦, પૃ ૨૬ થી

૧૦ સંન્યાસનું ખરું કાર્ય—તમામ એષણાઓનો ત્યાગ ઉપનિષત્કારે બતાવ્યો છે એ એષણાઓ—બધી એષણાઓ એક જ છે—નો ત્યાગ કરનાર તત્કાલીન મુનિઓને માટે ભિક્ષાચર્યા, એમના સમય પ્રમાણે ઉત્તમ ધર્મ હતો

કે 'આપણને આ આત્માનો લોક મળ્યો છે. આપણે પ્રજા મેળવીને શું કરીશું ?' એટલે તેઓ પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા (પરલોક) છોડીને ભિક્ષાચર્યા કરતા હતા. જે પુત્રૈષણા છે એ જ વિત્તૈષણા છે અને જે વિત્તૈષણા છે એ જ લોકૈષણા છે. એ (બધી) એષણાઓ (વસ્તુતઃ એક) જ છે. 'નેતિ નેતિ'થી નિર્દેશ કરતો આત્મા અગૃહ્ય છે, એ ગ્રહણ કરી શકતો નથી; એ અશીર્ય છે, એ શીર્ણ નથી થતો; એ અસંગ છે, એ ક્યાય આસક્ત થતો નથી; એ બંધાયેલો નથી એટલે વ્યથિત નથી થતો તથા એનો ક્ષય નથી થતો; આત્મજ્ઞને 'મેં પાપ કર્યું', મેં પુણ્ય કર્યું'' એવા બે વિચાર નથી થતા. એ બંનેને એ તરી જાય છે. એને 'અમુક કર્યું' કે અમુક ન કર્યું'' એવો તાપ થતો નથી.[૧૧]

એવો આત્મજ્ઞ શાંત, દાન્ત, ઉપરત, તિતિક્ષુ અને સમાહિત થઈને આત્મામાં જ આત્માને જોતો આત્માની લઘુતા—હળવાશને પ્રાપ્ત કરે છે.[૧૨]

સનત્સુજાતે અહીં બ્રહ્મને 'પ્રજ્ઞાન' નામથી સંબોધ્યુ છે, 'ઐતરેય ઉપનિષદ'માં 'પ્રજ્ઞાન બ્રહ્મ' એમ સંબોધન કરીને એના ઉપર

---

(નોંધ ૧૦ ચાલુ)

પણ જેઓએ આ એષણાઓનો ત્યાગ કર્યો નથી, એમને માટે સંતાનો જ પોતાના આચારવિચારની પરંપરા બરાબર વિકસિત કરીને આગળ ચલાવનારા સીધી સાચા વારસો ગણાય. તેથી જેઓ 'ત્યાગી' નથી એમને માટે પ્રજોત્પાદન એ ધર્મ છે, એટલું જ નહિ એ ધર્મથી ચ્યુત થનારને માટે 'પરલોક' પણ નથી.

તેથી સંન્યાસી એટલે ગૃહસ્થ શ્રમ ઉપર ભારરૂપ અને ભિક્ષુક નહિ, પણ એષણાત્યાગી, સમદર્શી, આત્મદર્શી, સમાજને સ્વાભાવિકતાથી નિત્ય જ માર્ગ દોરનાર, અને આદર્શ પૂરો પાડનાર.

૧૧ બૃહ. ઉ. ૪-૪-૨૨.

૧૨. બૃહ. ઉ. ૪-૪-૨૩.

નિદરણ કરેલુ છે [13] ' જે આ હૃદય અને મન છે, તે ઉપરાત સજ્ઞાન-સમ્યક્જ્ઞાનશક્તિ, આજ્ઞાન-આજ્ઞા દેનાર શક્તિ, વિજ્ઞાન-અનેક દૃષ્ટિથી જાણવાની શક્તિ, પ્રજ્ઞાન-તત્કાલ જાણનારી શક્તિ, મેધા-ડહાપણ, દૃષ્ટિ-જોવાની શક્તિ, ધૃતિ-ધૈર્ય, મતિ-બુદ્ધિ, મનીષા-મનનશક્તિ, જૂતિ-અદમ્ય વેગ, સ્મૃતિ-સ્મરણશક્તિ, સકલ્પ-સકલ્પશક્તિ, ક્રતુ-ક્રિયામા પ્રેરનારી ઇચ્છાશક્તિ, અસુ-પ્રાણશક્તિ, કામ-કામશક્તિ, વશ-કાબૂમા રાખનારી શક્તિ, એ બધા પ્રજ્ઞાન બ્રહ્મના નામો છે

' × × × × પક્ષી, સ્થાવર, જગમ વગેરે જે કોઈ પ્રાણીઓ છે તે બધા પ્રજ્ઞાનેત્ર છે-પ્રજ્ઞારૂપ પરમાત્માથી જ કાર્ય કરનારા છે પ્રજ્ઞાનમા જ પ્રતિષ્ઠિત છે લોક-બ્રહ્માડ પ્રજ્ઞાનેત્ર છે, પ્રજ્ઞા એની પ્રતિષ્ઠા છે પ્રજ્ઞાન બ્રહ્મ છે '

આવા ' મધુ ', ' નેતિ નેતિ ' અને ' પ્રજ્ઞાન ' સજ્ઞાથી ઓળખાતા, સમાન, સર્વ સારાખોટા વિકારોથી અલિપ્ત-અસગ બધી શક્તિઓની પ્રતિભા બ્રહ્મ, જેમા બધી એષણાઓનુ સમાપન કરીને માણસ આપ્તકામ બને છે

૬૩ यदा चाय न बिभेति यदा चास्मान्न बिभ्यति ।
यदा नेच्छति न द्वेष्टि ब्रह्म सपद्यते तदा ॥[1] १२ २२३-५

---

१३ यदेतद् हृदय मनश्चैतत् । सज्ञानमाज्ञान विज्ञान प्रज्ञान मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा जूति स्मृति सकल्प क्रतुरसु कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति ॥ ઐત ઉ ૩-૧-૨

× × × यत्किचेद प्राणि जङ्गम च पतत्रि च यच्च स्थावरम् सर्व तत्प्रज्ञानेत्रम् प्रज्ञाने प्रतिष्ठित प्रज्ञानेत्रो लोक प्रज्ञा प्रतिष्ठा प्रज्ञान ब्रह्म ॥

ઐત ઉ ૩-૧-૩.

૧ -કે ૧૨-૨૧૩-૩૩, ' હરિવશ ' ૧-૩૦-૪૧

૬૪. यदा न कुरुते भावं सर्वभूतेषु पापकम् ।
कर्मणा मनसा वाचा ब्रह्म संपद्यते तदा ॥[2] १२-२४३-६

જ્યારે આ (કોઈથી) ડરતો નથી અને જ્યારે એનાથી કોઈ ડરતું નથી, તથા જ્યારે કંઈ ઇચ્છા કે દ્વેષ કરતો નથી ત્યારે બ્રહ્મને પામે છે–બ્રહ્મવેત્તા થાય છે.

જ્યારે સર્વભૂતો પ્રત્યે (મનુષ્ય) કર્મ, મન અને વચનથી પાપી ભાવ રાખતો નથી ત્યારે બ્રહ્મને પામે છે.

---

(નોંધ ૧ ચાલુ)

=ફે. ૧૨-૧૬૮-૪૨; ૧૨-૨૧-૪ અબ; શાંતિ. પરિશિષ્ટ ૧-૪-૨૭, ૨૮; ૧૨-૨૫૪-૧૬; 'હરિવંશ' ૧-૩૦-૪૧; સર° ૧૨-૧૫૪-૨૬; ૧૨-૧૬૮-૪૨ અબ; ૧૨-૧૮૫-૪ અબ; ૧૨*-૨૩૭-૧૭ અબ.

સર° ૧૨-૨૫૪-૨૫, ૩૦; મનુ. ૬-૪૦.

સર° ૬-૩૩-૧૫ (ગીતા ૧૨-૧૫); ૧૪-૪૬-૩૯.

સર° ब्रह्म संपद्यते तदा । ચરણવાળા કેટલાક શ્લોકો. ૩-૩૦-૪૧; ૬-૩૫-૩૦ (ગીતા ૧૩-૩૦), ૧૨-૭-૩૫; ૧૨-૧૭-૨૨; ૨૧-૫; ૨૩૧-૨૧, ૩૧૩-૩૬, ૩૮ ઇ.

ખાસ સર° अभयं सर्वभूतेभ्यः सर्वेषामभयं यतः ।
नमस्यः सर्वभूतानां दान्तो भवति ज्ञानवान् ॥ १२-२१३-१४.

જેનાથી સર્વભૂતોને અભય છે, જે સર્વભૂતોથી અભયવાળો છે, એવો જ્ઞાનવાન દાન્ત સર્વભૂતોને નમસ્કાર કરવા યોગ્ય છે.

૨. =ફે. ૧૨-૧૬૮-૪૪; ૩૧૩-૩૪, શાંતિ. પરિશિષ્ટ ૧-૪-૨૯, ૩૦; 'હરિવંશ' ૧-૩૦-૪૦ કડ, =૧૨-૨૧-૫ કડ, ='નારદપરિવ્રાજક ઉ.' ૩-૨૨;

સર° 'ભાગવત.' ૯-૧૯-૧૫.

બ્રહ્મને પ્રાપ્ત કરવા માટે, બ્રહ્મવેત્તા થવા માટે માણસે સંપૂર્ણ અહિંસક, અને તેથી સર્વ બાજુએથી નિર્ભય, સંકલ્પ-વિકલ્પ વિનાનો, દ્વેષ વિનાનો બની મન, વચન અને કર્મથી સુક્ષ્મ પાપીભાવ —હિંસકભાવને દૂર કરવો જોઈએ, એમ કહેતા આ વચનો 'વ્યાસ-શુકસંવાદ'માંથી લીધાં છે.[3]

આવું, આત્મલક્ષી થવા એકાન્તિક અને પરલક્ષી થવા સાપેક્ષ અભય બ્રહ્મવેત્તા થવા માટે જરૂરી છે, એ ખરું, સાથે અધ:પતિતને ઉત્થાન માટે પણ જરૂરી છે. એ દૃષ્ટિએ મહાભારતમાં સ્થળે સ્થળે શોકાતુર, વિષણ્ણચિત્ત અને નિરાશ મનુષ્યોને, જીવનના અનેકવિધ સંઘર્ષોથી વાગેલા અને કંટાળેલા મનુષ્યોને, અને સર્વોત્કૃષ્ટ વિકાસ પામવાની ઇચ્છાવાળાઓને, એમ જુદી જુદી કક્ષાઓને અનુલક્ષીને આ 'અભય'ના વિચારથી સંપૂર્ણ અહિંસાનો ઉપદેશ કરવામાં આવ્યો છે એ અહિંસાથી બ્રહ્મ અર્થાત્ સત્ય કે ઈશ્વરને પમાય છે

ઉપરના શ્લોક પછીની ઉદ્ગારકથામાં મૃત્યુનું ભયપ્રદ ચિત્ર છે તે અજ્ઞાની હોય તેને સ્વતઃસિદ્ધ લાગુ પડે છે જ્યારે જ્ઞાની અહિંસાની મંગલકારી સાધના કરતો હોઈ તેને સર્વત્ર અભય હોય છે એટલે તેને મૃત્યુની ભીષણતા નહિ પણ પરમાત્માની મંગલકારી શક્તિનું અંતરમાં દર્શન થાય છે તેથી તત્ત્વજ્ઞાનીઓએ નિરૂપેલા મૃત્યુના ભયપ્રદ ચિત્રણોને એ સાપેક્ષ રીતે સમજવા જોઈએ

૬૫ कामबन्धनमेवैकं नान्यदस्तीह बन्धनम् ।
कामबन्धनमुक्तो हि ब्रह्मभूयाय कल्पते ॥[1] १२ २४३ ९

---

૩ જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪ ૫ ૮ થી

૧ (૧) ब्रह्मभूयाय कल्पते । ચરણવાળા બીજા શ્લોક સરખાવો ૬ ૩૬-૨૬ (ગીતા ૧૪ ૨૬) ૬ ૪૦-૫૩ (ગીતા ૧૮ ૫૩) ૧૨ ૧૫૪-૨૫, ૨૦૮-૧૯, ૧૩-૧૨૮ ૩૧ ૧૩૦ ૩૩ ૧૩૧-૫૬ ૧૪ ૪૦ ૯, આ ઉપરિશિષ્ટ ૧-૩ વીગી ૭ ૮

આ જગતમા ઇચ્છાબન્ધન સિવાય એકે બંધન નથી. (કારણ કે) જે ઇચ્છાઓના બન્ધનથી મુક્ત છે તે જ બ્રહ્મને પામવા માટે યોગ્ય બને છે.

કામના, ઇચ્છા એ બધન છે. એ સાથે ઇચ્છા વિના કોઈ પ્રવૃત્તિ થતી નથી એ પણ હકીકત છે. છતા ધીર પુરુષો એનો વિવેક કરીને નિષ્કામ થવાનો પ્રયત્ન કરે છે, અને લાબા સમયે નિષ્કામભાવ સિદ્ધ કરે છે. કામનાઓનુ બધન કેટલુ મજબૂત છે એ વર્ણવતી 'કામે ગાયેલી ગાથાઓ '–'કામગીતા,' મહાભારતમા સગૃહીત કરેલી છે[૨] એમા મૂર્તિમંત 'કામ' કહે છે, 'હુ નિર્મમત્વ (અનુપાય) સિવાય કશાથી જીતાતો નથી જે મને (શાસ્ત્રજ્ઞાનરૂપી) હથિયારથી નાશ કરવાનો પ્રયત્ન કરે છે, તેના તે હથિયારમા જ હુ (જ્ઞાનના અભિમાનરૂપે કે મ કામનાઓને જીતી એવા અભિમાન વ રૂપે) પ્રકટ થાઉં છું.

(નાધ ૧ ચાલુ)

(૨) ઉપર શ્લોક ૬૩, ૬૪નુ ઉદ્ઘાટન જુઓ પૃ ૨૦૮ ૨૦૯ થી. એ શ્લોકોની જેમ આ પણ 'વ્યાસ–શુમ્સ વાદ'માનુ સુભાષિત છ

(૩) સર° 'લોઢાનુ, લાકડાનુ કે બબ જ ઘાસનુ જ બધન છ તન ધીર પુરુષો દઢ બધન કહેતા નથી, મણિકુડનમા જે અતિ આસક્તિ, પુત્રમા, દારામા જે અપેક્ષા છે, તેને ધીર પુરુષો દઢ બધન કહે છે જે વાહ્ય–વહી ગવાય એવુ, શિથિલ—ઢીલુ (છતા) છોડવુ દુષ્કર છે, એન પણ છેદીન, નિસ્પૃહ જના કામસુખને છોડીને પ્રવ્રજ્યા લે છે 'ધમ્મપદ' ૩૪૫, ૩૪૬

૨ (૧) ૧૪–૧૩ ૧૧ થી ૧૭

(૨) સર° ગ્રાણી માયા તે ગાની ઇની મીઠી થઈન માન ખરી,
વળ લી પરી અળગી નવ થાય જ્ઞાની પડિતને માયથી ખાય
વળી તે કોઈન જ્ઞાન ઉપજે તા જ્ઞાની થઈન ભેળી ભજે,
અખા જે હોય તજવા જોગ માયા તેના જ કરાવે ભાન
('અખાના છપ્પા' ૭૦૪ 'ગુરુ વ અ ગ'મા)

જે મને વિવિધ દક્ષિણાવાળા યજ્ઞોથી નાશ કરવાનો પ્રયત્ન કરે છે તેના હૃદયમાં હું જેમ જંગમ પ્રાણીઓમાં ધર્માત્મા પ્રસિદ્ધ થાય છે એવી રીતે, દંભ વ. રૂપે પ્રકટ થાઉં છું; જે મને વેદ અને વેદાન્તના સાધનોથી નાશ કરવાનો પ્રયત્ન કરે છે તેના હૃદયમાં, જેમ સ્થાવરોમાં ભૂતાત્મા અસ્પષ્ટ રીતે પ્રકટ થાય છે, તેમ હું અસ્પષ્ટ રીતે પ્રકટ થાઉં છું.[૩] જે સત્યપરાક્રમી મને ધૃતિથી નાશ કરવાનો પ્રયત્ન કરે છે, તેના એ (મારી ધૃતિથી કામનાને છતીશ) ભાવ વડે જ એનામાં હું પ્રકટ થાઉં છું. અને તે માણસ મને જાણીયે શકતો નથી કે કામ પ્રકટ થયો છે જે તીક્ષ્ણવ્રતવાળો મને તપથી હણવા માગે છે તેના તપમાં હું (ઐશ્વર્ય વ. ઇચ્છારૂપે) પ્રકટ થાઉં છું. જે પંડિત મોક્ષનો આશ્રય કરીને મારો નાશ કરવાનો પ્રયત્ન કરે છે, એવા મોક્ષપ્રિય મનુષ્ય આગળ હું નૃત્ય અને હાસ્ય કરું છું. હું એકલો જ સર્વ પ્રાણીઓમાં અવધ્ય અને સનાતન છું.'

એમ જે મનુષ્ય ચિત્તવૃત્તિઓના વિવિધરૂપે થતા કામનિક-–તૃષ્ણાયુક્ત પ્રકટીકરણને બરાબર સમજી લઈને નિર્મમ થવાનો પ્રયત્ન કરીને, નિર્મમ થાય છે અને ઇચ્છાના બંધનમાંથી છૂટી જાય છે તે બ્રહ્મને પ્રાપ્ત કરવાને લાયક બને છે.

૬૬. सर्वं जिह्मं मृत्युपदमार्जवं ब्रह्मणः पदम् ।
एतावाञ्ज्ञानविषयः किं प्रलापः करिष्यति ॥[१] १४-११-४

---

૩. શુદ્ધિ નહિ, પણ દબાણથી મનોવૃત્તિઓને કચડેલી હોઈ કામનાની અભિવ્યક્તિ અલ્પ હોય છે

૧ (૧) =૧૨-૮૦-૨૦

(૨) સર° असूयैकपदं मृत्युः । અસૂયા એ એક મૃત્યુપદ છે ૫-૪૦-૪.

(૩) आर्जवं धर्ममित्याहुरधर्मो जिह्म उच्यते ।
आर्जवेनेह संयुक्तो नरो धर्मेण युज्यते ॥ १३-१३०-७०.

સર્વ પ્રકારની કુટિલતા મૃત્યુપદ છે અને (સર્વ પ્રકારની) સરળતા બ્રહ્મપદ છે. આટલો જ જ્ઞાનનો વિષય છે. (હે યુધિષ્ઠિર!) ખાલી પ્રલાપથી શું વળવાનું છે?

યજ્ઞ તથા યજ્ઞદક્ષિણા વિષે ધર્મરાજે પ્રશ્ન પૂછતાં શાંતિબોધની શરૂઆતમાં પિતામહે આ શ્લોકથી જ્ઞાનદ્વારા થયેલી ચિત્તશુદ્ધિને ઉત્તમ ગણાવી, યુધિષ્ઠિરને ઉપદેશ કર્યો હતો. ભીષ્મનો શાંતિબોધ પૂરો થયો. તેઓ સ્વર્ગમાં ગયા. આટલા લંબાણ શાંતિબોધ, જ્ઞાનબોધ પછી પણ ધર્મરાજનું ચિત્ત શાંત થયું નહિ,[2] એટલે વ્યાસે તેમને સાંત્વન આપ્યું. પછી શ્રીકૃષ્ણે સાન્ત્વન આપવાની શરૂઆત કરતાં આ ગાથા કહી. આગળ ચાલતાં કહ્યું 'તમારું કર્મ હજુ સમાપ્ત થયું નથી, તમારા (આંતર) શત્રુઓ હજુ જિતાયા નથી. તમે તમારા શરીરમાં જ રહેલા (કામક્રોધાદિ) શત્રુઓને કેમ જાણતા નથી?' એમ કહી ઇંદ્ર (ચિદાત્મા) અને વૃત્ર (અહંકાર)નાં યુદ્ધનું રૂપક કહી સંભળાવ્યું. એ રૂપક પ્રમાણે,[3] અહંકારરૂપી વૃત્રે ચિદાત્મારૂપી ઇંદ્ર ઉપર હુમલો કર્યો. જેમ જેમ વૃત્ર સ્થૂળમાંથી સૂક્ષ્મ હુમલો કરતો ગયો—શરીર ઉપરની અહંબુદ્ધિથી છેવટે મેં આત્માનું ઐશ્વર્ય જોયું છે એવી અહંબુદ્ધિ સુધી—તેમ તેમ ઇંદ્ર પોતાના વજ્રરૂપી વિવેકથી અહંકારને હાંકવા માંડ્યો. પણ છેવટે જ્યારે વૃત્રે ઇંદ્રના શરીરમાં જ પ્રવેશ કર્યો—ચિદાત્માનું ઐશ્વર્ય એ 'મારું' ઐશ્વર્ય છે એવી બુદ્ધિ થઈ—ત્યારે ઇંદ્ર બેભાન થઈ ગયો. ત્યારે વસિષ્ઠે—આત્મતત્ત્વના જ્ઞાનરૂપી સર્વશ્રેષ્ઠ સંપત્તિ ધરાવનારા ગુરુએ—તેને રથંતર નામનો, અર્થાત્ અહંકારરૂપી રથ કે જેનાથી જુદાઈ

૨. ધર્મરાજને [illegible] માટે [illegible]

૩ આ રૂપક ઉપર રચેલા રૂપક હૃદયદર્શનમાં [illegible] —'કર્મગીતા' પૃ. ૨૧૧ થી.

દ્રૌપદીને જીત્યા પછી આનંદાતિરેકવાળા દુર્યોધને દ્રૌપદીને સભામાં તેડી લાવવા વિદુરને કહ્યુ. ત્યારે ધર્મબુદ્ધિ વિદુરે તેનો તિરસ્કાર કરીને, દ્યૂત તથા કપટને અંતે આવતો વિનાશ અને મહાભય કહીને, હિતવચનો સંભળાવતાં કહ્યુ હતુ, ' જિહ્મ (કુટિલતા) એ મહાઘોર નરકદ્વાર છે,[૬] ઓ ધૃતરાષ્ટ્રના પુત્ર! એ તુ સમજતો નથી ××× નક્કી આ દુર્યોધન કુરુઓનો અંતકારી થશે. જ્યારે કવિઓ અને સુહૃદોનાં પથ્ય વચનો સાંભળવામાં આવતાં નથી અને લોભ વૃદ્ધિ પામ્યા કરે છે ત્યારે દારુણ સર્વહારી વિનાશ થાય છે,' એ હિતવચનોના અનાદરથી કુરુકુળની કેવી દુર્દશા થઈ તે જાણીતુ છે.

૬૭. द्व्यक्षरस्तु भवेन्मृत्युस्त्र्यक्षरं ब्रह्म शाश्वतम् ।
ममेति द्व्यक्षरो मृत्युर्न ममेति च शाश्वतम् ॥[१] ૧૪-૧૩-૩

બે અક્ષરથી મૃત્યુ પમાય છે અને ત્રણ અક્ષરથી શાશ્વત —બ્રહ્મ પમાય છે. ' મમ ' (આ મારુ છે) એ બે અક્ષરો મૃત્યુ છે અને ' ન મમ ' (આ મારુ નથી એ ત્રણ અક્ષરો )થી શાશ્વત—બ્રહ્મને પમાય છે.

ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો ઉપદેશ આગળ ચલાવતાં ' બાહ્યત્યાગ—ગન્ધ ધન વ.નો ત્યાગ અને વિવેકદર્શન—શરીરને શોષતો ' વૈરાગી '

---

૬ द्वारं सुघोरं नरकस्य जिह्मम् । ७—५८—१०

१. ते = १२-१३-४, १४-५०-२८ सर° ' उत्तर गीता २-४५, ४६, 'वराहोपनिषद्' २ ४३, ४४, 'पैङ्गोपनिषद्' ४ ११, 'निरालम्बोपनिषद्' ७-१५५,

तु- उपर श्लोक ६४, ६५ना उद्घाटन पृ २०९, २१० थी

स-° अहं ममेति मन्त्रोऽयं मोहस्य जगदान्ध्यकृत् ।
अयमेव हि नञ्पूर्वः, प्रतिमन्त्रोऽपि मोहजित् ॥
'ज्ञानसार'—मोह अष्टक. ४-१

ત્યાગ—જિનમહત્ત્વનો અને મનમાંથી મમત્વનો (આસક્તિનો) ત્યાગ એ જ સાચો સિદ્ધિદાતા છે' એમ કહેતાં ઉપરનું વચન કહ્યું. પછી આગળ ચાલતાં, 'એ પ્રમાણે અનાસક્તિરૂપ બ્રહ્મ અને આસક્તિરૂપ મૃત્યુ મનુષ્યના ચિત્તમાં જ રહેલાં છે અને અદૃશ્ય રહીને પ્રાણીઓને લડાવ્યા કરે છે[2] પણ જેને ચૈતન્યતત્ત્વનો અવિનાશ—અમરત્વ નિશ્ચિત હોય તેવો નિર્મમ મનુષ્ય પ્રાણીઓના શરીરોનો નાશ કરી નાખે તો પણ અહિંસાને પામે છે.[3] એવો નિર્મમ મનુષ્ય સ્થાવરજંગમસહિત

---

૨ (૧) ૧૪-૧૩-૪, ૫,= કે. ૧૨-૧૩-૫, ૬

(૨) ૧૪-૧૦-૫ થી ૮ સુધીનો સાર અહીં મૂક્યો છે

૩ (૧)° सर यस्य नाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥
૬-૪૦-૧૭ (ગીતા ૧૮-૧૭) =યો વા ૬-૫૩-૨

જેનામાં અહંભાવ નથી, જેની બુદ્ધિ (મમત્વભાવથી) મલિન નથી, તે આ જગતને હણવા છતાં, હણતો નથી અને બંધનમાં પડતો નથી (જુઓ નીચે 'વ્યસન' (પ્રક૦ ૧૧) શ્લોક ૧૨૦, ૧૨૧ પા નો ૧૭) ગીતાના શ્લોક ઉપર મ ગાંધીજીએ આ પ્રમાણે નોંધ લખી છે "ઉપર ઉપરથી વાંચતાં આ શ્લોક મનુષ્યને ભુલાવામાં નાખનારો છે ગીતાના ઘણા શ્લોકો કાલ્પનિક આદર્શને અવલંબનારા છે તેનો સચોટ નમૂનો જગતમાં ન મળે અને ઉપયોગને અર્થ પણ જેમ ભૂમિતિમાં કાલ્પનિક આદર્શ આકૃતિઓની આવશ્યકતા છે તેમ જ ધર્મવ્યવહારને અંગે છે તેથી આ શ્લોકનો અર્થ આમ જ બેસાડાય જેની અહંતા ખાખ થઈ ગઈ છે, ને જેની બુદ્ધિમાં લેશ પણ મેલ નથી, તે ભલે આખા જગતને હણે એમ કહીએ પણ જેનામાં અહંતા નથી તેને શરીર જ નથી જેની બુદ્ધિ વિશુદ્ધ છે તે ત્રિકાળદર્શી છે આવો પુરુષ તો કેવળ એક ભગવાન છે તે કરતો છતાં અકર્તા છે હણતો છતાં અહિંસક છે તેથી મનુષ્ય પાસે તો એક ન હણવાનો અને શિષ્ટાચાર—શાસ્ત્ર—નો જ માર્ગ છે " 'અનાસક્તિયોગ,' પૃ ૧૭૧, ૧૭૨

આખી પૃથ્વીને મેળવીને તેના વડે શું કરવાનો ? બીજી બાજુ વનમાં રહી વન્ય દ્રવ્યોથી આજીવિકા ચલાવનાર મનુષ્યના હૃદયમાં એ વન્ય દ્રવ્યોમાં (પણ) મમતા રહી હોય તો એ મૃત્યુના મુખમાં સપડાયેલો જ છે. હે ભારત ! તમે બાહ્ય અને આંતર શત્રુઓનો સ્વભાવ વિચારી જુઓ. જે પુરુષ આ વિચાર કરીને એ સ્વભાવને બ્રહ્મતત્ત્વમાં જોતો નથી તે (સંસારના) મહાભયથી છૂટી જાય છે.'

આ એક ઊંચો આદર્શ મૂક્યો તો ખરો, પણ એ સાથે જ એના દુરુપયોગનો, બીજાઓનો નાશ કરીને ભોગ ભોગવવાનો, કવિને ખ્યાલ

---

(નોંધ ૩ ચાલુ)

(૨) સર૦ બે ઉપનિષદ્ વચનો જેમાં પ્રથમ બે ચરણ ૬-૪૦-૧૭ મુજબ પ્રમાણે છે અને બાકીના બે ચરણ નીચે મુજબ છે.

°कुर्वतोऽकुर्वतो वापि स जीवन्मुक्त उच्यते । 'વરાહોપનિષદ્' ૪-૨૫
°यः समः सर्वभूतेषु जीवितं तस्य शोभते ॥
'સંન્યાસોપનિષદ્' (અધ્યાત્મકઃ) ૨-૩૯.

(૩) આ 'હણતો છતાં અહિંસક'નો આદર્શ દેહધારીથી સંપૂર્ણતયા અમલમાં મુકાવો શક્ય નથી, પછી ભલેને ઈશ્વરના અવતાર શ્રીકૃષ્ણ પોતે જ કેમ ન હોય. તેથી કવિએ મ૦ ભા૦માં બતાવ્યું છે કે, મ૦ ભા૦ યુદ્ધમાં શ્રીકૃષ્ણ નિઃશસ્ત્ર રહ્યા હતા અને ગાંડીવધારી પણ જ્યારે અર્જુન ભીષ્મની સામે બરાબર ન લડ્યા, ત્યારે પોતાની ચાબુક લઈને (ચક્ર નહિ—ચક્ર ધારણ કર્યાની કથા ક્ષેપક પુરવાર થઈ શકે એવી છે. જુઓ ભા૦ ઓ૦ ઇ૦ ની 'ભીષ્મપર્વ' ઉપરની સમીક્ષિત વાચનાની પ્રસ્તાવના–P P cxxvi–cxxvii) શ્રીકૃષ્ણ ભીષ્મને મારવા દોડ્યા હતા (૬–૧૦૭–૫૨ થી) શ્રીકૃષ્ણે પોતે યુદ્ધ દરમિયાન એકે મનુષ્યનો વધ કર્યો નહોતો. શ્રીકૃષ્ણને નિઃશસ્ત્ર અને વધ નહિ કરનાર બતાવીને, તેમને જ મુખે આ ઊંચો આદર્શ રજૂ કરાવીને કવિ વ્યાસે એ આદર્શ મુજબ મમત્વ-રહિત થવાના ચિત્ત-રૂપી ... તેટલો શ્રેષ્ઠ વિકાસ પ્રબોધ્યો છે

છે, એટલે યુદ્ધપ્રયાણથી ખિન્ન થયેલા અજાતશત્રુ રાજા યુધિષ્ઠિરને બધા સુહૃદોની જેમ સમજાવતા નકુળથી નાના પાંડવ સહદેવે અક્ષરશ ઉપનિષદની દલીલો કરી, ધર્મરાજને સમજાવવા યત્ન કર્યો કે તમે કોઈ પ્રાણીનો નાશ પણ કર્યો નથી અને કોઈની હિંસાએ કરી નથી[૪] અને એની સાથે નકુલે પણ રાજાને કહ્યું, 'જે રાજા સ્થાવર જંગમ સહિત સમગ્ર પૃથ્વીને સંપાદન કરીને તેને રૂડી રીતે ભોગવતો નથી તે રાજાનું જીવ્યું નિષ્ફળ છે.'

આગમાં સારી વસ્તુને હોમવાદાદિ વડે બગાડી શકાય છે એમ પહેલાં થતું અને અત્યારે વ્યાપક પ્રમાણમાં થાય છે, માટે વિવેક માર્જિત પ્રજ્ઞા વડે ગણુગ્રહણ કરીને નિર્મમભાવ—અનાસક્તભાવ કેળવવો યોગ્ય છે[૫]

૬૮ पश्य भूतानि दुःखेन व्यतिषक्तानि सर्वशः ।
आत्मापि चायं न मम सर्वा वा पृथिवी मम ॥[१] १२ १६८-१३

૬૯ यथा मम तथान्येषामिति बुद्ध्या न मे व्यथा ।
एतां बुद्धिमहं प्राप्य न प्रहृष्ये न च व्यथे ॥[२] १२ १६८ १४

સર્વ બાજુએથી દુઃખો વડે ઘેરાયેલાં પ્રાણીઓને જો (અને વિચાર કર કે) આ આત્મા પણ મારો નથી અથવા (બીજી રીતે વિચાર કે) આ સર્વ પૃથ્વી મારી છે

---

૪ શાંતિ અ ૧૦ તથા ૫૮ ૫ ટી ૧ ૧૨ ૧ ૬ અને ૯

૫ જુઓ મ૦ભા૦ અનુ૦ ૮ અ પૃ ૫૯ ૮૩

૧ ૧૪ ક૨ ૧૧ ક ૧૨ ૨૬ ૧૮ અબ

૨ (૧) અબ ૧૨-૨૬ ૧૯ ક આશ્વ ૩૫ ૩૦

(૨) આશ્વમેધિકપર્વ (પર્વ ૧૪)માંના સંબંધની ચર્ચા માટે જુઓ નીચે ... ૭૦ પૃ ૨૨૨થી

જેવી રીતે આ મને લાગુ પડે છે તેવી રીતે બીજાઓને પણ લાગુ પડે છે એમ વિચારીને હું વ્યથિત થતો નથી. આવી (સ્પષ્ટ) બુદ્ધિ પ્રાપ્ત કરીને હું હર્ષિત કે વ્યથિત થતો નથી.

શાંતિપર્વાન્તર્ગત 'મોક્ષધર્મપર્વ'ની શરૂઆતમાં, યુધિષ્ઠિર પ્રશ્ન કર્યો કે 'જ્યારે ધનનો નાશ થઈ જાય, અથવા સ્ત્રી, પુત્ર કે પિતાનું મૃત્યુ થાય ત્યારે કેવી જાતની બુદ્ધિ રાખીને શોક દૂર કરવો? તે મને કહો.'

પિતામહે જવાબ આપતાં કહ્યું કે "અહો! આ બધું દુઃખસ્વરૂપ છે"[૩] એમ વિચાર કરીને આશ્વાસન મેળવવું. પૂર્વે સેનજિત્ નામના રાજા પુત્ર મૃત્યુ પામવાથી શોકવિહ્વળ થઈ ગયો હતો ત્યારે તેને ખિન્નવદનવાળો જોઈને તેના એક બ્રાહ્મણ મિત્રે સાંત્વન આપતાં કહ્યું કે, 'તું આમ મોહવશ શા માટે થયો છે? તું પોતે જ જ્યાં શોક કરવા લાયક છે, ત્યાં બીજાનો કેમ શોક કરે છે? તું જેમ બીજાનો શોક કરે છે, તેમ બીજાઓ (તું મૃત્યુ પામીશ ત્યારે) તારો શોક કરશે અને તેઓનો વળી બીજાઓ શોક કરશે. એમ બધા તારા પુત્રની ગતિને (મૃત્યુને) પામશે. હે રાજન્! તું, હું અને આ બીજા જે તારી સેવા ઉઠાવે છે એ બધા—આપણે સૌ જ્યાંથી આવ્યા છીએ ત્યાં જ જવાના છીએ.' રાજાએ પૂછયું, 'એવી તે કઈ બુદ્ધિ છે, એવું કયું તપ છે, એવી કઈ સમાધિ છે, એવું કયું જ્ઞાન છે, એવું કયું શ્રુત છે, કે જેને પ્રાપ્ત કરીને હે તપોધન વિપ્ર! તમે વિષાદ પામતા નથી?'

---

૩ શાંતિ અ. ૧૬૮-૬ થી, આ આખ્યાનમાંની ઘણી મહત્ત્વની ગાથાઓ અક્ષરશ 'દુ ખાર્ત રાજા સેનજિતે ગાયેલી ગાથાઓ' તરીકે ધર્મ રાજનો વિષાદ દૂર કરવા માટે મહર્ષિ વ્યાસે પોતે 'શાંતિપર્વ'ના આદિમાં કરેલા ઉપદેશમાં સંગૃહીત કરેલી છે જુઓ ઉપર નોંધ ૧, ૨, નીચે જુઓ 'સંયમ' (પ્રક૦ ૧૯) શ્લોક ૧૮૦.

ત્યાર એ વિદ્વાન બ્રાહ્મણે પોતાનું શાંતિદાયક પ્રવચન ઉપર નોંધ્યા શ્લોકોથી શરૂ કર્યું. એ પ્રવચનમાં સુખદુઃખનો વિવેક, સુખ અને દુઃખની ઉત્પત્તિ, સંયોગ અને વિયોગ, જગત અને તેમાં રહેલા પદાર્થોની ક્ષણભંગુરતા, પદાર્થોની માલિકી ખરેખર કોની તેનો વિવેક, તૃષ્ણા, રાગ, મમત્વ અને તેનો સ્નેહ તથા ક્લેશ જોડેનો સંબંધ, કાર્યકારણભાવનો અટલ નિયમ, કામના અને આસક્તિરૂપી મનોમય મૃત્યુ, એ વિશદ રીતે સમજાવીને તૃષ્ણા, રાગ, મમત્વ, સ્નેહ અને આસક્તિનો ત્યાગ કરવો, શાથી કરવો, કેવી રીતે કરવો, ત્યાગ થયો તેની કસોટી શી?,[4] એ બધું વિગતે રસ પડે છતાં અલિપ્ત રહેવાય એવી રીતે બતાવીને છેવટે 'પિંગલા-ગીતા'[5]—પિંગલા વેશ્યાએ ગાયેલી ગાથાઓ કહી 'ખરેખર હું ઉન્મત્ત છું, કારણ કે મારા અનુન્મત્ત–નિર્વિકારી–કાન્ત પહેલેથી જ મારી સમીપમાં રમણ કરે છે, પણ મેં તેને ઓળખ્યો નહિ. હવે તો આ (અજ્ઞાનરૂપી) એક થાંભલા ઉપર રહેલા નવદ્વારવાળા ((૧) બે કાન, બે નસકોરાં, બે આંખ, મોં, ગુદા અને ઉપસ્થ, અથવા

૪. આ વિગતો આ ગ્રંથમાં પહેલેથી છેલ્લે સુધી છે તેથી અહીં માત્ર નિર્દેશ જ કરેલો છે

૫. ૧૨-૧૬૮-૪૬, ૪૮ થી ૫૨, પિંગલાની કથા 'ભાગવત'માં એક અવધૂતના (પરંપરાગત માન્યતા પ્રમાણે ગુરુ દત્તાત્રેયના) સત્તરમા ગુરુ તરીકે નોંધેલી છે ('ભાગવત ૧૧-૮-૨૨ થી ૪૪) આ 'પિંગલા'નો 'બોધ્ય' ઋષિના છ ગુરુઓ પૈકી એક તરીકે મ૦ભા૦ ૧૨-૧૭૧-૬૧માં ઉલ્લેખ છે, 'ભાગવત'ની કથાના પૂર્વરૂપ તરીકે, અને 'બોધ્ય' શબ્દનો અર્થ 'બોધિસત્ત્વ' પણ થઈ શકે, એ રીતે 'બોધ્ય'ની કથા નોંધપાત્ર છે (જુઓ નીચે શ્લોક ૭નું ઉદ્ઘાટન), જાતક નં. ૩૩૦ 'સીલવીમંસ' જાતકમાં પ્રવ્રજ્યા લેવાના ઇરાદે ફરતા બોધિસત્ત્વે એક ગામમાં પિંગલા નામની દાસીને, કોઈ પુરુષ સાથે મળવાનું નક્કી કરેલું તે પુરુષ મધ્યરાત્રિ સુધી નહિ આવતાં પાછલી રાતે નિરાશ થઈને પિંગલા સૂઈ ગઈ, તે જોઈને એક ગાથા બોલેલા એવી કથા છે ગાથા માટે જુઓ નીચે નોંધ ૭

(૨) પાંચ ઇન્દ્રિયો અને ચાર અંતઃકરણ-મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર) શરીરરૂપી ઘરને હું ઢાંકી દઈશ. પછી તો મારા એ પતિને 'આ મારો પતિ છે' એમ કોણ માનનાર છે? અર્થાત્ અભેદ દૃષ્ટિ થતાં હું અને મારો કાન્ત-પરમાત્મા એકરૂપ થઈશું. હવે પ્રત્યક્ષ નરક-સ્વરૂપી ધૂર્તો! હું કે જે અકામા, પ્રતિબુદ્ધા અને જાગ્રત થઈ છું તેને કામીરૂપે ફરીથી છેતરી શકશો નહિ. જે સમયે પૂર્વકૃત શુભકર્મોનો ઉદય થાય છે ત્યારે અનર્થ પણ અર્થરૂપ બને છે.[૬] (મારા સંબંધમાં પણ એમ થવાથી) હું સંબુદ્ધા, નિરાકાંક્ષ અને જિતેન્દ્રિય થઈ છું. ખરેખર આશા વગરનું પ્રાણી સુખે સૂએ છે, માટે નિરાશા પરમ સુખ છે. આશાની નિરાશા કરીને આ પિંગલા સુખે સૂએ છે.'[૭] બ્રાહ્મણ મુનિના પ્રવચનથી રાજા સેનજિતનું મન ઠેકાણે આવ્યું, અને તે રાજી થયો.

---

૬. જેની સાથે સંકેત કર્યો તે પુરુષ ન આવતાં થયેલી નિરાશા, તેમાંથી થયેલો ઉદ્વેગ, અને પછી છેવટે તેમાંથી આત્માભિમુખ થવારૂપી શ્રેષ્ઠ અર્થ પ્રાપ્ત થયો તે.

૭. सुखं निराशा स्वपिति नैराश्यं परमं सुखम् ।
आशामनाशां कृत्वा हि सुखं स्वपिति पिङ्गला ॥ १२–१६८–५२,

= કે. શાંતિ અધ્યાય ૪૭૫ શ્લોક ૧, ૨
જુઓ 'સાંખ્યપ્રવચનભાષ્ય' ૪-૫.
સરખાવો 'ભાગવત' ૧૧-૮-૪૪.

= કે. જાતક નં. ૩૩૦ ગાથા ૨

सुखं निरासा सुपति आसा फलवती सुखा ।
आसं निरासं कत्वान सुखं सुपति पिङ्गला ॥

આશારહિત સુખે સૂએ છે. આશા ફળે છે ત્યારે સુખદ થાય છે (પણ) આશાથી નિરાશ થઈને પિંગલા સુખે સૂએ છે.

७०. कस्येदमिति कस्य स्वमिति वेदवचन्तथा ।
नाध्यगच्छमहं बुद्धया ममेदमिति यद्भवेत् ॥[1] १४-३२-१५

---

૧. સર્વ મા ગૃધ કસ્યસ્વિદ્ધનમ્ । ઈશ. ઉ ૧. 'આકાશ્રા ન કર. આ ધન કોનુ છે ?' વિશેષ માટે જુઓ 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪ પા. ટી. ૨૩, પૃ. ૪૬; ઉપર વેદવચન તરીકે મ૦ ભા૦એ નોંધેલ વચન ચારે વેદોમા નથી, અને કોઈ બૌદ્ધની જેમ જનક રાજા આ ઉક્તિ કહે છે એમ ડૉ. વિન્ટર્નિટ્ઝ લખે છે (Some problems of Indian Literature by M. Winternitz, Page 33, 34) પણ એ બરાબર નથી ઈશ. ઉ. 'વાજસનેયી સંહિતા'— શુક્લ યજુર્વેદનો ૪૦મો અધ્યાય છે. એટલે કે વેદના સંહિતાવિભાગમા આ ઉક્તિ શબ્દશઃ છે જ. પણ કદાચ તેમ ન હોત તોપણ એ ઉક્તિ ઉપર બૌદ્ધ અસર માની લેવી એ ઉતાવળિયું અનુમાન ગણાય, કારણ આ દેશમા યોગ અને સાંખ્યની બે મોટી જ્ઞાનશાખાઓ બુદ્ધ પહેલા પણ ઘણા જૂના સમયથી અસ્તિત્વ ધરાવે છે (ગીતા અ 3/3). ભગવાન બુદ્ધે પણ યોગમાર્ગના આચાર્યો–આલારકાલામ અને ઉદ્રક રામપુત્ર પાસે અભ્યાસ કરેલો. અશ્વઘોષના 'બુદ્ધચરિત'મા આ બન્નેને સાંખ્યમતના આચાર્ય કહ્યા છે વળી આની સાથે શાંતિ. अ. २६२ गोकपिलियमा શ્લોક ૩૯ થી ૪૪મા જે કથન છે તે અને સમગ્ર રીતે અ. ૨૬૦ થી ૨૬૨ વાચતા માલૂમ પડે છે કે વેદનો 'સમ્યગ્જ્ઞાન કરાવનાર કોઈ પણ શાસ્ત્ર' આવો અર્થ પણ વ્યાસ કેટલીક વખત કરે છે. 'વેદ' એટલે 'મંત્રો અને બ્રાહ્મણો સહિત આખું વૈદિક સાહિત્ય' એ અર્થ જાણીતો છે મ૦ ભા૦ને 'કાર્ષ્ણવેદ,' 'વેદોની સમાન' અને 'પાચમો વેદ' કહેવામા આવે છે એ પણ લક્ષ્યમા રાખવુ જોઈએ (૧ ૧ ૨૦૫, ૧ ૫૬ ૧૫, ૧–૫૬–૧૭, ૧–૬૩ –૭૪: સ્વર્ગા. ક્ષેપક ૭૦). શાંતિ. અ. ૨૧૨મા જનદેવ જનક અને અ. ૩૦૮મા ધર્મધ્વજ જનકને સાંખ્યાચાર્ય પંચશિખના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે તથા તેમના ઉપદેશથી ઉપરોક્ત જનકોએ મમત્વબુદ્ધિનો ત્યાગ કર્યાનું જણાવ્યું છે. આ બધુ જોતા कस्येदमिति कस्य स्वमिति 'કોઈ બૌદ્ધની જેમ જનક રાજા આ ઉક્તિ કહે છે' એમ માનવું વધુ પડતુ છે એ સ્પષ્ટ છે. ભગવાન બુદ્ધ કપિલવસ્તુ નગરમા જન્મેલા, એ નગરના નામ સાથે સાંખ્યાચાર્ય કપિલની યાદ આવે છે. કપિલને કપિલવસ્તુ સાથે કંઈ સંબંધ હતો કે કેમ તેનુ સંશોધન એ વિષય ઉપર પ્રકાશ પાડી શકે

'આ કોનું છે? આ ધન કોનુ છે?' એવું વેદવચન છે. આથી 'આ મારું છે' એવી બુદ્ધિ મને થતી નથી.

'અનુગીતા' અંતર્ગત 'બ્રાહ્મણગીતા'મા એક કથા છે.[૨] રાજા જનકે કંઈ અપરાધમા આવેલા એક બ્રાહ્મણને શિક્ષા કરવા કહ્યું કે 'તારે મારા રાજ્યમા રહેવું નહિ.' ત્યારે બ્રાહ્મણે જનકને કહ્યું 'તારા રાજ્યની સીમા મને કહે. કારણ હું બીજા રાજ્યમા જવા ઇચ્છું છું અને શાસ્ત્ર અનુસાર તારા કહેવા પ્રમાણે હું વર્તવા માગું છું.' આ અર્થઘન વચન સાભળતા જનક એક મુહૂર્ત સુધી વિચારમા પડી ગયો. પછી વિચારોનો ગૂંચવાડો દૂર થતાં એ બોલ્યો, 'મારા બાપ-દાદાના આ રાજ્યમા ઘણા જનપદો મારે સ્વાધીન છે, પણ મને એમા મારુ પોતાનુ રાજ્ય દેખાયું નહિ. મેં જ્યારે રાજ્યમા કંઈ ન જોયું ત્યારે મિથિલામા શોધ કરી. પણ તેમાયે કંઈ મળ્યું નહિ ત્યારે મેં મારી સંતતિમા શોધ કરી તો તેમાયે કંઈ ન મળ્યુ, એટલે મને કશ્મલ (વિચારોનો ગૂંચવાડો) થયુ. કશ્મલ દૂર થતા મારી બુદ્ધિ ઠેકાણે આવી. હવે મને લાગે છે કે આ સર્વ રાજ્ય મારુ છે અથવા મારુ નથી.[૩] આ આત્માયે મારો નથી અથવા સર્વ પૃથ્વી પણ મારી છે. હે દ્વિજોત્તમ! હું માનું છુ કે જેમ આ મારુ છે એમ બીજાઓનુ પણ છે, માટે તારુ દિલ ચાહે ત્યા સુધી અહીં રહે અને અહીં રહે ત્યા સુધી તેને ભોગવ'[૪]

---

૨. આશ્વ. અ. ૩૨

૩. જુઓ ઉપર શ્લોક ૬૮, ૬૭, પૃ. ૨૧૮ થી

૪. ઈશ. ઉ ના પ્રથમ મન્ત્રના ઉત્તરાર્ધનો એક અર્થ 'તેને નામે ત્યાગ કરીને ભોગવ કોઈના ધનનો લોભ કરીશ નહિ' એ વિષે અગાઉ 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪, પૃ ૩૮ થીના ઉદ્ઘાટનમા કહેવાઈ ગયું છે. અહીં એ મંત્રનો એક જીવન્મુક્ત સિદ્ધ બીજો અર્થ કરીને, પોતે જે નિર્મમત્વથી કર્મ ફળત્યાગની બુદ્ધિથી રહે છે, તેના પૂરક ભાવાત્મકરૂપે-પોતાના રાજ્યમા,

આથી બ્રાહ્મણે પૂછ્યું કે 'કયી જાતની જ્ઞાનબુદ્ધિ રાખીને તે મમત્વનો ત્યાગ કર્યો છે એ મને કહે '

જનકે ઉત્તર આપ્યો, 'જગતમા સર્વ કર્માવસ્થાઓ નાશવંત છે, તેથી હું 'આ મારું જ છે, એવી બુદ્ધિ કરતો નથી ' પછી ઉપરનો વેદવચનનો ઉલ્લેખ કરતો શ્લોક ટાંકીને વિસ્તારથી ઘણા સક્ષેપમા સમજાવ્યું કે 'હુ મારે માટે કંઈ જ ઇચ્છતો નથી કે કાર્ય કરતો નથી, ઇન્દ્રિયોના વિષયો તો નથી જ ભોગવતો, પરંતુ મનને-બુદ્ધિને કે વિચારોને ય નથી ઇચ્છતો, પણ દેવો, પિતૃઓ, પ્રાણીઓ અને અતિથિઓને માટે જ સર્વ કરુ છુ એમને મન અને સર્વ મહાભૂતોને તેના વિષયોસહિત મે વશ કર્યા છે '[૫]

---

(નોંધ ૪ ચાલુ)

પોતાની ભૌતિક સત્તા જ્યા ચાલે છે ત્યા, અનુભૂત સમભાવથી બીજાને રહેવાનું અને ભોગવવાનું આમ ત્રણ કરે છે, મારણ છેવટે બેસુ કહેવુ 'આ ધન કોનુ છે?' જેનુ છે તે ભોગવો, જેને જરૂર છે તે ભોગવો, **પરમાત્મા** જેને ભોગવવા દે તે ભોગવો ' એ ચિત્તમા આવો અભેદમય ઉત્તમ સમભાવ પ્રકટ થાય ત્યા જીવન્મુક્તિ છે, અર્હત્વ છે, વિદેહીપણુ છે

૫. જનકની આ વૃત્તિને ગીતામા શ્રીકૃષ્ણે દાખલારૂપે ટાંકી છે

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादय ।
लोकसग्रहमेवापि सपश्यन्कर्तुमर्हसि ॥ १-२५-२० (ગીતા ૩-૨૦)

જનકાદિ કર્મવડે જ પરમસિદ્ધિને પામી ગયા (હે અર્જુન) લોક સગ્રહાર્થે પણ તારે કર્મ કરવુ ઘટે છે

એવી શુદ્ધ લોકસગ્રહી વૃત્તિથી કાર્ય કરતા મનુષ્યનુ જીવન યજ્ઞમય છે એ નિષ્પાપ વિઘસ જમનારો છે બીજા તો 'ચોર' છે (જુઓ ગીતા ૩-૧૨, ૧૩) એ પ્રમાણે ગીતામા લોકસગ્રહાર્થે કર્મ કરતા 'કર્મયોગી' તરીકે જનકનો ઉલ્લેખ છે સંન્યાસી તરીકે નથી

એટલે ખડખડાટ હાસ્ય કરતા બ્રાહ્મણરૂપધારી ધર્મે કહ્યુ, 'આ જે બ્રહ્મનાભરૂપ તેમજ બુદ્ધિરૂપી આગનાળા[૬] કદી પાછુ નહિ ફરનાર— આત્યંતિક ગતિવાળા, અને સત્ત્વગુણરૂપી નેમિ-પરિઘથી ચાલતા એવા (ધર્મ) ચક્રનો તુ એક પ્રવર્તક—મુખ્ય અનુગતા છે.'[૭]

શરૂઆતમા નિર્મમતાનુ અભાવાત્મક રૂપ અને અંતે એનુ ભાવાત્મ રૂપ બતાવતા, તેમજ નિવૃત્ત રહીને લોકસંગ્રહાર્થે જ સર્વ પ્રવૃત્તિ કરતા એવા રાજા જનકનુ પુણ્યનામ ઉપનિષદ્, રામાયણ, મહાભારત, જૈન શાસ્ત્રો, બૌદ્ધ શાસ્ત્રો અને પુરાણોમા પ્રસિદ્ધ છે વિદેહ રાજ જનકના પાત્રરૂપે વિશ્વના સર્વ ભૂતમાત્રનુ સહજપણે—રાગદ્વેષ વિના—કલ્યાણ કરતી ભારતની જ્વલંત સહિયારી શ્રીના એક તેજસ્વી અંશનુ આપણને દર્શન થાય છે

આ જનક તે કોણ? જનકના નામે અનેક કથાઓ અનેક પ્રકારે કહેવાઈ છે સામાન્યત જનક મોક્ષશાસ્ત્રકુશળ, નિરંતરપણે રાજ્ય ચલાવતો રાજા, કે નિઃશ્રેયસાભિલાષી કે દાનવીર કે જ્ઞાનોપાસક એવી

૬. (૧) બ્રહ્મનાભ=વિષ્ણુ (૨) બ્રહ્મ જેની નાભિ અર્થાત કેન્દ્રમા છે તેનુ

૭. त्वमस्य ब्रह्मनाभस्य बुद्ध्यारस्यानिवर्तिन ।
सत्त्वनेमिनिरुद्धस्य चक्रस्यैक प्रवर्तक ॥ १४-३२-२५

આ 'બ્રહ્મનાભરૂપ' (=વિષ્ણુ) ચક્ર તે ગીતામા एव प्रवर्तितं चक्रं (૬-૨૫-૧૬, ગીતા ૩ ૧૬) થી વર્ણવાયેલુ યજ્ઞચક્ર તેથી ગીતામા યજ્ઞાર્થ કર્મ કરનારાઓનો જનકાદિ શબ્દથી ઉલ્લેખ કરવામા આવ્યો જુઓ ઉપર પા ટી ૫

સર૦ 'કે ૧૫ કાલચક્ર, જગચ્ચક્ર અને યુગચક્ર (રૂપી) છે આત્મ યોગથી ભગવાન એને સતત અપ્રમત્ત રહીને-નિરંતર ફેરવે છે' ૫-૬૬-૧૨ ભા ૧૫

રીતે નિરૂપાયેલો છે ઉપરના શ્લોકમાં નિર્દિષ્ટ જનકનો નામોલ્લેખ મળતો નથી, પણ ૧૪-૩૨-૨૫ના 'તત્ત્વગુણરૂપી નેમિથી ચાલના (ધર્મ) ચક્રના પ્રવર્તક'[૮] તરીકેના ઉલ્લેખ ઉપરથી વૈદિક અનુક્રમ પ્રમાણે જનકવંશના પ્રથમ પુરુષ 'નિમિ'નો ખ્યાલ આવે છે 'નિમિ' રાજાની જેમ જૈન અને બૌદ્ધ અનુક્રમોમાં વિદેહનાથ 'નેમિ', 'નમિ,' અને 'નિમિ' અંગે કથાઓ છે 'રામાયણ'માં જનકવંશના પ્રાદુર્ભાવની કથા છે[૯] એમાં નિમિ ઇક્ષ્વાકુનો બારમો પુત્ર હતો. એને વસિષ્ઠ સાથે વિખવાદ થયો હતો, તેમાં બંનેનું મૃત્યુ થયું હતું પછી નિમિના દેહને મથીને પુત્ર કાઢવામાં આવ્યો એ મથવાથી નીકળ્યો માટે મિથિ, જનન થયું તેથી જનક, વિદેહ(રાજ)માંથી ઉત્પન્ન થયો માટે વૈદેહ કહેવાયો 'મિથિ' ઉપરથી એના વંશજો 'મૈથિલ' કહેવાયા[૧૦] પાલિ 'નિમિજાતક'[૧૧] માં વિદેહરાજ નિમિની કથા છે, જેમાં એ ચક્રની નમિની જેમ વંશનું સ્થાપન કરવા અને બે પેઢી પછીનું સ્થાપન કરવા (આ બંને કાર્યોથી) જન્મ્યો છે એ ઉપરથી

---

૮ જુઓ નોંધ ૭

૯. વા રા ઉત્તર । સ । ૫૫ થી ૫૭

૧૦. (૧) વા રા ઉ કા ૫૫-૪, ૫૭ ૧૯થી ૨૧, 'ભાગવત'માં પણ લગભગ આને મળતી કથા છે એમાં 'મિથિ'ને બદલે 'મિથિલ' નામ છે જુઓ નીચે પા ટી ૬૪ (૨) નિમિ અવિનયથી રાજ્યભ્રષ્ટ થયો હતો એમ મનુસ્મૃતિ'માં છે મનુ ૭ ૪૧

૧૧ (૧) જાતક ૫૪૧ સર્વ જાતક ન ૯ 'મખાદેવ જાતક

(૨) 'નિમિ જાતક'માં ખૂબ દાન દેનાર તરીકે જનકનો ઉલ્લેખ છે એ મ૦ ભા૦ શિ ૧૨-૧૩૭-૧૧માં (સમીક્ષિત વાચનાએ આ અધ્યાયને ક્ષેપક ગણ્યો છે) 'જનકરાજ નિમિ બ્રાહ્મણોને દાન દઈ સ્વર્ગે ગયો હતો' એ સાથ અને બૃહ ૮ ૩ અને ૪માંની કથાઓ સાથે મળતું છે

એનુ નામ નેમિકુમાર[12] પાડયુ, પણ ત્યારપછી જનકમા એનુ નામ 'નિમિ' જ આવે છે એ ખાસ નોંધપાત્ર છે. મૂળ એ મખાદેવ નામનો જનક હતો એ બ્રહ્મલોકમા ગયો ત્યા એને વિચાર આવ્યો કે નિર્વાણ કેમ મળે! તેથી પોતાનો વંશ નિ શેષ થાય એ હેતુથી એ વખતના જનકની રાણીને પેટે એ જન્મ્યો પોતાના સત્કૃત્યોથી એ સ્વર્ગે ગયો આનો પુત્ર (મખાદેવના વંશમા ૮૪૦૦૦મા) કળાર જનક થયો તે છેલ્લો જનક થયો.[13] ત્યા જનકવંશ સમાપ્ત થયો 'શ્રીમદ્ ભાગવત'મા વિદેહરાજ નિમિ અને ભગવાન ઋષભદેવના મહાભાગવત નવ યોગેશ્વર પુત્રો—કવિ, હરિ, અતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રમિલ, ચમસ અને કરભાજન—નો જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ અને ધર્માચરણ વિષે મોહને ઉરાડી મૂકનાર પવિત્ર ઇતિહાસ—સંવાદ છે[14] 'ઉત્તરાધ્યયનસૂત્ર'મા વિદેહરાજ નમિએ રાજ્ય ત્યાગીને અભિનિષ્ક્રમણ કર્યું—દીક્ષા લેવા પ્રયાણ કર્યું—ત્યારે એને 'રાજ્ય અને કામભોગો ભોગવવા, રાજ્યો જીતવા, યજ્ઞયાગાદિ વડે યજન કરવુ, અને ત્યા બાદ પ્રવ્રજ્યા ગ્રહણ કરવી'[15] વગેરે દલીલોથી સમજાવતા ઇન્દ્રનુ નમિએ પોતાના પક્વ થયેલા વૈરાગ્યવાળી અને મમતારહિત વાણીથી નિરસન કરતા 'જેનુ કઈ જ નથી એવા અમે સુખેથી

૧૨. જાતક ૫૪૧ (ફૉસબૉલ) પૃ ૯૬, આ જાતકને મળતી પણ ઘણી દૂ ળી વાતા માટે જુઓ જાતક ન ૯ 'મખાદેવ જાતક'

૧૩. મ૦ ભા૦ શાતિ અ ૨૯૧ થી ૨૯૬મા વસિષ્ઠ અને કરાલ જનકના સવાદ છે આ કરાલ જનકનુ મ૦ ભા૦ની જુદી જુદી પરપરાઓવાળી વાચનાઓની સખ્યાબધ પ્રતામા કરાળ જનક નામ છે તે નામસામ્ય હોઈ નોંધપાત્ર છે

૧૪. 'ભાગવત' સ્કધ ૧૧, અ ૨ થી ૫

૧૫. ઉ સૂ અ ૯

વસીએ છીએ અને છવીએ છીએ મિથિલા બળતી હોવા છતા એમા મારુ કઈ બળતુ નથી '[૧૬] વગેરે કહીને નમિ કામભોગોથી નિવૃત્ત થઈને શ્રમણ થયો એની કથા છે

ઉ સૂત્રની કથામાના શરૂના વસ્તુને મળતી અને તદ્દન જુદા ઉપસહારવાળી કથા મ૦ ભા૦મા છે એમા વિદેહરાજ જનક ધન, સતાન, મિત્રો, વિવિધ રત્નો અને પાવનમાર્ગ (પાવન=અગ્નિ એટલે યજ્ઞાગ્નિના યજનથી આચરાતો વૈદિક માર્ગ) છોડી મુડન કરાવી ભિક્ષુ થવા તૈયાર થયો હતો તેને રાણી કૌશલ્યાએ ઉ સૂત્રમા જેવી ઇન્દ્ર દલીલો કરે છે તેને મળતી પણ વધારે તર્કસગત દલીલો વડે (આકારે) સન્યાસી થવામા રહેલી મૂઢતા, ભિક્ષુઓના ઢોગ, એમનામા રહેલી પરિગ્રહવૃત્તિ, ધર્મધ્વજ (પાખડ) અને એની સામે આસક્તિ રહિત થઈને રાજા થવુ—અસગ બુદ્ધિથી રાજ્ય કરવુ, ભીખ માગવી એ કરતા ભિક્ષા આપનાર થવુ એ શ્રેયસ્કર છે, એ કહ્યુ તેથી જનક સન્યાસી થતા અટકયો [૧૭]

પાલિ 'જાતક 'મહાજનક જાતક '[૧૮]મા બોધિસત્ત્વ 'મહાજનક' નામનો વિદેહરાષ્ટ્રનો રાજપુત્ર થઈને જન્મે છે અનેક કષ્ટો વેઠ્યા પછી એ મિથિલાનો રાજા થાય છે રાજા થયા પછી એણે એક વખત ઉદ્યાનક્રીડા કરતા ફળના ભારથી લચી પડેલા એક આ ાની સ્ત્રી ખાધી

૧૬. सुह वसामो जीवामो जेसि मो नत्थि किंचण ।
मिहिलाए डज्झमाणीए न मे डज्झइ किंचण ॥ ઉ સૂ ૯-૧૪

જુઓ નીચે નોધ ૧૯

૧૭. સર૦ 'મહાજનક જાતક 'ની નીચેના પેરાની કથામા રાણી શીવલીનો પ્રસગ ઉપરાત ઉપર ઉ સૂ ની કથામાનો ઇન્દ્રનો પ્રસગ

૧૮. 'જાતક' ૫૩૯

ેરી બ_ નારી હતી તથી તેના વખાણ કરી જનક ગયો એ પછી
નજાને આ આબાની રી બદ ગમી એવુ માલૂમ પડતા લોકોએ તમામ
રીઓ નાક મરી નાખી ઉદ્યાનમાથી પાછા વળતા આગા ઉપર એકે
ડરી ન દખાતા તપાન ક નાથી ઉપરની હકીકતની ખબર પડી એ
ઉપ થી રાજ્ય, વન, સ પત્તિ દ ની ક્ષણિકતા સમજાતા એણે કાપાય
વસ્ત્રો ધા ા કર્યા તેથી સ ન્યાસી થઈને એ ચાલ્યો ન જાય માટે રાણી
શીવલીએ ઘણા પ્રયાસ કર્યા દલીલો અને પછી સત્યાભાસી દેખાવો
ગોઠવન એવુ જનકને પાછો વાળવા પ્રયત્ન કર્યા એમા એક તો
મિથિલાના ટલાક ભાગલા તૃટેના ઘરોવાળા લત્તાને આગ લગાડી
અને રાજાન વિન તિ કરી ક 'જુઓ આપની મિથિલાનો અગ્નિથી
નાશ થાય છે તન બચાવો ત્યારે જનક કહ્યુ 'જેનુ ક ઈ જ નથી
તવા અમ સુખથી વસીએ છીએ મિથિલા બળતી હોવા છતા એમા
મા ક ઈ બળતુ નથી '[૧]

---

૧૯ मग व चत जावाम यस्स ना नत्थि क्ञ्चिन ।
मिथिलाय डह्यमानाय न म किञ्चि अडह्य ॥

जातक अट्ठकथा ग्रन्थ ६
मासमाल ५७९/१२५ सळ । ग था २४५.

અબ – જાતક ૫૭૯/૧૨૭ અબ ૧૨૮ અબ ધમ્મ ૨૦૦ અમ

૨ સ યુત્તનિક ય (૧ પા ૧૪૪) મહાવગ્ગ ' (૩ પા ૪૫૩),
ઉ સુ ૯ ૧૪ જુઓ ૫૨ પ ટી ૧૬ અ = ધમ્મ ૧૯૭, ૧૯૯ અ

(૨) મા વ્ય ઋષિએ પ્રશ્ન કરવાથી વિદેહરાજ જૂનકા વિરે ગાથાઓ
ગાઇ હતી તેમા ઉપરની ગ થ અવતરણ છ

सुसुख वत जीवाम यस्य म नास्ति किञ्चन ।
मिथिलाया प्रदीप्तायां न मे दह्यति किंचन ॥ १२–२६८–४

–૨ ૧૨ ૧૭ ૧૮ ૧૭૧ ૫૬ સર્ ૧૨ ૨૧૨ ૫૦ ધમ્મ ૨૦૦, ૧૨–

એમ જનક હિમાલય બાજુ ધર્મચિંતન કરવા ચાલ્યો જાય છે રાણી પણ પાછી જાય છે. માર્ગમા નારદ અને મિગાજિન એ બે ઋષિઓ એના સત્ત્વની પરીક્ષા કરે છે, તેમા મિગાજિન તો તેને પૂછે છે 'તને કોઈએ ઉપદેશ આપ્યો છે?' જવાબમા 'જાતે જ પ્રવ્રજિત થયો છુ. ઉપદેશ આપ્યો હોય તો એક કેરીથી લચી પડતા આમ્રવૃક્ષ–જેની કેરીઓ લોકોએ ખાઈને સાફ કરી નાખી હતી, તેને જોઈને સંપત્તિની ક્ષણિકતાનો ખ્યાલ આવ્યો[૨૦] આગળ જતા

(નોધ ૧૯ ચાલુ)

૧૭–૧૮મા અલ્પ પાઠાતરે આવતો આ શ્લોક નિરાશાના આવેગમા તણાઈને ધર્મરાજ 'જનકે ગાયેલી ગાથા' તરીકે ગાય છે પણ એ જગ્યાએ ધર્મરાજનો વૈરાગ્ય 'સર્વભૂતાનુકમ્પા'થી આવેલો વૈરાગ્ય નથી, પણ યુદ્ધમા સબધી જનોના ક્ષયના દુખ વડે આવેલો મુગ્ધ વૈરાગ્ય છે ઉપર (૧)મા જણાવ્યા પ્રમાણે બૌદ્ધ અને જૈન ગ્રથોમા તથા મહાભારતમા આ ગાથા જુદે જુદે સ્થળે મળે છે

૨૦. 'જાતક' ૫૩૯/૧૪૩ થી ૧૪૯, જૈન પરપરા પ્રમાણે નમિ 'સ્વયસબુદ્ધ' કહેવાય છે તે આ સાથે સરખાવો જૈન પરપરા અનુસાર મિથિલાનો નમિ, કલિંગનો કરકડુ, પાચાલનો દ્વિમુખ અને ગાધારનો નગ્નઈ (નગ્નતિ–નગ્નજિત)–એ ચાર રાજાઓ 'પ્રત્યેકબુદ્ધ' 'સહસબુદ્ધ', અથવા 'સ્વયસબુદ્ધ' કહેવાય છે.

ગુરુના ઉપદેશ વિના કે તપશ્ચર્યા વિના જીવનના કોઈ તીવ્ર પ્રસગે જેમને એકાએક જ્ઞાનપ્રાપ્તિ થાય છે તેઓ 'સ્વયસબુદ્ધ' તરીકે ઓળખાય છે એ ચાર રાજાઓને આ પ્રમાણે જ્ઞાન થયુ હતુ કરકડુ રાજાને પોતાના પ્રિય અને બળવાન વાછરડાને ઘરડો થયેલો જોઈને વસ્તુઓની પરિણામશીલતાનુ જ્ઞાન થયુ હતુ. દ્વિમુખ રાજાને ઇન્દ્ર મહોત્સવમા પૂજાયેલા ઇન્દ્રધ્વજના દડને ઉકરડામા રગદોળાતો જોઈને વૈભવની અનિત્યતાનુ ભાન થયુ હતુ નમિરાજાને દાહજ્વર થયો હતો અને બધી રાણીઓ ચદન ઘસવા બેઠી હતી ત્યારે એ સર્વના કકણનો અવાજ રાજા માટે અસહ્ય થઈ પડ્યો, એટલે રાણીઓએ હાથ

શીવની રાણીને પાછી વાળવા માટે એક કુમારીની ચૂડીઓના ખખડાટનો દાખલો જનક નજરે બતાવે છે અને કુમારીના મોઢે બે ભેગા થતા વિવાદ થાય છે એ જણાવતી ગાથાઓ રાણીને સંભળાવે છે.[21] તોય શીવની પાછી નથી જતી. તેથી આગળ જતા એક उसुकार=બાણ બનાવનારને સાં એકાગ્રતા માટેનો દાખલો નજરે બતાવે છે તથા બાણ બનાવનારની પાસે એકાગ્રતા માટેની ગાથા બોલાવે છે.[22] પણ રાણી શીવની પાછી જતી નથી ત્યારે છેવટે એક વન આવતા રાણીને મૂકીને જનક અંદર ચાલ્યો જાય છે, અને પછી પાછો આવતો નથી. આ કથામાં આવતો કન્યાની ચૂડીઓ તથા उसुकारवाळो ભાગ શાન્તિ અ ૧૭૧/૫૫થી શરૂ થતા પ્રસંગ સાથે સરખાવવા જેવો છે. એમાં ધર્મરાજને તૃષ્ણાત્યાગનો ઉપદેશ આપતા જનકે ગાયેલી ગાથા तगेक सुसुख वत जीवाम ને મળતો શ્લોક મૂક્યો છે.[23] આગળ ચાલતા એમાં

(નોધ ૨૦ ચાલુ)

ઉપર એક-મણ રાખીને ચંદન ઘસતા માલુમ્ અવી રાજાને શાન્તિ મળી આમ જ્યા અનેક છે ત્યા ખોધાટ છે અને એક છે યા શાન્તિ છે-એ પ્રમાણ ગૂઢ ચિંતનને પરિણામે નમિને પૂર્વજન્મનુ સ્મરણ થતુ અને નિઃસંગતાની શાન્તિનુ જ્ઞાન થયુ પોતાના સૈન્ય સાથે નીકળેના ન ગઈ રાજા [illegible] ખીલેલા મોરવાળા એક આંબાની મંજરી મંગળચિહ્ન તરીકે તોડી અને સૈનિકોએ પાન આ જોઈને એકએક મંજરી તોડવા મંડી અને આંબાનુ ઠૂંઠું બની ગયુ. આ જોઈને રાજાને રિદ્ધિની ચંચળતાનુ જ્ઞાન થતુ (સર૰ 'જાતક'ની કથા)

(જુઓ ઉ સૂત્ર અનુવાદ ગો સાંડેસરા પૃ ૬૫, ૬૬)

૨૧. 'જાતક ૫૩૯ ૧૫૬ થી ૧૬૧, જુઓ ઉપર નોધ ૨૦

૨૨. 'જાતક ૫૩૯/૧૬૪ થી ૧૬૭

૨૩. ૧૨ ૧૭૧-૫૬, એમાં પ્રથમ ચરણ अनन्त बत मे वित्त છે જ્યા બાકીના ત્રણે ચરણ નોધ ૧૯(૨)માં મૂકેલા શ્લોક પ્રમાણે છે

સયમી, શાન્ત 'બોધ્ય' શ્રમિએ[24] ('બોધ્ય'નો અર્થ અહીં 'બોધિસત્ત્વ' થઈ શકે એ લક્ષ્યમા રાખવા જેવુ છે) નહુષને ઉપદેશનુ લક્ષણ કહેતા–ઉપદેશ ન કરતા[25]–પિંગલા, કુરર, સર્પ, ભ્રમર, ઇષુકાર અને કુમારી એ પોતાના છ ગુરુઓ[26] વિશે જણાવ્યુ છે

---

૨૪. અસત તો બૌદ્ધોમા મૈત્રેય નામના એક જ બોધિસત્વ હતા પાછળથી ઘણા ઉમેરવામા આવ્યા (Monier Williams *Buddhism* 134, 186 189 MWD 734)

૨૫. ઉપદેશ નહિ કરવાનુ વારણ બોધ્યના શબ્દોમા, 'હુ ઉપદેશ પ્રમાણે આચરણ કરુ છુ, કોઈને ઉપદેશ કરતો નથી (પણ) તને હુ ઉપદેશનું લક્ષણ કહુ છુ તેનો તુ જાતે જ વિચાર કરી લેજે'

उपदेशेन वर्तामि नानुशास्मीह कचन ।
लक्षण तस्य वक्ष्येऽह तत्स्वय प्रविमृश्यताम् ॥ ૧૨–૧૭૧–૬૦

સર° ગાધીજીના મૃત્યુ પછી જાણીતા અગ્રેજી સાપ્તાહિક *Illusrated Weelly* (તા ૮ ૨-૪૮)એ તેમના ફોટોગ્રાફોની હારમાળા છાપીને નીચે લખ્યુ હતુ Many preach better than what they practise but he (i e Gandhiji) practised better than what he preached

૨૬. આ છ ગુરુઓ વિશે સ્પષ્ટીકરણ કરતા ૬ શ્લોકો મ૦ ભા૦ની કેટલીક પ્રતોમા મળે છે ટીકાકારો અર્જુનમિશ્ર અને વિદ્યાસાગરે પણ આ ૬ ક્ષેપક શ્લોકો જેવી જ ટીકા લખી છે એ બધાનો સાર (૧) પિંગલની કથાથી નિરાશા (૨) કુરરની કથાથી માસનો કકડો મૂકી દેવાથી સુખ, અને પકડી રાખવાથી બીજા પક્ષીઓ સાથે ઝગડો થવાથી દુ ખ તેથી અપરિગ્રહની ભાવના સર° જનકે ગાયેલી ગાથાઓ ૩ ર ૩૯ (જનકની ગાથાઓ સાથે સર° જાતક ૩૩૦ 'સીલવિમસ મા બોધિસત્ત્વે એક બાજને માસનો ટુકડો પકડી રાખવાથી દુ ખી અને છોડી દેવાથી સુખી અને તે જ પ્રમાણે આખા પક્ષી ટોળાના બધા પક્ષીઓની સ્થિતિ જોઈને અપરિગ્રહની ભાવનાનુ સુખ જોયુ તે કથ ) (૩) સર્પની જેમ ઘરમા આસક્તિ વિનાનો (૪) ભ્રમરની જેમ અદ્રોહથી આજીવિકા કરનાર અને સર્વ સ્થળેથી સાર લેનાર (૫) બાણ

શાંતિ અ ૨૮મા શોક અને દુ:ખમાં ગરકાવ થયેલા જનક અને અશ્મન્ બ્રાહ્મણનો સંવાદ છે[૨૭] જેમાં બ્રાહ્મણ અશ્મનના સૌમ્ય, નીતિનિપૂણ, વિવેકબુદ્ધિથી ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરાવનાર અને ચિત્તનું ક્રમિક ઉત્થાન કરી શકાય તેના ઉપદેશ વડે જનકનો શોક દૂર થાય છે એની કથા છે શાંતિ અ ૨૭૯ થી ૨૮૭ સુધી પરાશર અને જનકનો સંવાદ છે,[૨૮] જેમા કર્મોની ગહન ગતિ, કર્મવિપાક અને દશ ગુણવાળા–દમ, ક્ષમા, ધૃતિ, તેજ, સંતોષ, સત્યવાદિત્વ, હ્રી, અહિંસા, નિર્વ્યસનીપણુ અને દક્ષતા–સુખાવહ કર્મો વિષે, અહિંસા-ધર્મની શ્રેષ્ઠતા વિષે, (આસક્તિવાળુ સર્વ પ્રકારનુ) વિસ્તરણ કલેશકારી અને (અસંગ કર્મફળના ત્યાગવાળો) સંક્ષેપ આત્મહિતકારી અર્થાત્ ગમે તે પ્રકારનો સંગ્રહ જો તે સ્વાર્થી હોય તો કલેશકારી અને અપરિગ્રહ હિતકારી છે એ ઉપદેશ છે જૈન 'લેશ્યા' જેવા અર્થમા 'વર્ણ'નો ઉલ્લેખ અ ૨૮૦મા છે[૨૯] બૌદ્ધોની જેમ વધુ પડતા તપનો પણ નિષેધ છે

---

(નોંધ ૨૬ ચાલુ)

બનાવનારની જેમ આત્મચિત્ત (૬) કુમારીની ચૂડીઆના ખખડાટ ઉપરથી અનેક ત્યાં ઘોંઘાટ તથા એક ત્યાં શાન્તિ સમજીને એકલો વિચરનાર (જુઓ ઉપર શ્લોક ૬૮, ૬૯ની નોંધ ૫, પૃ ૨૨૦)

(૨) જ્યાંથી જ્ઞાન મળે ત્યાંથી ગ્રહણ કરવાની મનોવૃત્તિવાળા એમર્સને એક સ્થળે લખ્યુ છે, 'Every may I meet is in some way my superior, and in that I can learn of him (*How to Win Friends & Influence People, P 86*)

૨૭. જુઓ 'મર્માર્થ' (નં૦ ૨૦) શ્લોક ૧૮૭

૨૮. આ જનક પરાશરના ઉપદેશ સાંભળે છે, તે ઉપરથી કલ્પી શકાય કે વ્યાસ જેને પોતાના યજમાન તરીકે કહે છે (શાંતિ અ ૩૧૨) જનક અને આ જનક એક હોય કે પછી અહીં કહેલા જનકના પુત્ર હોય જુઓ પૃ ૨૩૮

૨૯. જુઓ મ૦ ભા૦ અને ઉ સં૦, પૃ ૮૪, ૮૫, અને આ ગ્રંથનુ પરિશિષ્ટ ૨.

શાંતિ. અ ૨૯૧ થી ૨૯૬ સુધી વસિષ્ઠ અને કરાલ નામના જનકનો સંવાદ છે[30] તેમા યોગ અને સાંખ્યનો ઉપદેશ આપતા અ. ૨૯૫મા સાંખ્યનુ છવ્વીસમું તત્ત્વ 'બુદ્ધ' (પરમાત્માના અર્થમા) શ્લોક ૮૬મા કહ્યુ છે.[31] આગળ ચાલતા એના અનુસંધાનમા અ. ૨૯૬ મા 'બુદ્ધ' (પરમાત્મા) અને 'બુધ્યમાન' (જીવ) વિશે કથન છે આ 'બુદ્ધ'નુ વર્ણન નીચે પ્રમાણે છે: (અને) છવ્વીસમુ બુદ્ધ, વિમળ અપ્રમેય અને સનાતન છે એ પચીશમા (બુધ્યમાન=જીવ) અને ચોવીશમા (પ્રકૃતિ)ને સતત જાણે છે.[32] સાંખ્ય–યોગ, ક્ષર–અક્ષર, જીવ અને પરમેશ્વર, આદિનો વિવેક કરતુ, કર્મવિપાકની અને બ્રહ્મજ્ઞાનની ચર્ચા કરતુ, વધુ પડતા કામનિક તપનો નિષેધ કરતું વસિષ્ઠનુ પ્રવચન ભારતના મુખ્ય મુખ્ય સંપ્રદાયોમાના અનેક શુભ અને મનનીય તત્ત્વોનુ સંમિલન છે આ પ્રવચનના અંતે કોને કોને આ જ્ઞાન ન આપવુ એમ કહેતા કોઈ શ્રમણાચાર્યની જેમ 'વેદનિષ્ઠ અર્થાત્ કર્મકાંડમા રત પુરુષને આ જ્ઞાન આપવુ નહિ,[33] જેને જાણવાની અત્યંત તાલાવેલી હોય એવા માણસને આ વિબોધકારક જ્ઞાન પ્રબોધ માટે આપવુ ' એમ જણાવ્યુ છે એ બધુ બૌદ્ધસંપ્રદાયની અસર હોય એવી છાપ પેદા કરે છે

---

૩૦. જુઓ ઉપર નોધ ૧૩ પૃ ૨૨૭, જુઓ નીચે 'વિદ્યા' (પ્રક૦ ૧૪) શ્લોક ૧૩૭, ૧૩૮

૩૧. આ વિભાગમા સાંખ્ય અને યોગનો ફરક 'યોગમા પચીસ તત્ત્વ છે અને સાંખ્યમા પચીસ ઉપરાંત છવ્વીસમું બુદ્ધ તત્ત્વ–પરમતત્ત્વ છે 'એ પ્રમાણે દર્શાવીને બતાવ્યો છે ૧૨–૨૯૫–૪૫, ૮૬

૩૨. षड्विंश विमल बुद्धमप्रमेय सनातनम् ।
सततं पञ्चविंश च चतुर्विंश च बुध्यते ॥
૧૨–૨૯૬–૭ કડ, ૮ અગ

૩૩. ૧૨–૨૯૬–૩૧.

આગળ ચાલતા શાંતિ અ ૨૯૮ થી અ. ૩૦૬ સુધી યાજ્ઞવલ્ક્ય અને દૈવરાતિ જનક[૩૪] (દેવરાતના પુત્ર) વચ્ચેનો સંવાદ છે. તેમા

૩૪. (૧) દેવરાત જનક વિષે વા રા મા છે બાલકાંડ ૬૬-માં દેવો એ શિવધનુષ એને ન્યાસરૂપે આપ્યુ એમ વર્ણન છે એની પાસેથી સીતાના પિતા 'જનક' પાસે એ વારસામા આવ્યુ હતુ (વા રા મા સીતાજીના પિતાનુ નામ નથી) વા રા મા બીજે બે ઠેકાણે, અનુક્રમે મહાદેવે (બાલ ૭૫-૧૨ થી ૨૪) અને વરુણે (અયો ૧૧૮-૩૮ થી ૧૪૦) એને આપ્યુ હતુ એમ ઉલ્લેખ છે. વા રા મા બાલ ૭૧મા સર્ગ મા આવતી જનકવંશની વંશાવળીમા દેવરાતનો પુ. બૃહદ્રથ એમ છે, અને એ નિમિથી સાતમો પુરુષ હતો. નિમિ > મિથિ > ઉદાવસુ > નંદિવર્ધન > સુકેતુ > દેવરાત > બૃહદ્રથ વા. રા મા વંશાવળી ત્યાંથી આગળ લંબાય છે ભાગવતમા નામોમા ક્વચિત્ થોડા ફરક સાથ આ વંશાવળી વધુ વિસ્તારથી આપેલી છે એમા કુશધ્વજ ને સીરધ્વજનો પુત્ર કહ્યો છે વા રા મા કુશધ્વજ સીરધ્વજનો નાનો ભાઈ છે એ મુખ્ય ફરક છે હવે બૃહદ્રથથી ભાગવતમાની વંશાવળી જોઈએ બૃહદ્રથ > મહાવીર્ય > સુધૃતિ > ધૃષ્ટકેતુ > હર્યશ્વ > મરુ > પ્રતીપક > કૃતિરથ > દેવમીઢ > વિશ્રુત > મહાધૃતિ > કૃતિરાત > મહારોમા > સ્વર્ણરોમા > હ્રસ્વરોમા > સીરધ્વજ > (૧) કુશધ્વજ (૨) ધર્મધ્વજ પૈકી ધર્મધ્વજ > (૧) કૃતધ્વજ (૨) મિતધ્વજ એમા કૃતધ્વજ > કેશિધ્વજ અને મિતધ્વજ > ખાંડિક્ય કેશિધ્વજ > ભાનુમાન > શતદ્યુમ્ન > શુચિ > સનદ્વાજ > ઊર્ધ્વકેતુ > અજ > પુરુજિત્ > અરિષ્ટનેમિ > શ્રુતાયુ > સુપાર્શ્વક > ચિત્રરથ > ક્ષેમધિ > સમરથ > સત્યરથ > ઉપગુરુ > ઉપગુપ્ત > વસ્વનંત > યુયુધ > સુભાષણ > શ્રુત > જય > વિજય > ઋત > શુનક > વીતહવ્ય > ધૃતિ > બહુલાશ્વ > કૃતિ (ભાગવત ૯-૧૩-૧૨ થી ૨૭) ભાગવત ની વંશાવળી દરમિયાન તેમા આવતી કેટલીક માહિતી ઉપયોગી છે (૧) સીરધ્વજ જનકે યજ્ઞ માટે ભૂમિ ખેડતા સીર-હળના અગ્રભાગથી સીતા જન્મ્યા માટે એ સીરધ્વજથી કહેવાયો (ભાગ ૯-૧૩-૧૮) (રાજશેખરના 'બાલરામાયણ' નાટકમા સીરધ્વજ નામ છે MWD P 874, 1219 etc) અને (૨) કૃતધ્વજનો પુત્ર કેશિધ્વજ

સૃષ્ટિની ઉત્પત્તિ, પ્રલય, કાલગણના, યોગ, સાંખ્ય, ન્યાય ઇ વિષયોની ચર્ચા કરવામાં આવી છે. ત્યારબાદ પોતાના પુત્રને વિદેહરાજ્ય ઉપર પ્રતિષ્ઠિત કરી જનકે[35] યતિધર્મની ઉપાસના કરી-સંન્યાસ લીધો.[36] આ જ્ઞાન જનકે ભીષ્મને આપ્યું હતું.[37] 'યાજ્ઞવલ્ક્ય-જનકસંવાદ'ને અંતે 'પહેલા યાજ્ઞવલ્ક્યે જનકને જે ઉપનિષદનો ઉપદેશ કર્યો હતો તે જ આ ઉપનિષદ છે'[38] એવું વિધાન છે તે 'બૃહદારણ્યક'ને અનુલક્ષીને છે. બૃહ. ઉ ના અ. ૪થામાં યાજ્ઞવલ્ક્યે જનકને કરેલો ઉપદેશ

(નોંધ ૩૪ ચાલુ)

આત્મવિદ્યાવિશારદ હતો તથા મિતધ્વજનો પુત્ર ખાંડિક્ય કર્મતત્ત્વજ્ઞ—કર્મમાર્ગનો વિશારદ હતો એ ખાંડિક્ય આત્મજ્ઞાની કેશિધ્વજથી બીને ભાગી ગયો હતો. (ભાગ. ૯-૧૩-૨૧) વૈદિક હિંસક ક્રિયાકાંડો સામેના વિરોધનું આ બીનામાં દર્શન થાય છે (૩) મિથિલાના રાજાઓ આત્મવિદ્યાવિશારદો અને યોગેશ્વર-યાજ્ઞવલ્ક્યની કૃપાથી ઘરમાં રહેવા છતાં દ્વંદ્વોથી મુક્ત હતા ઋષિ યાજ્ઞવલ્ક્યના નૂતનદર્શન પ્રમાણે જીવન ગાળતા અને જૂની વહેમી માન્યતાઓને ફગાવી દેનારા હતા એ આ ઉલ્લેખથી દેખાય છે.

(૨) 'ભાગવત'માં યાજ્ઞવલ્ક્યને દેવરાતસુત—દેવરાતના પુત્ર કહ્યા છે! (ભાગ ૧૨-૬-૬૪) ભાગવતકારે સરતચૂકથી જેમ દ્વૈપાયન વ્યાસને બાદરાયણ અને દ્વૈપાયન વ્યાસના શિષ્ય વૈશંપાયનને યાજ્ઞવલ્ક્યના ગુરુ તથા મામા માન્યા છે, એવી આ પણ સરતચૂક કરેલી જણાય છે

૩૫. 'નિમિજાતક' જાતક ૫૪૧માં ઉલ્લેખાયેલ દરેક જનક પુત્રને ગાદી સોંપી સંન્યાસી થતો હોય છે, એની સાથે સરખાવવા જેવું છે

૩૬. यतिधर्ममुपासथ। ૧૨-૩૦૬-૯૪૬.

૩૭. ૧૨-૩૦૬-૧૦૫, કયા જનકે ભીષ્મને જ્ઞાન આપેલું તેનો નામોલ્લેખ નથી, વિશેષ માટે જુઓ ઉપર શ્લોક ૫૫, ૫૬નું ઉદ્ઘાટન, પૃ ૧૯૫ થી ૧૯૭

૩૮. ૧૨-૩૦૬-૧૦૮.

'શાંતિપર્વ'ના યાજ્ઞવલ્ક્યના ઉપદેશ સાથે મળતો આવે છે—અલબત્ત મ૦ ભા૦ની ભાષા સહેલી છે–તેથી એમ માની શકાય કે બૃહ. ઉ ના ૪થા અધ્યાયમા ઉલ્લેખાયેલ જનક દેવરાતિ હશે. બૃહ. ઉ ના ત્રીજા અધ્યાયમા જનક વિદેહીએ બહુ દક્ષિણાવાળો યજ્ઞ કર્યો એની કથા છે. એમા જનકને ઇચ્છા થઈ કે ભેગા થયેલા કુરુપાચાલના આ બ્રાહ્મણોમા કોણ બ્રહ્મ વિષે સર્વથી શ્રેષ્ઠ પ્રવચન કરનાર હશે ? તેથી તેણે હજાર ગાયોને દરેકના શિંગડા ઉપર દસ મહોરો બાધીને વાડામા પૂરી. પછી તેણે બ્રાહ્મણોને ઉદ્દેશીને જે સર્વથી વધુ બ્રહ્મનિષ્ઠ હોય તેને એ ગાયો લઈ જવા વિનંતી કરી. ત્યારે યાજ્ઞવલ્ક્યે પોતાના શિષ્ય સોમશ્રવા પાસે ગાયો હંકાવી. એટલે ક્રોધે ભરાયેલા બીજા બ્રાહ્મણોએ–હોતા અશ્વલ, આર્તભાગ જારત્કારવ, ભુજ્યુ લાહ્યાયનિ, ઉષસ્ત ચાક્રાયણ, કહોલ કૌષીતકેય, ગાર્ગી વાચક્નવી, ઉદ્દાલક આરુણિ અને વિદગ્ધ શાકલ્ય, એમણે યાજ્ઞવલ્ક્ય સાથે બ્રહ્મ, જ્ઞાન, કર્મ, મૃત્યુ અને અમરત્વ વિષે ચર્ચા કરી.

શાંતિ. અ. ૨૧૧ અને અ. ૨૧૨મા જનદેવ જનક અને કપિલા બ્રાહ્મણીના પુત્ર, આસુરિના શિષ્ય અને સાક્ષાત્ કપિલ ઋષિ જેવા સાંખ્યાચાર્ય પંચશિખનો સંવાદ છે તેમા મુખ્યત્વે સાખ્યશાસ્ત્રનુ કથન છે. જનદેવ જનકના ઘરમા જુદા જુદા ધર્મમતોના એકસો આચાર્યો રહેતા અને જ્ઞાનચર્ચા કરતા; પણ ઋષિ પંચશિખના ઉપદેશ પછી જનક પંચશિખની પાછળ જ ફરવા માડયો પંચશિખે એને જુદા જુદા મતોમા—આત્મવાદ, નાસ્તિકવાદ, વૈદિક કર્મકાંડવાદ, બૌદ્ધમત આદિમા[39] રહેલી દાર્શનિક ખામીઓ બતાવી સાખ્યાચાર્યોનુ 'સમ્યક્મન'[40] (જેનાથી મન સમતાયુક્ત બને) નામનુ 'સર્વોત્તમ'

---

૩૯. બૌદ્ધમતની ખામીઓ વિશે જુઓ ૧૨-૨૧૧-૩૨ થી ૪૦

૪૦. કેટલીક પ્રતોમા સમ્યગ્વધ પાઠ છે ત્યા વધ એટલે જ્યોતિ શાસ્ત્ર પ્રમાણે ગુણાકાર અર્થ લઈને, જેમા તત્ત્વોનો વાર વાર ગુણાકાર કરવામા આવે છે તેનુ સાખ્યશાસ્ત્રનુ નામ. (પ. નીલકંઠ)

ત્યાગશાસ્ત્ર કહી સંભળાવીને જનકને પ્રતિબોધ પમાડ્યો. આ જ્ઞાન સંપાદન કર્યા પછી એક વખતે મિથિલા બળતી હતી તે જોઈને જનકે 'આ મિથિલા બળે છે, પણ એમાં મારું એક કોનું પણ બળતું નથી'[૪૧] એમ બોલ્યો હતો. તથા બધી બાજુનો વિચાર કરીને નિશ્ચિતાર્થ અને પરમસુખી થયો હતો.[૪૨]

શાંતિ. અ. ૩૦૮માં જેને સંન્યાસનું ફલ પ્રાપ્ત કરેલું છે[૪૩] એવા ધર્મધ્વજ જનક અને ભિક્ષુકી સુલભાનો ૧૯૧ શ્લોકનો લાંબો રસિક ઇતિહાસ-સંવાદ છે તે મહાભારતના અત્યંત સરળ, રસિક અને ઉત્તમ ભાગોમાં સ્થાન લે એવો છે. આ ધર્મધ્વજ જનકે પોતાને સાંખ્ય અને યોગમાં કુશળ પરાશર ગોત્રના ભિક્ષુ પંચશિખના શિષ્ય તરીકે ઓળખાવ્યો છે[૪૪]

શાંતિ અ. ૩૧૨ અને અ. ૩૧૩માં નિખિલ યોગશાસ્ત્ર અને કાપિલ સાંખ્યશાસ્ત્રનો અભ્યાસ કરી ચૂકેલા શુકદેવ પિતા વ્યાસની આજ્ઞાથી એમના યજમાન રાજા જનકની પાસે ઉપદેશ ગ્રહણ કરવા ગયા અને જનક પાસેથી 'પ્રમાણ મેળવી કૃતકૃત્ય થયા તેની કથા છે'[૪૫]

---

૪૧. अपि च भवति मैथिलेन गीतं नगरमुपाहितमग्निनाभिवीक्ष्य।
न खलु मम तुषोऽपि दह्यतेऽत्र स्वयमिदमाह किल स्म भूमिपालः ॥
૧૨-૨૧૨-૫૦.

૪૨. (૧) શાંતિ અ. ૩૦૭માં ભિક્ષુ પંચશિખ અને જનકનો સંવાદ અતિસંક્ષેપમાં છે. ત્યાં જનકનું કંઈ નામ નથી

(૨) જુઓ નીચે શ્લોક ૮૨ થી ૮૫

૪૩. સંન્યાસ ફલિક સંન્યાસ લીધા વિના જ સંન્યાસના ફળવાળો (અર્જુનમિશ્ર), સમ્યગ્દર્શનવાળો (નીલકંઠ)

૪૪. જુઓ નીચે 'પ્રકીર્ણ' (પ્ર૦ ૨૦), શ્લોક ૧૮૬

૪૫. જુઓ ઉપર શ્લોક ૫૫, ૫૬નું ઉદ્ઘાટન, પૃ. ૧૮૭ થી ૧૮૮.

શાંતિ. અ. ૧૦૫ થી ૧૦૭મા કોસલરાજ ક્ષેમદર્શીને વિદેહરાજે જીતી લીધો હતો એ કથા છે. આર્જવવાન ગજ ક્ષેમદર્શી કપટથી રાજ્ય જીતવા નહોતો ઇચ્છતો. પછી કાલકવૃક્ષીય મુનિના કહેવાથી (કોસલરાજના જેવા) ઉદાત્તચિત્ત વિદેહરાજે ક્ષેમદર્શીનું સન્માન કર્યું હતું અને પોતાની પુત્રી એને આપી હતી.

જનકના ન્યાયી સુરાજ્યનું સંક્ષેપમા સરસ વર્ણન ૩–૧૯૮–૨૭ થી ૩૦મા મિથિલાવાસી ધર્મવ્યાધે કર્યું છે.

મ૦ ભા૦ આરણ્યક. અ. ૧૩૩ અને ૧૩૪મા–'અષ્ટાવક્રીય'મા અષ્ટાવક્ર 'ઇન્દ્રદ્યુમ્નના પુત્ર' ऐन्द्रद्युम्ने તરીકે એક જનકને સંબોધે છે. આગળ જતા મુખ્ય જનકને 'જનકોમા વરિષ્ઠ'[૪૬] તરીકે વર્ણવે છે, તે જનકવંશ તથા કુળ વિશે 'ગણરાજ્ય'નો ખ્યાલ આપે છે.

વિદેહરાજ જનકનો પૌત્ર (नप्ता) સુક્રતુ એક જમાનામા ધર્મશાસ્ત્રમા (કાયદામા) પ્રમાણરૂપ ગણાતો હશે એમ મ૦ ભા૦ના ઉલ્લેખ ઉપરથી લાગે છે.[૪૭] આ જનક કયો તે ખબર પડતી નથી.

વિદેહરાજની દુહિતાએ સ્ત્રીધર્મ વિશે ગાયેલી એક ગાથા મ૦ ભા૦ના 'અનુશાસનપર્વ'મા પ્રમાણ તરીકે ટાંકી છે, 'સ્ત્રીઓ માટે કોઈ યજ્ઞક્રિયા, શ્રાદ્ધ કે ઉપવાસની જરૂર નથી, પોતાના પતિની શુશ્રૂષા એ જ ધર્મ છે અને તેના વડે સ્ત્રીઓ સ્વર્ગને જીતી શકે છે.'[૪૮] એ વિદેહરાજની પુત્રી તે રામપત્ની સીતા છે[૪૯] વા ગ મા સીતા અને

---

૪૬. जनकानां वरिष्ठ । ૩-૧૩૩-૧૬.

૪૭. ૧૩-૪૫-૬ થી ૯.

૪૮. ૧૩-૪૬-૧૧, ૧૨.

૪૯. વા. રા. અયો ૧૧૮-૯.

અનસૂયાના મિલનમાં થોડા પાઠાન્તરે આ અર્થનું વચન સીતાજીએ અનસૂયાને કહેલું છે.[૫૦]

૭૧. निर्मानमोहा जितसङ्गदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥
६-३७-५ (गीता. १५-५)

માન અને મોહથી રહિત થયેલા, આસક્તિથી થતા દોષને જીતનારા, આત્મામાં (આત્માના જ્ઞાનમાં) નિત્ય નિમગ્ન, (સર્વ) વિષયેચ્છાઓને શમાવનારા, સુખદુઃખરૂપી દ્વન્દ્વોથી મુક્ત જ્ઞાની પુરુષો તે અવ્યય પદને પામે છે.

સમગ્ર મહાભારતમાં ઠેક ઠેકાણે અનેક રીતે અનેક વખત જુદા જુદા સંયોગોમા પ્રાપ્તવ્ય વસ્તુ અને તેને પ્રાપ્ત કરવાના સાધનો કહેવામાં આવ્યા છે, તેની આ સામાન્ય વ્યાખ્યા છે.

'પુરુષોત્તમયોગ'માં 'જેણે સનાતન પ્રવૃત્તિને પસારેલી છે તે આદિ પુરુષને હું શરણ જાઉં છું.'[૧] એમ પ્રાર્થના કરતા નિર્મમ વિવેકી

---

૫૦. ઉપરની માહિતી ઉપરાંત મ૦ ભા૦ આરણ્યક. અ. ૨-૨૫૮; શાંતિ. અ. ૧૦૧ વગેરે સ્થળે જનક વિશે સામાન્ય હકીકતો તથા એણે ગાયેલી ગાથાઓ છે. જૈન પ્રાચીન કથાગ્રંથ 'વસુદેવહિંડી'માં 'ગન્ધર્વદત્તાલંભક' પૃ. ૧૫૩માં મિથિલાના રાજા જનકનો ઉલ્લેખ, વૈદિક યજ્ઞમાર્ગી તરીકે છે (અનુવાદ પૃ. ૧૯૮) તે ગ્રંથની પ્રાચીનતાના કારણે નોંધપાત્ર છે. તે ઉપરાંત એ જ ગ્રંથ. અંતર્ગત 'રામાયણ'માં, સુકાબલે અર્વાચીન એવા બીજા જૈન કથા ગ્રંથોમાં, અને પાલિ જાતક નં. ૫૪૬ 'ઉમ્મગ્ગ જાતક' વગેરે સ્થળોએ જનક વિશે હકીકતો મળે છે.

૧. ૬-૩૭-૪ (ગીતા. ૧૫-૪).

ભક્ત, જ્ઞાની કે સાધકની ઉત્તમ ચર્યાના વર્ણન અગાઉ ઉપરનો શ્લોક મૂકેલો છે. એવો મનુષ્ય તે આદિપુરુષ–પરમાત્માને જ સર્વ કંઈ કરતા નિહાળે છે અને તેથી 'સર્વવિદ્'[૨] થાય છે. (અવિવેકી આ વસ્તુ સમજી શકતો નથી.[૩]) બીજા શબ્દોમા એવા મનુષ્યનુ જીવન યજ્ઞમય હોય છે, એના જીવનના અંગપ્રસંગમા કર્મ (યોગ), જ્ઞાન અને ભક્તિની સાત્વિક પ્રભા છાયેલી હોય છે

૭૨ विहाय कामान्य सर्मान्पुमाश्चरति नि स्पृह ।
निर्ममो निरहकार[१] स शान्तिमधिगच्छति ॥
६–२४–७१ (गीता २–७१)

સર્વ કામનાઓને છોડીને જે પુરુષ નિ સ્પૃહ, નિર્મમ અને નિરહંકારી થઈ વિચરે છે તે શાન્તિને પામે છે.

'સ્થિતપ્રજ્ઞદર્શન'માનો ઉપરનો શ્લોક ફરીથી, અપ્રમત્ત ભાવથી વિચરનારને મળતી શાન્તિનુ વર્ણન કરે છે

નિર્મમત્વ અને નમ્રતાથી મળતી શાન્તિના ઉદાહરણરૂપે મ૦ ભા૦-મા પ્રહ્લાદ અને ઇંદ્રનો સંવાદ છે[૨]

એક વખતે રાજ્યશ્રીથી ભ્રષ્ટ થયેલા અને પાશોથી બંધાયેલી હાલતમા શાતચિત્ત રહેલા એવા નમ્ર, નિર્મમ, સાત્વિક અને તત્ત્વવેત્તા દૈત્યરાજ પ્રહ્લાદની આ સમબુદ્ધિનુ રહસ્ય જાણવા માટે દેવરાજ

૨. ૬–૩૭ ૧૯ (ગીતા ૧૫–૧૯ ન્સ).

૩. ૬–૩૭–૧૧ ન્સ (ગીતા ૧૫–૧૧)

૧. ૬–૬–૩૪–૩૩ (ગીતા ૧૨–૧૩), ૧૨–૨૧૫–૨૯, ૧૪–૩૮–૫, ૪૪–૨૧, ૪૬–૪૦, ૪૭–૯, ૧૪ સર° ૧૨–૧૫૨–૨૬, ૩૦, ૧૨–૨૯૫–૩૬, ૧૩–૧૧૧–૫ આશ્વ ૪૦–૭, આશ્વ પરિશિષ્ટ ૧–૩ લીટી ૯

૨. શાતિ અ ૨૧૫, નીચે સર° શ્લોક ૭૬ના ઉદ્ઘાટનની સ્થા પૃ ૨૪૮.

શક્રે, તેમની પાસે આવીને પૂછ્યું, 'આવી શોચનીય હાલતમાં પણ તમે શોક કરતા નથી અને સ્વસ્થ છો તે શાથી—પ્રજ્ઞાલાભથી કે 'ધૃતિમત્તાથી?'

ઇન્દ્રે પૂછવાથી પોતાની પ્રજ્ઞાનું વર્ણન કરતા પ્રહ્લાદે નિર્મમ ભાવ પ્રકટાવનાર તત્ત્વજ્ઞાનનું વર્ણન કરી કહ્યું કે 'હું બધી ધર્મવિધિ, પ્રાણીઓની અનિત્યતા અને બધી વસ્તુઓનું નાશવંતપણું જાણું છું. હું નિર્મમ, નમ્ર, ઇચ્છા વિનાનો, અને (કામ) બન્ધનથી મુક્ત, સ્વસ્થ,[3] અવ્યપેત—પરમાત્માથી અલગ નહિ, અને પ્રાણીઓના ઉત્પત્તિ અને નાશનો જાણકાર છું. (મારા જેવા) કૃતપ્રજ્ઞ, દાન્ત, નિતૃષ્ણ, આશા વિનાના, અને લોકવિદ્યાના જાણકારને[4] (ગમે તે હાલતમાં) કશો શ્રમ પડતો નથી.'[5]

પછી ત્રૈલોક્યાધિપતિ ઇન્દ્ર દૈત્યેન્દ્ર પ્રહ્લાદનો સત્કાર કરી અને તેની અનુમતિ લઈને પોતાના સ્થાનમાં ગયો.

૭૬ अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥[6]
६-३८-१ (गीता १६-१)

---

૩ तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् । યો. સૂ. ૧-૩

૪. લોકવિદ્યા=(૧) જગતના સ્વભાવનું જ્ઞાન કરાવનાર વિદ્યા.

(૨) 'લોકવિદ્યા' એટલે સંસારના ભૌતિક અને માનસિક સંબંધોના તત્ત્વનો વિચાર કરી વિવેકથી રાગદ્વેષાદિ દ્વન્દ્વો ઉપર કાબૂ મેળવીને સમબુદ્ધિ રાખવાનું શીખવનાર કોઈ પ્રાચીન શાસ્ત્ર. એના ગ્રહણીય સારને પછીથી બીજા ધર્મમતોએ પોતામાં સમાવી લીધેલો, તેથી સ્વતંત્ર શાસ્ત્ર તરીકે તે લુપ્ત થયું હશે. 'આચારાંગ' પ્રથમ શ્રુતસ્કંધ, 'લોકવિજય' નામનું બીજું અધ્યયન જોવાથી આનો ખ્યાલ આવે છે.

૫. ૧૨-૨૧૫-૨૮ થી ૩૦

૬. સર° ?-૧૯૭-?? બ

૭૪. अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम्[2] ।
दया भूतेष्वलोलुप्त्वं[3] मार्दवं ह्रीरचापलम्[4] ॥

૭૫. तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।[5]
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥

૬–૩૮–૩ ( गीता. १६–३ )

હે ભારત! અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગમાં દૃઢ નિષ્ઠા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ (સરળતા), અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, અપૈશુન, ભૂતદયા, અલોલુપતા, મૃદુતા, હ્રી, અચાપલ્ય, તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, નિરભિમાન–આટલા ગુણોની દૈવી સંપત્તિ ઉચ્ચકુળમાં જન્મેલામાં હોય છે.

મનુષ્યના અંતઃકરણમાં રહેલી દૈવી અને આસુરી વૃત્તિઓનું વર્ણન 'દૈવાસુરસંપદ્વિભાગયોગ'માં કરતાં ભગવાને દૈવી સંપત્તિરૂપે ઉપરના ગુણો વર્ણવ્યા. આમ ય ગીતામાં અને મહાભારતમાં દૈવી સંપત્તિ ઉપર અનેકશઃ ભાર મૂકેલો છે. કાઈ વખત એ સંપત્તિને સત્ય,[6] કોઈ વખત

૨. અ=૧૨–૩૬–૭ક, ૬૫–૨૦ અ, ૧૮૪–૧૫ક ૧૩–૨૩–૧૯ અ, ૧૪૭–૨૨ અ

૩. સર° ૧૪–૩૮–૬ ડ.

૪. =૧૨–૨૧–૧૧ ડ, ૧૫૪–૧૫ ડ, ૩૦૧–૧૮ ડ

૫. સર° ૩–૧૦૮–૮૭ ક

૬. (૧) સર° તેર પ્રકારે વ્યક્ત થતું સત્ય ૧૨–૧૫૬–૭ થી. જુઓ 'સત્ય' (પ્રક૦ ૩), શ્લોક ૪૮, પૃ. ૧૦૬ થી (૨) સર° 'દમ'ના લક્ષણ ૧૨ ૧૫૪–૧૩ થી લગભગ 'દૈવીસંપત્તિ'ના લક્ષણોથી એમાં સંયમનું મહત્ત્વ વર્ણવ્યું છે તેમાં આવતો શ્લોક

સંયમ, કોઈ વખત તત્ત્વજ્ઞાન કહેવામાં આવી છે, પણ વસ્તુતઃ એ બધું એક જ છે તેમાંથી જે અર્થ કાઢવાનો છે તે પણ સમાન છે: ઉપર શ્લોક ૭૧, ૭૨માં કહેલી જ્ઞાનીની 'શાન્તિ'ની સ્થિતિ પ્રાપ્ત કરવાનાં એ સાધન છે. અહીં દૈવી સંપત્તિના નામે એની સૂચક ગણતરી કરી છે—ખાસ પ્રથમ 'અભય' અને છેલ્લું 'નિરભિમાન (નમ્રતા)' મૂકીને. કશાયથી ડરતો (કે ડગતો) માણસ કંઈ શ્રેય મેળવી ન શકે, અને મેળવેલાને નમ્રતા વિના સાચવી ન શકે.[૭]

સામે આસુરી સંપત્તિના—કામ, ક્રોધ અને લોભમાંથી ઉપજ થયેલા પ્રચંડ દળો, મોજાંઓ, આંધીઓ ઊભી છે. કહેવાની પ્રગતિની ઇચ્છાઓની ઓથે ક્રોધ, વેર, ગર્વ, દંભ, વાસના, સત્તાલોભ, ધનલોભ, ભોગલોલુપતા, પ્રસિદ્ધિની લોલુપતા, દૈન્ય, કૃપણતા વ. ચિત્તમાં ગૂંચવાડો ઊભો કરતા પડ્યા છે. બાહ્ય શત્રુઓને નિંદતા અને ખોળતા મનુષ્યના ચિત્તમાં જ શત્રુઓ જન્મે છે, દુઃખ દે છે, તથા સ્થૂળ રૂપે પછી નામાં આવે છે. પણ તેની પેદાશ તો ચિત્તમાં (પોતાનામાં) થયેલી છે પરન્તુ

---

(નોંધ ૬ ચાલુ)

ज्ञानारामस्य बुद्धस्य सर्वभूताविरोधिनः ।
नावृत्तिभयमस्तात् परलोके भयं कुतः ॥ १२-१५४-३३

ભગવાન બુદ્ધ અથવા બૌદ્ધધર્મ જોડે સંબંધ ધરાવતો હોય એમ લાગે પણ તેવું નથી, સ્વતંત્રપણે વૈદિક અનુગમનું વિધાન છે. પ્રો. હોપકીન્સ તેમના *The Great Epic of India*, p 8[illegible] ઉપર આ વિગતને ટેકો આપે છે. (૩) જુઓ નીચે 'તત્ત્વજ્ઞાન' (પ્રક૦ ૧૪) શ્લોક ૧૪૨થી ૧૬૬. (૪) જુઓ ગીતા અ. ૧૭ અને અ. ૧૮માં દાન, યજ્ઞ, તપ, ત્યાગ, ધૃતિ ઇ.ની વ્યાખ્યાઓ.

૭ યોગ અને ક્ષેમ. આ અર્થમાં ગીતા ૯–૨૨માં ભગવાને 'તેવા મારું અનન્ય ભાવે ચિંતન કરનારા અને મારામાં જ રત રહેલાના યોગક્ષેમનો ભાર હું ઉઠાવું છું' કહ્યું છે તે સરખાવો. જુઓ નીચે શ્લોક ૯૦નું ઉદ્ઘાટન

દૈવી સંપત્તિના આશ્રયે રહેલા (પરમાત્માના આશરે ગયેલા, શ્રીકૃષ્ણના આશરે રહેલા) તેનાથી જ દોરવાતા મનુષ્યના ચિત્તરૂપી ધર્મક્ષેત્રમાં સુહૃદોની પ્રશંસા કરતા અને ખોળતાં સુહૃદો જન્મે છે, સુખ આપે છે તથા પછી સ્થૂળ રૂપે તેમનો સમાગમ થાય છે.[૮] ભગવાન પોતે તેના સારથિ, નેતા, સુહૃદ થઈને તેને આગળ લઈ જાય છે. છેવટે તેને તત્ત્વ-વસ્તુનો સાક્ષાત્કાર થાય છે.

૭૬. उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥[१]
६-२८-५ (गीता. ६-५)

---

૮. સર૰ પ્રચલિત 'આપ ભલા તો જગ ભલા'ની સરળ ભાવવાહી કહેવત.

૧. (૧) સર૰ आत्मनात्मानमन्विच्छेन्मनोबुद्धीन्द्रियैर्यतैः ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥
૫-૩૪-૬૨; કઠ = યો. વા. ૭-૧૬૧-૧૮ અબ. સર૰ ઉદ્યોગ. ક્ષેપક ૧૬૧.

મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોને સંયમમાં રાખીને આત્મા વડે આત્માને શોધવો, કારણ આત્મા જ આત્માનો બંધુ છે, અને આત્મા જ આત્માનો રિપુ છે.

સૌમ્ય રાજનીતિના આ શ્લોકની સાથે એ અગાઉનો શ્લોક વાંચો 'જે અર્થનો ઈશ્વર છે—પણ ઇન્દ્રિયોનો ઈશ્વર નથી—અસંયમી છે, તે ઇન્દ્રિયો ઉપરના અનૈશ્વર્યને લીધે (અર્થ) ઐશ્વર્યથી પણ ભ્રષ્ટ થાય છે.'

(૨) સર૰ ૧૨-૧૨૮-૧૭, ૧૮; સામાન્ય રાજનીતિના આ શ્લોકોથી આપત્તિમાં સપડાયેલા રાજાએ પોતાના આત્માને દુ:ખી નહિ કરવો, પણ ગમે તેવા ઉપાયોથી પણ પોતાનો ઉદ્ધાર કરવો એમ જણાવ્યું છે.

(૩) સર૰ ૧-૬૭-૭; આ શ્લોકમાંની દલીલોથી દુ:ષ્યન્તે શકુંતલાનું આત્મદાન માગ્યું હતું।

આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો, આત્માને અધોગતિ ન કરવી, કારણ આત્મા જ આત્માનો બંધુ છે અને આત્મા જ આત્માનો રિપુ છે.

---

(નોંધ ૧ ચાલુ)

(૪) ૧૩-૬-૨૭ અથઃ દૈવ અને પુરુષાર્થની ચર્ચા કરતાં આ વિચાર પુરુષાર્થના સમર્થનમાં મૂક્યો છે. આ અધ્યાયમાં દૈવ અને પુરુષાર્થ બંનેના સહયોગથી કાર્યસિદ્ધિ થાય છે એમ દર્શાવ્યું છે.

(૫) =કે. 'સ્રીપર્વ'.' ક્ષેપક નં. ૧૧.

(૬) સર° ધમ્મ૦ ૪૨, ૪૩, ૧૦૩, ૧૬૫.

(૭) સર° ધમ્મ૦ ૧૬૦

(अ) अत्ता हि अत्तनो नाथो को हि नाथो परो सिया ।
આત્મા જ આત્માનો નાથ છે બીજો કોણ નાથ હોય વ.

(ब) ગાથા ૩૮૦ अत्ता हि अत्तनो नाथो, अत्ता हि अत्तनो गति ।
આ બંને ગાથાઓ ઉપરની 'અટ્ઠકથા'માંની વાર્તાઓ બહુ સુન્દર છે.

(૮) સર° ધમ્મ૦ ૧૬૫.

(૯) સર° ધમ્મ૦ ૩૭૯ अत्तना चोदयत्तानं पटिमासे अत्तमत्तना । આત્માથી આત્માની તપાસ કરવી, આત્માથી આત્માની પરીક્ષા કરવી ઇ.

(૧૦) સર° 'વિવેકચૂડામણિ' ૯.

(૧૧) સર° બૃહ. ઉ. ૪ ૪-૨૩ જુઓ શ્લોક ૫૫, ૫૬ પા. ટી. ૧૪૪ પૃ. ૧૭૪

(૧૨) સર° ઉ. સૂત્ર. ૯-૩૪ થી ૩૬. વધુ માટે જુઓ 'મ ભા. અને સૂત્ર' પૃ. ૪૬, ૪૭ અને ૮૨ થી.

(૧૩) હે આત્મા! તું જ તારો મિત્ર છે. બહારનાં મિત્રોને કયાં શોધી રહ્યો છે.' 'આચારાંગ.' પ્ર. શ્રુતસ્કન્ધ. ૩-૩-૧૦.

(૧૪) સર° जैसे अनुभव लेता हूँ, पाता हूँ कि आदमी अपने आप अपने सुख दुःखका कारण है । 'नित्य मनन', પૃ. ૫૫.

'ધ્યાનયોગ'માં પોતે પોતાની જાતને ઉન્નત કે અવનત કરી શકે છે એમ કહેતું ભગવાન શ્રીકૃષ્ણનું આ અનુભવ વચન દરેક વ્યક્તિમાં ભરેલી અવ્યક્ત અપરિમિત શક્તિનું ભાન કરાવે છે. ગીતાનો 'શ્રીકૃષ્ણાર્જુનસંવાદ', પણ એવો આત્મા અને આત્મા વચ્ચેનો જ સંવાદ છે. ધર્મક્ષેત્ર અને કુરુક્ષેત્ર એવા શરીરમાં રહેલા ઈશ્વર અને જીવ, શ્રીકૃષ્ણ અને અર્જુન, સત્વગુણથી સ્વચ્છ વૃત્તિ અને રજસ્ તમસ્‌થી મોહિત વૃત્તિઓનો, અણીના વખતે થયેલો અદ્‌ભુત મનોહર મનોમય સંવાદ છે. વસ્તુતઃ મ૦ ભા૦માં અન્યત્ર થયેલા 'કૃષ્ણાર્જુનસંવાદ'માં બે સ્થળે આવી રૂપકાત્મક ભાષાનો વિનિયોગ થયેલો છે. આશ્વમેધિક-પર્વાન્તર્ગત 'અનુગીતાપર્વ'માં 'બ્રાહ્મણગીતા'ના અંતમાં 'બ્રાહ્મણ-બ્રાહ્મણીસંવાદ' અંગે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે 'મારા મનને બ્રાહ્મણ જાણ અને મારી બુદ્ધિને બ્રાહ્મણી જાણ.'[2] એ જ પર્વમાં આગળ ચાલતાં 'ગુરુશિષ્યસંવાદ'ના અંતે શ્રીકૃષ્ણ કહે છે 'હે મહાબાહુ

---

(નોંધ ૧ ચાલુ)

(૧૫) સ૨° आदमीको अपनेको धोखा देनेकी शक्ति इतं वह दूसरोंको धोखा देनेकी शक्तिसे बहुत अधिक है। इस प्रत्यक्ष प्रमाण हरेक समझदार आदमी है। 'नित्य मनन', २…

(૧૬) विवेका ऐसा गुरु। चित्ता ऐसा शिष्य चतुर।
जीवा ऐसा मित्र उदार। भुवनत्रयी मिळेना।

સમર્થ સ્વામી રામદાસનું વચન. 'ધર્મમંથન' ૨૧, પૃ. ૨૩૬, 'સાચો ગુ એ લેખમાં ગાંધીજીએ ઉદ્ધૃત કર્યું છે.

(૧૭) જુઓ 'ભક્તિ' (પ્રક૦ ૬) શ્લોક. ૮૮, ૮૯.

૨. मनो मे ब्राह्मणं विद्धि बुद्धिं मे विद्धि ब्राह्मणीम् ॥
१४–३४–१२

આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો, આત્માની અધોગતિ ન કરવી, કારણ આત્મા જ આત્માનો બંધુ છે, અને આત્મા જ આત્માનો રિપુ છે

(નોંધ ૧ ચાલુ)

(૪) ૧૩-૬-૨૭ અબ દૈવ અને પુરુષાર્થની ચર્ચા કરતા આ વિચાર પુરુષાર્થના સમર્થનમા મૂક્યો છે આ અધ્યાયમા દૈવ અને પુરુષાર્થ બન્નેના સાહચર્યથી કાર્યસિદ્ધિ થાય છે એમ દર્શાવ્યુ છે

(૫) =ક્રે. 'સ્રીપર્ં' ક્ષેપક ન. ૧૧.

(૬) સર° ધમ્મ૦ ૪૨, ૪૩, ૧૦૩, ૧૬૫

(૭) સર° ધમ્મ૦ ૧૬૦

(અ) अत्ता हि अत्तनो नाथो को हि नाथो परो सिया ।
આત્મા જ આત્માનો નાથ છે બીજો કોણ નાથ હોય વ

(બ) ગાથા ૩૮૦ अत्ता हि अत्तनो नाथो, अत्ता हि अत्तनो गति ।
આ બન્ને ગાથાઓ ઉપરની 'અટ્ઠકથા'માની વાર્તાઓ બહુ સુન્દર છે

(૮) સર° ધમ્મ૦ ૧૬૫

(૯) સર° ધમ્મ૦ ૩૭૯ अत्तना चोदयत्तान परिमासे अत्तमत्तना ।
આત્માથી આત્માની તપાસ કરવી આત્માથી આત્માની પરીક્ષા કરવી ઠ

(૧૦) સર° 'વિવેકચૂડામણિ' ૯

(૧૧) સર° બૃહ ઉ ૪ ૪ ૨૩ જુઓ શ્લોક ૫૫, ૫૬ પા ટી ૧૪૪ પૃ ૧૦૪

(૧૨) સર° ઉ સૂત્ર ૯-૩૪ થી ૩૬ વધુ માટે જુઓ 'મ બા અને ઉ સૂત્ર' પૃ ૪૬, ૪૭ અને ૮૨ થી

(૧૩) હે આત્મા! તુ જ તારો મિત્ર છે બહારના મિત્રોને કયા શોધી રહ્યો છે ''આચારાગ' પ્ર શ્રુતસ્કન્ધ ૩-૩-૧૦

(૧૪) સર° जैसे अनुभव होता हूँ, पाता हूँ कि आदमी अपना आप अपना सुगम दु सका कारण है। 'નિત્ય મનન', પૃ ૫૫

'ધ્યાનયોગ'માં પોતે પોતાની જાતને ઉન્નત કે અવનત કરી શકે છે એમ કહેનું ભગવાન શ્રીકૃષ્ણનુ આ અનુભવ વચન દરેક વ્યક્તિમાં ભરેલી અવ્યક્ત અપરિમિત શક્તિનુ ભાન કરાવે છે. ગીતાનો 'શ્રીકૃષ્ણાર્જુનસંવાદ', પણ એવો આત્મા અને આત્મા વચ્ચેનો જ સંવાદ છે. ધર્મક્ષેત્ર અને કુરુક્ષેત્ર એવા શરીરમાં રહેલા ઈશ્વર અને જીવ, શ્રીકૃષ્ણ અને અર્જુન, સત્ત્વગુણથી સ્વચ્છ વૃત્તિ અને રજસ્ તમસ્થી મોહિત વૃત્તિઓનો, અણીના વખતે થયેલો અદ્ભુત મનોહર મનોમય સંવાદ છે. વસ્તુતઃ મ૦ ભા૦માં અન્યત્ર થયેલા 'કૃષ્ણાર્જુનસંવાદ'માં બે સ્થળે આવી રૂપકાત્મક ભાષાનો વિનિયોગ થયેલો છે. આશ્વમેધિક-પર્વાન્તર્ગત 'અનુગીતાપર્વ'માં 'બ્રાહ્મણગીતા'ના અંતમાં 'બ્રાહ્મણ-બ્રાહ્મણીસંવાદ' અંગે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે 'મારા મનને બ્રાહ્મણ જાણ અને મારી બુદ્ધિને બ્રાહ્મણી જાણ.'[2] એ જ પર્વમાં આગળ ચાલતા 'ગુરુશિષ્યસંવાદ'ના અંતે શ્રીકૃષ્ણ કહે છે 'હે મહાબાહુ ! હુ

---

(નોંધ ૧ ચાલુ)

(૧૫) મ૦ આદમીકી અપનેકો ધોરવા દેનેકી શક્તિ ઇતની હૈ કિ વહ દૂસરોંકો ધોખા દેનેકી શક્તિસે બહુત અધિક હૈ। જિસ બાતકા પ્રત્યક્ષ પ્રમાણ હરેક સમઝદાર આદમી હૈ। 'નિત્ય મનન', પૃ ૬૦.

(૧૬) વિવેક ઐસા ગુરુ। ચિત્ત ઐસા શિષ્ય ચતુર।
જીવા ઐસા મિત્ર ઉદાર। ભુવનત્રયી મિલેના।

સમર્થ સ્વામી રામદાસનુ વચન 'ધર્મમંથન' ૨૬, પૃ ૧૩૬, 'સાચા ગુરુ' એ લેખમાં ગાંધીજીએ ઉધ્ધૃત કર્યું છે

(૧૭) જુઓ 'ભક્તિ' (પ્ર૦ ૬) શ્લોક ૮૮, ૮૯

૨. મનો મે બ્રાહ્મણ વિદ્ધિ બુદ્ધિં મે વિદ્ધિ બ્રાહ્મણીમ્ ॥
૧૪-૩૪-૧૨.

ગુરુ છું, અને શિષ્ય મારું મન છે એમ સમજ. તારા ઉપરની પ્રીતિને લીધે જ મેં આ ગુહ્ય વાત તને કહી છે.'[3]

ભગવાને સ્પષ્ટ જણાવ્યું છે તેમ, પોતે પોતાનો મિત્ર અને શત્રુ બને છે તેના દાખલાઓ મહાભારતમાં આપેલા છે. (૧) કપટદ્યૂતમાં દુર્યોધન વતી શકુનિ દાવ પછી દાવ જીતવા માંડયો ત્યારે આવી રહેલા દારુણ ભયને નીહાળીને પંડિત વિદુરે સ્પષ્ટ, કડક, અને હિતકારી વચનોથી ધૃતરાષ્ટ્ર, દુર્યોધન અને આખી કૌરવસભાને દ્યૂતના પરિણામથી ચેતવી. ત્યારે અત્યંત ચીડાયેલા દુર્યોધને વિદુરને ધુત્કારી કાઢતાં કહ્યું કે, 'ગર્ભમા સૂતેલા પુરુષને જે આજ્ઞા આપે છે તે જ એક શાસનકર્તા છે, બીજો કોઈ નહિ. એની આજ્ઞાથી જેમ જળ નીચાણમાં વહી જાય છે એમ હું પણ એની પ્રેરણા પ્રમાણે કામ કરું છું.'[4] દુર્યોધનનો શાસનકર્તા 'કામ'—મન્યુ છે એ સ્પષ્ટ છે. (૨) શ્રીથી વિહિન થયેલો, સ્થાનભ્રષ્ટ અને પાશોથી બંધાયેલો હોવા છતાં નમુચિ સાગરની જેમ અક્ષુબ્ધ રહ્યો.[5] તે જોઈને શતક્રતુએ એનું કારણ પૂછતાં એણે જે થવાનું હોય છે તે થાય છે એવા ભાવનું જણાવતાં દુર્યોધન બોલ્યો હતો તે વચન કહી સંભળાવી જણાવ્યું, કે 'હું તો એ શાસ્તા—પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તું છું તેથી દુઃખી થતો નથી, વગેરે.'[6] નમુચિની બુદ્ધિ સામાન્ય જ્ઞાનવાળા પણ વધુ શ્રદ્ધાવાળા સાધકની છે. નમુચિને એનો ખ્યાલ છે. તેથી એ કહે છે, 'બંધ અને મોક્ષમાં શું શ્રેય છે એ હું જાણુ છું, પણ તે પ્રાપ્ત કરી શકતો નથી. પણ ધર્મ

૩. अहं गुरुर्महाबाहो मनः शिष्यं च विद्धि मे ।
त्वत्प्रीत्या गुह्यमेतच्च कथितं मे धनंजय ॥ ૧૪-૫૦-૪૫.

૪. ૨-૫૭-૮.

૫. શાંતિ. અ. ૨૧૯; સરં ઉપર શ્લોક ૭૨ના ઉદ્ઘાટનમાં કથા, પૃ. ૨૪૧ થી

૬. ૧૨-૨૧૯-૮.

આજ્ઞાથી હુ કર્મો કરુ છુ અને (શાસ્તા) આજ્ઞા કરે છે એ પ્રમાણે હુ વર્તુ છુ.'[૭] (૩) આશ્વમેધિકપર્વાંતર્ગત 'બ્રાહ્મણગીતા'મા-'સર્વના હૃદયમા રહેલો એક જ શાસ્તા છે બીજો કોઈ શાસ્તા નથી તે મને જે પ્રમાણે યોજે છે તેમ હુ વર્તુ છુ. આ શાસ્તા પુરુષ હૃદયમા રહીને જ મારુ શાસન કરે છે જેમ નીચાણવાળા પ્રદેશમા જળ આપોઆપ વહી જાય છે એમ હુ તેની આજ્ઞાથી કામ કરુ છુ.'[૮] વગેરે કહેના આ જાતની પાચ ગાથાઓ બ્રાહ્મણ ઉચ્ચારે છે. એમા સર્વના હૃદયમા રહેલો તે એક જ ગુરુ, બન્ધુ, શ્રોતા અને દ્વેષ્ટા—દ્વેષ કરનાર છે, એમ જણાવીને એ અગે નીચેનુ દૃષ્ટાત આપ્યુ છે—'એક સમયે દેવો ઋષિઓ, નાગો અને અસુરો પ્રજાપતિની પાસે બેઠા હતા. તેમણે પ્રજાપતિને 'અમને કલ્યાણ થાય તેવુ કહો' એમ વિનતી કરી. ત્યારે બ્રહ્માએ ओमित्येकाक्षरं ब्रह्म કહ્યુ. આ સાભળી દરેકે પોતાના સ્વભાવ પ્રમાણે અર્થ ગ્રહણ કર્યો પ્રજાપતિના હોઠનુ ચલન વલન જોઈ ને દોડી ગયેલા તેઓ પૈકી નાગોએ દશ કરવાનો ભાવ, અસુરોએ (ધર્મનો) દભ કરવાનો ભાવ, દેવોએ દાન કરવાનો ભાવ અને મહર્ષિઓએ દમ–સયમ–ભાવ ગ્રહણ કર્યો. આ રીતે એક જ શાસ્તાને મેળવીને સર્પો, અસુરો, દેવો અને ઋષિઓએ જુદા જુદા ભાવો ગ્રહણ

---

૭. ૧૨-૨૧૮-૯

૮ (૧) આશ્વ અ ૨૬

(૨) एक शास्ता न द्वितीयोऽस्ति शास्ता
यथा नियुक्तोऽस्मि तथा चरामि।
हृद्येष तिष्ठन्पुरुष शास्ति शास्ता
तेनैव युक्त प्रवणादिवोदकम् ॥
१४-२६-१ = ३ २-१७, १२ २१८

જુઓ ઉપર પૃ. ૨૪૭

કર્યા માટે હું કહું છું કે પોતે જ પોતાનો ગુરુ છે કારણ કે જે કંઈ કહેવામા આવે છે તેને તે (મોને) સાભળે છે, અર્થને ગ્રહણ કરે છે, તથા (ચિત્તમા જ) ફરી ફરી પૂછવાથી જે સાભળ્યું હોય અને ગ્રહણ કર્યું હોય તે યથાતથ કહે છે એની અનુમતિ મળે ત્યારે જ કર્મની પ્રવૃત્તિ થાય છે, તેથી ગુરુ, બોદ્ધા, શ્રોતા અને દ્રષ્ટા સર્વના અતરમા જ રહેલો છે. [९]

७७ "सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥"[१]
६-२८-२९ (गीता ६-२९)

બધે સમદૃષ્ટિ રાખનારો યોગી પોતાને ભૂતમાત્રમા અને ભૂતમાત્રને પોતાનામા જુએ છે.

---

૯. (૧) બૃહ૦ ઉ મા અ ૫, બ્રાહ્મણ ૨, મા પ્રજાપતિના ત્રણ દિકરા—દેવો, મનુષ્યો અને અસુરોએ 'દ, દ, દ' શબ્દથી અનુક્રમે દમ, દાન અને દયા ગ્રહણ કર્યા એ કથા સાથેનુ વસ્તુસામ્ય સરખાવો મ૦ભા૦કારે પોતાના કથયિતવ્યનુ યોગ્ય વાહન બનાવવા કથામા જરૂરી ફેરફાર અને વિસ્તાર કર્યો છે

(૨) લેટિનમા 'D D D' અર્થાત ત્રણ 'દ' અનુક્રમે Dat, Dicat, Dedicat અર્થાત દાતા, ભક્ત, અને આત્મસમર્પણ અર્થમા પ્રયોજાય છે (મ૦ ભા૦ સમીક્ષિત વાચના, આશ્વ ભાગ ૨, ફેસિક્યૂલ ૩૨B, પૃ ૪૬૫ ઉપર શ્ર ૨૬ની નોધ જુઓ)

૧. (૧) = હૈ યો વા ૬-૫૩-૪૩, અબ = હૈ ૧૨-૩૧૩-૨૯ અબ, યો વા ૬-૫૩-૬૦ અબ, મનુ ૧૨-૯૧ અબ, કૈવલ્ય ઉ ૧૨

(૨) સર૦ જેમા અ = ૧૪-૪૬-૪૭ ક, ૪૭-૬ ક આશ્વ પરિશિષ્ટ ૧-૩ લીટી ૩ ક, યો વા ૬-૫૩-૪૪ અ, સર૦ ઈશ ૬ ક

(૩) જુઓ ૧૨-૨૩૧-૨૧, ૨૩૧-૨૩, ૨૫૪-૩૨, ૨૬૧-૨૧, ૧૩-૧૧૪-૭, જુઓ 'અહિંસા' (પ્રક૦ ૪) શ્લોક ૫૦, ૫૧ નોધ ૮ પૃ ૧૨૫, 'બ્રહ્મસૂત્રભાષ્ય' ૪-૨-૧૪

અનાસક્ત રહીને કર્મ કરતા, સાત્ત્વિકતાની સીમાએ પહોંચ્યા પછી બધે એક ચૈતન્યને—આત્મતત્ત્વને સતત જોતો પુરુષ સહજ સમદર્શન કરનારો થાય છે

'જે નિરંતર પોતામાં જ સર્વ ભૂતોને અને પોતાને સર્વ ભૂતોમા

---

(નોધ ૧ ચાલુ)

(૪) સર° ૬=ફે. ૬-૨૭-૧૮ (ગીતા. ૫-૧૮), ૨૩૧-૧૯ ૬; જુઓ ઉપર શ્લોક ૫૫, ૫૬ નોધ ૧૨૮ પૃ. ૧૬૮ થી (૨) નોધ ૧૩૨ પૃ. ૧૭૦; ૧૨-૨૩૨-૩૦ બ; ૧૪-૫૦-૩૮ ૬.

(૫) સર° મનુ. ૧૨-૧૨૫.

(૬) સર° ઈશ. ૧૬ બૃહ. ઉ. ૫-૧૫-૧; ઉપર શ્લોક ૫૫, ૫૬ની નોધ ૧૩૩, પૃ. ૧૭૩ જુઓ.

(૭) સર° બૃહ. ઉ. ૨-૪-૧૪;=ફે. બૃહ. ઉ. ૪-૫-૧૫. જેની દૃષ્ટિએ બધું આત્મારૂપ છે તે કોને સુંઘે? અને શાનાથી સુંઘે? કોને જુએ અને શાનાથી જુએ? કોને સાભળે અને શાનાથી સાભળે? કોની સાથે બોલે અને શાનાથી બોલે? કોની સાથે મંત્રણા કરે અને શાનાથી કરે? કોને જાણે અને શાનાથી જાણે?

(૮) (અ) सर्वेषु ब्रह्मादिस्थावरान्तेषु विषमेषु
सर्वभूतेषु सम निर्विशेषं ।
ब्रह्मात्मैकत्वविषय दर्शनं ज्ञान
यस्य स सर्वत्र समदर्शनः ॥
(ગીતા શા. ભા. પૃ. ૪૨૧)

બ્રહ્માદિ સ્થાવરાત ભૂતો જેઓ વિષમ છે તેમા સમ અર્થાત નિર્વિશેષ વિકાર રહિત બ્રહ્મ અને આત્માના એકત્વરૂપ દર્શન એટલે જ્ઞાન જેનું છે તે સર્વત્ર સમદર્શન—બધે સમદૃષ્ટિ રાખનારો છે. (વ) બધે 'સમ' અર્થાત્ નારાયણને જુએ તે સમદર્શી (૧૨-૨૩૧-૧૯ ઉપર ટીકાકાર વાદિરાજતીર્થ) જુઓ ઉપર શ્લોક ૫૫, ૫૬ નોધ ૧૩૨, પૃ. ૧૭૦ થી

ગડેલા જુએ છે ત પછી (આવા સમ્યગ્દર્શનને મ ગે કશાથી કે ગાઈથી) ક ટાળતો નથી'[2] અને 'જેની દૃષ્ટિએ સર્વ ભૂતો પોતારૂપ બન્યા છે, એવુ નિરંતર એકત્વ જોના। વિજ્ઞાની પુરુષને મોહ કેવો અને શોક કેવો?[3] ' એમ કહેતા 'ઈશોપનિષદ'ના મ ત્રો અને ગીતાન ઉપ નુ વચન એકબીજાના પૂરક છે 'ઈશોપનિષદ'ના મ ત્રો અનુસાર આવો જ્ઞાની પુરુષ ટાળતો નથી અર્થાત્ સર્વ ન પ્રેમભાવ રાખનારો પર્યાયે ભક્ત (મ ત્ર ૬), અને નિરંતર એકત્વ જોનાર છે—કોઈ કોઈ વખતનુ એકત્વાનુભૂતિદર્શન નહિ પણ અનુદર્શન, સતતદર્શન—એથી નિઃશોકમોહ, પર્યાયે જ્ઞાની (મ ત્ર ૭), એમ વ્યાપકમા વ્યાપક અર્થમા ભક્ત+જ્ઞાની એટલે સમદર્શી

વ્યાપકમા વ્યાપક વ્યાખ્યા પ્રમાણેનુ સમદર્શિત્વ દ્વંદ્વાત્મક જગતમા સામાન્ય વ્યવહારમા આગીધૂટીઓના વખતમા કેવી રીતે વ્ય ત થતુ હતુ? મહાભારતમા સમદર્શન સ્થળે સ્થળે નિરૂપાયેલ છે પણ અહી એ માટે મહાભારતના કર્તા અને મહાભારતના પાત્રોના જનક—બને રીતે, સાહિત્યિક અને ભૌતિક—કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસના કેટલાક જીવન પ્રસ ગો જોઈએ (૧) પાડવો દ્યૂતમા હારી વનમા ગયા વનમા પણ તમને હેરાન ક ના અને બને તો મારી નાખવાના વિચારથી દુર્યોધન વગેરે ઊપડ્યા પ ણ ઋષિ વ્યાસને ખબર પડતા, તેમને જતા અટકાવીને, ધૃતરાષ્ટ્રને બધા પુત્રો પ્રત્યે સમદૃષ્ટિ રાખવા સમજાવીને તેમણે સુરભિનુ આખ્યાન કહ્યુ[4] 'એક વખત ગાયોની માતા સુરભિ સ્વર્ગમા જઈને

---

२ यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानम् ततो न विजुगुप्सते ॥ ईश ६

३ यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद् विजानत ।
तत्र को मोह क शोक एकत्वमनुपश्यत ॥ ईश ७

૪ આ ૧૯૫૬ अ १०

રડવા લાગી, એટલે કૃપાન્વિત થઈને ઇન્દ્રે રડવાનુ કારણ પૂછ્યુ સુરભિએ ઉત્તર આપ્યો, 'આ રૌદ્ર ખેડૂતને જુઓ ! મારા દુર્બલ પુત્રને હળમા જોતરીને વારવાર પરોણો ઘોચે છે મારા એ પુત્રને (બળદને) થાકેલો અને બહુ માર ખાતો જોઈને મને ઉદ્વેગ થાય છે હળને જોતરેલા બે પુત્રોમા એક મજબૂત છે અને બીજો કૃશ, અલ્પ બળવાળો અને નસો ખેચાઈ ગયેલો છે એટલે તેના દુઃખથી હું દુઃખી થઈને કકળુ છુ ' ઇન્દ્ર બોલ્યો 'પણ તારે એના હજાર પુત્રો છે, તો એમા આ એકની જ કેમ દયા આવે છે ?' સુરભિ બોલી 'હજારે પુત્રો મારે મન તો સરખા છે પણ આ પુત્ર દીન છે એટલે તેના ઉપર મારી વિશેષ દયા છે ' આ સાભળી ઇન્દ્રે ખૂબ વરસાદ વરસાવ્યો એટલે હળ ચલાવી નહિ શકવાથી ખેડૂતે બળદને છૂટો કર્યો '

આ આખ્યાન પૂરુ કરીને વ્યાસે કહ્યુ કે 'તમારે પણ જે દીન હોય તેના ઉપર અધિક કૃપા રાખવી જોઈએ મારે જેવો પાડુ પુત્ર છે, તેવા તુ અને વિદુર પણ છો તારે ૧૦૧ પુત્રો છે, પાડુને પાચ, તેય હીન અને દુઃખી એટલે તેઓ કેમ સારી રીતે જીવે અને આગળ વધે એમ મારા મનમા થયા કરે છે એ ઉપરાત જો કૌરવો જીવતા રહે એમ તમે ઇચ્છતા હો તોપણ તમારા પુત્ર દુર્યોધને પાડવો સાથે સુલેહ કરવી જોઈએ '

સર્જન સતો દીનદુઃખિયા પ્રત્યે પક્ષપાતી રહે છે એનુ રહસ્ય સાદી રીતે 'સુરભિઆખ્યાન'મા જણાવ્યુ છે એટલે કે દલિતો પ્રત્યે પક્ષપાત એ વિવેકપૂત સમદષ્ટિ છે એની સાથે એ નિયમ પણ જણાવ્યો છે કે જો માતબર દીનોને દબાવ્યા જ કરે તો તેનુ પરિણામ છેવટે માતબરના વિનાશમા આવવાનુ

(૨) વ્યાસનો સમભાવ પુત્રો પ્રત્યે છે અને પુત્રોના ઉચ્છેદક પ્રત્યે ય

છે. નિશાયુદ્ધમા પાંડવસેના, તથા પાંડવપુત્રોનો વિનાશ કરી અશ્વત્થામાએ વ્યાસાશ્રમમાં આશ્રય લીધો.[૫] ત્યાં ભીમ અર્જુને તેનો પીછો પકડીને દબાવ્યો. સંયમી, શિવસંકલ્પી અર્જુને[૬] ઋષિઓના કહેવાથી પોતાના બ્રહ્માસ્ત્રનો ઉપસંહાર કર્યો. પણ પાપી અશ્વત્થામાથી તે ન બન્યું. એટલે ઉત્તરાના ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્રથી મંત્રેલી ઇષિકા—દર્ભની સળી મૂકી. એના આ પાપકૃત્યના બદલામાં ભગવાન શ્રીકૃષ્ણે તેને ૩૦૦૦ વર્ષ સુધી દુઃખી હાલતમા જગત ઉપર ભટકવાનો શાપ આપ્યો, અને અર્જુને તેના માથાનો અમૂલ્ય મણિ લીધો. એ પછી તદ્દન દુઃખી થઈ ગયેલા અશ્વત્થામાએ વ્યાસની જોડે રહેવાનું નક્કી કર્યું. વ્યાસે તેનો તિરસ્કાર ન કર્યો.[૭]

---

૫. સૌપ્તિ. અ. ૧૧ થી ૧૬.

૬. 'આ અસ્ત્ર પાંડવોનો વિનાશ કરનારું થાઓ' (૧૦-૧૩-૧૮) એવો દારુણ સંકલ્પ કરીને અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્ર મૂક્યું. ત્યારે ન છૂટકે, બીજો કોઈ રસ્તો બાકી ન રહ્યો ત્યારે અર્જુને 'પહેલા આચાર્યપુત્ર અશ્વત્થામાનું, પછી મારું અને મારા સર્વે ભાઈઓનું કલ્યાણ થાઓ,' (૧૦-૧૪-૫) એવો સંકલ્પ કરી શિવધ્યાન કરી અસ્ત્ર મૂક્યું.

અહીં એ જણાવવું પ્રસ્તુત છે કે અશ્વત્થામા અને અર્જુને જે બ્રહ્માસ્ત્રો મૂક્યાનું વર્ણન 'સૌપ્તિકપર્વ'મા છે, તે ત્યાનું વર્ણન જોતા ભારતયુદ્ધ દરમિયાન ઉપયોગમા લેવાયેલા બ્રહ્માસ્ત્રો કરતા જુદી જાતના, વિશેષ ભયંકર અને મનુષ્યો ઉપર પ્રયોગ માટે પ્રતિબંધિત હતા. દ્રોણે અશ્વત્થામાને આ બ્રહ્માસ્ત્ર શીખવતા એ માટે ખાસ સૂચના આપી હતી. (૧૦-૧૨-૮)

૭. આદિ ૧-૧૫૬ પ્રમાણે વ્યાસ અને કૃષ્ણ, તથા અશ્વત્થામાએ પરસ્પર શાપ આપેલા द्वैपायन केशवौ द्रोणपुत्र परस्परेणाभिशापै शशाप । અને આદિ. ૨-૧૮૭મા અશ્વત્થામા અને વ્યાસાદિએ પરસ્પરને શાપ આપ્યા હતા, એવો ઉલ્લેખ છે. એટલે એમ સમજાય છે કે વ્યાસે અશ્વત્થામાને તેના કુકૃત્ય માટે સખત ઠપકો આપ્યો હશે અને ક્રોધી અશ્વત્થામાએ એનો પ્રત્યુત્તર વાળ્યો હશે છતાંય અશ્વત્થામાનું આશ્રયસ્થાન તો સમદર્શી વ્યાસ જ હતા.

(૩) વ્યાવહારિક સમદષ્ટિ પછી સર્વોચ્ચ સમદષ્ટિમા વ્યાસ ઓછા ઉતર્યા તે બતાવતી કથા અત્યત લાઘવથી, સર્વોત્તમ સમદષ્ટિની દુષ્કરતા અને (અતિશય અલ્પ) દોષનો પણ સ્વીકાર કરીને સમીક્ષા કરવાની વિવેકી દૃષ્ટિનો પરિચય આપવા સાથે વ્યાસના લોકસગ્રહી સમદર્શનનુ દષ્ટાત પૂરુ પાડે છે

પુન શુકદેવને યોગ અને સાખ્યનો પૂરો અભ્યાસ કરાવીને મિથિનાના જનક પાસે વ્યાસે પ્રમાણ લેવા મોકલ્યા [૮] પ્રમાણ લઈ કૃતકૃત્ય થઈ પાછા આવેલા શુકદેવને વ્યાસે હિમાલય ઉપર બીજા ચાર શિષ્યોની સાથે સપૂર્ણ વેદાધ્યયન કરાવ્યુ, પછી વેદપારગત શિષ્યો પૃથ્વી ઉપર ગયા, અને શુકદેવને હિમાલયમા વેદાધ્યયન કરવાની આજ્ઞા આપી વેદવ્યાસ વ્યોમગગા તરફ ગયા દરમિયાન નારદ ઋષિએ શુકદેવને કલ્યાણકારી માર્ગ વિષે તત્ત્વોપદેશ કર્યો [૯] પછી નારદની આજ્ઞા લઈને, તેણે લોકમા એકાત્મભાવ નિશ્ચિત કરીને, અવ્યગ્ર, અકુતોભય અને એકાગ્ર મનવાળા શુકદેવ પરમસિદ્ધિ માટે યોગનો આશ્રય કરીને વાયુરૂપે અતરીક્ષમા ઊડ્યા એ શુકદેવને જોઈને રસ્તામા (ક્રીડા કરતી) પચચૂડા આદિ અપ્સરાઓ વિસ્મિત થઈ પછી મલય પર્વત આગળ જતા ઉર્વશી, પૂર્વચિત્તિ વગેરે અપ્સરાઓ વિસ્મિત થઈને 'અહો આ વિપ્રની બુદ્ધિની સમતા કેવી છે! આટલી નાની ઉંમરમા જ એ ચદ્રની જેમ આકાશમા ફરે છે! ખરેખર પિતાની શુશ્રૂષા કરીને (જ્ઞાન મેળવી) એણે આવી સર્વોત્તમ સિદ્ધિ મેળવી છે આ પિતૃભક્ત છે, દઢ તપસ્વી છે, પિતાને ઘણો જ વહાલો છે, પિતાને આના વિના

૮ જુઓ શ્લોક ૫૫, ૫૬ના ઉદ્ઘાટનમા નોધ ૧૮૩ પૃ ૧૮૮, શાતિ અ ૩૦૯થી ૩૨૦

૯ નારદનો ઉપદેશ, મહાભારતમા અનેક ઠેકાણે કરાયેલા ઉત્તમ તત્ત્વોપદેશનુ ફરી એક વખત રીવિઝન —પુનર્દર્શન છે.

કશા ઉપર મન નથી (આસક્તિ નથી) તોપણ આને શા માટે જવા દીધો હશે?' એ પ્રમાણે વાતો કરવા લાગી. શુકદેવે આ વાત સાંભળતા સર્વ દેવોને વિનંતી કરી કે માર્ગમાં આસક્તિને લીધે 'હે શુક' એમ હાકો મારીને આવતા મારા પિતાને તમે જવાબ આપજો. એવી રીતે આગળ વધતા શુકદેવના માર્ગમાં મંદાકિની (આકાશગંગા)માં અપ્સરાઓ આનંદપૂર્વક ક્રીડાઓ કરતી હતી પણ, શુકદેવને શૂન્ય જેવા અને નિરાકાર જોઈને તેઓ વિવસ્ત્રા(૪) નહી હતી. એમ ચાર પ્રકારના લોકોને, આઠ પ્રકારના તમોગુણને, પાંચ પ્રકારના રજોગુણને, અને છેવટે સત્વનો પણ ત્યાગ કરીને તે૧૦ નિત્ય, નિર્ગુણ, ચિહ્ન-રહિત,

---

૧૦. प्रातिष्ठत शुकः सिद्धिं हित्वा लोकांश्चतुर्विधान् ॥
१२-३२०-१ क

तमो ह्यष्टविधं हित्वा जहौ पञ्चविधं रजः ।
ततः सत्त्वं जहौ धीमांस्तदद्भुतमिवाभवत् ॥ १२-३२०-२

(अ) ચાર પ્રકારના લોક=જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એ ચાર જાતની સૃષ્ટિ (અર્જુનમિશ્ર), 'લોક'ના બદલે 'યોગ' પાઠાંતર હોય ત્યાં, અનુક્રમે મન, અહંકાર, બુદ્ધિ અને મહતત્ત્વ જીતીને પરમાત્મામાં ધારણા (વિદ્યાસાગર)

(ब) આઠ પ્રકારનો તમોગુણ=પ્રકૃતિ, મહત્, અહંકાર અને પંચભૂત એ આઠમાં (જીવનો) અહંભાવ (અર્જુનમિશ્ર), અવ્યક્ત, મહત્, અહંકાર અને પંચતન્માત્રા જે અધ્યાત્મ છે તેમાં સ્વાત્મબુદ્ધિ અથવા આઠ પ્રકારના ઐશ્વર્યો (સિદ્ધિઓ?) (પરમાનંદ), આઠ પ્રકારની પુરીઓ (નીલકંઠ) આઠ પુરીઓ આ પ્રમાણે કહેવાય છે. પંચભૂત, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, (પાંચ) વાયુઓ, અને અવિદ્યા. અણિમાદી અષ્ટસિદ્ધિના સ્વરૂપો (વિદ્યાસાગર) જુઓ ઉપર (પરમાનંદ)ની ટીકા

(क) પાંચ પ્રકારનો રજોગુણ—શબ્દ વગેરે પાંચ વિષયોનો રાગ (અર્જુનમિશ્ર, નીલકંઠ) 'પંચવિધ'ના બદલે 'નવવિધ' પાઠ હોય ત્યાં લોભ,

બ્રહ્મમાં નિર્ધૂમ અગ્નિની પેઠે ઝળહળતા શુકદેવે પ્રવેશ કર્યો.[૧૧]

શુકદેવના ઉપરામ પામવાના સમાચાર મળતા જ[૧૨] મહાયોગી વ્યાસ દોડતા આવ્યા. યોગગતિનો આશ્રય કરીને નિમિષમાત્રમાં શુકદેવ જે માર્ગે ગયા હતા તે માર્ગે આવી પહોંચ્યા અને શુકદેવને 'હે શુક ! હે શુક !' કહીને બોલાવ્યા. એટલે સર્વવ્યાપી, સર્વના આત્મા અને સર્વસ્વરૂપ થયેલા ધર્માત્મા શુકદેવે તેનો પડઘો પાડ્યો.[૧૩]

---

(નોંધ ૧૦ ચાલુ)
નિર્દયતા, સુખદુઃખનું સેવન, કઠોરતા, કામ, ક્રોધ, દર્પ, દ્વેષ, અતિવાદ (નિંદા) એ નવ (નીલકંઠ): દુઃખ, ચેષ્ટા, કામ, ક્રોધ, દર્પ (વિદ્યાસાગર).

(ह) સત્ત્વ=બુદ્ધિસત્ત્વ. (નીલકંઠ). (જુઓ નીચે શ્લોક ૮૧ येन त्यजसि त त्यज । નારદના ઉપદેશના અનુસંધાનમાં.)

૧૧. ततस्तस्मिन्पदे नित्ये निर्गुणे लिङ्गवर्जिते ।
ब्रह्मणि प्रत्यतिष्टस विधूमोऽग्निरिव ज्वलन् ॥ १२-३२०-३.

૧૨. એક મહાસત્ત્વ જ્યારે ઉપરામ પામે ત્યારે બે જાતના પ્રત્યાઘાતો જગતમાં પડે છે, તેનું કાવ્યરસથી પૂર્ણ વર્ણન મહાભારતમાં છે. તેનો સાર: (૧) રજસ્, તમસ્થી ગ્રસ્ત જગતના અભાગ્ય સૂચક ઉત્પાતો થવા લાગ્યા; વૃક્ષોની શાખાઓ ભાગવા લાગી, પર્વત શિખરો તૂટી પડવા માંડ્યા. ભયંકર કડાકાઓથી જાણે હિમાલય ચિરાઈ જતો હોય એવું જણાવા લાગ્યું, સહસ્રાંશુ સૂર્ય નિસ્તેજ થયો, અગ્નિ ધૂંધવાવા લાગ્યો, પાણીના ધરા, નદીઓ અને સાગરો ખળભળી ઊઠ્યા ૧૨-૩૨૦-૪ થી ૬. (૨) અને સાત્ત્વિકતાની અભિવૃદ્ધિથી સૌભાગ્યસૂચક શકુનો થવા લાગ્યા. ઇન્દ્રે સુગંધી અને રસવાળો વરસાદ વરસાવવા માંડ્યો, પવિત્ર અને દિવ્ય સુગંધવાળો વાયુ વાવા લાગ્યો, હિમાલય અને મેરુના બે શિખરો જ્યાં મળે છે તે શિખરોએ રસ્તો કરી આપી માન આપ્યું; દેવો, ગંધર્વો, ઋષિઓ, યક્ષો, રાક્ષસો અને વિદ્યાધરના ગણોએ તેમનું 'સાધુ સાધુ' શબ્દોથી સ્વાગત કર્યું વ. ૧૨-૩૨૦-૭ થી ૧૫.

૧૩. शुकः सर्वगतो भूत्वा सर्वात्मा सर्वतोमुखः ।
૧૨-૩૨૦-૨૩ અપ.

પછી અપાર તેજવાળા પોતાના પુત્રનો વિચાર કરતા મહર્ષિ વ્યાસ પર્વતના શિખર ઉપર બેઠા ત્યાં મંદાકિનીમાં ક્રીડા કરતી અપ્સરાઓ મુનિને જોઈને સંભ્રમમાં આવી પડી, કેટલીક બેભાન જેવી થઈ ગઈ, કોઈ પાણીમાં છુપાઈ ગઈ, કોઈએ કપડાં પહેરવા માંડ્યાં, કોઈ વેલાઓની પાછળ સંતાઈ ગઈ આ જોઈ વ્યાસ મુનિ પોતાના પુત્રની મુક્તદશા જાણીને રાજી થયા અને પોતાની આસક્તિ જોઈ (પોતાની આસક્તિના પડઘા રૂપે અપ્સરાઓ લજાઈ ગઈ તેથી) શરમાઈ ગયા શુકદેવની મુક્તદશા અને પોતાની આસક્ત દશાની આ કથા વ્યાસ, વૈશંપાયનને વારંવાર કહેતા હતા [૧૪]

૭૮ आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥[१]
६-२८-३२ (गीता ६-३२)

---

૧૪. तां मुक्ततां तु विज्ञाय मुनिः पुत्रस्य वै तदा ।
सक्ततामात्मनश्चैव प्रीतोऽभूद्व्रीडितश्च ह ॥ ૧૨-૩૨૦-૩૦

વ્યાસે પોતામાં રહેલી આસક્તિની અને પુત્રની અનાસક્તિની કથા નારદને પણ કહેલી કારણ વૈશંપાયનને નારદે પણ આ ઇતિહાસ કહેલો (૧૨-૩૨૦ ૪૦ અળ) વ્યાસ તો व्यासश्चैव महायोगी संजल्पेषु पदे पदे। (૧૨ ૩૨૦ ૪૦ ૩૩) અનાસક્ત જીવનચર્યાના ઉદ્બોધક, ઉદ્ઘોષક અને શોધક પોતાનો અલ્પ દોષ પણ મેરુ જેવો ગણીને ચાલતા હતા, એ ઉપરના વચનથી સ્પષ્ટ દેખાય છે

૧ (૧) જુઓ ઉપર શ્લોક ૭૫, ૭૬, ૧૨-૨૭૧-૨૨ ૨૫૧-૧૯ થી ૨૧, ૧૩ ૧૧૪ ૬ થી ૧૦, ૧૪૪-૫૭, ૫-૩૯-૫૭, ઉદ્યોગ ક્ષેપક નં ૨૩૮, શાંતિ 'આપદ્ધર્મપર્વ'નું ક્ષેપક નં ૪૨૩

(૨) 'સર્વભૂતહિતેરત' મનુષ્યોનું વર્ણન કરતા શ્લોકોના સ્થળનિર્દેશ માટે જુઓ ઉપર શ્લોક ૫૫ ૫૬ની નોંધ ૧૨૮ પૃ ૧૭૦

(૧) હે અર્જુન ! સુખ અથવા દુઃખ પોતાની પેઠે જ સર્વત્ર (સર્વભૂતોને) સરખાં થાય છે એમ જે જાણે છે (તેથી સર્વભૂતહિતેરત છે) તે યોગી શ્રેષ્ઠ ગણાય છે.

(નોંધ ૧ ચાલુ)

(૩) अत्तान उपम कत्वा न हनेय्य न घातये। ધમ્મ ૧૨૯, ૧૩૦ (સર૦ ૧૩-૧૧૪-૬) આત્માની ઉપમા લઈને ઘાત કરવો નહિ અને કરાવવો નહિ.

(૪) જેવો હું તેવા તેઓ, અને જેવા તેઓ તેવો હું, એમ પોતાના ઉદાહરણથી સમજીને કોઈને મારવું નહિ અને મરાવવું નહિ 'सुत्तनिपात' ૩૭મું 'નાળકસુત' ગાથા ૨૭

(૫) સર૦ 'જાતક' નં ૫૨૭ 'ઉમ્મદન્તી જાતક' ગાથા ૨૭

સિબિ રાષ્ટ્રમાં તિરીટ વચ્છ શેઠને ઉમ્મદન્તી નામની મહારૂપવતી કન્યા હતી. એટલી રૂપાળી કે જે કોઈ તેને જુએ એ વશીભૂત થઈ સાનભાન ખોઈ બેસે સિબિ રાષ્ટ્રના રાજા સિબિને આ કન્યા સ્વીકારવાની શેઠે વિનતી કરી રાજાએ કન્યા કેવી છે તે પરીક્ષા કરવા બ્રાહ્મણો મોકલ્યા તેઓ શેઠને ત્યાં જમતાં જમતાં કન્યાને જોઈને ઘેલા થઈ ગયા એટલે શેઠે તેમને ધક્કા મારી બહાર કાઢી મૂકયા, તેથી ચીડાયેલા બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે કન્યા તો અભાગણી (मनहूम) છે રાજાએ શેઠનું માગું પાછું ઠેલ્યું

આથી કન્યાએ રાજા ઉપર બદલો લેવાની મનમાં જ ગાંઠ વાળી પછી શેઠે ઉમ્મદન્તીને રાજસેનાપતિ અહિપારક સાથે પરણાવી હવે એક વખતે નગરમાં કાર્તિકી પૂર્ણિમાનો ઉત્સવ હતો અને રાજા એ દિવસે નગરની પ્રદક્ષિણા કરવા નીકળ્યો હતો પોતાની પત્નીની અતીવ રૂપસમૃદ્ધિ જાણતા અહિપારકે ઉમ્મદન્તીને મના કરી કે રાજાને તારું મુખ દેખાડીશ નહિ નહિ તો રાજા શુદ્ધિ ખોઈ બેસશે પણ ઉમ્મદન્તીએ જૂનું વૈર તાજું કરીને રાજા ઉપર ઝરૂખામાંથી પુષ્પવૃષ્ટિ કરી ઘરમાં ચાલી ગઈ રાજા તો એનું રૂપ જોઈ પાગલ જેવો થઈ ગયો મહામહેનતે બળતો રાજા મહેલે પાછો આવી વિલાપ કરવા

(૨) હે અર્જુન ! જે મનુષ્ય બધાને પોતાના સમાન જુએ છે, અને સુખ હો કે દુઃખ બંનેને સમાન સમજે છે તે યોગી શ્રેષ્ઠ ગણાય છે.

(નોંધ ૧ ચાલુ)

લાગ્યો. આ ખબર પડતાં સ્વામીભક્ત સેનાપતિ, સિબિ રાજાને પોતાની પત્ની અર્પણ કરવાની વિનંતી કરવા ગયો. પણ કામાગ્નિથી બળી રહેલા સિબિ રાજાએ અતુલ ધૈર્યથી, પ્રજા પ્રત્યેની ફરજના ભાનથી, સત્પુરુષોના આચારનું ઉલ્લંઘન નહિ કરવાની વૃત્તિથી, જનગણના નેતાનું વર્તન સંપૂર્ણ નિષ્કલંક હોવું જોઈએ એ દઢ ભાવનાથી વાસના ઉપર વિજયી બની, સેનાપતિની વિનંતી નકારી. (પ્રેયસ્ અને શ્રેયસ્માં શ્રેયસ્‌ને જ સ્વીકાર્યું) એ વખતે (કામ) સંગ્રામના મહારથિ સિબિ રાજા અને સ્વામીભક્ત અહિપારક વચ્ચે જે દીર્ઘ સંવાદ થયો એ દરમિયાન રાજા નીચેની ગાથા બોલ્યો હતો.

यो अत्तदुक्खेन परस्स दुक्खं सुखेन वा अत्तसुखं ददाति ।
यथेव इदं मय्ह तथा परेस सो एव जानाति स वेदि धम्मं ॥

ઉમ્મ. જાતક. ગાથા. ૨૭

જે પોતાના દુઃખથી બીજાના દુઃખની અને પોતાના સુખથી બીજાના સુખની સરખામણી કરે છે, તથા સમજે છે કે જેમ મને (સુખદુઃખ) થાય છે તેમ બીજાને થાય છે, એ જ ધર્મને જાણે છે.

(૬) સર૦ 'બાઈબલ' નવો કરાર. (अ) માટે જે જે તમે ચાહો છો કે બીજા માણસ તમને કરે, તે તે તમે પણ તેઓને કરો; કેમકે નિયમશાસ્ત્ર તથા પ્રબોધકો (ની વાતોનો સાર) એ જ છે. 'માત્થી' ૭-૧૨; (ब) ...ને પોતાના પડોશી પર પોતાના જેવી પ્રીતિ કર. 'માત્થી' ૧૯-૧૯; (क)... એટલે જેવી પોતા પર તેવી પોતાના પડોશી પર તું પ્રીતિ કર. 'માત્થી' ૨૨-૩૯; (ड) અને જેમ તમે ચાહો છો કે માણસો તમારા પ્રત્યે વર્તે તેમજ તમે પણ તેઓ પ્રત્યે વર્તો. 'લુક' ૬-૩૧.

(૭) સર૦ 'બાઇબલ' જૂનો કરાર. તું વૈર ન વાળ, ને તારા લોકના વંશ પર ખાર ન રાખ. જેમ પોતા પર તેમજ (તેવી રીતે) તારા પડોશી પર પ્રીતિ રાખ. 'લેવીય' ૧૯-૧૮.

સૌથી વધુ વ્યાપક સમત્વ સિદ્ધ કરવાનો રસ્તો બતાવતું, અને સમત્વ સિદ્ધ થયાની કસોટી બતાવતું ભગવાન શ્રીકૃષ્ણનું વચન, પ્રાણીમાત્રને પ્રાથમિકથી માંડીને ઊંચામાં ઊંચી કક્ષાએ એકસરખું ઉપયોગી છે. આ એક સરળતાથી સમજી શકાય એવો સિદ્ધાંત છે (આચરવામાં ઘણો કઠણ હોવા છતાં સાવ અબુધ પણ સમજી શકે તેટલો સરળ). પ્રાચીન કાળથી દુનિયાભરના તમામ મહાન તત્ત્વવેત્તાઓ, પ્રબોધકો અને સંતમહાત્માઓ એનું પુનરુચ્ચારણ કરતા આવ્યા છે.[૨]

---

(નોંધ ૧ ચાલુ)

(૮) સર૰ હજરત મહમ્મદ પેગંબર સાહેબનું વચન. 'પોતાને માટે જેવી ઇચ્છા કરે તે જ પોતાના ભાઈને માટે ન ઇચ્છે ત્યાં સુધી તે સાચો માનવી નથી, સાચો મુસલમાન નથી.' ('એકલો જાને રે.' પૃ. ૧૩૧. પેગંબરસાહેબના વચનામૃતોના સંગ્રહમાં ૧૦મું વચન.)

(૯) સર૰ अर हौं कासो बैर करौं ?

कहत पुकारत प्रभु निज मुखते ।

'घट घट हौं बिहरौं " ॥ ध्रुव ॥

आपु समान सबै जग लेखौं ।

भक्तन अधिक डरौं ॥

श्री हरिदास कृपाते हरिकी ।

नित निर्भय बिचरौं ॥ १ ॥

'नित्यमनन,' પ૰ ૨; પૃ. ૧૮.

૨. દુનિયાદારીની દૃષ્ટિએ 'લોકો ઉપર પ્રભાવ પાડવા અને તેમની ચાહના જીતવા' માટે ઘણા ઉપયોગી પુસ્તક—*How to Win Friends and Influence People* (p. 84)માં તેના વિદ્વાન લેખક ડેલ કાર્નેગીએ લખેલો નીચેનો ફકરો, સર૰

It is as old as history. Zoroaster taught it to his fire-worshippers in Persia three thousand years ago. Confucius

આ સામ્યયોગની સાધના જેટલી સમજવી મળી તેટલી જ આચરવી કઠણ હોઈ ( અનાસક્ત કર્મ કરનાર ) જે યોગીઓ-એમના પ્રતિનિધિ તરીકે અર્જુને પ્રશ્ન કરેલા છે-પોતાના જીવનકાળ દરમ્યાન સમત્વસિદ્ધિ ન મેળવી શકે તેમને ' કલ્યાણમાર્ગે જનાર'ની કદી દુર્ગતિ થતી જ નથી '[3] અને બીજા જન્મ કે જન્મોમા એ પોતાનુ અધૂરું

(નોધ ૨ ચાલુ)

preached it in China twenty-four centuries ago Lao Tse, the founder of the Taoism, taught it to his disciples in the Valley of the Han Buddha preached it on the banks of the Holy Ganges five hundred years before Christ The sacred books of Hinduism taught it a thousand years before that, Jesus taught it among the stony hills of Judea nineteen centuries ago Jesus summed it up in one thought—probably the most important rule in the world " Do unto others as you would have others do unto you "

આ વિચાર ઇતિહાસના જેટલો પ્રાચીન છે ઝોરોસ્ટરે ત્રણ હજાર વર્ષ પહેલા તેમના અગ્નિપૂજકોને ઇરાનમા આ વિચાર શિખવાડ્યો હતો. કોન્ફ્યુશીયસે આનો ૨૪૦૦ વર્ષ પહેલા ચીનમા ઉપદેશ કર્યો હતો, તાઓ ઇઝમના સ્થાપક લાઓ-ત્સેએ હાનની ખીણમા આનો બોધ કર્યો હતો બુદ્ધે પવિત્ર ગગાકિનારે ખ્રિસ્તના ૫૦૦ વર્ષ પહેલા આનો ઉપદેશ કર્યો હતો હિંદુધર્મના પવિત્ર પુસ્તકોએ એનાથી પણ એક હજાર વર્ષ અગાઉ આ વિચાર પ્રબોધ્યો હતો જિસસે ૧૯૦૦ વર્ષ પહેલા જ્યુડીઆના ખડકો ઉપર આ ઉપદેશ કર્યો હતો જિસસે કદાચ વિશ્વના સર્વથી વધુ ઉપયોગી નિયમનો એક જ વિચારમા સક્ષેપ કર્યો હતો ' જે જે તમે ચાહો છો કે બીજા માણસ તમને કરે તે તે તમે પણ તેઓને કરો "

૩. જુઓ ૬-૨૮-૪૦ (ગીતા ૬-૪૦), ૬-૨૮-૪૧થી (ગીતા. ૬-૪૧ થી)

કાર્ય આગળ ચલાવીને સિદ્ધિ પ્રાપ્ત કરને જ એવું ઉદ્બોધન કરી હતાશ નહિ થવા જણાવ્યું છે. વળી સમત્વપ્રાપ્તિ અનેક જન્મે મળે છે એમ કહીને અધીર થવાની ના પાડીને છેવટે 'પણ જે મારામા મન પરોવીને મને શ્રદ્ધાપૂર્વક ભજે છે—સત્યમા, પરમાત્મામા, ઈશમા, સમત્વમા, વાસુદેવમા—તેને બધા યોગીઓમા હું સર્વશ્રેષ્ઠ યોગી માનું છુ '[૪] કહી સર્વશ્રેષ્ઠ સમત્વયોગ—સામ્યયોગ શ્રદ્ધા અને ભક્તિથી આચરવામા આવે તો સરળતાથી પ્રાપ્ત થાય છે એમ કહ્યુ છે.

૭૬. नान्य गुणेभ्य कर्तार यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च पर वेत्ति मद्भाव सोऽधिगच्छति ॥
६-२६-१९ (गीता. १४-१९)

દ્રષ્ટા (જ્ઞાની) જ્યારે ગુણો સિવાય બીજો કોઈ કર્તા નથી એમ જુએ છે અને જે ગુણોથી પર છે તેને જાણે છે ત્યારે તે મારા ભાવને પામે છે.[૧]

આ શ્લોક ગીતાના 'ગુણત્રયવિભાગયોગ'મા ભગવાને નિર્મમત્વ અને તેના વડે સમત્વ પ્રાપ્ત કરવાનો સાખ્યશાસ્ત્ર મુજબનો એક વિશેષ માર્ગ બતાવ્યો છે તેમાથી લીધો છે. જે સ્પષ્ટ રીતે સતત જોતો હોય કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો અર્થાત્ પ્રકૃતિ એ કર્તા છે, અને પોતે (અર્થાત્ આત્મા) કઈ કરતો નથી, તેવા મનુષ્યને

---

૪. ૬-૨૮-૪૭ (ગીતા ૬ ૪૭)

૧ 'ગુણોને કર્તા જોનારને અહભાવ હોય જ નહિ તેથી તેના કામ બધા સ્વાભાવિક હોય ને શરીરયાત્રા જોગા જ હોય, અને શરીરયાત્રા પરમાર્થને કારણે જ હોવાથી તેના કાર્યમાત્રમા નિરતર ત્યાગ અને વૈરાગ્ય હોવા જોઇએ આવો જ્ઞાની સહેજે ગુણોથી પર એવા નિર્ગુણ ઈશ્વરને કલ્પે ને ભજે ' ગાધીજી, 'અનાસક્તિયોગ' ૧૪-૧૯ ઉપરની નોધ

સ્વાભાવિક રીતે મમત્વ હોય નહિ ² એટલે સ્વાભાવિકપણે તેનું વર્તન જનક વિદેહી જેવું, પ્રાણીમાત્રના કલ્યાણ અર્થે હોય ³ આમ પ્રકૃતિથી પર એવું જે પરતત્વ પોતાનામાં વસી રહેલું છે, તેને જે જાણે છે એ 'મારા રૂપ—ભગવદ્રૂપ' થાય છે, એટલે કે તે પરતત્વ અને પોતે એક જ છે એમ સમજે છે આ વિચારને જુદી પ્રણાલિથી રજૂ કરીને આગળ ચાલતા સમજાવ્યું કે 'અધિષ્ઠાન, કર્તા જુદા જુદા સાધન, જુદી જુદી ક્રિયા અને પાંચમું દૈવ, દરેક કર્મના એ પાંચ કારણ છે આવી રીતે પાંચે કારણથી દરેક કાર્યની પ્રવૃત્તિ અને તેનું પરિણામ આવે છે, છતાં જડ અસંસ્કારી બુદ્ધિને લીધે જે પોતાને જ કર્તા માને છે, તે દુર્મતિ કંઈ સમજતો નથી '⁴ આ જ વિચાર 'શાંતિપર્વ' 'નારાયણીય'માં 'પુરુષ, પ્રકૃતિ, સ્વભાવ, કર્મ અને દૈવ એ કર્મના, પાંચે કારણોમાં સર્વત્ર હરિ જ રહેલો છે '⁵ એવી રીતે મૂકીને નિર્મમત્વ, અને નિરહંકારીપણાનો બોધ કરેલો છે

કહેવાનું તાત્પર્ય એ છે કે, મનુષ્ય જે કોઈ દૃષ્ટિથી જુએ તે દૃષ્ટિથી, (૧) તે કર્તા છે જ નહિ પણ સાક્ષીરૂપે વર્તનારો છે, (૨) તે કર્તા હોય તોપણ એનું કર્તૃત્વ અતિઅલ્પ અને બહારની તથા અંદરની પાંચ મુખ્ય બાબતોના પેટામાં રહેલી અસંખ્ય વસ્તુઓ ઉપર આધારિત છે એને સ્વતંત્ર કર્તૃત્વ કહેવા કરતાં પરાધીન કર્તૃત્વ કહેવું વધુ યોગ્ય થઈ પડે (૩) સ્વતંત્ર કર્તૃત્વ કહેવું હોય તો, જે આ પાંચે કારણોમાં અનુસ્યૂત રહેલું છે, એ બધાનો સરવાળો શક્તિ

૨. જુઓ ઉપર 'નિર્મમત્વ' વિષે શ્લોક ૬૭ પૃ ૨૧૫ થી

૩ જુઓ ઉપર શ્લોક ૭૦ પૃ ૨૨૨ થી

૪ ૬ ૪૦ ૧૩ થી ૧૬ (ગીતા ૧૮ ૧૩ થી ૧૬)

૫ ૧૨-૩૩૫ ૮૨, ૮૩ શ્લોક ૮૨ અને ૮૩ની વચ્ચે આવતું ગદ્ય ન ૮૯૪-ક ગીતા ૧૮-૧૪

તેની અંદર અને બહાર પણ રહેલું છે તે મહાયોગી, હરિ નારાયણ પ્રભુરૂપી (ચૈતન્ય) તત્ત્વ છે—જે સર્વના મનના વિચારોને જાણે છે પણ જેના વિચારને કોઈ જાણતું નથી, તેનું કર્તૃત્વ છે.[૬]

તેથી મનુષ્ય, મમત્વ અને અહંકાર જેટલા પ્રમાણમા રાખે છે, તેટલા પ્રમાણમા અણસમજુ અને દુર્બુદ્ધિવાળો છે. પોતાના કર્તૃત્વરૂપી–હું કરું છું તેની દુર્બુદ્ધિ જેણે છોડી દીધી છે, જે વિવેકપૂત સદ્બુદ્ધિવાળો થયો છે એવો નિરહંકારી, નમ્ર અને તત્ત્વનો નિશ્ચય કરનારો, કંઈ પણ કર્મથી લેપાતો નથી તે આ જગતને હણે તોય હણતો નથી[૭] અને બંધનમા પડતો નથી.'

આ ગુણાતીત, નિર્મમ, નમ્ર, સદ્બુદ્ધિવાળાને કયા આચારવિચારથી ઓળખી શકાય? એના જવાબમા ભગવાને આપેલું ગુણાતીતનુ વર્ણન, એ બ્રહ્મીભૂત, જ્ઞાની, ભક્ત, સમદર્શી અને સંયમીનું વર્ણન છે. ઉપર ટપકે જોતા જુદી લાગતી વિચારસરણી પકડીને આગળ વધતા ગમે તે શ્રેયાર્થીનો આખરી મુકામ તો એક જ છે. જુઓ 'ગુણાતીતનું', સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના કાર્યફલરૂપ પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ પ્રાપ્ત થાય તો તેનો દ્વેષ નથી કરતો કે ન પ્રાપ્ત થાય તો આકાંક્ષા નથી કરતો; ગુણોની ગમે તેવી પ્રવૃત્તિ ચાલે પણ એ તો અવિચળ અને સ્થિર

---

૬. पञ्चकारणसंख्यातो निष्ठा सर्वत्र वै हरिः ।
तत्त्वं जिज्ञासमानानां हेतुभिः सर्वतोमुखैः ॥ १२-३३५-८३.
तत्त्वमेको महायोगी हरिर्नारायणः प्रभुः ।
सब्रह्मकानां लोकानामृषीणां च महात्मनाम् ॥ ८४.
सांख्यानां योगिनां चापि यतीनामात्मवेदिनाम् ।
मनीषितं विजानाति केशवो न तु तस्य ते ॥ ८५.

૭. ગીતા. ૧૮-૧૭. જુઓ ઉપર શ્લોક ૧૭ નોંધ ૩ પૃ. ૨૧૬.

રહે છે, સુખદુઃખમાં સમાન બુદ્ધિ, સ્વસ્થ, માટીનું ઢેફું, પથ્થર અને સોનામાં, પ્રિય અને અપ્રિયમાં, નિંદા અને સ્તુતિમાં, માન અને અપમાનમાં, મિત્ર અને દુશ્મન પ્રત્યે સમાન બુદ્ધિવાળો, ધીર (ગુણો સર્વ કરે છે એમ સમજવાથી કામ્ય કર્મોનો) ઉદ્યોગ નથી કરતો.[૮]

છેવટે આ ગુણાતીતપણું સરળતાથી એકનિષ્ઠ ભક્તિયોગથી પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે. ભક્તિયોગ એટલે ભગવાનને જ બધું સમર્પણ કરીને, પોતે શૂન્યવત્ થઈને, કર્મ કર્યા કરવાં તે. કર્મ તો દેહીમાત્રને વળગેલાં જ છે, પણ જે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરે છે તે ગુણોને ટપી જાય છે, ગુણાતીત થાય છે, અને ઈશ્વર-ભાવને પામે છે પરમાત્મામાં શમી જાય છે

૮૦. क्षमारित्रां सत्यमयीं धर्मस्थैर्यवटाकराम् ।
त्यागवाताध्वगां शीघ्रां बुद्धिनावा नदीं तरेत् ॥[१]
१२-३१६-३९

૮૧. त्यज धर्ममधर्मं च उभे सत्यानृते त्यज ।
उभे सत्यानृते त्यक्त्वा येन त्यजसि तं त्यज ॥[२]
१२-३१६-४०

---

૮. ૬-૩૬-૨૨ થી ૨૭ (ગીતા ૧૪-૨૨ થી ૨૭)

૧. મ૦ ભા૦માં આ અગાઉનો શ્લોક વાંચો.

रूपकूलां मनःस्रोतां स्पर्शद्वीपां रसावहाम् ।
गन्धपङ्कां शब्दजलां स्वर्गमार्गदुरावहाम् ॥ १२-३१६-३८.

(આ સંસારરૂપી નદી) રૂપવિષયના કાંઠાવાળી, મન રૂપી પ્રવાહવાળી, સ્પર્શવિષયના બેટવાળી, રસવિષયના વહેણવાળી, ગંધવિષયના કીચડવાળી, શબ્દવિષયના જળવાળી, અને સ્વર્ગના માર્ગ પ્રત્યે મહાકષ્ટે વહેનારી છે

૨ = ૧૨-૩૧૮-૪૪, સર૦ ૧૨-૧૬૮-૪૩, ૨૬૮-૧૧

(હે શુકદેવ !) ક્ષમારૂપી હલેસાંવાળી, ધર્મમાં સ્થિરતારૂપી રાંઢવાંવાળી, ત્યાગરૂપી સઢવાળી, ઝડપી, સત્યમયી બુદ્ધિરૂપી નૌકાથી (આ સંસારરૂપી) નદીને તરી જવી.

તું ધર્મ અને અધર્મને છોડી દે, સત્ય અને અસત્ય બંનેનો ત્યાગ કર, (અને) સત્ય તથા અસત્ય બંનેનો ત્યાગ કર્યા પછી જેના વડે (આ બધું) ત્યજે છે તેનો (શુભ સંકલ્પ કરનાર બુદ્ધિનો) પણ ત્યાગ કર.

ઉપરામ પામતા પહેલા શુકદેવને દેવર્ષિ નારદે ઉપદેશ કર્યો હતો તેમાથી ઉપરના બને આજ્ઞાવચનો લીધા છે.[3] શરૂમા ભગવાન સનત્કુમારનો ઉલ્લેખ કરી વિદ્યા, સત્ય, ત્યાગથી સુખ અને આસક્તિથી દુઃખ થાય છે તે બતાવી કામ, ક્રોધ, મોહ, આસક્તિ અને પ્રમાદથી બચવાનુ જણાવી, સંયમપૂર્વક અપરિગ્રહી રહી અહિંસા પાળવાથી શ્રેયપ્રાપ્તિ થવાનુ દેવર્ષિએ કહ્યુ. પછી (શુકદેવને મિષે આખી માનવજાતને ઉદ્દેશીને) આસક્તિને લીધે દુખી દુખી થઈ રહેલા સંસારના દુખો વર્ણવતા, સંસારને નદીનુ રૂપક આપી તેમાથી તરવાની આજ્ઞા કરતા ઉપરના શ્લોકો કહ્યા. આગળ ચાલતા ધર્મ અને અધર્મ બંને કેવી રીતે ત્યજવા તે જણાવ્યુ. 'ધર્મને અસંકલ્પથી—કામનિકતા ગાળી નાખીને, અધર્મને અહિંસાથી, સત્ય અને અનૃતને બુદ્ધિથી અને પરમતત્ત્વના નિશ્ચય વડે બુદ્ધિનો ત્યાગ કર.'[4] ત્યારબાદ ચોવીસ તત્ત્વોવાળુ મળમૂત્રમાંસથી ભરેલુ રોગનુ નિવાસસ્થાન શરીર, તેની

---

૩. જુઓ ઉપર શ્લોક ૭૭, પૃ ૨૨૫.

૪. त्यज धर्ममसंकल्पादधर्मं चाप्यहिंसया ।
उभे सत्यानृते बुद्धया बुद्धिं परमनिश्चयात् ॥ १२-३१६-४१.

જુઓ ઉપર શ્લોક ૭૭ નોંધ ૧૦, પૃ. ૨૫૬

નાશવંત અવસ્થા, પચીસમું પુરુષ તત્ત્વ, વ્યક્ત અને અવ્યક્તની વ્યાખ્યા, સંયમી અને સર્વત્ર આત્માને જ જોનાર દેહધારીની પરિતૃપ્તિ અને નાશ નહિ પામનારી પરાત્પરનું દર્શન કરનારી જ્ઞાનશક્તિ (વાળો સંયમી), જનસમાજમાં રહેવા છતાં પણ મોહ કે અશુભથી લેપાતો નથી એ વર્ણવી તીર્થવિત્ ભગવાને[5] કહેલો કર્મનો નિયમ ઉપદેશ્યો, પછી શોક, ભય અને દુઃખનો નાશ કરવાના ઉપાય કહી[6] નિંદા-સ્તુતિની આસક્તિનો ત્યાગ કરી અત્યંત વિનમ્રતાથી વિચરવાથી, અધ્યાત્મમાં જ પ્રેમ રાખવાથી, નિરપેક્ષ, નિર્મમ અને કેવળ આત્માની જ સહાયથી (પરમાત્માની સહાયથી) વિચરનાર સુખી થાય છે એમ જણાવ્યું. આગળ ચાલતાં અવિવેકી બુદ્ધિથી જેને સુખમાં દુઃખનો ભાસ, અને દુઃખમાં સુખનો ભાસ થાય છે તેનું પ્રજ્ઞા, સુનીતિ કે પુરુષાર્થ કંઈ રક્ષણ કરી શકતાં નથી એમ ચોખ્ખું જણાવી, પોતાના વહાલા આત્માનો જન્મ, મરણ અને રોગથી ઉદ્ધાર કરવા પ્રબળ પ્રયત્નશીલ થઈ મોહજાળમાં ફસાયા વિના દુષ્ટરહિત સ્થાનની પ્રાપ્તિ કરવા મહેનત કરવાનું કહ્યું અને છેવટે स्वजधर्ममधर्मं° એ શ્લોક ફરીથી સંભળાવીને દેવર્ષિએ પ્રવચનની પૂર્ણાહુતિ કરી[7]

---

૫ (૧) તીર્થવિત્ = મોક્ષોપાયવિત્ (નીલકંઠ), સકલશાસ્ત્રાર્થવિત્ (વિદ્યાસાગર)

(૨ અ) અગાઉ ઉપદેશના આરંભે ૧૨-૩૧૬-૫માં સનત્કુમારનો ઉલ્લેખ છે તેથી તીર્થવિત્ ભગવાન સનત્કુમાર એમ અર્થ લઈ શકાય, (૨ બ) કર્મનો નિયમ નિરૂપી કર્મચક્રમાંથી છૂટવાનો અનુરોધ કરી નવાં કર્મબંધોને સંયમ અને તપથી દૂર કરવાનો ઉપદેશ છે તેથી તીર્થવિત્ ભગવાન એટલે જૈન તીર્થંકર ભગવાનનો ઉલ્લેખ હોવાનો વિશેષ સંભવ છે

૧૨-૩૧૬-૫૩ થી ૫૯, જુઓ નીચે 'કર્મ' (પ્રક૦ ૮) શ્લોક ૧૧૦

૬ જુઓ 'સુખદુઃખ' (પ્રક૦ ૧૨) શ્લોક ૧૨૭

૭ ૧૨ ૩૧૮-૪૪

પરમબુદ્ધિમાન શુકદેવે આ પ્રવચનનો ધૈર્યપૂર્વક વિચાર કરી યોગથી દેહસબધ છોડીને અક્ષીણ એવા સૂર્યમાર્ગ—દેવયાનમાર્ગમા સ્થિતિ કરવાનો નિશ્ચય કર્યો પછી નારદની અનુજ્ઞા લઈને શુકદેવ શિષ્ટાચાર માટે પિતા વ્યાસ પાસે આવ્યા પિતાને પ્રણામ અને પ્રદક્ષિણા કરીને પરમગતિ પામવાની આજ્ઞા માગી (જ્ઞાની છતાય પુત્રસ્નેહમા રક્ત) મહાત્મા ઋષિએ 'હે પુત્ર ! તને જોઈને મારી આખો પ્રસન્ન કરી લઉ ત્યા સુધી ઊભો રહે,' એમ કહ્યુ. પણ શુકદેવ તો શિષ્ટાચાર અને વિનયથી આવ્યા હતા તે તો નિરપેક્ષ, નિસ્નેહ અને મુક્ત-બધન થયા હતા, અને મનમા મોક્ષગતિનો જ વિચાર કરેલો હતો. તેથી પિતાને છોડીને—પિતાની અનુચિત જણાયેલી આજ્ઞાનુ ઉલ્લઘન કરીને—ચાલી નીકળ્યા ૮

એમણે નારદે છેવટે આજ્ઞા કરી હતી એ પ્રમાણે ધર્મ, અધર્મ, (સાપેક્ષ) સત્ય, અસત્ય અને બુદ્ધિસત્ત્વ, એ બધાંનો ત્યાગ કરીને એ બધાથી પર જે તત્ શબ્દથી ઉલ્લેખાતુ નિત્ય, નિર્ગુણ, ચિહ્નરહિત બ્રહ્મતત્ત્વ છે તેમા પ્રવેશ કર્યો ૯

---

૮. જુઓ મહત્ત્વનો કથા ભાગ ઉપર શ્લોક ૭ના ઉદ્ઘાટનમા નોધ ૮થી

૯. (૧) જુઓ ઉપર 'ઉપક્રમ' (પ્રક૦ ૧), શ્લોક ૨, ૩, પૃ. ૫, 'ભગવાન સત્, અસત્ અને એ બન્નેથી પર છે '

(૨) જુઓ ૧૪-૨૪-૧૨ થી ૨૦ 'નારદ-દેવમત સવાદ ' એમા જેનુ રૂપ-આનદરૂપ છે એ 'ઉદાન' સજ્ઞાવાળુ પરમબ્રહ્મ (સર૰ બૌદ્ધ સાહિત્યમા 'ઉદાન'નો અર્થ 'આનદ' કે 'અતરનો આનદ' થાય છે MWDP. 184 ત્રિપિટકોમા, 'સુત્તપિટક'મા 'ખુદ્દનિકાય'ના ૩૪ પેટાવિભાગનુ નામ 'ઉદાન' છે બીજો પેટાવિભાગ એટલે 'ધમ્મપદ' બુ ચ પૃ ૨૮૧) કેવી રીતે દ્વદ્વાતીત છે એ નારદે કહ્યુ છે '-અહોરાત્રરૂપ (અર્થાત્ વિદ્યા-અવિદ્યા કે સુષુપ્તિ-જાગૃતાવસ્થા કે ઉત્પત્તિ-પ્રલય નીલકઠ) દ્વદ્વની વચ્ચે દૃતારાન-

८२. क्षीणे च पुण्ये विगते च पापे
ततोनिमित्ते च फले विनष्टे ।
अलेपमाकाशमलिङ्गमेव-
मास्थाय पश्यन्ति महद्ध्यसक्ताः ॥[१] १२-२१२-४६

८३. यथोर्णनाभिः परिवर्तमान-
स्तन्तुक्षये तिष्ठति पात्यमानः ।
तथा विमुक्तः प्रजहाति दुःखं
विध्वंसते लोष्ट इवाद्रिमर्च्छन् ॥[२] १२-२१२-४७

---

(નોંધ ૯ ચાલુ)

શુદ્ધ બ્રહ્મ છે. (સાપેક્ષ) સત્ય અર્થાત્ કાર્ય અને અસત્ય અર્થાત્ કારણ એ દ્વંદ્વની વચ્ચે હુતાશન છે. જેનાથી કર્મવિસ્તાર થાય છે એ (સંકલ્પરૂપી) ધ્યાન અને સમાનથી, જેનું સમતા લક્ષણ છે એ (બ્રહ્મ) શબ્દ છે. શાન્તિ માટે આ બન્નેની એકતા સમજવી જોઈએ, કારણ કે શાન્તિ એટલે સનાતન બ્રહ્મ, ઉદાનના આ શ્રેષ્ઠ રૂપને બ્રાહ્મણો જાણે છે.'

(૩) સર૦ બૃહ. ઉ. ૩-૭-૩ થી. 'બૃહદારણ્યક'ના આ 'અન્તર્યામી બ્રાહ્મણ'માં વિગતે સર્વ તત્ત્વોમાં રહેલો છતાં તેનાથી અલગ, સર્વને જાણનારો, પણ કોઈ તેને નહિ જાણનાર એવા નિયામક (અન્તર્યામી) આત્માનું વર્ણન છે.

१. સર૦ बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
६-२४-५० (ગીતા. ૨-૫૦)

૨. (૧) આ શ્લોકમાં દર્શાવેલા વિચારના પૂરક જેવી ધમ્મપદની ૩૪૭મી ગાથા સરખાવો: 'પોતાની કરેલી જાળમાં કરોળિયો પડે છે એમ જે રાગાસક્તો વહેણમાં પડે છે, અને પણ છેદીને, સર્વ દુઃખને છાંડીને અપેક્ષા વિનાના લોકો ચાલી નાકળે છે.'

(૨) કરોળિયો 'નિર્લેપ' છે એવી ઉપમા પણ આપેલી છે. ૧૨ ૧૮૭-૪૮.

(૩) સર૦ 'મુક્તિ' વિષે ગાંધીજીના વિચારો. 'નિત્યમનન', પૃ. ૩૩ થી ૩૬.

૮૪. यथा रुरः शृङ्गमथो पुराणं
हित्वा त्वचं वाप्युरगो यथावत् ।[1]
विहाय गच्छत्यनवेक्षमाण-
स्तथा विमुक्तो विजहाति दुःखम् ॥ १२-२१२-४८

૮૫. द्रुमं यथा वाप्युदके पतन्त-
मुत्सृज्य पक्षी प्रपतत्यसक्तः ।
तथा ह्यसौ सुखदुःखे विहाय
मुक्तः परार्ध्यां गतिमेत्यलिङ्गः ॥ १२-२१२-४९

(સમત્વ પ્રાપ્ત કરી ચૂકેલા આત્મવિદ્દનાં) પુણ્ય જ્યારે ક્ષીણ થાય છે અને પાપ દૂર થાય છે, અને (પુણ્યપાપનાં) નિમિત્તથી થતાં ફળનો નાશ થાય છે, ત્યારે નિર્લેપ આકાશ જેવો તે સંગરહિત અને (સંપ્રદાયના) ચિહ્નરહિત મનુષ્ય[4] મહત્‌ને—બ્રહ્મને જુએ છે.

જેવી રીતે (તાંતણા ઉપર) ફરતો કરોળિયો તાંતણાનો નાશ થતા પડીને સ્થિર થાય છે, તેવી રીતે વિમુક્ત પુરુષ પણ, જેમ માટીનું ઢેફું ખડક સાથે અથડાઈને ભાંગી જાય છે તેમ, પોતાનાં દુઃખથી મુક્ત થાય છે.

---

૩. (૧) સર° બૃહ. ઉ. ૪-૪-૭, મ૦ ભા૦ ૫-૩૨-૧૪, ૪૦-૨

(૨) સર° 'સુત્તનિપાત'નું પહેલું સુત્ત 'ઉરગસુત્ત'. સમત્વ સિદ્ધ કરેલા ભિક્ષુ 'સાપ જેમ જીર્ણ થયેલી અને જૂની કાચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે' એ ધ્રુવપદથી દરેક ગાથાના અંતે વર્ણન કર્યું છે.

૪. અલિઙ્ગ = અહંકાર અને મમકારરૂપી લિઙ્ગરહિત આત્માને (મનુષ્ય) જુએ છે. (પરમાનંદ), લિઙ્ગદેહ વિનાનો (વાદિરાજતીર્થ), જુઓ નીચે નોંધ ૫ અને ૧૧.

જેવી રીતે રુરુમૃગ પોતાનાં જીર્ણ શિંગડાં યથાવત્ મૂકીને અને સર્પ પોતાની કાંચળી યથાવત્ ઉતારીને કોઈ ન જાણે તેમ ચાલ્યો જાય છે તેવી રીતે મુક્ત પુરુષ પણ દુઃખોનો ત્યાગ કરે છે.

જળમાં તૂટી પડતા વૃક્ષ ઉપરનું પક્ષી તે ઉપર આસક્તિ નહિ રાખતાં જેમ ઊડી જાય છે, તેમ મુક્ત પુરુષ પણ (વર્ણ, આશ્રમ કે સંપ્રદાયના)[૫] ચિહ્ન વિનાનો થઈને તથા સુખ-દુઃખનો ત્યાગ કરીને પરમગતિને પામે છે.

જનદેવ જનક અને સાંખ્યાચાર્ય પંચશિખના સાંખ્યમત અનુસારના જ્ઞાનસંવાદના[૬] ઉપસંહારમાં મોક્ષના તત્ત્વને જાણનારો પુરુષ, સર્વ આસક્તિનો ત્યાગ કરીને બ્રહ્મભાવને પામે છે તેનું ઉપરના શ્લોકોથી ઉપમાઓ આપીને વર્ણન કર્યું છે.[૭]

એ સંવાદની શરૂઆતમાં એકસો ધર્માચાર્યોને ઘરમાં રાખીને જ્ઞાનશ્રવણ કરતા જનદેવ જનકને, આચાર્ય પંચશિખે મનનું સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા ઇચ્છતા જિજ્ઞાસુઓ જુદા જુદા મતોમાં દર્શાવેલી દાર્શનિક બાબતોથી ગૂંચવાડામાં પડીને 'આમ હશે કે આમ નહિ હોય' એવા તર્કવિતર્કો કરીને કંઈ પ્રાપ્ત કરતા નથી. અને કાં તો ઝાડની જેમ

૫. અથવા '(પરબ્રહ્મની જેમ) ચિહ્ન વિનાનો થઈને' એવો અર્થ પણ થઈ શકે. સર૦ ૧૨-૩૨૦-૩.

૬. શાંતિ અ. ૨૧૧, ૨૧૨. જુઓ ઉપર શ્લોક ૭૦, પૃ. ૨૩૭, ૨૩૮.

૭. કુલ છ શ્લોકો છે (૧૨-૨૧૨-૪૩થી ૪૮) તે પૈકી ચાર ઉદ્ધૃત કર્યા છે.

સર૦ તાર્ક્ષ્ય અરિષ્ટનેમિએ સગરને મુક્તનાં લક્ષણ કહ્યાં તે. ૧૨-૨૭૭-૨૬ થી ૪૫.

જીર્ણ અર્થાત્ જડ થઈ જાય છે, અથવા હાથીને માવત જે બાજુ દોડાવે તેમ દોડે છે, એમ (પોતાના સાંપ્રદાયિક) આગમ પ્રમાણે ખેંચાયા કરે છે, (વિવેકબુદ્ધિનો ઉપયોગ કર્યા વિના ગુરુ કે શાસ્ત્ર કહે તે જ ખરું એમ આગ્રહપૂર્વક માનીને પરવશપણે કાર્ય કરે છે) અને દુઃખી થાય છે વગેરે સમજાવ્યું.

પછી જનકે દર્શનશાસ્ત્રોની ખામીઓના આધારે 'બધુ ઉચ્છેદનિષ્ઠ છે એવુ લાગે છે તો જ્ઞાન કે અજ્ઞાન, પ્રમાદ કે અપ્રમાદ એ બધુ સરખું જ છે' એમ આક્ષેપ કરી મોક્ષના રૂપ વિષે પ્રશ્ન કર્યો. કવિ પંચશિખે એને શાંત પાડતા 'મોક્ષ માટેના કર્મ એ ઉચ્છેદનિષ્ઠ—આત્મનાશરૂપ નથી, કે ભાવનિષ્ઠ—અમુક સ્વરૂપ છે એવું—પણ નથી. એકબીજાથી ભિન્ન છતા અન્યોન્યાશ્રયથી કાર્ય કરતો પંચભૂત, ઇન્દ્રિયો, તેના વિષયો, ચેતના, મન, ત્રણ પ્રકારની વેદનાવૃત્તિ—જ્ઞાનવૃત્તિ, સુખ-દુઃખમિશ્ર, સુખ અને દુઃખ—એ બધો ગુણસમુદાય કે જેનાથી મનુષ્યને તમામ (વ્યાવહારિક અને/અથવા કર્મકાંડી) કર્મો અને સર્વતત્ત્વાર્થનો નિશ્ચય થાય છે, તેને જે મનુષ્ય આત્મભાવે જુએ છે તે એવા અસમ્યગ્-દર્શનને લીધે પોતાના અનંત દુઃખનુ શમન કરી શકતો નથી. પણ જે એ ગુણસમુદાયને અનાત્મ છે એમ ઓળખીને 'હુ' અને 'મારુ' એમ કરતો નથી તેની દુઃખપર પગ કયા આધારે ટકી રહે?' ત્યારબાદ 'અહંતા' તથા 'મમતા'માથી અને એ રીતે દુઃખમાથી છોડાવનાર 'સમ્યગ્દર્શન' નામનુ ત્યાગશાસ્ત્ર પંચશિખે કહી સંભળાવ્યુ. 'સર્વ કર્મોનો ત્યાગ કરવો' એમ જણાવ્યુ છે, પણ જેઓ મિથ્યાવિનીત છે૮

૮. જુઓ ઈશ ૧, ૨, ગીતા ૧૮-૧૧ न हि देहभृता शक्य त्यक्तुं कर्माण्यशेषत । જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪ની નોધ ૧૯, પૃ. ૪૩. તેથી મિથ્યાવિનીત=કર્મનો ત્યાગ કરવો એટલે કર્મફળમા રહેલી આસક્તિનો ત્યાગ કરવો એમ સમજ્યા વિના, આળસુ બનનાર.

તેઓને તો એ ત્યાગ દુ:ખાવહ થાય છે (બધાં શાસ્ત્રોમાં ઉપદેશેલ) કર્મકાંડો, વ્રતો, તપ અને યોગ, તથા સર્વત્યાગ એ અનુક્રમે દ્રવ્યત્યાગ, ભોગત્યાગ, (વિલાસી) સુખત્યાગ અને સમન્વપ્રાપ્તિ અર્થે છે.૯... અધ્યાત્મચિંતકો કહે છે કે ઇન્દ્રિયો, મહાભૂતો વગેરે સમુદાય ક્ષેત્ર કહેવાય છે અને મનમાં જે 'ભાવ' છે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે૧૦ આમ સર્વ પ્રાણીઓ સ્વભાવ પ્રમાણે જ વર્તન કરે છે, એમાં ઉચ્છેદ કેવો અને શાશ્વત શું? જેવી રીતે નદીઓ સમુદ્રમાં મળી ગયા પછી પોતાના નામરૂપને છોડી દે છે અને પોતાના નામરૂપને ફરીથી પ્રાપ્ત કરતી નથી એવી રીતે સત્ત્વસંક્ષય (પંચભૂતાદિથી બુદ્ધિ સુધીનાં તત્ત્વોનું મૂલતત્ત્વમાં અયુગપદ્‌ભાવ—ઉપગમ) થાય છે. આની રીતે પોતાના વ્યક્તિત્વનું પ્રવિલોપન કરનારને મૃત્યુ પછી, ફરીથી (નામરૂપની) સંજ્ઞા કેવી રીતે પ્રાપ્ત થાય? એમ અપ્રમત્ત રહીને આત્માની ખોજ કરતો મોક્ષપરાયણ બુદ્ધિવાળો મનુષ્ય, જેમ જળથી સીંચાયેલું કમલપત્ર ભીંજાતું નથી એમ અનિષ્ટ એવા (સારાખોટા) કર્મફળોથી લેપાતો નથી જ્યારે આવો આત્મશોધક પ્રજાનિમિત્તના અને દેવનિમિત્તના (આ લોક અને પરલોકના લાભ માટે કરાતા કામનિક કર્મોના) દૃઢ પાશોથી મુક્ત થાય છે, તથા સુખ અને દુઃખ બંનેને

---

૯ द्रव्यत्यागे तु कर्माणि भोगत्यागे व्रतान्यपि ।
सुखत्यागे तपोयोग सर्वत्यागे समापना ॥ १२-२१२-१८.

એમાંના 'સમાપના' પદના અર્થ ટીકાકારોએ આ પ્રમાણે નોંધ્યા છે શરીર છૂટતાં સંસારની સમાપ્તિ (અર્જુનમિશ્ર), ત્યાગની સમાપ્તિ (અર્થાત્ અનાસક્તિની પરાકાષ્ઠા) (નીલકંઠ), સંસારનિવૃત્તિ (વિદ્યાસાગર), સમ્યગ્ આપના અર્થાત્ ભગવત્પ્રાપ્તિ થાય છે (વાદિરાજતીર્થ)

૧૦. ૧૨-૨૧૨-૪૦, ભાવ-અભાવથી જુદો આત્મા તરીકે કહેવાતો ભાવ. (અર્જુનમિશ્ર), ઇન્દ્રિયોને જે તે વિષયોમાં પ્રવર્તાવનાર સ્વપરપ્રકાશ આત્મા (પરમાનંદ), સર્વ દેહવ્યાપારનો સાક્ષી (વાદિરાજતીર્થ)

ત્યાગ કરે છે ત્યારે તે મુક્ત થઈને અલિંગ—ચિહ્નહિન[૧૧] પરમ ગતિને પામે છે એ શ્રુતિ અને આગમપ્રમાણોથી, મંગળ સાધનોની[૧૨] મદદથી જન્મ અને મૃત્યુના ભયનો ત્યાગ કરીને નિર્ગતે ઊંધી જાય છે,[૧૩] ઇત્યાદિ પંચશિખે કહેલું આ અમૃતપદ સાંભળ્યા પછી, બધી વસ્તુઓનો વિચાર કરીને નિશ્ચિતાર્થ થયેલો જનક પરમસુખી અને વીતશોક થઈને વિહાર કરવા લાગ્યો એની બુદ્ધિ અનાસક્ત થઈ.[૧૪]

મુક્ત પુરુષના આ વર્ણન સાથે શ્રી અરવિંદનો 'મુક્ત' વિષેનો વિચાર સરખાવવા જેવો છે 'મુક્ત માનવીને અંગત સ્વાર્થ હોતા નથી, તે વસ્તુઓને પોતાની મિલકત ગણતો નથી તે કોઈ વસ્તુની લાલચ કરતો નથી, કોઈની ઈર્ષ્યા કરતો નથી, પણ દિવ્ય ચેતના જે કંઈ અર્પે છે તેને એ આવકારે છે, જે કંઈ એની પાસે આવે છે તેના પ્રત્યે આસક્તિ રાખ્યા વિના કે તેનો તિરસ્કાર કર્યા વિના એ તેનો સ્વીકાર કરે છે, જે કંઈ એની પાસેથી ચાલ્યું જાય છે તેને એ શોક, પશ્ચાતાપ કે ખોટની લાગણી કર્યા વિના, જગતની તોફાની ઘરમાળમાં જવા દે છે એનું હૃદય અને આત્મા સંપૂર્ણ સંયમિત

૧૧. અલિંગ પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇન્દ્રિયાત્મક લિંગશરીર વિનાનો (નીલકંઠ), લિંગ શરીરના અભિમાનનો ત્યાગ કરીને (પરમાનંદ), જુઓ ઉપર ૧૨ ૨૧૨-૪૬ અને ૪૯નો અનુવાદ

૧૨. મઙ્ગૈ મંગળ સાધનોથી–યજ્ઞેશ, અચ્યુત, ગોવિન્દ, માધવ, અનન્ત, કેશવ વ ભગવન્નામોના કીર્તનથી (અર્જુનમિશ્ર, પરમાનંદ), શમ વગેરે મંગળ સાધનો (નીલકંઠ), નિગમો (વિદ્યાસાગર)

૧૩. ૧૨-૨૧૨ ૪૪, ૪૫, આખું 'સત્યજૈમન' શાસ્ત્ર જુઓ ૧૨-૨૧૨-૧૬ થી ૫૨, અહીંથી પછીના ચાર શ્લોકો ઉપર ૮૨ થી ૮૫ સુધીના ક્રમાંકે મૂકેલા છે

૧૪. ૧૨-૨૧-૨૫૦, જુઓ ઉપર શ્લોક ૭૦ની નોંધ, ૪૦, પૃ ૨૩૭, ૨૩૮.

હોય છે. તેઓ (એનાં હૃદય અને આત્મા) પ્રત્યાઘાત અને કામ-નિષ્ઠાથી મુક્ત હોય છે; બાહ્ય વસ્તુઓના સ્પર્શથી એમનામાં ક્ષુબ્ધ પ્રતિક્રિયા થતી નથી.'[૧૫]

આવી વિમુક્તાવસ્થા પ્રાપ્ત કર્યા પછી પણ માણસે જ્યાં સુધી દેહયાત્રા ચાલે ત્યાં સુધી લોકસંગ્રહાર્થે-વિમુક્તાવસ્થા પહેલાં આત્મ-શુદ્ધિ માટે અને પછી લોકસંગ્રહાર્થે-કર્મ કર્યે જવાં જોઈએ; એ મહાભાગવતકારનો નિશ્ચિત મત છે.

८६. यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥[१]
६-३८-२३ (गीता. १६-२३)

જે પુરુષ શાસ્ત્રવિધિ[૨] છોડીને સ્વચ્છંદીપણે વર્તે છે, તે

---

૧૫. 'The Liberated man has no personal hopes; he does not seize on things as his personal possessions; he receives what the divine Will brings him, covets nothing, is jealous of none; what comes to him he takes without repulsion and without attachment; what goes from him he allows to depart into the whirl of things without repining or grief or sense of loss. His heart and self are under perfect control : they are free from reaction and passion, they make no turbulent response to the touches of outward things' ('Shri Aurobindo came to me' P. 179. Shri Aurobindo's message is quoted in the book).

૧. આ પછીનો શ્લોક વાંચો 'તેથી શું કરવું અને શું ન કરવું એનો નિર્ણય કરવામાં તારે શાસ્ત્રને પ્રમાણ માનવું. શાસ્ત્રવિધિ શું છે તે સમજીને તારે અહીં કર્મ કરવું જોઈએ.' ૬-૩૮-૨૪ (ગીતા. ૧૬-૨૪).

૨. શાસ્ત્રવિધિનો અર્થ, ધર્મને નામે મનાતા ગ્રંથોમાં કહેલી અનેક ક્રિયાઓ નહિ પણ અનુભવજ્ઞાનવાળા સત્પુરુષોએ ખેડેલો સંયમમાર્ગ. 'અનાસક્તિયોગ' ૧૬-૨૩ ઉપર ગાંધીજીની નોંધ.

નથી સિદ્ધિ મેળવતો, નથી સુખ મેળવતો કે નથી પરમ ગતિ મેળવતો.

'દૈવાસુર-સંપદ્‌વિભાગયોગ'માં ભગવાને પ્રથમ દૈવી વૃત્તિઓ ગણાવી—ફક્ત ગણાવી જ કારણ તેનું વિસ્તારથી ગીતામાં વર્ણન છે—પછી આસુરિવૃત્તિઓનું વિસ્તારથી વર્ણન કરતાં આસુરિવૃત્તિઓ કયી કયી રીતે વ્યક્ત થાય છે, એ વ્યક્ત થવાનાં ત્રણ રસ્તા—કામ, ક્રોધ અને લોભનો ત્યાગ કરવાનું કહી પછી આસુરિવૃત્તિઓના સપાટામાંથી બચવા માટે શાસ્ત્ર અનુસાર વર્તવાનો ઉપરના શ્લોકથી અનુરોધ કર્યો. કારણ કે શાસ્ત્ર પ્રમાણે વર્તવાથી આસુરિવૃત્તિઓના આકારો ઓળખી શકાય, કાબુમાં રાખી શકાય, અને અંતે નિર્મૂળ કરી શકાય

અગાઉના શ્લોકો અને તેના ઉદ્‌ઘાટનમાં અહંતામમતારહિત, સમદર્શી, આત્મૌપમ્યથી વર્તનાર, અને મુક્ત પુરુષોના લક્ષણો વિષે આવ્યું એ છતાં એ લક્ષણો વાંચવા કે વિચારવા માત્રથી કંઈ કાર્યસિદ્ધિ થતી નથી. આ જીવન જટિલ છે. સામાન્ય આપત્તિઓ તો હોય જ. પણ શું કર્તવ્ય છે કે શું અકર્તવ્ય છે એ નક્કી કરવું વિષમ થઈ પડે એવા કટોકટીના પ્રસંગોએ, આ સમદર્શીપણું કે આત્મૌપમ્ય જે રીતે સચવાય તેને અનુરૂપ વર્તન કરવામાં આવે તે શાસ્ત્રવિધિ.

પણ એવું વર્તન કેવી રીતે થાય? કારણ ધર્મની ગતિ તો સૂક્ષ્મ, અને પાત્રવિનાની ઘણી શાખાઓવાળી છે [૩] મહાત્મા પુરુષો પણ કોઈ કોઈ વખત અણીના સમયે નિષ્ફળ જતા મૂલવાયા છે મહાભારતમાં

---

૩. सूक्ष्मा गतिर्हि धर्मस्य बहुशाखा ह्यनन्तिका । ૩–૨૦૦–૨;

સર° ૧–૧૮૭–૨૮, ૨–૩૪–૩, ૨–૬૦–૪૦, ૨–૬૨–૧૪ થી ૧૬, ૧૨–૨૫૪–૩૬

બતાવ્યું છે એમ દ્રૌપદીવસ્ત્રાહરણ પ્રસંગે[४] ભીષ્મ અને દ્રોણ જેવા માન્ય વિદ્વાન અને મોભાદાર પુરુષો શલ્ય થઈને બેની રહ્યા ત્યારે વિકર્ણ જેવા એક તેજસ્વી યુવાને નીતિ, ધર્મ અને સત્યને અનુસરીને નિર્ભય વાત ઉચ્ચારી[૫] 'પુરુષ અર્થનો દાસ છે અને અર્થ કોઈનોય દાસ નથી' એમ કહેતા ભીષ્મ, દ્રોણ, કૃપ અને શલ્ય, 'સેવા તો શ્વાનવૃત્તિ જેવી છે'[૬] એ સ્મૃતિની ઉક્તિ સમજવા છતા શા માટે દુર્યોધનની સેવા નહોતા મૂકી દેતા? ચારે બાજુથી ભીંસમા આવેલા સત્યવાદી ધર્મરાજ શાથી લાચારીપૂર્વક સત્યાભાસી શબ્દો બોલ્યા[૭] આવા સખ્યાબંધ ઉદાહરણો મ૦ ભા૦મા અને આજે ય દરના જીવનમા ક્યા નથી અનુભવાતા? તેથી આટીઘૂટીઓમા પણ પોતાને યોગ્ય માર્ગે દોરી જનાર શાસ્ત્રવિધિ—અનુભવસિદ્ધ યુક્તિ—અનાસક્ત રહીને કાર્ય કરવાના 'કર્મયોગશાસ્ત્ર'નો ભગવાન શ્રીકૃષ્ણે, ઋષિ વ્યાસે પ્રબોધ કર્યો

લગભગ સર્વનાશના અંતે શોક, દુખ અને તમસૂથી બેભાન જેવા થયેલા અને પશ્ચાતાપ કરતા ધૃતરાષ્ટ્રને[૮] સંજયે કહ્યુ, 'હે ભારત! જેઓની બુદ્ધિ શાસ્ત્રાનુસારિણી છે તેઓ મોહ પામતા નથી[૯] હે નરાધિપ! આપના નિગ્રહ અને અનુગ્રહ બંને જાણીતા છે પુરુષાર્થને

---

૪. સભા અ ૬૦, ૬૧ ૫

૫. પ્રસંગ માટે જુઓ નીચે 'વ્યસન' (પ્રક૦ ૧૧) શ્લોક ૧૨૦, ૧૨૧

૬. सेवा श्ववृत्तिराख्याता । मनु ४–६

૭. પ્રસંગ માટે જુઓ ઉપર 'સત્ય' (પ્રક૦ ૩) શ્લોક ૪૯, ૫ ૧૧૫થી

૮. ૧–૧–૧૦૧ થી

૯. येषां शास्त्रानुगा बुद्धिर्न ते मुह्यन्ति भारत ।
૧–૧–૧૮૪ અને આગળ

માટે આટલી બધી (એમના ઘોર અન્યાયોમાં ટેકો આપવા જેટલી) અનુવૃત્તિ—અનુસરણ—સાંભળવામાં આવી નથી. હશે, થયું તે થયું. હવે તમારે શોક કરવો નહિ... ઇ.' આમ કહી લોભવશ ચિત્તથી કરેલાં કાર્ય કેવા પ્રલયકારી ખાડામાં ફેંકી દે છે એ વ્યક્ત કર્યું છે.

આ 'કર્મયોગશાસ્ત્ર' અનાસક્ત રહીને કર્મ કરવાના શાસ્ત્રવિધિને છોડીને, કોઈ સાધક કેવળ શ્રદ્ધાથી જ (પરમાત્માનુ) યજન કરે તો? કેવળ શ્રદ્ધામાં મોટા ભયસ્થાન રહેલાં છે. તેથી શ્રીકૃષ્ણે 'શ્રદ્ધાત્રય-વિભાગયોગ'[૧૦]મા સાત્ત્વિકી શ્રદ્ધા અને ઈશ્વરાર્પણ કર્મ—અનાસક્ત કર્મનો વિનિયોગ કરી બધાં કર્મો અનાસક્તિથી અને શ્રદ્ધાપૂર્વક કરવાનું ભારપૂર્વક વિધાન કરી, '(કર્મયોગ) શાસ્ત્રવિધિ'નો પુરસ્કાર કર્યો છે.

૮૭. इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥[१]
૬–૪૦–૬૩ (गीता १८–६३)

---

૧૦. ભીષ્મ અ. ૩૯ (ગીતા. અ. ૧૭).

૧. (૧) ક=૧–૨૨૪–૧૫ ક; ૫–૧૨૩–૧૭ ક; સર° ૧–૬૮–૧૯ ક; यथेच्छसि तथा कुरु, 'તને જેમ ઠીક લાગે તેમ કર', એ સામાન્ય કહેવત જેવું વાક્ય છે. જુઓ (૧) બ્રાહ્મણ મંદપાલ ખાંડવદાહ પ્રસંગે, ખાંડવવનમાં ફસાયેલા પોતાની પ્રથમ (પક્ષીયોનિવાળી) પત્ની જરિતાથી થયેલા ચાર પુત્રો પ્રત્યેના પ્રેમથી, એમને મળવા જવા તૈયાર થયો, ત્યારે દ્વિતીય (માનવ-યોનિવાળી) પત્ની લપિતાએ ઈર્ષ્યાથી મેણા માર્યાં. એટલે મંદપાલ તેને જવાબ આપતા અંતમા આ વાક્ય (૧–૨૨૪–૧૫) કહીને ખાંડવવનમાં ગયો. મનુ. ૯–૨૩મા "અધમ યોનિમા જન્મેલી અક્ષમાલા વસિષ્ઠ સાથે અને શારંગી (જરિતા) મંદપાલ સાથે જોડાવાથી (પરણવાથી) પૂજ્યપણાને પામી હતી.' એવો ઉલ્લેખ છે. આ ઉલ્લેખ મનુસ્મૃતિ સહિત બીજી સ્મૃતિઓમા આવેલા વર્ણસંકરત્વના વિધાનોથી તદ્દન જુદો છે. અક્ષમાલા-વસિષ્ઠના સુખી સહજીવનનો ટૂંકો નિર્દેશ મ૦ ભા૦ ૫–૧૧૫–૧૧માં છે.

**આમ ગુહ્યથી પણ ગુહ્ય જ્ઞાન મેં તને કહ્યું. એ બધાનો સારી રીતે પૂર્ણ વિચાર કરીને તને જેમ ઠીક લાગે તેમ કર.**

આખું ગીતાશાસ્ત્ર પૂર્ણ કરીને (એમ કરીને મહાભારતનું સારતત્ત્વ પૂરું કરીને કવિએ) ભગવાન શ્રીકૃષ્ણે, બધા ધર્મો,[2] અનુગમો, વાદોનું ગીતારૂપે દોહન કરી પોતાની વિવેકબુદ્ધિને જેમ ઠીક લાગે તેમ કરવા અર્જુનને કહ્યું. ભગવાનના પાત્ર મારફતે મહાકવિ વ્યાસે કોઈ પણ

(નોંધ ૧ ચાલુ)

(૨) શ્રીકૃષ્ણ વિષ્ટિ કરવા કૌરવ સભામાં ગયા એ વખતે પરશુરામ, કણ્વ, નારદ, શ્રીકૃષ્ણ અને ભીષ્મે દુર્યોધનને યુદ્ધ નહિ કરવા અનેક દાખલાદલીલોથી સમજાવ્યો. તે પછી દ્રોણાચાર્યે તેને ઘણું સમજાવ્યો, છેવટે ઉપરનું यथेच्छसि तथा कुरु (૫-૧૨૩-૧૭ ક) વાક્ય સંભળાવી 'તને આ સંબંધમાં ફરીથી કહેવાનો મને ઉત્સાહ નથી' કહીને તેની જડતા તથા હીનતા ઉપર આક્ષેપ કર્યો. (૩) બાળક ભરત ૬ વર્ષનો થયો. એટલે કણ્વઋષિએ શકુંતલા અને ભરતને દુઃષન્તની પાસે મોકલ્યાં. રાજાનો યથાયોગ્ય આદર કરી શકુંતલાએ, અગાઉનો ઠરાવ યાદ કરાવી (જુઓ 'સત્ય' (પ્રક૦ ૩), શ્લોક ૪૩, ૪૪, પૃ. ૯૩ થી.) ભરતને યુવરાજ બનાવવા કહ્યું. પછી રાજાને યાદ હતું છતાયે શકુંતલાનું અપમાન કરી 'गच्छ वा तिष्ठ वा कामं यद्वापीच्छसि तत्कुरु । (૧-૬૮-૧૯ કડ) કહ્યું.

(૨) પાંડવોને દ્યૂતમા જીતી તેમની રાજ્યલક્ષ્મી હજમ કરવાની વાત ધૃતરાષ્ટ્રને દુર્યોધને સમજાવી ત્યારે ધૃતરાષ્ટ્રે 'તું કહે છે તે મને રુચતું નથી, પણ હે રાજા! તને જે ગમે તે કર!' यत्ते प्रिय तत्क्रियतां नरेन्द्र ! । ૨-૫૧-૧૪ બ) કહ્યું હતું.

૨. મ૦ભા૦, તથા ગીતામાં અનેક 'વાદો'નો સંગ્રહ છે. ગીતામા એ 'વાદો' કે ધર્મમતોના શુભ તત્ત્વોનું કુશળતાથી સંક્ષિપ્ત સમીકરણ કરેલું છે. ભારતના પ્રાચીન ધર્મમતો માટે જુઓ ઉપર 'અહિંસા' (પ્રક૦ ૪) શ્લોક ૫૨ થી ૫૪, નોધ ૪ પૃ. ૧૨૮.

મનના ફાસલામાં ફસાયા વગર, તેમા રહેલાં ઉન્નતિકારક તત્ત્વનું ગ્રહણ કરવાની જાગ્રત વિવેકબુદ્ધિનો પુરસ્કાર કર્યો છે. જેનાથી મોટી કટોકટી ભાગ્યે જ હોય, અને જ્યા ભારે ધાંધલમાં ગમે તે નિર્ણય અચૂક કરવો જ પડે એવા સંયોગમાં, અર્જુનને સાખ્યશાસ્ત્રી બુદ્ધિયોગી, કર્મયોગી, સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, તત્ત્વજ્ઞાની, ભક્ત, નિર્મમ, સમદર્શી બ્રહ્મનિષ્ઠ અને ત્યાગી ઇત્યાદિ થવાની જુદા જુદાં દષ્ટિબિંદુઓથી આજ્ઞા કર્યા પછી પણ, એ આજ્ઞાઓને અંધશ્રદ્ધાથી નહિ પરન્તુ વિવેકબુદ્ધિથી સ્વીકારવા કહ્યું. અંધશ્રદ્ધાથી સ્વીકારનાર એકાંગી થઈને આ બધીય આજ્ઞાઓનુ તત્ત્વ—અનાસક્તિ પ્રાપ્ત કરી શકે નહિ.

અને અનાસક્તિ શરૂથી જ પ્રાપ્ત કરવાનું કેટલું બધું દુષ્કર છે ? એ લક્ષ્યમાં રાખીને यथेच्छसि तथा कुरु। કહ્યા પછી પણ ભગવાને છેલ્લી સૂચના કરી જેનાથી માણસનો રસ્તો સરળ બને. 'મારામા મન લગાડ, મારો ભક્ત થા, મારે માટે યજ્ઞ કર, મને નમસ્કાર કર. (એમ કરવાથી) તું મને જ પામીશ એ મારી સત્ય પ્રતિજ્ઞા છે. તું મને પ્રિય છે. બધા ધર્મોનો ત્યાગ કરીને એક મારુ જ શરણ લે. હું તને બધા પાપોથી મુક્ત કરીશ. શોક ન કર. '[3]

---

३. मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
૬-૪૦-૬૫ (ગીતા. ૧૮-૬૫)

અથ = ગીતા. ૯-૩૪ અથ (૬-૩૨-૩૪) જુઓ નીચે 'ભક્તિ' (પ્રક૦ ૬), શ્લોક ૯૦, પૃ. ૨૮૬ થી.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥
૬-૪૦-૬૬ (ગીતા. ૧૮-૬૬).

પોતાની અનુપમ ભક્તિથી ભારતીય તત્ત્વજ્ઞાનને પૂરું પચાવનાર આપણા મધ્યકાલીન ભક્તકવિ સંત તુલસીદાસે વ્યાસના વિચારોને 'રામાયણ'માં પોતાની ચમત્કારિક શૈલીમાં ગૂંથીને મૂક્યા છે તે સરખાવવા જેવા છે 'એક વખત ગુરુ વસિષ્ઠ, બ્રાહ્મણો અને નગરવાસીઓને આમંત્રણ આપી બોલાવીને જન્મમરણનો નાશ કરનાર ભગવાન રઘુનાથજીએ પ્રવચન કર્યું:[૪] 'હે સમસ્ત નગરજનો! સાંભળો. હું હૃદયમાં મમત્વ લાવીને કહેતો નથી, તેમ જ (હું કહું છું તેમાં) અનીતિ કે પ્રભુતા પણ નથી, માટે સાંભળો અને જો ઠીક લાગે તો તે પ્રમાણે વર્તો. તે જ મારો સેવક છે અને તે જ મને અતિ પ્રિય છે, કે જે મારી આજ્ઞા માને છે. હે ભાઈઓ! જો હું કંઈ અનીતિ કહેતો હોઉં તો ભય છોડીને મને અટકાવજો[૫] × × × મારો દાસ

---

૪. તુલ રામા ૭-૬૪-૧, ૨

૫. सुनहु सकल पुरजन मम बानी ।
कहउँ न कछु ममता उर आनी ॥ ३ ॥

नहिं अनीति नहिं कछु प्रभुताई ।
सुनहु करहु जो तुम्हहि सोहाई ॥ ४ ॥

सोइ सेवक प्रियतम मम सोई ।
मम अनुसासन मानै जोई ॥ ५ ॥

जो अनीति कछु भाषौं भाई ।
तौ मोहि बरजहु भय बिसराई ॥ ६ ॥

તુલ રામા ૭-૬૪-૩ થી ૬.

છઠ્ઠી ચોપાઈથી રામચંદ્રજી લોકોને સાચી વાતમાં ગમે તેવા મહાપુરુષ સમક્ષ પણ અભય રાખવા કહે છે

કહેવડાવી મનુષ્ય આશા રાખે—ફલાસક્તિ રાખે—તો એનો (મારામાં) વિશ્વાસ ક્યાં છે? ઘણી વધારીને શી વાત કહું? ભાઈઓ! હું આચરણને જ વશ છું.[૬]



૬. मोर दास कहाइ नर आसा ।
करइ तौ कहहु कहा बिस्वासा ॥ ३ ॥

बहुत कहउँ का कथा बढ़ाई ।
एहि आचरन बस्य मैं भाई ॥ ४ ॥

તુલ. રામા. ૭-૬૭-૩, ૪.

રામચંદ્રજીનું પ્રવચન ૭-૬૪-૩ થી ૭-૬૮-૦ સુધી ચાલ્યું છે, એમાં ભક્તના ગુણોનું રસાળ વર્ણન છે. ગીતાનો ભક્ત એનાથી ભિન્ન નથી.

## ૬

# ભક્તિ

૮૮. तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥[1]
६–३२–१० (गीता. १०–१०)

૮૯. तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥[2]
६–३२–११ (गीता. १०–११)

એમ મારામાં તન્મય રહેનાર અને પ્રીતિપૂર્વક ભજનારને હું બુદ્ધિયોગ–સમત્વ બુદ્ધિ–આપું છું. તેથી તેઓ મને પામેછે.

---

૧. (૧) ગાંધીજીએ શ્રી મનુબહેન ગાંધીને ડોશીનો મોહ છોડવાનું સમજાવતાં, સેવાભાવી અને નિર્દોષ કાર્ય કરનાર ભક્તને ઈશ્વરે જોઈતી બધી શક્તિઓ આપી હોય છે એમ કહી, પ્રમાણરૂપે ૬–૩૧–૨૨ (ગીતા. ૯–૨૨) અને આ બન્ને શ્લોકો ટાંકી, ૬–૩૨–૧૧ ઉપર ખૂબ ઊંડો વિચાર કરવાનું જણાવ્યું. એ આખો પ્રસંગ મનનીય છે. જુઓ 'એકલો જાને રે' પૃ. ૨૬થી ૨૮.

(૨) સર° ઈશ. મન્ત્ર. ૭ (જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' શ્લોક ૭૭ નોંધ ૩, પૃ. ૨૫૨) 'અનુદર્શન કરનારને મોહ કેવો, શોક કેવો ?'

(૩) સર° ભાગવતનો મંગળ શ્લોક. જુઓ ઉપર 'સત્ય' શ્લોક ૪૮; નોંધ ૨૬ પૃ. ૧૧૪.

૨. સર° ૧૨–૨૭૦–૧૧.

તેમની ઉપર અનુકમ્પા કરવા માટે, તેમના અંતઃકરણ-માં રહેલો હું પ્રકાશમાન જ્ઞાનદીપ વડે તેમના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અંધકારનો નાશ કરું છું.

ઉપર 'બ્રહ્મવિદ્યા'ના પ્રકરણમાં ૭૫મા શ્લોકમાં[3] જણાવ્યું છે કે 'પોતે જ પોતાની જાતનો ઉદ્ધાર કરવો' એ સિદ્ધાંત તેના પૂરક વિચાર સહિત અહીં અનન્યભક્ત ઉપરની ભગવાનની કૃપા તરીકે મૂકવામાં આવ્યો છે. ગીતામાં અને મહાભારતમાં[4] તત્ત્વનિરૂપણ અને ઉદાહરણો-થી બતાવવામાં આવ્યું છે કે માણસ જેવી સંપત્તિના સંપર્કમાં આવે, તેના વડે પરાધીન થઈને કામ કરે છે. આસુરિસંપત્તિના સંપર્કમાં આવેલો પછીથી કામ અને ક્રોધને વશ થઈને અનિચ્છાએ, પરાણે પાપ કરે છે.[5] તેવી જ રીતે જે ભગવાનને ઓળખવાની સાધના કરવાની ઇચ્છાથી દૈવીસંપત્તિના સંપર્કમાં આવે છે તે પણ અવશપણે, પરમ-ગતિને પામે છે.[6]

'જેનું ચિત્ત ભગવાનમાં જ લાગી રહેલું છે, જેની ઇંદ્રિયો ભગવાનને જ ઓળખે છે, અને જે એને વિશે જ પરસ્પર જ્ઞાન આપવા લેવામાં અને વાતો કરવામાં સંતોષ પામે છે અને મુદિત થાય છે,'[7] એવા

---

૩. ૬-૨૮-૫.

૪. જુઓ 'બ્રહ્મવિદ્યા' શ્લોક ૭૩ થી ૭૫નું ઉદ્ઘાટન, પૃ. ૨૪૨ ઈ.

૫. જુઓ ૬-૨૫-૩૬ થી ૪૧ (ગીતા. ૩-૩૬ થી ૪૧).

૬. જુઓ ૬-૨૮-૪૦ થી ૪૫ (ગીતા. ૬-૪૦ થી ૪૫).

૭. मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

દૈવીસંપત્તિના સંસર્ગમાં આવેલા ભક્તને ભગવાન સમત્વબુદ્ધિરૂપી અવિચળ બુદ્ધિયોગ આપે છે

આમ બંને સંપત્તિના સંપર્કમાં આવેલા અવશપણે કાર્ય કરે છે પરંતુ કોઈ પણ જીવ એક જ જાતની સંપત્તિવાળો નથી, એ બંને જાતની સંપત્તિઓને ધારણ કરનાર (સાપેક્ષ) સત્ય અને અસત્ય તથા મન, બુદ્ધિ, ઇન્દ્રિયોથી પર એવો ચૈતન્યદેવ અંતરમાં બિરાજે છે[૮] એ દેવ, અતિપાપી, સર્વપાપીથીયે પાપી એવો જીવ પણ જ્યારે ભગવાનાભિમુખ થવા માગે છે ત્યારે તેને દુરિતોથી છોડાવે છે, સુવિતના માર્ગે લઈ જાય છે અને છેવટે ગુણોથી પર એવી ગતિએ પહોંચાડે છે[૯] અવશપણે-પાપ અને પુણ્ય બંનેમાં વર્તતો જીવ મનુષ્ય પાપથી કેમ છૂટે? એ પ્રશ્ન છે પાપથી છૂટે છે એ હકીકત છે એ ભગવાનની ચમત્કારિક વિભૂતિ છે

९०. मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायण ॥[१]
६-३१-३४ (गीता ९-३४)

મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારે માટે યજ્ઞ

---

૮ इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्य परं मन ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धे परतस्तु स ॥ ६-२५-४२
(ગીતા ૩-૪૨) - સર° ૧૨ ૨૪૦-૨
સર° ન્ડ ઉ ૧-૩-૧૦, ૨ ૩-૭

૯. સર° ૬-૨૬-૩૬ (ગીતા ૪ ૩૬), ૬-૩૧-૩૦ (ગીતા ૯-૩૬)

૧. (૧) અભક = ફે ૬ ૪૦-૬૫ અભક (ગીતા ૧૮-૬૫ અભક), જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' શ્લોક ૮૭, નોંધ ૩, પૃ ૨૮૧ (૨) = ચો વા ૬-૫૩-૩૪

કર, મને નમસ્કાર કર, એટલે મારા પરાયણ થઈ આત્માને મારામાં જોડીને તું મને પામીશ.

'રાજવિદ્યારાજગુહ્યયોગ' (વિદ્યાઓમા શ્રેષ્ઠ અને ગૂઢ વસ્તુઓમા શ્રેષ્ઠ)મા આ શ્લોક છેલ્લે આવેલો છે. ગીતામા અન્યત્ર આને મળતા આવતા વચનને 'સર્વગુહ્યતમ' કહ્યું છે.[૨] એ વિદ્યાનું વર્ણન કરતા એને ભગવાને વિદ્યાઓમા શ્રેષ્ઠ,[૩] ગૂઢ વસ્તુઓમા શ્રેષ્ઠ, પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ અનુભવી શકાય તેવી, ધાર્મિક, (પ્રમાણમા) સહેલાઈથી આચરી શકાય તેવી,[૪] અને અવિનાશી કહી છે. એ વિદ્યાનું હાર્દ, સર્વ શરીરોમા વાસ કરનાર એક અંતર્યામી–વાસુદેવને પીછાનવો, અને એને સર્વપ્રવૃત્તિઓનો આદિથી અંત સુધી પ્રવર્તક, સર્વમાં ઓતપ્રોત છતા અલગ અને અમરત્વ તથા મૃત્યુરૂપ સુદ્ધા જાણીને એનુ પૂજન કરવુ એ છે. આવા ભગવદ્ભક્તના, અનન્ય ભાવે ભક્તિ કરનારા, સમત્વના ઉપાસક, કર્મકૌશલ જાણનારા બુદ્ધિયોગીનું (સર્વ પ્રકારનું) યોગક્ષેમ સ્વયં ભગવાન ઉપાડે છે.[૫]

---

૨ જુઓ ઉપર નોધ ૧, જુઓ ગીતા ૧૮–૬૪ (૬–૪૦–૬૪).

૩. ૬–૩૧–૨ (ગીતા. ૯–૨).

૪. આમ તો દરેક વસ્તુ આચરવામા અઘરી છે. દા. ત જેઓ સન્માર્ગે ટેવાયા હોય તેઓને ઉન્માર્ગે જવુ અઘરુ છે ઉન્માર્ગવાળાને સન્માર્ગે આવવુ અઘરુ છે છતાય જેઓને સીધા રસ્તે આવવુ છે, તેઓને માટે આ ધર્મ વિશેષ સહેલાઈથી આચરી શકાય તેવો અથવા ઓછો અઘરો છે એવો ભાવ છે.

૫. अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
૬–૩૧–૨૨ (ગીતા ૯–૨૨) સ૦ ૧૨–૩૩૬–૬૭.

યોગક્ષેમ = (૧) અપ્રાપ્ત વસ્તુ મેળવવી અને પ્રાપ્ત વસ્તુ સાચવવી. એના ઉપરથી રૂઢ અર્થ પ્રમાણે સાંસારીક જરૂરીયાત.

એમ આ ગજવિદ્યાને અનુસરીને ભગવદ્‌પગાયણ ગ્રહેનાર ભક્ત ભગવાનને પામે છે એવો એનો કોલ છે.

---

(નોધ ૫ ચાલુ)

(૨) અનન્યભક્ત નિર્ભય અને નમ્ર હોઈ બધુ શ્રેય અને ગૂઢ મેળવે છે (જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' શ્લોક ૭૩ થી ૭૫ની નોધ ૭, પૃ ૨૪૪)

(૩) યોગ એટને નિરંતર બ્રહ્મનિષ્ઠા, તેનો ક્ષેમ એટલે આધ્યાત્મિકાદિ ઉપદ્રવ રહિતતા સારારા કે બ્રહ્મનિષ્ઠાનુ સતતદાઢર્ય (શંકરાનંદી)

(૪) બીજા બધા ભક્તોના યોગક્ષેમને ભગવાન જ ચલાવે છે ને ? હા ચલાવે છે, પરંતુ તેમા આ વિશેષ છે—જેઓ બીજા ભક્તો છે, તેઓ તો પોતાને માટે યોગક્ષેમ ઇચ્છે છે, પરંતુ અનન્યદર્શીઓ તો પોતાને માટે યોગક્ષેમ નથી ઇચ્છતા ખરેખર! તેઓ પોતાના જીવનમા કે મરણમા (જીવ જેવી) આકાક્ષા નથી કરતા, તેઓ તો કેવળ ભગવાનના જ શરણવાળા છે, એટલા માટે ભગવાન જ તેમના યોગક્ષેમને વહે છે (શંકરાચાર્ય)

(૫) બૌદ્ધ મત મુજબ 'યોગક્ષેમ' એટલે નિર્વાણ, જુઓ ધમ્મ ૨૩, 'દીઘનિકાય' ૩-૬-૩ (૫), 'પચાવુધ જાતક' ૫૫, 'કંચનકખન્ધ જાતક' ૫૬

(૬) જુઓ તુલસીકૃત 'રામાયણ' 'અરણ્યકાંડ' ૭૦મા દોહા પછી ચોપાઈ ૪ થી ૧૦, તે પૈકી નીચેની સરખાવો

सुनु मुनि तोहि कहउँ सहरोसा ।
भजहिं जे मोहि तजि सकल भरोसा ॥ ४ ॥

करउँ सदा तिन्ह कै रखवारि ।
जिमि बालक राखइ महतारी ॥ ५ ॥

(રામચંદ્રજી બોલ્યા) 'હે મુનિ! સાભળો, હુ તમને સહર્ષ કહુ છુ કે, જે સઘળા ભરોસા છોડીને કેવળ મને જ ભજે છે, તેની હુ જેમ માતા બાળકની રક્ષા કરે, તેમ સદા રક્ષા કરુ છુ.'

९१. मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जित ।
निर्वैर. सर्वभूतेषु य' स मामेति पाण्डव ॥
६-३३-५५ (गीता ११-५५)

---

१. આ શ્લોકને માન્ય ટીકાકારોએ સર્વ શાસ્ત્રનો સાર કહ્યો છે. જુઓ :

(१) अधुना सर्वस्य गीताशास्त्रस्य सारभूतः अर्थः निःश्रेयसार्थः अनुष्ठेयत्वेन समुच्चित्य उच्यते—

હવે સર્વ ગીતા શાસ્ત્રનો સારભૂત અર્થ જે મોક્ષને માટે છે તે અનુષ્ઠાનપણાને યોગ્ય હોવાથી તેનો સંગ્રહ કરી કહેવાય છે (શંકરાચાર્ય).

(૨) હવે શાસ્ત્રસર્વસ્વનો સંગ્રહ કરી દેખાડે છે (નીલકંઠ).

(૩) હવે અર્જુનને સમ્લ ગીતાર્થનો સાર શો છે તે ટૂંકમાં કહે છે (ટિળક, ગીતા રહસ્ય. પૃ. ૭૮૩).

(૪) (ભક્તિનો) રસ પેદા થયો છે કે નહિ એ જાણવાની કસોટી (અગીઆરમા અધ્યાયનો) છેલ્લો શ્લોક છે, ઇ. (ગાંધીજી, 'ગીતાબોધ' પૃ ૧૦૩)

(૫) જેને જગતમાં કોઈની સાથે વેર નથી, જે તટસ્થ રહીને જગતની નિરપેક્ષ સેવા કરે છે, જે જે કંઈ કરે છે તે મને આપતો રહે છે, મારી ભક્તિથી જે ભરેલો છે, જે ક્ષમાવાન, નિઃસંગ, વિરક્ત અને પ્રેમાળ એવો ભક્ત છે, તે પરમેશ્વરના હાથમાનુ હથિયાર બને છે આવો એ (સર્વાર્થ) સાર છે. (વિનોબા ભાવે, 'શાંકરભાષ્ય'ને ટાંકતા 'ગીતા પ્રવચનો'માં, પૃ ૧૬૦).

૨. मत्कर्मकृत्=લૌકિક અને વૈદિક કર્મ તથા સર્વ ચેષ્ટા માત્ર પણ મારે માટે કરે છે પણ અન્ય સ્વાર્થ માટે નથી કરતો તે (શંકરાનંદી)

૩. પુરુષ જેને માટે કર્મ કરે છે તે જ ફળને પામે છે બીજાને નથી પામતો જે મારે માટે કર્મ કરે છે તે મને જ પામે છે, એટલે હું જ તેના કરેલા કર્મના ફળરૂપ ઉત્તમ ગતિ જેની છુ એવો તે मत्परम અથવા તે જ મારો રક્ષક, તે જ મારો આશ્રયયોગ્ય, તે જ પ્રાપ્તવ્ય, તે જ આધાર, અને તે જ અમારી

હે પાર્થ! જે મારે અર્થે કર્મ કરે છે, મારા પરાયણ રહે છે, મારો ભક્ત છે, આસક્તિ છોડે છે, અને પ્રાણીમાત્ર પ્રત્યે દ્વેષ-વૈર રહિત છે તે મને પામે છે[૪]

વિશ્વરૂપ બતાવ્યા પછી ગભરાઈ ગયેલા અર્જુનને સૌમ્ય મનુષ્ય સ્વરૂપ બતાવી, ભગવાને કહ્યું કે 'વેદ, તપ, દાન કે યજ્ઞથી મારું તે કર્યું એવું વિશ્વરૂપ દર્શન થઈ શકે નહિ તે તો ફક્ત અનન્ય ભક્તિથી જ થાય'[૫] એ અનન્ય ભક્તિનું રૂપ દર્શાવતા ભગવાને ઉપરનું સર્વ-સારરૂપ અહીં સિદ્ધાંતવચન ઉચ્ચાર્યું.

---

(નોંધ ૩ ચાલુ)
ગતિ છે એમ નિરતિશય પ્રીતિવડે હું જ જેને ઉત્કૃષ્ટ છું તે मत्परम અથવા— આનાથી પરાર્થ પમાય છે તે એટલે ઇંદ્રિય, તેમની વૃત્તિ જેની મત્પરા છે એટલે કે જેની સર્વ ઇંદ્રિયોની વૃત્તિ સર્વદા આત્મઅર્પણ કરવાવાળી તે मत्परम (શાંકરાનંદી) હું જ પરમ પ્રાપ્યપણાવડે જેને નિશ્ચિત છું પણ સ્વર્ગાદિ નથી તેવો તે मत्परम (મધુસૂદની)

૪. સરº શંકરાચાર્યના 'પરાપૂજા' સ્તોત્રમાં ભગવાનના અર્થ કર્મ કરતા ભક્તની આરાધનાનું વર્ણન

आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं
पूजा ते विविधोपभोगरचना निद्रा समाधिस्थितिः ।
संचारस्तु पदोः प्रदक्षिणाविधिः स्तोत्राणि सर्वा गिरो
यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥ १०.

આત્મા તમે છો, બુદ્ધિ પાર્વતી છે, પ્રાણો આપની સાથે ફરનારા અનુચર છે, શરીર મંદીર છે, વિવિધ ઉપભોગોની રચના આપની પૂજા છે, નિદ્રા એ સમાધિની સ્થિતિ છે બે પગની ચાલ આપની પ્રદક્ષિણા છે, બધી વાણી આપનાં સ્તોત્રો છે, આમ હું જે જે કર્મ કરું છું તે બધાય હે શંભુ! આપની આરાધના છે

૫. ૬-૩૩-૫૩, ૫૪ (ગીતા ૧૧-૫૩, ૫૪)

એ સિદ્ધાન્તવચનનો સ્પષ્ટ અર્થ, સર્વને આકર્ષી રહેલા સર્વત્ર વસી રહેતા કૃષ્ણ વાસુદેવની પ્રીતિ અર્થે, સંપૂર્ણ અનાસક્ત પ્રેમભાવથી એ સર્વગુરુના નિર્દેશ પ્રમાણે કાર્ય કરીને તદ્રૂપ થવું.

આધ્યાત્મિક વ્યવહાર તેમજ સામાન્ય વ્યવહારમાં અર્જુને શ્રીકૃષ્ણને જ પોતાના માર્ગદર્શક તરીકે સ્વીકાર્યા હતા, એ સરળ રસમય પ્રસંગ આધ્યાત્મિક કક્ષામા પણ લાગુ પડે છે. 'યુદ્ધની તૈયારી માટે પાડવ-કૌરવોએ જુદા જુદા રાજાઓ પાસેથી સહાય મેળવવા દૂતો મોકલવા માંડ્યા. પણ શ્રીકૃષ્ણની સહાય મેળવવા અર્જુન જાતે જ ગયો. ગુપ્તચરો પાસેથી આ વાત સાભળીને દુર્યોધન પણ વાયુવેગી ઘોડાઓ જોડેલા રથમા બેસીને આનર્તનગરી—દ્વારકા ગયો. બંને એકી સાથે દ્વારકામા પ્રવેશ્યા. ત્યા ખબર પડી, શ્રીકૃષ્ણ સૂઈ રહ્યા છે. છતાય તેઓ શય્યાગૃહ—સૂવાના ઓરડામા ગયા. તેમા દુર્યોધન (ઉતાવળથી) પહેલા પ્રવેશ કરી શ્રીકૃષ્ણના ઓશીકા આગળ સુદર આસન પર બેઠો. ત્યારે મહામના અર્જુન (શાન્તિથી) પછી પ્રવેશ્યો અને વિનયપૂર્વક હાથજોડી ભગવાનના ચરણ બાજુ ઊભો રહ્યો. શ્રીકૃષ્ણ જાગ્યા. બંનેનું સ્વાગત કર્યું. પછી દુર્યોધને પોતે પહેલા આવ્યો છે, માટે સજ્જનોના આચાર મુજબ, પોતાને જ મદદ કરવા વિનતી કરી. માધવે 'એ વાત સાચી છે' એમ જણાવી આગળ ચાલતા કહ્યુ, 'તમે પ્રથમ આવ્યા છો અને અર્જુનને મેં પ્રથમ દીઠો છે તેથી હુ બનેને મદદ કરીશ મારી પાસે એક અમજ ગોપોનુ 'નારાયણ' નામનુ મહા પ્રબળ સૈન્ય છે. તેથી એક તરફ યુદ્ધમા દુર્ધર્ષ એક અબજ ગોપ-સૈનિકો અને બીજી તરફ શસ્ત્ર નહિ ઉપાડનારો અને યુદ્ધ નહિ કરનારો એવો હુ રહીશ. હે પાર્થ! એ બેમાથી તને જે વધારે ગમતુ હોય તે માગી લે, કારણ ધર્મ પ્રમાણે પ્રથમ તારી (અર્જુન દુર્યોધનથી નાની ઉમરનો હતો તેથી) ઇચ્છા પૂર્ણ કરવી જોઈએ '

એમ કહેતા જ ધનજયે નિ શસ્ત્ર કેશવને માગી લીધા દુર્યોધને કરોડોના ગોપસૈન્યને કૃષ્ણને સૈન્ય અને શસ્ત્રો વિનાના કરી નાખ્યા છે એમ સમજીને હવે 'જય મારો જ છે' એમ માનતો દુર્યોધન હરખાતો હરખાતો હસ્તિનાપુર ગયો

એના ગયા પછી ભગવાને અર્જુનને પૂછ્યુ કે 'યુદ્ધ નહિ કરનાર, મને તે શા વિચારથી માગી લીધો?' નમ્ર પણ આત્મસામર્થ્યના ભાનવાળા અર્જુને કહ્યુ 'હે પુરુષોત્તમ' તમે એ બધાયને હણવા સમર્થ છો એમા શકા નથી એવી રીતે હુ એકલો જ એ બધાને હણવા સમર્થ છુ પણ તમે જગતમા કીર્તિમાન છો, તેથી તમને યશ મળશે, અને હુ યશનો અર્થી છુ એટલે તમને માગ્યા તમે મા ι સારથિ થાઓ એવી ઝ ખના મારા દિલમા સદાય રહે છે લાબા સમયની એ ઇચ્છિત કામનાને તમારે પૂરી કરવી જોઈએ '¹ ભગવાને અર્જુનની પોતા સાથેની સ્પર્ધાને અભિનદી તેનુ સારથિપણુ ક વાનુ સ્વીકારી તેનો મનોરથ પૂર્ણ કર્યો

આ કથા ઉપર કઈ ટીકાટિપ્પણની જરૂર નથી કરોડોના સશસ્ત્ર ગોપસૈન્યવાળા દુર્યોધન એટલે કે ઇન્દ્રિયોની અસખ્ય કામનિક વૃત્તિઓ સહિતની આસુરિ સપત્તિનો અધિનાયક અને નિ શસ્ત્ર, સાક્ષીભૂત, કીર્તિમાન, એક જ ભગવાન શ્રીકૃષ્ણની સહાયવાળો અર્જુન એટલે કે ભગવાનને જ પરમ ગણતા દૈવી સપત્તિના અધિનાયક એ એમાથી કોનો વિજય થયો એ સર્વવિદિત છે

९२ भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वत ।
तती मा तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥
६-४०-५५ (गीता १८-५५)

હુ કેવો અને કોણ (શુ) છુ એ ભક્તિ વડે મને

૧. ઉદ્યોગ અ ૭

(ભક્ત) યથાર્થ જાણે છે, અને એથી મને યથાર્થ જાણીને પછી મારામાં પ્રવેશ કરે છે.

ચારે પ્રકારના ભક્તો—આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાનીમાં જે છેલ્લો સર્વશ્રેષ્ઠ જ્ઞાની ભક્ત છે, તે વાસુદેવ એ જ પોતાનો આત્મા છે એમ યથાર્થ સમજે છે[1] અને તેથી આસક્તિરહિત કર્મ કરતા કરતાં, છેવટે દેહ પડયા પછી શુકદેવની જેમ ભગવદ્રૂપ થાય છે.

૯૩. द्यावापृथिव्योरिदमन्तरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाद्भुतं रूपमिदं तवोग्रं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥
६–३३–२० (गीता. ११–२०)

९४. त्वमादिदेवः पुरुषः पुराण–
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।[1]
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनन्तरूप ॥
६३–३–३८ (गीता ११–३८)

આકાશ અને પૃથ્વી વચ્ચેના અંતરમાં અને સર્વ દિશાઓમાં તમે એકલા જ વ્યાપી રહેલા છો. હે મહાત્મન્! આ તમારું અદ્‌ભૂત ઉગ્ર રૂપ જોઈને ત્રણે લોક અત્યંત વ્યથિત થયા છે.

તમે આદિ દેવ છો, પુરાણ પુરુષ છો, તમે આ વિશ્વનું આશ્રયસ્થાન છો, તમે જાણનાર અને જાણવા યોગ્ય છો,

---

૧. જુઓ ૬–૨૯–૧૫ની ૧૭ (ગીતા. ૭–૧૫ થી ૧૭).

૧. બ=૬–૩૩–૧૮ બ (ગીતા. ૧૧–૧૮ બ).

અને પરમ ધામ છો હે અનન્તરૂપ! આ જગતમા તમે વ્યાપી રહ્યા છો.

'મારા એક અ શથી આ આખા જગતને હુ ધા ણ કરી રહેલો છુ'[2] એમ ભગવાનની પાસેથી સાભળીને, એમનુ જગતને ધારણ કરી રાખનારુ આદિરૂપ જોવાની અર્જુને ઇચ્છા દર્શાવતા, ભગવાને પોતાનુ વિશ્વરૂપ બતાવ્યુ ભગવાનનુ એ પ્રચ ડ, ઝળહળતુ, દિવ્ય વિરાટરૂપ જોઈને વિહ્વળ થઈ ઊઠેલા અર્જુને સ્તુતિ કરી તેમાથી પ્રથમ શ્લોક (૬-૩૩-૩૦) લીધો છે

ત્યારબાદ અર્જુનના પૂછવાથી 'હું લોકોનો નાશ કરનાર વૃદ્ધિ પામેલો કાળ છુ માટે તુ નિમિત્તમાત્ર થઈને યુદ્ધ કર'[3] એમ ભગવાને આજ્ઞા કર્યા પછી ધ્રૂજતા, વાર વાર નમસ્કાર કરતા, અને બીતા અર્જુને પ્રણામ કરીને ફરીથી સ્તુતિ કરી તેમાથી બીજો શ્લોક- (૬-૩૩-૩૮) લીધો છે

'વિશ્વરૂપદર્શનયોગ'નો એ આખો અધ્યાય કાવ્ય છે એમા દલીલો નથી, પણ કેવળ ઈશ્વરની સહાયવાળા ગદ્‌ગદિત, મૃદુ મનુષ્યના હૃદયમા ઊભી થતી ઊર્મિઓનુ પ્રચ ડ મ થન, દર્શન અને અ તે થતા પ્રતિ-બોધનુ એ કાવ્ય છે[4] આ અધ્યાય વારવાર વાચતા ભક્ત હૃદયને થાક ચડતો નથી અને નટાય, આલ બન, સ્થૈર્ય, સ્નેહ, ભક્તિ વ ભાવો પોષે છે એનો આન દ મૂળ કે અનુવાદ જોવામા છે, વિવેચનમા નથી



---

૨. ૬ ૩૨ ૪૨ (ગીતા ૧૦ ૪૨)
૩. ૬-૩૩-૩૨ ૩૩ (ગીતા ૧૧-૩૨, ૩૩)
૪. ૬-૩૩-૫૫ (જુઓ ઉપર શ્લોક ૬૧, પૃ ૨૮૯)

૭

# ગાર્હસ્થ્ય

૯૫. यस्त्वत्र मन्त्रसमयो भार्यापत्योर्मिथ कृत ।
तमेवाहुर्गरीयास यश्चासौ ज्ञातिभि कृत ॥ १३-४४-२५

૯૬. देवदत्ता पतिर्भार्या वेत्ति धर्मस्य शासनात् ।
स दैवीं मानुषीं वाचमनृता पर्युदस्यति ॥[1] १३-४४-२६

ભાર્યા અને પતિએ વિવાહ માટે પરસ્પર મંત્રણાથી અને સંકેતથી વિવાહ કર્યો હોય તે અને વળી જે સગાં-સંબંધીઓએ નક્કી કર્યો હોય તેને પણ (વિદ્વાનો) શ્રેષ્ઠતર માને છે.

(આવુ સંમતિથી લગ્ન કરનાર) પતિ પોતાની ધર્માનુસાર પ્રાપ્ત ભાર્યાને ઈશ્વરદત્ત સમજે છે એટલે એ (લગ્ન સંબંધમા) દૈવી (વેદો) કે માનુષી (સ્મૃતિ) વાણીને અસત્ય સમજીને (વિધિનિષેધોને) ત્યજી (પણ) દે છે.

વિવાહધર્મકથનમા મ૦ ભા૦કારે પાચ પ્રકારના વિવાહ—બ્રાહ્મ, ક્ષાત્ર, ગાધર્વ, આસુર અને રાક્ષસ[2]—વર્ણવ્યા પછી, સૌથી શ્રેષ્ઠતર

૧. અ = મનુ ૯-૯૫ અ

૨. બ્રાહ્મ - વરના શીલ, વર્તન, વિદ્યા, કુળ અને કર્મ—કામધધાને બરાબર તપાસીને ગુણસપન્ન વર સાથેનો વિવાહ ૧૩-૪૪-૩, ક્ષાત્ર = ઉપર વર્ણવેલા ગુણવાળા વરને કન્યાને સ્વીકારવા પહેરામણી વ આપી અનુકૂળ બનાવી કરેલો વિવાહ ૧૩-૪૪-૪, ગાધર્વ = માતાપિતાની સમતિ પ્રમાણે નહિ પણ વરકન્યાની પોતાની પસદગીથી કરવામા આવે તે

વિવાદ વરકન્યાએ પરસ્પર મ નણા અને સ કેતથી કરેવો, અને વડિલોએ નકી કર્યો હોય એ બ ને છે એમ જણાવ્યુ. અર્થાત્ સ્નેહ-લગ્ન ઉત્તમ છે, સાથે જે વરકન્યા વડિલોની હિતબુદ્ધિ અનુસા ના લગ્ન કરે તે, એમ બ ને પ્રમારના લગ્ન ઉત્તમ છે. પરસ્પર સ્નેહ વિનાના લગ્નને મનુનુ [3] પ્રમાણુ આપી અધર્મજનક અને ધર્મને વ્યર્થ કોપાવનાર કહ્યુ છે વળી કોઈ (વિધિનિષેધોમા નહિ માનનાર વિચારવ ત) માણસ પોતાની પ નીને ધર્માનુસાર મેળવે અને પછી જો કોઈ જાતની વૈદિક કે સ્માર્ત વિધિઓ છોડી દઈ ને લગ્ન કરે તો તેથી ક ઈ અધર્મ થતો નથી એમ પણ ચોકખુ જણાવ્યુ છે લગ્ન અ ગેના આ વિચારો આજે પણ તદ્દન આ ધુનિક લાગે છે એ સ્પષ્ટ છે [4]

ધર્માનુસાર લગ્ન એટલે કયો ધર્મ? અથવા કયા ધર્મને અનુલક્ષીને પત્નીની સાથે સહધર્માચરણ કરવાની આજ્ઞા અપાઈ છે? [5] આમ તો

(નોધ ૨ ચાલુ)
૧૩-૪૪-૫ આસુર = વિક્રયથી કરવામા આવેલુ લગ્ન ૧૩ ૪૪ ૬, રાક્ષસ = મારામારી અને કાપાકાપી કરીને બળાત્કાર, રડતી કન્યા સાથે કરેલુ લગ્ન તે રાક્ષસ કે પૈશાચ ૧૩ ૪૪-૭, આમા પ્રથમના ત્રણ ધર્મ્ય છે અને બાકીના બે અધર્મ્ય છે ૧૩ ૪૪-૮, ૯ ‘મનુસ્મૃતિમા’ બ્રાહ્મ દૈવ આર્ષ, પ્રજાપત્ય, આસુર ગાધર્વ, રાક્ષસ અને પૈશાચ એવા આઠ જાતના વિવાહોનુ વર્ણન છે મનુ ૩ ૨૧ થી

૩ न ह्यकामेन सवाद मनुरेव प्रशसति ।
अयशस्यमधर्म्यं च यन्मृषा धर्मकोपनम् ॥ ૧૩-૪૪-૨૨

૪. હાલ ‘સિવિલમેરેજ એૅક્ટ’ના આશ્રયે થતા લગ્નોને આ વિચાર સાથે સરખાવી શકાય

૫. આ પ્રશ્નો અને તેના નિવારણ માટે જુઓ ‘અષ્ટાવક્ર દિક્સ વાદ’ મનુ અ ૧૮ થી ૨૨ એમાના નીચેના ઉલ્લેખો ખાસ જુઓ ૧૩-૧૯-૧ થી ૫ અને ૧૩ ૨૦-૬૧ થી ૬૩ ઇ આખોયે સ વાદ એક ત્રેયાર્થી, ધર્માર્થી અને તેમના ઉપર પ્રભુત્વ મેળવવા મથતા સરળ મનુષ્યના ચિત્તનુ દર્શન કરાવે છે

સહધર્માચરણ તર્કસંગત નથી અને અનેક દૃષ્ટિએ અશક્ય છે. લગ્નનો ધર્મ—હેતુ, ધર્મને અર્થે સંતતિ ઉત્પન્ન કરવાનો છે. એ નથી ઇન્દ્રિયતૃપ્તિ માટે કે નથી કોઈ દિવ્ય હેતુ માટે. ઇન્દ્રિયતૃપ્તિ જેવો હેતુ હોય તો તે ગૌણ છે તેથી કોઈ વિચારવંત મનુષ્ય એવા ધર્મને માટે પ્રજોત્પત્તિના ઉદાત્ત હેતુથી લગ્ન કરે, અને પ્રચલિત 'ધાર્મિક' કે 'સામાજિક' વિધિઓ, રૂઢિઓ અને રિવાજોને ફગાવી દે તો તે કંઈ અધર્મિષ્ઠ બનતો નથી, ધર્મિષ્ઠ જ રહે છે. જો એ ઇન્દ્રિયતૃપ્તિ કે દિવ્યસુખોની પ્રાપ્તિની આશામાં લપટાય નહિ તો.

આ વિવાહધર્મકથનમાં પછીથી સૌથી વધુ ભાર વરની ગુણવત્તા ઉપર–ધર્મ, અર્થ અને કામ ત્રણેના શ્રેષ્ઠત્વ ઉપર ભાર મૂકેલો છે.[૬] અને કન્યાનું જેમાં સહુથી અધિક શ્રેય થતું હોય તેવા વર સાથે વિવાહ કરવો તે જ બધા (વિવાહ) ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ છે એમ પ્રતિપાદિત કર્યું છે.[૭] એ માટે કોઈને વાગ્દાન કર્યું હોય, કોઈ પાસેથી પશુ લીધું હોય, કે શુલ્ક લીધું હોય તો પણ વિવાહ ફોક કરી શકાય છે એમ કન્યાના હિત માટે વિવાહ ફોક કરવો પડે તેને અસત્ય ભાષણનો દોષ લાગતો નથી એવું સ્પષ્ટ જણાવતાં "આપને (અર્થાત્

૬. ૧૩–૪૪–૨૭ થી

૭. (૧) સર૦ गुणवते कन्यका प्रतिपादनीयेत्यय तावत्प्रथमः संकल्पः ।
'શાકુન્તલ,' અંક ૪માં, શકુન્તલાની સખી અનસૂયાની ઉક્તિ.

ગુણવાનને કન્યા આપવી એ જ પ્રથમ (મુખ્ય) નિરધાર છે

(૨) સર૦ दद्याद्गुणवते कन्यां नग्निकां ब्रह्मचारिणे ।
'બૌધાયન–ધર્મસૂત્ર' ૪–૧–૧૨.

નગ્નિકા કન્યાને (*His of Dh* Vol I, p 27) (=કેટલાકના મતે પુષ્પિત નહિ થયેલી કન્યા અને કેટલાકના મતે પુષ્પત્વને પહોંચવા આવેલી કન્યા) ગુણવાન બ્રહ્મચારીને (પરણતાં સુધી અતૂટ બ્રહ્મચર્યવાળાને) આપવી.

વર પક્ષને) કન્યા આપીશ એવુ પહેલા બોલ્યા ન હોય, અથવા બોલ્યા હોય, અથવા અવશ્ય આપીશ જ એમ બોલ્યા હોય, પણ જ્યા સુધી પાણિગ્રહણ ન થયુ હોય ત્યા સુધી (વર અને કન્યા પક્ષવાળા) અન્યત્ર માગા કરી શકે છે"[८] કહીને લગ્ન થાય ત્યા સુધી મા । વન્ની પસદગી કરવાનો કન્યાનો હક—ધર્મ, સૌથી વધુ મહત્ત્વનો બનાવ્યો છે

९७ भार्यायां रक्ष्यमाणायां प्रजा भवति रक्षिता ।
प्रजायां रक्ष्यमाणायामात्मा भवति रक्षित ॥[१] ४-२०-२७

ભાર્યાનુ રક્ષણ કરવામા આવે તો પ્રજાનુ રક્ષણ થાય છે અને પ્રજા—સતતિ—નુ રક્ષણ કરવાથી આત્માનુ રક્ષણ થાય છે

મત્સ્યદેશના નગરમા પાચાલી સહિત પાડવો ગુપ્તવાસમા રહેતા હતા તે દરમિયાન એક વખત દેવકન્યા જેવા રુપવાળી દ્રૌપદીને જોઈ ને વિરાટનો સેનાપતિ અને સાળો કીચક તેનામા આસક્ત થયો, અને જેમ કોઈ શિયાળ સિંહણની ઇચ્છા કરે એમ તેણે દ્રૌપદીને લોભાવવા માડી સતી દ્રૌપદીએ એને પરદારાની ઇચ્છારૂપી પાપીવૃત્તિનો ત્યાગ કરવા સમજાવ્યુ, પોતાના પાચ ગધર્વ પતિઓ (અર્થાત્ પાડવો) તરફનો ભય બતાવ્યો, અને તેનો તિરસ્કાર કર્યો પણ કામાતુર કીચક પોતાની બેન રાજરાણી સુદેષ્ણા પાસે ગયો અને દ્રૌપદી પોતાને મેળવી આપવા માટે કાકલૂદી કરી સુદેષ્ણાએ રખેને રાજા વિરાટ દ્રૌપદીથી મોહિત થાય તો પોતાને નુકશાન થાય એ બીકે અને કીચકનુ કાર્ય થાય એ બને વિચારથી કીચકને ત્યા દ્રૌપદીને મોકલવાની યુક્તિ ગોઠવી અનાથ દ્રૌપદી સત્યની અને ભગવાન સૂર્યની પ્રાર્થના કરતી કરતી

८० १३ ४४ ३३ થી ३५.

१. म ३-१३-६१

કીચકના ભવને ગઈ કીચકે તેની આગળ પોતાનો પાપી મનોભાવ પ્રકટ કરતા, દ્રૌપદી કીચકને ધક્કો મારીને રાજસભામા દોડી ગઈ. કીચકે તેની પાછળ જ રાજસભામા દોડી દ્રૌપદીનો ચોટલો પકડીને લાત મારી માનિની દ્રૌપદીએ રાજા વિરાટ અને તેની સભાસદના સભ્યોને આ માટે ઠપકો આપ્યો, પણ ધર્મરાજની સમય વર્તવાની શીખામણથી ન્યાય મેળવ્યા વિના જ રડતી રડતી સુદેષ્ણાના ભવને પાછી ફરી રાત્રે પોતાના દુખનુ નિવારણ શાથી થાય તેનો વિચાર કરીને, એ ભીમસેન પાસે ગઈ. ત્યા પાડવોને પડતા દુખો માટે શોક કરી, પોતાની પહેલાની ઉન્નત અવસ્થા સાથે હાલની અવનતિ સરખાવી ખૂબ વિલાપ કરી, ભીમને કીચકનો વધ કરવા પ્રેરતા ઉપરનુ વચન કહ્યુ અને ઉમેર્યુ કે 'હુ કીચકને વશ થવા કરતા તો ભીમસેન! વિષ ઘોળીને તમારી આગળ મરવાનુ પસદ કરીશ ' ભીમસેને પાચાલીને આશ્વાસન આપી તથા કીચકને વ્યર્થ લોભાવીને મારવાની યુક્તિ બતાવી વિદાય કરી એ અનુસાર ભીમસેને કામાધ કીચક અને તેના ૧૦૫ ભાઈઓનો સહાર કરી નાખ્યો ²

દ્યૂતમા હાર્યા પછી વનવાસમા ગયેલા પાડવોને મળવા શ્રીકૃષ્ણ વનમા આવ્યા ત્યા ભગવાન શ્રીકૃષ્ણ આગળ દ્રૌપદીએ, દ્યૂતસભામા ક્ષુદ્ર કૌરવોએ પોતાનુ કલ્પનાતીત ઘોર અપમાન કર્યાની ફરિયાદ કરી તેમા પ્રથમ શ્રીકૃષ્ણની મહત્તા વર્ણવી સ્તુતિ કરી પછી શ્રીકૃષ્ણની સખી, પાડવોની ધર્મપત્ની અને ધૃષ્ટદ્યુમ્નની બહેન તરીકેનુ પોતાનુ ગૌરવ વર્ણવીને, સ્ત્રીજાતિની મહત્તા દર્શાવતો આ શ્લોક (૩-૧૩-૬૧) કહ્યો હતો

પત્નીના સ્વમાનનુ, શીલનુ તથા એ દ્વારા ભાવિ પેઢીના સ્વમાન અને ઉન્નતિનુ રક્ષણ કરવાનુ આ સુભાષિતથી દર્શાવ્યુ છે પત્નીનુ

૨. જુઓ 'કીચક વધ'ની કથા, વિરાટ અ ૧૩થી ૨૩

માનરક્ષક પતિ તરફથી થતુ જરૂરી છે સાથે પોતાના શીલના રક્ષણ માટેની દ્રૌપદીની અમર ભાવનાનુ, તેજસ્વિતાનુ, બુદ્ધિનુ અને વિપત્તિમા પડેલા પતિઓની મનોદશાને સમજવાની ઇચ્છાનુ, સ્ત્રીઓએ મનન કરવુ એટલુ જ આવશ્યક છે

९८ अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतम सखा ।
भार्या मूल त्रिवर्गस्य भार्या मित्र मरिष्यत ॥[1] १-६८-४०

९९ कान्तारेष्वपि विश्रामो नरस्याध्वनिकस्य वै ।[2]
य सदार स विश्वास्यस्तस्माद्दारा परा गति ॥[3] १-६८-४२

---

૧. (૧) સર° 'શાતિપર્વ'મા 'લુબ્ધકકપોતીય'મા ધર્માત્મા કરે તે ગાયેની પત્નીપ્રશસા કરતી ગાથાઓ ૧૨-૧૪૨-૬ થી ૧૦, અને ક્ષેપક ન ૩૬૬ થી ૩૬૭માની ગાથાઓ

(૨) સર° સ્ત્રીપ્રશસા કરતી જાતક ન ૫૩૪ 'મહાહસ' જાતકની ગાથા ૩૧ થી ૩૩ એ પૈકી ૩૨મી ગાથા જુઓ 'તેઓમા જ (સ્ત્રીઓમા) ક્રીડા પ્રતિષ્ઠિત છે, તેઓ જ રતિનો આધાર છે, તેમનામા બીજ અકુરિત થાય છે, તથા તેમનાથી પ્રાણી ઉત્પન્ન થાય છે પોતાનો પ્રાણ આપીને પણ તેને પ્રાપ્ત કર્યા પછી કેમ મનુષ્ય તેમનાથી વિરક્ત થશે ?'

(૩) સર° વરાહમિહિરની (ઈ સ ની ૬ઠ્ઠી સદી) 'બૃહત્સહિતા' ૭૪-૫ થી ૧૬માની સ્ત્રીપ્રશસા (*His of Dh* II I, P 579)

૨. આ બે શ્લોકો સાથે સર° 'નલોપાખ્યાન'મા દમયતીના વચન ૩ ૫૮ ૨૬ ૨૭ અને નલનો જવાબ ૩-૫૮ ૨૯ દમયતી 'મહારાજ' તમે ઘોર વનમા પ્રથમના સુખોને સભારતા થાકથી અને ભૂખથી રીબાઈ રહ્યા હશો ત્યારે હુ તમારી ગ્લાનિને દૂર કરીશ સર્વ દુ ખોમા ભાર્યા જેવુ (ઉત્તમ) એકે ઔષધ નથી એવો (નિષ્ણાત) વૈદ્યોનો મત છે આ હુ તમને સત્ય કહુ છુ ' નળ 'દમયતી! સુમધ્યમા ! તુ કહે છે એ તદ્દન યથાર્થ છે દુ ખી માણસ માટે ભાર્યા જેવો કોઈ મિત્ર નથી અને એના જેવુ કોઈ ઔષધ પણ નથી '

૩. સુશીલ પત્ની પતિને જીવનમા વિશ્રામ તો આપે જ છે તદુપરાત તેને સમાજમા વિશ્વાસપાત્ર પણ બનાવે છે આજે પણ આ હકીકત અનુભવ સિદ્ધ છે પત્ની વિનાનાને લોકો ઘર ભાડે આપતા ડરે છે

૧૦૦. दह्यमाना मनोदुःखैर्व्याधिभिश्चातुरा नराः ।[3]
ह्लादन्ते स्वेषु दारेषु घर्मार्ताः सलिलेष्विव ॥ ૧-૬૮-૪૯

ભાર્યા મનુષ્યનું અર્ધાંગ છે, ભાર્યા સર્વશ્રેષ્ઠ સખા છે, ભાર્યા ત્રિવર્ગ—ધર્મ, અર્થ અને કામ—નું મૂળ છે, (અને) ભાર્યા મરતાની (પતિની અંતની સમયની પણ) મિત્ર છે.

પ્રવાસી જનને પત્ની વનમાં પણ વિશ્રામ આપનારી છે, વળી જે પત્નીવાળો છે તે જ વિશ્વાસપાત્ર છે, માટે પત્ની પરમ ગતિ છે!

માનસિક સંતાપોથી બળીઝળીને રહેલા અને વ્યાધિથી દુઃખી થયેલા મનુષ્યો જેમ તાપથી અકળાયેલા (ઠંડા) પાણીથી આહ્‌લાદ પામે તેમ પોતાની પત્નીઓમાં આહ્‌લાદ પામે છે.

દુઃષન્તે શકુન્તલાને નકારો દેતાં, શરમિંદી થયેલી, અને ચીડાયેલી છતા તપના તેજથી ક્રોધને કાબૂમા રાખીને શકુન્તલાએ પ્રવચન કર્યું તેમા એણે સ્ત્રીનું મહત્ત્વ દર્શાવતાં સાચા, પ્રતાપી અને સ્વમાની વચનો ઉચ્ચાર્યાં તેમાંથી ઉપરના ત્રણ શ્લોકો લીધા છે.[4] શકુન્તલાના પ્રભાવશાળી વક્તવ્યદ્વારા વ્યાસે કરેલી સ્ત્રીપ્રશંસા અજોડ છે; આવો, એમાના થોડા નમૂનારૂપ વચનો જોઈએ. 'સત્કારપાત્ર એવી હું આપની પતિવ્રતા ભાર્યા સ્વયં સામે આવીને ઊભી છુ છતા તમે મારો સત્કાર નથી કરતા? આ સભામા તમે મને હલકટ સ્ત્રીની જેમ શાથી જુઓ છો? શું હું વેરાનમાં રોઉં છુ? શું તમે મને નહિ સાભળો?[5]

૪. કથા માટે જુઓ ઉપર 'સત્ય' શ્લોક ૪૩, ૪૪નું ઉદ્ઘાટન પૃ. ૯૩થી.

૫. ૧-૬૮-૩૩, ૩૪.

× × × તે જ પત્ની છે જે ગૃહકાર્યમાં દક્ષ છે, પ્રજાવાળી છે, પતિને પ્રાણ સમજનારી છે અને પતિવ્રતા છે.[6] × × × પ્રિયંવદા પત્ની એકાન્તમાં મિત્રરૂપ છે, ધર્મકાર્યોમાં પિતા જેવી છે અને દુઃખમાં માતા જેવી છે.[7] × × × પંડિતો કહે છે કે માણસ પોતે જ પોતા થકી પુત્રરૂપે જન્મે છે, તેથી પુત્રવતી પત્નીને એણે માતાની જેમ (આદરથી) જોવી.[8] × × × અતિશય ક્રોધ ચડયો હોય તો પણ ડાહ્યા માણસે પત્નીને કદી અપ્રિય કહેવું નહિ, કારણ કે રતિ, પ્રીતિ અને ધર્મ એ ત્રણે એને આધીન છે.[9] સ્ત્રીઓ એ આત્માને જન્મ લેવાનું પવિત્ર સનાતન ક્ષેત્ર છે, અને સ્ત્રી વિના સંતતિ ઉત્પન્ન કરવાની ઋષિઓમાં પણ શી શકિત છે.[10]...વગેરે '

આ સુભાષિતોમાં દર્શાવ્યા છે, તેવા ગુણો જુદી જુદી રીતે વ્યક્ત કરતાં, દ્રૌપદી, દમયંતી, સાવિત્રી, ગાંધારી, વિદુરા, કુન્તી વગેરે ઉચ્ચ કક્ષાનાં સ્ત્રીપાત્રો મારફતે કવિ વ્યાસ મહાભારતનાં સેંકડો પાનાં ઉપર સ્ત્રીત્વ અને માતૃત્વની ભાવનાનાં, ઔદાર્યયુક્ત કુટુંબપ્રેમનાં અને સ્ત્રીઓની ધારણાશક્તિ તથા પ્રેરણાશકિતનાં ચિત્તને ઊર્ધ્વગામી કરતાં જાજ્વલ્યમાન તેજકિરણો પાથરે છે.

---

૬. ૧-૬૮-૩૯.

૭. सखायः प्रविविक्तेषु भवन्त्येताः प्रियंवदाः ।
पितरो धर्मकार्येषु भवन्त्यार्तस्य मातरः ॥ ૧-૬૮-૪૨.

૮. आत्मात्मनैव जनितः पुन इत्युच्यते बुधैः ।
तस्माद्भार्यां नरः पश्येन्मातृवत्पुत्रमातरम् ॥ ૧-૬૮-૪૭.
સર° ઐત. બ્રા. ૭-૩૩-૧૩.

૯. सुसंरब्धोऽपि रामाणां न ब्रूयादप्रियं बुधः ।
रतिं प्रीतिं च धर्मं च तास्वायत्तमवेक्ष्य च ॥ ૧-૬૮-૫૦.
સર° મનુ. ૯-૨૮

૧૦. आत्मनो जन्मनः क्षेत्रं पुण्यं रामाः सनातनम् ।
ऋषीणामपि का शक्तिः स्रष्टुं रामामृते प्रजाः ॥ ૧-૬૮-૫૧.

१०१. न वाससां न रामाणां नापां स्पर्शस्तथा सुखः ।
शिशोरालिङ्‌ग्यमानस्य स्पर्शः सूनोर्यथा सुखः ॥ १–६८–५५

१०२. अङ्गादङ्गात्सम्भवसि हृदयादभिजायसे ।
आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥' १–६८–६२

આલિંગન કરાતા શિશુ સંતતિના સ્પર્શથી જેવું સુખ થાય છે તેવું સુખ (ઉત્તમ) વસ્ત્રો, સ્ત્રીઓ અને જળના સ્પર્શથી પણ થતું નથી.

'તું મારા અંગેઅંગમાંથી ઉત્પન્ન થયો છે, મારા હૃદયમાંથી જન્મ્યો છે, પુત્ર નામે હું પોતે જ છું એવો તું સો શરદો જીવ.'

પુત્રસહિત પોતાનો પરિત્યાગ કરતા દુઃષ્યન્તને સમજાવવા, શકુન્તલા પોતે ચાલી જવા તૈયાર થઇ, પણ બાળકપુત્ર ભરતને સ્વીકારવા વિનંતી કરતા ઉત્કટ અપત્યપ્રેમ દર્શાવતી દલીલો કરી તેમાંથી ઉપરના બે શ્લોકો લીધા છે. એમાંનો બીજો શ્લોક તો જાતકર્મસંસ્કાર વખતે બોલાતો વેદમંત્ર છે.

१. =કે. 'નિરુક્ત' ૩-૧-૪ (મૂળ ઉલ્લેખ 'શતપથ બ્રા.' ૧૪-૯-૪-૨૬), =કે. 'કૌષીતકિબ્રાહ્મણઉપનિષદ્' ૨-૧૧.

અથ=કે બૃહ C. ૬-૪-૯માં; આ મંત્ર ઉપકર્મસંસ્કાર વખતે બોલાય છે. જુઓ નીચે શ્લોક ૧૦૪ નોધ ૩, આ મન્ત્ર પછીનો બીજો શ્લોક સાથે જ વાંચો

पोषो हि त्वदधीनो मे सन्तानमपि चाक्षयम् ।
तस्मात्त्वं जीव मे वत्स सुसुखी शरदां शतम् ॥ १–६८–६३.

'મારી આબાદી અને અક્ષય સંતતિ તારે આધીન છે માટે હે વત્સ' તું સુખપૂર્વક સો શરદો જીવ'

'પુત્રસ્પર્શથી અધિક સુખદાયી સ્પર્શસુખ દુનિયાભરમા છે જ નહિ'[2] એમ બોલતી શકુન્તલાએ એનુ કારણ દર્શાવતા કેટલાક અતિ સુદર સુભાષિતો દુષ્યન્તને કહ્યા 'તમારા અગોમાથી આ, બીજો પુરુષ ઉત્પન્ન થયો છે નિર્મળ સરોવરમા પડેલા તમારા પ્રતિબિમ્બ જેવા આ મારા પુત્રને જુઓ[3] જેમ ગાર્હપત્ય અગ્નિમાથી આહવનીય અગ્નિ લેવાય છે, એમ તમારાથી આ પુત્ર જન્મ્યો છે, તમે એક હતા તે આ પુત્રથી બે રૂપ થયા છો'[4]

સામાન્ય મનુષ્ય માટે ઇન્દ્રિયોને કાબૂમા લેવા અને જીવનના ઉચ્ચ મૂલ્યોનો વિકાસ કરવા માટે ગૃહસ્થાશ્રમ યોજ્યો એમા પતિ પત્ની બને પરસ્પર સદ્ભાવ, પ્રેમ, સહકાર તથા રક્ષણ આપે અને સમાજોપયોગી બને એ રીતે જીવે એમ કલ્પાયુ એ સદ્અભિલાષાઓ વિકસિત થતી રહે (સ્વર્ગ મળે) અને મનુષ્ય પોતાની અસદ્ભાવનાઓમાથી છૂટે (નરકમાથી છૂટે[5]) એના સતત ચાલક બળ તરીકે

---

२ पुत्रस्पर्शात्सुखतर स्पर्शो लोके न विद्यते ॥ १-६८-५७

३. त्वदङ्गेभ्य प्रसूतोऽय पुरुषात्पुरुषोऽपर ।
सरसीवामलेऽऽत्मान द्वितीय पश्य मे सुतम् ॥ १-६८-६४.

૪. ૧-૬૮-૬૫

૫ (૧) જુઓ બૃહ ઉ ૧-૫-૧૭ આ ભાગ ઉપર ભાષ્ય કરતા શકરાચાર્ય લખે છે

तस्मात्पूरणेन त्रायते स पितरे यस्मात्तस्मात्पुत्रो नाम ।...

એટલે એ (અધૂરા કાર્યોની) પૂર્તિ આ પિતાને તારે છે માટે 'પુત્ર' કહેવાય છે

(૨) पुन्नाम्नो नरकाद्यस्मात्पितरं त्रायते सुत ।
तस्मात्पुत्र इति प्रोक्त स्वयमेव स्वयभुवा ॥ १-६८-३८,
= મનુ ૯-૧૩૮.

(તત્કાલીન સમાજવ્યવસ્થાને અનુલક્ષીને) પુત્રને પસંદગી મળી, ગૌરવ મળ્યું [૬] તેથી ઔરસ પુત્ર ન હોય તેવાઓ, અન્ય રીતે પુત્રપ્રાપ્તિ કરીને પોતાની વિકસતી અભિલાષાઓ ભવિષ્યમાં પાર પડતી રહે તે માટે પ્રયત્ન કરતા (આજેય કરે છે) તથા એમ કરીને ચિત્તમાં રહેલી પ્રેમની તથા બીજાને કંઈક અર્પણ કરવાની સ્વાર્થત્યાગની વૃત્તિને પોષણ આપતા.

જેઓ પૂર્ણ આત્મનિષ્ઠ થયા હોય તેઓને માટે આ વિચારણા નથી.[૭] પણ બાળજનસમુદાય, જે પાપા પગની ભર છે, તેને યોગ્ય માર્ગે ક્રમવાર આગળ વધવા માટે, ચિત્તને મૃદુ બનાવવા માટે, નિઃસ્વાર્થ પ્રેમને ખીલવવા માટે, ભાવિ પેઢી, સમાજ, દેશ અને વિશ્વને ઊર્ધ્વગામી કરવા માટે, ઉત્કટ સંતાનપ્રેમ દિવ્ય રસાયનની ગરજ સારે છે

૧૦૨ यथैवात्मा तथा पुत्रः पुत्रेण दुहिता समा ।
तस्यामात्मनि तिष्ठन्त्यां कथमन्यो धनं हरेत् ॥[१]

૧૩-૪૫-૧૧

જેવો પોતાનો આત્મા છે તેવો પુત્ર છે, અને પુત્રી

૬. (૧) પુત્રી પણ પુત્ર સમોવડી છે, પરંતુ સમાજવ્યવસ્થા પ્રમાણે વંશની ધુરા પૂરી વહન કરવાની તેથી પુત્રને પસંદગી મળી જુઓ નીચે શ્લોક ૧૦૩, જુઓ ૧-૬૯-૭૭

(૨) મ૦ ભા૦માં 'શકુન્તલોપાખ્યાન'માં મનુનું પ્રમાણ આપી પાંચ જાતના પુત્ર કહ્યા છે સ્વપત્નીથી થયેલો, લબ્ધ ક્રીત, વિવર્ધિત અને કૃત પણ હાલની મનુસ્મૃતિમાં બાર જાતના પુત્રોનું વર્ણન છે! (મનુ ૯-૧૫૮ થી જુઓ), જ્યારે 'અનુશાસનપર્વ'માં વીસ જાતના પુત્રોનું વિગતથી વર્ણન છે (૧૩-૪૯-૧ થી ૨૭)

૭. જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' શ્લોક ૬૦ પૃ ૨૦૨

૧. (૧) = મનુ ૯-૧૩૦

પુત્રના સમાન છે તેથી એવી પુત્રી જાતે (જીવતી) બેઠી હોય ત્યાંસુધી (ભાઈ, ભત્રીજા વગેરે) બીજો કોઈ ધનને કેમ લઈ શકે?

તત્કાલીન સમાજવ્યવસ્થાને અનુલક્ષીને કુળ અને વંશની પ્રણાલિઓ ચલાવનાર, યશ અને ધર્મની વૃદ્ધિ કરનાર તરીકે પુત્રને પણ ઘણી

---

(નોંધ ૧ ચાલુ)

(૨) अङ्गादङ्गात् सम्भवति पुत्रवद्दुहिता नृणाम् ।
तस्यां पितृधनं त्वन्यः कथं गृह्णीत मानवः ॥

'યાજ્ઞવલ્ક્યસ્મૃતિ'ની ટીકા 'અપરાર્ક'માં 'બૃહસ્પતિ'નું અવતરણ
(*His of Dh* II-I P 510 N 1190)

પુત્રની જેમ જ પુત્રી પણ માતાપિતાના અંગેઅંગમાંથી જન્મી છે, તેથી (તે જીવતી હોય ત્યાં સુધી) બીજો કોઈ પિતૃધન કેમ લઈ શકે?

(૩) વૈદિક જમાનામાં પુત્ર-પુત્રી સમાન હતાં, તે 'નિરુક્ત'ના (૩-૧) (ઈ સ પૂર્વે ૫૦૦ થી ૮૦૦) આ વચનથી જણાય છે

अविशेषेण मिथुनाः पुत्रा दायादा इति तदेतदृक्श्लोकाभ्यामभ्युक्तम् ।
अङ्गादङ्गात्सम्भवसि हृदयादधिजायसे ।
आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् इति ॥

शतपथ. १४-८-४-२१.

अविशेषेण पुत्राणां दायो भवति धर्मतः ।
मिथुनानां विसर्गादौ मनुः स्वायम्भुवोऽब्रवीत् ॥

સમાનરૂપે પુત્ર અને પુત્રી બન્ને પિતાના વારસાના ભાગીદાર છે તે ઋચા અને શ્લોકથી કહેવામાં આવ્યું છે (ઋચા) તું મારા અંગેઅંગમાંથી ઉત્પન્ન થયો છે મારા હૃદયમાંથી જન્મ્યો છે પુત્ર અર્થાત્ સંતાનરૂપે હું પોતે જ છું, એવો તું સો શરદો જીવ ઇ (શ્લોક) પુત્ર-પુત્રીના (વારસાનો) ભાગ પાડવાનો હોય ત્યારે સૃષ્ટિના આરંભથી સમાનરૂપે ધર્મથી સંતાનોને

મળવાથી, એ પિતાના ધનનો સીધો વારસ મનાયો પણ કોઈ પુત્રી-વાળો અપુત્ર મરણ પામે તો શું થાય? એ પ્રશ્ન ઊભો કરીને મહાભારતમાં સંગૃહીત કાયદાશાસ્ત્રે પુત્ર અને પુત્રી બંનેને સમાન ગણીને, અપુત્ર પિતાના ધનનો વારસો પુત્રીને જ મળે, બીજો કોઈ લઈ શકે નહિ એમ ઉપરના શ્લોકથી જણાવ્યું છે. વિશેષ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું કે (જેમ પિતાનું ધન પુત્રને મળે એમ) માતાનું ધન પુત્રીને મળે

(નોંધ ૧ ચાલુ)

વારસાનો અધિકાર છે એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે. ત્યારકે અહીં ઋચા અને શ્લોક વચ્ચે ભેદ પાડીને સ્પષ્ટતા કરી છે કે શ્રુતિ તેમ જ સ્મૃતિ બંને સંતાનોને (पुत्रा) ભેદ વિના સમાન જ ગણે છે. 'પુત્ર' શબ્દ પુલ્લિંગમાં વપરાયેલો હોવા છતાં એ 'પુત્ર અને પુત્રી' એવા સામાન્ય સંતાનના અર્થમાં વપરાય છે, તે વ્યાકરણના આ નિયમ અનુસાર છે

भ्रातृ-पुत्रा स्वसृ दुहितृभिः । 'સિદ્ધહેમ' ૩-૧-૧૨૧ । बहुवचन पर्यायार्थम् । स्वसर्थेन सहोक्तौ भ्रात्रर्थ शब्दौ, दुहित्रर्थेन सहोक्तौ पुत्रार्थ एक शिष्यते । भ्राता च स्वसा च भ्रातरौ । सोदर्यश्च स्वसा च सोदर्यौ । भ्राता च भगिनी च भ्रातरौ । पुत्रश्च दुहिता च पुत्रौ । सुतश्च दुहिता च सुतौ । पुत्रश्च सुता च पुत्रौ ।

સૂત્રાર્થ ભ્રાતૃ-પુત્ર વાચક શબ્દો સ્વસા-દુહિતા શબ્દોની સાથે સાથે કહેવામાં આવે ત્યારે એક બાકી રહે છે.

વૃત્તિ સૂત્રમાં બહુવચન સમાનાર્થક શબ્દોનું ગ્રહણ કરવા માટે છે. 'બહેન' અર્થવાળા શબ્દોની સાથે ભ્રાતૃવાચક શબ્દ કહેવામાં આવે અને દુહિતાવાચક શબ્દની સાથે પુત્રવાચક શબ્દ કહેવામાં આવે ત્યારે એક શબ્દ (પુરુષવાચક) બાકી રહે છે. જેમ કે ભાઈ અને બહેન એટલે ભ્રાતરૌ, સોદર્ય (ભાઈ) અને સ્વસા (બહેન) એટલે સોદર્યૌ, ભ્રાતા અને ભગિની એટલે ભ્રાતરૌ, પુત્ર અને દુહિતા એટલે પુત્રૌ, સુત અને દુહિતા સુતૌ, પુત્ર અને સુતા એટલે પુત્રૌ.

અને અપુત્ર માતામહનું ધન દૌહિત્રને મળે. કારણ પુત્ર અને દૌહિત્રમાં ધર્મ પ્રમાણે—શાસ્ત્ર અનુસાર—કંઈ ફરક નથી, અને એ પિતાને તેમ જ માતામહને શ્રાદ્ધમાં પિંડદાન કરે છે.[૨] (વળી જ્યાં અપુત્ર પિતાએ પુત્રીને પુત્ર તરીકે રાખી હોય અને પછી પુત્ર થાય) તેવા કોઈ પ્રસંગમાં સંતાનો પછી પુત્ર પણ પુત્રીની સાથે જ (વારસો) ઇચ્છી શકે જ્યાં (ઔરસ પુત્ર સિવાય) અન્ય કોઈ જાતના પુત્ર કરતાં—દત્તકાદિ પ્રકારના—પુત્રી શ્રેષ્ઠ છે. આમ છતાં જો કન્યાનો વિક્રય કરવામાં આવ્યો હોય તેના પુત્રને ધર્મદૃષ્ટિએ માતામહનો વારસો આપવો જોઈએ નહીં[૩] કારણ કે કન્યાવિક્રયથી થયેલી પ્રજા અધર્મિષ્ઠ હોય છે, એમ કહ્યું છે.[૪]

---

૨. ૧૩-૪૫-૧૨ થી ૧૬, ૧૩-૪૫-૧૨ = મનુ ૯-૧૩૦, ૧૩-૪૫-૧૩ ૧૬ = મનુ ૯-૧૩૧ આદિ. 'મનુસ્મૃતિ' અને મ૦ ભા૦ના પુત્રીના વારસા અંગે વિચારો લગભગ સરખા છતાં મ૦ ભા૦કાર અસંદિગ્ધ રીતે પુત્રીને ઔરસ સિવાયના તમામ પુત્રો કરતાં શ્રેષ્ઠ કહે છે, અને સ્ત્રીઓ માટે 'મનુસ્મૃતિ' કરતાં વિશેષ સન્માન તથા સમભાવ બતાવે છે.

૩. કન્યાના કે વરના—બન્નેના વિક્રયનો મ૦ ભા૦ના સ્મૃતિકાર વિરોધ કરે છે, એટલું જ નહિ પણ મનુએ દર્શાવેલા આઠ વિવાહો પૈકીના આર્ષ વિવાહમાં વર પાસેથી લેવામાં આવતા ગોમિથુન—ગાય બળદ રૂપી અલ્પધન (મનુ ૩-૨૯, ૫૩) લેવાના રીવાજને પણ 'એ સનાતન ધર્મ નથી' કહીને નિંદ્ય ગણેલો છે (૧૩-૪૫-૨૧) 'કોઈ અન્ય મનુષ્યને પણ વેચવો ન જોઈએ ત્યાં પોતાની પ્રજાને કેવી રીતે વેચી શકાય? એવા વિક્રયથી પ્રાપ્ત થયેલા એ અધર્મમૂલક ધનથી કશો ધર્મ થતો નથી' (૧૩-૪૫-૨૨) વળી કહ્યું છે. મ૦ ભા૦એ પોતાના આધારમાં 'ધર્મશાસ્ત્રોમાંના ધર્મને જાણનારા અને ધર્મસેતુથી નિબદ્ધ એવા પુરાવિદો અર્થાત્ નિષ્ણાતો—યમે ગાયેલી ગાથાઓ કહે છે' એમ નોંધ્યું છે (૧૩-૪૫-૧૮ થી) આ યમ તે સ્મૃતિકાર યમ. મ૦ ભા૦માં અન્ય (૧૩-૧૦૭-૩૯ થી ૪૨) યમે ગાયેલી ગાથાઓ છે.

૪. ૧૩-૪૫ ૧૫, ૧૬, ૧૭

એમ પુત્ર અને પુત્રી બધી રીતે સમાન છે. જે થોડો ફરક છે તે સામાજિક વ્યવસ્થાને લીધે કરવામાં આવ્યો છે, નહિ કે ભેદભાવને લીધે.

૧૦૪. पुत्रपौत्रसमाकीर्णो जननीं यः समाश्रितः ।
अपि वर्षशतस्यान्ते स द्विहायनवच्चरेत् ॥ १२–२७८–२६

(મનુષ્ય) પુત્રપૌત્રોથી વીંટળાયેલો હોય અને પૂરાં સો વર્ષનો થયો હોય તો પણ માતાની પાસે આવતાં એ બે વર્ષના બાળકની જેમ વર્તે.

માતૃપ્રેમની સંજીવનીનુ વર્ણન કરતુ આ હૃદયંગમ સુભાષિત વિશ્વસાહિત્યમાં અજોડ સ્થાન લે એવુ માતૃત્વનું ભવ્ય સ્તુતિકાવ્ય છે. પુત્રની દૃષ્ટિએ માતાનુ આવુ નિરૂપણ સાહિત્યમા વિરલ છે. પિતાનું ગૌરવ ઘણું મોટું છે, પણ માતાનું સ્થાન તેના પ્રેમ અને સેવાથી અજોડ છે.[१] આંગિરસ કુળના મેધાતિથિ ગૌતમને ચિરકારી નામનો

---

૧. (૧) જુઓ શાંતિ. અ ૨૫૮; ચિરકારીની આ કથા 'સ્કન્દ-પુરાણ'ના 'કુમારિકાખંડ,' ૫, ૬મા લગભગ અક્ષરશ: છે

(૨) આના વિરોધમા વા. રા. 'બાલકાંડ' સર્ગ, ૪૮, ૪૯મા આવતી અહલ્યાકથા સરખાવો. 'વા. રામાયણ'ની કથા મ૦ ભા૦ના મુકાબલે તદ્દન સામાન્ય કક્ષાની અને જેમાથી કઈ વિશેષ જાણવાનુ ન મળે એવા ગપ્પા જેવી છે.

(૩) તુલસીકૃત 'રામાયણ'મા આવતો આ પ્રસગ ઘણો ટૂંકો છે, પણ ઉત્કટ ભક્તિરસથી મનને ભરી દેનાર છે. 'બાલકાંડ' દોહા ૨૩૯ થી આગળ.

(૪) સરમાં સ્નાન કરવા ગયેલી રેણુકા માર્તિકાવતના રાજા ચિત્રરથમાં મનથી આસક્ત થઈ. આ કારણે બાપ જમદગ્નિની આજ્ઞાથી પુત્ર પરશુરામે માતાનું મસ્તક કાપી નાખ્યુ. પણ પછી પિતાએ વર માગવા કહેતા 'માતા ફરી જીવતી થાય અને આને વધ વ. પ્રસંગની સ્મૃતિ ન રહે ઇ.' એવું વરદાન

બહુ વિચારપૂર્વક કાર્ય કરનારો બુદ્ધિશાળી દીકરો હતો જો કે ટૂંકી દૃષ્ટિના દુર્બુદ્ધિ માણસો એને આળસુ કહેતા ! એક સમયે ઇંદ્રે તેની માતા (અહલ્યા)ને છેતરી તેનું શીલ ખંડિત કર્યું ત્યારે ક્રોધાયમાન થયેલા એના પિતા ગૌતમે બીજા કોઈ પુત્રને આજ્ઞા નહિ કરતા ચિરકારીને 'તારી માતાને મારી નાખ' એવી આજ્ઞા કરી, પણ ચિરકારી જેવું નામ ! એણે વિચાર કર્યો કે 'મારે એવો રસ્તો કાઢવો જોઈએ કે જેથી પિતાની આજ્ઞા પળાય અને માતૃવધનું પાપ કરવું ન પડે પિતાની આજ્ઞા પાળવી એ પરમ ધર્મ છે, તો માતૃરક્ષણ એ સ્વધર્મ છે એક તો સ્ત્રી અને તેમાંય મા, તેનો વધ કરીને કોણ સુખી થાય ? અને પિતાની અવજ્ઞા કરવાથી કોણ પ્રતિષ્ઠિત ગણાય ? પોતાના શીલ, ચારિત્ર્ય, જ્ઞાન અને કુળના ધારણ માટે પિતા પુત્રનો જન્મ આપે છે પિતા જ મારા રૂપે પુત્ર થઈને જન્મ્યા છે એ હું જાણું છું વળી જાતકર્મસંસ્કાર[2] તથા ઉપકર્મસંસ્કારમાં પિતા જે (વેદમંત્રોથી)[3] આશીર્વાદ આપે છે તેથી એમના મહાન ગૌરવનો

(નોંધ ૧ ચાલુ)

માગ્યું, એની કથા (આરણ્યક અ ૧૧૬) એ કથા કરતાં ચિરકારીની કથા માર્દવ, માતૃપ્રેમ પિતૃપ્રેમ વિનય, વિવેકબુદ્ધિ વગેરેમાં અનેકગણ ચડે એવી છે ભાગ વ જમદગ્નિની ઉપરોક્ત કથા મ૦ ભા૦માંની જ બીજી વાર્તા જોતાં (અનુ અ ૯૭, ૯૮) કોઈ જુની સરળ લોકકથાનું ચારણો અને પૌરાણિકો દ્વારા થયેલું રૂપાંતર હોવાનો ભાસ થાય છે

૨. જુઓ ઉપર શ્લોક ૧૦૨ પૃ ૩૦૩

૩. (૧) જાતકર્મસંસ્કાર – જન્મ પછી નાલચ્છેદન અગાઉ (अश्माभव परशुर्भव વ) મંત્રો સાથે નવજાત બાળકને સુવર્ણ, મધ અને ઘી ચટાડવાનો સંસ્કાર (મનુ ૨-૨૭, ૨૯ અને ૫ નીલકંઠ)

(૨) ઉપકર્મસંસ્કાર = ઉપનયનસંસ્કાર પછી ગુરુગૃહેથી પાછા આવેલ પુત્ર પ્રત્યે (आत्मा वै पुत्रनामासि° વ) મંત્રોથી પિતા આત્મભાવ પ્રદર્શિત કરે તે સંસ્કાર (૫ નીલકંઠ) જુઓ ઉપર શ્લોક ૧૦૨.

નિશ્ચય થાય છે. પિતા સંતાનનું પોષણ કરે છે. અધ્યયન કરાવે છે તેથી એ શ્રેષ્ઠ ગુરુ છે. વેદોમા પણ 'પિતા જે કહે તે ધર્મ છે' એવુ નિશ્ચિત કરેલુ છે. જીવનના દરેક ક્ષેત્રમા પિતા વાત્સલ્યથી મદદ કરે છે. અરે ફૂલ પોતાના ડીંટાને છોડી દે છે, ફળ પોતાને ઉત્પન્ન કરનાર વૃક્ષને છોડી દે છે, પણ પિતા તો સ્નેહને લીધે દુ:ખી થતા પુત્રને ત્યજી દેતા નથી.[4] એટલે તો પિતા જે કઈ કહે તેનો વિચાર કર્યા વિના અમલ કરવો જ જોઈએ પણ હવે માતૃગૌરવનો વિચાર કરતા જણાય છે કે, શરીરના આ પંચભૂતરૂપી સંઘાતનુ મૂળ કારણ માતા છે. જેમ અરણિ અગ્નિનુ ઉત્પત્તિસ્થાન છે, એમ માતા પુત્રનુ ઉત્પત્તિસ્થાન છે માતા દુઃખી થયેલા મનુષ્યને શાતિ આપે છે. માણસ શ્રીવિહીન થયો હોય પણ જ્યા 'ઓ મા !' એમ બોલતો ઘરમા પેસે કે તેનો શોક જતો રહે છે, અને (શોકથી આવેલુ) વાર્ધક્ય પણ અસર કરી શકતુ નથી. એ પુત્રપૌત્રોથી વીંટળાયેલો હોય અને પૂરા સો વર્ષનો થયો હોય તો પણ માતાની પાસે આવતા બે વર્ષના બાળકની જેમ વર્તી શકે છે.[5] પોતાનો પુત્ર ગમે તેવો સમર્થ, અસમર્થ, કૃશ કે પુષ્ટ હોય પણ માતા તો તેનુ વિધિપૂર્વક રક્ષણ કરે જ છે, માટે માતા જેવું કોઈ પોષણ કરનાર નથી જ્યારે માતાનો વિયોગ થાય છે ત્યારે માણસ વૃદ્ધ અને દુઃખી થાય છે અને જગત શૂન્ય જેવુ ભાસે છે માતા જેવી છાયા નથી, માતા જેવી ગતિ નથી, માતા જેવુ રક્ષણ નથી અને માતા જેવી પ્રપા—પરબ નથી[6] માતા કૂખમા ધારણ કરે છે માટે ધાત્રી,

---

૪. मुच्यते बन्धनात्पुष्प फल वृन्तात्प्रमुच्यते ।
क्लिश्यन्नपि सुतस्नेहैः पिता स्नेह न मुञ्चति ॥ १२-२५८-२०.

૫. ઉપર નોંધેલુ સુભાષિત ૧૦૪

૬ नास्ति मातृसमा छाया नास्ति मातृसमा गति ।
नास्ति मातृसम त्राण नास्ति मातृसमा प्रपा ॥ १२-२५८-२९.

જન્મ આપે છે તેથી જનની, અંગનું પોષણ કરે છે માટે અંબા, વીર-પુત્રને ઉત્પન્ન કરે છે તેથી તે વીરસૂ અને બાળકની શુશ્રૂષા કરે છે માટે શુશ્રૂ કહેવાય છે, આવું સમજનારો કયો સચેતન પુરુષ પોતાની માતાનો વધ કરે? વળી પુરુષ સ્ત્રીનું ભરણ કરે છે તેથી ભર્તા કહેવાય છે અને પાલન કરે છે તેથી પતિ કહેવાય છે. જેનામાં આ ગુણો નથી હોતા તે પુરુષ ભર્તા યે નથી અને પતિ યે નથી. (પિના ગૌતમે આ બંને ગુણોનું ઉલ્લંઘન કર્યું હોવાથી તે પતિધર્મથી ચલિત થયા છે, માટે એમની આજ્ઞાનું પાલન શી રીતે કરવું?) વળી બળાત્કારને લીધે સ્ત્રી વ્યભિચારરૂપી અપરાધ કરે છે તેમાં બળાત્કાર કરનાર પુરુષનો જ અપરાધ છે સ્ત્રીનો નથી. તેમાંએ આ બનાવમા તો પતિરૂપધારી ઇન્દ્રને, પતિ ધારીને માતાએ આત્મસમર્પણ કર્યું હતું. તેથી બધો વિચાર કરતાં માતા કે જે સ્ત્રી જાતિ છે, તેનું અધિક ગૌરવ જોઈને અને અક્કલવિનાનાં પશુઓ પણ માતાનો વધ નથી કરતા એ જોઈને, મારે માતાનો વધ કરવો જોઈએ નહિ. પિતા એક સ્થળે રહેલા દેવોના સમુદાય જેવા છે, (એની પાસે જતાં પુત્રને કંઈક ડર રહે છે) જ્યારે માતા કે જે મર્ત્યો અને દેવો બંનેના સમુદાયરૂપ છે તેની પાસે પુત્ર સ્નેહથી જાય છે. [૭]

---

૭. શાસ્ત્રોમાં પ્રચલિત સ્ત્રીનિંદાથી ઊલટું માતૃગૌરવના વિષયમા તમામ પ્રાચીન શાસ્ત્રકારો આશ્ચર્યજનક રીતે માતાની શ્રેષ્ઠતા વર્ણવતા થાકતા નથી. સામાન્ય ગૌરવયુક્ત પ્રશંસા તો ખરી જ પણ તે ઉપરાત ધર્મશાસ્ત્રો આજ્ઞા કરે છે કે, "માતા પતિતા હોય તો પણ પુત્રે તેની શુશ્રૂષા કરવી." 'આપસ્તંબ-ધર્મસૂ.' (ઈ. સ. પૂર્વે ૩૦૦ થી ૬૦૦) ૧-૧૦-૨૮-૯; 'બૌધાયન ધર્મસૂત્ર' (ઈ. સ પૂર્વે ૩૦૦ થી ૬૦૦) ૨-૨-૪૮; "પતિત પિતાનો ત્યાગ થઈ શકે પણ પતિત માતા કદીયે પુત્ર માટે ત્યાજ્ય નથી." 'વસિષ્ઠ-ધર્મસૂત્ર' (ઈ. સ. પૂર્વે ૩૦૦ થી ૬૦૦) ૧૩-૪૭; "પુત્રે માતા-પિતાના વિખવાદમાં કોઈનો પક્ષ લઈને ન બોલવું. પણ (બોલવું પડે તો) માતાના પક્ષમાં બોલવું કારણ

આમ ચિરકારી પોતાના નામ પ્રમાણે ઊંડા વિચાર કરતો હતો, તે દરમિયાન તપ કરવા ગયેલા મેધાતિથિ ગૌતમને શાસ્ત્રજ્ઞાન તથા ધૈર્યના પ્રભાવથી, શાંતિથી વિચાર કરતા, પસ્તાવો થવા લાગ્યો 'આ બનાવમાં મારી પત્નીનો લેશ પણ અપરાધ નથી અથવા ધર્મદૃષ્ટિએ આમાં મારી સ્ત્રીનો, મારો કે ઇન્દ્રનો યે અપરાધ નથી પણ (ધર્મ આચરવામાં થયેલા) પ્રમાદનો અપરાધ છે ઈર્ષ્યામાંથી સર્વ વ્યસનો—દુ ખો ઉત્પન્ન થાય છે એમ ઊર્ધ્વરેતા મુનિઓ કહે છે ખરેખર, ઈર્ષ્યાથી ક્ષિપ્ત થઈને હુ દુષ્કૃતના સમુદ્રમાં ડૂબી ગયો છું જે માગ ન કર્યાથી ભરણપોષણને પાત્ર હોઈ ખરેખરી ભાર્યા હતી એવી સાધ્વી સ્ત્રીની મે હત્યા કરી છે અરેરે! મને આમાંથી કોણ તારશે? જો ચિરકારી આજે ખરખર ચિરકારી થાય તો જ પાપમાંથી બચાય ઓ ચિરકારિક! તારુ કલ્યાણ થાઓ, ઓ ચિરકારિક! તારુ ભલુ થાઓ તુ બધા કામ વિચારીને જ કરે છે તેમ આજે ય ચિરકારિક થજે. પુત્ર ચિરકારિક! આજે તારા નામનુ સાર્થક કરી માર, તારી માતાનુ, મે ઉપાર્જન કરલા તપનુ અને તારુ પોતાનુ આ પાપથી રક્ષણ કર ' એમ સતાપ કરતા કરતા મહર્ષિ ગૌતમ પાછા આવ્યા પિતાને જોઈને ચિરકારી (તેમની આજ્ઞાનુ ઉલ્લઘન કર્યું હોવાથી) પગમા પડ્યો અને (માતા ઉપરનો ક્રોધ દૂર કરવા માટે) વીનવવા

(નોધ ૭ ચાલુ)

માતા તેનુ ધારણ અને પોષણ કરે છે સસ્કાર મયૂખ' (પૃ ૪૭૯)મા 'શખલિખિત'નુ અવતરણ, જુઓ 'વિવાદરત્નાકર' પૃ ૫૫૭

(આ અને બીજા સદર્ભો માટ જુઓ *His of Dh* Vol II-I pp 580, 581) આના પ્રસગમા ધર્મશાસ્ત્રોમા અત્યત ક્રૂર રીતે આવતી સ્ત્રીનિંદા કેટલી હાસ્ય અને અવગણનાને પાત્ર છે તે સ્પષ્ટ થાય છે. છતા 'સ્ત્રી'નો એવો અર્થ કરવામા આવે કે જે નારી છળકપટાદિથી આકર્ષવા ઇચ્છે તે 'સ્ત્રી', તો એની નિંદા સમજી શકે

માર્યો. ગૌતમ ચરણમાં પડેલા પુત્રને અને સ્તબ્ધ ઊભેલી પત્નીને જોઈ અતિશય ખુશ થયા. પુત્રને ઉપાડી બે હાથ વડે ખૂબ ભેટ્યા, ક્યાંય સુધી મસ્તક સૂંઘ્યું, બહુ વખાણ કર્યાં અને 'ચિરંજીવ' એવી આશીષ આપી.

માતાને સુખ આપવાની પુત્રની ફરજ, અને પુત્રને દુઃખી જોઈને માતાને થતું અનહદ દુઃખ, વર્ણવતા, વનવાસ જતા ભગવાન રામચંદ્રે માર્ગમાં લક્ષ્મણને અનેક વચનો કહ્યા હતા, એ પૈકી નીચેનું વચન વેધક છે 'હે સૌમિત્રિ! હું (આનંદને બદલે) માતાને અનંત શોક આપી ગયો છું, તેથી કોઈ પણ સ્ત્રી મારા જેવા (દુઃખ દેનાર) પુત્રને જન્મ આપશો નહિ.[૮]

એ પ્રમાણે પુત્રને સુખી જોઈને માતાને થતું અનહદ સુખ અને માતાને જીવતા જ સુખ આપવાની પુત્રની ફરજ વિષે ગુજરાતના મધ્ય-કાલીન યુગનો નીચેનો પ્રસંગ સંભારવા જેવો છે. મન્ત્રીશ્વર વસ્તુપાળ સંઘપતિ થઈને શત્રુંજયની યાત્રાએ ગયા હતા. ત્યાં એક સૂત્રધાર શિલ્પીએ એમની માતા કુમારદેવીની લાકડાની મૂર્તિ આપી એટલે મન્ત્રીશ્વર દુઃખાર્ત થઈને મોટેથી રડવા લાગતા, એમના ગુરુ 'મલધારી' નરચન્દ્રસૂરિએ માળવા જીતીને પાછા આવતા, રાજા સિદ્ધરાજે પોતાના વિજયથી જો મા જીવતી હોત તો કેટલી રાજી થાત એમ દુઃખી થઈને ઉચ્ચારેલો શ્લોક—'જેને માતાના મૃત્યુ પછી આટલું બધું મહાભાગ્ય સાંપડે એવા મારા જેવા (સુખ નહિ દેનાર) પુત્રને કોઈ પણ સ્ત્રી જન્મ આપશો નહિ '[૯]—સંભળાવીને આશ્વાસન આપ્યું હતું.

---

૮ मा स्म सीमन्तिनी काचिज्जनयेत् पुत्रमीदृशम् ।
सौमित्रे योऽहमम्बाया दद्मि शोकमनन्तकम् ॥
વા૦ રા૦ ૨-૫૩-૨૧

૯ मा स्म सीमन्तिनी कापि जनयेत् सुतमीदृशम् ।
बृहद्भाग्यफलं यस्य मृतमातुरनन्तरम् ॥
'પ્રબન્ધકોશ' અથવા 'ચતુર્વિંશતિપ્રબન્ધ'

મ૦ ભા૦માં આ બંને પ્રસંગોથી તદ્દન જુદી રીતે યુદ્ધમાં હારેલો પુત્ર સંજય જ્યારે હતોત્સાહ થઈને સૂઈ ગયો હતો તેને પાણી ચડાવતાં માતા વિદુરાએ, 'અરે! તારા જેવા અમર્ષ વિનાના, નિરુત્સાહી, નિર્વીર્ય અને શત્રુઓને રાજી કરનારા પુત્રનો કોઈ પણ સ્ત્રી જન્મ આપશો નહિ.'[૧૦] એમ કહ્યું હતું. ત્યા પુત્રે પોતાના પરાક્રમ અને ઉત્સાહથી માતાને ખુશ કરી સુખ આપવું, એવું ઉદ્બોધતો પ્રસંગ છે.



૧૦ निरमर्षं निरुत्साहं निर्वीर्यमरिनन्दनम् ।
मा स्म सीमन्तिनी काचिज्जनयेत्पुत्रमीदृशम् ॥ ૫–૧૩૧–૨૮.

આ શ્લોક સાથે સર૦

निरुत्साहं निरानन्दं निर्वीर्यमरिनन्दनम् ।
मा स्म सीमन्तिनी काचिज्जनयेत्पुत्रमीदृशम् ॥ 'હિતોપદેશ' ૨ ૭

८

# અર્થદોષ

१०५. अर्थहेतोर्नरश्रेष्ठ क्रियते कर्म कुत्सितम् ।
धिगर्थान्यत्कृते ह्येव क्रियते ज्ञातिसंक्षयः ॥ ६-९२-५

હે નરશ્રેષ્ઠ! અર્થને માટે (જ) આવું (યુદ્ધમાં મનુષ્યવધરૂપી) કુત્સિત કર્મ કરાય છે. જેને લીધે આવો જ્ઞાતિક્ષય કરવો પડે છે તે અર્થને ધિક્કાર છે.

આ શ્લોક, ભારત યુદ્ધના આઠમા દિવસે અર્જુનપુત્ર ઇરાવાન મરાયો એ સમાચાર અર્જુનને મળતાં, વિષાદગ્રસ્ત થઈને અર્જુને ઉદ્ગારો કાઢ્યા તે પૈકીનો છે. ક્ષત્રિયોની આજીવિકારૂપી રાજ્ય–અર્થને પ્રાપ્ત કરવા માટે, પોતાના જ સંબંધીજનોની હત્યા કરવાની પ્રવૃત્તિ છેવટે તો અર્થની, અર્થની પાછળ રહેલી આસક્તિપ્રેરિત અને ઈર્ષ્યામૂલક ટોર્ડ અનેક નિંદ્ય કર્મો કરવાની ફરજ પાડે છે.[1]

આજના સંકુલ સંઘર્ષયુક્ત યુગમાં એ પ્રાચીન યુગ કરતાં વિસ્તૃત

---

१. (१) ६-९२-१ થી १२ સુધીના અર્જુનના ઉદ્ગારો સાથ સર૦ ६-२३-३२ થી ३८ (ગીતા १-३२ થી ३८)

(२) સર૦ ગીતામાં શ્રીકૃષ્ણે કહેલા વચન ६-२४-३५ (ગીતા २-३५) मयाद्रणादुपरतं मन्यते त्वां महारथा ના જવાબરૂપે વિષાદ પછી અર્જુને યુદ્ધ કરી લેવાનો પાકો નિર્ણય કર્યો તે દર્શાવતું અર્જુનવચન

अशक्तमिति मामेते ज्ञास्यन्ति क्षत्रिया रणे ।
युद्ध मनेमिरचिन ज्ञातिभिर्मधुसूदन ॥ ६-९२-१०

રીતે, અનેક ક્ષેત્રોમાં અને લગભગ દરેક વ્યક્તિને સ્પર્શે એવી રીતે અર્થ માટે થતી નિંદ્ય અને કુત્સિત કર્મો કરવાની પ્રવૃત્તિ સુવિદિત છે.

કુત્સિત કર્મો નહિ કરવા એવી સાત્ત્વિકતા, ક્ષત્રિયની રગેરગમાં ઊતરેલી ભોગપિપાસા તૃપ્ત કરવા સારૂ અને આજીવિકા માટે અનિવાર્ય હિંસક રાજસિકતા, અને નૈષ્કર્મ્યને જ સાત્ત્વિકતા સમજનારી તામસિકતાના સંઘર્ષમાં અટવાતા અર્જુનને, સ્વભાવજન્ય ભોગવૃત્તિ અને હિંસક રાજસિકતા એની પાસે એક નહિ તો બીજે રૂપે હિંસક વિક્રમો કરાવશે જ એમ સમજાવી, આ યુદ્ધમા રહેલી સ્વજન પ્રત્યેની આસક્તિને ત્યજીને ન્યાયપણે જે પોતાનું છે તે મેળવવા માટે ભગવાને યુદ્ધ કરવા પ્રેર્યો, તથા તામસિકતામાંથી છોડાવ્યો. એમ હોવા છતાં કંઈ કુત્સિત કાર્ય સારુ થતું નથી. એનો મૂળભૂત દોષ અસમાન અન્યાયી અર્થરચનામાં છે, તેથી સમાજના ઘટકરૂપ દરેક વ્યક્તિને લાગુ પડે છે. એના સકંજામાં બધાય સપડાયેલા છે એમ બતાવવા અર્જુનના ઉપરના વાક્ય દ્વારા કવિએ અન્યાયી અર્થવ્યવસ્થાપ્રવર્તન પ્રત્યે ઊંડુ દુઃખ વ્યક્ત કર્યું છે. એ દુઃખનું નિવારણ, બીજા સર્વ દુઃખોના નિવારણ માટે વ્યાસે પ્રબોધેલો અનાસક્ત કર્મયોગ દરેક વ્યક્તિના જીવનમાં પ્રતિષ્ઠિત થતા, આખા સમાજનું ધોરણ ઊંચુ આવતાં થઈ શકે. ત્યા સુધી દરેક શ્રેયાર્થી વ્યક્તિએ બીજાઓ શું કરે છે તે જોયા સિવાય, વિવેકી આત્મનિરીક્ષણ કરી પોતાની શક્તિ પ્રમાણે અનાસક્ત કર્મયોગ આચરવાનો પ્રયત્ન કરવો. એનું સાચું મૂલ્યાકન કરનારો ઝવેરી હૃદયમા બેઠેલો છે.

૧૦૬. अतश्च धर्मिभिः पुंभिरनीहार्थः प्रशस्यते ।
प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम् ॥[१] ३–२–४७

---

૧. (૧) અબ અને કડની વચ્ચ વાચો ક્ષેપક નં. ૧૦.
धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहता ।
= કે. શાંતિ. પરિશિષ્ટ ૧–૪ લીટી ૩૫.

આથી ધાર્મિક પુરુષો અર્થની ઉપેક્ષાની પ્રશંસા કરે છે, (કારણ કે) કાદવ (લગાડીને પછી) ધોવો તે કરતાં દૂરથી તેનો સ્પર્શ ન કરવો એ વધુ સારું છે.

દ્યૂતમાં હારેલા પાંડવો અરણ્યવાસ માટે જતાં, કેટલાક બ્રહ્મવાદી બ્રાહ્મણો પણ તેમની સાથે જવા માંડયા.² ત્યારે તેમનું પોષણ કરવા માટે પોતાની પાસે પૂરતું ધન નહિ હોવાને લીધે શોકાતુર ધર્મરાજે બ્રાહ્મણોને સાથે નહિ આવવાની વિનંતી કરતાં, યોગ અને સાંખ્યમાં કુશળ શૌનકે ચિંતાત્યાગ, તૃષ્ણાત્યાગ, સંતોષ અને ધનસંચયની અનર્થકારિતા વિષે ધર્મરાજને અનેક રીતે સમજણ પાડી, તેમાંથી

(નોંધ ૧ ચાલુ)

(૨) હેમચન્દ્રાચાર્યે 'યોગશાસ્ત્ર' (૨-૧૦૮)માં 'દ્રવ્ય પરિગ્રહમાં તલસૈષુ જેટલો પણ ગુણ નથી અને દોષો તો પર્વત જેવા મોટા છે' એમ કહ્યું છે. તેની વૃત્તિમાં ક્ષેપક નં. ૧૦ (ક્ષે.) સહિત પ્રક્ષાલનાદ્ધિ૦ ટાંક્યું છે. 'યોગશાસ્ત્ર'માં મ૦ ભા૦ની ઉત્તર તરફની કોઈ વાચનામાંથી એ શ્લોક ઉદ્ધૃત કરવામાં આવ્યો હશે

(૩) ક્ષેપક નં. ૧૦ અને કઠ='હિતોપદેશ' ૧-૧૮૧; 'પંચતંત્ર' ૨-૧૫૭.

(૪) તૃષ્ણાત્યાગ વિષે વિદેહરાજે ગાયેલી ગાથાઓ પૈકી ૧૨-૨૬૮-૯ ઉપરની ટીકામાં પં. નીલકંઠે ઉપર ટાંકેલ ક્ષેપક નં. ૧૦ અને પ્રક્ષાલનાદ્ધિ૦ અવતીર્ણ કરેલા છે.

(૫) 'બ્રહ્મસૂત્ર' ઉપરના ભાષ્યમાં શંકરાચાર્યે, બ્રહ્મનું શ્રુતિ 'નેતિ, નેતિ' એમ વર્ણન કરે છે, તે અંગે થતા કુતર્કોનો નિષેધ કરતાં પ્રક્ષાલનાદ્ધિ૦ બે વખત ટાંકયું છે. ('બ્રહ્મસૂત્રભાષ્ય' ૩-૨-૨૨)

ઉપરની વિગતો જોતાં પ્રક્ષાલનાદ્ધિ૦ પ્રચલિત લોકોક્તિ છે, એ સ્પષ્ટ છે

૨. પ્રસંગ માટે જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨), શ્લોક ૨૪ ૫. ૩૮થી.

ઉપરનું સુભાષિત લીધું છે. અર્થદોષ વિષેના શૌનકના પ્રવચનખંડનો સાર આ પ્રમાણે છે : 'ધનવાનને રાજા, ચોર, સ્વજનો, પાણી, અગ્નિ ઇત્યાદિનો કાયમ ભય રહે છે.[3] જેમ માંસને આકાશમાં પક્ષીઓ, જમીન ઉપર શ્વાપદો, અને પાણીમા મત્સ્યો ખાઈ જાય છે એમ ધનવાનને ખાઈ જનારા સર્વત્ર તૈયાર હોય છે.[4] વળી અર્થ જ કેટલાકને અનર્થરૂપ બને છે. અર્થથી કલ્યાણ મેળવવાની ઇચ્છા રાખનારને કલ્યાણ મળતું નથી, તેથી બધી જાતની અર્થપ્રાપ્તિ મનના મોહને વધારનારી છે.[5] કૃપણતા, દર્પ, માન, ભય અને ઉદ્વેગ એ દેહધારીઓને

---

૩. (૧) સર૦ यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् ॥
अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।
पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता रीतिः ॥
('દ્વાદશપંજરિકાસ્તોત્ર' ૧, ૨, 'મોહમુદ્‍ગર;' ૨૮, ૨૯)

પોતાના (શુભ) કર્મથી મળી આવેલું જે ધન તું મેળવે તેથી ચિત્તને આનંદમા રાખ. અર્થને નિત્ય અનર્થ માન; ખરેખર તેનાથી રજમાત્ર પણ સુખ નથી. ધનવાનોને પુત્રથી પણ ભય હોય છે એ નીતિ બધે જાણીતી છે.

(૨) अर्थानामर्जने दुःखमर्जितानां च रक्षणे ।
नाशे दुःखं व्यये दुःखं धिगर्थाः कष्टसंश्रयाः ॥
'પંચાખ્યાન' ૧૧-૮૧.

૪. (૧) ૩-૨-૩૯ = રે. 'હિતોપદેશ' ૧-૧૮૨.

(૨) સર૦ જાતક ૩૩૦ 'સીલવિમસ'માનો કથા ભાગ., જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા', શ્લોક ૭૦, નોધ ૨૬, પૃ. ૨૩૨.

૫. સર૦ 'હુ તમને ખચીત કહું છું કે દ્રવ્યવાનને આકાશના રાજ્યમા પેસવું કઠણ છે. વળી હું તમને ફરીથી કહું છું કે દ્રવ્યવાનને દેવના રાજ્યમા પેસવા કરતા સોયના નાકામા થઈને ઊંટને જવું સહેલ છે.' 'બાઇબલ નવોકરાર' 'માત્થી' ૧૯-૨૩-૨૪; = (રે) 'માર્ક.' ૧૦-૨૩ થી ૨૫ અને 'લુક' ૧૮-૨૪-૨૫.

અર્થને લીધે પેદા થતા દુ ખો છે એમ પ્રાજ્ઞો સમજે છે અર્થ ઉપાર્જન કરવામા દુ ખ છે, સાચવવામા દુ ખ છે નાશ થાય તોય દુ ખ છે અને અને વપરાય તોય દુ ખ છે! અરે પૈસા માટે લોકો બીજાનો જીવ પણ લે છે! પૈસાનો ત્યાગ કરવો દોહ્યલો છે, એ તો પાકેના શત્રુઓ છે, માટે એના નાશની ફીકર ન કરવી [6] યૌવન, રૂપ, જીવિત, દ્રવ્યસંચય, ઐશ્વર્ય અને પ્રિયજનો સાથેનો વાસ અનિત્ય હોઈ પંડિતે એની મમતા ન સેવવી દુ ખરૂપ હોવાથી મનુષ્યે એ બધાનો સંચય ન કરવો અને એના ત્યાગથી થતા કલેશને સહન કરવો, કારણ કોઈ પણ સંચય કરનારો ઉપદ્રવ વિનાનો જણાતો નથી માટે હે યુધિષ્ઠિર! જો તમારે ધર્મ જ મેળવવો હોય તો અર્થની ઇચ્છાથી મુક્ત થઈ જાઓ [7]

---

૬ જુઓ ઉપર શ્લોક ૧૦૫ પૃ ૧૬ થી, વિશ્વયુદ્ધોથી માંડીને અતિશય નાનામા નાના સંઘર્ષ સુધી તપાસતા આ તૃષ્ણામૂલક હિંસાવૃત્તિનો ખ્યાલ આવશે

૭ (૧) એ પછી ધર્મરાજે, ધર્મ માટે અર્થ મેળવવાની પોતાની ઇચ્છા શાથી છે એ શૌનકને કહેતા, ઋષિ શૌનકે 'ધર્મ' વિશે પ્રવચન કર્યું. (જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪ થી ૨૭ અને બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૫૭ થી ૬૨ સુધી)

(૨) સર૦ 'અનર્થકારી રસ્તે પેદા કરેલા અર્થથી કરેલ દાન કે યજ્ઞનુ ફળ મળતુ નથી' કહેતા વચનો ૧૪-૯૪ ૨૫ થી ૨૮

(૩) સર૦ મ૦ ભા૦ 'અનુશાસનપર્વ'મા લગભગ તોતેર અધ્યાયમા દાન માહાત્મ્ય વર્ણવ્યા પછી દાન કરતા 'દમ' શ્રેષ્ઠ છે એમ કહ્યુ છે તે ૧૩-૭૪-૧૧ થી ૧૮

(૪) સર૦ ધનના દોષ છે છતા અનેક કષ્ટો વેઠીને માણસો એનુ ઉપાર્જન કરવા મથ્યા કરે છે! તેથી ન્યાયથી ઉપાર્જિત કરેલ દ્રવ્ય ભલે અલ્પ હોય પણ દેશ કાળ અને પાત્ર જોઈને તેનુ નિષ્કામભાવે દાન કરવામા આવે તો તે અનન્ત ફળ આપનાર થાય છે એમ કહીને વ્યાસે પાંડવોને સંભળાવેલુ 'મુદ્ગલોપાખ્યાન (૩-૨૪૬-૨૭ થી ૩૪ અને અ ૨૪૭, ૨૪૮), સર૦ ૬-૩૯-૨૦ (ગીતા ૧૭-૨૦)માની સાત્ત્વિક દાનની વ્યાખ્યા

ધર્મને માટે ધનની નહિ, પણ અર્થ અને કામ જેવું ફળ છે તેવા ધર્મની—નીતિની આરાધના કરવા વિષે[૮] 'શાંતિપર્વ'માં આવતું 'કુંડધારોપાખ્યાન' અહીં સરખાવવા જેવું છે. યુધિષ્ઠિરે પિતામહને પ્રશ્ન કર્યો કે 'વેદોમાં ધર્મ, અર્થ અને કામની પ્રશંસા કરવામાં આવી છે, પણ એ ત્રણેમાંથી શાની પ્રાપ્તિ શ્રેષ્ઠ છે તે કહો.' એટલે ભીષ્મદાદાએ 'કુંડધારોપાખ્યાન' કહ્યું.[૯] 'કોઈ એક નિર્ધન બ્રાહ્મણે મનમા વિચાર કર્યો કે 'હું ફળની ઇચ્છા રાખીને ધર્માચરણ કરીશ.' પણ ક્લેશવાળો (કર્મકાંડી) યજ્ઞોવાળો ધર્મ ધન વિના થઈ શકતો નથી એમ સમજીને તેણે તપ અને દેવોનું પૂજન કરવા માંડ્યું પણ તેને કંઈ ધન મળ્યું નહિ. એટલે તેને લાગ્યું કે લોકોએ ભક્તિ કરી કરીને દેવોને જડ બનાવી દીધા છે, માટે જે દેવ જડ ન થઈ ગયો હોય એવાની પૂજા કરીએ તો કંઈ મળે. એવામાં એણે દેવોના અનુચર કુંડધાર જલધર—મેઘને જોયો. એને જોતાં જ બ્રાહ્મણને એના ઉપર ભક્તિ થઈ, અને તેનું પૂજન શરૂ કર્યું. થોડા સમય પછી પૂજનથી તુષ્ટ થઈને તેને પ્રત્યુપકાર કરી આપવાનું કુંડધારે વચન આપ્યું

પછી એક રાત્રે કુંડધારની કૃપાથી સ્વપ્નામાં બ્રાહ્મણે મણિભદ્ર દેવ અને તેની યક્ષસભા જોઈ. એમા શુભ કર્મવાળા મનુષ્યોને રાજ્ય અને ધન આપવાનું અને અશુભકર્મવાળાઓ પાસેથી પાછુ લઈ લેવાનુ કાર્ય ચાલતું હતું. એવામા મહાતેજસ્વી કુંડધાર મેઘ આવ્યો અને દંડવત્ પ્રણામ કર્યા. મણિભદ્ર દેવે 'શી ઇચ્છા છે?' પૂછતા કુંડધારે પોતાનો બ્રાહ્મણ ભક્ત અને મિત્ર 'ધાર્મિક બને, એની બુદ્ધિ ધર્મમા જ રમણ કરે, ધર્મ પ્રમાણે જીવન ગુજારે. અને ધર્મને સર્વથી ઉત્તમ માને' એવો વર માગ્યો. મણિભદ્રે રાજ્ય અને વિવિધ સુખો, જે

૮. સર° નીચે 'ભારતસાવિત્રી' (પ્રક૦ ૨૧), શ્લોક ૧૯૪.

૯. શાંતિ. અ. ૨૬૩.

ધર્મના જ ફળ ગણાય છે તે અપાવવા કહ્યું. પણ જલધરે તો પોતાના ભક્ત માટે 'એ ધર્માત્મા થાય અને એની બુદ્ધિ ધર્મમાં જ રમણ કરે' એવું ખૂબ દુર્લભ વરદાન મેળવ્યું.

સવાર પડતાં સ્વપ્નમાંથી જાગેલા બ્રાહ્મણે તો પોતાનાં એનાં એ જ ફાટેલાં તૂટેલાં લુગડાં જોયાં એટલે સ્વપ્નમાંની યક્ષસભામાંના બનાવનો વિચાર કરી મીઢથી માગં 'આટલાં બધાં સુકૃતોને જો કુંડધારે ન જાણ્યાં તો બીજો કોણ જાણશે?' એમ બોલીને (નિષ્કામ) ધર્માચરણ કરવા તે વનમાં ચાલ્યો ગયો. ત્યાં તપ કરતાં કરતાં એને ધર્માચરણમાં આનંદ પડવા માંડ્યો. એમ ઘણો વખત પસાર થયા પછી બ્રાહ્મણને લાગ્યું કે 'અત્યારે જો હું કોઈના ઉપર પ્રસન્ન થાઉં તો તેને જોઈએ તેટલું ધન આપી શકું. મારી વાણી મિથ્યા થાય નહિ.' પોતાનું આવું સામર્થ્ય જોઈને એ હર્ષથી પ્રફુલ્લિત થઈને પુનઃ તપમાં લાગી ગયો. એમ કરતાં વિશેષ સિદ્ધિ પ્રાપ્ત થતાં 'અત્યારે હું પ્રસન્ન થઈને કોઈને રાજ્ય આપી દઉં તો તે તરત જ રાજા બની જાય, અને મારી વાણી મિથ્યા થાય નહિ.' તે આવો વિચાર કરતો હતો તેવામાં જ તેના તપોયોગથી અને તેના ઉપરના સુહૃદભાવથી આકર્ષાઈને સાક્ષાત્ કુંડધારે દર્શન દીધું. કુંડધારે તેને રાજાઓની દુઃખમય અને નરકમાં પાડનારી ગતિ દર્શાવી, અને સુખની લાલસાથી કામ, ક્રોધ, લોભ, ભય, મદ, નિદ્રા, તન્દ્રા અને આળસમાં ડૂબી રહેલા દુઃખી થતા મનુષ્યો બતાવ્યાં, અને કહ્યુ કે 'તેં મારુ ભાવથી પૂજન કર્યું છતાં ય જો તને દુઃખ અપાવનાર રાજ્ય કે ધન અપાવ્યાં હોત તો એ કઈ જાતનો અનુગ્રહ ગણાત? સ્વર્ગનાં દ્વાર તો મનુષ્યો માટે ખાસ બંધ રહે છે. કારણ દેવોને મનુષ્યો તરફથી (આ અમારું સ્થાન લઈ લેશે?) એવો ભય હોય છે. એટલે દેવોની આજ્ઞાથી કામ ક્રોધાદિ મનુષ્યોને બધી બાજુએથી ઘેરીને વિઘ્ન કરે છે. દેવોની અનુજ્ઞા વિના કોઈ ધાર્મિક થઈ

શકતો નથી. તું પણ એમની આજ્ઞાથી તપ વડે રાજ્ય અને ધન આપી શકે એવો શક્તિશાળી થયો છે.'

આ સાંભળતાં જ બ્રાહ્મણે મેધના ચરણમાં માથું મૂકી કામ અને લોભને આધીન થઈ, અગાઉ તેમના ઉપર ઈર્ષ્યા કરી હતી, તે બદલ ક્ષમા માગી, અને છેવટે (નિષ્કામ) ધર્માચરણ કરતા પરમગતિને પામ્યો.

આખ્યાન પૂરું કરીને ધર્મની શ્રેષ્ઠતા બતાવતા ભીષ્મે કહ્યું 'આ જગતમાં દેવો, બ્રાહ્મણો, સત્પુરુષો, મનુષ્યો અને ચારણો ધાર્મિક પુરુષોની જ પૂજા કરે છે, ધનાઢ્યોની કે કામીઓની નહિ. (હે રાજા!) તમારા ઉપર પણ દેવો સુપ્રસન્ન છે, કારણ કે તમારી બુદ્ધિ ધર્મમાં રમણ કરે છે. ધનમાં વિવિધ વાંછાઓ પૂરનાર સુખની માત્ર એક કલા રહેલી છે જ્યારે ધર્મમાં તો પરમ સુખ રહેલું છે.'[10]

૧૦૭. अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ।
इति सत्यं महाराज बद्धोऽस्म्यर्थेन कौरवैः ॥[1] ६-४१-३६

૧૦૮. अतस्त्वां क्लीबवद्वाक्यं ब्रवीमि कुरुनन्दन ।
हतोऽस्म्यर्थेन कौरव्य युद्धादन्यत्किमिच्छसि ॥[2] ६-४१-३७

---

१०. देवता ब्राह्मणाः सन्तो यक्षा मानुषचारणाः ।
धार्मिकान्पूजयन्तीह न धनाढ्यान्न कामिनः ॥ १२-२६३-५४

सुप्रसन्ना हि ते देवा यत्ते धर्मे रता मतिः ।
धने सुखकला काचिद्धर्मे तु परमं सुखम् ॥ १२-२६३-५५

૧. (૧)–૬-૪૧-૫૧ (દ્રોણ બોલે છે), ૬-૪૧-૬૬ (કૃપ બોલે છે), ૬-૪૧-૭૭ (શલ્ય બોલે છે). (૨) સર° 'હિતોપદેશ.' ૩-૭૮.

૨. સર° ૬-૪૧-૫૦, ૫૨ (દ્રોણ બોલે છે); ૬-૪૧-૬૭ (કૃપ બોલે છે); ૬-૪૧-૭૬, ૭૮ (શલ્ય બોલે છે).

( ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે ) પુરુષ અર્થનો દાસ છે પણ અર્થ કોઈનોય દાસ નથી. હે મહારાજ! એ ( કહેવત ) સત્ય છે, ( અને ) કૌરવોએ મને અર્થથી બાંધી લીધો છે.

એટલે જ હે કુરુનન્દન! હું આવું નપુંસક જેવું વચન બોલું છું. હું અર્થથી હરાયેલો છું, તેથી હે કૌરવ્ય! તું યુદ્ધ ( માં મદદ ) સિવાય બીજું શું ઇચ્છે છે?

યુદ્ધ કરવા પાંડવ-કૌરવની સેનાઓ સજ્જ થઈને સામસામી ઊભી રહી.[3] યુદ્ધનાં વાદિત્રો વાગવા માંડ્યા.[4] એ સમયે યુધિષ્ઠિર કવચ છોડી, નિઃશસ્ત્ર થઈને રથમાંથી ઊતરી પડ્યા અને હાથ જોડીને પગપાળા પૂર્વાભિમુખે પિતામહ ભીષ્મ વગેરેને અભિવંદન કરવા ચાલ્યા.[5] ત્યાં ભીષ્મ, દ્રોણ, કૃપ અને શલ્ય એ ચાર પૂજ્ય વડિલોને અનુક્રમે અભિવાદન કરતાં એ દરેકે ઉપરનાં વચનો ઉચ્ચારી પાંડવોને જિતવાની આશિષ આપી હતી. 'જેમને સાક્ષાત્ શતક્રતુ પણ જીતી શકે નહિ' તેવા વીર હોવા છતાં તેઓ ભયાનક આર્થિક પકડથી ક્લીબ જેવા થઈ ગયા હતા!

તેમાં ય ભીષ્મ જેવા ઉદાત્ત, ધીર, મહાનુભાવ, ધાર્મિક અને મૃત્યુ-

૩. ભીષ્મ. અ. ૪૧.

૪. ૬-૪૧-૩ (સર° ૬-૨૩-૧૩; ગીતા. ૧-૧૩).

૫. શત્રુઓ સામે યુદ્ધ કરતાં અગાઉ વડિલોની અનુમતિ લેવી એવો પ્રાચીન રિવાજ હતો. અહીં તો બધા ગુરુઓ શત્રુપક્ષમાં હતા! પણ ધર્મરાજ તો અજાતશત્રુ હતા. યુદ્ધે ચઢ્યા હતા પણ દિલમાં શત્રુભાવ નહોતો. બરાબર આવો જ પૂજ્યભાવ જ્યારે પરશુરામ અંબાનો પક્ષ સ્વીકાર કરાવવા ભીષ્મ સામે યુદ્ધ કરવા આવ્યા ત્યારે ભીષ્મે એમના પ્રત્યે બતાવ્યો હતો. (૫-૧૮૦-૧૧ થી ૧૭).

વિજેતા બાલબ્રહ્મચારી સર્જન પણ આર્થિક ફાંસલામાં કેવી કઢંગી રીતે ફસાયા હતા, એ આ ઉક્તિથી અને યુદ્ધ દરમિયાન દુર્યોધન તેમનું અપમાન કર્યા કરતો હતો તે ઉપરથી સમજાય છે. (આ વચનો આજે મહાભારતના યુગ કરતાં યે વિશેષ વાસ્તવિક છે એ બીના ઉપર ભાર મૂકવાની જરૂર નથી.) જો કે ભીષ્મ પોતે કાયદેસર—ધર્મપ્રમાણે—કઈ બાજુ રહેવું ન્યાયપુરઃસર છે તે સંભવતઃ પૂરેપૂરું સ્પષ્ટ નહિ જોઈ શક્યા હોય. દ્રોણ અને કૃપ સેવક હતા તેથી દુર્યોધનના પક્ષમાં જોડાયેલા. શલ્યને ભોળવીને તેનું સન્માન કરીને ઉપકાર નીચે મૂકવામાં આવ્યો હતો એટલે એ સમયની સામાન્ય રાજનીતિ મુજબના ખ્યાલોથી બંધાઈને કમને તે દુર્યોધન તરફ ગયેલો.[૬] ભીષ્મની બાબતમાં એવું નહોતું. ભીષ્મ તો કૌરવોના પિતામહ હતા. ધૃતરાષ્ટ્ર અને પાંડુના યે પાલક હતા. પ્રાજ્ઞ અને પંડિત મનાતા હતા, પણ કાયદાની બારીકીમાં ક્યાંક અટવાઈ પડેલા.[૭]

---

૬. ઉદ્યોગ. અ. ૮.

૭. (૧) ભીષ્મે 'અપ્રજ હોવા છતાય મને સ્વર્ગ મળશે' એમ કહી પ્રચલિત લોકમાન્યતાને દૂર કરી પિતા ખાતર આજીવન નૈષ્ઠિક બ્રહ્મચર્ય સ્વીકાર્યું હતું. પણ બીજા અતિ અટપટા સામાજિક મુદ્દાઓમા તે અધર્મ થાય છે એમ જાણતા છતાંય કાયદાની (ધર્મની) બારીકીમા ગૂંચવાતા અને 'ધર્મની ગતિ સૂક્ષ્મ છે' કહી એનો નિર્ણય કરી શકતા નહિ. સર૦ દ્રૌપદીવસ્ત્રાહરણ પ્રસંગે, દ્રૌપદીના પ્રશ્નોનો ભીષ્મપ્રત્યુત્તર. ૨-૬૦-૪૦ થી; ૨-૬૨-૧૪ થી.

(૨) ભીષ્મ અને દ્રોણ માટે વિદુર આ અભિપ્રાય દર્શાવે છે. "આ બે પુરુષસિંહો કરતા કોણ પ્રજ્ઞામા અધિક છે? બન્ને વય, પ્રજ્ઞા અને શ્રુતમા વૃદ્ધ છે. હે રાજેન્દ્ર! (ધૃતરાષ્ટ્ર!) તમારા તરફ અને પાંડવો તરફ તેઓને સમાન ભાવ છે. ધર્મ અને સત્યમા દાશરથિ રામ કે ગયરાજથી જરાય ઊતરતા નથી એ નિઃસંશય છે. તેમણે અગાઉ કદી અહિતકારી સલાહ આપી નથી...... તેઓ તમારા નિમિત્તે અથવા તો ધનને કારણે કદી પણ પક્ષપાતભર્યું બોલશે

પણ ધનની ભીંસી નાંખતી પ્રચંડ પકડના ખ્યાલવાળા દુર્યોધને ધૃતરાષ્ટ્ર સાથે મંત્રણા કરીને પાંડવોને લાક્ષાગૃહમાં બાળી નાંખી તેમનું કાસળ કાઢવાની યોજના કરી.૮ તેમાં પ્રજાજનો કે ભીષ્મ વગેરે ડખલ ન કરે તે માટે, અર્થ તથા માનથી પ્રજાજનો અમાત્યો વગેરેને સત્કારીને પક્ષમાં લઈ લેવા, ભીષ્મ તો સતત મધ્યસ્થ છે (પણ પગાર આપણો ખાય છે તેથી ધર્મની સૂક્ષ્મ ગતિમા અટવાવાના), દ્રોણપુત્ર અશ્વત્થામા પોતાના પક્ષમાં છે, તેથી દ્રોણ અને તેમના સાળા કૃપ બંને (સગાઈના સંબંધથી અને સેવક હોવાથી) પક્ષમાં આવી જ જવાના, એક વિદુર જો કે ગુપ્ત રીતે પાંડવોને મળી ગયેલા છે પણ એમનો પગાર આપણને આધીન છે, અને એ એકલા પાંડવોને માટે કંઈ ઉપજાવી શકશે નહિ એવી વિશ્વાસપૂર્વક ગણત્રી કરીને આખી યોજના દુર્યોધને અમલમાં મૂકી હતી. પરંતુ એકલા વિદુરે એ યોજનાને ઉથલાવી પાડી હતી. એ પછીથી યે દુર્યોધને આર્થિક લાલચની પોતાની જૂની રમતનો પૂરેપૂરો ઉપયોગ કર્યો હશે જ. પણ તત્ત્વદર્શી વ્યાસે તો આ મહાનુભાવો પાસે આવી લાચારી ભરેલી ઉક્તિઓ બોલાવીને, સમાજમાં જે વિચિત્ર, અસંસ્કારી, અન્યાયી અર્થવ્યવસ્થા ચાલે છે તેનાથી કે

---

(નોંધ ૭ ચાલુ)

નહિ." ૧-૨૯૭-૪ થી ૧૦, વળી યુધિષ્ઠિરને સંપૂર્ણ શાસ્ત્રજ્ઞાન આપવાની સૂચના કરતાં શ્રીકૃષ્ણ ભીષ્મને કહે છે "...તમે ઇતિહાસ-પુરાણને સંપૂર્ણ જાણો છો. સકળ **ધર્મશાસ્ત્ર** તમારા મનમાં નિત્ય રમી રહેલું છે. વળી જગતમાં જે જે સંશયવાળી બાબતો છે, તેનું નિરાકરણ કરનાર તમારા જેવું કોઈ નથી.. " ૧૨-૫૦-૩૪, ૩૫. આવા ભીષ્મ અને દ્રોણ શાસ્ત્રજાળમાં ગૂંચાઈને પરવશ થઈ અધર્મપક્ષે લડ્યા! આ હકીકત ધર્મપાલનમાં દક્ષતા અને નમ્રતા કેટલી અનિવાર્ય છે તેની સૂચક છે.

૮. ૧-૧૩૦-૧ થી ૨૦.

હીન પરિસ્થિતિ પેદા થાય છે તે બનાવી તેને મજબૂત હાથે તોડવા પ્રેરણા કરી છે.[૯]

ત્યારે આ ધ્રાંસલામાંથી કોઈ છટક્યું હતું કે કેમ ? હા, જ્યાં મોભાવાળા મહાનુભાવ ઉત્તમવર્ણના વીરો અને પંડિતો નિષ્ફળ ગયા, ત્યાં નમ્ર, મહાપ્રાજ્ઞ, દાસીપુત્ર વિદુર, અને તેમનાથી ય નીચી કક્ષાનો ધૃતરાષ્ટ્રનો વૈશ્યાપુત્ર યુયુત્સુ,[૧૦] યથાશક્તિમતિ છૂટા રહ્યા હતા. મહામાત્ય વિદુરે સેવક હોવા છતાં કદિયે પોતાનો ન્યાયી અવાજ રૂંધાવા દીધો નહોતો. નમ્રતા, વિવેક, ધાર્મિકતા અને સમય તથા લોકોનું વલણું જાણીને એમણે પોતાની મર્યાદા અનુસાર દુર્યોધનને, ધૃતરાષ્ટ્રને, કૌરવોને અને આખી કૌરવસભાને નીડરપણે હિતવચનો સંભળાવ્યાં હતાં. ન્યાયી અને બુદ્ધિશાળી વર્તન રાખવાને પ્રેરણા કર્યા કરી હતી. એ માટે અનેક અપમાનો વેઠ્યાં હતાં, પણ એમણે તો બદલામાં સદાય આશ્વાસનોની જ લહાણી કરી હતી; અને વૈશ્યાપુત્ર યુયુત્સુ ? એ સામાન્ય, સ્મૃતિ અનુસાર ઊતરતી કક્ષાનો[૧૧] અને એકસો કૌરવ-

૯. વિષ્ટિ માટે કૌરવસભામાં જતા શ્રીકૃષ્ણને ધર્મરાજાએ પોતાની પરિસ્થિતિ સમજાવતું અને કૃતકાર્યમાં માર્ગદર્શક બનતું પ્રવચન સંભળાવ્યું, તેમાં શંબરનું પ્રમાણ આપી ધનની મહત્તા દર્શાવેલી તેમાંનો થોડોક ભાગ સર૰ 'શંબર કહે છે કે જે દશામાં આજના અને કાલ સવારના ભોજનનું ઠેકાણું ન હોય તેનાથી વધુ દુઃખદાયક દશા બીજી કોઈ નથી. (વિચક્ષણ પુરુષો) ધનને જ પરમધર્મ કહે છે કારણ ધનના આધારે જ બધું ટકેલું છે. ધનવાનો જ આ જગતમા ખરું જીવે છે, નિર્ધનો તો મરેલા જ છે, વગેરે.' ૫-૭૦-૨૨ થી ૨૩, અને આગળ.

૧૦. ગાધારી સગર્ભાવસ્થામા હતી, ત્યારે ધૃતરાષ્ટ્રની પરીચર્યા કરતી એક વૈશ્યાથી યુયુત્સુ જન્મ્યો હતો (૧-૧૦૭-૩૫ થી ૩૬).

૧૧. ૧૩-૪૯-૭, ૮; મનુ. ૧૦-૧૦; સામાન્યતઃ વિદુર અને યુયુત્સુ અનુલોમ પદ્ધતિ અનુસારના પુત્રો ગણાય. પણ સ્મૃતિના કેટલાક વિધાનો

ભાઈઓના વર્ચસ્‌માં જેનું અસ્તિત્વ પણ જોવું દોહ્યલું થઈ પડે એવો, છતાં ન્યાયી તથા ધીમાન અને નીડર. ગુરુજનોને અભિવાદન કરી રહ્યા પછી, યુધિષ્ઠિરે સૈન્યોની વચ્ચે ઘાંટો પાડીને કહ્યું કે 'જેઓ અમને સહાય કરવા ઇચ્છતા હશે તેમને અમે સ્વીકારીશું.' તરત જ યુયુત્સુ (સમાજે માની લીધેલું) અર્થદાસત્વ, દેખાઈ આવતી જ દુર્યોધનની સરસાઈ વગેરેને ફગાવી દઈને પાંડવોના પક્ષમાં ચાલ્યો આવ્યો.[12] અને 'મને લાગે છે કે તારાથી જ ધૃતરાષ્ટ્રની શ્રાદ્ધક્રિયા અને પ્રજાતન્તુ જળવાઈ રહેશે' એવી યુધિષ્ઠિરની ભવિષ્યવાણીને તેણે સાચી પાડી.

આ સિવાય એક ત્રીજી વ્યક્તિ હતી, જે અર્થદાસત્વથી તો મુક્ત હતી પણ તેના વિવિધ ફાંસલાઓ, સકંજાઓ અને પકડથી માહિતગાર હતી તથા તેને તોડી નાંખવા કટિબદ્ધ હતી. એ હતા દાશાર્હ શ્રીકૃષ્ણ. તેઓ વિષ્ટિ કરવા આવી ગયા છે એવું સાંભળી જેમ શલ્યને સત્કારથી પોતાના પક્ષમાં લીધો હતો એમ દુર્યોધને તેમના માર્ગમાં ઠામ ઠામ

---

(નોંધ ૧૧ ચાલુ)

અનુસાર, તેઓની કક્ષા અત્યંત હીન ગણી શકાય. જો કે મ૦ ભા૦ના સ્મૃતિકારે વર્ણસંકરોનું ખૂબ લંબાણથી વર્ણન કરતા વચમાં, સંકરત્વ અને શુદ્ધત્વ તપાસવા માટે શુદ્ધ આચારને જ મુખ્ય ગણાવ્યો છે. ધાર્મિક મનુષ્ય સંકર જાતિના ઘેર હોય તો પણ તેને શુદ્ધ યોનિ અને અનાચારી, ક્રૂર શુદ્ધવર્ણના ઘેર હોય તો પણ તેને સંકર ગણવો એમ કહીને, એક રીતે સ્મૃતિવિધાનની હાંસી કરી છે. જુઓ ૧૩-૪૮-૩૯ થી ૪૯. આ પૈકી શ્લોક ૪૦, ૪૧ અને ૪૩ સાથે અનુક્રમે મનુ. ૧૦-૫૮, ૫૯, ૬૦ થોડા ફેરફાર સાથે મળતા છે.

૧૨. ૬-૪૧-૮૯ થી ૯૪; પાંડવોએ યુયુત્સુને આગળ કરી ધૃતરાષ્ટ્રને શ્રાદ્ધપ્રદાન કર્યું હતું (જુઓ ૧૫-૪૭-૧૨ થી) યુયુત્સુને રાજ્ય સોંપી અર્થાત્ સંરક્ષક નીમી પાંડવોએ મહાપ્રસ્થાન કર્યું ત્યારે બાળક કૌરવ પરિક્ષિત અને યાદવ વજ્રને અનુક્રમે હસ્તિનાપુર તથા ઇંદ્રપ્રસ્થના રાજ્યાસને બેસાડ્યા હતા. (૧૭-૧-૯).

રમણીય સભાસ્થળો તથા ખાવાપીવા અને વૈભવની-અમૂલ્ય સામગ્રીઓ ગોઠવી.[૧૩] પણ કેશવ તો તેની સામે નજર પણ નાખ્યા સિવાય સીધા જ હસ્તિનાપુર ચાલ્યા આવ્યા.[૧૪] શ્રીકૃષ્ણ વૃકસ્થલમા પહોંચ્યા તથા હસ્તિનાપુરમા બીજે સવારે આવવાના હતા ત્યારે ધૃતરાષ્ટ્રે શ્રીકૃષ્ણને લોભાવવા વિદુરની સાથે તેમને અતિશય માનપાન અને અમૂલ્ય ભેટો આપવાનો કાર્યક્રમ વિચાર્યો.[૧૫] પણ વિદુરે ચોખ્ખું સંભળાવ્યું કે, "શ્રીકૃષ્ણ તો એટલુ માનપાન તો શું પણ આખી પૃથ્વી સુદ્ધા સમર્પણ કરવા યોગ્ય છે. પણ તમે જે અર્પણ કરવા ધારો છો તે ધર્મથી કે પ્રેમભાવથી નહિ પણ એમને ઠગવા માટે અને નાણાથી ફોડવા માટે કરો છો. પણ તમે ધન, ખટપટ કે નિંદાવડે કૃષ્ણને અર્જુનથી જુદા નહિ પાડી શકો. એ તો જળથી ભરેલો કુંભ, પગ ધોવાનું પાણી અને કુશળપ્રશ્ન એ સિવાય તમારી કોઈ ચીજની સામે પણ નહિ જુએ.[૧૬] માટે જે ઉદ્દેશથી માનાર્હ શ્રીકૃષ્ણ અહીં આવે છે તે શાંતિરૂપી અતિથ્યથી એમનો સત્કાર કરો. ઇ.[૧૭]

આ બાજુ શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમા આવ્યા, કૌરવોએ અને પ્રજાએ ભવ્ય સ્વાગત કર્યું. તેઓ કૌરવોને મળ્યા અને વિદુરના મહેલે ઊતર્યા.[૧૮] પછી વિદુર, કુન્તીફોઈ વગેરે સાથે વાતો કરીને દુર્યોધનના પ્રાસાદમા આવ્યા. દુર્યોધને એમનો સત્કાર કરી ભોજન માટે નિમંત્રણ

---

૧૩. ઉદ્યોગ અ ૮૩

૧૪. ૫-૮૩-૧૮.

૧૫. ઉદ્યોગ અ ૮૪, ૮૫

૧૬. अन्यत्कुम्भादपां पूर्णादन्यत्पादावसेचनात् ।
अन्यत्कुशलसप्रश्नान्नैषिष्यति जनार्दनः ॥ ૫-૮૫-૧૩.

૧૭. ૫-૮૫-૧૪ થી ૧૬

૧૮. ઉદ્યોગ અ ૮૭

આપ્યું.[19] કેશવે ન સ્વીકાર્યું. એટલે દુર્યોધને બંને પક્ષને સહાય આપનારા અને બંને પક્ષના હિતેચ્છુ ચક્રગદાધર કૃષ્ણને નિમંત્રણ પાછું ઠેલવાનું કારણ પૂછતાં, શ્રીકૃષ્ણે કહ્યું, 'હું કામથી, સંરંભથી (ક્રોધ, આડાઈ વ.), દ્વેષથી, ધન માટે, હેતુવાદથી (દલીલોથી) કે લોભથી ધર્મનો કોઈ રીતે ત્યાગ કરું એમ નથી. હે રાજન્ ! ઉત્તમ પ્રેમસંબંધ હોય કે આપદ્કાળ આવ્યો હોય તો પારકાને ત્યાં અન્ન જમાય. પણ તમે અમારા ઉપર ઉત્તમ પ્રીતિ ધરાવતા નથી, તેમ અમે અન્ન ન મળે એવી આપત્તિમાં આવ્યા નથી.[20] તમે ધર્મનિષ્ઠ પાંડવોનો

---

૧૯. (૧) ઉદ્યોગ અ. ૮૯; ૫-૮૯-૧૧ થી.

(૨) ગુજરાતી કહેવત 'ધાનનું માથું નીચું જુવે અને ડાંગનું માથું ઊંચું જુવે' મુજબ દુર્યોધન શ્રીકૃષ્ણને જમાડવા ઇચ્છતો હતો.

૨૦. (૧) नाहं कामान्न संरंभान्न द्वेषान्नार्थकारणात् ।
न हेतुवादाल्लोभाद्वा धर्मं जह्यां कथंचन ॥ ૫-૮૯-૨૪

= કે. ૫-૪૯-૧૫ યુધિષ્ઠિર માટે સંજયોક્તિ; ૫-૧૭૮-૧૧ ભીષ્મની પોતા માટે ઉક્તિ સર°; ૩-૧૯૮-૪૦ (ધર્મવ્યાધના પ્રવચનમાં); કર્ણની પોતા માટેની ઉક્તિઓ ૫-૧૩૯, ૧૨, ૧૭; ભીષ્મની યુધિષ્ઠિર માટેની ઉક્તિ ૧૨-૫૫-૭; સર° (પરશુ)રામની પોતા માટેની ઉક્તિ ૫-૧૭૬-૨૬.

संप्रीतिभोज्यान्यन्नानि आपद्भोज्यानि वा पुनः ।
न च संप्रीयसे राजन्न चाप्यापद्गता वयम् ॥ ૫-૮૯-૨૫

ઉપરના સંદર્ભો પૈકી યુધિષ્ઠિર માટે કહેવાયેલ ઉક્તિમાં (૫-૪૯-૧૫) તેઓ માની લીધેલા (સાપેક્ષ) સત્યનો ત્યાગ નહિ કરે એવો ભાવ છે, જ્યારે ભીષ્મની ઉક્તિમાં (૫-૧૭૮-૧૧) પોતે ક્ષાત્રધર્મનો ત્યાગ ન કરે એમ છે; શ્રીકૃષ્ણ, (૫-૮૯-૨૪) 'ધર્મ'—વિશ્વને ધારણ કરનાર મૂળ નિયમનો ત્યાગ પોતે નહિ કરે એવો એમનો ભાવ છે; ધર્મવ્યાધે (૩-૧૯૮-૪૦) ગમે તેવા કારણથી પણ કલ્યાણકારી ધર્મ નહિ છોડવાનો ઉપદેશ કરતાં આ વિચાર વ્યક્ત કર્યો છે. કર્ણની ઉક્તિઓ પૈકી પ્રથમમાં (૫-૧૩૯-૧૨) તે પોતાની

ણા કરો છો. (એવા ધર્મનિષ્ઠોનો) જે દ્વેષ કરે છે તે મારો દ્વેષ કરે છે અને જે તેમને અનુસરે છે તે મને અનુસરે છે, એવો મારો અને એમનો એકાત્મભાવ છે એમ તમે સમજી જાઓ. વળી જે શ્રેષ્ઠ ગુણવાળા સંબંધીઓનો કામ, ક્રોધ, અને મોહથી દ્વેષ કરે છે તથા તેનું ધન લઈ લેવાની દાનત રાખે છે તે ક્રોધી અને અવશ અંતઃકરણવાળા પાસે લક્ષ્મી ચિરકાળ ટકતી જ નથી. બીજી બાજુ જે ગુણવાન હતા અપ્રિય પુરુષને પોતાના પ્રિય વર્તનથી વશ કરે છે તેનો યશ ચિરકાળ ટકે છે. તમારું બધું અન્ન દુષ્ટોના સંબંધવાળું છે માટે મારે જમવા જેવું નથી. મેં તો એકલા વિદુરનું અન્ન જમવું એવો નિર્ણય કર્યો છે.'[૨૧]

એમ વાતચીત કરી શ્રીકૃષ્ણ વિદુરને ત્યાં પાછા ફર્યા. ત્યાં મળવા આવેલા કૌરવ નેતાઓને મળ્યા, અને પછી વિદુરના જાત જાતના શુદ્ધ,

(નોંધ ૨૦ ચાલુ)

ચાલુ પત્નીઓ, પુત્રો અને પૌત્રોનો અસત્ય બોલી વિશ્વાસભંગ નહિ કરે અને બીજામાં (૫-૧૩૯-૧૭) મિત્ર દુર્યોધનનો વિશ્વાસભંગ નહિ કરું એમ દર્શાવ્યું છે. ભીષ્મે શાંતિબોધ લેવા માટે યુધિષ્ઠિરને પ્રશ્નો પૂછવાની રજા આપતાં કહ્યું છે કે, "જે ધર્માત્મા કામ, સંરંભ, ભય કે અર્થ માટે અધર્મ કરતો નથી તે પાંડવ યુધિષ્ઠિર મને ભલે પ્રશ્ન કરે" આ સાથે સર૦ શ્રીકૃષ્ણના પાંડવો માટેના વચન ૩-૧૨૦-૨૩

(૨) જયદ્રથ દ્રૌપદીનું હરણ કર્યા પછી ચઢી આવતા પાંડવોની ઓળખ આપતાં દ્રૌપદીએ અર્જુન માટે કહેલું વચન સરખાવો ૩ ૨૫૪-૧૩

(૩) ભીમસેનની યુધિષ્ઠિર માટેની ઉક્તિ માટે જુઓ ઉપર 'સત્ય' (પ્રક૦ ૩), શ્લો ૪૭, નોંધ ૨ (૩) પૃ ૧૧૬, ૧૧૭

(૪) જુઓ નીચે 'ભારતસાવિત્રી' (પ્રક૦ ૨૧), શ્લો૦ ૧૯૫

૨૧. सर्वमेतदभोक्तव्यमन्न दुष्टाभिसहितम् ।
क्षत्तुरेकस्य भोक्तव्यमिति मे धीयते मति ॥ ૫-૮૯-૩૨

પવિત્ર અને ગુણવાળાં ભોજનો બ્રાહ્મણોને પ્રથમ અર્પીને જમ્યા. જમીને રાત્રે વાતો કરતાં લોકમાનસના જાણકાર વિદુરે વિષ્ટિ કરવાથી કંઈ અર્થ સરે એમ નથી, માટે વિષ્ટિ કરવા ન જવું એવી શ્રીકૃષ્ણને શાણી સલાહ આપી.[૨૨] શ્રીકૃષ્ણે વિદુરનાં વચનોને અભિનંદીને કહ્યું,[૨૩] 'તમારી વાત ખરી છે. પણ જ્યારે આખી દુનિયા લડીને નાશ પામવા તૈયાર થઈ છે ત્યારે જે માણસ એને મૃત્યુપાશમાંથી મુક્ત કરશે તે અતિશય શ્રેષ્ઠ ધર્મને પામશે.[૨૪] શક્તિ અનુસાર માણસ ધર્મકાર્ય કરવા પ્રયત્ન કરે અને છતાં કાર્યસિદ્ધિ ન થાય તો પણ એનું પુણ્ય મળે છે જ એમાં શંકા નથી.[૨૫] ધર્મવેત્તાઓ (આવા પ્રસંગોએ) સમજે છે કે માણસ (લડાઈ કરવાનું) પાપકૃત્ય મનથી ચિંતવે પણ કર્મમાં ન ઉતારે તો તેનું ફળ મળતું નથી, માટે વિનાશ પામવા તૈયાર થયેલા કૌરવો અને સૃંજયો વચ્ચે સંપ કરાવવા હું નિષ્કપટભાવે યત્ન કરીશ. જે માણસ સંકટમાં ફસાયેલા મિત્રને સહાય કરતો નથી, તે નૃશંસ છે. અને જે અકાર્ય કરતા મિત્રને પૂરા જોરથી ચોટલી પકડીને પાછો

---

૨૨. ઉદ્યોગ અ. ૯૦.

૨૩. ઉદ્યોગ અ. ૯૧.

૨૪. पर्यस्तां पृथिवीं सर्वां साश्वां सरथकुञ्जराम् ।
यो मोचयेन्मृत्युपाशात्प्राप्नुयाद्धर्ममुत्तमम् ॥ ५–९१–५.

૨૫. धर्मकार्यं यतञ्शक्त्या न चेच्छक्नोति मानवः ।
प्राप्तो भवति तत्पुण्यमत्र मे नास्ति संशयः ॥ ५–९१–६

જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૪ની નોંધ. ૧૬ પૃ. ૪૨. સર૦ ૬–૨૪–૪૭ (ગીતા. ૨–૪૭).

સર૦ ધર્મરાજે સલાહ પૂછતાં જનાર્દને વિષ્ટિ કરવાની સલાહ આપતાં ભગવાન અને યુધિષ્ઠિર વચ્ચેના સંવાદ અને 'વિદુર-કૃષ્ણસંવાદ'નું સાદશ્ય ૫–૭૦–૭૯ થી ૮૮.

વાળવાનો પ્રયત્ન કરે છે તે કોઈના કહેવામાં આવતો નથી. માટે મારે દુર્યોધનને તથા એના મંત્રીઓને સમર્થ, શુભ અને ધર્માર્થવાળા હિતવચનો કહેવા જરૂરી છે. મારા હિતવચનો માટે દુર્યોધન શંકા ઉઠાવશે તો પણ મારા હૃદયમાં કર્તવ્ય બજાવ્યાની ઋણમુક્તિનો આનંદ થશે.[26] વળી મૂર્ખ, અધર્મજ્ઞ અને અસુહૃદ માણસો પછીથી એમ ન કહી જાય કે 'કૃષ્ણ શક્તિશાળી હતો, પણ એણે ક્રોધે ભરાયેલા કૌરવ–પાંડવોને વાર્યા નહિ. જો મારા હિતવચનોને મૂર્ખ દુર્યોધન નહિ સાંભળે તો તેના નસીબમાં હશે તે થશે. પણ જો હું પાંડવોના હિતને નુકશાન કર્યા વિના સલાહ કરાવું તો, મેં પુણ્યકાર્ય કર્યું ગણાય અને કૌરવો મૃત્યુના જડબામાંથી છૂટી જાય. હું કુરુસભામાં દૈવી પ્રેરણાવાળી, ધર્મયુક્ત, અર્થવાળી અને અહિંસક વાણી બોલીશ. જો તેને સમજીને કૌરવો મારું સન્માન કરશે તો તો રૂડું છે; નહિ તો જેમ સિંહની સામે બીજાં પશુઓ ઊભા રહી શકતા નથી એમ ક્રોધાયમાન થયેલા મારી સામે કોઈ રાજા (યુદ્ધમાં) ઊભો રહી શકશે નહિ.'[27]

જેના જોઈએ એ કરતા વધુ ગુણ ગવાય છે, જેના પાશમાં ભલાભલા જ્ઞાની, પંડિતો, મહાનુભાવો આવી ગયા છે, કંઈ હજારો

---

૨૬. हिते प्रयतमान मा शङ्केद्दुर्योधनो यदि ।
हृदयस्य च मे प्रीतिरानृण्य च भविष्यति ॥ ૫–૯૧–૨૪.

૨૭. ૫–૯૧–૨૧,

વિદુરને અનુલક્ષીને 'કદાચ દુર્યોધન તેના દગાખોર સાથીતોની સલાહ મુજબ મને પકડવા ધારશે, અથવા તો મારી સાથે યુદ્ધ કરવા આવશે તો હું તેને બરાબર પહોંચું એમ છું, માટે ફીકર ન કરશો' એમ દર્શાવના આ વાક્ય કહ્યું છે દુર્યોધને શ્રીકૃષ્ણ વિષ્ટિ કરવા આવે ત્યારે કેદ પકડવા એવો વિચાર કરેલો (ઉદ્યોગ અ. ૮૬) વિષ્ટિ કર્યં દરમ્યાન પણ એણે શ્રીકૃષ્ણને પકડવા પ્રયત્ન કરેલો (ઉદ્યોગ અ. ૧૨૮)

વર્ષથી મર્યાદા જેના કુપ્રભાવ વડે રૂંધાતો અને રૂંધતો આવ્યો છે, એ અર્થ, સાધનસંપત્તિ, પૈસા, સત્તા જેના વડે મેળવી શકાય છે, જેના માટે અર્થની ખેવના રાખવામાં આવે છે એવું અને એનાથીએ ઊંચી કક્ષાનું અપ્રતિમ સુખ જેનાથી મળે છે, તે સર્વને ધારણ કરી રાખનાર ધર્મને અભિમુખ, ધર્માભિમુખ થવા માટે મહર્ષિ વ્યાસે અર્થના દોષોનું ભીષણ દર્શન કરાવીને પ્રબોધ કર્યો છે. એ અર્થદોષ દર્શનથી હજુ ઊંચે ચડવાની શરૂઆત કરતા સાધકને (અને સમાજને) માટે 'ઈશોપનિષદ્'ના પ્રથમ બે મંત્રોનું રહસ્ય નિરાળી, સરળ દૃષ્ટિથી ખુલ્લું કર્યું છે. 'કોઈના ધનની વાસના રાખ્યા વિના તેને નામે ત્યાગ કરીને ભોગવો. અને એમ આ લોકમાં કાર્ય કરતાં સો વર્ષ જીવવાની ઇચ્છા રાખો.'[૨૮] ભગવાન શ્રીકૃષ્ણના વર્તનમાં હૃદયસોંસરી ઊતરી ગયેલી આ ત્યાગભાવનાનું કાર્યપરિણત બળવાનરૂપ દેખાય છે.



---

૨૮. ઈશ. મન્ત્ર ૧, ૨. મૂળ મન્ત્રો જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨), શ્લોક ૨૪, નોંધ ૧૭ પૃ. ૪૨.

# ૯

# કર્મ

૧૦૧. यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।[1]
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥
६–४०–४६ ( गीता. १८–४६ )

જેનાથી પ્રાણીઓની પ્રવૃત્તિ ચાલે છે, જેનાથી આ બધું વ્યાપ્ત છે. તેને ( બ્રહ્મને ) સ્વકર્મથી સંતુષ્ટ કરીને મનુષ્ય સિદ્ધિ (પૂર્ણત્વ) પામે છે.

ગીતાના આ શ્લોકથી ભગવાનની જ્ઞાનનિષ્ઠ ભક્તિવાળી ઉપાસના કરવી એવું વ્યાપક, એકાગ્ર અને મર્મગ્રાહી દૃષ્ટિએ સૂચવાયું છે. 'સર્વત્ર વાસુદેવ રહેલા છે,'[2] અને તેનાથી પ્રાણીમાત્રની પ્રવૃત્તિ થાય છે, એ સમજીને પોતાના સ્વધર્મરૂપી સ્વકર્મથી પરમાત્માનુ પૂજન

---

૧. 'येन सर्वमिदं ततम् ।' = ६–२४–१७ બ (ગીતા. ૨–૧૭ બ); ૬–૩૦–૨૨ ડ (ગીતા. ૮–૨૨ ડ); ૧૨–૫૯–૮૦ બ; ૨૩૧–૨૦ ડ; યો. વા. ૬–૫૫–૧૩બ.

ઉપરના ઉલ્લેખો પૈકી ગીતાના ઉલ્લેખો આત્મતત્ત્વને અનુલક્ષીને છે. ૧૨–૨૩૧–૨૦નો ઉલ્લેખ 'વ્યાસ–શુકસંવાદ'માંનો છે, તથા આત્મતત્ત્વને અનુલક્ષીને છે. ત્યાં થોડા પાઠાંતરથી ગીતાના કેટલાક શ્લોકો અને 'કઠોપનિષદ્' વ. તત્ત્વજ્ઞાન પ્રબોધતા ગ્રંથોમાંના શ્લોકો આ શ્લોકની આસપાસ મૂકેલા છે; જ્યારે ૧૨–૫૯–૮૦ 'રાજ્યનીતિ'—તે પ્રજાનું પાલન કરતી અને જીવનના હરેક પાસાઓને સ્પર્શતી હોઈ,—ને અનુલક્ષીને છે.

૨. वासुदेवः सर्वमिति । ६–२९–१९ ક (ગીતા. ૭–૧૯ ક).

કરવાથી, પુરુષ પરમતત્ત્વની જ્ઞાનરૂપી સિદ્ધિને મેળવે છે. અધિકારભેદે માણસ (૧) ઈશ્વરથી જુદું કંઈ નથી, પોતે સુદ્ધાં એમાં સમાઈ જાય છે એમ સમજીને સર્વત્ર સમદષ્ટિ,—ઇષ્ટ-અનિષ્ટ, મિત્ર-અમિત્ર, સુખ-દુઃખ વ.મા—રાખે, તેમાથી મમભાવ દૂર કરી આત્મભાવને પ્રકટાવે, (૨) સર્વ પ્રાણીઓના હૃદયમાં અંતર્યામી ભગવાન વિરાજમાન છે, સર્વ સ્થળ જગ્યાએ પણ ઈશ્વર વસી રહેલા છે એમ સમજી પોતાની એકેએક પ્રવૃત્તિ એના પૂજન અર્થે થતી રહે[૩] એમ પ્રયત્ન કરીને આત્મભાવના પ્રકટીકરણને પ્રાપ્ત કરે, અર્થાત્ જ્ઞાનરૂપી સિદ્ધિને મેળવે.

બને રીતે સાધના કરતા પુરુષનું ચિત્ત વિશાળ, પ્રેમાળ, સમાન, કોમળ, દઢ, ભવ્ય, અને શુદ્ધ ભાવોથી ભરપૂર રહે છે.

૧૧૦. यथा मृत्पिण्डतः कर्ता कुरुते यद्यदिच्छति ।
एवमात्मकृतं कर्म मानवः प्रतिपद्यते ॥ १३-१-६७

કુંભાર જેમ માટીના પિંડામાંથી પોતાની ઇચ્છામાં આવે તેવું (પાત્ર) બનાવે છે, તેવી રીતે પોતે કરેલા કર્મને મનુષ્ય ભોગવે છે.[૧]

'શાંતિપર્વ'ના વિસ્તૃત શાંતિબોધ પછી પણ ભીષ્મને બાણશય્યામાં સૂતેલા જોઈને, ધર્મરાજા વિકળ થઈને, પોતાને લીધે

૩. જુઓ ઉપર 'ભક્તિ' (પ્રક૦ ૬) શ્લોક ૯૬, પૃ. ૨૯૦, નોંધ ૪માં 'પરાપૂજા' સ્તોત્રમાનું ભક્તની આરાધનાનું વર્ણન.

૧. સર૦ 'जैसे अनुभव लेता हूँ, पाता हूँ कि आदमी अपने आप अपने सुखदुःख का कारण है।' 'નિત્ય મનન' ૧૧-૧-૪૫ પૃ. ૫૫.

'ऐसा होते हुए आदमी सुखी दुःखी क्यों होता है?'

એજન. ૧૨-૧-૪૫. પૃ. ૫૬.

પિતામહને આવું ઘોર દુઃખ સહન કરવું પડે છે, અને પોતે સગાંઓની હત્યાનું પાપ કર્યું વગેરે બાબતોનો વિચાર કરી શોક કરવા લાગતાં પિતામહે 'ગૌતમી-લુબ્ધક-વ્યાલ-મૃત્યુ અને કાલનો ઇતિહાસ-સંવાદ[2] કહી સંભળાવ્યો એમાં અંતે આવતાં સુભાષિતોમાંથી ઉપરનું વચન લીધું છે.

વૃદ્ધા ગૌતમીનો પુત્ર સર્પદંશથી મૃત્યુ પામતા અર્જુનક નામનો પારધિ સાપને બાંધીને મારી નાંખવા તૈયાર થયો. ગૌતમીએ તેને આ પાપકર્મથી અટકાવતાં કહ્યું, 'સાપને મારવાથી મારો પુત્ર પાછો નહિ મળે. એક જીવતા જીવને મારીને નરકમાં લઈ જાય એવું કર્મ કોણ બાંધે?'[3] પારધિએ જવાબ આપ્યો 'હું જાણું છું કે આ સંસારમાં ગુણ તથા અવગુણને જાણનારા બધા કંઈ (સાચા) જ્ઞાની હોતા નથી. પણ તમારો ઉપદેશ સ્વસ્થને અસર કરે. સમાર્થીઓ (કંઈ અનિષ્ટ બનતા) કાળની ગતિ સમજીને શોક ત્યજે છે. અર્થવેત્તાઓ (શત્રુઓનો બદલો લઈ) તરત શોકમુક્ત થાય છે. અને મોહવશ અજ્ઞાનીઓ 'હાય! સુખનો નાશ થઈ ગયો' એમ શોક કરે છે. એટલે આ સર્પને મારીને તમે પુત્રશોકને ત્યજી દો.'[4] ગૌતમીએ તો 'બ્રાહ્મણ અક્રોધી હોય

(નોંધ ૧ ચાલુ)

'बात यह है कि आदमी जैसे विचार करना नहीं चाहता। अिसलिये मानता है अैसे विचार करनेकी फुरसत ही नहीं है॥'

એજન. ૧૩-૧-૪૫. પૃ. ૫૭.

'अगर हम सच्चा जीवन व्यतीत करना चाहते हैं तो मानसिक आलस्य छोड़कर हमें मौलिक विचार करना होगा। परिणाम यह होगा कि हमारा जीवन बहुत सरल हो जायगा।' એજન. ૧૪-૧-૪૫. પૃ. ૫૮.

૨. ૧૩-૧-૮ થી. ૩. ૧૩-૧-૧૪ થી ૧૬.

૪. ૧૩-૧-૧૭ થી ૧૮.

અને ધર્મા માઓ ગમે તે હાલતમાંએ સજ્જન રહે છે ' એમ કહી સર્પને છોડી દેવા આગ્રહ કર્યો એમ ગૌતમી અને પારધીએ ઘણા લાંબા વખત સુધી સર્પને છોડવા અને મારવાની ચર્ચા કરી ૫ એ ચર્ચા ચાલતી હતી ત્યાં સર્પે મનુષ્યવાણીથી કહ્યુ, ' આ બાળકને હુ મૃત્યુની આજ્ઞાથી ડખ્યો છુ કંઈ ક્રોધ કે કામનાથી ડખ્યો નથી એટલે તેનો દોષ મૃત્યુને માથે છે અથવા જેમ માટીનુ વાસણ બનાવવામા વપરાતી લાકડી, ચાકડો, કુભાર અને ક્રિયામા, કાં તો કુભાર પ્રયોજક છે, કે એ સર્વે અન્યોન્યના પ્રયોજક છે, એ પ્રમાણે આ બાળકના મૃત્યુમા પણ કાર્યકારણભાવનો સદેહ છે તેથી હુ વધયોગ્ય નથી છતા ય તારે મને અપરાધી માનવો હોય તો હુ, બાળક અને મૃત્યુ એ આખા સમુદાયને અપરાધી માન અગર મને બાળકની હત્યાનુ કારણ માનતો હોય તો, મને પ્રેરનાર બીજો (મુખ્ય) અપરાધી (મૃત્યુ) છે એમ સમજ જેમ યજ્ઞમા હોમ કરવાનુ ફળ ઋત્વિજોને મળતુ નથી (પણ યજમાનને મળે છે) એવી રીતે આ પાપનુ ફળ મને મળવુ જોઈએ નહિ ૬ આ વાત ચાલતી હતી એટલામા ત્યા મૃત્યુ આવ્યું અને સર્પપ્રત્યે બોલ્યુ, ' કાળની પ્રેરણાથી મે તને પ્રેર્યો હતો એટલે બાળકના મૃત્યુમા હુ કે તુ કોઈ કારણ નથી હુ કાળને વશ છુ અને પ્રાણીમાત્ર અને તેમની પ્રવૃત્તિ, નિવૃત્તિ અને વિકૃતિ બધુ કાળને વશ છે માટે તો આ જગત કાલાત્મક કહેવાયુ છે આ તુ પણ જાણે છે તો પછી મને શા માટે દોષ ઓઢાડે છે? ' ૭ સર્પ જવાબ આપ્યો " હુ તને નિર્દોષ કે સદોષ નથી કહેતો વળી કાળ દોષિત હોય તો પણ એનો દોષ જોવાની મારી ઇચ્છા નથી, તેમ આપણો એ અધિકાર પણ નથી મારે તો જેમ મારા ઉપરનો દોષ દૂર કરવો છે

૫ ૧૩ ૧–૧૯ ૨૦, ૨૧ થી ૨૫.

૬. ૧૩ ૧–૨૬ થી ૪૧

૭. ૧૩ ૧ ૪૨ થી ૫૦

એમ તાત ઉપરનો દોષ પણ દૂર કરવો છે. [8] પછી પારધિને ઉદ્દેશીને કહ્યું કે 'તેં મૃત્યુનું વચન સાંભળ્યું હવે તો મને નિરપરાધને છોડી દે. [9] પારધિએ મૃત્યુને ધિક્કારતા સર્પ અને મૃત્યુ બંનેને બાળકના મૃત્યુ કારણ જણાવી, સર્પને મારી નાખવાનો નિર્ણય જાહેર કર્યો.[10] મૃત્યુએ વળી પારધિને કાળની પ્રેરણાનું બળ જણાવ્યું. ત્યારે પારધિએ ધર્મસંશય પૂછ્યો, 'બધું કાળવશ છે તો મને હર્ષ અને ક્રોધ થાય છે એનું શું કારણ? [11] આ ધર્મસંશયનું નિરાકરણ નહોતું થયું તેવામાં સ્વયં કાળ ત્યાં આવી પહોંચ્યો.[12] અને બોલ્યો 'હે લુબ્ધક! હું મૃત્યુ કે સર્પ કોઈ બાળકના મૃત્યુના અપરાધી નથી, કારણ અમે પ્રાણીના મરણનાં પ્રયોજક નથી. આ બાળકનું કર્મ અમને પ્રેરક હતું, તેથી એ કર્મ જ એનું વિનાશ હેતુ થયું છે. અમે બધાય કર્મવશ છીએ.[13] લોકો કર્મરૂપી વારસવાળા છે, કર્મથી (ભલાબૂરાનો) સંબંધ જણાય છે. કર્મો જેમ અન્યોન્યને પ્રેરે છે તેમ અમે પણ (કર્મ વડે) અન્યોન્યને પ્રેરણા કરીએ છીએ.[14] કુંભાર જેમ માટીના પિંડામાથી પોતાની ઇચ્છામા આવે તેવું પાત્ર બનાવે છે તેવી રીતે પોતે કરેલું

---

૮. ૧૩-૧-૫૧ થી ૫૩. ૯. ૧૩-૧-૬૦.

૧૦. ૧૩-૧-૫૫ થી ૫૭.

૧૧. ૧૩-૧-૫૮ થી ૬૧.

૧૨. ૧૩-૧-૬૨.

૧૩. ૧૩-૧-૬૩ થી.

૧૪. कर्म दायादवाँल्लोकः कर्मसम्बन्धलक्षण ।
कर्माणि चोदयन्तीह यथाऽन्योन्यं तथा वयम् ॥ १३-१-६६.

સર૦ (૧) यथा धेनुसहस्रेषु वत्सो विन्दति मातरम् ।
तथा पूर्वकृतं कर्म कर्तारमनुगच्छति ॥ १२-१७४-१६.
=કે. ૧૩-૭-૨૨, 'પંચત.' ૨-૧૨૫.

કર્મ મનુષ્ય ભોગવે છે.૧૫ જેમ તડકો અને છાંયડો એ કાયમ સુસંબદ્ધ છે તેમ કર્મ તથા કર્તા પોતાના કર્મથી સુસંબદ્ધ છે.૧૬ તેથી બાળકના મૃત્યુમાં હું, મૃત્યુ, તું (પારધિ) કે વૃદ્ધ બ્રાહ્મણી કોઈ કારણ નથી, પણ માત્ર બાળક (નું કર્મ) કારણ છે. '૧૭

આ સાંભળતાં બ્રાહ્મણીએ પારધિને કહ્યું, 'જેમ બાળક પોતાના કર્મથી મૃત્યુ પામ્યો, એમ મારાં કર્મને લીધે મારો પુત્ર મૃત્યુ પામ્યો છે તો હવે સર્પને છોડી દે.'૧૮ પછી બધાં સ્વસ્થાનકે ગયાં.

આખ્યાયિકા પૂરી કરીને ભીષ્મે યુધિષ્ઠિરને સમજાવ્યું કે 'સ્વકર્મને અનુસરીને લોકો ગતિ પ્રાપ્ત કરે છે. વળી યુદ્ધ તેં કે દુર્યોધને નહિ પણ (કર્મ વડે) પ્રેરાયેલા કાળે કરાવ્યું છે એમ સમજ (અને શાંતિ રાખ). '૧૯

। 'કર્મ' નિરૂપતા મહાભારતના આ અતિશય સુંદર અને સંહિતા

(નોંધ ૧૪ ચાલુ)

આ રીતે શાંતિ. અ. ૧૭૪ અને અનુ. અ. ૭ સમગ્રપણે સરખાવવા.

(૨) शयानं चानुशयति तिष्ठन्तं चानुतिष्ठति ।
अनुधावति धावन्तं कर्म पूर्वकृत नरम् ॥ ૧૧-૨-૨૨

પુરુષનું પૂર્વ કર્મ જ્યારે મનુષ્ય સૂઈ જાય છે ત્યારે સૂવે છે, જાગે છે ત્યારે તેની પછી જાગે છે, દોડે છે ત્યારે તેની પાછળ દોડે છે.

૧૫. ૧૩-૧-૬૭; મથાળાનું સુભાષિત.

૧૬. यथा छायातपौ नित्यं सुसम्बद्धौ निरन्तरम् ।
तथा कर्म च कर्ता च सम्बद्धावात्मकर्मभिः ॥
૧૩-૧-૬૮; સર° ૧૨-૧૭૪-૯.

૧૭. ૧૩-૧-૬૯. ૧૮. ૧૩-૧-૭૦ થી ૭૨.

૧૯. ૧૩-૧-૭૩ થી ૭૬.

જેવા આખ્યાનમાં ચાર જાતની શ્રેણી બતાવી છે. (૧) (ગૌતમી જેવા) શાંત, સમભાવી થવા મથનાર, પણ જ્ઞાની નહિ, (૨) અર્થવિદ્—પ્રતિકાર કરનાર શઠં પ્રતિ શાઠ્યમ્‌માં માનનાર, (૩) તામસિક—'હાય! દુઃખ આવ્યું. સુખનો નાશ થઈ ગયો' એમ પરિતાપ કરનાર, (૪) કર્મના કાયદામાં—કાર્યકારણભાવમાં, ઋતમાં શ્રદ્ધાવાન. આ ચાર શ્રેણી પછીની એક પાંચમી શ્રેણી બાકી રહી જાય છે. કાર્યકારણભાવનું રહસ્ય જાણનાર સર્વવિત્, એ શ્રેણીનો આ આખ્યાનમાં સમાવેશ નથી કર્યો. આમાં તો 'કાર્યકારણભાવ' છે, માટે સ્વકર્મ સુધારવા પ્રયત્ન કરો, અને શુભ અશુભ જે થાય તે કર્મવિપાક છે એમ સમજી, હર્ષ કે ક્રોધ વગર સમભાવ રાખો, એ ઉદ્‌બોધન કરેલું છે.

કર્મબંધનોમાંથી છૂટવા માટે તીર્થવિત્ ભગવાને[૨૦] કરેલા ઉપદેશનો સંગ્રહ અન્યત્ર મ૦ ભા૦માં છે તે આ સાથે વાંચવાથી કર્મના નિયમનું કેટલુંક રહસ્ય આપમેળે જ સ્ફુટ થશે.[૨૧] 'પ્રાણીઓના શરીરમાં રહેલો આત્મા આદિ અંતથી રહિત, અવ્યય, અકર્તા અને અમૂર્ત છે, એમ ભગવાન તીર્થવિતે કહ્યું છે.[૨૨] પોતે કરેલાં કર્મથી કાયમ દુઃખી રહેતું પ્રાણી એના પ્રતિઘાત માટે અનેક પ્રાણીઓને હણે છે. તેનાથી

૨૦. જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૮૦, ૮૧, નોંધ ૫, પૃ. ૨૬૮; તીર્થવિત્ ભગવાન એટલે જૈન તીર્થંકર ભગવાનનો ખ્યાલ આવે છે. અહીં મૂકવામા આવેલો કર્મનો નિયમ, મ૦ ભા૦ની પરિપાટી મુજબ—જેમ ઉપનિષદ્ અને વેદોનું રહસ્ય સરળતાપૂર્વક મૂક્યું છે એમ—સરળતાપૂર્વક જૈન આગમોનું રહસ્ય દૃંકાણમા પ્રકટ કરે છે, અને જ્યા જે કંઈ સારું હોય તે આત્મસાત કરવાની ઉચ્ચ પ્રણાલિનું તેજસ્વી ઉદાહરણ રજૂ કરે છે.

૨૧. સમગ્ર રહસ્ય તો અનુભવથી સ્ફુટ થાય.

૨૨. अनादिनिधनं जन्तुमात्मनि स्थितमव्ययम् ।
अकर्तारममूर्तं च भगवानाह तीर्थवित् ॥ १२–३१६–५३.

બીજાં અનેક (હિંસક) કર્મો એકઠા કરે છે, અને જેમ રોગી અપથ્યાહારથી વધુ રોગિષ્ઠ થાય છે એમ ફરીથી (હિંસક કર્મવિપાકથી) દુઃખી થાય છે.[૨૩] કાયમ મોહમા ફસાઇને, જેમ વલોણાથી દહીં મથવાની ક્રિયા થાય છે (વલોણાને બાધવામા, મથવામા અને પાછુ છોડવામા આવે છે) એમ એ કર્મ-ઉદય વડે 'સુખ' એવી સંજ્ઞાવાળા દુઃખોમા બંધાય છે, મથાય છે અને છૂટો થાય છે એમ સંસારમા ચક્રની જેમ ફરીને બહુ વેદના પામે છે[૨૪] (હે શુકદેવ!) તુ એ (કર્મ) બન્ધમાથી નિવૃત્ત થા, (નવા) કર્મથીયે નિવૃત્ત થા, સર્વવિત્ તથા સર્વજિત્ થા અને (સંસારના) ભાવોને તજીને સિદ્ધ થા.[૨૫] સંયમથી નવા અને તપના બળથી બીજા (કર્મ) બન્ધોને[૨૬] દૂર કરી અનેક પુરુષો નિર્બાધ અને સુખોદયી સિદ્ધિને પામ્યા છે.[૨૭]

---

૨૩. ૧૨-૩૧૬-૫૪, ૫૫.

૨૪. ૧૨-૩૧૬-૫૬, ૫૭

૨૫. स त्व निर्मुक्तबन्धस्तु निवृत्तश्चापि कर्मत ।
सर्ववित्सर्वजित्सिद्धो भव भावविवर्जित ॥ १२-३१६-५८

આ શ્લોકમાના 'સર્વવિત્' અને 'સર્વજિત્' પદો તીર્થંકર ભગવાન 'સર્વજ્ઞ' અને 'જિન' કહેવાય છે તે સાથે સરખાવો.

૨૬. (નોધ ૨૭માનો મૂળ શ્લોક આ નોધ સાથે વાંચો) નવ પ્રકારના સર્ગબન્ધો વિશે ૧૨-૨૯૮-૧૬ થી ૨૬મા છે પ્રધાન, બુદ્ધિ, આહંકારિક, માનસ, ભૌતિક, બહુચિન્તાત્મક, ઐન્દ્રિયક, (પ્રથમ) આર્જવક અને (દ્વિતીય) આર્જવક આ નવ સર્ગબન્ધનો દૂર થાય એટલે અવ્યક્તમા— મૂલતત્ત્વમા ઉપરામ પમાય, પણ આ શ્લોક જૈનપરપરા વ્યક્ત કરે છે તેથી અને વ્યાકરણ દૃષ્ટિએ પણ જૈનપરપરાસમત અર્થને પુષ્ટ કરે છે તેથી અહીં ઉપરના નવસર્ગબન્ધને લાગુ કરવાની ભ્રાંતિ કરવી ન જોઈએ

૨૭. सयमेन नव बन्ध निवर्त्य तपसो बलात् ।
सप्राप्ता बहव सिद्धिमप्यबाधां सुखोदयाम् ॥ १२-३१६-५९

ટૂંકામાં આત્યંતિક હિતકારી હોય તેવાં કર્મો—અર્થાત્ રાગદ્વેષથી રહિત અનાસક્ત ચર્યા—કરવાથી કર્મબન્ધોથી છુટાય છે અને ઇચ્છાનુસાર ગતિ મળે છે.

१११. कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥[१]
६–२५–६ (गीता. ३–६)

જે (મનુષ્ય) કર્મેન્દ્રિયોને રોકે છે પણ મનથી ઇન્દ્રિયોના

---

(નોધ ૨૭ ચાલુ)

સર૦ 'તત્ત્વાર્થસૂત્ર' અ ૬, સૂત્ર ૧૧ થી ૨૬, આખો અ ૯મો, પૈકી સૂત્ર ૧ થી ૩ જુઓ

आस्रवनिरोध संवरः । १ આસ્રવ (કર્મબંધ)નો નિરોધ કરવો તે સંવર.
स गुप्तिसमितिधर्मानुप्रेक्षापरिषहजयचारित्रै ॥ २

એ સંવર ગુપ્તિ, સમિતિ, યતિધર્મ, અનુપ્રેક્ષા, પરિષહજય અને ચારિત્ર વડે થાય છે.

तपसा निर्जरा च । ३ તપ વડે નિર્જરા અને સંવર થાય છે

આ શ્લોકમાંના 'સંયમ' પદનો અર્થ નીલકંઠે 'ધારણા, ધ્યાન અને સમાધિરૂપી સંયમથી' એમ આપ્યો છે, જૈન પરિભાષા મુજબ સામાયિક (રાગદ્વેષ વિરહિતપણું), છેદોપસ્થાન (જૂનાં વ્રતોમાં દોષ આવતાં તે છેદીને નવેસરથી પંચમહાવ્રતનું સ્થાપન-પાલન), પરિહાર વિશુદ્ધિ (જૈન સાધુઓનાં અઢાર માસ સુધી કરવાના તપનો એક પ્રકાર), સૂક્ષ્મસંપરાય (કષાયો સૂક્ષ્મ રીતે હોય), અને યથાખ્યાત (કષાયો નિર્મૂલ થયા હોય), એમ ચારિત્રના પાંચ પ્રકારના સંયમ વડે પડતા પાંચ ભેદ છે ('તત્ત્વાર્થસૂત્ર' ૯ ૧૮) બાહ્ય અને આભ્યંતર તપના ભેદોનું પણ ('તત્ત્વાર્થસૂત્ર ૯–૧ થી ૪૪) સુધી વિસ્તારથી કથન છે, વધુ માટે 'જૈન દૃષ્ટિએ સંયમ' અંગે પં સુખલાલજીએ 'તત્ત્વાર્થસૂત્ર' ૯–૪૯ ઉપર વિસ્તારથી લખ્યું છે, તે જુઓ

૧૦ (૧)=યો વા ૬–૫૪–૩૬ (૨) જુઓ નીચે શ્લોક ૧૧૩ પૃ ૩૫૦

વિષયોનું ચિન્તવન કરે છે[2] તે વિમૂઢાત્મા[3] મિથ્યાચારી—ઢોંગી[4] કહેવાય છે..

અનાસક્ત રહીને કર્મ કરવાં એ સંયમીથી જ શકય છે, તેથી સહેલો રસ્તો કાઢવા, કર્મેન્દ્રિયોને કાબૂમાં રાખીને—દેખીતી રીતે કર્મ નહિ કરીને—જે માણસ મનથી જે તે વિષયનું સ્મરણ કરે છે તે માણસ ઢોંગી છે, દંભી છે. છતા ય સાધકને, ચિત્તના કષાયો દૂર થયા ન હોય ત્યાં લગી—શરૂથી તે લગભગ સિદ્ધિ મળે ત્યાં લગી—આ વ્યાખ્યા મુજબ 'પોતે દંભી તો નથી ?' એવો પ્રશ્ન થયા કરવાનો. ખરેખર અપૂર્ણતા હોય પણ સાધક તેને દંભરૂપ ન બનાવે. નિષ્ઠાવાન સાધક માટે એ અપૂર્ણતા જ એના ઉત્થાનનું પગથિયું બને છે. જુદી રીતે જોઈએ તો મકાન બાંધવા માટે જરૂરી પાલખો, પછીથા છોડવાની જ હોય છે, નકામી હોવા છતાં અડચણ કરતી છતાં એ તત્પૂરતી જરૂરી છે, એમ સાધના દરંમ્યાન આવતી કષાયોની અડચણો (અર્થાત અપૂર્ણતા) એ પોતાની ચિત્તશુદ્ધિની કસોટી બને છે, કેટલું ઉત્થાન થયું તે દર્શાવે છે; એ અડચણો જવાની છે એ નિશ્ચિત છે, છતાં તત્પૂરતી જરૂરી છે; એ દૃષ્ટિથી નિષ્ઠાવાન સાધક ઢોંગ કરતો દેખાય છતાં ઢોંગી કે દંભી નથી. પરંતુ એ જે પૂર્ણ થવા મથે છે એવો અપૂર્ણ છે.

---

૨. બાહ્યેંદ્રિયોને કર્મ કરવા નહિ દઈને બેસે છે (તથા) ઇંદ્રિયોના વિષયોને સંભારતો, હું કર્મસંન્યાસવાળો છું, અને કૃતાર્થ છું એમ અભિમાન રાખતો નિષ્કર્મ થઈને બેસે છે. (મધુસૂદની. શંકરાનન્દી).

૩. વિમૂઢ એટલે કાર્ય અને અકાર્યમાં વિવેકરહિત આત્મા-મન છે જેનું એવો. (શંકરાનન્દી); રાગદ્વેષાદિ વડે જેનું અંતઃકરણ દૂષિત છે એવો. (મધુસૂદની).

૪. અસદાચાર, કપટાચાર, આત્મવંચક છે એમ સજ્જનોથી કહેવાય છે. (શંકરાનન્દી).

પણ 'કર્મયોગ'માંનો ઉપરનો શ્લોક તો જેઓ જાણીજોઈને લોકોને પોતે કેવા સદાચારી, સાધુ છે એ દેખાડવાની વૃત્તિથી અથવા તો કશાકના ડરથી, બાહ્ય ઇન્દ્રિયોને લોકો જુએ એમ સંયમિત રાખે છે, અથવા બીકને લીધે ફરજિયાત સંયમ રાખે છે પણ મનમાં તો જે તે વિષયોનું રટણ સતત ચાલુ રાખે છે, લાગ મળે તો ઇંદ્રિયોથી વિષય ભોગવીયે લે છે તેવા અધૂરા, અને અધૂરાપણું એ જ પૂર્ણપણું છે એવું મનાવનારા મિથ્યાચારી—દંભીઓના વર્તન અંગે છે. તદુપરાંત જેઓ કર્મત્યાગથી જ સુખ મળે છે એવું માનીને બધાં કર્મોને સજી દેવા જોઈએ એવું પ્રતિપાદન કરે છે તેમને પણ ચેતવે છે કે કોઈ પણ દેહધારી કર્મ કર્યા વિના રહી શકતો જ નથી.[૫] અને જેઓ કર્મ છોડવાનો દાવો કરે છે તેઓ મિથ્યાચારી બન્યા વિના રહેતા નથી; માટે નિષ્કામપણે કર્મો કરવાં.

**૧૧૨.** जानन्नपि च यः पापं शक्तिमान्न नियच्छति ।
ईशः सन्सोऽपि तेनैव कर्मणा संप्रयुज्यते ॥ १–१०१–११

**જે શક્તિમાન જાણવા છતાં પણ પાપને રોકતો નથી તે ઈશ હોય તોપણ (પાપ)કર્મથી લેપાય છે.**

કાર્તવીર્ય ક્ષત્રિયોએ, પિતા કૃતવીર્યના મૃત્યુ બાદ ધનની જરૂર પડતાં, પિતાએ જેમને ખૂબ ધનધાન્ય ઇત્યાદિની દક્ષિણાઓ આપી હતી તે પુરોહિત ભાર્ગવોને રંજાડવા માંડ્યા અને છેવટે તેમનો વધ કરવા માંડ્યો.[૧] એ વખતે પૃથ્વી ઉપર શક્તિશાળી પુરુષો અને રાજાઓ હતા, પણ દરેકે પોતાનું જીવતર વહાલું ગણ્યું અને અન્યાયથી થતા

૫. જુઓ ૬–૨૫–૪, ૫, ૮ (ગીતા. ૩–૪, ૫, ૮).

૧. આદિ. અ. ૧૬૯ થી ૧૭૧; આ કથા ભાર્ગવ પરશુરામે કાર્તવીર્ય સહસ્રાર્જુનને મારી નાખ્યો તથા એકવીસ વખત પૃથ્વી નિઃક્ષત્રી કરી, વગેરે કથાનકોના પૂર્વરૂપ જેવી છે.

વધનો સામનો ન કર્યો. એમ ભાર્ગવો તો ડરથી સંતાતા ફરતા હતા; પણ કેટલાક વખતે ઔર્વ ભાર્ગવ જન્મ્યા. એમણે કાર્તવીર્યોને પરાજિત કર્યા અને પછી પોતાના બાપદાદાઓનું ભયંકર આપત્તિમાંથી કોઈ પણ માણસ રક્ષણ કરનાર ન નીકળ્યો એથી કુપિત થઈ આખી દુનિયા(માં વસતા ક્ષત્રિયોનો) નાશ કરવાનો નિર્ણય કરીને તેઓ તપ કરવા લાગ્યા. ત્યારે ઔર્વના દિવંગત પિતૃઓએ એને આવા તપ અને તેજને લાંછન લગાડનારા ક્રોધમાંથી વાર્યો.[૨] એટલે ઔર્વે પોતાના કોપનુ કારણ જણાવતા વચનો કહ્યાં એમાં ઉપરનો શ્લોક આવે છે. એમાં ઔર્વે આગળ ચાલતા કહ્યું કે 'હું સમર્થ છું છતાં ય જો આ અન્યાયની ઉપેક્ષા કરીશ તો ફરીથી અત્યાચાર થવાનો ભય ઊભો રહેશે.'[૩] છતાં ય પિતૃઓના અત્યંત આગ્રહથી બ્રાહ્મણ ઔર્વે ક્રોધત્યાગ કર્યો.

ઔર્વ મારફતે આ વિચાર મૂકીને નિષ્કામ કર્મયોગના એક મહત્ત્વના પાસાનું વ્યાસે નિદર્શન કરાવ્યું છે. નિષ્કામ કર્મયોગ એટલે આળસભર્યો યોગ નથી. પણ જે જેટલો શક્તિશાળી છે, તે પોતાના ગજા જેટલો પૂર્ણ પ્રયત્ન કરે એવો પ્રયત્નયોગ, સ્વધર્મપાલનયોગ પણ છે.[૪] એક શક્તિશાળી સમર્થ અને શ્રેષ્ઠ મનુષ્ય તરીકે શ્રીકૃષ્ણે મહાયુદ્ધ અટકાવવા અને શાંતિ કરાવવા નિષ્કામ ભાવે સબળ અને નિષ્કપટ પ્રયત્ન કર્યો હતો.[૫] પણ મહાભારતમાં શ્રીકૃષ્ણ ભગવાનના અવતાર તરીકે ય નિરૂપાયેલા છે. ભગવાનને માટે કંઈ અશક્ય નથી જ. તેથી સર્વશક્તિમાન જેનું વિશેષણ છે એવા ભગવાને પાંડવ-કૌરવોનો

---

૨. ૧-૧૭૦-૨૨. ૩. ૧-૧૭૧-૧૪.

૪. ૬-૨૪-૪૭ (ગીતા. ૨-૪૭).

૫. જુઓ ઉપર 'અર્થદોષ' (પ્રક૦ ૮), શ્લોક ૧૦૭, ૧૦૮નું ઉદ્‌ઘાટન પૃ. ૩૨૯થી.

વિનાશ અટકાવ્યો નહિ, તેથી ભારતયુદ્ધના અંતે સતી ગાંધારી દ્વારા શ્રીકૃષ્ણને "તમે સમર્થ હોવા છતાં પાંડવો અને ધાર્તરાષ્ટ્રોના વિનાશની ઉપેક્ષા કરી છે ઇ."[૬] કહેવડાવી સમગ્ર યદુકુળનો નાશ થાય અને

---

૬. (૧) ૧૧-૨૫-૩૬ થી ૪૨; યાદવોના વિનાશની કથા 'મૌસલ પર્વ'મા છે; ટીકાકાર નીલકંઠે અત્રે ટાંકેલું વચન સર°

अनिरस्तः परध्वंसो याति शक्तमुपेक्षकम् ।
कुलध्वंसप्रसूतार्तिर्गांधार्या इव केशवम् ॥

જે પુરુષ પોતે શક્તિમાન હોય છતા બીજાઓના નાશને અટકાવતો નથી અને ઊલટો તેની ઉપેક્ષા કરે છે, તેના ઉપર, જેમ ગાંધારીના કુલનાશનું દુઃખ કેશવ ઉપર આવી પડ્યું, એમ પોતાનો નાશ આવી પડે છે.

(૨) પુરુષમેધ માટે ૮૬ રાજાઓને જરાસંધે બંદીવાન કરેલા. બીજા ૧૪ રાજા મળે એટલે એકસો રાજાઓને યજ્ઞમા હોમી ભગવાન શંકરનું આરાધન કરવાનો તેનો ઇરાદો હતો. આ રાક્ષસી ધર્મ અર્થાત્ અધર્મ આચરણ બંધ રખાવવા માટે, લોકહિતની કામનાથી, શ્રીકૃષ્ણ વગેરેએ, યુધિષ્ઠિર પાસે રાજસૂય યજ્ઞ કરાવી તેમને સમ્રાટ બનાવવા ધાર્યું. રાજસૂય યજ્ઞ પરિપૂર્ણ થાય તે માટે શ્રીકૃષ્ણ ભીમ-અર્જુનને લઈને જરાસંધના ગિરિવ્રજ નગરમા ગયા અને ત્યા નરમેધ બંધ રાખવા કે દ્વંદ્વયુદ્ધ કરવા જણાવતા કહ્યું, "ધર્મનું રક્ષણ કરવાને શક્તિશાળી એવા અમે (ભીમ, અર્જુન, શ્રીકૃષ્ણ) ધર્મચારિઓ (હયાત) છીએ. તેથી હે બાર્હદ્રથિ! તારુ કરેલુ એ (નરમેધરૂપી પાપ) કૃત્ય અમને ય લાગે. મનુષ્યનો યજ્ઞમા સમાલમ્ભ કદી (સજ્જનોમા) જોયો જાણ્યો નથી. તો તુ કેવી રીતે મનુષ્યમેધથી દેવ શંકરનુ યજન કરવા ઇચ્છે છે? . .' ૨-૨૦-૯, ૧૦ થી. આગળ ચાલતા શ્રીકૃષ્ણે પોતાને ત્રણેને मुमुक्षमाणा । = મોક્ષની ઇચ્છાવાળા (૨-૨૦-૨૩) કહ્યા છે. તે આજકાલ સંકુચિત રીતે સમજાતો પારલૌકિક 'મોક્ષ' નથી પણ યજ્ઞમા હોમવા 'યજ્ઞપશુ' તરીકે પકડાયેલા રાજાઓનો 'મોક્ષ' અર્થાત મુક્તિ ઇચ્છનારા એ અર્થમા હોઈ, અત્યંત નોંધપાત્ર અને મનનીય છે વૈદિકધર્મમા પુરુષમેધ નહોતો, તે માટે જુઓ પરિશિષ્ટ ૨.

સ્વયં શ્રીકૃષ્ણને પણ કુત્સિત મૃત્યુ મળે એવો શાપ અપાવીને 'ભગવાન—ઈશ હોય તોપણ જો એ પાપને રોકે નહિ તો (સ્વધર્મ આચરે નહિ તો) કર્મથી લેપાય છે' એ વિચાર સ્પષ્ટ કર્યો છે. એમાં માનુષ પાત્ર તરીકે શ્રીકૃષ્ણ પૂરો નિષ્કામ પ્રયત્ન કરવાથી કર્મથી લેપાતા નથી અને દૈવી પાત્ર તરીકે શ્રીકૃષ્ણ અધૂરો પ્રયત્ન કરવાથી કર્મથી લેપાય છે, એ કહી, કર્મના નિયમમાં કોઈ અપવાદ નથી તથા નિષ્કામ કર્મયોગની સિદ્ધિ માટે પૂરો પ્રયત્ન, શક્તિથી ઓછો કે વધુ નહિ પણ શક્તિ જેટલો, અનિવાર્ય છે એવું પ્રતિપાદન કર્યું છે; અને વાસુદેવ પાસે તટસ્થ બુદ્ધિથી, આ શાપનો સ્વીકાર કરાવીને, તેમ જ ગાંધારીને પ્રત્યુત્તર આપતા નીચે પ્રમાણે કહેવડાવ્યું છે. 'હવે ઊઠો! અને શોક દૂર કરો. તમારા અપરાધથી જ કૌરવો માર્યા ગયા છે. તમારો પુત્ર (દુર્યોધન) દુરાત્મા, ઈર્ષ્યાળુ અને ખૂબ અભિમાની હતો. હવે એ નિષ્ઠુર, કઠોર વૈર કરનાર અને વૃદ્ધોની શિખામણનું ઉલ્લંઘન કરનારા દુર્યોધનનાં દુષ્કૃત્યોને સારાં માની તમે પોતે જ કરેલા દોષોનું મારામાં શા માટે આરોપણ કરો છો?[૭] ભૂતકાળમાં મરણ પામ્યું હોય કે નાશ પામ્યું હોય એનો જે શોક કર્યા કરે છે તે દુઃખ અને દુઃખમાંથી દુઃખ એવો બે પ્રકારનો અનર્થ મેળવ્યા કરે છે.' આ રીતે જોતા દુષ્કૃત્યોનું ફળ પણ દુષ્કૃત્ય છે, કેમકે સતી ગાંધારીએ દીકરાને અટકાવવા પ્રયત્ન કરેલો, પણ પૂરો નહિ; પુત્રસ્નેહથી સમબુદ્ધિમાં આવેલી ક્ષતિને લીધે, પરિણામ શું હોઈ શકે તે જાણવા છતાં, તે કર્તવ્ય (સ્વધર્મ) આચરી શક્યાં નહિ, તેથી કાર્યકારણભાવના નિયમને આધીન થઈને સાધ્વી હોવા છતા પુત્રોના સમૂળ ઉચ્છેદથી થયેલા શોકને પ્રાપ્ત થયાં એમ કવિએ નિરૂપિત કર્યું છે.

---

૭. (૧) ૧૧-૨૬-૧ થી ૮.

(૨) સર૰ ગુજરાતી કહેવત 'હાથના કર્યાં હૈયે વાગ્યાં'

સતી ગાંધારીને પણ પોતે પૂરો પ્રયત્ન નહિ કરેલો એમ લાગેલું તેથી, કુંતી અને દ્રૌપદી તેમને મળવા આવ્યા ત્યારે પોતે તો શોકાતુર હતા જ પણ દ્રૌપદીને ધીરજ આપતા તેમણે કહ્યું, (બધા પુત્રો મરી જવાથી) 'જેવું તને દુઃખ થાય છે એવું જ મને થાય છે તો આપણને કોણ આશ્વાસન આપશે? મારા જ અપરાધને લીધે આપણા ઉત્તમ કુળનો વિનાશ થયો છે.'૮

આ છતા પણ ગાંધારીનો પુત્ર-પતિને વારવાનો પ્રયત્ન અને ન્યાયપરાયણતા દુન્યવી સામાન્ય ગજે માપતા અનુપમેય અને અપ્રતિમ જ રહ્યા હતા. દ્રૌપદીને દાસીભાવમાથી મુક્ત કરવામા તેમનો મુખ્ય ફાળો હતો. દુર્યોધનને 'જ્યા ધર્મ ત્યા જય' કહીને કદી આશીર્વાદ નહોતો આપ્યો, પણ એમની સત્ત્વશીલતા જોતા સંભવતઃ વ્યાસ એમની પાસે મોટા બલિદાનની અપેક્ષા રાખતા હશે૯ દા. ત., સૉક્રેટીસ, ક્રાઈસ્ટ, ગાંધીજીના બલિદાન એ કંઈ ગજા ઉપરવટના નહોતા— તેમના દેહ પડ્યા છતાય. અર્થાત્ જે શ્રમ કરવાથી સમતુલા-સમત્વયોગ ન સચવાય તે કર્મ ગજા ઉપરવટનુ અને પરધર્મ ગણાય જ્યારે

૮ यथैव त्वं तथैवाहं को वा माश्वासयिष्यति ।
ममैव ह्यपराधेन कुलमस्य विनाशितम् ॥ ११-१५-२०.

૯ सर्वं शरीरयात्रापि नाशेन धर्म एव विशिष्यते ॥ १ २०५ १७ક઼ઙ અપ્રમત્ત રહીને નિત્ય જાગ્રત ધર્મપાલન કરવાનુ કહેતા કવિ વ્યાસ આ પ્રસંગ નિરૂપે છે "ઇન્દ્રપ્રસ્થના એક બ્રાહ્મણનુ ગોધન ચોર લોકો હરી ગયા એટલે બ્રાહ્મણ ધા નાખતો પાડવો પાસે આવ્યો અર્જુને તેને ધીરજ આપી પછી બ્રાહ્મણની વહાર કરવાના ગુણાવગુણનો વિવેક કર્યો તેમા વહાર કરવી એ ધર્મરૂપ હતુ તો બીજી બાજુ વહાર કરવાથી યુધિષ્ઠિરનુ અપ્રિય થાય દ્રૌપદી સાથે ધર્મરાજ આયુધશાળામા હતા તેથી ત્યા જવુ પડે એટલે ચાને બાર વર્ષ વનવાસ વેઠવો પડે, જેમા મૃત્યુ પણ થઈ શકે વિચારણા પછી નક્કી કર્યું કે શરીરનો નાશ થાય તે કરતાય ધર્મ(પાલન) જ વિશિષ્ટ છે" ૧-૨૦૫ ૧૭, બ્રાહ્મણનુ ગોધન

ભૌતિક દેહાંત થવા જતાય જો ચિત્ત સ્થિર રહી શકે, તો તે કર્મ શક્તિ મુજબનુ અને સ્વધર્મ ગણાય આવા આશયથી શ્રીકૃષ્ણની જેમ ગાંધારીને ય કવિએ, શક્તિ મુજબ પાપ અટકાવવાનો પ્રયત્ન નહિ કરવાથી સ્વધર્મત્યાગથી થતા કર્મથી લેપાતા બનાવ્યા છે.[૧૦]

૧૧૩. यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्त स विशिष्यते ॥
६-२५-७ ( गीता ३-७ )

પણ હે અર્જુન! જે ( વિવેકવાળા ) મનથી ઇન્દ્રિયોને નિયમમાં રાખીને આસક્તિરહિત થઈને કર્મયોગનુ આચરણ કરે છે તે ( મનુષ્ય ) શ્રેષ્ઠ છે.[૧]

---

( નોંધ ૯ ચાલુ )

પાછુ લાવ્યા પછી, યુધિષ્ઠિર તેને ધર્મશાસ્ત્રના પ્રમાણો ટાંકી વનવાસ જતા અટકાવવા પ્રયત્ન કર્યો ત્યારે અર્જુને કહ્યુ, "દેખાવ માટે ધર્મ આચરવો નહિ, એમ મે આપની પાસેથી સાભળ્યુ છે હુ સત્યથી વિચલિત થઈશ નહિ હુ સત્યપૂર્વક જ આયુધ ગ્રહણ કરુ છુ

न व्याजेन चरेद्धर्ममिति मे भवत श्रुतम् ।
न सत्याद्विचलिष्यामि सत्येनायुधमालभे ॥ १-२०५-२९.

૧૦. જુઓ ઉપર 'ધર્મ' (પ્ર૫૦ ૨) અને ૨૩ પૃ ૩૪ થી

૧. હે અર્જુન! આ એક આશ્ચર્ય છે તે હુ કહુ કે, પુરુષ કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરી જ્ઞાનેન્દ્રિયોને વ્યાપારવાળી રાખે છે તે પુરુષાર્થ શૂન્ય થાય છે અને જે જ્ઞાનેન્દ્રિયોનો નિગ્રહ કરી-અર્થાત્ ભોગચિંતન રોકીને કર્મેન્દ્રિયોને વ્યાપારવાળી રાખે છે તે પોતાના પુરુષાર્થમા ફલિત થાય છે (મધુસૂદની) (ગીતા ૩-૬, ૭નો નિર્ગલિત અર્થ ટીકાકાર કર્યો છે જુઓ ઉપર શ્લોક ૧૧૧ પૃ ૩૪૩)

ઉપર શ્લોક ૧૧૧મા જણાવેલો કર્મેન્દ્રિયોને રોકતો અને જ્ઞાનેન્દ્રિયોથી વિષયચિન્તન કરતો મિથ્યાચારી, અને શ્લોક ૧૧૨મા જણાવેલ અપકૃત્યને અટકાવવા ( વિવેક, જ્ઞાન અને પુરુષાર્થથી ) સમર્થ છતા નહિ અટકાવનાર, એ બંને કરતા, જે મનુષ્ય જ્ઞાનેન્દ્રિયોને વિવેકથી ઉન્નત થતા જતા ચિત્તના કાબૂમા રાખીને, અનાસક્તપણે પોતાના ગજા મુજબ કર્તવ્ય કર્મો આચરે છે તે શ્રેષ્ઠ છે. એમ અનાસક્તપણે પ્રયત્ન કરતા, પર્યાયે યજ્ઞાર્થે કર્મ કરતા, પરમાત્માની ભક્તિ અર્થે કર્મ કરતા, માણસ જનક જેવો નિર્વિષયી, નિર્મમ, સમ, વિદ્વાન અને સ્વધર્મનિષ્ઠ બને છે.[૨]

૧૧૪ कर्मण्यकर्म य पश्येदकर्मणि च कर्म य ।
स बुद्धिमान्मनुष्येषु स युक्त कृत्स्नकर्मकृत् ॥
६–२६–१८ ( गीता ४–१८ )

કર્મમાં જે અકર્મ જુએ છે અને અકર્મમાં જે કર્મ જુએ છે, તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે, યુક્ત ( યોગી ) છે અને સંપૂર્ણ કર્મ કરનાર છે

જાત જાતના કર્મો, જુદી જુદી રીતે કરાય છે એ જ પ્રમાણે કર્મવિપાકો પણ જુદી જુદી રીતે થાય છે નિવૃત્તિની વાત થાય છે, પણ કોઈ પણ પ્રાણી સદંતર નિવૃત્ત રહી શકતુ નથી, તેમ પોતાની શક્તિની મર્યાદા કેટલી, કયુ કર્મ પાપ કે કયુ પુણ્ય, શુ કરવાથી ( કર્મબધમાથી ) નિવૃત્તિ ગણાય અને શુ કરવાથી પ્રવૃત્તિ કહેવાય વગેરે બાબતો અગે મોટો ગૂચવાડો ઊભો થવા સભવ છે, વસ્તુત ગૂચવાડો પ્રવર્તે છે. કર્મ અગેના એ ગૂચવાડાને દૂર કરી તાત્ત્વિક

---

૨. ( ૧ ) જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' ( પ્રક૦ ૫ ) શ્લોક, ૭૦ પૃ ૨૨૨થી
( ૨ ) જુઓ ગીતાનો આખો ત્રીજો અધ્યાય

દૃષ્ટિએ 'કર્મ', એ શું છે એની છણાવટ કરતાં વચનો ભગવાને ગીતાના ૪થા 'જ્ઞાનકર્મસંન્યાસયોગ'ના અધ્યાયમાં કહ્યાં, એમાંથી ઉપરનું વચન લીધું છે. આ વિચારને વિશદ રીતે સમજવા ઉપરના સુભાષિતની અગાઉ આવેલા બે શ્લોકો જોઈએ. 'કર્મ શું અને અકર્મ શું એ બાબતમાં કવિઓ (વિદ્વાનો, શાણા પુરુષો)ને પણ ભ્રમ થાય છે; માટે જે જાણવાથી તું (સંસારના કર્મબંધરૂપી) અશુભથી મુક્ત થઈશ તેવું કર્મ હું તને કહું છું. કર્મની ગતિ ગહન છે—ગૂઢ છે, તેથી કર્મ, વિકર્મ અને અકર્મ—એ ત્રણેને (એના તત્ત્વને) બરાબર જાણવાં જોઈએ.'[1]

ત્યારે ગીતા અર્થાત્ મહાભારત મુજબ અત્રે 'કર્મ' ઇત્યાદિનો અર્થ શો છે? 'કર્મ' એટલે કામનિક કર્મ, જેનો સુખ-દુઃખરૂપી વિપાક થાય જ છે. 'વિકર્મ' એટલે નિષિદ્ધ કર્મ. આ વિકર્મ અર્થાત્ નિષિદ્ધ કર્મ બહુરૂપી છે, અને માણસને સૌથી વિશેષ ભ્રમમાં નાખે છે. દા. ત. (૧) કોઈ કામનિક આશયથી હિંસક અને ખોટું કૃત્ય કરનારને જે માણસ સમત્વબુદ્ધિના ભ્રમથી શાંત રીતે જોઈ રહે છે, અટકાવવા પ્રયત્ન કરતો નથી એ દેખીતી રીતે અકર્મ કરતો છતાં વિકર્મ આચરે છે.[2] (૨) હિંસક કે ખોટા કૃત્યનો એના જેવા જ

---

૧. किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥
૬-૨૬-૧૬ (ગીતા. ૪-૧૬)

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥
૬-૨૬-૧૭ (ગીતા. ૪-૧૭)

૨. જુઓ ઉપર શ્લોક ૧૧૨ પૃ. ૩૪૫ થી.

હિંસા અને અસત્યથી શઠં પ્રતિ શાઠ્યમ્‌ના નીતિવાદને અનુસરી જે પ્રતિકાર કરે છે તે બીજી જાતનું વિકર્મ આચરે છે. (૩) દરેક પ્રકારની હિંસા, અન્યાય, અસત્યાચરણ આદિ વિકર્મ છે જ એ કહેવાનું ન હોય. 'અકર્મ' એટલે ફ્લાસક્તિરહિત થઈને શુદ્ધ સમત્વબુદ્ધિથી, લોકસંગ્રહાર્થે, સ્વાન્તઃસુખાય થતાં કર્મો. આમ કર્મના ત્રણ પ્રકાર–કર્મ, વિકર્મ અને અકર્મ–નું તાત્ત્વિક જ્ઞાન મેળવીને વિદ્વાન મનુષ્ય (અનાસક્તિથી થતા) કર્મને પરખી તેનો વિપાક કે બંધ નહિ હોવાથી અકર્મ તરીકે ઓળખે છે. અને (આસક્તિને લીધે રાખેલી) નિવૃત્તિને પારખી તેનો વિપાક કે બંધ થાય છે તેથી એ નિવૃત્તિને કર્મ તરીકે ઓળખે છે. આવા વિદ્વાને કર્મનુ પૂર્ણ રહસ્ય જાણી લીધેલુ હોઈ એ બુદ્ધિમાન છે, સંપૂર્ણકર્મ કરી ચૂકેલો છે—અર્થાત્ ખરો નિવૃત્ત છે, અને પરમાત્મા સાથે ઐક્ય અનુભવતો હોઈ યોગી છે. વળી બધા કર્મો શુદ્ધ તત્ત્વજ્ઞાનમા પર્યવસાન પામતાં હોઈ એ જ્ઞાની છે.[3] કર્મનું રહસ્ય પૂર્ણપણે જાણનાર જ્ઞાનીપંડિતના લક્ષણ શ્રીકૃષ્ણે ઉપરના સુભાષિત (૬–૨૬–૧૮) પછી કહ્યા છે, એ એમની આર્ષ-વાણીમાં જ અહીં જોવા જરૂરી છે 'જે પુરુષના સર્વ કર્મો કામના અને (સ્વાર્થી) સંકલ્પ વિનાના છે,[4] તથા જેના કર્મો (તત્ત્વ) જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયાં છે,[5] તેને તત્ત્વજ્ઞો પંડિત કહે છે. જેણે

---

૩. सर्वं कर्माखिल पार्थ ज्ञाने परिसमाप्यते ॥

૬–૨૬–૩૩ (ગીતા. ૪–૩૩).

૪. એટલે કે પ્રવૃત્તિમા લોકસંગ્રહાર્થે જ કર્મો હોય અને નિવૃત્તિમા જીવનયાત્રા ચલાવવા જ કર્મો થતા હોય (શંકરાચાર્ય).

૫. કર્મમા અકર્મનું અને અકર્મમા કર્મનું દર્શન તે જ જ્ઞાનરૂપ અગ્નિ. (શંકરાચાર્ય)

કર્મનું (હું કરું છું એવું) કર્તૃત્વાભિમાન અને ફલાસક્તિ ત્યજ્યાં છે, જે સર્વદા સંતુષ્ટ અને સ્વાવલંબી છે, તે કર્મમાં ખૂબ પ્રવૃત્ત હોય—રચ્યોપચ્યો હોય, તોપણ કંઈ જ કરતો નથી.[6] જે આશારહિત છે, ચિત્ત અને આત્મા (અર્થાત્ શરીર) ને જે સંયમમાં રાખનાર છે,[7] જેણે પરિગ્રહમાત્ર ત્યજી દીધો છે, અને જેનું કેવળ શરીર જ કર્મ કરે છે તે, કરતો છતાં કિલ્બિષને પ્રાપ્ત થતો નથી.[8] જે અનાયાસે—સહેજે મળે તેનાથી સંતુષ્ટ, દ્વંદ્વોથી પર થયેલો, મત્સર વિનાનો છે,[9] જે સફળતા અને નિષ્ફળતાને વિષે સમબુદ્ધિ—તટસ્થ છે તે (કર્મ) કરવા છતાં યે બંધાતો નથી. જે આસક્તિવિનાનો છે, જે (કર્મ, અકર્મ અને વિકર્મનાં બંધનોથી) મુક્ત છે, જેનું ચિત્ત (કર્મના રહસ્યરૂપ)

---

૬. એટલે કે તેને કર્મનું બંધન ભોગવવું નથી પડતું. (ગાંધીજી, 'અનાસક્તિયોગ,' પૃ. ૪૮).

૭. यतचित्तात्मा, चित्तं अन्तःकरणं आत्मा बाह्यः कार्यकारणसङ्घातः तौ उभौ अपि यतौ संयतौ येन सः।

(ચિત્ત એટલે અંતઃકરણ અને આત્મા એટલે બહારનો કાર્યકારણ સંઘાત દેહ અને ઇંદ્રિયો વગેરે—આ બન્નેનો જેણે સંયમ કર્યો છે તે યતચિત્તાત્મા (ગીતા ૪–૨૧ના ભાષ્યમાં શંકરાચાર્ય).

૮. જેનો 'હું' શૂન્યતાને પામ્યો છે તેનું શરીર જ માત્ર કામ કરે છે. ઊંઘતા મનુષ્યનું શરીર જ માત્ર કામ કરે છે એમ કહી શકાય. જે કેદી બળાત્કારને વશ થઈ અનિચ્છાએ હળ હાંકે છે તેનું શરીર જ કામ કરે છે. જે સ્વેચ્છાએ ઈશ્વરનો કેદી બન્યો છે તેનું પણ શરીર જ માત્ર કામ કરે છે, પોતે શૂન્ય થયો છે; પ્રેરક ઈશ્વર છે. (ગાંધીજી, 'અનાસક્તિયોગ' પૃ. ૪૮, ૪૯).

૯. નિર્વૈરબુદ્ધિ (શંકરાચાર્ય), દ્વેષવિનાનો (ગાંધીજી 'અનાસક્તિયોગ,' પૃ. ૪૯).

જ્ઞાનમાં સ્થિર થયેલું છે અને જે યજ્ઞાર્થે જ આચરણ કરે છે, તેનાં સમગ્ર કર્મ[૧૦] લય પામે છે.[૧૧]

૧૧૫. अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥
६–३९–२८ ( गीता. १७–२८ )

હે પાર્થ ! જે યજ્ઞ, દાન, તપ, કે બીજું કાર્ય અશ્રદ્ધાથી થાય તે અસત્ (નકામું) કહેવાય છે, તે આ લોકમાં કે પરલોકમાં (કામનું) નથી.

---

૧૦. सह अग्रेण फलेन वर्तते इति समग्रं कर्म ।

ફલસહિત રહેનારાં કર્મ એટલે સમગ્ર કર્મ (ગીતા. ૪–૨૩ના ભાષ્યમાં શંકરાચાર્ય).

૧૧. यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥
=યો. વા. ૬–૫૪–૩૩. સર° ૩–૨૦૩–૪૩; ભીષ્મ. ક્ષેપક. ૮૮.

त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥
=યો. વા. ૬–૫૪–૨૮, ૬૬=૬–૫૭–૪ ૬૬.

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥
અ૭=દે. યો. વા. ૬–૫૪–૪ અ૭.

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥
गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ ६–२६–१९ थी २३.
(ગીતા. ૪–૧૯ થી ૨૩) (સર° ૬–૪૦–૯ ગીતા. ૧૮–૯).

યજ્ઞ, દાન, તપ તથા બીજાં સર્વ કર્મો શાસ્ત્રવિધિ અનુસાર થતાં હોય, પણ શ્રદ્ધા ન હોય તો એ સર્વ નકામાં થઈ પડે છે,[૧] એમ કહેતો ગીતાના 'શ્રદ્ધાત્રયવિભાગયોગ'ના અંતે આવતો આ શ્લોક શ્રદ્ધા અને ભાવનાની કિંમત બતાવે છે. અધ્યાયના આરંભે અર્જુને 'શાસ્ત્રવિધિ છોડીને કોઈ સાધક કેવળ શ્રદ્ધાથી જ (પરમાત્માનું) યજન કરે તો?'[૨] એવો પ્રશ્ન કરેલો તેના જવાબમાં ભગવાને સર્વપ્રાણીઓ સ્વભાવથી જ ત્રિવિધ શ્રદ્ધા (સાત્ત્વિક, રાજસિક અને તામસિક) પૈકીની શ્રદ્ધા વડે પોતાની ચિત્તવૃત્તિઓ અનુસાર વર્તે છે, અને જેવી જેની શ્રદ્ધા એવો એ થાય છે કહીને શાસ્ત્રવિધિ—અનાસક્તપણે, કર્મફળત્યાગની ભાવના રાખીને કર્મ કરવાનો આચાર—છોડીને કેવળ શ્રદ્ધાના જોરે યજન કરવામાં રાજસિક અને તામસિક ભાવો પ્રબળ થઈ પડવા સંભવ છે એ બતાવ્યું છે. છતાં શ્રદ્ધા વિનાનો શાસ્ત્રવિધિ લુખ્ખો અને તામસિક બનવાનો સંભવ છે જ. તેથી (સાત્ત્વિક) શ્રદ્ધા અનિવાર્ય છે એ ઉપરના શ્લોકથી બતાવ્યું છે. શ્રદ્ધાના ગંગાજળથી હૃદયના મેલ ધોવાય છે. ચિત્તતંત્રમાં ઉત્સાહ, સ્વ અને પરમાં વિશ્વાસ પેદા થાય છે. એનાથી અનેકવિધ ગૂંચવાડા, અંધકાર અને અડચણો દૂર થાય છે. એટલે એની મર્યાદા અને અનિવાર્યતા સમજાવી ભગવાને અનાસક્તિ સાથે એનો વિનિયોગ કરી સર્વ કર્મો શ્રદ્ધાપૂર્વક કરવાનું વિધાન કર્યું છે.[૩]



૧. સર૰ तान्येव भावोद्धतानि कल्कः । ૧–૧–૨૧૦.
(જુઓ ઉપર 'ઉપક્રમ' પ્રક૰ ૧, શ્લોક ૨૦ પૃ. ૨૬ થી.)

૨. જુઓ 'શ્રદ્ધાવિદ્યા' (પ્રક૰ ૫), શ્લોક ૮૬નું ઉદ્ઘાટન, પૃ. ૨૭૯.

૩. શ્રદ્ધાની મહત્તા માટે જુઓ 'ધર્મ' (પ્રક. ૨) શ્લોક, ૪૧, પૃ. ૮૯ થી.

## ૧૦

## કાળ

૧૧૬. न कालो दण्डमुद्यम्य शिर: कृन्तति कस्यचित् ।
कालस्य बलमेतावद्विपरीतार्थदर्शनम् ॥[1] २–७२–११

કાળ કંઈ દંડ ઉગામીને કોઈનું માથું ફોડતો નથી, પણ આવું વિપરીત અર્થદર્શન એ જ કાળનું બળ છે.

'વિનાશકાળે વિપરીત બુદ્ધિ'ની કહેવત સંભવત: જેમાથી નીકળી હશે એવું, આત્મનિરીક્ષણમાંથી ઉદ્ભવેલું, પોતાની દીનતા અને પક્ષપાતી વિપરીત બુદ્ધિ માટે શોક દર્શાવતું આ વચન બીજી વખત દ્યૂત ખેલાયા પછી અન્યાયથી હારીને દ્રૌપદી સહિત પાંડવો વનમાં ગયા ત્યારે રાજા ધૃતરાષ્ટ્રે સંજય સાથે કરેલા વાર્તાલાપમાંથી લીધું છે. પાંડવો વનમાં જવાથી ધૃતરાષ્ટ્ર ચિન્તાતુર અને વ્યગ્ર થઈ જતા, સંજયે ટોંગ કરી કે 'તમે પાંડવોને કાઢી મૂક્યા અને ધનથી ભરેલી વસુધરાને પામ્યા છો, પછી ફિકર શાની કરો છો?' ધૃતરાષ્ટ્રે કહ્યું 'જેને પાંડવો જેવા શુદ્ધશૂર અને (શ્રીકૃષ્ણ જેવા) મિત્રોવાળા મહારથીઓ જોડે વેર થયું હોય તેઓ નિશ્ચિન્ત ક્યાથી હોય?'[2] સ્પષ્ટવક્તા સંજયે જવાબમાં 'ભીષ્મ, દ્રોણ, વિદુર વગેરે વારવા છતાં દ્રૌપદીનું અપમાન કરવારૂપી તમારા સુકૃત (!)થી મહાન વેર થશે અને

૧ ૨–૭૨–૨, ૩

૨ ૨–૭૨–૪

દુનિયાનો સપરિવાર નાશ થશે ઇ. '[3] કહેતાં લોભી, પુત્રસ્નેહમાં અંધ ધૃતરાષ્ટ્રે હૃદય ખોલ્યું અને, 'દેવો જે મનુષ્યને પરાભવ આપવા ઇચ્છે છે તેની બુદ્ધિને હરી લે છે, તથા તે દક્ષિણ દિશાને અર્થાત્ મૃત્યુને જુએ છે.[4] બુદ્ધિ કલુષિત થાય અને વિનાશ ઉપસ્થિત થાય ત્યારે નીતિ જેવી લાગતી અનીતિ હૃદયમાંથી દૂર ખસતી નથી.[5] જે માણસનો વિનાશ થવાનો હોય તેને અનર્થો અર્થરૂપે અને અર્થો અનર્થરૂપે ભાસે છે, તથા તે જ એને પસંદ પડી જાય છે, '[6] એમ કહી ઉપરનું વચન કહ્યું. આગળ ચાલતાં દ્રૌપદીને સભામાં દેવાયેલું દુઃખ વર્ણવ્યું, દ્રૌપદીને જ્યારે સભામાં ઘસડી આણવામાં આવી ત્યારે ગાંધારી સહિત

---

૩. ૨-૭૨-૫ થી ૭.

૪. यस्मै देवाः प्रयच्छन्ति पुरुषाय पराभवम् ।
बुद्धिं तस्यापकर्षन्ति सोऽपाचीनानि पश्यति ॥
૨-૭૨-૮ = ૫-૩૪-૭૮.

(૧) સર° न देवा यष्टिमादाय रक्षन्ति पशुपालवत् ।
यं तु रक्षितुमिच्छन्ति बुद्धया संविभजन्ति तम् ॥ ૫-૩૫-૩૩.
= કે. ઉદ્યોગ. ક્ષેપક નં. ૧૯૨; 'પંચતંત્ર' ૩-૧૮૨.

દેવો કંઈ પશુપાલકો—ભરવાડોની જેમ હાથમાં લાકડી લઈને રક્ષણ કરતા નથી, પણ જેનું રક્ષણ કરવા ઇચ્છે છે તેને બુદ્ધિસંપન્ન કરે છે.

(૨) સર° શ્રીકૃષ્ણની વિભૂતિઃ "નરવ્યાઘ્ર (શ્રીકૃષ્ણ) જેને જેને લઈ લેવા ઇચ્છે છે (= નાશ કરવા ઇચ્છે છે), તેની બુદ્ધિ આ પ્રમાણે ચેદિપતિ શિશુપાલની જેમ નાશ પામે છે." ૨-૩૭-૧૩.

૫. बुद्धौ कलुषभूतायां विनाशे प्रत्युपस्थिते ।
अनयो नयसङ्काशो हृदयान्नापसर्पति ॥ ૨-૭૨-૯, = ૫-૩૪-૭૯
= કે. ૫-૧૪૧-૪૪; 'પંચતંત્ર' ૩-૧૮૪.

૬. ૨-૭૨-૧૦; ૧૦ અળ = કે. ૧૨-૧૦૫-૩૭ ક્ડ.

ભરતોની સ્ત્રીઓએ ભયંકર રુદન સાથે વિરોધ કરેલો, અપશુકનો થયેલા; વિદુરની પ્રેરણાથી પાચાલીને પોતે વરદાન આપેલાં, પણ વિદુરના ધર્મ અને અર્થવાળા વચનોને પુત્રહિતની કામનાથી. પોતે માન્યાં નહિ વગેરે બીના કહી.૭

આ સુભાષિતમા અહીં ' કાલ ' શબ્દ કર્મના કાયદાને અનુસરીને ફરતો ( changing ) સમય, એ અર્થમા પ્રયોજ્યો છે, અને ' વિનાશ કાળે વિપરીત બુદ્ધિ 'નો વિચાર, એ વિપરીત બુદ્ધિના સૂત્રધારના પોતાના આત્મનિરીક્ષણ મારફતે કવિએ મૂક્યો છે, ધૃતરાષ્ટ્ર, સાચું હિત સમજવા છતા, આસક્તિને લીધે દીન તથા નિર્બળ બન્યા હોય તેવા બધા મનુષ્યોની મનોદશાનુ પ્રતિબિંબ પાડે છે.૮ અને કયું આચરણ ન્યાયી છે તેની ખબર હોવા છતા એ પ્રમાણે વર્તવાની અશક્તિને

૭. ૨–૭૨–૧૨ થી ૩૬; ધૃતરાષ્ટ્રના વચનોથી જણાય છે કે મ૦ ભા૦મા કવિએ અગાઉ મૂકેલો દ્રૌપદીવસ્ત્રાહરણનો ચમત્કારવાળો પ્રસંગ (સભા. અ. ૬૧) દ્રૌપદીનુ સામાજિક અને વ્યક્તિગત ધર્મશીલતાએ રક્ષણ કર્યું તેનું કાવ્યમય વર્ણન કરે છે

વસ્તુતઃ ગાધારી જેવી સતી અને બીજી કુરુકુળની સ્રીઓના ભૈરવ રુદન (૨–૭૨–૧૯), બ્રાહ્મણોનો અન્યાય સામેનો કોપ (૨–૭૨–૨૦), અને ભીષ્મ, દ્રોણ, કૃપ, સોમદત્ત, બાહ્લિક અને વિદુર આદિનો સજ્જડ વિરોધ (૨–૭૨–૨૩ થી ૨૫) તથા દુ:ખી, ક્રોધિત છતા તેજસ્વી પાચાલીનુ તેજ (૨–૭૨–૧૭, ૧૮), એ બધાને લીધે, દુર્યોધન નીતિધર્મની ચોક્કસ મર્યાદા ઉલ્લંઘી શક્યો નહિ. મતલબ કે સમાજ દુર્યોધનને અસરકારક રીતે અટકાવવા જેટલો સબળ નહોતો, છતા એને સો ટકા બેફામ વર્તવા દેવા જેટલો નિર્બળ પણ નહોતો. ધર્મશીલતા હતી, આજની જેમ જ પૂરી સબળ નહિ તેમ અત્યંત નિર્બળે નહિ પૂરી સબળતાનો આદર્શ વિદુર અને દ્રૌપદીના પાત્રથી વ્યાસે સમાજ સામે મૂક્યો

૮. ૨–૭૨–૩૫, ૩૬

એટલે વિદુરે કાર્યકારણભાવ સમજવા કહેતાં; સ્વકર્મથી સ્વર્ગ, સુખ, દુઃખ વગેરે મળે છે, તથા કર્મને આધીન રહીને માણસ કેળના જેવા નિઃસાર સંસારના ભારને (મોહથી) અવશપણે કે (જ્ઞાનથી) સ્વતંત્રપણે વહન કરે છે વગેરે સમજાવ્યું. એટલે ધૃતરાષ્ટ્રે સંસારની ગહનતા સમજવા માટે પ્રશ્ન કર્યો. વિદુરે પ્રાણીઓના ગર્ભાધાનથી માંડીને જન્મ, જન્મ પછી સ્વકર્મવડે બંધાયેલા પ્રાણીને થતા ગ્રહો અને વ્યાધિઓના ઉપદ્રવો, સંગસ્વાદથી ઇન્દ્રિયવિષયોનું તીવ્ર આસક્તિપૂર્વક સેવન અને તેમાંથી થતાં બંધન, વિવિધ દુઃખો, છતાંય સ્વાદની અતૃપ્તિ, એ બધું વર્ણવીને અફસોસ વ્યક્ત કર્યો.૧૧ 'આમ રડફૂટા કરતાં મરણપ્રાપ્તિ! હાય! એમ પોતાના જ હિત તરફની ગાઢ ઉપેક્ષા! અહોહો! કેટલું આશ્ચર્ય છે કે લોભને વશ થવાથી લોભ, ક્રોધ અને મદવડે ઉન્મત્ત થઈને લોકો પોતાના આત્માને ઓળખતા નથી અને પોતાનો નાશ કરે છે! પોતાની કુલીનતાનાં બણગાં ફૂંકે છે અને બીજાની અકુલીનતાની નિંદા કરે છે! ધનના અભિમાનથી ગર્વિષ્ઠ થઈને દરિદ્રોની ઠેકડી ઉડાવે છે! બીજાઓને મૂર્ખા કહે છે, પણ જાતને વિચારતા નથી. બીજાને શિક્ષણ આપવા જાય છે, પણ પોતે સમજુ થવાની ઇચ્છા કરતા નથી! આવા અધ્રુવ જીવલોકમાં આ સર્વ (પ્રવચન)નું તત્ત્વ સમજી લઈને ધર્મપાલન કરનારા પુરુષો પરમગતિને પામે છે.૧૨

સંસારની વિચિત્રતાઓનું વર્ણન અને ધર્મપાલનનું મહત્ત્વ સાંભળી, ઉત્કંઠિત થઈને ધૃતરાષ્ટ્રે પ્રશ્ન કર્યો, 'જો આ ગહન ધર્મ બુદ્ધિથી સમજી શકાય એવો હોય તો તમે મને આખો બુદ્ધિમાર્ગ

૧૧. 'સ્ત્રીપર્વ' અ. ૪.

૧૨. ૧૧-૪-૧૧ થી ૧૫.

વિસ્તારપૂર્વક કહો.'૧૩ જવાબમાં 'વક્તાશ્રેષ્ઠ વિદુરે વિશ્વના સર્વ ધર્મોને એકસરખી રીતે ઊર્ધ્વ કરનાર જગત્‌વિખ્યાત 'મધુબિન્દુ' દષ્ટાંત કહ્યું.'૧૪ 'કોઈ એક દ્વિજ એક સમયે જેમાં સ્વયં મૃત્યુદેવ

---

૧૩. (૧) यदिदं धर्मगहनं बुद्धया समनुगम्यते ।
एतद्विस्तरशः सर्वं बुद्धिमार्गं प्रशंस मे ॥ ११-५-१.

આ શ્લોકમા આવતું 'બુદ્ધિમાર્ગ' પદ બૌદ્ધમાર્ગની યાદ આપે છે. બૌદ્ધોમા 'બુદ્ધમાર્ગ' પદ બૌદ્ધ અનુગમ માટે વપરાયેલું છે (MWD, P. 733, Col. 3). અહીં હવે પછી મૂકેલું 'મધુબિન્દુ' દષ્ટાત મનુષ્યની મૂલગામી બુદ્ધિશક્તિનો પરિચય આપે છે. વળી એણે ઈશ્વરકર્તૃત્વવાદ, કર્મકાડ, કર્મવાદ અને ક્ષણિકવાદ ઉપર ઊડી અસર પાડી હોવા સાથે એ બધાંયથી સ્વતંત્ર બુદ્ધિનો પરિચય આપનારું છે. એ જોતા ભારતમા બુદ્ધ પહેલાં 'બુદ્ધિમાર્ગી'-ઓનો પંથ હોવા સંભવ છે. બોધિસત્ત્વની પૂર્વજન્મની કથાઓ એની પૌરાણિક ઢબની સાક્ષી છે. ભગવાન બુદ્ધ બુદ્ધિમાર્ગીઓની પરંપરામાં છેલ્લા વિકસિત પ્રભાવશાળી આચાર્ય હોય એમ સંભવે.

(૨) ૧૨-૨૩૭-૩૪ 'પરાશર-જનકસંવાદ'મા 'બુદ્ધિમાર્ગ' પદ આવે છે.

૧૪. 'સ્રીપર્વ,' અ. ૫, ૬; માનવમનની સહજ ઉત્ક્રાતિશીલતાને કારણે દરેકમા રહેલું સારું ગ્રહણ કરવાની અને પોતામા રહેલું સારું આપવાની પ્રવૃત્તિ હજારો વર્ષથી વિશ્વમા સતત ચાલુ રહેલી છે. એનું એક ઘણું સુંદર અને રસિક ઉદાહરણ મ૰ ભા૰ 'સ્રીપર્વ,' અ ૫ થી ૬મા આવતું 'મધુબિન્દુ' દષ્ટાત છે. આ કથાનું જૈન રૂપાતર સંઘદાસગણિકૃત 'વસુદેવહિંડી' (ઈ. સ.ની ૫મી સદી)મા, દિગમ્બર અમિતગતિના 'ધર્મપરીક્ષા' ગ્રંથ (ઈ. સ. ૧૦૧૭)મા, આચાર્ય હેમચન્દ્રના 'સ્થવિરાવલી ચરિત' (૧૨મી સદી)મા અને બીજા અનેક જૈન ગ્રંથોમા આવે છે. આ કથાના બૌદ્ધ રૂપાતરો 'અવદાન'ના ચિનાઈ અનુવાદોમા મળ્યા છે. એના ઉપરથી આ કથાએ બૌદ્ધ ખ્રિસ્તી કથાગ્રંથ 'બારલામ અને જોઆસફ' (Barlaam & Joasaph) તથા વિશ્વવિખ્યાત પ્રાણીકથાગ્રથ 'કલિલગ વ દમનગ' ('પચતંત્ર'ના

પણ ભી મરે એવા દુર્ગમ વનમાં આવી ચડ્યો.[૧૫] એમાંનાં હિંસક પશુઓથી[૧૬] બચવા એણે ચારે બાજુ ફાંફાં મારવા માંડ્યાં, પણ કશું આશ્રયસ્થાન દેખાયું નહિ. એટલામાં એણે એક ભયંકર સ્ત્રીને પોતાના બાહુઓ પહોળા કરીને ફરતી જોઈ,[૧૭] અને પાંચ પાંચ માથાંવાળા પર્વત જેવા મોટા નાગો જોયા.[૧૮] આ સર્વથી ગભરાઈને નાસતાં નાસતાં બ્રાહ્મણ વનમાં ઘાસ અને વેલાઓથી ઢંકાયેલા એક કૂવામાં ગબડી પડ્યો[૧૯] અને અંદરના વેલાઓમાં ઊંધા મસ્તકે લટકવા

(નોંધ ૧૪ ચાલુ)

પહેલવી, ફારસી, સીરિયન અનુવાદોનું નામ) દ્વારા રસ્તો કર્યો હશે. યુરોપની લગભગ બધી ભાષાઓમાં આ ગ્રંથોના પહેલવી, અરબી કે સીરિયન અનુવાદો ઉપરથી અનુવાદ થયા. પી. રુકર્ટ (P. Ruckert) નામના જર્મને આ વિષે જર્મનમાં કવિતા લખી છે. જર્મનીમાં એકે એક બાળક પણ આ કાવ્ય દ્વારા ઉપરની કથાને જાણે છે. આમ દુનિયાની ઘણીખરી માનવપ્રજાઓમાં ફેલી અને કોઈપણ સંપ્રદાયવાદથી પર એવી આ કથાએ બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનોની જેમજ સમાન રીતે મુસ્લિમો, યાહૂદીઓ અને ખ્રિસ્તીઓનું ઊર્ધ્વીકરણ કરવામાં પોતાનો ફાળો આપેલો છે. (જુઓ, 'મ૦ બા૦ અને ઉ. સૂત્ર,' પ્રસ્તાવના, પૃ. ૫, ૬. વિગતથી મૂળ ઉલ્લેખ માટે જુઓ *Some Problems of Indian Literature by Dr. Winternitz, pp. 28 to 30 & pp. 65 to 67* અને *His. of Ind. Lit. Vol. I, P. 409.*)

૧૫. ૧૧-૫-૩થી; મૂળ ઉલ્લેખની સાથે એ પછીના અધ્યાયમાં રૂપકાર્થ કરેલો છે તેના સાર્થ ઉલ્લેખ અત્રે પાદનોંધોમાં નોંધ્યા છે. દુર્ગમ વન = ગહન સંસાર ૧૧-૬-૫.

૧૬. ૧૧-૫-૩ થી; હિંસ્ર પશુઓ = વ્યાધિઓ ૧૧-૬-૬.

૧૭. ૧૧-૫-૮; ભયંકર સ્ત્રી = વર્ણરૂપવિનાશિની જરા અર્થાત્ વૃદ્ધાવસ્થા ૧૧-૬-૬.

૧૮. ૧૧-૫-૯; રૂપકાર્થમાં પાચ માથાંવાળા નાગોનો અર્થ નથી. પંચવિષય ભોગવનારી મનોવૃત્તિઓ એવો અર્થ લઈ શકાય.

૧૯. ૧૧-૫-૧૦ થી; કૂવો = દેહ ૧૧-૬-૭.

માંડ્યો. લટકતાં લટકતાં નીચે જોયું તો કૂવામાં એક મહાનાગ હતો.[20] અને ઊંચે જોયું તો કૂવાના મુખ પાસે એક છ મોંવાળો, અર્ધો કાળો અને અર્ધો ધોળો, તથા બાર પગવાળો ધીમે ધીમે (क्रमेण) આગળ ધપતો હાથી,[21] તથા જેને આધારે એ લટકતો હતો એ વેલાઓને[22] કાપી નાંખતા કાળા અને ધોળા ઉંદરોને જોયા.[23] ત્યાં આજુબાજુ મહાભયંકર ભમરાઓ, જેને અજ્ઞાનીઓ ઇચ્છે છે એવા સ્વાદિષ્ટ મધવાળા મધપુડાઓમાં રહેતા હતા. એ મધપુડાઓમાંથી અનેક મધધારાઓ ઝરતી હતી.[24] આવી ભયંકર, કઠોર અને દુઃખી હાલતમાં પણ આ બ્રાહ્મણ, એ મધધારાઓને એકસરખી રીતે પીધા કરતો હતો અને જરાયે તૃપ્ત નહોતો થતો! એટલું જ નહિ પણ જીવન ઉપરનાં ઘોર સંકટો—વનનાં શિકારી પશુઓ, પરમ ઉગ્ર સ્ત્રી, કૂવામાં રહેલો નાગ, બહાર રહેલો હાથી, ઉંદરો વેલા કાપી નાંખે તો કૂવામાં પડી જવાનો ભય વગેરે—હોવા છતાંય એ તો અતૃપ્ત રહીને મધધારાઓને પીવાની જ ઇચ્છા કર્યા કરતો અને પોતે મરશે કે જીવશે એનો ખેદ નહોતો કરતો!' રૂપક છોડતાં અંતે વિદુર કહે છે 'સંસાર-ચક્રના આવા તેના પરિભ્રમણને જાણીને જેઓ એનાં બંધનોને (અનાસક્તિથી) છેદી નાંખે છે તેઓ જ વિદ્વાનો છે.'[25] વળી ઉપરના રૂપકને અનુસરીને વ્યાખ્યા કરતાં સંસારરૂપી દુર્ગમ વનમાં

---

૨૦. ૧૧-૫-૧૩; મહાનાગ = કાળ ૧૧-૬-૭.

૨૧. ૧૧-૫-૧૪; છ મુખવાળો અને બાર પગવાળો હાથી = છ ઋતુ અને બાર માસવાળો સંવત્સર ૧૧-૬-૯.

૨૨. ૧૧-૫-૧૦ થી ૧૨, ૧૯; વેલાઓ = જીવવાની આશા ૧૧-૬-૮.

૨૩. ૧૧-૫-૧૯; કાળા અને ધોળા ઉંદર = રાત્રિદિવસો ૧૧-૬-૧૦.

૨૪. ૧૧-૫-૧૫ થી; ભમરા અને મધધારાઓ = જાતજાતની કામ-વાસનાઓ અને તેના રસ જેમા મનુષ્ય ડૂબેલો રહે છે ૧૧-૬-૧૦, ૧૧.

૨૫. ૧૧-૬-૧૨; રૂપકાર્થ ઉપર નોંધોમા લખેલા છે.

માણસ તૃષ્ણામૂલક દુઃખો ભોગવે છે, એ વર્ણવતાં ઉપનિષત્પ્રસિદ્ધ અને મ૦ ભા૦ના માળખામાં પોતાની આગવી રીતે વિકસાવેલો વિચાર વ્યાસ રજૂ કરે છે. ‘પ્રાણીઓનું શરીર એ રથ છે, બુદ્ધિ સારથિ, ઇંદ્રિયો ઘોડા અને કર્મબુદ્ધિ અર્થાત્ મનને લગામ કહેવામાં આવે છે. એમાં ઇન્દ્રિયોરૂપી ઘોડાના વેગની પાછળ દોડે છે તે આ સંસારચક્રમાં ચક્રની જેમ ફર્યા કરે છે. પણ જે બુદ્ધિરૂપી સારથિ વડે ઇંદ્રિયોરૂપી ઘોડાઓને કાબૂમાં રાખે છે તેઓ સંસારચક્રમાં પાછા ફરતા નથી...[૨૬]

[૨૬]. ૧૧–૭–૧૩ થી ૧૫ અબ. સર૰ કઠ. ઉ. ૧–૩–૩, ૪, ૯; સર૰ જરથોસ્તી ધર્મની ગાથા ઉસ્તવઈતી ૨–૧૮ (હા ૪૪–૧૮), ‘અશો જરથુસ્ત્રના ગાથા,’ (એરચ જ. સો. તારાપોરવાલા) પૃ. ૪૩૬, ૪૩૭.

વ્યાસે આ વિચારને ઉપનિષદમાંથી પ્રેરણા મેળવીને (જુઓ કઠ ઉ. ૧–૩–૧૦; ૨–૩–૭) ગીતા ૩–૪૨માં આ વિચારમાં ઇંદ્રિયો, મહાભૂતો, મન બુદ્ધિથી આત્માને ચઢીઆતો કહેલો છે. વળી આત્મા રથી છે એ વિચાર રથીની આ ઉપમા સાથે અન્યત્ર બે સ્થાને આવે છે. (૩–૨૦૨–૨૧; ૫–૩૪–૧ એને આગળ વધારીને મહાભારતમાં કૃષ્ણને—સર્વશ્રેષ્ઠ, સર્વશક્તિમ નારાયણને (અર્થાત્ આત્માને) સારથિ તરીકે અને એના સનાતન સ અર્જુનને (અર્થાત નર, જીવ કે બુદ્ધિને) સંસારની કલ્પના થઈ શકે એટ જટીલ આટીઘૂંટીઓમાં, સંઘર્ષોમાં દોરતા વર્ણવીને શ્લેષ કર્યો છે. એ બધા સાર શીલ, અપ્રમાદ, સંયમ અને જ્ઞાન વડે, પોતામાં ઉત્પન્ન થઈને કાર્યશ બનતી સર્વશ્રેષ્ઠ, મંગલકારી, મહાન ઉદ્ધારક શક્તિ વડે પોતાનો ઉદ્ધાર કરે તે છે. કૃષ્ણ–અર્જુનને અપાયેલી નારાયણ તથા નરની ઉપમા સાથે વેદ કૃષ્ણ એટલે રાત્રિ અને અર્જુન જે શુક્લ છે, એટલે દિવસ એવી (સદા જોડાયેલા જોડકાની) ઉપમા આપેલી છે તે સરખાવો. કાલવાદ, ઇતિહાસ અ રૂપક વગેરે દૃષ્ટિઓથી કૃષ્ણ–અર્જુનની આ ઉપમા ઘણો રસ જગાવે એવી છે.

अहश्च कृष्णमहरर्जुनं च वि वर्तेते रजसी वेद्याभिः ॥

वैश्वानरो जायमानो न राजा ऽवातिरज्ज्योतिषाग्निस्तमांसि ॥

‘ઋગ્વેદ.’ ૬–૯–૧; ‘નિરુક્ત.’ ૨–૬–૨૧–૪.

સ્થિરસંયમવાળો આત્મા અર્થાત્ બુદ્ધિ જેવી રીતે પોતાને દુઃખોથી છોડાવે છે તેવી રીતે પરાક્રમ, સાધનસંપત્તિ, મિત્ર કે સુહૃદ્જન પણુ છોડાવી શકતાં નથી.[२७] માટે હે ભારત! તમે મૈત્રીભાવમાં સ્થિર થઈને શીલ પ્રાપ્ત કરો. જે દમ, ત્યાગ અને અપ્રમાદરૂપી બ્રાહ્મી ઘોડાવાળા અને શીલરૂપી લગામવાળા માનસિક રથમા આરૂઢ થાય છે તે મૃત્યુનો ભય તજીને બ્રહ્મલોકમાં પ્રયાણુ કરે છે.'[२८]

૧૨–૨૭–૨૯માં ભીષ્મ, દ્રોણુ, કર્ણ વગેરેનો અધર્મથી વધ કર્યો અને પોતાની રાજ્યપ્રાપ્તિ અર્થે અભિમન્યુ આદિ પુત્રોને મરાવી નાંખ્યા, એવા પ્રકારનો શોક, યુદ્ધ જીત્યા પછી કરતા યુધિષ્ઠિરને આશ્વાસન આપવા, સંયોગ તથા વિયોગ પ્રાણીઓના કપાળમાં લખેલો જ છે, અને પાણીના પરપોટાની જેમ જન્મ મરણુ થયા જ કરે છે વગેરે સમજાવતાં આ શ્લોક વેદવ્યાસે કહ્યો હતો.

ઉપરના બંને પ્રસંગોથી તદ્દન જુદા સંયોગોમાં યુવાન, ઉત્સાહી

---

(નોંધ ૨૬ ચાલુ)

(સર્વ પ્રાણીઓની) જાણુવા યોગ્ય (અનન્ત પ્રવૃત્તિઓ) સાથે કાળી રાત્રિ અને ધોળો દિવસ આકાશ અને પૃથ્વી ઉપર ફર્યા કરે છે.

ઊગતા રાજાની (સૂર્યની) માફક વૈશ્વાનર અગ્નિ (પણ) (પોતાના) તેજથી અન્ધકારનો નાશ કરે છે.

૨૭. न विक्रमो न चाप्यर्थो न मित्रं न सुहृज्जनः ।
तथोन्मोचयते दुःखाद्यथात्मा स्थिरसंयमः ॥ ११–७–१८.

સર૰ 'માતા પિતા એટલું ન કરે અથવા અન્ય સગા એનું ન કરે એટલું શ્રેય સમ્યક લગાડેલું ચિત્ત એને કરે છે.' ધમ્મ. 'ચિત્તવગ્ગો' ૪૩–૧૧.

૨૮. ૧૧–૭–૧૯, ૨૦.

શુકદેવને નારદે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો એમાં પણ આ શ્લોક (૧૨-૩૧૭-૨૦) આવે છે.[૨૯]

૧૪-૪૪-૧૮, 'અનુગીતાપર્વ'માં પણ બ્રહ્મવિદ્યાના ઉપદેશ પ્રકરણોમાં નામરૂપવાળી વસ્તુઓનું તત્ત્વતઃ વર્ણન કરતાં, બ્રહ્માએ ગીતાના દસમા અધ્યાય, 'વિભૂતિયોગ'ની જેમ, પ્રાણ કોનું આદિ છે એ કહ્યા બાદ સર્વનું આદિ અને અંત એક અવ્યક્ત બ્રહ્મ છે એમ કહ્યું. તે પછી દરેક વસ્તુને વિનાશશીલ વર્ણવી આ શ્લોક કહીને 'સર્વનો અંત છે, એક જ્ઞાનનો અંત નથી. માટે શુદ્ધ જ્ઞાનથી પ્રશાન્તાત્મા, જિતેન્દ્રિય, નિર્મમ અને નમ્ર મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે,'[૩૦] એમ જણાવ્યું.

'રામાયણ' ૨-૧૦૫-૧૬મા શ્રી રામ, પિતામરણ અને રામવનવાસથી દુઃખી થયેલા ભરતને આશ્વાસન આપે છે ત્યાં અને ૭-૫૨-૧૧મા લોકાપવાદથી સીતાત્યાગ કર્યા પછી દુઃખી રામને લક્ષ્મણ આશ્વાસન આપે છે ત્યાં પણ આ શ્લોક આવે છે.[૩૧]

પતન, દૈન્ય, કાર્પણ્ય, હીનતા અનુભવાય અને માથે દુઃખના ઝાડ ઊગે તો એ ધાણી રહે એવા પ્રસંગોમાં અથવા જ્યારે દુન્યવી સમૃદ્ધિના એકચક્રી સામ્રાજ્ય ઉપર અભિષેક થવાની તૈયારી હોય, અથવા જીવનના કોઈ પણ ક્ષેત્રને પોતાની બુદ્ધિ, વિનય, જ્ઞાન, ઉત્સાહ અને તેજથી પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવતો પચીસ વર્ષનો યુવાન બ્રહ્મીભૂત થતો હોય, એવા દરેક પ્રસંગે એકધારી શાંતિ, કરુણા, અનાસક્તિ, પ્રેમ,

૨૯. નારદના ઉપદેશ માટે જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૮૦, ૮૧ પૃ. ૨૬૬ થી.

૩૦. ૧૪-૪૪-૧૯ થી ૨૧.

૩૧. 'રામાયણ'નો આ સંતમો 'ઉત્તરકાંડ' પ્રક્ષિપ્ત મનાય છે.

શીલ, ચારિત્ર્ય પ્રબોધતું અજ્ઞાન હટાવતું, અભિમાન દૂર કરતી નમ્રતા અને સમતા આપતો વૈરાગ્ય પ્રબોધતું, અનેક શિખામણોના હાર્દ સમુ આ સુભાષિત 'કાલવાદ'નું દેખાય છે. વિદુરનું સમગ્ર પ્રવચન 'કાલ'ને અનુલક્ષીને છે. કાલવાદ એ, જે રીતે મહાભારતમા 'કાલ'ના ઉલ્લેખ મળે છે એ જોતા, બુદ્ધિશાળી અને જ્ઞાની આચાર્યોએ, સમય, કર્મનો કાયદો, ઈશ્વરકર્તૃત્વ, નિયતિ, જગતનો સ્થૂલ વ્યવહાર, જગતની પાર રહેલુ વિભીષણ જણાતું પણ ખરેખર કરુણાકારી રૂપ, અને તત્ત્વજ્ઞાનની તત્કાલીન શાખાઓ, એ સર્વનું સક્રિય અનુભવથી શોધન કરીને પ્રકાશિત કરેલો તત્ત્વજ્ઞાનનો ઉદાર સંપ્રદાય હશે. પરમકવિ વ્યાસે એ કાલવાદને મહાભારતમા સરસ રીતે સમાવી દીધો છે એનુ સર્વશ્રેષ્ઠ ઉદાહરણ ગીતાના અગીઆરમા અધ્યાયનો 'વિશ્વરૂપદર્શનયોગ' છે, જેમા ભગવાન પોતાને 'લોકોનો ક્ષય કરવા પ્રવૃત્ત થયેલા વૃદ્ધિ પામેલા કાળ'[32] તરીકે ઓળખાવે છે, અને અર્જુનને 'નિમિત્તમાન' થઈને કાર્ય કરવા કહે છે[33] કાલ કે કાળનો સીધો ઉલ્લેખ કરતા થોડાક જાણવાયોગ્ય ઉલ્લેખો નીચે આપ્યા છે[34] : (૧) 'વિધાતાએ નિર્મેલા

---

૩૨. कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्त ।

૬-૩૩-૩૨ અબ (ગીતા. ૧૧-૩૨ અબ).

ભક્તહૃદયમા આ શબ્દોથી (ઈશ્વરથી) ભય (તમામ વસ્તુઓથી) અભય, વિનમ્રતા, પ્રેમ અને તટસ્થભાવની રોમહર્ષિણી ઊર્મિઓના વ્યત્યય સ્પંદન થાય છે.

૩૩ निमित्तमात्र भव सव्यसाचिन् ।

૬-૩૩-૩૩ ડ (ગીતા ૧૧-૩૩ ડ)

૩૪. આ દાખલાઓ 'કાલવાદ'ની ફિલસૂફીના ઝોકના નિર્દેશક છે. એટલાથી એનો સાધારણ આછો ખ્યાલ આવી શકે, અભિપ્રાય બાંધી ન શકાય.

માર્ગને કોઈ ઓળંગી શકતું નથી, આ કાળ જન્મ, મૃત્યુ, સુખ અને દુઃખનું મૂળ છે. કાળ પ્રાણીઓને રાંધે છે (અથવા પકવે છે), કાળ પ્રજાઓનો સંહાર કરે છે, અને એ સંહારતા કાળને પુનઃ કાળ જ શાંત કરે છે. જગતમાં કાળ જ શુભ અશુભ ભાવો ઉત્પન્ન કરે છે. કાળ સર્વનો લય કરે છે અને પુનઃ સર્જન કરે છે. પ્રતિબંધરહિત થઈને કાળ સર્વ પ્રાણીઓમાં એકસરખી રીતે ફરે છે.'૩૫ (૨) સંવત્સરચક્ર અર્થાત્ કાળચક્રને જાણનાર પરમ કવિ છે એવી માન્યતા

---

૩૫. विधातृविहितं मार्गं न कश्चिदतिवर्तते ।
कालमूलमिदं सर्वं भावाभावौ सुखासुखे ॥ ૧-૧-૧૮૭.

कालः पचति भूतानि कालः संहरति प्रजाः ।
(સર૦ ૧૨-૨૧૭-૩૯)

(कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः) ।
(ક્ષેપક નં. ૬૧) જ=વા. રા. ૩-૬૮-૨૨

निर्दहन्तं प्रजाः कालं कालः शमयते पुनः ॥ ૧-૧-૧૮૮.

આ શ્લોકના અર્ધ અને ક્ષેપક નં. ૬૧ સહિતનો એક શ્લોક બનાવીને 'નંદીસૂત્ર'ના સૂત્ર ૪૬ની વૃત્તિ (પૃ. ૨૧૪/૧)માં, ૩૬૩ ધર્મપંથોનો ઉલ્લેખ છે ત્યાં કાલવાદીઓના તત્ત્વજ્ઞાનના નમૂના રૂપે ટાંક્યો છે.

कालो विकुरुते भावान्सर्वाँल्लोके शुभाशुभान् ।
कालः संक्षिपते सर्वाः प्रजा विसृजते पुनः ।
कालः सर्वेषु भूतेषु चरत्यविघ्नः समः ॥ ૧-૧-૧૮૯.

કાલવાદની વિસ્તૃત ચર્ચા માટે ખાસ જુઓ શાંતિ અ. ૨૨૦; વળી જુઓ શાંતિ. અ. ૨૧૭, ૨૨૦; ૧૬-૮-૩૧ થી; જુઓ નીચે નોંધ ૩૭.

છે.[૩૬] એનો અર્થ એ કે જે માણસ કાળની ગતિ જાણીને આયુષ્યનો વૃથા વ્યય થવા નહિ દેતા સદ્વ્યય કરે છે એ જ્ઞાની છે. (૩) (વ્યાસ શુકને કહે છે) 'પોતાના કર્મોથી ચાળણી જેવા થયેલા આ જીવલોકને તું જો અને હે પુત્ર! જે મેં કહ્યુ છે તે પ્રમાણે આચરણ કર. આ મનુષ્યલોકને કર્મભૂમિ સમજીને એમા પ્રવેશ કરી, પરલોકની ઇચ્છાવાળાએ શુભકર્મોનું આચરણ કરવું.[૩૭] કારણ કે કાળ, માસ અને ઋતુરૂપી કડછીથી, સૂર્યરૂપી અગ્નિમા રાત્રિદિવસરૂપી ઇંધણા નાખીને સર્વકર્મનિષ્ઠાના ફળરૂપી સાક્ષીએ પ્રાણીઓને બળાત્કારે રાંધે છે.'[૩૮]

---

૩૬. षण्णाभेर्द्वादशाक्षस्य चतुर्विंशतिपर्वणः ।
यस्त्रिषष्टिशतारस्य वेदार्थं स परः कविः ॥ ૩–૧૩૩–૨૧.
સર૰ ૧૨–૨૧૭–૪૬ થી.

આ સાથે જુઓ ૩–૧૩૩–૨૨, વળી જુઓ ૧–૩–૧૫૦ થી ૧૫૩ અને ૧–૩–૧૭૨ થી ૧૭૫ ઇ. આ ઉલ્લેખો સાથે સરખાવો ('ઋગ્વેદ' ૨–૩–૬; 'યજુર્વેદ' ૨૦–૪૧, 'ઋગ્વેદ' ૧–૧૬૪–૯ થી ૧૪, ૧–૧૬૪–૪૮, 'અથર્વવેદ' ૧૦–૮–૪,) વળી જુઓ 'નિરુક્ત' ૪–૪–૨૬, ૨૭–૫, ૬મા 'ઋગ્વેદના' મન્ત્રો ૧–૧૬૪–૨, ૧૧, ૪૮ ઉપર (ગો. બ્રા ૧/૫/૫ તથા 'ઐતરેય બ્રાહ્મણ' ૧/૧; ૨/૧૭ વ ઉલ્લેખો સાથે)નુ વિવરણ

સર૰ कालः कलयतामहम् । ૬–૩૨–૩૦ બ (ગીતા ૧૦–૩૦ બ).

૩૭. ૧૨–૩૦૯–૮૮, ૮૯.

૩૮. मासर्तुसंज्ञापरिवर्तकेन सूर्याग्निना रात्रिदिवेन्धनेन ।
स्वकर्मनिष्ठाफलसाक्षिकेण भूतानि कालः पचति प्रसह्य ॥
૧૨–૩૦૯–૯૦.

સર૰ આરણ્યક પરિશિષ્ટ ૧ (૩૨) લીટી ૬૯ થી ૭૨. બધાય મતોની જેમ કાલવાદમા પણ ખામીઓ છે તેમાની કેટલીક શાંતિ અ ૧૭મા વિસ્તારથી બતાવવામા આવેલી છે.

(૪) એ (કાળ જ) સર્વનો ઈશ થઈને બીજાઓ દ્વારા આજ્ઞા કરાવે છે.[૩૯]



---

૩૯. स एवेशश्च भूत्वेह परैराज्ञाप्यते पुनः ।

૧૬-૯-૩૪ કઠ. જુઓ ઉપર પા. નો. ૩૫

'કાલવાદ' અંગેના આ શ્લોકો સાથે સર૦

લવ નિમેષ પરમાનુ જુગ બરષ કલપ સર ચંડ ।
ભજસિ ન મન તેહિ રામ કહું કાલ જાસુ કોદંડ ॥

તુલસી રામા. લંકા. દો. ૧

લવ, નિમેષ, પરમાણુ, યુગ, વર્ષ અને કલ્પ જેમના ચંડ બાણો છે અને કાલ જેમનું ધનુષ છે, તે શ્રીરામને હે મન! તું કેમ ભજતું નથી?

## વ્યસન

૧૧૮. वार्यमाणोऽपि पापेभ्यः पापात्मा पापमिच्छति ।
चोद्यमानोऽपि पापेन शुभात्मा शुभमिच्छति ॥ ५-१३७-८

પાપ કરવામાંથી વારવામાં આવે તો પણ પાપાત્મા પાપ કરવાનું ઇચ્છે છે. અને પાપ કરવાની પ્રેરણા કરવામાં આવે તો પણ શુભાત્મા શુભને જ ઇચ્છે છે.

શ્રીકૃષ્ણવિષ્ટિપ્રસંગે ભીષ્મ, દ્રોણ વગેરે વડીલો દુર્યોધનને યુદ્ધમાંથી નિવૃત્ત થવા અને (પૂરો નહિ તો) થોડો પણ ન્યાય સાચવવા સમજાવતા હતા, તેમાં દ્રોણે ઉપરનું વાક્ય કહી દુર્યોધન અને યુધિષ્ઠિરની સરખામણી કરી. આચાર્ય દ્રોણના પ્રવચનમાં સત્યવાદી અર્જુન પ્રત્યેનો પુત્ર કરતાયે અધિક વાત્સલ્યભાવ, દુર્યોધનની શઠતા અને નાસ્તિકતા પ્રત્યેનો તિરસ્કાર, અને આમ હોવા છતાંય કદાચ યુદ્ધ થાય તો આવા વિનમ્ર અર્જુનની સામે (ધર્મપાશથી બંધાયેલા હોઈ) પોતાને યુદ્ધ કરવું પડશે એવા વિચારથી થતું અકથ્ય દુઃખ વ્યક્ત થાય છે.[1]

૧. ભીષ્મ, દ્રોણ આદિ વિદ્વાન સજ્જનો અને કૃષ્ણમાં આ ફરક મૂળભૂત છે. આ બન્ને મહાનુભાવો સત્યવસ્તુસ્થિતિ અને શાશ્વતધર્મ સમજવા છતાં, પ્રચલિત રૂઢિ, નીતિનિયમો અને કાયદાના કલેવરને ધર્મ માની બેઠા હતા. તેથી દ્વિધામાં પડીને, ન્યાય બાજુ બોલીને છેવટે અન્યાય બાજુ ગયા! પણ શ્રીકૃષ્ણ જે શાશ્વતધર્મ અને સત્યના અપૂર્વ પરખંદા હતા, તે બધી પરિસ્થિતિનું તોલન કરીને, સમય અને શક્તિનો વિચાર કરીને, અનાસક્તપણે લોકસંગ્રહની ઉદાર દૃષ્ટિ રાખીને અન્યાય રોકવા માટે પોતાની શક્તિના બૂંદે-બૂંદ જેટલો પૂરો પ્રયત્ન કરતા હતા.

પરંતુ વચન કહ્યા પછી સરખામણી આગળ ચલાવતા દ્રોણગુરુએ ગું કે 'તેં કપટથી પાંડવોને દુઃખી કર્યા છતા તેઓ તારું પ્રિય કરવાનું ચ્છે છે. તોય તારામાં રહેલા (દ્વેષાદિ) દોષો તો તેમનું અહિત કરવા પર ગઉ છે.'[૨] આમ છતાય જેમની ઉન્નતિ ઇચ્છતા હોઈએ એવા હદો જો વ્યસનાર્ણવમા ડૂબી જતા હોય તો તેમના હિતેચ્છુએ જે કરવું ોઈએ તે કરવાની ઇચ્છાથી હુ તને પુનરુક્તિ કરીને કહુ છું કે 'હે વીર! દ્ધ કરવાનુ માડી વાળી કૌરવોની વૃદ્ધિ માટે શાંત થા. પુત્રો, અમાત્યો ને સૈન્ય સહિત પરાભવ ન પામ' વગેરે કહીને આચાર્યે યુદ્ધવિરામ ાટે બહુ પ્રયત્ન કર્યો[૩]

આ સુભાષિત અશુભ માનસ અને શુભ માનસ વચ્ચેનો ફરક સરળ તે વ્યક્ત કરે છે. બન્ને માનસવાળા મનુષ્યો અવશપણે પોતાની પ્રવૃત્તિ યે જ જાય છે, એ કહેવા સાથે એનો આશય એ છે કે, પ્રબળ પ્રયત્ન ન્વાથી અશુભ માનસ શુભમા જરૂર પરિવર્તિત થાય; સાથે જ અશુભ ાનસ પ્રત્યે ધિક્કાર દર્શાવીને પાપી પુરુષ પ્રત્યે સમભાવ તથા હાનુભૂતિ રાખવાનુ પણ તે લાઘવથી સૂચવે છે

૧૧૯. न पापं प्रति पापः स्यात्साधुरेव सदा भवेत् ।
आत्मनैव हत पापो य. पापं कर्तुमिच्छति ॥[१] ३-११८-४३

પાપીના સામે પાપી ન થવું. સર્વદા સજ્જન જ રહેવું. કેમકે) જે પાપી પાપ કરવાનું ઇચ્છે છે તે પોતાની જાતથી જ હણાયેલો છે.

---

૨. ૫-૧૩૭-૯ થી.

૩. ૫-૧૩૭-૨૧, ૨૨.

૧. 'પાપ' એ સાપેક્ષ અર્થવાળુ પદ છે. નિરપેક્ષપણે સર્વત્ર સમદષ્ટિ એ એ જ નિષ્પાપ છે. બીજા ઓછાવત્તા અશે પાપી તથા પુણ્યશાળી છે.

બ્રાહ્મણ કૌશિકના પ્રશ્ન ઉપરથી ધર્મવ્યાધે પ્રવચન કર્યું તેમાં આ સુભાષિત આવે છે.[૨] પાપીની સામે પણ સજ્જન શાથી રહેવું, એનું કારણ આપતાં ધર્મવ્યાધ કહે છે, 'હે દ્વિજોત્તમ! તમે લોભને જ પાપનું મૂળ સમજો. અલ્પશ્રુત લોભિયા માણસો જ પાપ કરે છે. એવા અધર્મીઓ ઘાસથી ઢંકાયેલા કૂવાની જેમ ધર્મના ડોળથી (પાપને) ઢાંકે છે. તેઓ સંયમ વિષે અને પવિત્ર કાર્યો વિષે ધર્મને નામે તડાકા લગાવે છે. તેઓમાં બધું હોય છે–માત્ર શિષ્ટાચાર અર્થાત્ સજ્જનોનો આચાર જ દુર્લભ હોય છે.'[૩] શિષ્ટાચાર એટલે શું? યજ્ઞ, દાન, તપ, વેદ, સત્યમાં સ્થિતિ; કામ, ક્રોધ, દંભ, લોભ, કપટને કાબૂમાં રાખી ધર્મમાં સંતુષ્ટતા; સદાચારપાલન, ગુરુશુશ્રૂષા, અક્રોધ, દાન, દમ, ત્યાગ, વૈરાગ્ય, ધૈર્ય, નમ્રતા, સત્ય, અહિંસા આદિ ગુણોથી બુદ્ધિયોગનું અનુશીલન વગેરે શિષ્ટાચાર છે.[૪] વળી સંક્ષેપમાં શિષ્ટાચારવાળા ધર્મનું લક્ષણ કહેતાં જણાવ્યું છે, 'શિષ્ટાચારવાળા જેને સેવે છે એ સત્ય જ શ્રેષ્ઠ છે. આચાર એ સત્પુરુષોનો ધર્મ છે અને સજ્જનો (શિષ્ટ–) આચારરૂપી લક્ષણ-

(નોંધ ૧ ચાલુ)

સર° समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥

૬–૩૫–૨૮ (ગીતા. ૧૩–૨૮).

ઇશ્વરને સર્વત્ર સમભાવે રહેલો જે મનુષ્ય જુએ છે તે, પોતે પોતાને હણતો નથી અને તેથી પરમ ગતિને પામે છે. અર્થાત સર્વત્ર ઇશ્વરને જોનારો હોઈ, વિકારી નહિ બનવાથી, પોતાનો શત્રુ નથી બનતો, તેથી કલ્યાણપદને પામે છે.

૨. જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૨, પૃ. ૩૨ થી.

૩. ૩–૧૯૮–૫૪, ૫૫.

૪. ૩–૧૯૮–૫૭ થી.

વાળા છે.[૫]...જે કર્મનો આરંભ અનાચારયુક્ત છે તે અધર્મ છે એવું શિષ્ટોનું અનુશાસન છે.'[૬]

આમ (માત્ર) પાપી અને (માત્ર) સજ્જન પુરુષોના વર્ણન બતાવ્યા; પણ પાપી પ્રત્યે સજ્જન જ રહેવું એ શાથી? એનું એક કારણ એ કે 'શીલ વિનાનો માણસ પણ શીલવાન થઈ શકે છે અને પ્રાણીઓની હિંસા કરનારો પણ પુનઃ ધાર્મિક થાય છે' આ જ વિચારને ગીતામાં વિકસાવીને કહેવાયું છે, 'બધા પાપીઓમાં તું મોટામાં મોટો પાપી હોય તો પણ (તત્ત્વ)જ્ઞાનરૂપી નૌકા વડે બધા પાપોને તરી જઈશ.'[૭] અને 'મોટો દુરાચારી પણ જો અનન્યભાવે મને ભજે તો તેને સાધુ (થયેલો) માનવો, કારણ કે હવે એનો સત્સંકલ્પ છે.'[૮] એટલે કે જેનાથી વિશેષ પાપી કોઈ છે જ નહિ, એવામાં પણ જ્ઞાનની ઝલક, પરમાત્માની ઓળખ, એને શુદ્ધ કરી શકે છે એ જ રીતે ગમે તેવા મહાન શિષ્ટમાં પણ નાની મોટી ખામીઓ રહેવાની જ. અને તેથી એવા શિષ્ટને તો પાપ, દુરિત કેવી રીતે આત્માને હણી નાખે છે તેનો વિશેષ ખ્યાલ હોઈ, ચિત્તમાં

---

૫ सत्यमेव गरीयस्तु शिष्टाचारनिषेवितम् ।
आचारश्च सतां धर्म सन्तश्चाचारलक्षणा ॥ ૩-૧૯૮-૭૦.

૬ आरंभो न्याययुक्तो य स हि धर्म इति स्मृत ।
अनाचारस्त्वधर्मेति एतच्छिष्टानुशासनम् ॥ ૩-૧૯૯-૭૨.

૭ अपि चेदसि पापेभ्य सर्वेभ्य पापकृत्तम ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिन संतरिष्यसि ॥
૬-૨૬-૩૬ (ગીતા ૪-૩૬).

૮ अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्य सम्यग्व्यवसितो हि स ।
૬-૩૧-૩૦ (ગીતા ૯-૩૦)

પાપીની દશા પ્રત્યે કરુણાભાવ અને પોતાનામાં રહેલી ખામીઓના દર્શનથી પાપી પ્રત્યે કક્ષાભેદે નમ્રતામૂલક સહાનુભૂતિ, અનુકંપા, ઉપેક્ષા, મૈત્રીભાવ અને સમભાવ જાગ્રત થાય છે.' એ શી રીતે પાપીને તિરસ્કારે? વ્યાસે પોતાનાં સંખ્યાબંધ મહાનુભાવ પાત્રો દ્વારા (પોતાસહિત) શિષ્ટોમાં રહેલી ખામીઓ કક્ષાભેદે, વિભિન્ન ક્ષેત્રકાળમાં કેવી રીતે વ્યક્ત થાય છે એ વારંવાર બનાવીને, આદર્શ સ્થિતિ સહિત વ્યાવહારિક સ્થિતિમાયે અન્યાય અને અત્યાચાર સામેનો વિરોધ જગ્યે નરમ બનાવ્યા વિના, પાપીઓનો તિરસ્કાર કરીને નહિ, બદલો લઈને નહિ, પણ તેમના પ્રત્યે સમભાવ તથા સુહદ્ભાવ આચરી શકાય છે અને આચરવો જોઈએ એમ કહ્યું છે. આપણા યુગમાં મ. ગાંધીજીએ નોઆખાલી અને દિલ્હીમાં કોમવાદ સામે આપેલી અવિસ્મરણીય લડત, વ્યાસનાં અર્થાત્ વિશ્વના તત્ત્વજ્ઞાનરૂપી વૃક્ષના અઢીતણ હજાર વર્ષ પછી પાકેલાં સર્વોત્તમ ફળો પૈકીનું, જેનો રસ બહુ મોટા કહેવાતા માણસો પણ ગ્રહણ નહોતા કરી શકયા, એવું અત્યંત મિષ્ટ ફળ છે.

૧૨૦. चत्वार्याहुर्नरश्रेष्ठा व्यसनानि महीक्षिताम् ।
मृगयां पानमक्षांश्च ग्राम्ये चैवातिसक्तताम् ॥[1] ૨-૬૧-૨૦

---

૧. સર° (૧) ૩-૧૪-૭; ૧૨-૫૯-૫૯ થી ૬૧; ૨૭૭-૨૯.

(૨) સર° સ્ત્રી, પાસા અર્થાત જુગાર, મૃગયા, મદ્યપાન, કઠોર વાણી, વધુ પડતી કઠોર શિક્ષા, અને ધનનો દુરુપયોગ. વ્યસનમાથી ઉત્પન્ન થયેલા આ સાત દોષોથી સ્થિર રાજાઓ પણ ઘણુ કરીને નાશ પામે છે. ૫-૩૩-૭૩, ૭૪; મ૦ ભા૦ 'આરણ્યકપર્વ'ના અ. ૧૨૧ થી ૧૨૫, 'સુકન્યોપાખ્યાન'મા ચ્યવન ઋષિએ 'મદ' અસુરને સ્ત્રી, મદ્યપાન, જુગાર અને મૃગયામા વહેંચી નાખ્યો, તેની સરસ પૌરાણિક કથા. ૩-૧૨૫-૮.

(૩) 'હિતોપદેશ' ૩-૧૧૫.

૧૨૧. एतेपु हि नर सक्तो धर्ममुत्सृज्य वर्तने ।
तथायुक्तेन च कृतां क्रिया लोको न मन्यते ॥' २-६१-२१

ઓ નરશ્રેષ્ઠો! રાજાઓ માટે મૃગયા, મદ્યપાન, જુગાર અને અતિવિષયાસક્તિ એ ચાર વ્યસન કહેવાય છે.

એ બધામા આસક્ત થયેલો મનુષ્ય ધર્મને વેગળો મૂકીને વર્તે છે. અને તેવા અયોગ્ય મનુષ્યે કરેલી ક્રિયાને લોકો માન્ય રાખતા નથી

પહેલી વારના દ્યૂતમા ધર્મરાજ દ્રૌપદીને હારી ગયા[3] પછી પાચાલીને બળાત્કારે ઘસડીને સભામા લાવીને વિવસ્ત્ર કરવાનો પ્રયત્ન થયો. દાસી કહીને તથા બીજી અનેક રીતે એ આદરણીય સન્નારીને

(નોધ ૧ ચાલુ)

(૪) મનુ ૭-૫૦ થી ૫૨ એમા મદ્યપાન, જુગાર, સ્ત્રી અને મૃગયા એને મહાવ્યસન—કષ્ટતમ, અને શિક્ષા, કઠોર વાણી તથા ધનના દુરુપયોગોને વ્યસન—કષ્ટ કહ્યા છે. આ સાત વ્યસનો અનુક્રમે છેલ્લેથી એક એકથી ચડિયાતા છે વળી આગળ ચાલતા 'વ્યસન અને મૃત્યુ' એ બેમા વ્યસન વધુ દુ:ખપ્રદ છે કારણ વ્યસની મૃત્યુ પામ્યા પછી અધોગતિ પામે છે જ્યારે અવ્યસની સ્વર્ગમા જાય છે મનુ ૭-૫૩, ઉપરાત 'મનુસ્મૃતિ'મા લોભ જેનુ મૂળ છે એવા કામથી ઉત્પન્ન થતા દસ અને ક્રોધથી ઉત્પન્ન થતા આઠ વ્યસનોના ગણ વિષે (મનુ ૭-૪૫ થી ૪૯) છે એનો સારસગ્રહ ઉપરના સાત વ્યસનોમા થાય છે

(૫) "દ્યૂતનુ વ્યસન હાસ્યમા યે સેવવુ નહિ" મનુ ૯-૨૨૭ = ઉદ્યોગ ક્ષેપક ૨૨૪ 'ઋગ્વેદ' ૧૦-૩૪મા દ્યૂતના દોષો વિશે છે

૨. સર° હાવના સમયમા દસ્તાવેજોમા 'સપૂર્ણ અક્કલ હુશિયારીથી અને બીનકેફથી' ઇ લખવામા આવે છે, તે.

૩. સભા અ ૬૦ થી

સંતાપવામાં આવી. ત્યાં શુદ્ધ ન્યાય માટે દ્રૌપદીએ ભીષ્માદિ કુરવૃદ્ધો અને સભાસદોને પ્રશ્ન કર્યો. એ સમયે 'ધર્મની સૂક્ષ્મતા'નું કારણ આપી ભીષ્મ છૂટી પડ્યા.[૪] ધૃતરાષ્ટ્ર, દ્રોણ, કૃપ અને વિદુર સુદ્ધાં (દુર્યોધનની શેહ અને કાયદાની બારીકીમાં ગૂંચવાઈને) કંઈ બોલી શક્યા નહિ, ત્યારે બીજા સભાસદોનું તો એક અક્ષર બોલવાનું ગજું જ શું હતું?[૫] યુધિષ્ઠિર સૂનમૂન બેઠા હતા, અકળાયેલો ભીમસેન એમનું અપમાન કરતો હતો, સંયમી અર્જુન એને વારતો હતો,[૬] ત્યારે '[૭]અરણીમાંથી પ્રકટેલો અગ્નિ અરણીને જ બાળી મૂકે છે, 'આ તો આકું વહેરે છે,' 'દ્રુપદાત્મજા ધર્મથી જીતાયેલી છે એમ આ સભાસદો માને છે માટે કંઈ બોલતા નથી,' 'આ તો પ્રાજ્ઞવાદિક મહામૂર્ખ છે.' વગેરે કટાક્ષવચનો સહન કરીને પણ દુર્યોધનના નાના ભાઈ વિકર્ણે દ્રૌપદીનું દુઃખ જોઈને સભાસદોને ન્યાયસંગત બોલવા જણાવ્યું.[૮] એણે ભીષ્મ, વિદુર, અને પિતા ધૃતરાષ્ટ્ર સુદ્ધાંને વિચાર-

---

૪. ૨–૬૦–૪૦ થી ૪૨. ભીષ્મે આ પ્રમાણે કારણો આપેલાં 'નિર્ધન મનુષ્ય હોડ બકી શકતો નથી, અને સ્ત્રીઓ પતિને વશ છે તેથી, પાંડવ ધર્મરાજે 'હું જિતાયો છું' કહ્યું છે તેથી, અને શકુનિએ કપટ કર્યું છે એમ તેઓ માનતા નથી તેથી ધર્મની સૂક્ષ્મતાને કારણે હું પ્રશ્નનો જવાબ આપી શકતો નથી.'

૫. બરાબર અત્યારની જેમ જ મોંશરમ, અને શેહથી કોઈ સાચી બાજુ તરફ બોલી શકતું નહોતું. વિદુર પણ વિકર્ણ જેવા કાચી ઉમરના પણ ન્યાયી જુવાનિયાની શરૂઆત પછી જ બોલી શક્યા! ત્યાં સુધી મૌન રહેલા! સત્ય અને ન્યાયનું પ્રકટીકરણ ગમે ત્યાં, ગમે તેવા નાના મનુષ્ય મારફત પણ થઈ શકે છે, એનું આ એક વિશેષ ઉદાહરણ છે, અને વ્યાસે તેને વિશિષ્ટ રીતે ઉઠાવ આપ્યો છે.

૬. ૨–૬૧–૧ થી.

૭. ૨–૬૧–૨૬ થી, આ મેણા ક્રોધમૂર્છિત કર્ણે મારેલા.

૮. ૨–૬૧–૧૧ થી.

પૂર્વક ઉત્તર આપવા વિનંતીઓ કરી પણ કોઈ બોલ્યું નહિ ત્યારે નિરાશાથી બે હાથ ઘસીને નિઃશ્વાસ નાખતા, વિકર્ણ બોલ્યો, "હે રાજાઓ! તમે ભલે પ્રશ્નનો ઉત્તર ન આપો, હું તો મને જે ન્યાય-સંગત લાગે છે તે અહીં કહીશ જ."[૯] આમ કહીને દ્રૌપદી હારી જીતાયેલી નથી તે વર્ણવના ઉપર ટાંકેલા (સ્મૃતિના) બે સુભાષિતોથી રાજાઓને કર્તવ્યવિમુખ થતા અટકવા તેણે વિનંતી કરી.[૧૦] આવા

---

૯. विब्रूत पृथिवीपाला वाक्यं मा वा कथंचन ।
मन्ये न्याय्यं यदत्राहं तद्धि वक्ष्यामि कौरवाः ॥ २-६१-२९

૧૦ ૨-૬૧-૨૨ થી વિકર્ણની દલીલો (૧) ધર્મરાજે (દ્યૂત)ના વ્યસનમાં આવીને તેમજ જુગારીઓથી ઉશ્કેરાઈને દ્રૌપદીને હોડમાં મૂકી હતી તેથી એમનું મન ઠેકાણે ન કહેવાય (૨) દ્રૌપદી પાંચે પાંડવોની સામાન્ય પત્ની છે (તેથી એકલા યુધિષ્ઠિર હોડમાં મૂકી ન શકે) (૩) યુધિષ્ઠિર પોતે હારાઈ ગયા પછી એને દાવમાં મૂકી છે (એટલે કે પોતે પરાધીન થયા પછી એમને દ્રૌપદીને હોડમાં મૂકવાની સત્તા રહી જ નહોતી)

ભીષ્મની 'ધર્મની સૂક્ષ્મતા' એ ગૂંચવણ, વિકર્ણની દલીલો તથા દુર્યોધન કર્ણ આદિ જેના ઉપર મુસ્તાક હતા તે 'ધર્મ' જોતા તત્કાલીન સમાજરચનામાં સ્ત્રી તથા નાનાભાઈઓ કે પુત્રો એ પતિ, મોટાભાઈ કે પિતાની મિલ્કત છે એવી માન્યતા હતી એવું દેખાય છે એ કાયદામાં ખામી છે એમ ભીષ્મ સમજી શકતા, પણ ઉકેલ નહોતા કરી શકતા એનું એક કારણ રાજ્યશાસન એમને કાયદા મુજબ જ ચલાવવાનું હતું તે હોય (અમદાવાદમાં થોડાં વર્ષ પહેલાં આવા મુદ્દાને લીધે શ્રી રવિશંકર મહારાજ અને સંતબાલજીની સાક્ષીઓ હોવા છતાં એક ખૂનીને કોર્ટે 'ખૂની આ જ છે' એ કાયદા મુજબ પુરવાર નથી થઈ શક્યું, એમ કહીને છોડી મૂકેલો તેનો અખબારી અહેવાલ આવેલો તે યાદ આવે છે) એ કાયદો સમાજને સુનિયત અને સુવિનિત રાખે ત્યાં સુધી જ ઉપયોગી છે એમ મ૦ ભા૦ના સંખ્યાબંધ પ્રસંગાલેખનાથી સ્પષ્ટ થાય છે કાયદાની આ ગૂંચમાં યુધિષ્ઠિર અને અર્જુન પણ ગૂંચવાયેલા હતા (૨ ૬૨-૮, ૫ ૨૧ ૬) વિ૦ ૨ પછી

વ્યસનમા ફસાયેલો જે કઈ કરે તે વ્યગ્ર હાલતમા થયેનુ હોઈ લગભગ ગાડા માણસે કરેલા કૃત્ય જેવુ છે, એટલે તેની કઈ કિંમત–કાયદા પ્રમાણે ય નથી, એ બતાવી કર્તવ્યાભિમુખ થવા સમજાવ્યુ. વિકર્ણની ન્યાયી વાત સાભળતા, અત્યારસુધી મૂગા બેઠેલા નરપોમા એની પ્રશસા અને કપટદ્યૂત ખેલનાર શકુનિની નિંદા થવા માડતા ખૂબ ઘોઘાટ થયો [11]

મ૦ ભા૦કારે મૃગયાસક્ત પાડુરાજાથી થઈ ગયેલ કામાસક્ત મૃગના વધ જેવુ અપકાર્ય,[12] મદ્યપાનથી યાદવોનો નાશ,[13] તથા દ્યૂત અને

(નોધ ૧૦ ચાલુ)

કાયદાની ગૂચ દૂર કરવા પ્રયત્ન કર્યો છે (૨–૬૩–૧૮, ૧૯), પણ વિકર્ણની દલીલો શ્રેષ્ઠ છે ફરીથી દ્યૂત રમાડવાનો ધૃતરાષ્ટ્રે નિર્ણય કરતા તેનો વિરોધ વિકર્ણે પણ કરેલો (૨–૬૬–૨૬) આવા ન્યાયી વિકર્ણને ભીમસેને મારી નાખ્યો એ પ્રસગને બરાબર માવજત નથી મળી એવુ માનનાર કોઈ કવિએ, વિકર્ણનો વધ કર્યો ત્યારે ભીમસેનને તેની દ્રૌપદીવસ્ત્રાહરણ સમયની ન્યાયપ્રિયતા સભારી બહુ શોક કરતો અને સર્વ કૌરવ ભાઈઓનો વધ કરવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે જ ન છૂટકે એનો વધ કરવો પડે છે એવુ કહેતો બતાવ્યો છે (જુઓ દ્રોણ અ ૧૧૨મા ક્ષેપક ન ૮૮૦)

૧૧ ૨–૬૧–૨૫. ૧૨ આદિ અ ૧૦૯

૧૩ યાદવોનો નાશ ન થાય એ ઇચ્છાથી, યાદવો, આહુક (ઉગ્રસેન), જનાર્દન (કૃષ્ણ) (બળ) રામ અને બભ્રુએ દ્વારકાનગરમા યાદવો કે બીજા કોઈ નગરવાસીએ સુરા કે આસવનુ પાન નહિ કરવાનુ ફરમાવ્યુ હતુ જે આ ફરમાનનો ભગ કરે તેને સગાસબધી સહિત શૂળીએ ચઢાવવાની સજા જાહેર કરી હતી. ૧૬–૨ ૧૭થી ૨૦, પણ એક વખતે યાદવો સહકુટબ પ્રભાસ ગયા એ તો મદ્યનિષેધ વિનાનો પ્રદેશ હતો એટલે દારૂ પણ સાથે લીધો ત્યા શ્રીકૃષ્ણની સમીપમા બલરામ સહિત બધા યાદવોએ દારૂ પીધો પછી અદરઅદરના વિખવાદના કારણે અને દારૂના નશાને લીધે યાદવકુળનો સહાર થયો મૌસલ અ ૪

વિષયાસક્તિથી કૌરવોનું નિકંદન નીકળી ગયું[૧૪] વગેરે બતાવી આ ચાર વ્યસનોથી થતી પડતી બતાવી છે આ વ્યસનો રાજાઓને વળગતા હોવાનુ કહ્યુ છે, પણ સામાન્ય મનુષ્યને એટલા જ ભાન ભૂલાવનારાં છે, અને એ વાત આજે પણ એટલી જ સાચી છે આજેય 'ટૂરિઝમ' ખીલવવા માટે શિકાર, તથા મદ્યનિષેધનાળા વિસ્તારોમા પણ મદ્યપાનને અપાતુ ઉત્તેજન, (બીજા વિસ્તારોની તો વાત જ કયા કરવાની!) દ્યૂતનો તદ્દન આધુનિક વ્યવસ્થિત અને અર્થકારણનો એક અનિવાર્ય ભાગ થઈ પડેલો પ્રકાર સટ્ટો, શબ્દરચના વ્યૂહો રીતસરનો જુગાર, ફ્લેશ, અને વિષયાસક્તિ વધારનારી જીવનપ્રવૃત્તિ, પ્રાચીન કાળથી ચાલ્યા આવતા વ્યસનોથી ઉત્પન્ન થયેલી દુખપરંપરાને હજુ ઘણાં વર્ષો સુધી અકબંધ જાળવી રાખશે એ નક્કી છે છતા એની જૂની પકડ ઢીલી થતી જાય છે એ પણ નિશક છે

મ૦ ભા૦ના યુગમા કોઇ પણ ક્ષત્રિયને આવાહન કરવામા આવે તો દ્યૂત કે યુદ્ધનો ઇન્કાર કરવો તે અધર્મ અથવા કાયરતા ગણાતી પાંડવ ધર્મરાજ દ્યૂતનો ઇન્કાર કરી અધર્મ નહોતા કરવા ઇચ્છતા, સાથે અત્યંત સરળ, અને કપટથી અજાણ હોઈ દુર્યોધનની જાળમા દ્રૌપદી અપમાનનો તીવ્ર પ્રસંગ બન્યા પછીયે બીજી વાર ફસાયા આવા પ્રસંગોથી વ્યાસ સૂચવે છે કે દક્ષતા, તીવ્ર કલ્પનાશક્તિ અને તેજ એ ધાર્મિકતાના અંગ છે એ ગુણો વિનાની ધાર્મિકતા અનેક દુખ તથા અધર્મોનો જન્મ આપી શકે શ્રીકૃષ્ણમા એ ત્રણે ગુણ હતા અને દ્યૂત એટલું એ વખતે જો પોતે 'શાલ્વ સાથે યુદ્ધમા રોકાયેલા ન હોત અને દ્વારકામા હોત તો હસ્તિનાપુર આવીને,[૧૫] ધૃતરાષ્ટ્રને નલનો દાખલો

૧૪. આખુ 'સભાપર્વ' દ્યૂત અને વિષયાસક્તિની વાત કહે છે વળી જુઓ આરણ્યક અ ૪૯ થી ૭૮ 'નલોપાખ્યાનપર્વ'

૧૫. આરણ્યક અ ૧૪ વાસુદેવ પાંડવોને મળવા વનમા ગયા ત્યા વાતચિત કરતા એમણે આ કહ્યુ હતુ દ્રૌપદીને વસ્ત્રાહરણ પ્રસંગે શ્રીકૃષ્ણે

આપીને, દ્યૂતથી શરૂ થતી દોષવાળી સતત પ્રસંગધારાઓ સમજાવીને,[૧૬] દ્યૂતના દોષો બતાવીને, અને છેવટે મારુ કહ્યુ ન માનનારા સુહૃદના વેશમા રહેલા (કૌરવોના શકુનિ આદિ) દુહૃદોને હણી નાખીને પણ દ્યૂત અટકાવત'[૧૭] એમ યુધિષ્ઠિરને કહ્યુ હતુ, તે ધર્મને ખરા રૂપમા જોવાની અને એ પ્રમાણે આચરવાની એમની ઈશ્વરી શક્તિનુ નિદર્શક છે

(નોધ ૧૫ ચાલુ)
ચીર પૂર્યાનુ કથાનક અનેક ભક્તકવિઓ અને પુરાણીઓએ જુદા જુદા ભાવોથી ભરેલી ભાષાઓમા અભિવ્યક્ત કરીને મ૦ ભા૦મા પાછળથી દાખલ કરેલુ છે એ બીના સમીક્ષિત વાચના જોતા સામાન્ય વાચક પણ સહેલાઈથી સમજી શકે એટલી સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે વળી મૂળ વાચના પ્રમાણે દ્રૌપદીનુ તેની અગત અને સમાજમા (ખાસ કરીને ગાન્ધારિની આગેવાની નીચે કુરુકુળની સ્ત્રીઓ અને બ્રાહ્મણોમા) રહેલી તેજસ્વિતા તથા ધર્મશીલતાએ રક્ષણ કર્યું હતુ, તેનુ સક્ષિપ્ત, સાદી અને વેગવાળી શૈલીમા જે વર્ણન છે, તે ભગવાને ચીર પૂર્યાના કથાનક કરતા ઘણુ વધારે ઉત્કૃષ્ટ છે અને શ્રીકૃષ્ણની આ ઉક્તિથી એમનુ વસ્ત્રાહરણના પ્રસગથી અજાણપણુ દેખાય છે તે પણ બધબેસતુ છે (વધુ માટે જુઓ ઉપર 'કાળ' (પ્રક૦ ૧૦) શ્લોક ૧૧૬, નોધ ૭ પૃ ૩૫૯, અને નીચે 'યુદ્ધ-નિરર્થકતા' (પ્રક૦ ૧૩) શ્લોક ૧૩૧, ૧૩૨, નોધ ૧૨ (૩)

૧૬. શાસ્ત્રકોવિદો ચારે વ્યસનોને (નિદાપાત્ર) કહે છે તેમાય દ્યૂત નિષ્ણાતો તેના દોષોનુ ખાસ વર્ણન કરે છે (આ દોષો તે એક જ દિવસમા ડબ્બનારા, સકટ આવ્યા વિના રહે જ નહિ ભોગવ્યા વગર અર્થનાશ અને સરવાળે બચતમા વાગ્પારુષ્ય અર્થાત્ ગાળાગાળી (૩-૧૪-૮, ૯)

૧૭ શ્રીકૃષ્ણને માનુષ પાત્ર ઉપરાત મોટે ભાગે દૈવી પાત્ર રૂપે મૂકીને વ્યાસે મોટો લોકસગ્રહ કરેલો છે શ્રીકૃષ્ણ બધુ પૂરેપૂરુ સમજી શકતા, તે પ્રમાણે આચરતા અને એ માટે આના દુહૃદાન હણવાના વિધાનો પણ કરતા ખરખર તો આ રચનાર વ્યાસ એ બધુ સમજી ચૂકેલા હતા પણ

આખું મહાભારત વ્યસનો, વ્યસનોમાંથી ઉત્પન્ન થતાં દુઃખો, તથા વ્યસનોનું પણ જે મૂળ છે એવાં નિદ્રા ઉડાડી મૂકનારાં ઉપર વર્ણવેલાં કારણોને આમૂલ સમજાવી તેનું ઉન્મૂલન અનાસક્ત કર્મયોગ દ્વારા કરવા કહેતું રૂપકાત્મક ઇતિહાસ-કાવ્ય છે. એમાં માનવ ચિત્તમા ઊઠતી હીન લાગણીઓના પછડાટો, તુમુલ ઘર્ષણો, તીવ્ર પ્રત્યાઘાતોને સંખી રાખવાની તાલીમ આપતું, વિશાળ સાહિત્ય સંગૃહીત છે.



# १२

## સુખદુઃખ

१२३. अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥
६–४०–३६ (गीता १८–३६)

१२४. यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥[1]
६–४०–३७ (गीता. १८–३७)

१२५. सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥
६–२८–२१ (गीता. ६–२१)

જેના અભ્યાસથી (પુરુષ) રમણ કરે છે અને જેથી દુઃખના અન્તને પામે છે.

---

१. (१) सच्चा सुख बाहरसे नहीं मिलता है, अंतरसे हि मिलता है। 'નિત્યમનન' પૃ. ૨૨ (તા. ૯–૧૨–૪૪).

(૨) ચિત્તપ્રસન્નતા માટે જુઓ 'સંયમ' (પ્રક૦ ૧૯) શ્લોક ૧૬૯ થી ૧૭૧; અને ૬–૨૪–૬૫ થી ૬૮ (ગીતા. ૨–૬૫ થી ૬૮).

(૩) સરº સુખ, સંયમ અને તૃષ્ણાત્યાગના સંબંધ માટે જુઓ નીચે 'સંયમ' (પ્રક૦ ૧૯) શ્લોક ૧૮૦.

(૪) આ સાથે રાજસિક અને તામસિક સુખ કેવું હોય તે જુઓ.

૧૨૭. अभियुक्तं बलवता दुर्बलं हीनसाधनम् ।
हृतस्वं कामिनं चोरमाविशन्ति प्रजागरा ॥[1] ५-३३-१३

બળવાનથી દબાયેલા દુર્બળ અને હીનસાધન પુરુષને, જેનુ ધન હરાઈ ગયુ હોય તેને, કામીને અને ચોરને ઉજાગરા થાય છે

ઉપપ્લવ્ય શહેરમા પાંડવોની છાવણીમા દૂતકાર્ય કરીને નિપુણ રાજપુરુષ, તત્ત્વવેત્તા, વફાદાર સેવક અને સ્પષ્ટવક્તા સંજય રાત્રે પાછો હસ્તિનાપુર આવ્યો [2] આવીને રાત્રે જ તે ધૃતરાષ્ટ્રને મળ્યો, સમાચાર નિવેદન કર્યા, વફાદાર સુહૃદ સેવક જ કહી શકે એવી રીતે ધૃતરાષ્ટ્ર, દુર્યોધન અને એના મંત્રીઓના કુકૃત્યોની કુરાજનીતિ, લોભ અને અધર્મની નિંદા કરી, આવનારા ભયની ચેતવણી આપી, યુધિષ્ઠિરની ક્ષમા, દયા અને ધર્મબુદ્ધિની પ્રશંસા કરી, 'અત્યારે રથના વેગથી અથડાઈને થાકી ગયો છુ, એટલે સવારમા અજાતશત્રુ યુધિષ્ઠિરનો સંદેશો કહીશ' કહીને ઘેર ગયો [3]

આથી ધૃતરાષ્ટ્રને ફીકર થવાથી ઊંઘ ઊડી ગઈ, અને મહામાત્ય

(નોંધ ૧૭ ચાલુ)
પોતે કદી આવુ વિધાન કરતા નહિ કારણ સ્પષ્ટ છે માણસ ગમે તેટલો મહાન હોય તોય અધૂરો છે, તેથી આવુ પ્રબળ વિધાન ભગવાન પાસે કરાવીને, વિવેકથી બધુ સમજનાર વિદ્વાને તો નમ્રતા, ક્ષમા, અહિંસા અને દયા જ રાખવાની છે એમ આડકતરી રીતે બતાવ્યુ છે ભગવાન જેટલુ સંપૂર્ણ સમજનાર લોકોને હણી શકે, બીજો નહિ (જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૬૭, નોંધ ૩ (૧) પૃ ૨૧૬ )

૧ સરં૦ ૧૦-૪-૨૧

૨ જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૩૧, પૃ ૫૭ થી

૩. ૫-૩૨-૩૦

વિદુરને તેણે મળવા બોલાવ્યા.[4] આવતાવેંત જ દીર્ઘદર્શી મહાપ્રાજ્ઞ વિદુરે આ વચન કહ્યું અને ઉમેર્યું કે 'તમે પારકું ધન હજમ કરવાની ઇચ્છાથી તો પરિતપ્ત નથી થયાને?'[5] અને પછી સૌમ્ય સુરાજનીતિ અને લોકયાત્રા પ્રબોધતું 'વિદુરનીતિ' નામથી પ્રખ્યાત નીતિશાસ્ત્ર તેમણે કહી સંભળાવ્યું.

આ સુભાષિતમા કહ્યા તે સિવાયના પણ કેટલાક માણસોને ઉજાગરા થાય છે, એમ મહાભારતમાં કહ્યું છે.[6] કૌરવોના પરાજયથી અને પિતાના મૃત્યુથી બળતા અશ્વત્થામાએ પાંડવોને રાત્રે ઊંઘમા જ મારી નાખવાનો વિચાર કૃપાચાર્યને જણાવ્યો. 'અત્યારે આરામ લઈ સવારમાં યુદ્ધ કરીશું' એમ એમણે કહેતા અશ્વત્થામાએ પાંડવો તથા પાંચાલો ઉપરનો ક્રોધ દર્શાવીને કહ્યું કે 'રોગીને, ક્રોધાવિષ્ટને, અર્થોનું ચિંતન કરનારને અને કામનાવાળાને નિદ્રા કયાથી આવે?[7] જુઓ મને આજે એ ચારે પ્રાપ્ત થયા છે. તેમા ય ક્રોધ મારી નિદ્રાનો નાશ કરી નાખે છે.'[8]

---

૪. ઉદ્યોગ. અ. ૩૩.

૫. क्वच्चिन्न परवित्तेषु गृध्यन्विपरितप्यसे ॥ ५–૩૩–૧૪ ક૩.

૬. સૌપ્તિક. અ. ૪.

૭. आतुरस्य कुतो निद्रा नरस्यामर्षितस्य च ।
अर्थांश्चिन्तयतश्चापि कामयानस्य वा पुनः ॥ १०–४–२१.

આ શ્લોક સાથે સર° લોકસાહિત્યનો દૂહો

નીંદર ના'વે ત્રણ જણા
કહો સખિ! કિયા?
પ્રીતવછોયા, બહરણા,
ખટકે વેર હિયા. 'પરકમ્મા' પૃ. ૬.

૮. ૧૦–૪–૨૨.

જે શરૂઆતમાં વિષ જેવું લાગે છે, પરિણામે અમૃત હોય છે, જે આત્મજ્ઞાનની (કે પોતાની બુદ્ધિની) પ્રસ: માંથી ઉત્પન્ન થયેલું હોય છે, તે સાત્ત્વિક સુખ કહેવાય છે

જે આત્યંતિક સુખ છે, તે બુદ્ધિથી જ ગ્રહણ કરી શ તેવું અને અતીંદ્રિય છે, તેને જાણીને એમાં સ્થિર થં તત્ત્વથી કદી પણ ચળતો નથી.

ગીતાના અઢારમા અધ્યાય 'મોક્ષસંન્યાસયોગ'માં ત્રિવિધ વર્ણવતાં ભગવાને (૧) આત્મનિષ્ઠ બુદ્ધિ અથવા (૨) પોતાની બુ પ્રસન્નતામાંથી ઉત્પન્ન થતા સુખને સાત્ત્વિક અને ઉચ્ચ કક્ષાનું સુખ એ દોઢ શ્લોક તથા છઠ્ઠા અધ્યાય 'ધ્યાનયોગ'માં સાચું સુખ શું વર્ણવતા શ્લોકો પૈકી પહેલો શ્લોક ઉપર ઉદ્ધૃત કર્યો છે. 'ધ્યાનયોગ સાચા સુખની વ્યાખ્યાને આગળ લંબાવતાં કહ્યું છે, 'વળી જે પ

(નોંધ ૧ ચાલુ)

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ६–४०–३८
(ગીતા. ૧૮–

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ६–४०–३८
(ગીતા. ૧૮–

ઇંદ્રિયો અને તેના વિષયોના સંયોગથી ઉત્પન્ન થતું, એટલે કે વૈષ આધિભૌતિક સુખ, જે પ્રથમ અમૃત જેવું અને પરિણામે વિષ જેવું હોર તે સુખને રાજસ કહેલું છે. અને જે પ્રથમ તથા પરિણામે આત્માને (બુદ્ધિ મોહમાં નાખે છે, તથા જે નિદ્રા, આળસ, અને (સ્વધર્મ અને કર્મ પાલન પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે તે સુખને તામસ કહ્યું છે.

પછી બીજા કોઈ લાભને એ (સાધક) અધિક માનતો નથી, અને જેને વિષે સ્થિર થયેલાને મહાદુઃખથી પણ ડગાવી શકાતો નથી, તે દુઃખના સ્પર્શ રહિત, દુઃખવિયોગની સ્થિતિને 'યોગ' નામની સ્થિતિ જાણવી. એ યોગને દઢતાપૂર્વક અને કંટાળ્યા વિના આચરવો.'[૨] અને પછી '(આમ યોગ સાધીને) પ્રશાંતચિત્ત, વિકાર શમાવેલો અને બ્રહ્મભૂત થયેલો નિષ્પાપ યોગી અવશ્ય ઉત્તમ સુખને પામે છે.'[૩] આવી રીતે સાચું અને સર્વોત્તમ સુખ આત્મનિષ્ઠાવાળી બુદ્ધિની પ્રસન્નતામાંથી જ ઊપજે છે, એમ આદર્શ સુખ તથા તેને પામવાનો આદર્શ રસ્તો વ્યાસ ભગવાને બતાવ્યો. પણ જ્યાં સુધી ત્રિગુણાત્મક પ્રકૃતિથી બંધાયેલો દેહ, ઇંદ્રિયો અને મન વળગેલાં છે, ત્યાં સુધી સાત્ત્વિક, રાજસિક અને તામસિક ત્રણે ગુણોવાળી પ્રવૃત્તિ અવશ્ય કરવી જ પડવાની. એવે વખતે સુખના સર્વોચ્ચ શિખર ઉપર આરોહણ કરવાની ઉત્કંઠાથી કે લાલચથી આકર્ષાઈને અવિવેકથી સુખ અને દુઃખમાં વિપર્યાસ બુદ્ધિ થાય તો, એની વ્યક્તિ કે સમાજનું (તત્કાલીન) પતન થવાનું.[૪] પછી ઉત્થાન તો

૨. (अ) यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥
६-२८-२२ (ગીતા. ६-२२).

(ब) ६-२८-२३ (ગીતા. ६-२३).

૩. प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥
६-२८-२७ (ગીતા. ६-२७).

૪. (૧) કાયમી પતન ન થઈ શકે, કારણ મૂળમાં કલ્યાણનિષ્ઠા રહેલી છે.

સરઃ° पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥
६-२८-४० (ગીતા. ६-४०)

થાય, પણ એ ગાળામાં વૃથા કાળવ્યય, શ્રમવ્યય અને દુઃખ થવાનાં. એવું ન થાય એ માટે લોકકલ્યાણ અને જીવનયાત્રા બન્નેનો પોતાના સામર્થ્ય અનુસાર—ઓછો કે વત્તો નહિ, કારણ બન્નેથી કુપરિણામ આવે છે—વિચાર કરી નિષ્કામ ભાવે આચરણ કરનાર, સુખદુઃખનું રહસ્ય જોતો થાય છે, એમાંની વિપર્યાસ દૃષ્ટિ સ્વચ્છ થતી જાય છે, પરિણામે સાચું સુખ પ્રાપ્ત થાય છે.

૧૨૬. न नूनं परदुःखेन कश्चिन्म्रियति संजय ।
यत्र द्रोणमहं श्रुत्वा हतं जीवामि न म्रिये ॥[१] ૭-૮-૬

હે સંજય! ખરેખર કોઈ પણ પારકાના દુઃખથી મરી જતું નથી, કારણ કે દ્રોણને હણાયેલા સાંભળ્યા છતાં હું જીવું છું, મરી જતો નથી.

ભારતયુદ્ધના દસમા દિવસે અજિત ભીષ્મ અને પંદરમા દિવસે એવા જ અજિત દ્રોણનું મૃત્યું સાંભળતાં, શોકથી મૂંઝાઈ જઈને

(નોંધ ૪ ચાલુ)

(૨) ભારતના આવા ઉત્તમ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન, તથા એની સાથે જ જોડાઈને રહેલો કર્મયોગ, બુદ્ધિયોગ અને સમત્વયોગનો વારસો છતાં એનો વિનિયોગ કરવાના સામાન્ય પ્રજાના, એ પ્રજામાંથી જન્મેલા દ્વિતીય કક્ષાના નેતાઓ, સંતો, આચાર્યો અને ભક્તોના પૂરા સામર્થ્યના અભાવે, ભારત સૈકાઓથી વિદેશી આક્રમણ, દુઃખ, દારિદ્ર, વિખવાદથી દલિત થતું આવ્યું છે, અને રઈ રહ્યું છે. પ્રસંગોપાત્ત ગીતાની ઉપરની ઉક્તિને અનુસરીને એ જ સામાન્ય પ્રજામાંથી આ જ્ઞાન-યોગનો વિનિયોગ કરનારી બુદ્ધ, મહાવીર, શંકરાચાર્ય અને ગાંધીજી જેવી ઐતિહાસિક તથા શ્રીરામ, શ્રીકૃષ્ણ, અર્જુન, વ્યાસ, શુકદેવ, ઋષભદેવ જેવી ઐતિહાસિક-પૌરાણિક, પણ સાત્ત્વિક ઐતિહાસિક પાત્રો જેમાંથી સર્જાય છે એવી અદ્દ્ભુત વ્યક્તિઓ જન્મી.

૧. સર૰ भीष्मद्रोणौ हतौ श्रुत्वा किं नु जीवामि संजय ॥ ૭-૧૦-૪૫

ધૃતરાષ્ટ્રે શોકોદ્ગાર કાઢતાં લાગણીઓની તદ્દન વાસ્તવિક ગતિ બતાવતું સુભાષિત કહ્યું. ધૃતરાષ્ટ્રે પોતાના હૃદયને 'અશ્મસાર–પથ્થરના જેવું સુદૃઢ, કારણ કે આવા દુઃખદાયક સમાચાર સાંભળ્યા છતાં એના સેંકડો ટૂકડા થઈ જતા નથી,' એમ કહ્યું.[૨] સાચી વાત

---

૨. (૧) ૭–૮–૧૦; સર° કર્ણવધ પછીના (૮–૫–૨૪, ૩૪) તથા શલ્યવધ અને દુર્યોધન પતન પછીના (૯–૨–૪) ધૃતરાષ્ટ્રના ઉદ્ગાર. એમાં એમણે પોતાના હૃદયને 'વજ્રસારમય' કે 'વજ્રાદૃઢતર' કહ્યું છે; ભીષ્મપતન પછીના (૬–૧૫–૫૩) અને દુર્યોધન સહિત સોયે પુત્રો માર્યા ગયા ત્યાર પછીના (૧૦–૧–૧૦) ઉદ્ગારોમા પોતાના હૃદયને 'અદ્રિસારમય' કહ્યું છે.

(૨) સર° અભિમન્યુના વધ પછી વિલાપ કરતા અર્જુને પોતાનું હૃદય ચારાઈ જતુ નથી માટે તેને બે વખત 'વજ્રસારમય' કહ્યું છે. (૭–૫૦–૪૯; ૫૦–૫૪).

(૩) સર° કર્ણનું સ્મરણ કરતાં કુંતીના ઉદ્ગાર ૧૫–૨૨–૧૨.

(૪) સર° દુર્યોધનનું શબ જોઈને ગાંધારીએ ઉચ્ચારેલ વચનો ૧૧–૧૭–૨૫.

(૫) સર° ભીષ્મને પાંડવો વ.એ ઉદકાદાન દીધું તે પછી મહાનદી ગંગાએ ઉચ્ચારેલ વચનો ૧૩–૧૫૪–૨૧, ૨૨.

(૬) સર° મૃત પરિક્ષિતને અનુલક્ષીને દુઃખિયારી ઉત્તરાના વિલાપ-વચન ૧૪–૬૮–૯, ૧૦.

(૭) હૃદયને 'અશ્મસારમય' કે 'વજ્રસારમય'ની અને/અથવા 'એના સેંકડા ટૂકડા થઈ જતા નથી'ની ઉપમા આપવી તે એક લોકકહેવતનો જ પ્રયોગ છે. જુઓ નીચે 'સંયમ' (પ્રક. ૧૯) શ્લોક ૧૮૦, નોધ ૯.

(૮) સર° सुखाद्विहीनं बहुदुःखपूर्णं इदं तु नूनं हृदयं स्थिरं मे ।
विदीर्यते यन्न सहस्रधायं वज्राहतं शृंगमिवाचलस्य ॥
(વા. રા. 'સુંદરકાંડ' ૨૮–૪)

સીતા પોતાના માટે આ શ્લોક બોલે છે. (સર° વા. રા. 'સુંદર કાંડ' ૨૬–૬)

છે. પારકા દુઃખથી કોણ મરે છે? ધૃતરાષ્ટ્રને તો ભીષ્મ-દ્રોણ જેવાની મદદથી યુધિષ્ઠિરની ઝળકતી રાજ્યલક્ષ્મી પડાવી લેવી હતી. એ મદાર તૂટી પડ્યો એનું દુઃખ હતું. હજુ છોકરા તો લડવા તૈયાર હતા, કર્ણ અને શલ્ય હતા, ગણનાપાત્ર સૈન્ય હતું. છતાં બે અપરાજેય મહારથીઓ પડયા તેથી એ રાજ્યલક્ષ્મીની આશા ધૂળમાં મળવા જેવી હાલત થઈ એમ લાગ્યું એનું દુઃખ હતું; દ્રોણપતનનું નહિ! છતાં દ્રોણ ઉપર એમની વિદ્યા અને શક્તિને લીધે પ્રેમ તો હતો જ, એટલે દ્વિધામાં ફૂટાતા ધૃતરાષ્ટ્રે રજસ્ તમસ્થી ઘેરાયેલાઓના મુખમાંથી જે ઉદ્‌ગાર નીકળે તે ઉદ્‌ગાર કાઢયો. વળી આગળ ચાલતાં આત્મનિરીક્ષણ કર્યું. શ્રીકૃષ્ણને લોકના ગુરુ અને લોકના સનાતન નાથ અને દિવ્યરૂપે ઓળખ્યા. પોતાના ચિત્તને સ્થિર કરવા ભક્તિપૂર્વક એમનાં કર્મોનું કીર્તન કર્યું[૩] ભગવાનનાં ઉત્તમ ચરિત્રોનું, જુલમી રાજાઓને તેમણે જીતી લીધા તેનું, અને કૌરવસભામાં કરેલી આશ્ચર્યજનક વિષ્ટિનું કીર્તન કર્યું.[૪] વળી ધૃતરાષ્ટ્રે કહ્યું, 'જેના યન્તા-સારથિ હૃષીકેશ છે, જેનો અર્જુન યોદ્ધો છે એવા રથની સામે યુદ્ધમાં પ્રતિપક્ષીઓનો કયો રથ ટકી શકે?[૫]... અર્જુનમાં નિત્ય વિજય અને કૃષ્ણમાં શાશ્વત કીર્તિ છે. મોહિત અને મૃત્યુપાશમાં સપડાયેલો દુર્યોધન આ

---

૩. ૭-૯-૭૨, ૭૩.

૪. દ્રોણ અ. ૧૦. આ અધ્યાયમાં કૃષ્ણના પૌરાણિક, માનુષ અને અતિમાનુષ કર્મોનું ભક્તિભાવવાળું કીર્તન છે. આસુરી ચક્રમાં ફસાયેલા બાળક આત્માની મનઃસ્થિતિનું પણ તેમાં વર્ણન છે.

૫. *यस्य यन्ता हृषीकेशो योद्धा यस्य धनंजयः ।*
रथस्य तस्य कः संख्ये प्रत्यनीको भवेद्रथः ॥ ૭-૧૦-૩૬.
= કે. ૭-૯-૨૪.
સર૦ ૬-૪૦-૭૮ (ગીતા. ૧૮-૭૮); ૫-૧૩૯-૨૩, ૨૪.

જાણતો નથી વળી એ પ્રાચીન દેવો નરનારાયણ જે એક જ આ મારૂપ છે એ મનુષ્યલોકમા બે રૂપે થયા છે, અને ધારે તો મનથી જ આપણી સેનાનો નાશ કરે એમ છે, પણ મનુષ્યરૂપમા હોઈ એવુ ઇચ્છતા નથી એવા કૃષ્ણ-અર્જુનને દુર્યોધન જાણતો નથી બ્રહ્મચર્ય, વેદાધ્યયન, (કર્મકાડી) ક્રિયાઓ કે શસ્ત્રોથી કોઈ મૃત્યુને વારણ નથી કરી શકતુ (એ ભીષ્મ દ્રોણના મૃત્યુથી સમજાય છે) પૂર્વે યુધિષ્ઠિરની જે રાજ્ય-લક્ષ્મીની અમે ઈર્ષા કરતા હતા તેને ભીષ્મ અને દ્રોણના વધથી ત્યા જ રહેલાની (જાણે કે) અમે અનુમતિ આપીએ છીએ। ખરેખર મારા વચણથી કૌરવોનો આ નાશ થઈ રહ્યો છે મનુષ્યો પ્રત્યે અધર્મ નહિ આચરનાર (યુધિષ્ઠિરમા) સ્વાભાવિક રીતે જ ધર્મે આશ્રય કર્યો છે તેથી ક્રૂર કાળે સર્વ વિનાશ કરવા માડ્યો છે [૬] મનસ્વી પુરુષ મનમા ધારે છે કઈ અને થાય છે કઈ, એ દૈવને લીધે જ બને છે એમ હુ માનુ છુ, તેથી અમારા ઉપર આ અપરિહાર્ય દુખ આવી પડ્યુ છે. હવે હે સજય! તુ યુદ્ધનો હેવાલ કહેવા માડ [૭] એમ શોક કરતા ધૃતરાષ્ટ્રનુ માનસ ચિત્રણ કરીને કવિએ (૧) ભૌતિક હાર ખાતા ઈર્ષાળુ જિતે ત્યારે પુરુષાર્થની અને હારે ત્યારે દૈવની ગતિ વર્ણવતા ચિત્તની ડામાડોળ સ્થિતિનુ અને સ્થૈર્ય માટે ભગવાનનુ શરણ લેતા મનુષ્યનુ તથા (૨) ચિત્તરૂપી કુરુક્ષેત્રમા હાર ખાતી રાજસ-તામસ વૃત્તિઓ નિરીક્ષણ કરીને નર અને નારાયણ, આત્મા અને પરમેશ્વર બનેને (કઈક) ઓળખે છે, એમની કિંચિત્ ઝનક નીહાળે છે, પોતાનો નિશ્ચિત નાશ પારખે છે, અને (છતા દુખ, શોક, ઈર્ષ્યા, લોભને લીધે) આખર સુધી લડી લેવા તૈયાર થાય છે તેનુ, અને (૩) પારકા દુખથી કોઈ મરતુ નથી,

૬ प्राप्त प्रकृतितो धर्मो नाधमा मानवान्प्रति ।
क्रूर सर्वविनाशाय काल समतिवर्तत । ૭-૧૦-૪૮

૭. ૭-૧૦-૩૮ થી ૫૧

કારણ કે સ્વાર્થી પોતાના સ્વાર્થ તરફ જોતો હોઈ એનું દુઃખ પોતાના સ્વાર્થનાશનું હોય છે. તત્ત્વદર્શી લોકગતિને પારખતો હોઈ એને દુઃખ નથી થતું. આ બે સ્થિતિની મધ્યમાં રહેનારાને કક્ષાભેદે જે સુખદુઃખ થાય છે, તે તત્ત્વતઃ સ્વાર્થ, કે અનુકંપા–અનુક્રોશને લીધે થતું હોઈ પૂર્ણતયા પોતાનું કે બીજાનું નહિ પણ મિશ્ર પ્રકારનું હોય છે; એમ દર્શાવેલું છે. આ કારણથી દ્રોણ–ભીષ્મ તો શું, પણ પછી દુર્યોધન સહિત સોયે દીકરા તેમના પુત્રો સહિત માર્યા ગયા અને ભીમના કટાક્ષો સહેવા પડતા હતા, તો ય ધૃતરાષ્ટ્ર જીવતા રહ્યા હતા !

૧૨૭. भैषज्यमेतद्दुःखस्य यदेतन्नानुचिन्तयेत् ।
चिन्त्यमानं हि न व्येति भूयश्चापि प्रवर्धते[१] ॥ १२-२१७-१२

દુઃખ દૂર કરવાનું ઔષધ એ છે કે એની ચિન્તા ન કરવી. ચિન્તા કરવાથી તે દૂર થતું નથી, પણ ઊલટું ઘણું વધે છે.

શુકદેવ પરમગતિ પામ્યા તે પહેલાં નારદે તેમને તત્ત્વોપદેશ કર્યો,[૨] એમાંથી કોઈ પણ જાતના દુઃખનું નિરાકરણ લાવી શકે તેવો અને તદ્દન આધુનિક માનસશાસ્ત્રીય દષ્ટિએ પણ કસાયેલો આ વિચાર ઉદ્ધૃત કર્યો છે.[૩] જ્યારે પણ દુઃખ આવી પડે ત્યારે (વૈયક્તિક કે

---

૧. =ક્રે. ૧૧-૨-૧૭૬ થી ૬; જુઓ ઉપર 'કાળ' (પ્રક૦ ૧૦) શ્લોક. ૧૧૭, પૃ. ૩૬૧.

૨. જુઓ 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫), શ્લોક, ૭૭નું ઉદ્દ્ઘાટન, પૃ. ૨૨૫.

૩. ફિકર દૂર કરવા માટે આધુનિક 'શાસ્ત્ર' જેવા દરરોજના વ્યવહારુ ઉપયોગમાં આવે તેના ડેલ કાર્નેગીના પુસ્તક *How to Stop Worrying and Start Living*માંના કેટલાક સોનેરી નિયમો સરખાવો. 'When fate hands us a lemon, let's try to make a lemonade' (P. 167); 'Let's forget our own unhappiness-by trying to create a

સાર્વજનિક[૪] ) તેને શક્તિ હોય તે મુજબ દૂર કરવા પ્રયત્ન કરવો, પણ ફિકર ન કરવી. દ્રવ્યનાશ, આરોગ્યનાશ, બીજી અનેક જાતની સમૃદ્ધિ—યૌવન, રૂપ, જીવન, પ્રિયજનનો સહવાસ ઇત્યાદિ—નો નાશ, અપ્રિયની સંપ્રાપ્તિ, પ્રિયજનનું મૃત્યુ, વિરહ અથવા નાશ, એ તથા મોહ લોભ જનિત દુઃખોને આ ઉપાય વડે દૂર કરવા.

પણ એ ફિકર કઈ તાલીમ મળી હોય તો ન થાય? 'માનસિક દુખોનો પ્રજ્ઞાથી અને શારીરિકનો ઔષધોથી નાશ કરવો. વિજ્ઞાનનુ——અનુભવસિદ્ધ જ્ઞાનનુ આ જ સામર્થ્ય છે, માટે ( દુઃખના સમયે ) છેક બાળકના જેવા ન થવુ.'[૫] આવી વિજ્ઞાનરૂપી સામર્થ્યવાળી પ્રજ્ઞા

(નોધ ૩ ચાલુ)

little happiness for others 'When you are good to others you are best to yourself' (P. 167), 'Remember, no one was ever killed by lack of sleep It is worrying about insomnia that does the damage—not the insomnia' (P 237) etc.

૪. જુઓ વૈયક્તિક માટે ૧૨–૩૧૭–૧૧, સાર્વજનિક માટે ૧૨–૩૧૭–૧૫, જુઓ ઉપર 'મળ' (પ્રક૦ ૧૦), શ્લોક ૧૧૭, પૃ ૩૬૧

૫ प्रज्ञया मानस दु ख हन्याच्छारीरमौषधै ।
एतद्विज्ञानसामर्थ्य न बालै समतामियात् ॥ ૧૨–૩૧૭–૧૩.
= ૩–૨૦૬–૧૫, ૧૧–૨ ૨૧.

સર૦ कच्चिच्छारीरमाबाधमौषधैर्नियमेन वा ।
मानस वृद्धसेवाभि सदा पार्थापकर्षसि ॥ ૨–૫–૭૯.

નારદ ઋષિએ યુધિષ્ઠિરને રાજ્યવ્યવસ્થા સબધી પ્રશ્ન પૂછતા આ પ્રશ્ન પૂછ્યો "હે પાર્થ! તમે ઔષધો અને નિયમોથી શારીરિક પીડાઓને તથા વૃદ્ધોના સેવનદ્વારા માનસિક પીડાઓને સદા દૂર કરતા રહો છો ને?"

શી રીતે પ્રાપ્ત થાય અને એને આખરી લક્ષ્ય શું હોય ? સૃષ્ટિક્રમનું ઊંડું અવગાહન.[૬] અવગાહનથી જીવનમાં 'સુખ' કરતાં 'દુઃખ' વિશેષ છે એનું દર્શન. એમાંથી સુખ-દુઃખની અસ્થિરતા, ચડતી-પડતી સર્વેની નાશવંત સ્થિતિનો ખ્યાલ અને (વિષયપ્રાપ્ત) સુખો પરત્વે નિર્વેદથી આવતા સંતોષથી[૭] સુખ, તથા તૃષ્ણાથી દુઃખનું દર્શન. એ માટે (સાત્ત્વિક) ધૃતિથી શિશ્ન અને ઉદરના વેગને, (સ્વરૂપ) ચક્ષુ ઇન્દ્રિયથી હાથ અને પગના વેગને, (શુદ્ધ) મનથી આંખ અને કાનને તથા (સાચી) વિદ્યા વડે મન તથા વાણીના વેગને રોકીને,[૮] નિંદા, સ્તુતિ અને પ્રણય ઉપરની આસક્તિનો ત્યાગ કરીને-અનાસક્ત થઈ ને કેવળ નમ્રપણે જીવન જીવવું.[૯] બીજા શબ્દોમાં આત્માનુચિંતનમાં આનંદ મેળવતાં, અપેક્ષા તથા લોભ વિનાના થઈ ને કેવળ પોતાના (ચારિત્ર્યના) આલંબનથી વિચરણ કરવામાં સુખ છે એવો અનુભવ.[૧૦] આ છે પ્રજ્ઞાપ્રાપ્તિનાં અને તેના સર્વોચ્ચ લક્ષ્યાંક ખરા સુખના સોપાન. આ વાત અનુભવસિદ્ધ છે, તેથી જે લોકો આને સમજ્યા વિના સુખ અને દુઃખમાં ભ્રાન્તિ ઊભી કરે છે તેઓનું (સામાન્ય) પ્રજ્ઞા, નીતિ કે

---

૬. જુઓ શાંતિ. અ. ૩૧૭, ૩૧૮.

૭. જુઓ નીચે શ્લોક ૧૨૮, પૃ. ૩૯૯ થી.

૮. धृत्या शिश्नोदरं रक्षेत्पाणिपादं च चक्षुषा ।
चक्षुःश्रोत्रे च मनसा मनो वाचं च विद्यया ॥

૧૨-૩૧૭-૨૮=કે. ૫-૪૦-૨૨.

જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫).

શ્લોક ૫૫, ૫૬. નોંધ ૪૬, પૃ. ૧૫૦.

૯. ૧૨-૩૧૭-૨૯.

૧૦. ૧૨-૩૧૭-૩૦.

પુરુષાર્થથી કંઈ રક્ષણ થતું નથી. માટે જેણે જ્યા હોય ત્યા પોતાની દક્ષા અને અધિકાર જોઈને, સુખદુઃખનો વિવેક કરીને પ્રજ્ઞા તથા (ખરુ) સુખ મેળવવા અપ્રતિહ પ્રયત્ન કરવો.[૧૧]

આ તત્ત્વોપદેશ કંઈ સંસારત્યાગ કરી આળસુ થઈને જગતને દુઃખરૂપ સમજી લાગીને 'સાધુ' થઈ જવાનો નથી. પરન્તુ કામનાઓ ત્યાગીને અનાસક્તપણે લોકકલ્યાણાર્થે જીવનયાત્રાને સંપૂર્ણ સમતાપૂર્વક એટલે કે સંપૂર્ણ સુખપૂર્વક ગુજારવાની કળાની ચરમ સીમા બતાવવા માટેનો છે. એના ઉપદેષ્ટા દેવર્ષિ નારદ, 'જેમનુ નામસ્મરણ કરવાથી દિવ્ય લોકો મળે છે.'[૧૨] એમનુ ગુણસંકીર્તન 'શાંતિપર્વ' અ. ૨૨૩મા तस्मात्सर्वत्र पूजितः। એ અંતિમ પાદવાળા ૧૮ શ્લોકો અને બીજા થોડાક શ્લોકોથી આપી છે. તેનાથી સમજી શકાય છે કે આ તત્ત્વોપદેશ આચારમા મૂકનારમા કયા કયા ગુણો કઈ કઈ રીતે વિકસતા હશે, સામાન્યતઃ શીલ, ચારિત્ર્ય, દક્ષતા, વિદ્વત્તા અને અક્રોધમોહલોભ આદિ સજ્જનોમા જ વસે તેવા સદ્ગુણો ઉપરાતના કેટલાક હૃદયસોસરા ઊતરે તેવા સદ્ગુણો પૈકી થોડાનો ઉલ્લેખ આ પ્રમાણે છે—'તે (નારદ) સર્વ સંગોમા આસક્ત નથી, પણ જાણે (અજ્ઞાનીઓને) આસક્તિવાળા હોય એવા દેખાય છે. તેમનો સંશય દીર્ઘજીવી નથી, એ મહાન વક્તા છે, એ માન મેળવવા માટે સમાધિ કરતા નથી, કદી આત્મસ્તુતિ કરતા નથી, ઈર્ષ્યા વિનાના, દૃઢસંભાષણ કરનારા, પ્રકૃતિ (સ્વભાવ, માયા)ની નિંદા કર્યા વિના દુનિયાની વિવિધ (ચીલાચાલુ) પ્રવૃત્તિઓ અને સંસર્ગવિદ્યા (સૃષ્ટિજ્ઞાન)મા કુશલ

---

૧૧. સરં° सुखदुःखविपर्यासो यदासमुपपद्यते ।
नैनं प्रज्ञा सुनीतं वा त्रायते नापि पौरुषम् ॥
૧૨–૩૧૮–૧; ૩–૨૦૦–૭.

૧૨ ૧૨–૨૨૩–૩.

થયેલા છે, કોઈ પણ આગમની (ગુરુપરંપરા, શાસ્ત્રપરંપરાની) અસૂયા કરતા નથી, તપથી આજીવિકા કરતા નથી, સમયનો સદ્‌વ્યય કરનારા છે, મનને વશ રાખનારા છે, કૃતશ્રમ, કૃતપ્રજ્ઞ, સમાધિ કરવાથી સદાય અતૃપ્ત, નિયમસ્થ અને અપ્રમત્ત[13] છે; સ્થિરબુદ્ધિ અને અનાસક્ત[14] છે; એવા સર્વગુણસંપન્ન, દક્ષ, શુચિ, બહાદુર, સમયને પારખનારા અને નયશાસ્ત્રને જાણનારા (નારદ) ઉપર કોને પ્રેમ ન થાય?'[15] આમાં સ્પષ્ટ રીતે નારદને આસક્ત જેવા વર્ણાતા છતાં, અનાસક્ત રહીને બધું કાર્ય કરનારા અને છતાં આસક્તની જેમ જ તમામ ભૌતિક વિદ્યાઓના કુશલ જ્ઞાતા (એટલે કે કર્મયોગી) તરીકે વર્ણવેલા છે. એ જ પ્રમાણે

---

१३. असक्तः सर्वसङ्गेषु सक्तात्मेव च लक्ष्यते ।
अदीर्घसंशयो वाग्मी तस्मात्सर्वत्र पूजितः ॥ १२–२२३–१६.

समाधिर्नास्य मानार्थे नात्मानं स्तौति कर्हिचित् ।
अनीर्षुर्मृदुसंभाषस्तस्मात्सर्वत्र पूजितः ॥ १७.

लोकस्य विविधं वृत्तं प्रकृतेश्चाप्यकुत्सयन् ।
संसर्गविद्याकुशलस्तस्मात्सर्वत्र पूजितः ॥ १८.

नासूयत्यागमं कंचित्स्व तपो नोपजीवति ।
अवन्ध्यकालो वश्यात्मा तस्मात्सर्वत्र पूजितः ॥ १९.

कृतश्रमः कृतप्रज्ञो न च तृप्त समाधितः ।
नियमस्थोऽप्रमत्तश्च तस्मात्सर्वत्र पूजितः ॥ २०.

આ સાથે સર° સભા० ક્ષેપક પરિશિષ્ટ ૧, પૈસેજ ૨મા (નારદગુણવર્ણન).

१४. स्थिरबुद्धिरसक्तात्मा । १२–२२३–२२ क.

१५. त सर्वगुणसंपन्नं दक्षं शुचिमकातरम् ।
कालज्ञं च नयज्ञं च कः प्रियं न करिष्यति ॥ १२–२२३–२३.

નારદનુ ગુણવર્ણન કરનાર સર્જક વ્યાસમાં અને વ્યાસના સર્વશ્રેષ્ઠ પાત્ર શ્રીકૃષ્ણમા આ ગુણોનો સુમેળ મહાભારતમાં પાને પાને દેખાય છે.

અલબત્ત આ ઉપદેશ સુખ મેળવવા માટે જ છે, તેથી જુદા જુદા પ્રસંગે દુઃખમાં દટાઈ ગયેલાઓને, કે શોકમાં ગરકાવ થયેલાઓને તેમાથી મુક્ત કરવા વિજ્ઞાનનો પ્રયોગ થાય છે તેવી રીતે મ૦ ભા૦માં પણ એનો ઉપયોગ થયેલો છે. એટલે કોઈ કોઈ વખત એ અંગે અન્યથાભાવ થતો હોય એવી અવળી સમજ પ્રવર્તે છે.[૧૯] એટલે ભારતીય તત્ત્વજ્ઞાનની ઈતર શાખાઓમા આ વિચારોનો ઉપયોગ કદાચ સંસારનો એકતરફી ત્યાગ કરીને 'સાધુ' થવા માટે અને પ્રવૃત્તિ ફક્ત જીવનગુજરા પૂરતી જ કરવા માટે થયો હોય, પણ મ૦ ભા૦કારે પ્રવૃત્તિ ફક્ત લોકસંગ્રહાર્થે, અને નિરામય જીવનધારણ લોકસંગ્રહ થઈ શકે એ માટે હોય, એવી ચોખ્ખી ધારણાથી આ વિચારોનો ઉપયોગ કરેલો હોઈ એમા સર્વ વિદ્યા (આત્મિક અને ભૌતિક)નો પૂર્ણ વિકાસ, અલબત્ત સમાજને અર્થે, કરવાનો અનુરોધ કર્યો છે, કે જેમા ચાલુ અને આવતી પેઢીઓના બધી જાતના સુખ વસી રહેલા છે.

૧૨૮. असतोषपरा मूढा॰ सतोषं यान्ति पण्डिताः ।
अमतोषस्य नाऽस्त्यन्तस्तुष्टिस्तु परम सुखम् ।
न शोचन्ति गताध्वान॰ पश्यन्त॰ परमां गतिम् ॥[१]

३–२०६–२०

---

૧૯. જુઓ દુઃખી ધૃતરાષ્ટ્રને વિદુરનો ઉપદેશ, સ્ત્રી. અ. ૨–૧ થી, ગાંધારીને શ્રીકૃષ્ણનો ઉપદેશ સ્ત્રી. અ. ૨૬–૧ થી.

યુધિષ્ઠિરને ભીમસેને શાંતિ. અ. ૧૯મા આવા વિચારો ભારપૂર્વક દર્શાવીને રાજ્ય સ્વીકારવા વિનંતિ કરી, તે રાજસિક દુરુપયોગનુ ઉદાહરણ છે. વ્યાસ આમ વ્યવહારુ દાખલાઓથી એક જ વસ્તુનો પરસ્પર વિરોધી ઉપયોગ કેમ થઈ શકે તે દર્શાવીને, બની શકે તેટલુ વધુ સૂક્ષ્મ અધ્યયન કરવાનુ, પરોક્ષ રીતે વાર વાર સૂચવ્યા કરે છે.

મૂર્ખો અસંતોષી હોય છે જ્યારે પંડિતો સંતોષી હોય છે. અસંતોષ (તૃષ્ણા)નો છેડો જ નથી, જ્યારે સંતોષ એ પરમ સુખ છે. આ (સંતોષ) માર્ગના પ્રવાસી શોક કરતા નથી અને પરમગતિને જુએ છે.

આ અર્થનાં સુભાષિતો નારદના પ્રવચનમાં અને મહાભારતમાં અન્યત્ર હોવા છતાં, અહીં ધર્મવ્યાધની કૌશિક સાથેની વાતચીતમાંનું વાક્ય ઉદ્ધૃત કર્યું છે, કારણ અન્ય પ્રસંગોની અપેક્ષાએ વ્યાધનો પ્રસંગ વધુ પ્રેરક છે.

બાપદાદાના સમયથી ચાલ્યો આવતો માંસ વેચવાનો આ ક્રૂર ધંધો ધર્મવ્યાધ સંતોષ તથા ધૈર્યથી કરતો. ધંધાની ક્રૂરતાને લીધે થતો વિષાદ એણે જ્ઞાનથી દૂર કરેલો. પણ બ્રાહ્મણ કૌશિક એનું 'ધર્મ'નાં અંગોનું પ્રવચન સાંભળી સુપ્રસન્ન થયો. એને કૌશિકે શૂદ્ર નહિ પણ બ્રાહ્મણ માન્યો. છતાં શૂદ્રયોનિમાં જન્મવાનું કારણ પૂછતાં, વ્યાધે પૂર્વજન્મમા એક ઋષિને ભૂલથી બાણ મારતાં એમનો શાપ તથા એ દુષ્કર્મનું ફળ જણાવતાં, કૌશિકે વ્યાધની દયા ખાઈ આશ્વાસન

૧. (૧) ધર્મવ્યાધની કથા માટે જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨), શ્લોક ૨૨, પૃ. ૩૨થી.

(૨) =કે. ૩-૨-૪૪; ૧૧-૨-૨૦; ૧૨-૩૧૭-૧૯, ૨૧.

(૩) સર° ૧૨-૨૧-૨.

(૪) સર° ૧૩-૧૬૨-૪૮.

(૫) સર° आरोग्य परमा लाभा सन्तुट्ठी परमं धनं ।
विस्सासपरमा ञाति निब्बानं परमं सुखं ॥ ધમ્મ. ૨૦૪.

આરોગ્ય પરમ લાભ છે, સંતોષ પરમ ધન છે, જેનામાં વિશ્વાસ હોય તે મોટું સગું છે; નિર્વાણ પરમ સુખ છે.

આપતા ખેદ નહિ કરવાનું સૂચવતાં તે અત્યારે પણ બ્રાહ્મણ જ છે એમ કહ્યું. એટલે કૃતપ્રજ્ઞ વ્યાધે કૌશિકના આશ્વાસન અંગે કશું પણ કહ્યા સિવાય દુઃખ દૂર કરવા શું કરવું ? શોક કરવાથી સંતાપ વધે છે, પણ સુખદુઃખ દૂર કરીને જ્ઞાનતૃપ્ત થવાથી (ખરુ) સુખ મળે છે.[2] તે જણાવતા આ સુભાષિત કહીને,[3] વિષાદ અને નિર્વેદ જે (ઝેરી) સાપની માફક જીવલેણ છે તેનો ગમે તેવા વિષમ સમયમા યે ત્યાગ કરીને ઉત્સાહપૂર્વક પુરુષાર્થ કરીને દુઃખમાંથી છૂટવું જોઈએ એમ કહી, પોતે કૃતપ્રજ્ઞ, કાલાકાક્ષી—સમયની રાહ જોનારો, અને આ બધું બરાબર સમજનારો હોઈ જગયે સીદાતો નથી એમ જણાવ્યું.

આ પ્રસંગથી વ્યાસે એક મોટો માનસશાસ્ત્રીય કોયડો ઉકેલ્યો છે. દયા ખાનારા, શીખાઉ, મીઠાબોલા, ઉપકાર નીચે આવેલા સુહૃદો સારુ લગાડવા માટે દેખીતા દુઃખના કારણો મલાવી મલાવી નજર સમક્ષ લાવીને, મનુષ્યના મનની આળી જગાને અડીને એક જાતનું વિષાદપૂર્ણ સુખ અને મિથ્યાભિમાન પોષે છે, તેનું ધર્મવ્યાધ જેવા તત્વદર્શીઓ સારુખોટું કહ્યા સિવાય, સીધી સ્થિતિની મૃદુ, મીઠી, તેજસ્વી, માર્મિક શૈલીએ નિરાકરણ કરી સ્વ-પરનુ ઉત્થાન સાધે છે.

૨. જુઓ ઉપર શ્લોક ૧૨૭, પૃ. ૩૯૪; ધર્મવ્યાધનો ઉત્તર નારદના પ્રવચન જેવો છે.

૩. ૩-૨૦૮-૨૧ થી; વિષયી સુખોમા નિર્વેદ, કંટાળો અર્થાત્ વૈરાગ્ય જોઈએ (જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૩૯, પૃ. ૭૯ નોધ ૩મા વ્યાધવચન) અને સાત્વિકતા પ્રાપ્ત કરવાના પ્રયત્નોમા અનિર્વેદ, ઉત્સાહ જોઈએ. તેથી ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૩૯ના ઉલ્લેખ જેવા સ્થળે આવતા 'નિર્વેદ' પદ અને અહીં પ્રયોજાયેલા 'નિર્વેદ' પદના શબ્દાર્થનો ભેદ સમજવો જોઈએ. અર્થાત્ વિષયોથી નિર્વેદ ખરો, પણ પરમ પુરુષાર્થથી નિર્વેદ નહિ. એટલા માટે તો ભગવાને પણ ગીતામા 'યોગ'ને કંટાળ્યા વિના આચારવાથી દુ.ખવિયોગરૂપી સુખ મળે છે એમ કહ્યું. (જુઓ ઉપર શ્લોક ૧૨૩ થી ૧૨૫ અને નીચે 'યોગ' (પ્રક૦ ૧૭), શ્લોક ૧૫૬.)

વ્યાધના જવાબ પછી તેનો આભાર માની, તેને અંગેની બધી ફિકર ત્યજીને ( ઉપદેશનો સદુપયોગ ! ) તેનું મંગળ વાંછી તથા (પોતે બ્રાહ્મણ હોવા છતાં ) તેની પ્રદક્ષિણા કરીને કૌશિક ઘેર જઈ માબાપની સેવા કરવા લાગ્યો.[૪]

દરેક પ્રસંગને અનુલક્ષીને 'સંતોષ'ના જુદી જુદી ભૂમિકાના અર્થો હોઈ શકે, પણ તેનો સાચો અર્થ તૃષ્ણા કે જે છીપતી નથી તેનાથી ઉપરામ એ છે.

સંતોષના આ સાત્ત્વિક વિચારની સામેનો રાજસિક વિચાર મ૦ ભા૦માં કવિએ અસાધારણ કુશળતાથી અનેક સ્થળે તેનાં સારા-નરસાં પાસાં સાથે મૂક્યો છે. 'અસંતોષ એ શ્રીનું મૂળ છે.[૫] માટે હું તેની જ (અસંતોષની) કામના કરું છું, હે રાજન્ ! જે ઉન્નતિ માટે ( ધર્મ કે અધર્મ ) પ્રયત્ન કરે છે તે જ પરમ નીતિજ્ઞ છે.' એમ કહીને ધર્મરાજની રાજ્યલક્ષ્મી પડાવી લેવાનું ઇચ્છતો દુર્યોધન; હાર ખાઈને દીન થયેલા અને તેથી યુદ્ધથી ઉપરામ પામેલ સંજયને[૬] રાજધર્મ સમજાવતા 'નાની નદી જલદી ઊભરાઈ જાય છે, ઉંદરનો ખોબો જલદી ભરાઈ જાય છે, અને સંતોષમાં રહેતો કાપુરુષ પણ

---

૪. ૩-૨૦૬-૨૭ થી ૩૦.

૫. असंतोषः श्रियो मूलं तस्मात्तं कामयाम्यहम् ।
समुच्छ्रये यो यतते स राजन्परमो नयी ॥ २-५०-१८.

સંદર્ભ માટે જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૨૩ નોંધ ૫ (૪) પૃ. ૩૬.

૬. જુઓ ઉપર 'ગાર્હસ્થ્ય' (પ્રક૦ ૭), શ્લોક ૧૦૪ નોંધ ૮ થી ૧૦. પૃ. ૩૧૫, ૩૧૬. 'વિદુરાપુત્રાનુશાસન' કુંતીએ પાંડવોને યુદ્ધોત્સાહ ટકી રહે અને વિશેષ સતેજ થાય માટે શ્રીકૃષ્ણ વિષ્ટિ કરવા આવ્યા ત્યારે તેમની સાથે પાંડવોને સંદેશા રૂપે કહેવરાવેલું. જુઓ નીચે 'પ્રકીર્ણ' (પ્રક૦ ૨૦), શ્લોક ૧૮૮.

અલ્પ વસ્તુથી તુષ્ટ થઈ જાય છે;[૭] સંતોષ અને અનુક્રોશ (દયા) એ બંને શ્રીનો નાશ કરે છે,'[૮] એમ કહીને પાણી ચઢાવતી માતા વિદુરાનો પ્રસંગ; અને વિષણ્ણ યુધિષ્ઠિરને કાયર વૈરાગ્યમાંથી પાછા વાળવા દ્વૈપાયન વેદવ્યાસે ક્ષાત્રધર્મ વર્ણવતાં એ ધર્મને 'લક્ષ્મી (પ્રાપ્ત કરવા) પ્રત્યે અસંતોષી'[૯] કહ્યો છે તે પ્રસંગ; એ સર્વમાં 'અસંતોષ'નાં અધો-મુખી અને વિકાસમુખી રૂપોનુ દર્શન, તેમા રહેલી ખામીઓ સમજવા સહિત બુદ્ધિશક્તિને વધુ પાણીદાર બનાવે એવી રીતે, કરાવેલું છે.

વળી 'સંતોષ' એટલે તૃષ્ણાથી ઉપરમ અર્થ હોઈ, તેનો અર્થ કદાપિ પ્રમાદ, કે આળસ નથી. તેથી તૃષ્ણા, ઈર્ષ્યા અને આશા વિનાની ઉદ્યોગપરાયણતા તો જોઈએ જ. તેથી 'વિદુરનીતિ'માં ધૃતરાષ્ટ્રને ધીરજ આપતાં કહ્યું છે કે 'અનિર્વેદ–કંટાળવું નહિ તે, અર્થાત્ ઉત્સાહ શ્રીનું અને દુઃખનાશ તથા સુખનું મૂળ છે. ખેદ નહિ કરનારો મહાન થાય છે અને અત્યંત સુખ ભોગવે છે.'[૧૦]

---

૭. सुपूरा वै कुनदीका सुपूरो मूषिकाञ्जलिः ।
सुसंतोषः कापुरुषः स्वल्पकेनैव तुष्यति ॥ ૫–૧૩૧–૮.
a 'પંચતંત્ર' ૧–૨૫.

૮. संतोषो वै श्रियं हन्ति तथानुक्रोश एव च ॥ ૫–૧૩૧–૩૧.

૯. असंतोषः श्रिय प्रति । ૧૨–૨૩–૧૦.

૧૦. अनिर्वेदः श्रियो मूलं दुःखनाशे सुखस्य च ।
महान्भवत्यनिर्विण्णः सुखं चात्यन्तमश्नुते ॥ ૫–૩૯–૪૪.

સર૦ સીતા શોધ કરતા કંટાળેલા હનુમાને આવા વિચારથી પુનઃ ઉત્સાહિત થઈને સીતાને શોધ્યા.

अनिर्वेदः श्रियो मूलमनिर्वेदः परं सुखम् ।
अनिर्वेदो हि सततं सर्वार्थेषु प्रवर्तकः ॥

વા. રા. 'સુંદરકાંડ,' ૧૨–૧૦.

આ સાથે મહાભારતકારે સુખ અને દુઃખ અંગેની બે માર્મિક વ્યાખ્યાએ આપી છે, એ વ્યાસના, શ્રીકૃષ્ણના (અને અર્વાચીન મહાપુરુષ ગાંધીજીના) આચારના પ્રકાશમાં અહીં જોવી ખૂબ પ્રસ્તુત છે. 'સંયમી સુખે ઊંઘે છે, સુખપૂર્વક જાગ્રત થાય છે. દુનિયામાં સુખપૂર્વક ફરે છે અને એનું મન પ્રસન્ન રહે છે.'[११] તથા 'જે (બાહ્ય) સ્પર્શજન્ય ભોગો છે, તે જ દુઃખના મૂળ કારણ છે. એ ભોગો આદિ અને અંતવાળા હોવાથી હે કૌંતેય ! સમજુ પુરુષ તેમાં ગચતો નથી.'[१२]



११. सुखं दान्तः प्रस्वपिति सुखं च प्रतिबुध्यते ।
सुखं पर्येति लोकांश्च मनश्चास्य प्रसीदति ॥ १२-१५४-१२.
= कै. १२-२१३-५

१२. (१) ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥ ६-२७-२२.
(ગીતા. ५-२२).

(२) સર૦ નીચે 'સંયમ' (પ્રક૦ ૧૯), શ્લોક ૧૬૮.

१३

# युद्ध-निरर्थकता

१२९. जयो वैरं प्रसृजति दुःखमास्ते पराजितः ।
सुखं प्रशान्तः स्वपिति हित्वा जयपराजयौ ॥[१] ५-७०-५९

१३०. न चापि वैरं वैरेण केशव व्युपशाम्यति ।
हविषाग्निर्यथा कृष्ण भूय एवाभिवर्धते[२] ॥ ५-७०-६३

---

१. =કે. અવદાનશતક.

=કે. ધમ્મ. २०१ जयं वेरं पसवति दुक्खं सेति पराजित्तो ।
*उपसन्तो सुखं सेति हित्वा जयपराजय ॥*

કોશલનરેશ પ્રસેનજિત્ કાશી જીતવા માટે અજાતશત્રુ સાથે યુદ્ધ કરતાં ત્રણ વખત હાર્યો એટલે ખાવુંપીવું છોડીને 'અરે! દુધમલ છોકરાને પણ હું હરાવી ન શક્યો' એમ શોક કરતો પથારીમા પડ્યો રહેવા લાગ્યો. આ વાત ભિક્ષુઓએ ભગવાન બુદ્ધને જણાવતા ભગવાન ઉપરની ગાથા બોલ્યા.

२. (१) જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ४१, નોધ. १ પૃ. ૮૫. ઉપરનો શ્લોક न हिंस्यात्सर्वभूतानि°

(२) સર° न हि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनं ।
अवेरेन च सम्मन्ति एस धम्मो सनन्तनो ॥

ધમ્મ. ५ = જાતક નં. ૩७१ 'દીધિતિ જાતક' ગાથા ६.

અહીંઆ કદી પણ વૈરથી વૈર શમતુ નથી. અવૈરથી (પ્રેમથી) શમે છે: એ સનાતન ધર્મ છે. એ ઉપરાત ધમ્મ.ની ગાથા ૩, ४ (જાતક નં. ૩७१ ગાથા ४, ५).

જય વૈરને ઉત્પન્ન કરે છે, પરાજિત પુરુષને દુઃખ થાય છે. પ્રશાન્ત પુરુષ જય પરાજય છોડી દઈને સુખે સુવે છે.

હે કેશવ! વૈરથી વૈર શમતું જ નથી. હે કૃષ્ણ! એ તો હવિષ હોમવાથી અગ્નિ જેમ વધુ પ્રજ્વલિત થાય છે તેમ (વૈરથી વૈર) વધે છે.

---

(નોંધ ૨ ચાલુ)

બે શોક્યો દ્વેષને કારણે અનેક જન્મો સુધી પરસ્પર બદલો લેતી લેતી બુદ્ધના સમયમાં યક્ષિણિ અને કુલકન્યા થઈને શ્રાવસ્તીમાં જન્મી. કન્યા મોટી થતાં પતિગૃહે ગઈ. પછી ત્યા એને બે બાળક થતા તેમને યક્ષિણી આવીને ખાઈ ગઈ. ત્રીજી વખત પિયરમાં સુવાવડ કરી, બાળક મોટું થતાં સ્ત્રી પતિ સાથે પતિગૃહે જવા નીકળી. માર્ગમા જેતવન મહાવિહારની પાસે બેસીને એ બાળકને ધવડાવતી હતી ત્યાં યક્ષિણીને આવતી દેખીને, ડરની મારી તે સ્ત્રી ભગવાનની પાસે દોડી ગઈ. અને અને તેમના ચરણકમળમા પુત્રને રાખીને બોલી, 'ભગવાન! આને જીવનદાન આપજો.' યક્ષિણીને સુમન દેવતાએ જેતવનના દ્વાર ઉપર રોકી રાખી હતી. ભગવાને આનંદને મોકલી તેને બોલાવી મંગાવી કહ્યુ, 'તુ આમ કેમ કરે છે? જો તું મારી સન્મુખ ન આવી હોત તો તમારી શત્રુવટ કલ્પો સુધી ચાલુ રહેત. વૈરને બદલે વૈર શા માટે રાખે છે? વૈર તો અવૈરથી શાન્ત થાય છે, નહિ કે વૈરથી.' એમ કહીને ઉપરની ગાથા કહી. ગાથા સમાપ્ત થતા યક્ષિણી સ્રોતાપન્ન—'ધર્મપ્રવાહમાં પડેલી'—થઈ. ભગવાનના કહેવાથી પેલી સ્ત્રી તેને પોતાને ઘેર લઈ ગઈ અને પ્રથમ ખાવા-પીવાનું પ્રદાન કરીને તેનું પૂજન કરવા માંડી. હાલ પણ લોકો કાલી યક્ષિણીને પૂજે જ છે.

(અટ્ઠકથાકારે આમાં ધર્મકથા, લોકકથા, તથા દેવીપૂજાનો મેળ બેસાડી દીધેલો દેખાય છે).

(૩) સર° શાંતિ. અ. ૧૩૭. 'બ્રહ્મદત્તપૂજનીસંવાદ'માં પૂજની—ચકલીની વૈર શમે જ નહિ, એવી દલીલો. (આ અધ્યાય સાથે 'હરિવંશ' ૧-૨૦-૮૦ અને જાતક નં. ૩૪૩ 'કુન્તની-જાતક' સરખાવો).

દૂતકાર્ય કરી સંજય પાછો ગયો તે પછી યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને પાંડવોની રક્ષા કરવાની વિનંતી કરતા સલાહ માગી, પોતાનું હૃદય ઠાલવ્યું.[૩] એમા અજાતશત્રુ ક્ષમાશીલ રાજાએ તટસ્થતાથી પોતાની વર્તણૂંકની અને ધૃતરાષ્ટ્ર સહિત કૌરવોની લોભી વર્તણૂંકની સમીક્ષા

(નોધ ૨ ચાલુ)

(૪) સર૰ "સત્યાગ્રહના મૂળ તત્ત્વો સ્વીકારો એટલે જે કહ્યા એ પરિણામો તેમાં રહેલા જ છે એમ જોઈ શકાશે. એનો અમલ કરવો એ મુશ્કેલ અથવા અશક્ય છે એમ દલીલ કરીને આવી અમૂલ્ય વસ્તુને ઉડાવી ન શકાય. શસ્ત્રબળના બીજા અખતરાઓ તો હજારો વર્ષથી થતા જ આવ્યા છે. તેનાં કડવા પરિણામો આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. ભવિષ્યમા તેમાથી મીઠા પરિણામો ઉપજવાની આશા થોડી જ બાધી શકાય. અંધારામાથી જો અજવાળું ઉત્પન્ન કરી શકાતું હોય તો વૈરભાવમાથી પ્રેમભાવ પ્રકટાવી શકાય." (ગાધીજી, 'દ. આ. ના સ.નો ઇતિહાસ' પ્ર. ખંડ (પ્ર. આ.) પૃ. ૨૫૬; 'અહિંસાનો પહેલો પ્રયોગ' (પ્ર. આ. પૃ. ૮૪).

(૫) સર૰ પડોશીઓ ઉપર પ્રીતિ કરવાના અને વૈરી ઉપર દ્વેષ કરવાના પુરાણા ઉપદેશના સ્થાને વૈરીઓ ઉપર પણ પ્રેમ અને દ્વેષીલાઓનુ ભલુ કરવાનુ ઉદ્બોધતો ઈસુ ખ્રિસ્તનો ઉપદેશ. 'માથ્થી' ૫-૩૮ થી ૪૮; 'લુક' ૬-૨૭ થી ૩૮ વળી સર૰ 'ત્યાર પછી પીતર તેની પાસે આવીને કહ્યુ કે, 'ઓ પ્રભુ, મારો ભાઈ મારી વિરુદ્ધ કેટલી વાર અપરાધ કરે, ને હું તેને માફ કરું ? શું સાત વાર સુધી ?' ઈસુએ તેને કહ્યુ, કે 'સાત વાર સુધીનુ હું તને નથી કહેતો, પણ સિત્તેરગણી સાત વાર સુધી.' (અર્થાત ૭૦×૭=૪૯૦ વાર અર્થાત સદાય ક્ષમા જ કરવી) 'માથ્થી.' ૧૮-૨૧, ૨૨.

૩. ૫-૭૦-૧ થી ૩૯, યુધિષ્ઠિરપ્રવચન સાથે સર૰ સામાન્યત ક્રોધી અને યુદ્ધના હિમાયતી ભીમસેને પણ ભરતોના નાશ કરતા દુર્યોધનના હાથ નીચે જો શાતિથી રહી શકાતું હોય તો પોતે નમ્રતાપૂર્વક તેને અનુસરશે એમ શ્રીકૃષ્ણને કહ્યુ હતું (ઉદ્યોગ. અ. ૭૨) અર્જુને પણ શ્રીકૃષ્ણને બને ત્યા સુધી સલાહસંપ કરાવવા કહ્યુ હતું (ઉદ્યોગ અ. ૭૬).

કરી, ફક્ત પાંચ ગામ પ્રણિપાતપૂર્વક તથા શાંતિથી લઈને આજીવિકા ચલાવવાની ઇચ્છા વ્યક્ત કરી,[૪] (૧) ધનલોભથી અધર્મ અને છેવટે દારિદ્ય, (૨) સામાન્યતઃ દારિદ્ય તથા દોષકૃત દારિદ્રમાંથી ઉપજતા દોષો, મોહ અને અધઃપાત અને (૩) એ દોષોમાંથી પ્રસ્તાવરૂપે થતી ડીમૂલક ઉત્થાનપ્રક્રિયા કહી. વળી આગળ ચાલતાં જણાવ્યું, 'ન્યાયી લક્ષ્મી કોઈ પણ સંયોગોમાં છોડવી ન જ જોઈએ. એ મેળવવા (૧) સુલેહશાંતિથી કૌરવો પાસેથી પાંચ ગામ મેળવવાં કે (૨) રૌદ્રકર્મથી એમનો વધ કરવો—એ બે માર્ગ રહ્યા. પણ અનાર્ય, શત્રુ અને સંબંધ વગરનાઓનો ય વધ ન કરવો જોઈએ તો પછી આર્ય, અશત્રુ અને સંબંધીઓનો વધ કેમ થાય? છતાં ય વિરોધી ક્ષત્રિયોના વધ કરવાથી જીવવાનો સ્વધર્મ કે જે અધર્મ હોય તો પણ કેવો વિચિત્ર છે![૫] ક્ષત્રિય ક્ષત્રિયને, માછલું માછલાને અને કૂતરું કૂતરાંને મારીને જીવે છે એ પરંપરાગત ધર્મ તો જુઓ![૬] વળી યુદ્ધમાં તો કાયમ કલિ (કુસંપ, અનીતિ) જ હોય છે. લડાઈમાં જિંદગીની હાનિ થાય છે. નીતિમાત્રમાં બળ રહેલું છે (કારણ તેનાથી) શાન્તિ થાય છે, જ્યારે હઠ (પરાણે લાદેલા યુદ્ધમાં) જય અને પરાજય રહેલાં છે.[૭] (એમાં ન્યાયી જ જીતે એવું નક્કી નથી). લડાઈમાં કંઈ જય પરાજય પોતાની ઇચ્છાનુરૂપ નથી મળતાં, એમાં કોઈ વખત શૂરવીરોને કાયરો મારી જાય છે, યશસ્વીઓને અયશસ્વીઓ હરાવી

૪. જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૩૯નું ઉદ્ઘાટન, પૃ. ૭૯.

૫. ૫-૭૦-૪૪, ૪૫.

૬. તત્કાલીન ક્ષાત્ર આજીવિકા, કે જે મૂળ સમાજના રક્ષણના હેતુથી ઘડાઈ હતી એટલે કે જે ધર્મ હતો, તેમાં રહેલી નિર્દયતાનું વર્ણન ૫-૭૦-૪૬ થી.

૭. युद्धे कृष्ण कलिर्नित्यं प्राणाः सीदन्ति संयुगे ।
बलं तु नीतिमात्राय हठे जयपराजयौ ॥ ५-७०-५८.

જાય છે. યુદ્ધ સર્વથા પાપરૂપ છે, એમાં કયો હણનારો પોતે હણાતો નથી? એમા માર્યા ગયેલાને જય-પરાજય સરખા છે, પરાજય પામ્યા પછી જીવતા રહેવુ એ તો મરણથી યે ભુંડું છે, તો જે વિજયી થાય છે તેનો પણ પરાજય જ (થયો છે) એ નક્કી છે (એમ માનવુ). વળી એમાથી વૈર—પ્રતિવૈરનુ વિષચક્ર ચાલ્યા જ કરે છે. શત્રુનો સમૂળ ઉચ્છેદ કરવાથી એ વિષચક્રનો અન્ત આવી શકે, પણ એવો મૂલઘાત નૃશંસતર કાર્ય છે. અમો (ન્યાયપ્રાપ્ત) રાજ્ય છોડીએ તો, એ તો મરણ જેવુ જ ગણાય. આમ અમે રાજ્ય છોડવા માગતા નથી તેમ કુલક્ષય પણ ઇચ્છતા નથી. માટે સુલેહશાંતિ થાય તો સારુ. શાંતિના ઉપાયો તૂટી પડતા દારુણ યુદ્ધ ચાલુ થાય છે. એમ થાય તો અમારે (પણ યુદ્ધમા) પરાક્રમ કરવુ પડશે.

(જનાય યુદ્ધ કેવુ ઘૃણાપાત્ર છે!) પંડિતો યુદ્ધને નેસડામાંની કૂતરાની લડાઈની ઉપમા આપે છે (ધ્વજ ફરકાવવી તે) પૂંછડી હલાવવી, (ઈર્ષ્યાપૂર્વક ઝેરી નજરે જોવુ તે) દાંતિયા કરવા, (પર-નિંદા અને આત્મશ્લાઘા તે) ઘુરકાટ-પ્રતિરાવ, (વ્યૂહરચના કરવી તે) વિવર્તન, અને (સિંહનાદ કરવો તે) દાંત દેખાડીને ભસવુ, એવા (શ્વાનયુદ્ધના) લક્ષણો સાથે (માનવ) યુદ્ધ ચાલુ થાય છે! એ યુદ્ધમા જેમ બળવાન કૂતરો નબળાનુ માસ ખાય છે, એ જ પ્રમાણે મનુષ્યોના યુદ્ધમા બળવાન નબળાનુ આમિષ—ધન ખાઈ જાય છે,[૯] એમા જગય

૯. लाङगूलचालन क्ष्वेड प्रतिरावो विवर्तनम् ।
दन्तदर्शनमारावस्ततो युद्ध प्रवर्तते ॥ ५-७०-७१
तत्र यो बलवान्कृष्ण जित्वा सोऽत्ति तदामिषम् ।
एवमेव मनुष्येषु विशेषो नास्ति कश्चन ॥ ५-७०-७२.

સર૦ ભૂમિપરાયણ રાજાઓ, માસના કકડાને માટે કૂતરાઓ જેમ ખેંચા ખેંચ કરે છે, એમ અન્યોન્ય ખેંચાખેંચ કરે છે એવી ઉપમા (૯-૧૦-૭૧).

ફરક પડતો નથી. માટે હે કૃષ્ણ! અમને એવી સલાહ આપો કે અમે અર્થ અને કામથી ભ્રષ્ટ થઈએ નહિ, યુદ્ધથી કુલક્ષય થાય નહિ, 'નમનાર દુર્બલ છે' એવો દોષ નમવા છતાં અમારા ઉપર આવે નહિ અને રાજ્યપ્રાપ્તિ થાય.[9] તમે અમને પ્રિય છો, અમારું પ્રિય કરનારા છો, સર્વકર્મોની ગતિના જ્ઞાતા છો. તમારા જેવો સર્વનિશ્ચયને જાણનારો અમારો બીજો કોણ સુહૃદ છે?'[10] આ વક્તવ્ય સાંભળી શ્રીકૃષ્ણે સમાધાનની વાટાઘાટ કરવા જવાનો વિચાર જણાવતાં ધર્મરાજે એમને વિનંતી કરી, 'ત્યાં જઈને હે વિષ્વક્સેન! એવું કહેજો કે જેથી અમે સર્વ સંવાદસંપથી નિર્મળ મનવાળા થઈને આનંદથી સાથે વસીએ એવું થાય છ'[11]

આમ યુદ્ધ થયા પહેલાં, યુદ્ધ, કલહ, અને વિગ્રહથી ઉપસ્થિત થતી આપત્તિઓનો અને યુદ્ધમાં સમાયેલી નિંદ્ય હિંસા આદિનો કુશાગ્ર બુદ્ધિ, કલ્પના, નાના નાના યુદ્ધોનો અનુભવ, સ્વભાવજન્ય ક્ષમાશીલતા અને પૂર્વના તથા સમકાલીન અહિંસાવાદી આચાર્યો—

(નોંધ ૮ ચાલુ)

યુદ્ધવર્ણન શરૂ કરતાં અગાઉ ભુવનકોશ વર્ણવતાં સંજયે આગળ ચાલતાં ભૂમિને માટે યુદ્ધ ન કરવામાં આવે તો તે કેવું ફળ આપે છે તે કહ્યું

"હે મહારાજ! (ધૃતરાષ્ટ્રને અનુલક્ષીને વાત છે) હે નરપુંગવ! જો આ દોષરહિત ભૂમિની સમ્યગ્ સાચવણી થાય તો એ (પ્રાણીમાત્રને) પિતા, માતા, પુત્ર, અને આકાશ તથા સ્વર્ગરૂપ જ થઈ પડે'

पिता माता च पुत्रश्च ख यौश्च नरपुंगव ।
भूमिर्भवति भूतानां सम्यगच्छिद्रदर्शिनी ॥ ६-१०-७४.

૯. ૫-૭૦-૭૩ થી

૧૦. ૫-૭૦-૭૮

૧૧. ૫-૭૦-૮૯ થી

પંડિતોના મતો વગેરેથી વિચાર કરીને, મનુષ્યને આજીવિકાનું ન્યાયપ્રાપ્ત સાધન જોઈએ, સાધન કોઈ પડાવી લે તો તેનો વિરોધ કરવો, છતાં તડજોડ કરીને દારિદ્રના દોષોમાં ફસાવાય નહિ તેટલું ઓછામાં ઓછું હિંસા વિના પાછું મળતું હોય તો તે સ્વીકારી લેવા તૈયાર રહીને, ક્ષમાશીલ રહીને, પણ દુર્બળતાની ઉપાસના ન કરીને, અને સ્વયં ભગવાનને સલાહકાર ગણીને, આ વિશિષ્ટ કોયડાનો ઉકેલ કરવાનો ભાર ધર્મરાજે ભગવાન ઉપર નાખ્યો [૧૨]

૧૨૧. अनर्थो ह्यर्थसंकाशस्तथार्थोऽनर्थदर्शनः ।
जयोऽयमजयाकारो जयस्तस्मात्पराजयः ॥[१] १०-१०-१२

---

૧૨. (૧) દરેક દાખલામાં ભગવાન (અર્થાત્ પોતાનું સ્થિતપ્રજ્ઞ અંતઃકરણ, કે જેનું અંતઃકરણ સ્થિતપ્રજ્ઞ થયું હોય તેવી વ્યક્તિ) સલાહકાર રહે એવું કવિનું સૂચન છે

(૨) કવિએ કરેલો અનાસક્ત રહીને યુદ્ધ કરવાનો ઉકેલ તત્કાલીન જ્ઞાનવિકાસ અનુસાર બરાબર હતો પણ સાથે જ એ જ્ઞાનવિકાસની મર્યાદા એટલી જ હતી એ સમજીને એનું મૂલ્યાંકન થવું જરૂરી છે અહિંસક અનાસક્ત યુદ્ધની કલ્પના ગાંધીજીએ આ વિચારસરણીને આગળ લંબાવીને વિકસાવી છે

૧. સર° (૧) ધર્મરાજના ૧૦-૧૦-૯ થી ૧૩ સુધીના આ શ્લોકને મળતાં વિલાપવચનો 'અરેરે દિવ્યદૃષ્ટિવાળાઓ પણ લાભ કર્યા છે તે જોઈ શકતા નથી જુઓ પરાજય પામેલા શત્રુઓ જીત્યા છે અને જય પામેલા અમે જિતાયા છીએ. ભાઈઓ, વયસ્યો, પિતાઓ, પુત્રો, સુહૃદ્ગણો, બંધુઓ, અમાત્યો અને પૌત્રોનો સંહાર કરી સર્વને જીત્યા પછી અમે પરાજિત થયા છીએ જે દુર્મતિ જીત્યા પછી પણ આપત્તિમાં પડવાની જેમ ત્રાસ થાય છે તે પોતાને કેવી રીતે જીતેલો માને? મરણ એ તો (પોતાને) જાણે કે શત્રુઓથી જિતાયેલો માને છે ઇ'

(૨) સર° ગાંધીજીએ "સ્વાતંત્ર્ય" (Independence) શીર્ષક નીચે લખેલા (*Harijan 5-5-46*) લેખમાં 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય એટલે રામરાજ્ય

१२ सौभद्र द्रौपदेयांश्च घातयित्वा प्रियान्सुतान् ।
जयोऽयमजयाकारो भगवन्प्रतिभाति मे ॥ १२-१ १५

(કોઈ વાર) હાનિ-અનર્થ લાભ જેવી હોય છે અને

(નોધ ૧ ચાલુ)

અર્થાત પૃથ્વી ઉપર પરમેશ્વરનુ રાજ્ય અર્થાત (૧) 'રાજકીય' એટલે કોઈ પણ રૂપની બ્રિટિશ સેનાની ગેરહાજરી (૨) "આર્થિક' એટલે કોઈ પણ રૂપની બ્રિટિશ કે હિંદી મૂડીની પકડમાથી મુક્તિ બીજા શબ્દોમા ગરીબમા ગરીબ પણ પોતે પૈસાદારમા પૈસાદાર સમાન છે એવો પોતાને માની શકે, અને (૩) 'નૈતિક' એટલે તમામ જાતના સ રક્ષણ દળોથી મુક્તિ,' જણાવી આગળ ચાલતા 'મારી નામરાજ્યની કલ્પના બ્રિટિશ સેનાને બદલે રાષ્ટ્રિય સેના કબ્જો લે એ વિચારને રદ બાતલ ગણે છે જે દેશ ભલે પછી એના રાષ્ટ્રિય દળોની મદદથી શાસન કરતો હોય તે કદીયે નૈતિક રીતે સ્વત ન્ન હોઈ ન શકે, અને તેથી એનો સર્વથી નબળો કહેવાતો પ્રજાજન કદીએ તેની સર્વોચ્ચ નૈતિક ઊંચાઈએ પહોચી જ ન શકે

'જો કે મિ ચર્ચિલે બ્રિટિશો માટે લડાઈ જીતી એમ કહેવાય છે, પણ એમણે એમના એબર્ડીનના ભાષણમા એક ઉદ્દામવાદી અહિંસક સુધારકના દૃષ્ટિબિંદુથી શાણા શબ્દો ઉચ્ચાર્યા છે ( Uttered words of wisdom from the standpoint of a radical non violent reformer) કોઈ પણ સૈન્ન્ન લડવૈયો જાણતો હોય છે એમ, એ જાણે છે કે બે (વિશ્વ) યુદ્ધોએ આપણી પેઢી માટે શુ શોધન માઢયુ છે ' પછી મિ ચર્ચિલના ભાષણમા માનવચિત્તમા રહેલી વૈરવૃત્તિ માટે કાઢેલા ભગ્નાશાના (pessimistic) સૂર સામે ચેતવવા એ નિરાશ-અનાસક્ત, આશાવાદી મહાત્માએ લખ્યુ છે 'હું પ્રજાને એમના ભાષણ પાછળ રહેલા ભગ્નાશાના સૂર સામે ચેતવુ છુ સફેદ પૂણી જેવો થઈ જાય ત્યા સુધી માણસે સહન કરેલો રક્તપાત તો એને એટલુ શીખવાડી શકે કે આપણે બીજા માણસોનુ લોહી લઈએ તેને બદલે આપણે ઝટથી લોહી આપીએ એ (લોહી લેવાના) હલકટપણ કરતા કેટલુ બધુ ઉમદા કાર્ય છે, તો (આ રક્તપાત) નિષ્ફળ ગયેલો ગણાશે નહિ '

લાભ હાનિ જેવો હોય છે. (એ મુજબ) આ વિજય પરાજય જેવો છે અને તેમનો (કૌરવોનો) પરાજય વિજય જેવો છે.

હે ભગવાન્[1] સુભદ્રાપુત્ર (અભિમન્યુ) અને દ્રૌપદીના પ્રિય પુત્રોને (યુદ્ધમાં અમારા રાજ્યલોભથી) મરાવી નાખીને મેળવેલો આ વિજય મને પરાજય જેવો લાગે છે

---

(નોંધ ૧ ચાલુ)

લેખના અંતે (એ સમયે કેબીનેટ મિશન ભારતમાં હતું) જો કેબીનેટ મિશન દ્વારા આઝાદી મળે તો, આઝાદ થયા પછી, ભારત પોતાની અહિંસક (રાજ)નીતિને વધુ સૂક્ષ્મ બનાવી, મહામહે મેળવેલી પોતાની સ્વતંત્રતાનો ઉપયોગ, કહેવાતા વિજય છતાં એના જ, ભારથી ચગદાઈ મરતા જગતને એ ભારમાંથી છોડાવીને, વિશ્વનું પ્રથમ (નંબરનું) રાષ્ટ્ર બનવાનો પ્રયત્ન કરે એવી આશા વ્યક્ત કરી છે (લેખ લખ્યા તા ૨૯-૪-૪૬ 'હરિજન'માં છપાયો તા ૫-૫ ૪૬)

આ લેખની પાદનોંધમાં મિ ચર્ચિલનું તા ૨૯-૪-૪૬ના 'સ્ટેટ્સમેન' (Statesman)માં છપાયેલું એબર્ડીન (Aberdeen)નું ભાષણ આપ્યું છે ભાષણમાં બે વિશ્વયુદ્ધોએ મનુષ્યહૃદયમાંથી સદ્ભાવ (Grace) અને સંસ્કૃતિ (Culture)નું નખ્ખોદ મચાવ્યાનું, સવાલસ પથી રહેવાની સામાજિક વૃત્તિનો નાશ કર્યાનું, સાયન્સે મૃત્યુમુખી વિમર્દના ભીષણ ક્રાંતિલથી ઘસડાઈને મનુષ્યના હાથમાં મૂકેલા વિનાશકારી સાધના—કે જે સાધનો એની સમજશક્તિ અને સદ્ગુણોનો વિકાસ થશે તે કરતાં અનેક ઘણાં વધુ બળવાન છે—તેનું, જે જગતમાં વધુ પેટનું ઉત્પાદન અંકોયડો હતું ત્યાં અનેક મુલકો અને દેશો દુષ્કાળની ભૈરવ પકડ નીચે આવી રહ્યા છે તેનું આ સંકટોથી મનુષ્યની માનસિક શક્તિઓના વધેલા કચ્ચરઘાણનું, તમામ (સારાં) પ્રેરક બળોના તાત્કાલિક નિકાલનું, અને નવા આચારો અને કાયદાને અસલના જ ગતીઓને અનુરૂપ જન્મ્યા સિવાય સહન કરી ગઢવાની આવેલી અગમ્યતાનું કરુણ બયાન છે અને ઘણાએ દેશોમાં મચવાતા પાશ્વિક કલહો, અથવા એક-

અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્માએ, વિજેતા પાંડવોની છાવણી-માં વિજયને લીધે નિરાંતે ઊંઘતા દ્રૌપદીના પુત્રો અને ધૃષ્ટદ્યુમ્ન સમેત સર્વ પાંડવ યોદ્ધાઓનો સંહાર કરી નાંખ્યો. અને એકમાત્ર ધૃષ્ટદ્યુમ્નનો સારથિ એમાંથી બચી શકયો હતો. એણે એ સમાચાર મંગળને માટે શિબિરની બહાર વસેલા યુધિષ્ઠિરને પહોંચાડ્યા.[2] પછી યુધિષ્ઠિરે

---

(નોંધ ૧ ચાલુ)

બીજાની વિચારસરણી સામે યાંત્રિક રીતે તૈયાર થયેલા અને હાડે ઝનૂની માણસો ધ્રૂકે છે તેથી, તથા સામાન્ય માણસો બીજા પ્રત્યે જ્યારે માયા, નીડરતા અને સેવાભાવ દર્શાવે છે છતાં તેમને સેના, પક્ષબંધીઓ અને સિદ્ધાંતોથી નિરંકુશ અને દયાહીનપણે જાણે તેઓ શહેનશાહો અને મહારાજાઓના યુગમાં છવતા હોય એવી રીતે હાંકવામાં આવે છે તેનું નિરાશાજનક ચિત્ર દોરી, આહ રજૂ કરી છે કે 'હાલના જેટલી શ્વાસ લેવાની જગ્યાની જરૂર કયારેક નહોતી પડી, (યુદ્ધની ભયાનક માહનીમાંથી) સુખપૂર્વક સાજા થવાની, ઈશ્વર (દૈવી વૃત્તિઓ ?) અને મનુષ્ય વચ્ચેની સુલેહની'—(There never was a time when breathing space was more needed, a blessed convalescence, a truce of God and man.)

*Vide Non-violence in Peace & War*, Vol. II P. 88 to 90.

૨. દીર્ઘદર્શી રાજનીતિજ્ઞ શ્રીકૃષ્ણને અશ્વત્થામા (અથવા કૌરવ તરફી બાકી રહી ગયેલા પૈકી કોઈ) તરફથી કદાચ રાત્રિહુમલો થાય એવો ખ્યાલ આવવાથી, તથા સંકટ આવ્યું ન હોય ત્યારે બીજાઓ ફીકરમાં મુકાય નહિ એ હેતુથી પોતાનો વિચાર દર્શાવ્યા સિવાય પાંડવોને માંગલિક કૃત્યો કરવા માટે શિબિરની બહાર વસવા સલાહ આપી; અને બહાર ગયા પછી સૌમ્ય નીતિશાસ્ત્ર પ્રમાણે વૃદ્ધ ધૃતરાષ્ટ્ર-ગાંધારીને આશ્વાસન આપવા હસ્તિનાપુર ગયા હતા (૯-૬૧-૩૫ થી ૪૦). શ્રીકૃષ્ણને અશ્વત્થામાના રાત્રિહુમલાની શંકા હતી તે એમણે ધૃતરાષ્ટ્ર-ગાંધારી આગળ હસ્તિનાપુરમાં વ્યક્ત કરી છે. (૯-૬૨-૬૬ થી ૭૦).

શોકાતુર થઈને ખૂબ વિલાપ કર્યો[૩] તેમાંથી ઉપરનાં સુભાષિતો પૈકી પહેલું (૧૦-૧૦-૧૨) લીધું છે. બીજું સુભાષિત (૧૨-૧-૫૫) મૃત્યુ પામેલાં સંબંધીજનોની ઉત્તરક્રિયા માટે હસ્તિનાપુરની બહાર ગંગાકિનારે સપરિવાર રહેલા યુધિષ્ઠિરને, મળવા આવેલા દ્વૈપાયન, નારદ વગેરે ઋષિઓએ કુશલપ્રશ્ન પૂછ્યાં, યુધિષ્ઠિરે પોતાના (રાજ્ય)

૩. યુધિષ્ઠિરવિલાપમા વ્યાસે, એમની શૈલી પ્રમાણે વિવિધ શ્લેષ કરીને, ઊંઘમા માર્યા ગયેલા યોદ્ધાઓનો એમના પ્રમાદ માટે શોક કરતાં, એ યુદ્ધપ્રમાદની સાથે જીવનસંગ્રામમા લગભગ છેલ્લી ઘડી સુધી કામ, ક્રોધ, તૃષ્ણા સાથે અડગ યુદ્ધ કરી વિજેતા બન્યા પછી, પ્રમાદ કરનાર, યશસ્વી પણ પ્રમાદથી અયશસ્વી બની બેસનારાઓનો અને દેશવિદેશોમા ધન પેદા કરી ઠેઠ સુધી અપ્રમત્તપણે પાછા આવતા આખરે પ્રમાદી બની બેસનારાઓનો પણ ઉપમાદ્વારા શોક કર્યો છે. (૧૦-૧૦-૧૬ થી ૨૩)

સર° न हि प्रमादात्परमोऽस्तिकश्चि-
द्वधो नराणामिह जीवलोके ।
प्रमत्तमर्था हि नर समन्ता-
त्त्यजन्त्यनर्थाश्च समाविशन्ति ॥ १०-१०-१९.

પ્રમાદ જેવો આ જીવલોકમા મનુષ્યોનો કોઈ વધ છે જ નહિ. પ્રમાદીનો અર્થો સર્વ તરફથી ત્યાગ કરે છે અને એને અનર્થો સર્વ તરફથી આવી મળે છે.

इन्द्रोपमान्पार्थिवपुत्रपौत्रा-
न्पश्याविशेषेण हतान्प्रमादात् ।
तीर्त्वा समुद्रं वणिजः समृद्धाः
सन्नाः कुनद्यामिव हेलमानाः ॥ १०-१०-२३.

(વિદેશમાથી) સમૃદ્ધ થઈ સમુદ્ર તરીને પાછા આવતા વ્યાપારીઓ (પ્રમાદથી) અવગણના કરીને જેમ નાની નદીમા ડૂબી જાય, એમ આ ઇન્દ્ર જેવા પરાક્રમી રાજપુત્રો અને રાજપૌત્રો ખાસ કરીને પ્રમાદથી માર્યા ગયા છે.

લોભથી થયેલા મહાસંહારનું દુઃખ વર્ણવતા વિજયને પરાજય સમાન લેખતા બોલેલા વચનો પૈકીનું છે[૪]

વિષ્ટિ માટે પ્રયાણ કરતા પહેલા ધર્મરાજે શ્રીકૃષ્ણને યુદ્ધના શા પરિણામો આવે એ જણાવી યુદ્ધનિંદા કરેલી તે બરાબર સાચી પડી[૫] એમણે વર્ણવ્યા કરતાએ વિશેષ પ્રમાણમાં અધર્મ, દુઃખ, આંસુ અને ક્રંદનનો એમણે અનુભવ કર્યો અંધકારમય ભાવિ નિહાળ્યું પ્રમાણ તે કેવો[?] પાંચે પાંડવોનો એકે દીકરો બચ્યો નહિ પૌત્ર પણ નહિ (પરિક્ષિતનો જન્મ નહોતો થયો) પાંચ પતિથી થયેલા પાંચ પુત્રોમાંથી દ્રૌપદીનો એકે પુત્ર ન બચ્યો[૬] તેના પતિ સિવાયના બધા સગાવહાલા

---

૪ इद तु मे महद्दुःख वर्तते हृदि नित्यदा ।

कृत्वा ज्ञातिक्षयमिम महान्त लोभकारितम् ॥ १२–१–१४

ધર્મરાજને દુઃખ મહાસંહારનું નહોતું પણ પોતાના લોભને લીધે મહાસંહાર થયો તેનું હતું ગીતાગાયકે પ્રબોધેલ, ન્યાયી રીતે માત્ર ભાગ માટે અનાસક્તિપૂર્વક નિમિત્તમાત્ર થઈને તેઓ યુદ્ધ નહોતા લડયા પણ ન્યાય ઉપરાંત ચિત્તમાં વસેલો ભોગ ભોગવવાનો સમ્રાટ થવાનો મૂર્ધાભિષિક્ત શત્રુઓના મસ્તક ચરણ નીચે ચાંપવાનો લોભ પણ અમુક અંશે કારણભૂત હતો એ લોભની વાસના ફળીભૂત થઈ, પણ જાણે કે કુળનો અને ક્ષત્રિયોનો સમૂલોચ્છેદ થયો હોય એવા સંહાર પછી એ લોહીઆળ વિજય પછી મેળવેલી કુરુસામ્રાજ્યની લક્ષ્મી કોના માટે મેળવી એવો પ્રશ્ન તદ્દન નિર્લોભ થવા મથતા લોભી ધર્મરાજના—ખરેખર તો એક ઊર્ધ્વમુખી થવા ઇચ્છતા માનવના કૂણા હૃદય આગળ આવીને ખડો થયો

૫. જુઓ ઉપર શ્લોક ૧૨૯, ૧૩૦, પૃ ૪૦૫ થી

૬. દ્રૌપદીને પાંચ પતિની પ્રથા, હિમાલયની કેટલીક જાતિઓમાં પ્રચલિત બહુપતિત્વની પ્રથાનું ચિહ્ન છે તદુપરાંત એ સામાજિક માળખાનો મ૦ ભા૦ કથામાં શ્લેષ કરવા ઉપયોગ થયો હોય એમ લાગે છે પણ વધુ તો કંઈક, પંચેન્દ્રિયોથી વિષયો ભોગવતી ચિત્તની ધર્મનો આશ્રય કરતી ગર્વિષ્ઠ વૃત્તિના રૂપક જેવી લાગે છે એના પાંચે પુત્રો અર્થાત્ વિષયો નાશ પામ્યા એવું બેસાડી શકાય ?

યુદ્ધની આગમા હોમાયા. ગાધારીને સો પુત્રો હતા છતા જાણે પેટ જ માડ્યુ નહોતુ એ દશા આવી. જીતનાર અને હારનાર બને સરખાં! કુન્તી તો આ બેની જેમ પુત્રમૃત્યુનો પ્રકટ શોક પણ નહોતી કરી શકતી. ગૂઢોત્પન્ન કર્ણની ઉદકદાનક્રિયા કરવા યુધિષ્ઠિરને કહેતા જાણે એ શરમથી ભોયમા ભંડાતી જતી હતી. ' સહોદર ભાઈએ (અર્જુને) ભાઈનો ઘાત કર્યો છે ' જાણતા યુધિષ્ઠિર રૂના ઢગલામા આગ ચંપાઈ હોય એવા દુ:ખી થઈ ગયા અને દ્રોપદીના તીક્ષ્ણ ઉપાલંભોએ[૭] એ

૭. દ્રૌપદીના ઉપાલભ "હે રાજ ' ક્ષાત્રધર્મ પ્રમાણે પોતાના પુત્રો યમને અર્પણ કરી તમે સપૂર્ણ પૃથ્વી પ્રાપ્ત કરી તે હવે આનદથી ભોગવજો! હે પાર્થ ' તમે કુશળ રહ્યા છો, અને આખી પૃથ્વીનુ રાજ્ય મેળવીને આનદ કરો છો, એટલે મત્તમાતઙ્ગગામી સૌભદ્ર અભિમન્યુને સભારતા યે નથી? ઉપપ્લવ્યમા મારી સાથે રહીને, શૂરવીર પુત્રોને ક્ષાત્રધર્મ પ્રમાણે હણાયેલા સાભળીને તમે તેમનુ સ્મરણ નથી કરતા એ બહુ રૂડુ છે ' પાપકર્મ કરનાર દ્રૌણિ અશ્વત્થામાએ ઊંઘતા સૈન્યને કાપી નાખ્યુ એમ સાભળીને હુ તો દિલમા આગ ચાપ્યાની જેમ શોકથી બળી જાઉ છુ ઇ ' ૧૦-૧૧-૧૦ થી ૧૩ આ આ શોકકર્ષિત રાણીને આશ્વાસન આપતા પોતાનુ અકથ્ય દુ ખ દબાવતા ધર્મરાજે શુ નહિ અનુભવ્યુ હોય? (૧૦-૧૧-૧૮, ૧૯ )

પુત્રો અને ભાઈભાડુઓની સપૂર્ણ કતલ પછી શોક કરતી દ્રૌપદીને ચીતરી કવિએ સ્ત્રીસ્વભાવની વિલક્ષણતા બતાવી છે વિષ્ટિ માટે જતા શ્રીકૃષ્ણને ધર્મરાજ, ભીમ અને અર્જુને જ્યારે સુલેહ કરાવવા ભાર દઈને કહ્યુ ત્યારે સહદેવ તથા સાત્યકીએ યુદ્ધ ઉપર જ ભાર મૂકેલો અને કદાચ ધર્મરાજ નહિ લડે તો પોતે એકલાજ લડી લેશે એમ જુસ્સાદાર ભાષામા જણાવેલુ. નકુલે બન્ને તરફી શાણી વાત કહેલી (ઉદ્યોગ અ. ૭૮) એ વખતે દ્રૌપદીએ (ઉદ્યોગ. અ ૭૯) પોતાના ગૌરવ અને કૌરવોએ કરેલા અપમાનની યાદ તાજી કરી કેશવને યુદ્ધ કરી પાપી દુ શાસન અને દુર્યોધનને દડ દેવા જોરદાર વિનતી કરી હતી (જાણે કે યુદ્ધ એટલે સામાન્ય પ્રજાજનને એકતરફી દડવા જેટલુ સહેલુ હોય એ રીતે ') એણે કહ્યુ, હતુ "પૃથ્વી ઉપર મારા જેવી કોઈ સોહાગણ

ઉદાત્ત મહારાજાના દિલમા શી શી વ્યથા પેદા કરી હશે, એને એમણે શી રીતે જીરવી હશે તે તો જે એટલો ઉદાત્ત હોય તે જ કહી શકે

અને રણભૂમિમા ફરતા ગાધારીએ કરેલુ ઘોર દર્શન ? એનુ વૃત્તાત-વર્ણન ? અમર્ષી દુર્યોધન, વિદ્વદ્માન્ય સુન્દર વિકર્ણ, ગર્વિષ્ઠ દુશાસન, શરીર દુર્મુખ, સિંહ જેવો દૃપ્ત અને ઉત્કટ નવયુવાન અભિમન્યુ, દીર્ઘરોષી મહાન્થી કર્ણ, મનસ્વી જયદ્રથ, વાસુદેવની સ્પર્ધા કરતો શલ્ય, પાર્વતીય પ્રદેશનો વૃદ્ધ મહારથી ભગદત્ત, વીરશયનમા સૂતેલા પિતામહ દેવવ્રત ભીષ્મ, ઇન્દ્ર અને પરશુરામ જેવા અસ્ત્રવેત્તા દ્રોણ

(નોધ ૭ ચાલુ)

હશે ? હુ દ્રુપદરાજાની પુત્રી, યજ્ઞવેદીમાથી હુ જન્મી, ધૃષ્ટદ્યુમ્નની બહેન કૃષ્ણ ! તમારી સખી, અજમીઢ કુળના પાડુની પુત્રવધૂ, પાચ ઇન્દ્ર જેવા પાડવોની પટરાણી, પાચ મહારથી પુત્રોની માતા, સગાઈની દૃષ્ટિએ અભિમન્યુની જેમ એ પણ ધર્મ મુજબ તમારા બાપુજ, આવી (ગૌરવશાળી) હુ તેને પાડવોના દેખતા અને કેશવ તમો જીવો છો છતા, પાડવો જેવા (પરાક્રમી) પાચાલો અને વૃષ્ણિઓ પણ જીવતા છે છતા સભામા ઢસડીને મારો ચોટલો ચૂથવામા આવ્યો ! પાપીઓની સભામા દાસી બની અને અક્રોધી રહીને પાડવો જોઈ રહ્યા ! ત્યાર ' હિ મામ્ ગોવિન્દ ! ' એવુ મે તમારુ મનમા ચિંતન કર્યુ હતુ × × × ધર્મ પ્રમાણે હુ ધૃતરાષ્ટ્ર અને ભીષ્મ બન્નેની પુત્રવધૂ છતા મને દાસી બનાવી ! ધિક્કાર છે ભીમસેનના બળને અને ધિક્કાર છે અર્જુનના ધનુર્ધારીપણાને કારણ દુર્યોધન એક મુહૂર્ત પણ જીવવા પામ્યો છે ! × × × ' વળી પોતાનો સુન્દર નીલ કેશપાશ ડાબા હાથમા પકડી કૃષ્ણને બતાવી બોલી 'જ્યારે શત્રુઓ સાથે સધિ કરવા ઇચ્છો ત્યારે દુશાસને ખીચેલા આ ચોટલાને યાદ કરજો ! કૃપણ ભીમ અર્જુન હમણા સધિ ઇચ્છે છે ભલે (એમને સધિ કરવા દો) મારા વૃદ્ધ પિતા તેમના મહારથી પુત્રો અને મારા પાચ મહા પરાક્રમી પુત્રો અભિમન્યુને આગેવાન કરીને લડશે જ્યા સુધી દુશાસનના એ કાળા કર્મ કરનારા હાથને ધૂળમા રગદોળાતો નહિ જોઉં ત્યા સુધી મારા હૃદયને ક્યાથી શાતિ મળશે ? × × ×

અને દ્રુપદ, વિરાટ વગેરે બીજા અનેક રાજા, મહારાજા, મહારથીઓ અને ક્ષત્રિયોના મુડદાને ફોલતા ગીધ, કાગડાઓને ઉરાડવા એમની પત્નીઓ નિષ્ફળ પ્રયત્ન કરતી હતી, અને ખેંચી જતા કૂતરા તથા શિયાળિયાંને હાંકી મૂકવા વ્યર્થ મહેનત કરતી હતી એનું કરુણ વર્ણન વાચનાર—સાભળનારની આખમાથી આસુધારા કઢાવે છે ૮ આ કરુણતાની અવધિ યૂપધ્વજ મહારથી ભૂરિશ્રવાની પત્નીઓ પૈકી એકે અર્જુને કાપી નાખેલા એના હાથને ઉત્સગમા લઈને એ હાથે કરેલી શૃગારલીલાઓ વર્ણવતા કૃષ્ણની સમીપમા અર્જુને કરેલા અધર્મકૃત્યને ધિક્કાર આપતા કરેલા રુદનમા આવે છે ૯

(નોધ ૭ ચાલુ)

(ઉદ્યોગ. અ ૮૦-૨૦ થી ૨૬, ૩૦, ૩૩ થી ૩૯ વ, સર° વસ્ત્રહરણના નિષ્ફળ પ્રયત્ન પછી દ્રૌપદીએ કૌરવસભામા ઉચ્ચારેલા વચન (૨-૬૨-૪ થી ૧૩) અને અરણ્યવાસ દરમિયાન શ્રીકૃષ્ણને કહેલા વચન (૩-૧૩ ૫૨ થી ૧૧૩)

આટલો પાનો ચઢાવતી દ્રૌપદી એ બધુ ભૂલીને શોકથી મૂઢ થઈને ધર્મરાજને ઉપાલભ આપવા માડી તે મનુષ્ય સ્વભાવની વિલક્ષણતા ઉપરાત 'અમે જીતીશુ', એમ ધારીને (મનમા અમે બધા અક્ષય, અક્ષત રહીશુ એવા ભાવ રાખીને યુદ્ધ કરતા જીત્યા પછી એ જીત પરાજય કરતા ખાસ ચઢિયાતી નથી હોતી એવા હૃદયદ્રાવક ઘોર અનુભવનો તાદૃશ્ય ચિતાર રજુ કરે છે (આ પ્રસગમા દ્રૌપદીનો ઓરમાન પુત્ર અભિમન્યુ ઉપરનો સ્નેહ અને અનુભૂત વિશ્વાસ જે રીતે વ્યક્ત થાય છે એ મનનીય છે)

૮. 'સ્ત્રીપર્વ' અ ૧૬ થી

૯ भार्या यूपध्वजस्यैषा करसमितमध्यमा ।
कृत्वोत्सङ्गे भुज भर्तु कृपण पर्यदेवयत् ॥ ११-२४ १६
अय स रशनोत्कर्षी पीनस्तनविमर्दन ।
नाभ्यूरुजघनस्पर्शी नीवीविस्रसन कर ॥ १७

આ રુદનો, વિલાપો, ફિટકારો, અધર્મકૃત્યોના આઘાતો, ભૂત કાળના (નૈસર્ગિક) સુખોના દુઃખદાયક સ્મરણો, એના પ્રત્યાઘાતો, સળગતી ચિંતાઓ, ગવાતા સામગાનો અને નિઃશ્વાસો શાનું ફળ હતું ?[10] ઈર્ષ્યા અને લોભનું યુદ્ધ તો એનું સ્થૂળ સ્વરૂપ હતું. ધૃતરાષ્ટ્રે પાળેલી અને કર્ણ-શકુનિએ પોષેલી ઈર્ષ્યાનું નિવારણ શી રીતે કરવું એ મોટો કોયડો હતો. જુદી જુદી રીતે એનો ઉકેલ કરવા પ્રયત્ન થયો. શ્રીકૃષ્ણ વાસુદેવે અનાસક્ત રહીને યુદ્ધ કરવાનો સાચો સૈદ્ધાંતિક નિર્ણય કર્યો. પણ (હિંસક) યુદ્ધ કદીયે અનાસક્ત રહીને લડાય ખરું ?[11]

---

(નોંધ ૯ ચાલુ)

वासुदेवस्य सांनिध्ये पार्थेनाक्लिष्टकर्मणा ।
युध्यत समरेऽन्येन प्रमत्तस्य निपातित ॥ १८
किं नु वक्ष्यसि संसत्सु कथासु च जनार्दन ।
अर्जुनस्य महत्कर्म स्वयं वा स किरीटवान् ॥ १९
इत्यत्र गर्हयित्वैषा तूष्णीमास्ते वराङ्गना । २० અ૦

'આ યૂપધ્વજ ભૂરીશ્રવાની પાતળી કટીવાળી પત્ની પતિના હાથને ખોળામાં રાખી કરુણ વિલાપ કરે છે, 'આ એ જ હાથ છે જે (મારી) કટીમેખલાને ખેંચતો હતો, પુષ્ટ સ્તનોનું મર્દન કરતો હતો નાભિ ઉરુ જઘનને સ્પર્શ કરીને નીવીબંધને છોડતો હતો. એને તમે જ્યારે બીજા સાથે યુદ્ધ કરવામાં રોકાયેલા અને પ્રમત્ત હતા ત્યારે અક્લિષ્ટકર્મ કરનારા અર્જુને વાસુદેવની સાંનિધ્યમાં કાપી નાખ્યો છે। તો હે જનાર્દન ! સંસદોમાં તમે કે સ્વયં કિરીટી (અર્જુન) અર્જુનના આ મહાન કાર્યની (!) શી રીતે પ્રશંસા કરશો ?' એમ ફિટકાર આપીને એ વરાંગના સ્તબ્ધ થઈને બેસી રહી છે.'

૧૦. સામસૂક્તોનું ગાન મૃત્યુ પામેલાની પાછળ જ થતું. તથા એનો દેવ પિતૃ ગણાય છે તેથી સામધ્વનિને અમાંગલિક માનવામાં આવેલો છે (જુઓ મનુ ૪ ૧૨૪ ઇ) મ૦ ભા૦ યુદ્ધના અંતે કેટલાક મોટા યોદ્ધાઓની પાછળ સામગાન થયેલું (૧૦-૨૧ ૩૯, ૪૦ ઇ)

૧૧. યુધિષ્ઠિર-વિષાદના આવા સુભાષિતો ઉપર જ આ ઉદ્ઘાટન છે

એ શુદ્ધ ધર્મ સાચવી રાખીને જીતી શકાય ખરું? એનાં આનુષંગિક દૂષણો ન હોય એમ બને ખરું? યુધિષ્ઠિર (દૈવીસંપત્તિના પક્ષ) પાસે એમનાં લોભનાં ક્રંદન કરાવી, યુદ્ધ દરમિયાન અનેક પ્રસંગોએ અને છેવટે દુર્યોધન તથા મુત્સદ્દી શ્રીકૃષ્ણનાં વચનોથી કવિએ આ બધાય પ્રશ્નોનો ઉત્તર 'ના'માં આપ્યો છે.૧૨

---

૧૨. (૧) સમગ્ર યુદ્ધ દરમિયાન બન્ને પક્ષે કપટથી અનેક વખત યુદ્ધ કર્યું હતુ તે યુદ્ધવર્ણન કરતા પ્રકરણોમાં છે. એમાના મોટા ભાગના પ્રસંગોનું સંક્ષિપ્ત ક્ષોભક વર્ણન ગદાયુદ્ધના નિયમથી વિરુદ્ધ વર્તી શ્રીકૃષ્ણની શીખામણથી અર્જુને કરેલી સંજ્ઞા સમજી જઈ ભીમસેને દુર્યોધનની સાથળો ભાગી નાખ્યા પછી થયેલા દુર્યોધન-શ્રીકૃષ્ણના સંવાદમા છે. એમા દુર્યોધને કૃષ્ણને, 'કંસના દાસનો પુત્ર' (कंसदासस्य दायाद) ૯-૬૦-૨૭ કહી, પાંડવોના અધર્મયુદ્ધના અને કપટયુદ્ધના દાખલા આપ્યા. શિખંડીને આગળ કરી ભીષ્મને પાડયા, અશ્વત્થામા હાથી મરાવી દ્રોણને નિ:શસ્ત્ર કરી નાખ્યા અને ધૃષ્ટદ્યુમ્ને તેમનો વધ કર્યો, અર્જુનનો નાશ કરવા રાખેલી કર્ણની શક્તિનો ઘટોત્કચ ઉપર ઉપયોગ કરવા ફરજ પાડી (આ અધર્મ નહોતો પણ બુદ્ધિપૂર્વકની યુક્તિ હતી), હાથ કપાયેલો ભૂરિશ્રવા અનશન લઈને બેઠો હતો ત્યારે તેને સાત્યકીએ મારી નાખ્યો, કર્ણના અશ્વસેનથી અધિષ્ઠિત બાણને વ્યર્થ બનાવ્યુ (આ પણ બુદ્ધિની ચાતુરી હતી), રથનું પૈડું ભૂમિમા પેસી જતાં દુ:ખાર્ત્ત અને વ્યગ્ર કર્ણને મારી નાખ્યો, એ બધા દાખલાઓ આપી દુર્યોધને કહ્યું કે 'જો તેં અમારી સાથે ઋજુયુદ્ધ કર્યું હોત તો તારો વિજય થાત જ નહિ. તેં અનાર્યે જ કપટમાર્ગ વડે સ્વધર્મથી યુદ્ધ કરતા અમારો અને બીજાઓનો ઘાત કરાવ્યો છે.' ૯-૬૦-૨૮ થી ૩૮. જવાબમા વાસુદેવે, દુર્યોધનના જન્મારાના અપકૃત્યો વર્ણવ્યા. શકુનિની સલાહ અને લોભથી પાંડવોને સ્વરાજ્ય ન આપ્યુ, ભીમને ઝેર ખવડાવ્યુ, લાક્ષાગૃહમા માતાની સાથે પાંડવોને સળગાવવાનો પ્રયત્ન, રજસ્વલા દ્રૌપદીના દ્યૂત સમયે સભામા (વસ્ત્ર) ખેંચ્યા, દ્યૂતકળાથી અજ્ઞાત ધર્મરાજને દ્યૂતનિષ્ણાત શકુનિ દ્વારા કપટથી જીતી લીધા, વનમાય તૃણબિન્દુના આશ્રમ નજીક જયદ્રથ પાસે દ્રૌપદીને દુ:ખી કરાવી, યુદ્ધમા એકલા બાળક અભિમન્યુને અનેક જણાએ ભેગા થઈ રેંસી નાખ્યો,

તો બીજી બાજુ આ બહારના વિગ્રહ કરતાંય ચિત્તમા સદૈવ ચાલતા દૈવાસુરસંપત્તિઓના વિગ્રહને એનાથી વિશેષ આકરો ગણાવ્યો છે,

---

(નોંધ ૧૨ ચાલુ)

આ અને એવા કારણોથી તેને (દુર્યોધનને) મારી નાખ્યો છે એમ (૯-૬૦-૩૯ થી ૪૬) (આ વ્યાખ્યાનના અનુસંધાનમા ક્ષેપક ૩૬૭ વાંચો) કહીને જણાવ્યુ. 'અમે જે અનીતિ કરી છે એમ તું કહે છે, એ તારા લીધે જ અમારે કરવી પડી છે. તેં બૃહસ્પતિ અને ઉશનસ્‌નો ઉપદેશ સાંભળ્યો નથી, વૃદ્ધોનું સેવન કર્યું નથી, કોઈનું હિતવચન સાંભળ્યુ નથી ફક્ત લોભ, અતિશય બળ અને તૃષ્ણાથી વશીભૂત થઈને અકાર્યો જ કર્યાં છે એનો વિપાક હવે ભોગવ.', જવાબમા દુર્યોધને ગર્વથી પોતાની સિદ્ધિઓ, અધ્યયન, દાન, પૃથ્વીનું શાસન, શત્રુઓનો પરાજય, રાજાઓને દુર્લભ એવા દેવયોગ્ય ભોગો ભોગવ્યા, અને ક્ષત્રિયો જેવા મરણની ઇચ્છા કરે તેવું યુદ્ધમા મૃત્યુ, વર્ણવી કહ્યુ 'હું તો સુહૃદો સાથે સ્વર્ગે જઈશ, પણ તમે તો નષ્ટસંકલ્પ થઈ (બાંધવો માર્યા જવાથી) શોકમા જીવશો.' (૯-૬૦-૪૭ થી ૫૦).

દુર્યોધનના આ વાકયો બહાર પડતા કવિએ એનું કાવ્યમય અભિનંદન કરી, વાસુદેવ સહિત પાંડવોને વ્રીડિત થતા (શરમાઈ જતા) બતાવ્યા છે. (૯-૬૦-૫૧ થી ૫૪) (વ્યાસ તટસ્થ છે. દુર્યોધનની વાતમા જેટલું તથ્ય હતુ તેટલું એને માન આપ્યુ અને શ્રીકૃષ્ણ જેમને પૂજનીય પરમેશ્વરના અવતાર બતાવ્યા છે તેમને પણ એમના મુત્સદ્દી તરીકેના પાઞ્ચાલેખનમા કરેલા અધર્મ બદલ શરમિંદા બનાવ્યા છે.)

પણ શ્રીકૃષ્ણ તો પ્રખર રાજનીતિજ્ઞ હતા. એ શરમાયા પણ ગભરાયા કે લોચવાયા નહિ. એમણે તો મેઘ અને દુંદુભિ જેવા ગંભીર સ્વરે (લોચવાતા પાંડવપક્ષના રાજાઓ પ્રત્યે) કહ્યુ કે, '(ભીષ્મ, દ્રોણ, કર્ણ અને ભૂરિશ્રવા વ) આ અતિશીઘ્રઅસ્ત્ર ફેંકનારા મહારથીઓને ઋજુયુદ્ધથી મારી શકાય જ નહિ એવા એ પરાક્રમી હતા. માટે હે રાજાઓ' મેં આવા (અધર્મી) ઉપાયોનો આશરો લીધો. અન્યથા પાંડવોનો કદાપિ વિજય થાત નહિ. આ સર્વ મહા-રથ એ અતિરથીઓ હતા અને સ્વયં લોકપાલો પણ તેમને ધર્મ(યુદ્ધ)થી હણી

અને જેમા બાણો. સેવકો કે બંધુઓનુ કામ પડતુ નથી અને એકલાએ જ લડવુ પડે છે એવા યુદ્ધમા મનને જીતીને કાબૂમા લેવાનો અનુરોધ કર્યો છે.[૧૩]

---

(નોધ ૧૨ ચાલુ)

શકે એમ નહોતુ. એવી જ રીતે નતમ્યમ અને હાથમા ગદા પકડેલા દુર્યોધનને દંડધારી કાળ પણ ધર્મથી મારી શકે એમ નહોતુ. માટે તમારે આવો વિચાર જ ન કરવો કે અમે શત્રુઓને અન્યાયથી માર્યા છે પૂર્વકાળમા અસુરોનો વિનાશ કરવા દેવોએ આ જ (કપટ) માર્ગ સ્વીકાર્યો હતો. બીજા અનેક સત્પુરુષોએ પણ એ જ માર્ગનુ અનુસરણ કર્યુ છે, તેથી બીજા સર્વ લોકો હજુ તે જ માર્ગને અનુસરે છે' માટે બધા જઈને આરામ કરો.' ૯-૬૦-૫૫ થી (સર' શ્રીકૃષ્ણના વચન સાથે યુદ્ધ પડેલા અર્જુને 'અમે તો આર્જવવાળા યુદ્ધથી શત્રુઓને જીતીશુ'' (૫-૧૯૫-૧૫) એમ યુધિષ્ઠિરને કહ્યુ હતુ તે કવિએ બતાવ્યુ છે કે સજ્જનોનો સદ્નિર્ણય યુદ્ધમા ટકી શકે નહિ. જુઓ ઉપર 'સત્ય' (પ્રક૦ ૩) શ્લોક ૪૯, પા. નો. ૫, પૃ. ૧૧૫ થી ૧૨૨).

(૨) અધર્મી શત્રુઓનો અધર્મ કરીને પણ સજ્જનોએ વિનાશ કરવો એવી પરિસ્થિતિ ગાધીજી સુધી ચાલુ રહી, પરિણામે સજ્જનોને પણ અમુક અંશે કપટવિદ્યા ખીલવવી પડતી, એટલે ચિત્તમા દૈવીશક્તિઓની ગડ બેસતી નહિ એટલે ધર્મીઓનો પક્ષ અધર્મનો આશ્રય લેવાથી બન્ને રીતે નબળો પડતો, ધર્મ પૂરો આચરાય નહિ અને અધર્મ આચરવાથી સામો મજબૂત બને' સજ્જનોએ આચરવાના શુદ્ધ સાધનવાળા માર્ગ તરફનો દરવાજો, જે બંધ હતો તે ગાધીજીએ ખોલી આપ્યો.

(૩) ઉપર 'વ્યસન' (પ્રક૦ ૧૧) શ્લોક ૧૧૮ પૃ ૩૭૩ થી અને એ જ પ્રકરણના શ્લોક ૧૨૦, ૧૨૧ના ઉદ્ઘાટન પૃ ૩૮૩ થી (પા. નોધ ૧૭)મા આવતા શ્રીકૃષ્ણવાક્યમા જે વિચાર વિરોધ જેવુ દેખાય છે, તેનુ કારણ પણ આ શ્લોકનુ ઉદ્ઘાટન સમગ્રતયા વાચવાથી સમજી શકાશે

૧૩. (૧) દીનમનસ્ ધર્મરાજને શ્રીકૃષ્ણ કહે છે

પરમઋષિ વ્યાસે વૈયક્તિક ચિત્તમાં થતા ઘર્ષણને સત્યના આધાર-વાળી અહિંસાથી કેમ જીતવું એ પૂરી સફળ રીતે બતાવ્યું છે, પણ વૈયક્તિક ચિત્તનાં આતરિક ઘર્ષણો મોટા પાયા ઉપર સામૂહિક ચિત્ત-ક્ષોભ પેદા કરી એમાંથી તીવ્ર અસમાધાન, કટુતા, હિંસા, દમન અને અન્યાય જન્માવે તો તેનું સમાધાન અહિંસક માર્ગેએ થાય કે કેમ તે તેઓ બતાવી શક્યા નથી. અનાસક્તિપૂર્વક યુદ્ધ એનો એક આદર્શની

---

(નોધ ૧૩ ચાલુ)

> यच्च ते द्रोणभीष्माभ्यां युद्धमासीदरिंदम ।
> मनसैकेन योद्धव्यं तत्ते युद्धमुपस्थितम् ।
> तस्मादभ्युपगन्तव्यं युद्धाय भरतर्षभ ॥

૧૪-૧૨-૧૧ = કે. ૧૨-૧૬-૨૦ અબક્ડ.

> परमव्यक्तरूपस्य परं मुक्त्वा स्वकर्मभिः ।
> यत्र नैव शरैः कार्यं न भृत्यैर्न च बन्धुभिः ।
> आत्मनैकेन योद्धव्यं तत्ते युद्धमुपस्थितम् ॥

૧૪-૧૨-૧૨ = કે. ૧૨-૧૬-૨૧.

¹ 'હે અરિન્દમ! દ્રોણ અને ભીષ્મની સાથે તમારે જે યુદ્ધ થયું હતું તેવું જ યુદ્ધ હમણાં તમારી પાસે ઉપસ્થિત થયું છે, જેમાં તમારે એકલાએ મન સાથે લડવાનું છે. તેથી (મહાભારત યુદ્ધ જેવી હિમ્મત અને દક્ષતાથી લડ્યા તેવી હિમ્મત અને દક્ષતા રાખીને) હે ભરતર્ષભ! તમારે આ (આતરિક) યુદ્ધનો મુકાબલો કરવાનો છે.

'જેમાં બાણો, સેવકો કે બંધુઓની જરૂર નથી અને જેમાં સ્વકર્મને છોડીને—સ્વકર્મ સિવાય, બીજું કંઈ મદદગાર નથી, તેવું આ યુદ્ધ અત્યંત અવ્યક્તરૂપ એવા તમારી સામે ઉપસ્થિત થયું છે, તેને કેવળ તમારા આત્મા વડે જ લડવાનું છે.'

દષ્ટિએ ખરો ઉકેલ છે ખરો, પણ એ તો ભૂમિતિની આદર્શ 'લીટી' કે લોલકની વજન વિનાની આદર્શ 'દોરી' જેવો છે. વ્યવહારમા કદીયે એ સંપૂર્ણતયા અમલમા આવી શકે નહિ. એટલે તો યુદ્ધની તૈયારી ન થાય એ માટે, તૈયારી દરમિયાન, યુદ્ધ દરમિયાન, યુદ્ધાંતે, અને તે પછીના છત્રીસ વર્ષોનો ઇતિહાસ મ૦ ભા૦મા આલેખાયેલો છે એ બધામા, યુદ્ધથી થતી ખાનાખરાબી, રુદન, અને નૈતિક હ્રાસની લંગાર દર્શાવી છે. અને એમ વેદવ્યાસ યુદ્ધની નિરર્થકતા અને પ્રેમની સર્વોપરીતા દર્શાવીને અટક્યા છે. યુદ્ધના વિકલ્પે શુ, એ પ્રશ્નનો એમણે ઘણો વિચાર કર્યો છે, વિસ્તૃત ચર્ચા–વિચારણાઓથી મ૦ ભા૦મા એ વ્યક્ત થાય છે. પણ સૂત્રધાર શ્રીકૃષ્ણને નિઃશસ્ત્ર રહેતા દેખાડીને

---

(નોધ ૧૩ ચાલુ)

('શાતિપર્વ'મા આને મળતા શ્લોકો ભીમસેન ધર્મરાજને કહે છે, પણ ત્યા ભીમની ભોગલોલુપતા મુખ્ય હોઇ, એ એક જ વસ્તુના જુદી જાતના ઉપયોગનુ ઋષિ વ્યાસે આપેલુ ઉદાહરણ બને છે.)

(૨) સ૰° जो सहस्सं सहस्साणं संगामे दुज्जए जिणे
एग जिणेज्ज अप्पाण एस से परमो जओ । ઉ. સૂ. ૯–૩૪ ઇ.

દસ લાખ યોદ્ધાઓને દુર્જય સંગ્રામમા કોઇ જીતે, તેના કરતા પોતાની જાતને જીતે એ ઉત્તમ જય છે.

=કે ધમ્મ. ૧૦૩ यो सहस्स सहस्सेन सङ्गामे मानुस जिने ।
एक्क च जेय्यमत्तान स वे सङ्गामजुत्तमो ॥

જે સંગ્રામમા દસ લાખ મનુષ્યોને જીતે, તેના કરતા પોતાની જાતને જીતે તે ઉત્તમ યોદ્ધો છે (વધુ માટે જુઓ 'મ૦ ભા૦ અને ઉ સૂ૰' પૃ. ૪૬, ૪૭, અને ૮૨ થી)

ભવિષ્યના નરોત્તમ (નર) ઉપર એમણે પ્રશ્નનો ઉકેલ છોડી દઈને સંતોષ માન્યો જણાય છે.[૧૪]

વ્યાસે બાકી રાખેલા એ પ્રશ્નનો ઉકેલ મહાત્મા ગાંધીજીએ, વ્યાસની જ પદ્ધતિએ ચિત્તને ઉત્ક્રાંત કરીને, ઉકેલવા પ્રચંડ પ્રયત્ન કર્યો. અલબત્ત, એમા ઘણી ખામીઓ રહી હોવા છતા બળતી માનવતાને સંપૂર્ણ કે બહુ અંશે નહિ, છતાય સહેજે ઓછી મહત્ત્વની નહિ એવી સફળતા મળી. એ સફળતાનુ માપ તાત્કાલિક સિદ્ધિથી નહિ, પણ રામ, કૃષ્ણ, વ્યાસ, બુદ્ધ, મહાવીર[૧૫] વગેરેએ જેનું બીજારોપણ,

૧૪. આ વસ્તુ વ્યાસની ખામી નહિ, પણ ખૂબી છે. જે વસ્તુ એ દેશકાળમા શક્ય નહોતી, અને સ્વાભાવિક ઉત્ક્રાંતિ ક્રમથી જ શક્ય બને તેમ હતી, એ તરફ એમણે અનધિકૃત પ્રયત્ન કર્યો નથી, એ વસ્તુ જ મહાસિદ્ધિ છે, ગાંધીજીએ ગીતાકારે ભૌતિક યુદ્ધનુ ઉદાહરણ કેમ લીધું એનો એમની લાક્ષણિક નમ્રતાથી (શ્રીકૃષ્ણનો પણ નમ્રતા એ લાક્ષણિક ગુણ હતો. જુઓ ઉપર 'ધર્મ' પ્રક૦ ૨, શ્લોક ૩૬, પૃ. ૭૦) ખુલાસો કરીને, 'ગીતા સૂત્રગ્રન્થ નથી ગીતા એક મહાન ધર્મકાવ્ય છે. તેમા જેમ ઊંડા ઊતરો તેમ તેમાથી નવા ને સુન્દર અર્થો મેળવો. ગીતા જનસમાજને સારુ હોઈ તેમા એક જ વસ્તુને ઘણી રીતે કહી દીધી છે. એટલે ગીતામા આવેલા મહાશબ્દોના અર્થ યુગેયુગે બદલાશે ને વિસ્તાર પામશે. ગીતાનો મૂળ મંત્ર કદી નહિ બદલાય એ મંત્રને જે રીતે સાધી શકાય તે રીતે જિજ્ઞાસુ ગમે તે અર્થ કરે.

'ગીતા વિધિનિષેધ બતાવનાર પણ નથી. એકને સારુ જે વિહિત હોય તે બીજાને સારુ નિષિદ્ધ હોય એક કાળે કે એક દેશમા જે વિહિત હોય તે બીજે કાળે, બીજા દેશમા નિષિદ્ધ હોય નિષિદ્ધ મા॰ ફ્લાસક્તિ છે, વિહિત અનાસક્તિ છે' ('અનાસક્તિયોગ' પ્રસ્તાવના. પૃ. ૧૮.)

૧૫. ગાંધીજી સહિત આ બધા મહાપુરુષ ને વ્યક્તિ નહિ, પણ આખા સમાજની ઉત્ક્રાંત દૈવીવૃત્તિના નિદર્શક મહાત્માઓ સમજવા. એમની મારફતે સમાજે પોતાના વિકસિત દૈવી ગુણો ફેલાવ્યા એ ગુણોની જડ માનવતાની ભૂમિમા હતી અને છે એમાથી એ જન્મ્યા, પ્રેરણા પાઈ, અનેકશ કરી કરી પાછી આપી અને વિકસાવી

સંવર્ધન અને સંગોપન કર્યું હતુ એવા અવૈર—પ્રેમના મહાસિદ્ધાંતરૂપી વાડીમાથી એક વિશિષ્ટ ફળ ઉતારી, ભવિષ્ય માટે દુનિયા સમક્ષ બચવાનું આશ્રયસ્થાન બની શકે એવી શકયતાનું સફળ, આશાસ્પદ દિગ્દર્શન કરાવ્યું છે તેનાથી નીકળી શકે તાત્કાલિક સિદ્ધિ પણ એટલી તેજસ્વી છે કે એણે ભારતને લશ્કરી રક્તપાત વિના સ્વતંત્ર કર્યું,[૧૬] આજુબાજુના એશિઆઈ રાષ્ટ્રોને સ્વતંત્ર બનાવવામા સહાય કરી, અને સામાજિક ગુણવત્તાના મૂલ્યોનુ ઊંચુ લક્ષ્યાંક પ્રજા સામે મૂકયું. અહિંસાની અપરિમેય શક્તિનું અને સત્યસ્વરૂપ પરમાત્માની અસીમ સત્તાનું કિંચિત્ દર્શન કરાવ્યું. પ્રજાના ચિત્તમા રહેલી દૈવીવૃત્તિઓ અન્યાયનો સામુદાયિક સામનો અહિંસાપૂર્વક સફળતાથી કરી શકે છે, અને સત્યપ્રતિષ્ઠિત અહિંસક બળ એ જાણમા આવેલી સર્વોત્તમ શક્તિ છે એ બતાવી, હવે પછી જન્મનાર પુરુષોત્તમો અર્થાત્ સાચા માનવો મહાભારતના વ્યાસે મૂકેલા કોયડાનો જેમ ગાધીજીએ વ્યાસાદિ મહાત્માઓના ખભા ઉપર ઊભા રહીને ઉકેલ કરવા પ્રયત્ન કર્યો તેમ ગાધીજીના (અને એવા બીજા જ્ઞાત અજ્ઞાત દ્રષ્ટાઓના) ખભા ઉપર ઊભા રહીને વિશેષ સારો ઉકેલ કરશે એવી આશા જન્માવે છે. એટલે ચિત્તમા અહિંસા પ્રત્યે અપ્રતિહત ઉત્સાહ—અનિર્વેદ જાગે છે અને ભાવિ પેઢીઓ માટે યુદ્ધને બદલે યુદ્ધની વિનાશકાગ્નિતામાથી છૂટી સ્નેહ પામવાની મંગળ નોબતના સુમધુર સૂર સંભળાય છે.[૧૭]

૧૬. કેટલી વિક્ષેપ અને રક્તપાત થયેલો, તે અને બીજા ઘણા મુદ્દાઓ 'અહિંસક સત્યાગ્રહ'ના શસ્રમા રહેલા શોધનના પુષ્કળ અવકાશના નિદર્શક છે.

૧૭. (૧) ગાધીજી ગીતામાથી બળ મેળવતા અને કદી નિરાશ નહોતા થતા. સર૦ 'મહાભારતકારે લૌકિક યુદ્ધની આવશ્યકતા સિદ્ધ નથી કરી, તેની નિરર્થકતા સિદ્ધ કરી છે વિજેતાની પાસે રુદન કરાવ્યુ છે, પશ્ચાતાપ કરાવ્યો છે ને દુ:ખ સિવાય બીજુ કઈ રહેવા દીધુ નથી' ('અનાસક્તિયોગ' પ્રસ્તાવના પૃ ૬).

(નોંધ ૧૭ ચાલુ)

'ગીતા ધર્મ-દર્શક કોષ છે, આત્માની ગૂંચો ઉકેલનારી પ્રચંડ શક્તિ છે, દુખિયાનો આધાર છે, મૂર્છામાંથી જગાડનાર છે એમ જે માને છે તેને જ ગીતાજ્ઞાન મદદ કરી શકે છે.' ('ગીતાપદાર્થકોષ' પ્રસ્તાવના પૃ. ૫)

'હું તો મારી બધી મુશ્કેલીઓમાં ગીતામાતા પાસે દોડી જાઉં છું ને આજ લગી આશ્વાસન મેળવી શક્યો છું.' ('ગીતાબોધ' પ્રસ્તાવના પૃ. ૩), 'એવી એક પણ ધર્મની ગૂંચ નથી કે જેનો ઉકેલ ગીતા ન કરી શકે. આપણી ઓછી શ્રદ્ધાને લીધે આપણને તે વાંચતાં સમજતાં ન આવડે તે જુદી વાત છે.' ('ગીતાબોધ' પ્રસ્તાવના પૃ. ૫)

(૨) વ્યાસે શોધેલા કર્મફલ-આસક્તિ ત્યાગના સિદ્ધાંત અનુસાર ગાંધીજીએ સત્યાગ્રહનું તદ્દન નવું ઓજાર ખોળ્યું. જેમ આઇન્સ્ટાઇનના વૈજ્ઞાનિક સિદ્ધાંત અનુસાર ઍટમબૉમ્બ, અને તેમાંથી એના મૃત્યુ બાદ હાઈડ્રોજન બૉમ્બના નવા હથિયાર, યુદ્ધપ્રેમીઓએ ખોળ્યા છે એવી રીતે.



## १४

# વિદ્યા

१२३. सुखार्थिनः कुतो विद्या नास्ति विद्यार्थिनः सुखम् ।
सुखार्थी वा त्यजेद्विद्यां विद्यार्थी वा सुखं त्यजेत् ॥[१] ५-४०-५

સુખાર્થીને વિદ્યા ક્યાંથી હોય અને વિદ્યાર્થીને સુખ ક્યાંથી હોય ? માટે સુખાર્થીએ વિદ્યાને ત્યજવી અને વિદ્યાર્થીએ સુખ ત્યજવું.

'વિદુરનીતિ'નો સમારોપ કરતા વિદુરે ધૃતરાષ્ટ્રને જુદા જુદા વિષયોને લગતી શિખામણો, તે તે વિષયો અંગેના સુભાષિતોથી આપતાં વિદ્યાર્જન માટે જેને લહેર કહેવામાં આવે છે તેવી પ્રમાદી પ્રવૃત્તિઓ છોડી કેવળ વિદ્યાની ઉપાસના કરવાથી વિદ્યા પ્રાપ્ત થાય છે એમ દર્શાવ્યું છે. આ શ્લોકની અગાઉ વિદ્યાર્જનમા આડચરૂપ શત્રુઓ નીચે મુજબ જણાવ્યા છે. 'અસૂયા એ ખરેખર મૃત્યુ છે અને નિંદા શ્રીનો નાશ કરનાર છે. તથા (ગુરુની) અશુશ્રૂષા, ઉતાવળ અને (આત્મ) શ્લાઘા એ વિદ્યાના ત્રણ શત્રુઓ છે.'[૨]

---

१. =કે. 'વૃદ્ધચાણક્ય' १०-३.

२. (१) असूयैकपदं मृत्युरतिवादः श्रियो वधः ।
अशुश्रूषा त्वरा श्लाघा विद्यायाः शत्रवस्त्रयः ॥ ५-४०-४.

(२) સર° આ શ્લોક પછી આવતું ઉદ્યોગ. ક્ષેપક નં. २४०.

'આળસ, મદમોહ, ચાપલ્ય, વાતોડિયાપણું, ઉદ્ધતાઈ (स्तब्धता) અભિમાન અને લોભલાલચ (अत्यागित्व) એ સાતને સદાય વિદ્યાર્થીઓના દોષ માનવામા આવ્યા છે.

વિદ્યા વગેરેના સંરક્ષણ માટે મ૦ ભા૦મા ઓછામા ઓછા બે સ્થળે આવતુ આ સુભાષિત અનેક રીતે મનનીય છે, 'કાયમ ક્રોધ-(ના આવેગ)થી તપનુ રક્ષણ કરવુ, મત્સરથી શ્રીનુ રક્ષણ કરવુ, વિદ્યાનુ માનઅપમાનથી રક્ષણ કરવુ અને પ્રમાદથી આત્માનુ રક્ષણ કરવુ '[3]

વિદ્યાર્થીએ, વિદ્યાર્જન કરવાવાળાએ સુખશીળિયા ન થવુ, એનો અર્થ એવો નથી કે વિદ્યાર્થીઓને વિદ્યાપ્રદાન કરનારાઓએ નાહક દુઃખી કરવા. મ૦ ભા૦ની તદ્દન શરૂઆતમા આયોદ ધૌમ્ય[4] અને તેમના ત્રણ શિષ્યો ઉદ્દાલક આરુણિ[5] ઉપમન્યુ અને વેદની કથા આવે છે. ગુરુ ધૌમ્ય એ શિષ્યોને વધુ પડતા સખ્ત કામ બતાવીને કસતા. એ પૈકીના ઉપમન્યુને આકરી કસોટીના અ તે અશ્વિનીકુમારોએ વર આપતા 'તારા ઉપાધ્યાયના તો લોખંડ જેવા કાળા દાત છે પણ તારા તો સુવર્ણમય દાત થશે[6] તુ ચક્ષુષ્માન થઈશ અને તુ શ્રેયને

---

૩. नित्य क्रोधात्तपो रक्षेच्छ्रियं रक्षेत मत्सरात् ।
विद्यां मानापमानाभ्यामात्मानं तु प्रमादत. ॥ ૩–૨૦૩–૪૦.
(ધર્મવ્યાધના અધ્યાત્મવિચાર અ ગેના પ્રવચનમા)

= ક્રે ૧૨–૧૮૨–૧૦ ('ભૃગુ–ભારદ્વાજસ વાદ'મા ભૃગુના બ્રાહ્મણાદિ વર્ણના લક્ષણો કહેતા પ્રવચનમા).

૪. આદિ અ ૩ આ કથા મ૦ ભા૦ના તદ્દન આદિ સ્તરોમાની કથાઓ પૈકીની એક છે અને વેદોના પૂરા અભ્યાસ સિવાય એને બરાબર સમજવી અશક્ય છે તેથી રસિક અભ્યાસી માટે ઉત્તમ મસાલો પૂરો પાડે એવી છે.

૫. આ આરુણિ તે જ નચિકેતા તથા શ્વેતકેતુના પિતા ઉપનિષત્પ્રસિદ્ધ ઉદ્દાલક આરુણિ હોય એવો સ ભવ લાગે છે. (જુઓ ૧–૩–૨૯ ઇ )

૬. ૧–૩–૭૫, 'એમ સ ભળાય છે એમ શ્રાર્ણાયમા દન્તા એટલે ગુરુની નિંદ યતા સૂચવે છે અને હિરણ્મયા ઇ. 'તુ શિષ્યો પરત્વે દયાળુ થઈશ' એમ સૂચવે છે' મ૦ ભા૦ ચિત્રશાળાની પ્રેસની આવૃત્તિના સ પાદકનો અર્થ.

પામીશ ' એમ કહી એના ઉપાધ્યાયની નિંદા કરી હતી. ઉદ્દાલક આરુણિને ગુરુએ ખેતરમાં પાણીની ક્યારડી બાંધવા મોકલેલો. ક્યારડીની જગા એવી વિચિત્ર કે આરુણિ પોતે જ માટીની જગ્યાએ સૂઈ રહ્યો ત્યારે પાણી રોકાયેલું ! ત્રીજા શિષ્ય વેદને ગુરુએ (પેલા બે શિષ્યો સમાવર્તન લઈ ઘેર ગયા પછી પણ) લાંબા સમય સુધી ગુરુકુલમાં રોકી રાખ્યો; તેણે બળદિયાની જેમ ટાઢ, તાપ, ભૂખ, તરસ વગેરે સહન કરી અનુકૂળ રહી ગુરુની સેવા ઉઠાવી. આ ત્રણે શિષ્યોને આવી કડક પરીક્ષા પછી ગુરુએ વિદ્યા આપેલી ! આ શિષ્યો ઘેર ગયા પછી તેમણે પોતાના શિષ્યો પ્રત્યે આયોદ ધૌમ્ય જેવી કડકાઈ નહિ પણ દયા, માયા બતાવી હશે, તે વેદ વિશેના મ૦ ભા૦ના ઉલ્લેખથી જણાય છે.[૭] એ ઉલ્લેખ પ્રમાણે ગુરુગૃહેથી સમાવર્તન લઈ ગૃહસ્થાશ્રમી થયેલા વેદને પણ ત્રણ શિષ્યો હતા. છતાંય ' તમે કામ કરો કે ગુરુ-શુશ્રૂષા કરો ' એવું કશુંય એ શિષ્યોને કહેતો નહિ. કારણ કે ગુરુકુલવાસના દુઃખોથી એ પરિચિત હોઈ શિષ્યોને ક્લેશ આપવા ઇચ્છતો નહોતો.[૮]

તો ' સુખાર્થીને વિદ્યા ક્યાંથી હોય ' એનો અર્થ શું ? અધ્યાપક વ્યાસે ગુરુ તરીકે એનો ઉત્તર આપ્યો છે.[૯] ચાર શિષ્યો અને પુત્ર શુકદેવને અધ્યયન કરાવી તૈયાર કર્યા બાદ, શિષ્યોએ હિમાલય પર્વતથી ઊતરી પૃથ્વી ઉપર (મેદાનોમાં) જઈ વેદોને અનેકધા કરવાની, જ્ઞાન વિસ્તરણ કરવાની આજ્ઞા માગી. એટલે ગુરુએ એક જ વાક્યમાં અર્થઘન હિતકારી ઉત્તર આપ્યો, ' તમને જ્યાં સારું લાગે ત્યાં, પૃથ્વી

૭. આરુણિ કે ઉપમન્યુના વર્તન વિશે આ જગ્યાએ બીજો વિશેષ ઉલ્લેખ નથી

૮. ૧-૨-૮૩ થી.

૯. કથાનક વગેરે માટે જુઓ નીચે શ્લોક ૧૪૧.

ઉપર કે દેવલોકમાં, ગમે ત્યાં જાઓ પણ જ્યાં જાઓ ત્યાં તમારે (અધ્યયનમાં) અપ્રમાદ જ રાખવો. કારણ કે વેદ તો પ્રચુર છળવાળો છે' અર્થાત્ જ્ઞાનોપાસનામાં સતત જાગ્રત નહિ રહો તો વિદ્યા વિસ્તરણ તો દૂર રહ્યું પણ ગરબડગોટો થશે.

એમ અધ્યાપકોને ઉદ્દેશીને શિષ્યોને કસવા પણ દુઃખી નહિ કરવા અને વિદ્યાર્થીઓને ઉદ્દેશીને સુખશીળિયા નહિ પણ સદા ખડતલ અને સદા અપ્રમત્ત રહેવાનો વ્યાસમુનિનો આદેશ છે.

૧૩૪. न तेन स्थविरो भवति येनास्य पलितं शिरः ।
बालोऽपि यः प्रजानाति तं देवाः स्थविरं विदुः ॥[१]
३-१३३-११

૧૩૫. न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥[१] (१)
३-१३३-१२

---

૧. ૩-૧૩૩-૧૧;
=ક્રે. મનુ. ૨-૧૫૬; ધમ્મ. ૨૬૦.

૧. (૧) ૩-૧૩૩-૧૨;=૯-૫૦-૪૭; ૧૨-૩૧૦-૬ શુકચરિત્રની શરૂઆત ભીષ્મ પિતામહે આ શ્લોકથી પ્રસ્તાવના કરીને કરી છે.=ક્રે. મનુ. ૨-૧૫૪; સર° ધમ્મ. ૨૬૧, તથા ૨૫૯, ૨૬૨, ૨૬૩.

'ધમ્મપદ'ની ગાથાઓ ૨૬૦, ૨૬૧ ઉપરની અટ્ઠકથાનો સાર આ પ્રમાણે છે:

'લકુણ્ટક ભદ્દિય સ્થવિર ઠીંગણા હતા. એક વખત ત્રીસ ભિક્ષુઓ આરણ્ય (?) ભગવાનનાં દર્શન કરવા જેતવનમાં આવ્યા. એ સમયે લકુણ્ટક ભદ્દિય સ્થવિર ભગવાનને વન્દના કરીને પાછા જતા હતા. આ ભિક્ષુઓ આવતાં ભગવાને પૂછ્યું, "તમે એક સ્થવિરને જતાં જોયો કે?"

"ભગવન્! અમે સ્થવિરને તો નથી જોયો પણ એક શ્રામણેર જતો હતો."

માથે પળિયાં આવવાથી કંઈ સ્થવિર થવાતું નથી, પણ બાળક હોવા છતાં જે જ્ઞાની છે તેને દેવો સ્થવિર—વૃદ્ધ જાણે છે.

ઘણાં વર્ષ થવાથી, પળિયાંથી, ધનથી કે સગાંસંબંધીઓથી (મનુષ્ય) મહાન ગણાતો નથી પણ ઋષિઓએ નિયમ કર્યો છે કે જે જ્ઞાની હોય તે અમારામાં મહાન છે.

ઉદ્દાલક આરુણિએ નિયમનિષ્ઠ શિષ્ય કહોડને પુત્રી સુજાતા પરણાવી.[૨] એ સગર્ભા થઈ. હવે એક વખતે અધ્યયન કરતા પિતાને

(નોંધ ૧ ચાલુ)

"ભિક્ષુઓ એ શ્રામણેર નથી, સ્થવિર છે."

"ભગવન્! એ ખૂબ ઠીંગણો છે."

"ભિક્ષુઓ! વૃદ્ધ થવાથી કે સ્થવિરના આસન ઉપર બેસવા માત્રથી સ્થવિર નથી કહેવાતો, પરંતુ જે આર્યસત્યોનું જ્ઞાન પ્રાપ્ત કરીને મહાજન-સમુહને (આખી પ્રજાને) માટે અહિંસક થયો છે, એ સ્થવિર છે.' ભગવાને એમ કહીને ધમ્મ.ની બે ગાથાઓ કહી.

न तेन थेरो सो होति येनस्स फलितं सिरो ।
परिपक्को वयो तस्स मोघजिण्णो ति वुच्चति ॥ २६०.

यम्हि सच्चं च धम्मो च अहिंसा संयमो दमो ।
स वे वन्तमलो धीरो सो थेरो ति पवुच्चति ॥ २६१.

માથે પળિયા આવ્યાથી માણસ સ્થવિર થતો નથી; તેની વય પરિપક્વ થઈ છે; તે વૃથા જીર્ણ કહેવાય છે.

જેનામાં સત્ય, ધર્મ, અહિંસા, સંયમ અને દમ હોય તે જ મલ વિનાનો ધીર સ્થવિર કહેવાય છે.

૨. 'અષ્ટાવક્રોપાખ્યાન' આરણ્યક અ. ૧૩૨ થી ૧૩૪.

'તમે આખી રાત અધ્યયન કરો છો પણ તે સમ્યગ્ થતુ નથી' એમ ગર્ભસ્થ પુત્રે ખોડ કાઢી તેથી ગુસ્સે થઈને પિતાએ તેને આઠ ઠેકાણે વાંકો—અષ્ટાવક્ર થવાનો શાપ આપ્યો દરમિયાન સતાન જન્મે ત્યાર ખર્ચની જોગવાઈ માટે કહોડ જનકની સસદમા ગયો ત્યા બદી સાથેના વિવાદમા હારી જવાથી બદીએ તેને પાણીમા ફેકી દીધો[3] એ વાતને બાર વર્ષના વ્હાણા વાયા અહીં સુજાતાને પુત્ર પ્રસવ્યો અને તે માતામહ ઉદ્દાલકને ત્યા ઊછરવા માડ્યો માતામહને જ પિતા સમજતા અષ્ટાવક્રને સમવયસ્ક મામા શ્વેતકેતુ સાથે અકસ્માત લડવાડ થતા આ બીનાની ખબર પડી ખબર પડી એટલે ગર્ભવિદ્વાન અષ્ટાવક્ર મામા શ્વેતકેતુને લઈને જનકને ત્યા વિવાદ કરવા ઊપડ્યા રાજસસદના માર્ગમા (ગણગન્યના ગજાઓ પૈકી) એક જનક ભેગી જતા તેની સાથે દલીલ કરી પોતાને પ્રથમ જવા રસ્તો મેળવ્યો પછી સસદમા બાળકોને જવા નહિ દેતા દ્વારપાળને, 'અમે વૃદ્ધ, (બ્રહ્મચર્ય) વ્રતધારી, વેદના પ્રભાવવાળા, (ગુરુની) શુશ્રૂષાપરાયણ, જિતેન્દ્રિય, અને વેદાતમા (જ્ઞાનાગમ) નિપુણ છીએ, બાળક નથી તેથી સસદમા પ્રવેશ કરવાના અધિકારી છીએ શરીર વધે તેથી કઈ મોટાપણુ આવતુ નથી એ તો શીમળાની ફાલેલી ગાર જેવુ છે જે નીચુ તથા નાનુ છતા ફળ આપે છે તે વૃક્ષ મોટુ છે પણ જે ફાલેલુ છતા ફળ વિનાનુ છે તે મોટુ નથી .'[4] વગેરે કહી ઉપરના બે સુભાષિતો તથા બીજી દલીલો સભળાવી રાજસભામા પ્રવેશ મેળવ્યો પણ આ તો જનકની સસદ જનકે પણ તેની કસોટી કરી અને તેમની માગણી

---

૩. બદી હારતા બ્રાહ્મણોને પાણીમા ફેકી દેતો પણ ખરેખર તો એના પિતા વરુણના બાર વર્ષના યજ્ઞમા બ્રાહ્મણો જોઈતા હતા ત્યા મોકલી દેતો હતો એ વાતની અષ્ટાવક્રે બદીને હરાવ્યો ત્યારે ખબર પડી (૩-૧૩૪-૨૪, ૨૫ ૩૧ ઇ )

૪. ૩ ૧૩૨-૬,૭ ૯ ઇ

મુજબ યજ્ઞશાળામાં વિવાદ માટે જવા દીધા. ત્યાં વિવાદ કરી તેણે (વરુણપુત્ર) બન્દીને હરાવ્યો, અને પિતા સહિત બીજા અનેક બ્રાહ્મણોને વરુણાલયમાથી પાછા મેળવ્યા. પિતા કહોડે પ્રસન્ન થઈ કહ્યુ, 'આટલા માટે જ મનુષ્યો પુત્રને ઇચ્છે છે. જે હું ન કરી શકયો તે પુત્રે કર્યું'. નિર્બળને પણ બળવાન, બાલ (મૂર્ખ)ને પણ પંડિત અને અવિદ્વાનને પણ વિદ્વાન પુત્ર જન્મે છે.[૫] પછી પુત્રનું અભિનંદન કરી, બાળક પુત્રની જ્ઞાનપ્રાપ્ત મહત્તાનો સ્વીકાર કર્યો, તથા પરોક્ષ રીતે પોતાની ભૂલનો તેણે સ્વીકાર કર્યો.

'શલ્યપર્વ'ની કથામા દાનવોના વિનાશાર્થે હાડકા અર્પનાર દધીચ ઋષિના યુવાન પુત્ર સારસ્વતે બાર વર્ષની અનાવૃષ્ટિના સમયમા વેદોનો નિયમિત સ્વાધ્યાય કરીને વેદો જાળવી રાખ્યા હતા.[૬] અનાવૃષ્ટિ પૂરી થતા આજીવિકા માટે બીજે ચાલી ગયેલા ઋષિઓ પાછા આવ્યા. એ બધા સંકટને લીધે સ્વાધ્યાય નહિ બનવાથી વેદો ભૂલી ગયા હતા. એમણે સારસ્વતને વેદોનુ અધ્યાપન કરવા વિનતી કરી. સારસ્વતે કહ્યું, 'તમે વિધિપુરઃસર શિષ્ય થાઓ એટલે શીખવાડું.' એટલે ઋષિઓ બોલ્યા 'પુત્ર! તુ તો હજુ બાળક છે, અમે કેવી રીતે તારા શિષ્યો થઈએ?' જવાબમા हायनैर्न पलितै (૯–૫૦–૪૭) વગેરે કહી એમને સમજ પાડતા સાઠ હજાર ઋષિઓ, આ બાલબ્રહ્મર્ષિના નિયમનમા રહીને અભ્યાસ કરવા માંડયા.

વ્યાસે આવા કથાનકો દ્વારા વિદ્યાની મહત્તા દુનિયાદારીની દૃષ્ટિએ મોટી ગણાતી અનેક વસ્તુઓ અને મોટી ઉમર કરતા વિશેષ છે, એ સ્પષ્ટ કર્યું છે[૭]

---

૫. ૩ ૧૩૪–૩૩, ૩૪. ૬. શલ્ય અ ૫૦.

૭. જુઓ ઉપર 'વ્યસન' (મકo ૧૧) શ્લોક ૧૨૦, ૧૨૧, વિદુર્નું દીવાની વસાહરણ પ્રસગનું પ્રવચન, પૃ ૩૭૮ થી

१३६. क्षिप्रं विजानाति चिरं शृणोति विज्ञाय चार्थं भजते न कामात् ।
नासम्पृष्टो ह्युपयुङ्क्ते परार्थे तत्प्रज्ञानं प्रथमं पण्डितस्य ॥
५-३३-२२

ઝડપથી સમજી જાય છે, લાંબા સમય સુધી (બીજાની વાત) સાંભળે છે, હેતુ સમજે છે પણ સ્વાર્થવશ થઈને (કાર્ય) કરતો નથી, પૂછ્યા વગર બીજાની વાતમાં માથું મારતો નથી-(આ સર્વ) પંડિતનું પ્રથમ લક્ષણ છે.

યુદ્ધના ઘનઘોર વાદળ ઘેરાયા હતા, ચિંતાથી વ્યગ્ર રહેલા ધૃતરાષ્ટ્રની નિદ્રા ઊડી ગઈ હતી, ત્યારે મનની શાંતિ માટે વિદુરને બોલાવી કંઈ ધર્મ અને પરમકલ્યાણકારી સંભળાવવા કહેતા, દીર્ઘદર્શી વિદુરે પંડિતના લક્ષણોથી વક્તવ્યની શરૂઆત કરી, તે પૈકીનુ આ વચન છે પંડિતના લક્ષણ પૂરા થયા પછી મૂર્ખના લક્ષણો પણ વિદુરે કહ્યા છે. અને એમ ભાવાત્મક તથા અભાવાત્મક રીતે બુદ્ધિની કુશાગ્રતા અને વિદ્વત્તા કેવી હોવી જોઈએ તે સમજાવ્યુ છે. આ પંડિતલક્ષણકથન પૈકીના નીચેના બે સુભાષિત ઉપરના વચન સાથે ખાસ વાચવા જેવા છે. ' જે પોતાના સન્માનથી રાજી થતો નથી, અપમાનથી તપી જતો નથી અને ગંગાના ધરા જેવો અક્ષોભ્ય છે તે પંડિત કહેવાય છે. જે સર્વ પ્રાણીઓના (જન્મમરણના) તત્ત્વનો જ્ઞાતા છે, સર્વ કર્મોના યોગનો—કર્મના નિયમનો જાણકાર છે અને મનુષ્યોના (સામ, દામ, ભેદ અને દંડ રૂપી ચાર) ઉપાયોનો સમજનાર છે તે પંડિત કહેવાય છે '[१]

१. न हृष्यत्यात्मसम्माने नावमानेन तप्यते ।
गाङ्गो ह्रद इवाक्षोभ्यो य स पण्डित उच्यते ॥ ५-३३-२६.
तत्त्वज्ञ सर्वभूतानां योगज्ञ सर्वकर्मणाम् ।
उपायज्ञो मनुष्याणां नर पण्डित उच्यते ॥ ५-३३-२७.

૧૩૭. यो हि वेदे च शास्त्रे च ग्रन्थधारणतत्परः ।
न च ग्रन्थार्थतत्त्वज्ञस्तस्य तद्धारणं वृथा ॥[1]

૧૨-૨૯૩-૨

૧૩૮. भार स वहते तस्य ग्रन्थस्यार्थं न वेत्ति यः ।
यस्तु ग्रन्थार्थतत्त्वज्ञो नास्य ग्रन्थागमो वृथा ॥

૧૨-૨૯૩-૨૧

જે વેદ અને શાસ્ત્રોના ગ્રન્થ ધારણ કરવામાં—મુખપાઠ કરવામાં તત્પર રહેતો હોય પણ એને જો ગ્રન્થના અર્થતત્ત્વનું જ્ઞાન ન હોય તો એનું ગ્રન્થધારણ વૃથા છે.

---

૧ (૧) સર° स्थाणुरयं भारहारः किलाभूदधीत्य
वेदं न विजानाति योऽर्थम् ।
योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते
नाकमेति ज्ञानविधूतपाप्मा ॥
यद् गृहीतमविज्ञातं निगदेनैव शब्द्यते ।
अनग्नाविव शुष्कैधो न तु ज्वलति कर्हिचित् ॥

'નિરુક્ત.' ૧-૬-૧૮.

વેદાધ્યયન કરીને (વેદના શબ્દોની આવૃત્તિઓ કરીને) જે એનો અર્થ જાણતો નથી, તે ખરેખર સ્થાણુ (ખેતરમાંના ચાડિયા) જેવો, ભાર વહન કરનારો છે, પણ જે અર્થનો જાણકાર છે તે સમગ્ર કલ્યાણને પ્રાપ્ત કરે છે અને જ્ઞાન વડે પાપ રહિત થઈને સ્વર્ગ મેળવે છે

જેવી રીતે સૂકાં લાકડાંને અગ્નિ સિવાય ફેંકવામાં આવે તો કદિ પણ બળી શકતાં નથી એવી રીતે સમજ્યા વિના જે (જ્ઞાન) ગ્રહણ કરવામાં આવે છે તે (પોપટિયું) રટણ જેવું (નિષ્ફળ) છે

(૨) (અ) સર° શ્રીકૃષ્ણવિષ્ટિ પછી પાંડવોના ઉત્સાહ માટે શ્રીકૃષ્ણ મારફતે સંદેશો કહેવડાવતાં કુન્તીએ યુધિષ્ઠિરને ઉદ્દેશીને કહેલું વચન.

જે (ગ્રન્થ ધારણ કરીને) ગ્રન્થનો અર્થ ન જાણે તે તો ભાર ઉપાડનારો છે, પણ જે (શાસ્ત્ર) ગ્રન્થાર્થતત્ત્વજ્ઞ-ગ્રન્થના તત્ત્વસહિત અર્થને જાણનાર છે તેનુ ગ્રન્થાધ્યયન વૃથા--નિષ્ફળ થતું નથી

વસિષ્ઠ અને કરાલ જનકના સનાતન પરબ્રહ્મ વિષેના સંવાદમાંથી આ બે શ્લોકો ઉદ્ધૃત કરેલા છે સાંખ્યશાસ્ત્રની કેટલીક તાત્ત્વિક ચર્ચા તથા માણસોની અજ્ઞાનદશાની પ્રવૃત્તિઓ અંગેના વસિષ્ઠના વિવેચન પછી, જનકે પૂર્વપક્ષ રજૂ કરતા, વેદ અને શાસ્ત્રપ્રમાણ ટાંકીને કહ્યુ કે 'સ્ત્રી-પુરુષ સંબંધ જેવો જ સાંખ્યનો પ્રકૃતિ-પુરુષ સંબંધ માલૂમ પડે છે, તેથી પ્રકૃતિ-પુરુષના એ અનાદિ સંબંધને લીધે એમ દેખાય

(નોંધ ૧ ચાલુ)

श्रोत्रियस्येव ते राजन्मन्दकस्याविपश्चित ।
अनुवाकहता बुद्धिर्धर्ममेवैकमीक्षते ॥ ५-१३०-६

'હે રાજન્! જેમ (વેદ ગોખનારા) મન્દ અને મૂર્ખ શ્રોત્રિયની બુદ્ધિ વેદની (વેદના શબ્દોની) આવૃત્તિથી હણાઈને તેને જ ધર્મ જુએ છે—માને છે, એમ તુ પણ કેવળ એક ધર્મને જ જુએ છે'

કુન્તીએ સમજ્યા વગર અધ્યયન કરતા શ્રોત્રિયની નિંદા કરી છે, તેમ ધર્મરાજ (ક્ષમાશીલ હોઈ), ક્ષાત્રધર્મથી ચ્યુત થઈ કાયમ વનમાં ભટકવા જેવી નિવૃત્તિનો ધર્મ જેવો દેખાતો તામસિ અધર્મ, ન સ્વીકારે પણ ક્ષત્રિય વિહિત રાજસિક ધર્મનો (એ પણ સાત્ત્વિક ધર્મની અપેક્ષાએ અધર્મ જ છે) આશ્રય કરે એ હેતુથી આ વચન કહ્યુ છે

(૨) (ઘ) સર° અરણ્યવાસ દરમિયાન ભીમસેને યુધિષ્ઠિરને કહેલા વચન પૈકી 'જેનો ધર્મ માત્ર ધર્મને અર્થે જ છે, તે પંડિત નથી પણ ક્લેશ ભોગવનારો છે અંધ માણસ સૂર્યપ્રભાને જાણતો નથી એમ એ ધર્મ રહસ્યને જાણતો નથી' ૩-૩૪ ૨૩, ભીમની લોલુપતા સ્પષ્ટ છે

છે કે મોક્ષધર્મ હને જ નહિ. તો મોક્ષ ઇચ્છનારા અમને અનામય, દેહરહિત, અજર, દિવ્ય, અતીન્દ્રિય અને અનીશ્વર, મોક્ષ વિષે કહો. [2] આનો ઉત્તર આપતાં ઋષિ વસિષ્ઠે જનકના વેદ અને શાસ્ત્રનાં પ્રમાણોનો સ્વીકાર કર્યો અને 'હે નરેશ્વર ! તેં વેદ અને શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ કર્યો છે, પણ તુ એ ગ્રંથોના તત્ત્વને યથાવત્ જાણતો નથી' [3] એમ કહીને ઉપરના સુભાષિતો સંભળાવ્યા. આગળ ચાલતા યોગ

(નોંધ ૧ ચાલુ)

(૩) યાજ્ઞવલ્ક્ય–દૈવરાતિ જનકના સંવાદમા જનકને, અગાઉ વિશ્વાવસુ ગંધર્વે ઋષિને પૂછેલા વેદરહસ્ય સબંધી ૨૪ પ્રશ્નો અને આન્વીક્ષિકી વિદ્યા અંગેના ૨૫મા પ્રશ્નના જવાબ આપેલા, તેનો અહેવાલ આપ્યો છે. એમા ઋષિ યાજ્ઞવલ્ક્યે કહેલા વચનો સર૦ 'હે ગંધર્વસત્તમ! જેઓ વેદાર્થરૂપ વેદ્ય—આત્મતત્ત્વને જાણતા નથી તેઓ ચ્યુત થઈને જન્મ પામે છે સાંગોપાંગ—અંગ ઉપાંગ સહિત વેદો અને પાચમો વેદ—ઇતિહાસ પુરાણનું અધ્યયન કર્યું હોય પણ જો માણસ વેદદ્વારા જાણવાયોગ્ય(વેદ્ય=આત્મતત્ત્વ)ને ન જાણતો હોય તો તે વેદનો ભાર વહન કરનારો છે—વેદિયો ઢોર છે। ઘી મેળવવાની ઇચ્છાથી જે ગધેડીના દૂધને વલોવે છે, તેને ઘી નહિ પણ વિષ્ટા જેવો દુર્ગંધી પદાર્થ મળે છે, એવી રીતે જે વેદવેત્તા—વેદ ભણેલો, વેદ્ય અને અવેદ્ય (પુરુષ અને પ્રકૃતિ, કે ચેતન અને જડનો વિવેક)ને જાણતો નથી તે કેવળ અતિમૂઢ છે અને જ્ઞાનનો ભાર વહન કરનારો ગણાય છે માટે સદાય તત્પર અન્તરાત્મા વડે વેદ્ય અને અવેદ્યને બરાબર જોવા જેથી પુન પુન. જન્મમરણ થાય નહિ'. ૧૨–૩૦૬–૪૭ થી ૫૧.

(૪) મ૦ तुब्भे त्थ भो भारधरा गिराण अट्ठ न जाणाइ अहिज्ज वेए।
ઉ. સૂ. ૧૨–૧૫

(યજ્ઞ કરતા બ્રાહ્મણો પ્રત્યે યક્ષ) 'અરે તમે વાણીનો ભાર ઉપાડનારા છો, કેમકે વેદાધ્યયન કર્યા છતા તેના અર્થ ને જાણતા નથી।'

૨. ૧૨–૨૯૩–૧૨ થી ૨૧

૩. ૧૨–૨૯૩–૨૨ થી

અને સાખ્યની એકતા બતાવી, જેમ ઋતુઓ અમૂર્ત છતા તેમના કુદરતમા થતા ફેરફારરૂપ કાર્યથી ઋતુઓનુ અનુમાન થાય છે, એમ પ્રકૃતિનુ અને પરમાત્માનુ ગુણ અને નિર્ગુણપણાથી અનુમાન થાય છે[૪] તથા પ્રાકૃત વિષયોનો અને અજ્ઞાન—આત્મભ્રાંતિનો ત્યાગ કરવાથી અવ્યક્ત, ચિહ્નરહિત પરમાત્માને જ્ઞાનીઓ જાણે છે એ હકીકત સમજાવી[૫]

કવિએ અધ્યયનની સાથે એના શબ્દો જ નહિ, પણ શબ્દોની પાછળ રહેલા તત્ત્વ, ભાવ અને રહસ્ય સમજવા ઉપર ભાર મૂકી સમજાવ્યુ છે કે, રહસ્ય જાણ્યા વિનાનુ અધ્યયન એ તો વ્યર્થ ભાર ઉપાડવા જેવુ કાર્ય છે એ છતા એકલા અધ્યયનની પણ એની કક્ષાએ કિંમત છે, કારણ અધ્યયન પહેલુ છે, રહસ્યજ્ઞાન પછી છે, તેથી 'વ્યાસશુકસવાદ'મા, સ્થાવરજગમ પ્રાણીઓની અનુક્રમે એક બીજાથી વિશિષ્ટતા વર્ણવતા છેવટે ધર્મજ્ઞો શ્રેષ્ઠ, તેમાય ધર્મજ્ઞ ઉપરાત

૪. ૧૨-૨૯૩-૨૯ થી અને અ ૨૯૪થી

૫. કરાલ જનકે વસિષ્ઠ આગળ મૂકેલો 'સ્ત્રી–પુરુષ સબધ સાથે પ્રકૃતિ પુરુષ સબધને' સરખાવતો પ્રશ્ન ખૂબ ઊડો અને ભારતના બુદ્ધિમાન દાર્શનિકોને હજારો વર્ષથી મૂઝવતો આવ્યો છે એ શકાનુ યથાયોગ્ય નિરસન હજુ સુધી થયુ નથી અહીં ઋષિ વસિષ્ઠ 'પુમાન્ કે અપુમાન (પુરુષ કે સ્ત્રી અને નપુસક) વગેરે [ગુણાત્મક ભેદો પ્રકૃતિના છે, અને પુરુષ–લિંગી તો પુમાન્ કે અપુમાન્ કઈ નથી' (૧૨-૧૯૩ ૩૬) વગેરે કહી આ સબધોની સરખામણી ન થાય અને પ્રકૃતિ–પુરુષનો સબધ અનાદિ હોવા છતા પુરુષ—પરમાત્મા અલિપ્ત છે એવુ દર્શાવવા અછડતો પ્રયત્ન કરી પછી સાખ્ય-યોગની તાત્ત્વિક ચર્ચામા ઊતર્યા છે જો કે રહસ્યાર્થ સમજવા માટેના વચનો કહેવા દ્વારા એમણે તર્કની જાળમા ગૂચાયા વિના આચાર ધર્મને યાદ રાખવાના મહત્ત્વના સળગ વિચારસૂત્રને અભિવ્યક્ત કર્યુ છે, છતા આ મૂળ પ્રશ્નનુ નિરસન થતુ નથી

વેદજ્ઞ, તેમાંય વેદનું (વેદાર્થનું) પ્રવચન કરી જાણનારા[૬] અને તેમાંય આત્મજ્ઞને સર્વશ્રેષ્ઠ કહ્યા છે. કારણ કે તે જન્મમરણના સંબંધને યથાવત્ જાણે છે. (વળી આવા આત્મજ્ઞ) જે (પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપી) બંને ધર્મને જાણે છે એ પૂર્ણ, સર્વધર્મવેત્તા, ત્યાગી, સત્યસંકલ્પ, ક્ષાન્ત અને ઈશ્વર—ઐશ્વર્યશાળી છે, એ પ્રમાણે કહ્યું.[૭]

અને એમ શાબ્દિક અધ્યયન તથા સાર્થ અધ્યયનનું યથાયોગ્ય મૂલ્ય દર્શાવી, અધ્યયન માત્રનું શ્રેષ્ઠ પર્યવસાન આત્માને જાણવામાં છે એવો અભિપ્રાય આપેલો છે.[૮]

---

(નોંધ ૫ ચાલુ)

ગીતામા પણ જુદે જુદે સ્થળે (અ. ૩, ૭, ૧૪ ઇ.) સાંખ્યના જુદા જુદા આચાર્યો દ્વારા પ્રવર્તિત પ્રકૃતિ–પુરુષ સિદ્ધાંતનો જ્ઞાન, વિજ્ઞાન અને આચારની અભિવૃદ્ધિ કરનારો સુંદર વિનિયોગ કરેલો છે, પણ કુશળ દાર્શનિક કે શરના સાધકને મૂંઝવતા આ મૂળભૂત પ્રશ્નનો ચોક્કસ ઉકેલ ત્યાં પણ દેખાતો નથી. જો કે સાંખ્યસિદ્ધાંતમા આ ખામી દેખાવા છતાં, એ ખોળનાર પ્રથમ ઋષિ, અજોડ મહાકવિ, દ્રષ્ટા અને વિજ્ઞાની છે એમાં શંકા નથી. આ જોયા પછી એમ લાગે છે કે

सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥

ગીતા. ૧૮–૪૮ (મ૦ ભા૦ ૬–૪૦–૪૮).

એ ગીતા વાકચ કેટલા વ્યાપક પ્રમાણમા સાચું છે!

૬. ૧૨–૨૨૯–૧૧ થી.

૭. प्रवक्तृणि द्वयान्याहुरात्मज्ञानीतराणि च।
आत्मज्ञानि विशिष्टानि जन्माजन्मोपधारणात् ॥ १२-२२९-२०.
धर्मद्वय हि यो वेद स सर्वः सर्वधर्मविद्।
स त्यागी सत्यसङ्कल्पः स तु क्षान्तः स ईश्वरः ॥ २१.

જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૫૫, ૫૬; પૃ. ૧૪૩ થી.

૮. સર૦ सा विद्या या विमुक्तये।

१३९ शुश्रूषुरपि दुर्मेधा पुरुषोऽनियतेन्द्रियः ।
नायं वेदयितुं कृत्स्नौ धर्मार्थाविति मे मतिः ॥ १०-५-१

અજિતેન્દ્રિય (અને તેથી) દુર્મેધ મનુષ્ય સાભળવાની ઇચ્છા રાખતો હોય તો પણ ધર્મ અને અર્થને સંપૂર્ણ રીતે જાણી શકતો નથી, એવો મારો મત છે

'વળી જે મેધાની હોય તે પણ જ્યા સુધી વિનય ન શીખે ત્યા સુધી ધર્મ કે અર્થના સિદ્ધાંત વિષે કશુયે જાણી શકતો નથી'[1] ક્રોધથી ધૂધવાતા અને ગત્રે ઊંઘમા ધૃષ્ટદ્યુમ્ન સહિત આખી પાડવ-સેનાનો નાશ કરવાનુ કહેતા અશ્વત્થામાને, તેના મામા કૃપાચાર્યે આવા સારાસારનો વિવેક શીખવનારા ઉત્તમ વચનોથી સાત્વન આપવા પ્રયત્ન કર્યો આ વસ્તુને કૃપે ફરીથી વ્યતિરેક દ્વારા સૂચિત કરી 'મેધાની અને જિતેન્દ્રિય મનુષ્ય જો સાભળવાની ઇચ્છા રાખે તો તે સર્વ આગમોને જાણી શકે છે અને શાસ્ત્રોના ગ્રાહ્ય વિષયોનો વિરોધ

૧. ૧૦-૫-૨, આ શ્લોક પછી આવતા ક્ષેપક ન ૧૪ના બે શ્લોકો સરળ ઉપમા દ્વારા દુર્મેધ અને પ્રાજ્ઞની સરખામણી કરે છે થોડા પાઠ ફેરે આ બન્ને શ્લોક 'ધમ્મપદ' (ગાથા ૬૪, ૬૫)મા મળે છે

चिरं ह्यपि जडः शूरः पण्डितं पर्युपास्य ह ।
न स धर्मान्विजानाति दर्वी सूपरसानिव ।
मुहूर्तमपि तं प्राज्ञः पण्डितं पर्युपास्य ह ।
क्षिप्रं धर्मान्विजानाति जिह्वा सूपरसानिव । સૌપ્તિક ક્ષેપક ન ૧૪

કડછી જેમ દાળના રસને જાણી શકતી નથી એમ શૂર છતા જડ મનુષ્ય લાબા સમય સુધી પડિતની ઉપાસના કરે તોપણ ધર્મ (તત્ત્વ)ને જાણી શકતો નથી

પણ જેમ જીભ દાળના રસને તરત જ જાણી જાય છે એમ પ્રાજ્ઞ મનુષ્ય પડિતની એ મુહૂર્ત પણ ઉપાસના કરે તો તરત જ ધર્મ (તત્ત્વ)ને જાણી લે છે

કરતો નથી [૨] આગળ ચાલતા કૃપે અશ્વત્થામાને પાપકર્મથી વિરમવા માટે અનેકશઃ સમજાવ્યો, પણ એ સમજ્યો નહિ અને ઉપરના સુભાષિતમા કહેલી હકીકતને સાચી પાડી

આ સાથે જ આવો ઉપદેશ કરનાર કૃપાચાર્ય પણ (સાથી પોતાપ્રત્યે શંકિત ન થાય તે તથા બીજાં અનેક વ્યક્ત-અવ્યક્ત કારણોસર) અશ્વત્થામાએ કરેલા રાત્રિમહાનના સક્રિય ભાગીદાર થયા હતા એ બનાવ મનુષ્યના ચિત્તની ચચળતા, વિકળતા, સગની અસર અને વિલક્ષણતા બતાવી, જ્ઞાનીને પણ સદા અપ્રમત્ત રહેવાનુ સૂચવે છે.

૧૪૦. अधीयान पण्डित मन्यमानो
यो विद्यया हन्ति यश परेषाम् ।
तस्यान्तवन्तश्च भवन्ति लोका
न चास्य तद्ब्रह्म फल ददाति ॥ १-८५-२३

(વેદનુ) અધ્યયન કરીને પોતાને પંડિત માનતો જે મનુષ્ય વિદ્યા વડે પારકાના યશને હણે છે, તેના લોકો નાશવંત બને છે અને વેદો (અર્થાત્ વેદોનું જ્ઞાન) તેને ફળ આપતા નથી.

અભિમાન કરવાથી યયાતિનુ સ્વર્ગમાથી પતન થયુ હતુ.[૧] સજ્જન દૌહિત્રોની મધ્યમા પતન પામ્યા પછી યજ્ઞ કરતા દૌહિત્રોને પૂછવાથી સ્વર્ગમાથી મનુષ્યો ગર્વને લીધે પતન પામે છે એ કહી બધી જાતની બડાશ, ડફાસ કે અભિમાન એ ભયરૂપ હોઈ એ ત્યજી દેવાથી, મનમા રહેલા અભિમાનનું ભોજન કરનાર અર્થાત્ નમ્ર મનીષીઓ પરમ કલ્યાણને પામે છે, એમ જણાવતા વચનો યયાતિએ કહ્યા. એમાથી

૨. ૧૦-૫-૩.

૧. યયાતિ કથા માટે જુઓ ઉપર 'સત્ય' (પ્રક૦ ૩), શ્લો૦ ૮૫, પૃ ૯૯ થી

વિદ્યાનું અભિમાન નહિ કરવા વિષેનું વચન લીધું છે. યયાતિનાં વચનોમાં સ્વાનુભવના આધારે, તપ, દાન, શમ, દમ, હ્રી, આર્જવ અને સર્વભૂતાનુકમ્પાના ગુણો અભિમાનથી નાશ પામે છે; વેદજ્ઞાન ફળ આપતું નથી; અગ્નિહોત્ર, મૌન, અધ્યયન અને યજ્ઞ જે મંગળકારી કર્મો છે તે અભિમાનથી ભયપ્રદ બને છે, માટે સત્કાર થતાં આનંદિત થવું નહિ અને અપમાન થતાં સંતાપ કરવો નહિ, એ વિગતો ટૂંકાણમાં મુદ્દાસર સમજાવીને પંક્તિએ પંક્તિએ નમ્રતાનું અનુશીલન પ્રબોધ્યું છે.²

१४१. न नियोज्याश्च वः शिष्या अनियोगे महाभये ।
यथामति यथापाठं तथा विद्या फलिष्यति ॥ १२-३१४-४४

(વળી) તમારે શિષ્યોને (તેમને માટે) જે કાર્ય અયોગ્ય હોય અને મહાભયજનક હોય તેવું કાર્ય કરવાની આજ્ઞા કરવી નહિ. જેવી જેની બુદ્ધિ તથા જેવું જેનું અધ્યયન હશે તે પ્રમાણે વિદ્યા ફળશે.

મહર્ષિ વેદવ્યાસે તેમના ચાર શિષ્યો, સુમંતુ, વૈશંપાયન, જૈમિનિ અને પૈલ તથા પુત્ર શુકદેવ આ પાંચે જણાને[1] અધ્યયન કરાવી શ્રેષ્ઠ

૨. ૧-૮૫-૨૨ થી ૨૭.

૧. વેદવ્યાસને વેદ અને ઇતિહાસ-પુરાણ શીખનારા આ પાંચ શિષ્યો ઉપરાંત, માત્ર ઇતિહાસ-પુરાણ શીખનાર સૂત લોમહર્ષણ નામનો છઠ્ઠો શિષ્ય હતો. એણે નૈમિષારણ્યમાં વસતા બ્રાહ્મણોને મહાભારત સંભળાવેલું. (૧-૧૩-૬, ૭) મહાભારતની બે શ્રુત પરંપરા (૧) વ્યાસ > વૈશંપાયન > ઉગ્રશ્રવા > શૌનક (૧-૧-૧૫ થી ૧૯ ઇ.) (૨) વ્યાસ > લોમહર્ષણ > ઉગ્રશ્રવા > શૌનક (૧-૧૩-૬, ૭) પૈકી એકમાં એનું નામ છે. એટલે ચાલુ મહાભારત એ વૈશંપાયન તેમ જ સૂત લોમહર્ષણ એ બન્નેએ પ્રકાશિત કરેલ મહાભારતસંહિતાનું મિશ્રરૂપ છે.

(વિદ્યાર્થીઓ) બનાવ્યા. છતાં એમણે સર્વશ્રેષ્ઠ થવાની ઇચ્છાથી ઉપાધ્યાયને વિનંતી કરી કે 'અમારા પાંચ સિવાય આપનો છઠ્ઠો શિષ્ય વેદજ્ઞાનમાં અમારા જેટલી ખ્યાતિ ન પામે એવો વર આપો.' શિષ્યોનું વચન સાંભળી વેદાર્થતત્ત્વવિત્, પરલોકાર્થચિન્તક બુદ્ધિમાન્ ગુરુ વ્યાસે, સર્વશ્રેષ્ઠ તરીકે પંકાવા માટે શું જરૂરી છે તે જ કહી, એમની સર્વશ્રેષ્ઠ થવાની લાગણીની કદર કરી અને સર્વશ્રેષ્ઠ થવાની ઇચ્છામાં રહેલા સ્વાર્થ માટે શિષ્યોને મુદ્દલ દોષ દીધા સિવાય, સ્વાર્થનો કાંટો એની મેળે દૂર થઈ જાય અને શ્રેષ્ઠત્વ આવે એવી શિખામણ દીધી.[૨] સમાવર્તન પછી અધ્યાપક બનનારા આ શિષ્યોને સર્વશ્રેષ્ઠ અધ્યાપક બનવા માટે અનિવાર્યપણે જરૂરી, નીચેની સૂચનાઓ આપી. '(શબ્દ) બ્રહ્મ—વેદ સાંભળવાની ઇચ્છા રાખનારા બ્રહ્મનિષ્ઠ (બ્રાહ્મણને) વેદાધ્યયન કરાવજો. તમે થોડા છો તે અનેક થાઓ અને જગતમાં વેદોનો વિસ્તાર (પ્રચાર અને જ્ઞાનવિસ્તાર બંને અર્થમાં) કરો. (પ્રચાર કરવો)[૩] છતાંયે જે શિષ્ય ન હોય—વિદ્યાર્થી ન હોય, બ્રહ્મચર્ય વ્રતવાળો ન હોય અને અકૃતાત્મા હોય તેને વિદ્યા

૨. વ્યાસના શિષ્યોનું વચન સ્વાર્થી લાગે છે, પણ દરેક વિદ્યાર્થીની પોતે ગુરુનો સર્વશ્રેષ્ઠ વિદ્યાર્થી થાય એવી તમન્ના હોય છે એવી આ લાગણી છે વળી પોતાની લાગણી સરળપણે ગુરુ આગળ વ્યક્ત ન કરે તો ક્યાં કરે ? તેથી એમનું વચન સ્વાર્થી હોવા છતાં એ સ્વાભાવિક અને વ્યાપક લાગણી વ્યક્ત કરે છે વ્યાસે એ દોષ વિષે કંઈ નહિ કહીને એમને સર્વશ્રેષ્ઠ અધ્યાપક બનવા માટે જરૂરી સૂચનાઓ આપી, એમને સર્વશ્રેષ્ઠ બનવાનો રસ્તો બતાવ્યો અને આડકતરી રીતે એમની લાગણીમાં રહેલો મોહગ્રંથિ ઘર્ષણ વિના દૂર થાય એવો પાઠ આપ્યો. માનસશાસ્ત્રની દૃષ્ટિએ દોષ દૂર કરવા અને મૈત્રીભાવ સ્થાપના એમ બન્ને રીતે આડકતરી પદ્ધતિ, ઘણી અસરકારક અને બીજી બધી પદ્ધતિઓ કરતા સરવાળે ઉત્તમ સાબિત થયેલી છે તે નોંધવું અહીં પ્રસ્તુત છે.

૩. ૧૨-૩૧૪-૪૦ થી.

ન આપવી માટે શિષ્યના ગુણો બરાબર જાણી લેવા. જેનુ ચારિત્ર્ય ન જાણ્યુ હોય તેને કદાપિ વિદ્યા આપવી નહિ જેમ શુદ્ધ સુવર્ણને તપાવી, કાપી અને કસીને પરીક્ષા કરવામા આવે છે તેમ શિષ્યોના કુલ, ગુણ વગેરેનુ નિરીક્ષણ કરી પરીક્ષા કરવી.'૪ એ પછી ઉપર ટાંકેલુ વચન કહી, શિષ્યોને કસવા ખરા, પણ એમને અનુચિત કે

૪. यथा हि कनक शुद्ध तापच्छेदनिघर्षणै ॥
परीक्षेत तथा शिष्यानीक्षेत्कुलगुणादिभि ॥ ११२-३१४ ४३.

સર° 'ગરુડપુરાણ' ११२-३, 'ચાણક્ય-રાજનીતિ'—૫ ૨

સર° ધર્મપરીક્ષા કરવા વિષે કોઈ જૈન વિદ્વાનનુ સુભાષિત, સભવત હરિભદ્રસૂરિ કે ધર્મકીર્તિનુ હશે.

यथा चतुर्भि कनक परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनै. ।
. तथैव धर्मो विदुषा परीक्ष्यते श्रुतेन शीलेन तपोदयागुणै ॥
'अहिंसादिग्दर्शन' पृ ३७

જેમ કસીને, કાપીને, તપાવીને અને કૂટીને સુવર્ણની ચાર રીતે પરીક્ષા કરવામા આવે છે એ જ પ્રમાણે શ્રુત, શીલ, તપ અને દયાના ગુણોથી વિદ્વાનો ધર્મની પરીક્ષા કરે છે

(૨) સર° विद्या ह वै ब्राह्मणमा जगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि ।
असूयकायानृजवेऽयताय न मा ब्रूया वीर्यवती तथा स्याम् ।

× × ×

अध्यापिता ये गुरु नाद्रियन्ते विप्रा वाचा मनसा कर्मणा वा।
यथैव ते न गुरोर्भोजनीयास्तथैव तान्न भुनक्ति श्रुत तत् ॥
'निरुक्त' २-१-४.

વિદ્યાએ બ્રાહ્મણ પાસે આવીને કહ્યુ કે 'હુ તારો નિધિ છુ અને તુ મારુ સરક્ષણ કરજે, અને મને અસૂયા કરનારને, અનૃજુ-કપટીને અને અસયમીને કદિ પણ આપીશ નહિ એમ કરવાથી હુ (તારા અને બીજાઓ માટે)

મહાભયંકર કાર્ય ન બતાવવું એની ચોખવટ કરી છે.[૫] કારણ વિદ્યા ગ્રહણ કરવા માટે જોઈતી ચારિત્ર્યશીલતા, ખંત, ખડતલપણું વગેરે ગુણો હોય તો ગુરુએ એમને યોગ્યતા પ્રમાણે વિદ્યા આપવી જોઈએ, નાહક દુઃખી ન કરવા જોઈએ. પછી તો જેની જેનામા બુદ્ધિની તેજસ્વિતા તથા સમજશક્તિ હશે અને જેવું અધ્યયન કરશે તે પ્રમાણે વિદ્યા ઓછું કે વત્તું ફળ આપનારી થશે. વળી આ વચનથી લાયક અધ્યાપકે જો શિષ્યોને યોગ્ય રીતે કસીને લીધા હશે તો તે વિદ્યા ગુરુને ઉત્તમ અધ્યાપક તરીકે પ્રતિષ્ઠા અપાવશે, અને ઉત્તમ અધ્યાપક-દ્વારા શિક્ષણ મેળવેલા કસાયેલ લાયક વિદ્યાર્થીઓ મારફત વીર્યવતી વિદ્યાનું તેજ એમના અને સમાજના જીવનમા પ્રકટ થઈ સફળ થશે, એવો સર્વોત્તમ થવાના વરદાનની માગણીનો ગુરુ વ્યાસે શિષ્યોને આપેલો સુયોગ્ય અનુભૂત ઉત્તર છે.



---

(નોધ ૪ ચાલુ)

વીર્યવતી થઈશ ' × × × જે વિપ્રો મન, વચન, કર્મથી અધ્યાપકગુરુનો આદર કરતા નથી તેઓ જે રીતે ગુરુને ફળતા નથી એવી જ રીતે વિદ્યા પણ તેઓને ફળતી નથી × × ×

(૩) જુઓ નીચે 'પ્રકીર્ણ' (પ્રકર૦ ૨૦) શ્લોક ૧૯૦, ૧૯૧.

૫. જુઓ ઉપર શ્લોક ૧૩૩, પૃ. ૪૨૯ થી.

## ૧૫

# તત્ત્વજ્ઞાન

૧૪૨. [1]अमानित्वम[2]दम्भित्वम[3]हिंसा [4]क्षान्ति[5]रार्जवम् ।
[6]आचार्योपासनं [7]शौचं [8]स्थैर्य[9]मात्मविनिग्रहः ॥
६-३५-७ (गीता १३-७)

૧૪૩. [10]इन्द्रियार्थेषु वैराग्यम[11]नहंकार एव च ।
[12]जन्ममृत्युजराव्याधिदु:खदोषानुदर्शनम् ॥
६-३५-८ (गीता. १३-८)

૧૪૪. [13]असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
[14]नित्यं च [15]समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
६-३५-९ (गीता. १३-९)

૧૪૫. [16]मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
[17]विविक्तदेशसेवित्व[18]मरतिर्जनसंसदि ॥
६-३५-१० (गीता. १३-१०)

૧૪૬. [19]अध्यात्मज्ञाननित्यत्वं [20]तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥[1]
६-३५-११ (गीता. १३-११)

---

૧. પં. કાશીનાથ વામન લેલેના મરાઠી પુસ્તકમાં એમણે આ સદ્ગુણોના વિરોધી ગુણો બતાવતા શ્લોકો 'ભાષ્યોત્કર્ષ દીપિકા'માંથી ટાંક્યા છે (ભગવદ્ગીતા, શાંકરભાષ્ય ભાગ ૫, પૃ. ૭૪૭, ૭૪૮.)

અમાનિત્વ,[૨] અદંભિત્વ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની સેવા, શૌચ, સ્થૈર્ય, આત્મસંયમ, ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, નિરહંકારીપણું, જન્મ, મરણ, જરા, વ્યાધિ, દુઃખ અને દોષોનું (સતત) અવલોકન, પુત્ર, સ્ત્રી ઘર વગેરેમાં મોહમમતાનો અભાવ, પ્રિય અને અપ્રિય બનાવોમાં ચિત્તની કાયમી સમતા, મારે (અર્થાત્ ભગવાનને) વિષે અનન્યધ્યાનથી એકનિષ્ઠ ભક્તિ, એકાન્ત અર્થાત્ શુદ્ધ સ્થળનું સેવન, (લોલુપ) જનસમૂહમાં અરતિ,[૩] આધ્યાત્મિક

---

૨. (૧) ગીતાના આ શ્લોકોની યાદ સાથે લખાયેલી તુલસીરામાયણની ચોપાઈઓ સર૰

ग्यान मान जहँ एकउ नाहीं । देख ब्रह्म समान सब माहीं ॥
कहिअ तात सो परम बिरागी । तृन सम सिद्धि तीनि गुन त्यागी ॥

તુલ. રામા., ' અરણ્યકાંડ ' ૨૨-૭, ૮.

જ્યાં માન આદિ એકે દોષ નથી એ જ્ઞાન છે, અને જે સર્વમાં સમાનરૂપે બ્રહ્મને જુએ છે, તથા જેણે સર્વ સિદ્ધિઓ અને ત્રણ ગુણોને તણખલાની જેમ ત્યજી દીધા હોય તે હે તાત ! શ્રેષ્ઠ વૈરાગ્યવાળો છે.

(૨) સર૰ मिथ्याज्ञानसे हम हमेशा डरते रहे । मिथ्याज्ञान वह है जो हमको सत्यसे दूर रखता है या करता है।

' નિત્યમનન ' પૃ. ૧૫. તા. ૨-૧૨-૪૪.

(૩) સર૰ 'રૂપું' નહિ પણ મારું શિક્ષણ લો. ચોખ્ખા સોના કરતા વિદ્યા સંપાદન કરો. કેમકે જ્ઞાન માણેક કરતા શ્રેષ્ઠ છે, સર્વ મેળવવા ધારેલી વસ્તુઓ તેની બરાબરી કરી શકે નહિ.' 'બાઇબલ' (જૂનો કરાર) ' નીતિવચનો ' ૮-૧૦, ૧૧.

૩. (૧) अरतिर्जनसंसदि । પદોનો અર્થ શંકરાચાર્યે આ પ્રમાણે આપ્યો છે. अरतिः अरमणं जनसंसदि, जनानां प्राकृतानां संस्कारशून्यानां अविनीतानां संसत् समवायः जनसंसत्; न संस्कारवतां विनीतानां संसत्, तस्याः ज्ञानोपकारित्वात् । જન એટલે પ્રાકૃત, સંસ્કારશૂન્ય, અવિનીત લોકો. તેમની સંસદ

જ્ઞાન નિત્ય છે તેવી સમજ અને તત્ત્વજ્ઞાનના પ્રયોજનનુ (આત્મજ્ઞાનનુ, ચૈતન્યતત્ત્વના જ્ઞાનનુ) દર્શન—આ બધુ જ્ઞાન કહેવાય છે, આ સિવાય બીજુ તે અજ્ઞાન છે

ગીતાના તેરમા "પ્રકૃતિપુરુષવિવેકયોગ" અધ્યાયમા શરૂઆતમા ક્ષેત્ર—શરીર, જ્ઞાન—તત્ત્વજ્ઞાન અને જ્ઞેય—આત્મા, પરમાત્મા વિષે પ્રવચન કરતા શ્રીકૃષ્ણ પરમાત્માએ જ્ઞાન એટલે શુ? એ દર્શાવતા વચનો કહ્યા તે ઉપર ટાંકયા છે એમા ભારપૂર્વક જણાવ્યુ છે કે આ લક્ષણોથી જે ઊલટુ છે તે અજ્ઞાન છે ઉપલક રીતે જોતા એવુ લાગવાનો સભવ છે કે અમાનિત્વ વગેરે જ્ઞાન કેવી રીતે કહેવાય? જ્ઞાનના રૂઢ અર્થમા એ જ્ઞાન નથી ખરેખર તો આ વીસે સદ્‌ગુણો ઉત્કૃષ્ટ જ્ઞાનસાધન છે એ સદ્‌ગુણોનુ પ્રકટીકરણ, અનુશીલન, અને વિકાસ થતા એમનુ પર્યવસાન જ્ઞેય એટલે આત્માના યથાર્થ જ્ઞાનમા થાય છે, માટે એ જ્ઞાન છે કોઈ પણ વ્યક્તિ પહેલે જ દિવસે જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરી શકે? તેથી આ જ્ઞાનસાધનો દ્વારા પ્રાપ્તવ્ય જ્ઞેય અર્થાત્ પરમાત્મા, જે સ્વય જ્ઞાન છે, જ્ઞેય અને જ્ઞાન (—સાધન) વડે જાણી શકાય એવા અને સર્વના હૃદયમા વસી રહેલા છે, તેમને અનુક્રમે જાણી શકાય છે,[૪] માટે એને 'જ્ઞાન' નામ આપ્યુ છે

---

(નોધ ૩ ચાલુ)
અટલે સમૂહ સભા એમા અરતિ એટલે અપ્રીતિ અહીં સરકારી અને વિનીતોના સમૂહમા અપ્રીતિનો અર્થ નથી કેમકે તેઓ તો જ્ઞાનપ્રાપ્તિમા ઉપકારી છે

(૨) શકરાચાર્યના વચનની યથાથતા મચ્ચિત્તા° ૬-૩૨ ૯ (ગીતા ૧૦ ૯)ના શ્લોકથી દેખાય છે જુઓ ઉપર 'ભક્તિ' (પ્ર૰ ૬) પૃષ્ઠ ૮૮, ૮૯, નોંધ ૭ પૃ ૨૮૫

૪ ज्ञान ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥ १३ १७
(ગીતા ૧૩-૧૭)

સંક્ષેપમાં, આચાર તથા જ્ઞાનનો (અનુભવ અને તર્કનો, વિજ્ઞાન અને જ્ઞાનનો) સમન્વય કરીને તત્ત્વજ્ઞાન (તત્ સત્ક પરમાત્મા તેના યથાર્થ રૂપની સમજણ પાડનાર વિદ્યા)ની વ્યાખ્યા બનનાર આ જ્ઞાન-સાધનો પર્યાયે દૈવીન પત્તિ,[5] દમ,[6] સત્ય,[7] સ્થિતપ્રજ્ઞ,[8] વ ના લ લક્ષણો છે, અથવા બીજી રીતે જોઈએ તો દરેક દરેક સાધન એ ચોક્કસ દિશા સૂચવનો બધાય ગુણોનો સમુચ્ચય છે. એ સમુચ્ચય કેવળ અધ્યયનથી નહિ પણ ભક્તિભર્યા હૃદયથી થના આચરણ, સંશોધન, અધ્યયન અને આચાર્યોપાસનના એકતાનટા અને વિલમ્ત સેવનથી ગ્રહણ થઈ શકે છે.

'(તત્ત્વ)જ્ઞાનના જેવુ પવિત્ર આ લોકમા કઈ છે જ નહિ,[9] 'જ્ઞાનમા સર્વ કર્મો પર્યવસાન પામે છે,'[10] 'સર્વ પાપીમા પાપી પણ જ્ઞાનરૂપી નાવ વડે પાપ (રૂપી સમુદ્ર)ને તરી જાય છે,'[11] 'જ્ઞાનાગ્નિ સર્વ કર્મ (બન્ધનને) બાળી મૂકે છે'[12] વગેરે વાક્યોથી ભગવાને તત્ત્વજ્ઞાનનુ વાસ્તવિક, તમસથી પર પરમજ્યોતિરૂપ પરમા માને પ્રાપ્ત કરાવનારું પાસુ બતાવી, અર્જુનના મિષે, ટૂ પાતી માનવતાને વીર્યવત આલબન આપ્યુ છે આ જ્ઞાનરૂપી આલબનમા પરસ્પર

---

૫. ૬-૩૮-૧ થી ૩

૬ ૧૨-૧૫૪-૫ થી, સર° ૬-૩૨-૩૮ (ગીતા ૧૦-૮)

૭ ૧૨-૧૫૬-૮, ૯ ઇ, જુઓ ઉપર 'સત્ય' (પ્રક૦ ૩), શ્લોક ૪૮, નોધ ૬, પૃ ૧૦૮ થી

૮. ૬-૨૪-૫૫ થી ૭૨ (ગીતા ૨ ૫૫ થી ૭૨)

૯. ૬-૨૬-૩૮ (ગીતા ૪ ૩૮)

૧૦. ૬-૨૬-૩૩ (ગીતા ૪-૩૩)

૧૧ ૬-૨૬-૩૬ (ગીતા ૪-૩૬)

૧૨ ૬-૨૬-૩૭ (ગીતા ૪-૩૭)

પ્રેમભાવ, મૈત્રીભાવ પણ આસક્તિનો અભાવ, અત્યંત નિરભિમાની-પણું પણ આત્માની—પોતાની અવહેલનાનો અભાવ, પુત્ર, પત્ની, અત્યંત સ્નેહી, મિત્રાદિ અને ઘરબાર વ. મિલકતોમાં પ્રીતિ અને આત્મભાવ—અભિષ્વઙ્ગનો અભાવ પણ પુત્ર, પત્ની, મિત્રસહિત સારાયે બ્રહ્માંડમા—અને જો અનેક બ્રહ્માંડો હોય તો તેઓમાં—વિલસતા વિશાળ પરમાત્મા સાથે પ્રીતિ અને આત્મભાવ, હર્ષ અને ક્રોધ રહિત ઉત્કૃષ્ટ સમત્વસ્થિતિ, લોલુપ જનો સાથે ભળવામા અપ્રીતિ પણ નમ્રપણું હોઈ તેઓ પ્રત્યે સમભાવ વગેરે અંતર્ગત હોઈએ સ્વસંચાલિત ઉત્થાનતંત્ર બન્યું છે. તથા વ્યક્તિગત કક્ષાએ તેનો પૂરો વિકાસ કરવું અને સમષ્ટિગત કક્ષાએ કર્મફલ-અનાસક્તિના સિદ્ધાંત અનુસાર પરમાત્માની સત્તાની અપરિમિત શક્તિની ઝાંખી કરાવતી ઉત્તરોત્તર મહાન થતી શોધો કરતા શોધકોને આદિથી અંત સુધી લક્ષ્યબિંદુ ઉપર સ્થિર રાખતા વિજ્ઞાનશાસ્ત્રનો પાયાનો મંત્ર બન્યું છે.



## ૧૬

# સજ્જન-દુર્જન વિવેક

૧૪૭ प्राज्ञस्तुजल्पता पुसा श्रुत्वा वाच शुभाशुभा ।
गुणवद्वाक्यमादत्ते हस क्षीरमिवाम्भस ॥[१] १-६९-१०

જેમ હંસ પાણીમાથી દૂધ ગ્રહણ કરે છે તેમ પ્રાજ્ઞપુરુષ, બોલનાર મનુષ્યની શુભ અશુભ વાણીમાથી ગુણવાળા વાક્યનુ ગ્રહણ કરે છે

રાજા દુષ્યન્તે, ભરતને લઈને આવેલી શકુતલાને, નિષ્ઠુરતાથી અપમાની, તેના માતાપિતા ઉપર આક્ષેપ કરી, ચાલ્યા જવાનુ કહ્યુ[२] ત્યારે માનિની પડિતા શકુતલાએ જવાબ આપતા, સજ્જન દુર્જનના લક્ષણો કહ્યા તેમાથી આ વચન લીધુ છે[३] આગળ ચાલતા સજ્જન

---

૧. સર° તુલસી રામા

जड चतन गुन दोषमय, बिस्व कीन्ह करतार ।
सत हस गुन गहहिं पय, परिहरि बारि बिकार ॥ ‘બાલકાડ દોટો’ ૭

કિરતારે જડ ચતન વિશ્વને ગુણદોષમય રચ્યુ છે, તેમા સતરૂપી હસ દોષરૂપી જળ ત્યજીને ગુણરૂપી દૂધ ગ્રહણ કરે છે

૨ જુઓ ઉપર ‘સત્ય’ (પ્રક૦ ૩) શ્લોક ૪૩ ૪૪ પૃ ૯૩ થી અને નીચ શ્લોક ૧૫૫ પૃ ૪૭૩ વગેરે

૩ (૧) સર° શકુતલાના વચનમાનુ મૂર્ખ અર્થાત્ દુર્જનલક્ષણ

मूर्खो हि जल्पता पुसा श्रुत्वा वाच शुभाशुभा ।
अशुभ वाक्यमादत्ते पुरीषमिव सूकर ॥ १-६९-

અને દુર્જનની સરખામણી કરીને શકુંતલાએ કહ્યુ, 'બીજાની નિંદા કરતા સજ્જનને જેમ પરિતાપ થાય છે, એમ બીજાની નિંદા કરતા દુર્જન સંતુષ્ટ થાય છે।[૪] વૃદ્ધોને અભિવાદન કરીને જેમ સજ્જનો શાન્ત થાય છે એમ સારા માણસની નિંદા કરીને મૂર્ખ શાન્ત થાય છે। પોતાના દોષ નહિ જાણનારા અને પારકા દોષને જોનારા મૂર્ખો એનથી જીવે છે, અને બીજાઓ જે કાર્યમાં મૂર્ખોને અયોગ્ય ગણે છે, તે કાર્ય માટે મૂર્ખાઓ સજ્જનોને અયોગ્ય ગણે છે। વળી આ દુનિયામાં આના જેવુ એકે હાસ્યપાત્ર નથી કે જ્યાં દુર્જન બીજાને દુર્જન કહે છે અને પોતાને સજ્જન કહે છે। સત્યધર્મથી ચ્યુત થએલા માણસથી નાસ્તિક પણ, કોપેલા ઝેરી સાપથી બીએ એમ, બીએ છે તો આસ્તિક માણસનુ તો કહેવુ જ શુ ?[૫]

શકુંતલાએ કરેલી સરખામણી જુદા દૃષ્ટિબિંદુથી દૈવી અને આસુરી સંપત્તિની, સંયમ અને અસંયમની, જ્ઞાન અને અજ્ઞાનની સરખામણી છે. કવિએ આ સરખામણીથી બતાવ્યુ છે કે પારલૌકિક અને સાધુજીવન માટે જ માત્ર, દૈવીસંપત્તિ અર્થાત્ સદ્ગુણોની જરૂર નથી પણ સુખી ચિંતામુક્ત લોકયાત્રા—ભૌતિક જીવન જીવવા માટે પણ

(નોંધ ૩ ચાલુ)

(૨) સર૰ 'વિદુરનીતિ'નુ સુભાષિત

विद्यामदो धनमदस्तृतीयोऽभिजनो मद ।

एते मदावलिप्तानामेत एव सतां दमा ॥ ૫-૩૪-૪૨

વિદ્યાનો મદ, ધનમદ અને ત્રીજો કુલીનતાનો મદ એ ઉદ્ધતોને મદ—નશારૂપ છે, પણ એ જ સજ્જનોને (એનાથી ઊલટું) દમ (સંયમ) રૂપ છે

૪ अन्यान्परिवदन्साधुर्यथा हि परितप्यते ।

तथा परिवदन्न्यांस्तुष्टो भवति दुर्जन ॥ ૧-૬૯-૧૧

૫. ૧-૬૯-૧૨ થી ૧૫

એની જ જરૂર છે જ્યા જ્યા જેટલા જેટના પ્રમાણમા દૈવીસ પત્તિ, સયમ, ધર્મનો નિરોધ છે એટલા પ્રમાણમા કલહ, લડાઈ, દુ ખ, અસ તોષ, અને અવનતિ ન્હેરાના તથા જ્યા જેટલા પ્રમાણમા એનુ અનુશીલન છે એટલા પ્રમાણમા સ પ, સુલેહ, સુખ, સ તોષ અને ઉન્નતિ વસવાના ગીતાના અ તે સ જ્યે 'જ્યા યોગેશ્વર કૃષ્ણ છે અને ધનર્ધર પાર્થ છે ત્યા શ્રી, વિજય, અવિચળ ભૂતિ—સ પત્તિ અને નીતિ—ભૌતિક જીવન જીવવાની કળા છે, એવો મારો મત -સિદ્ધાત છે,'[૬] એમ કહ્યુ છે તે સમગ્ર જીવનને, સૂક્ષ્માતિસૂક્ષ્મ આત્મિકથી માડીને સ્થૂનાતિસ્થૂન ભૌતિક જીવન સુધીને, એકધારુ લાગુ પડે છે

વ્યાસે શાશ્વત સુખ મેળવવા માટે શોધાયેના સિદ્ધાતોને, વિવિધ રીતે, વિવિધ કક્ષાના માણસો, જ્વી રીતે આચરી શકે, તે ભાષાના વિવિધ લક્ષણો દ્વારા વ્યક્ત કર્યા છે શકુ તલાનુ વક્તવ્ય જ્ઞાન મેળવવાની શરૂઆત કરતા જિજ્ઞાસુ માટે અત્ય ત સરળ રીતે, નિંદારસના ઉચ્છેદથી[૭] શરૂ થતા, ગુણગ્રાહકતાથી સ ચિત થતા અને આચારથી વિકસતા જ્ઞાન-ભ ડારની વિપુન શકયતા પ્રત્યે ઉત્સાહપ્રેરક દિગ્દર્શન કરે છે

---

૬ (१) यत्र योगेश्वर कृष्णो यत्र पार्थो धनुर्धर ।
तत्र श्रार्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ १-४०-७८
(ગીતા ૧૮-૭૮)

(ગીતાનો આ છે લો ક્નો છ )

આ શ્લોકમા આવતા 'યે ગશ્વર કૃષ્ણ' અને 'ધનુર્ધારી પાર્થ' પદ બે અર્થમા પ્રયોજાયેલા દેખાય છે (૧) રાજનીતિના નિષ્ણાત અને શાસ્ત્ર વિદ્યાના નિષ્ણાત (૨) અનુભવસિદ્ધ અકુ ઠિત જ્ઞાન અને તે જ પ્રમાણે આચરણ કરતી ક્રિયા

(૨) જુઓ નીચ ભારતસ વિત્રી' (પ્રક૦ ૨૧), શ્લોક ૧૮૪નુ ઉદઘાટન

૭ (૧) અર્જુનને વિજ્ઞાન સહિત જ્ઞાનનો (ગીતાજ્ઞાનનો)બોધ લેવાનો અધિકાર માન્યો તેનુ કારણ ભગવાને શ્રીમુખે જણાવ્યુ છે તે સર°

१४८. आत्मन्यपि न विश्वासस्तावान्भवति सत्सु यः ।
तस्मात्सत्सु विशेषेण सर्वः प्रणयमिच्छति[1] ॥ ३-२८१-४१

१४९. सौहृदात्सर्वभूतानां विश्वासो नाम जायते ।
तस्मात्सत्सु विशेषेण विश्वासं कुरुते जनः ॥ ३-२८१-४२

---

(નોધ ૭ ચાલુ)

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥

૬-૩૧-૧ (ગીતા, ૯-૧).

તું અસૂયા વિનાનો—નિંદા નહિ કરનારો, પરગુણમાં દોષદર્શન નહિ કરનારો—હોવાથી તને હું ગુહ્યતમ, અનુભવસિદ્ધ જ્ઞાન આપીશ, જે જાણીને તું અશુભમાંથી મુક્ત થઈશ.

(૨) જયશીલતાનું ઉત્તમ રહસ્ય, સત્ય, આનૃશંસ્ય. ધર્મ અને ઉદ્યમ એ ચાર ગુણ છે, અને આ ગુણો, સમૂહ, બળ તથા વીર્યથી અનેકશઃ ચઢિયાતા છે. આ રહસ્ય જેવાતેવાને જણાવાય નહિ તેવું હોવા છતાં અર્જુને ધર્મરાજને યુદ્ધ શરૂ થયા પહેલાં 'તેઓ અસૂયા વિનાના—અદોષદર્શી હતા' તેથી કહી સંભળાવ્યું હતું. આ જ રહસ્ય પૂર્વે પિતામહે (બ્રહ્માએ) મહેન્દ્રાદિ દેવોને કહ્યું હતું અને તેને ઋષિ નારદ, ભીષ્મ અને દ્રોણ જાણતા હતા. ૬-૨૧-૭ થી ૧૦.

૧. સજ્જન અંગેનાં થોડા ઉલ્લેખો સર°

(१) गतिरात्मवतां सन्तः सन्त एव सतां गतिः ।
असतां च गतिः सन्तो न त्वसन्तः सतां गतिः ॥ ५-३४-४४.

જ્ઞાનીઓનો આધાર સજ્જન છે, સજ્જનોનો આધાર પણ સજ્જન છે, અને અસજ્જનો—દુર્જનોનો આધાર પણ સજ્જન છે, પરન્તુ અસજ્જન—દુર્જન, સજ્જનનો આધાર (કદી) હોતો નથી.

(२) यादृशैः सन्निवसति यादृशांश्चोपसेवते ।
यादृगिच्छेच्च भवितुं तादृग्भवति पूरुषः ॥ १२-२८८-३२.

૧૫૦ सता सदा शाश्वती धर्मवृत्ति सन्तो न सीदन्ति न च व्यथन्ति ।
सता सद्भिर्नाफल सगमोऽस्ति सद्भ्यो भय नानुवर्तन्ति सन्त ॥
३–२८१–४६

(નોધ ૧ ચાલુ)

यदि सन्त सेवते यद्यसन्त तपस्विन यदि वा स्तेनमेव ।
वासो यथा रङ्गवश प्रयाति तथा स तेषा वशमभ्युपैति ॥
૧૨–૨૮૮–૩૩ (ઇત્યાદિ)

પુરુષ જેવાની સાથે વસે છે, જેવાઓનુ સેવન કરે છે અને જેવો થવાની ઇચ્છા રાખે છે, તેવો થાય છે

જો સત્પુરુષનુ સેવન કરે તો સજ્જન થાય છે, તપસ્વીનો સહવાસ રાખે તો તપસ્વી અને ચોરનો સહવાસ રાખે તો ચોર થાય છે જેમ વસ્ત્ર (જેવા જોડે સપર્કમા આવે તેવુ) રગીન થાય છે એમ પુરુષને પણ (સગનો) રગ લાગે છે

સર૰ સજ્જન પ્રશસા અને સજ્જન કે દુર્જન સાથે વસવાથી થતા લાભાલાભ વિશે ૩–૧–૨૧ થી ૨૮

(૩) ततो दु सङ्गमुत्सृज्य सत्सु सज्जेत बुद्धिमान् ।
सन्त एतस्य छिन्दन्ति मनोव्यासङ्गमुक्तिभि ॥
'ભાગવત' ૧૧–૨૬–૨૬

सन्तोऽनपेक्षा मच्चित्ता प्रशान्ता समदर्शिन ।
निर्ममा निरहकारा निर्द्वन्द्वा निष्परिग्रहा ॥
'ભાગવત' ૧૧–૨૬–૨૭

(શ્રી ભગવાન ઉદ્ધવને કહે છે) એટલા માટે બુદ્ધિમાન પુરુષે ખરાબ સગ મૂકી દઈને સજ્જનનો સગ કરવો કેમકે સજ્જન પોતાના વચનોથી એના મનની આસક્તિને કાપી નાખે છે જેઓ અપેક્ષારહિત મારામા ચિત્ત રાખનારા, પ્રશાન્ત, સમદર્શી, નિર્મમ, નમ્ર, (હર્ષ, શોક વ.) દ્વદ્વોથી રહિત અને અપરિગ્રહી છે તેઓ સજ્જન છે

(૪) જુઓ તુલસી રામા 'અરણ્યકાડ' દોહા ૭૩ પછી ચોપાઈ ૫ થી ૯, દોહા ૭૪ અને ચોપાઈ ૧ થી ૮

१५१. सन्तो हि सत्येन नयन्ति सूर्यं सन्तो भूमिं तपसा धारयन्ति ।
सन्तो गतिर्भूतभव्यस्य राजन्सतां मध्ये नावसीदन्ति सन्तः[२] ॥
३-२८१-४७

१५२. न च प्रसादः सत्पुरुषेषु मोघो न चाप्यर्थो नश्यति नापि मानः ।
यस्मादेतन्नियतं सत्सु नित्यं तस्मात्सन्तो रक्षितारो भवन्ति ॥
३-२८१-४९

મનુષ્યને જેવો સજ્જનમાં વિશ્વાસ હોય છે તેવો (વિશ્વાસ) પોતાનામાં પણ નથી હોતો. તેથી સર્વ મનુષ્યો ખાસ કરીને સજ્જન સાથે પ્રીતિ ઇચ્છે છે.

સર્વ પ્રાણીઓ પ્રત્યે સુહૃદ્ભાવથી વિશ્વાસ ઉત્પન્ન થાય છે, માટે મનુષ્યો ખાસ કરીને સજ્જનનો વિશ્વાસ કરે છે.

સજ્જનો સદૈવ શાશ્વતી ધર્મવૃત્તિવાળા હોય છે; સજ્જનો સીદાતા નથી તેમ દુઃખી થતા નથી; સજ્જનોનો સજ્જનો સાથેનો સમાગમ અફળ જતો નથી; સજ્જનથી સજ્જનને ભય થતો નથી.

સજ્જનો જ સત્યથી સૂર્યને ગતિમાન કરે છે, સજ્જનો ધરતીને તપવડે ધારણ કરે છે, હે (યમ) રાજ! સજ્જનો ભૂત ભવિષ્યના આધાર—ગતિ છે, સજ્જનોની મધ્યે સજ્જન સીદાતો નથી.

---

૨. સર૰ ઉપર 'સ ય' (પ્રક૰ ૩), શ્લોક ૪૫, પૃ. ૯૯ વાળું યયાતિ-વાક્ય. નમ્રતાથી પવિત્ર થયેલો સજ્જન યયાતિ, સજ્જનોની પરંપરાને અનુરૂપ શબ્દો ઉચ્ચારે છે.

સત્પુરુષોનો પ્રસાદ નિષ્ફળ જતો નથી, તેઓ (કોઈનાય) અર્થનો નાશ કરતા નથી તેમ માનખંડન પણ કરતા નથી, કારણ આ (પ્રસાદ, અર્થ અને માન) સજ્જનમા નિત્ય રહેલા છે તેથી સજ્જનો રક્ષણ કરનારા હોય છે

અરણ્યવાસ દરમિયાન દ્રૌપદી ઉપર મોહિત થયેલા જયદ્રથે તેનુ હરણ કર્યું.[3] મૃગયા કરી પાછા ફરેલા પાડવો પછી જયદ્રથને કેદ કરી દ્રૌપદીને પાછી લઈ આવ્યા પણ દયાળુ ક્ષમાશીલ યુધિષ્ઠિરે જયદ્રથને 'તારી બુદ્ધિ ધર્મમા સ્થિર રહો અને તારુ મન કદીય અધર્મ તરફ ન વળો'[4] એમ કહીને છોડી મૂક્યો પછી આ દુખદ બનાવથી ખિન્ન થયેના ધર્મરાજને ઋષિ માર્કંડેયે 'રામોપાખ્યાન'[5] કહી આશ્વાસન આપ્યુ ત્યારે દુખને અળગુ કરી ઉદાત્તચિત્ત યુધિષ્ઠિરે ઋષિને પૂછ્યુ 'આ દ્રૌપદી જેવી પતિવ્રતા અને મહાભાગ્યવતી કોઈ સ્ત્રી તમે પૂર્વે સાભળી કે જોઈ છે ખરી કે?'

એટલે મહર્ષિ માર્કંડેયે 'સાવિત્ર્યુપાખ્યાન'[6] સભળાવ્યુ મદ્રના

---

૩. આરણ્યક અ ૨૪૮ થી ૨૫૬

૪ धर्मे ते वर्धतां बुद्धिर्मा चाधर्मे मन कृथा ॥ ૩-૨૫૬-૨૩

સર૰ વન જતા માતા કુન્તીએ યુધિષ્ઠિરને પાછા વળવાનુ જણાવીને છેલ્લી શિખામણ આપી તે

धर्मे ते धायता बुद्धिर्मनस्ते महदस्तु च ॥ ૧૫-૨૩-૨૧ ક઼ડ

૫. આરણ્યક અ ૨૫૭ થી ૨૭૬

૬. આરણ્યક અ ૨૭૭ થી ૨૮૩ પુરાણોમા સાવિત્રીકથા મળે છે જેમ કે 'મત્સ્યપુરાણ' અ ૨૦૮ થી ૨૧૪, 'સ્કદપુરાણ', 'પ્રભાસખડ' અ ૧૬૬ 'વિષ્ણુધર્મોત્તર' ૨-અ ૩૬ થી ૪૧ ઈત્યાદિ (His of Dh V-I, p 911)

સત્યપ્રતિજ્ઞ જિતેન્દ્રિય પણ નિ સતાન રાજા અશ્વપતિએ, અઢાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી ઉપાસના કરતા, અઢાર વર્ષ પૂરા થતા દેવી સાવિત્રી પ્રસન્ન થયા, અને યથેચ્છિત વરદાન માગવા કહ્યુ રાજાએ કુલનાશક અનેક પુત્રો માગ્યા પણ સાવિત્રી દેવીએ એક જ તેજસ્વી પુત્રી થવાનુ વરદાન આપ્યુ અને કહ્યુ કે તારે કઈ જ ઉત્તર આપવાનો નથી કારણ કે પિતામહ બ્રહ્માજીના આદેશથી જ હુ આ શબ્દો બોલી રહી છુ

કેટલોક વખત વીત્યા બાદ અશ્વપતિની પટરાણી માલતીએ એક તેજસ્વી કન્યાને જન્મ આપ્યો સાવિત્રીની કૃપાથી એ જન્મી હતી તેથી તેનુ નામ સાવિત્રી રાખ્યુ ધીરે ધીરે કન્યા યુવાન થઈ, પણ આ તેજસ્વી કન્યાનુ કોઈએ માગુ કર્યું નહિ કારણ બધાય તેના તેજ આગળ ઝાખા પડી જતા હતા તેથી રાજાએ એક વખત સાવિત્રીને કહ્યુ કે ' બહેન ! તારા ગુણોથી અ જાઈને કોઈ તારુ માગુ કરતુ નથી તેથી તુ જાતે જ તારા જેવા ગુણવાન ભર્તારને ખોળી લે તુ જેને પસદ કરે તેને વિષે મને ખબર આપજે એટલે હુ વિચાર કરીને તેની સાથે તને પરણાવીશ ' એટલે શરમાતી સાવિત્રી વૃદ્ધ મ ત્રીઓને સાથે લઈને વર ખોળવા ગઈ ફરતા ફરતા એણે શાલ્વ દેશના ધર્માત્મા અને સત્યવાદી પણ અ ધ તથા પદભ્રષ્ટ રાજા દ્યુમત્સેનના તેજસ્વી, બુદ્ધિમાન, શૂરવીર, ક્ષમાશીલ, દાતા, બ્રાહ્મણભક્ત, રૂપવાન, પ્રિયદર્શન અને સર્વગુણસ પન્ન પુત્ર સત્યવાનને પસ દ કર્યો અને પછી પિતા પાસે પાછી ફરી, પોતાની પસદગી નિવેદન કરી એ વખતે ત્યા બેઠેલા નારદઋષિએ સત્યવાનના ગુણોની પ્રશ સા કરી પણ એ અલ્પાયુષી છે—બરાબર એક વર્ષે એનુ મૃત્યુ છે એમ જણાવ્યુ એટલે અશ્વપતિએ પુત્રીને બીજો વર શોધવા કહ્યુ પણ દૃઢનિશ્ચયી સત્ત્વશીલા સાવિત્રી બોલી, ' ભાગ એક જ વખત વહેચાય, કન્યા એક જ વખત અપાય અને ' આપુ છુ ' એક જ વખત કહેવાય,

આમ આ ત્રણે વાત એકેક વખત જ થાય.[૭] તેથી સત્યવાન દીર્ઘાયુ હો કે અલ્પાયુ, સગુણ હો કે નિર્ગુણ પણ મે તો એને જ સ્વામી કર્યો છે. હુ બીજાને વરીશ નહિ. મનથી નિશ્ચય કર્યા પછી એ વચનરૂપે બોલાય છે અને પછી કાર્ય કરવામા આવે છે, એટલે આ બાબતમા મારુ મન જ પ્રમાણ છે ' સાવિત્રીના નિશ્ચયશીલ વચનો સાભળી ઋષિ નારદ અને અશ્વપતિએ તેને સત્યવાન સાથે લગ્ન કરવાની અનુમતિ આપી, અને રાજાએ વિવાહની તૈયારી કરવા માડી

પછી ચોખ્ખો દિવસ જોઈને વૃદ્ધ બ્રાહ્મણો, ઋષિઓ, પુરોહિતો અને પુત્રી સાવિત્રીને સાથે લઈને અશ્વપતિ, દ્યુમત્સેનના આશ્રમમા ગયો, તથા સાવિત્રીને સ્વધર્મ અનુસાર એમની પુત્રવધૂ તરીકે સ્વીકારવા વિનતી કરી અધ દ્યુમત્સેને ' પોતે રાજ્યભ્રષ્ટ અને તપસ્વીનુ જીવન ગાળતા હોઈ, સાવિત્રી વનની કઠણ જિંદગી શી રીતે સહન કરી શકશે ?' એમ સામો સવાલ કરતા, અશ્વપતિએ કહ્યુ, ' સુખ અને દુ ખ તો આવે છે અને જાય છે, એ વાત હુ તથા મારી પુત્રી જાણીએ છીએ માટે મારા જેવાને આવુ વચન કહેવુ યોગ્ય નથી હું તો લગ્ન કરવાનો નિશ્ચય કરીને જ આવ્યો છુ. તો મારી આશાનો ભગ ન કરશો હુ આપને મૈત્રીપૂર્વક પ્રણામ કરુ છુ હુ તો પ્રેમથી આવ્યો છુ માટે મને ના ન પાડશો ' એટલે દ્યુમત્સેને લગ્નને અનુમતિ આપી, અને સત્યવાન--સાવિત્રીનુ વિધિપૂર્વક લગ્ન થયુ લગ્નમા પુત્રીને યથાયોગ્ય કરિયાવર કરી અશ્વપતિ પોતાને ભવને ગયો

આ બાજુ સત્યવાન સાવિત્રી પણ મનની ઇચ્છા પ્રમાણે લગ્ન થવાથી રાજી થયા પિતાના ગયા પછી સાવિત્રીએ બધા આભૂષણો ઉતારી

---

૭. सकृदशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृदाह ददानीति त्रीण्येतानि सकृत्सकृत् ॥ ३-२७८-२५;
-મનુ ૮-૪૭

નાખ્યા અને વલ્કલ તથા કાષાય વસ્ત્રો પહેરી લીધાં. તપ પરિચર્યા, વિનય, સંયમ અને દરેકનું કામ કરીને બધાયનો પ્રેમ સંપાદન કર્યો. એણે સાસુને ચાકરી અને પહેરવા ઓઢવાના વસ્ત્રોથી, સસરાને દેવ જેવા સત્કાર તથા સંયમિત વાણીથી, અને પતિને પ્રિય વાણીથી, નિપુણતાથી, શાંતિથી અને એકાંત ઉપચારોથી પૂર્ણ સંતોષ આપ્યો. આમ એ કુટુંબને કલ્લોલ કરતા કરતા કેટલોક સમય ચાલ્યો ગયો. માત્ર એકલી સાવિત્રી જ નારદનું વચન મનમાં ઘૂંટી ઘૂંટીને કરમાયા કરતી હતી.

એમ કરતા કરતા સત્યવાનના મૃત્યુને ચાર દિવસ બાકી રહ્યા. એટલે સાવિત્રીએ નિગમવ્રત કર્યું.૮ સસરા દ્યુમત્સેને એને આવું કઠોર તપ કરતા વારી પણ વિનયવતી દૃઢનિશ્ચયી સાવિત્રીએ કહ્યું, 'પિતાજી! મેં દૃઢ નિશ્ચયપૂર્વક વ્રત આરંભ્યું છે, અને દૃઢ નિશ્ચયથી જ કાર્ય સિદ્ધ થાય છે એટલે હું પણ આ વ્રતને પાર ઉતારીશ માટે સંતાપ ન કરશો.' એટલે તેની નિષ્ઠા જોઈને દ્યુમત્સેન બોલ્યા 'તું વ્રત છોડી દે એવું તો હું કોઈ રીતે કહી શકું એમ નથી. મારા જેવાએ તો તને 'તું વ્રતને પાર કર' એમ કહેવું જોઈએ.'

હવે સાવિત્રીએ લાકડાની જેમ ઊભી રહીને વ્રત કરવાનું શરૂ કર્યું. પછી સત્યવાનના મરણની આગલી રાત તો એણે જેમ તેમ દુઃખપૂર્વક વીતાવી. સવારે પ્રદીપ્ત અગ્નિમાં હોમ કર્યો અને વૃદ્ધ બ્રાહ્મણો અને સાસુ-સસરાને અનુક્રમે અભિવંદન કરી નિયમપૂર્વક ઊભી રહેલા સર્વેએ 'તું અખંડ સૌભાગ્યવતી રહેજે' એવો આશીર્વાદ આપ્યો. ધ્યાનયોગપરાયણ

૮. આજુબાજુનો સંદર્ભ જોતા આ વ્રતમાં ત્રણ રાત્રિના ઉપવાસ અને જાગરણ કરવાનું વિધાન દેખાય છે. 'સાવિત્રીવ્રત' અથવા 'વટસાવિત્રીવ્રત' અંગે કેટલીક ઉપયોગી માહિતી માટે જુઓ, His of Dh. Vol. V—I pp. 91-94.

સાવિત્રીએ 'એમ જ થશે' કહીને આશિષ સ્વીકારી અને સત્યવાનની મૃત્યુઘડીની વાટ જોવા માંડી. દરમિયાન સાસુ-સસરાએ વ્રત પૂરું થયું હોવાથી એને ભોજન કરવાનો આગ્રહ કર્યો, પણ સાવિત્રીએ દિનકામ થયા પછી જ ભોજન કરવાનું જણાવ્યું. આ વાત ચાલતી હતી ત્યાં સત્યવાન ખાંધે કુહાડી મૂકી વનમાં જવા નીકળ્યો. એને જોતાં જ સાવિત્રીએ પોતાને સાથે લઈ જવા વિનંતી કરી. સત્યવાને 'એક તો તું સુંવાળી અને તેમાંય વ્રત ઉપવાસથી શિથિલ હોઈ શી રીતે વનના કષ્ટકારક રસ્તા ઉપર ચાલી શકીશ?' એમ કહ્યું. પણ સાવિત્રીએ આગ્રહ જારી રાખ્યો એટલે સત્યવાને વડીલોની આજ્ઞા મેળવવા કહ્યું. સાવિત્રીએ સાસુ-સસરાને અભિવંદી પતિ સાથે વનમાં જવાની આજ્ઞા માગી. એમણે 'સાવિત્રીએ પુત્રવધૂ તરીકે ઘરમાં આવ્યા બાદ કદીયે કશાયની માગણી કરી નથી તો આ વખતે એની કામના ભલે પૂરી થાઓ.' એમ કહી જવાની રજા આપી અને શીખામણ આપી કે 'પુત્રી! રસ્તામાં સત્યવાનનું ધ્યાન રાખજે.'

આમ જવાની રજા મળતાં સાવિત્રી સ્વામીની સાથે હસતા મુખે પણ દૂભાતા હૃદયે જવા નીકળી. રસ્તામાં એને સત્યવાન પ્રેમથી રમણીય વનસમૃદ્ધિ બતાવતો હતો, પણ મૃદુગામિનિ સાવિત્રી તો હૃદયના બે ભાગ કરી એક ભાગથી જાણે મૃત્યુને જોતી હતી અને બીજાથી સ્વામીની પાછળ પાછળ જતી હતી.

પછી સમર્થ સત્યવાને ફળો વીણીને ટોપલો ભર્યો અને લાકડાં ચીરવા માંડ્યાં. લાકડાં ચીરતાં ચીરતાં એને પરસેવો થઈ ગયો અને થાકથી માથામાં શૂળો ભોંકાય એવી વેદના થવા માંડતાં એ સાવિત્રી પાસે આવ્યો અને સૂવાની ઇચ્છા વ્યક્ત કરી. એટલે સાવિત્રી પતિને ખોળામાં સુવાડી નારદમુનિના વચન અનુસાર દિવસ, સમય ક્ષણ વ.નો મેળ મેળવવા માંડી. એટલામાં તો એણે સૂર્યના જેવી કાંતિવાળા, શ્યામ અને

હાથમા પાશ પકડીને સત્યવાન તરફ તાકી રહેલા યમરાજને જોયા સાવિત્રીએ એમની ઓળખાણ અને આવવાનુ પ્રયોજન પૂછ્યુ યમે 'સત્યવાન ધાર્મિક, રૂપાળો અને ગુણોનો સાગર હોઈ પોતાના દૂતોને નહિ મોકલતા એને લેવા માટે જાતે જ આવ્યા છે' એમ કહીને, સત્યવાનના દેહમાથી જીવને બળાત્કારે ખેચી તથા બાધીને દક્ષિણ દિશા તરફ જવા માડ્યુ એટલે નિયમવ્રતસ સિદ્ધ પતિવ્રતા સાવિત્રી પણ યમની પાછળ ચાલવા માડી

પાછળ ચાલી આવતી સાવિત્રીને યમરાજે પાછી વળવા સમજાવ્યુ અને કહ્યુ કે 'તુ સ્વામીની ઉત્તરક્રિયા કર જ્યા સુધી પાછળ આવી શકાય ત્યા સુધી તુ આવી છે' પણ તપસ્વિની, ગુરુભક્ત, પતિવ્રતા, નિયમનિષ્ઠ, પ્રેમાળ અને મીઠી સાવિત્રીએ અતરના ઊંડાણમાથી નીકળતા મધુર, તત્ત્વદર્શી, દૃઢ અને ધર્મપૂત વચનોથી યમરાજ—ધર્મરાજને પ્રસન્ન કરી મૂક્યા અને એમની પાસેથી અનુક્રમે સસરાને દૃષ્ટિ પ્રાપ્તિ, સસરાને રાજ્યપ્રાપ્તિ, પિતાને સો પુત્રોની પ્રાપ્તિ, પોતાને સત્યવાનથી ઔરસ સો પુત્રોની પ્રાપ્તિ અને છેવટે સત્યવાનના જીવનનુ અપ્રતિમ વ દાન પ્રાપ્ત કર્યું સાવિત્રીના એ બુધબુદ્ધિવર્ધન, મનોનુકૂળ, મહાન અર્થવાળા, ભવ્ય, ગાર્હસ્થ્યની મધુર સુગધથી મહેકતા ધર્મ તથા સજ્જનતાના પ્રભાવથી સુશોભિત અને શાત શીતળ જીવનરસના ફુવારા ઉડાડતા વક્તવ્યમાથી ઉપરના પાચ સુભાષિતો લીધા છે યમરાજને એણે આપેલા મહાન પ્રત્યુત્તરો તર્કબદ્ધ હોવા સાથે સર્વને ઊંચે લઈ જનારી ધર્મની કરુણા, પ્રેમળતા અને દૃઢ ધાર્મપાશક્તિઓ અને સતોની સગતિ મૈત્રી, તથા એમના હૃદયમા રહેલા ધીરોદાત્ત સૌહાર્દભાવનુ કાવ્યગાન કરે છે[૯] એ ગાન માનવચિત્તની કોમળમા કોમળ

૯ सत हृदय नवनीत समाना, कहा कबिन्ह परि कहै न जाना ।
निज परिताप द्रवइ नवनीता, पर दु ख द्रवहिं सुसंत पुनीता ॥
તુલસી રામા 'ઉત્તરકાડ' દોહા ૧૬૮ પછી ચોપઈ ૭, ૮

લાગણીઓના સીમાપ્રદેશ સુધીની મોજણી કરે છે પણ એનુ ઉત્તંઘન કરતું નથી. સાવિત્રીનું આહ્લાદક, સાત્ત્વિક, મનોગ્મ કાવ્યગાન વિશ્વ-સાહિત્યનો અમગ ભાગ બન્યુ છે.[૧૦]

આમ પતિના જીવનને પાછું મેળવી સાવિત્રી જ્યા એનો દેહ પડ્યો હતો ત્યા પાછી આવીને ખોળામા માથું મૂકી બેઠી. થોડીવારમા જાણે પ્રવાસેથી પાછો આવ્યો હોય એમ સત્યવાન ચેતન્યવાળો થઈ સાવિત્રીની તરફ પ્રેમપૂર્વક જોવા માડ્યો. પછી સાવિત્રીને ઠપકો આપ્યો કે 'મોડી રાત થઈ ત્યા સુધી મને કેમ ન જગાડ્યો? મારા વૃદ્ધ માબાપ મારા વિના જીવ કાઢી નાખશે અને તો હું પણ જીવી નહિ શકું' એમ કહી રડના માડ્યો. સાવિત્રીએ સત્યવાનને મીઠા શબ્દોથી ધીરજ અને આશ્વાસન આપી 'સવારમા બધો વૃત્તાત જણાવીશ' એમ કહ્યું અને પછી સત્યવાનના આસુ લૂછી બોલી ' જો મેં કંઈ તપ તપ્યું હોય, દાન

(નોધ ૯ ચાલુ)

'સતોના હૃદય તો માખણ જેવા કોમળ હોય છે' એમ કવિઓએ કહ્યુ પણ એમને કહેતા ન આવડયુ માખણ તો પોતાના તાપથી—દુખથી દ્રવી જાય છે પણ પરમપવિત્ર સતો તો પરકાના દુખ—તાપથી દ્રવી જાય છે

૧૦. (૧) 'સાવિત્ર્યુપાખ્યાન'ના અગ્રેજી અનુવાદ આર ટી એચ ગ્રીફીથ (1852, and *Idylls from the Sanskrit*, Allahabad 1912, pp 113 ff) અને જે મુઈર (એડીનબર્ગ, ૧૮૮૦) એ કરેલા છે જર્મનમા એફ બોપ (F. Bopp 1829), એફ રુકર્ટ (F Ruckert, in "*Brahmanische Legenden*" 1836) અને એચ સી કેલનરે (H C Kellner, *Reclams Universal bibliothek* 1895) અનુવાદ કર્યા છે હોલ્ટ્ઝમન (Holtzmann)ના *Das Mahabharata* II પૃ ૮૨ થી આનો અનુવાદ છે અને ફર્ડીનાન્ડ ગ્રાફ સ્પોર્ક (Ferdinand Graf Sporck) હર્મન ઝુમ્પે (Hermann Zumpe)ના સગીત નિયોજન સાથે જર્મન રગભૂમિ માટે નાટક લખ્યુ છે. (*His of Ind Lit Vol I*, P 399, n 2)

દીધુ હોય અને દેહમદવન કર્યાં હોય તો માન સાસુ, સસરા ને ભર્તાગ્ને આ રાત્રિ સુખદાયી થાઓ ! પૂર્વે વિનોદમાયે કદી અસત્ય વચન બોલી હોઉં એવું મને સ્મરણ નથી, તો તે સત્ય વડે માન સાસુ, સસરા આજે જીવતા રહો ' છતાય માતૃપિતૃભક્ત સત્યવાન માબાપને મળવા અધીરો થઈને તત્કાળ આશ્રમમા જવાનુ કહેવા માડ્યો એટલે સાવિત્રીએ ઊઠી વાળનો અંબોડો બાધી, સત્યવાનને બે હાથે ઊભો કર્યો

( નોધ ૧૦ ચાલુ )

(૨) ડૉ વિન્ટર્નીટ્ઝ આ આખ્યાન વિષે લખે છે ' But whoever it was who sang the song of Savitri, whether a Suta or a Brahman, he was certainly one of the greatest poets of all times Only a great poet was capable of placing this noble female character before us so that we seem to see her be fore our eyes Only a true poet could have described in such a touching and elevating manner the victory of love and constancy of virtue and wisdom over destiny and death, without even an instant falling into the tone of the dry preacher of morality And only an inspired artist could have produced as if by magic such wonderful pictures b fore us And we see all these pictures in the splendid setting of a primeval Indian forest, whose deep stillness we seem to feel and whose delicious fragrance we seem to breathe when we surrender ourselves to the magic of this incomparable poem × × ×

'The poem has frequently been translated into Euro pean languages including German But all translations adaptations and imitations can only give a feeble idea of the incomparable charm of the Indian poem

(*His of Ind Lit Vol I, P* 398 399)

એના શરીરને સાફ કર્યું, ફળના ટોપલાને બીજા દિવસે લઈ જવાનો નિર્ણય કરી એક ઝાડની ડાળીએ લટકાવી દીધો અને પતિને કંઈ ઈજા ન થાય એ હેતુથી ફરશીને પોતે ઝાલી. પછી પતિના એક હાથને પોતાના ડાબા ખભા ઉપર રાખીને અને જમણા હાથથી સ્વામીને આલિંગી રહીને, જંગલની વિશાળ સુદર વનરાજીમાંથી ડોકિયા કરતી ચમકતી ચાંદનીથી બિહામણા લાગતા રસ્તા ઉપર એ ધીરે ધીરે આશ્રમ તરફ ચાલવા માંડી. માર્ગમાં સત્યવાન પણ બરાબર સ્વસ્થ થઈ ગયો અને એમ કરતા કરતા બન્ને જણા આશ્રમમાં બેઠેલા સત્યવાનના ચિંતાતુર પણ દૃષ્ટિપ્રાપ્ત પિતા, વૃદ્ધ માતા અને એમને આશ્વાસન આપતા તપસ્વીમંડળને મળ્યા. બધા એકબીજાની ખબરઅંતર પૂછી રાજી થયા અને સાવિત્રીની પ્રશંસા કરવા માંડ્યા.

સામાન્ય રીતે મૃત્યુના અને ન્યાયના દેવ તરીકે ભયંકર અને ક્રૂર મનાતા યમદેવનું પાત્ર આ આખ્યાનમાં ખૂબ સજ્જન, 'સજ્જનથી સજ્જનને ભય થતો નથી' એવું, ન્યાય એટલે કાયદાનો જડ ન્યાય નહિ પણ કરુણાથી તરબોળ અહિંસા, અનુગ્રહ, દાનનો પુરસ્કાર કરતા વાક્યોનું અભિનંદન કરતું ઉદાત્ત પાત્ર છે. આ સજ્જનને સજ્જન સાવિત્રી પોતાની નિષ્ઠા, તપ, ધર્મ અને પ્રેમના બળથી, પ્રસન્ન કરી, સજ્જન સત્યવાનનું જીવન પાછું મેળવી આવી છે.

કવિએ 'સાવિત્ર્યુપાખ્યાન' દ્વારા સુખી, સતત વિકસતા, ઊર્ધ્વગામી, આનંદપૂર્ણ ગૃહસ્થજીવન માટે જરૂરી ગુણો, કે જે ગુણો દુઃખને સંયમના તેજથી સુખમાં ફેરવનારા છે, તેમનું લાલિત્યયુક્ત દર્શન કરાવ્યું છે. સતી સાવિત્રી એ ગુણો ઉપરની દૃઢ શ્રદ્ધાના જોરે જ અલ્પાયુષી પણ ગુણસાગર સત્યવાનને વરવાનો નિશ્ચય કરે છે. એ અનિત્ય એવા રાજ્ય, ધન, મોભો કે આયુષ્યથી લોભાતી નથી પણ સર્વ સુખોની મૂળભૂત પ્રતિષ્ઠા જેવા સદ્‌ગુણોને પસંદ કરે છે, આચારમાં મૂકે છે, અને

એના બળથી પાર ઊતરે છે. આ જોતાં જણાશે કે કઠઉપનિષદમાં નિરૂપાયેલી યમ અને નચિકેતાની કથાનો ભાગ, સામાન્યમાં સામાન્ય મનુષ્યના દરરોજના જીવનમાં સરળ રીતે ઉપયોગી બની શકે તેવી રીતે કવિએ આ આખ્યાનદ્વારા ઉતારી બતાવ્યો છે. બાળક નચિકેતા પણ પિતાને મિથ્યાદાનના દોષમાંથી બચાવવા, પિતાના ક્રોધનો ભોગ બની યમગૃહે જાય છે.[11] ત્યાં ધન, રાજ્ય, પુત્ર, પૌત્રો, મોભો અને લાંબા આયુષ્યની લાલચોથી નહિ લોભાતાં, ઍદ મૃત્યુ જેવા ગુરુને પ્રાપ્ત કરી એમની પાસેથી, શ્રેય અને પ્રેયનો વિવેક સમજી, અનિત્ય તત્ત્વોમાં ઓતપ્રોત રહેલા નિત્ય તત્ત્વને બરાબર સમજી, આત્મવિદ્યા અને યોગનું રહસ્ય પ્રાપ્ત કરે છે. ઉપનિષદના યમરાજ પણ સજ્જનસંગતિ અને મધુરવાણીના ફળને સમજનારા અને શ્રેયના ઉપાસક માટે માનકારી સજ્જન છે, પરંતુ ઉપનિષદની ગૂઢ વાણી ઝીલવી સહેલી નથી. મહાકવિ વ્યાસે અનિત્ય, કામભોગોની પ્રચુરતાવાળા ગૃહસ્થજીવનમાં, સદ્‌ગુણો અને શ્રેયોભિમુખ વૃત્તિ વડે મૃત્યુના દેવને પ્રસન્ન કરતી સાવિત્રી ચીતરી, સત્ય, સંયમ અને સત્સંગતિ વડે, પ્રેયને છોડી, શ્રેયને પ્રાપ્ત કરી, તંદુરસ્ત કુટુંબજીવનને અજવાળતી, આત્માની દિવ્ય પ્રભાનું દર્શન કરાવી ઉપનિષદનો અર્થવિસ્તાર કર્યો છે, અને સૂચવ્યું છે કે સિદ્ધિ મેળવવા સંસારત્યાગ જ કરવો જોઈએ એવું નથી. પરિપક્વ, સુસંયત, શ્રેયને પસંદ કરનાર સજ્જન માણસ ગમે તે સ્થળે સિદ્ધિ મેળવે જ છે. એ સજ્જનતાથી સ્વયં મૃત્યુને રીઝવી શકે છે તો પછી બીજાની વાત જ ક્યાં રહી?

૧૫૨ न लोके दीप्यते मूर्खः केवलात्मप्रज्ञया ।
अपि चापिहितः श्वभ्रे कृतविद्यः प्रकाशते ॥ १२-२७६-३०

---

૧૧ જુઓ કઠોપનિષદ

૧૦ (૧) – કે ૩ ૧૯૮-૪૬

૧૫૪. असन्नुच्चैरपि प्रोक्त शब्द समुपशाम्यति ।
दीप्यते त्वेव लोकेषु शनैरपि सुभाषितम् ॥ १२-२७६-३१

મૂર્ખ માણસ કેવળ આત્મપ્રશંસા કરવા છતા પણ જગતમા દીપી નીકળતો નથી, જ્યારે વિદ્વાનને કોતરમાં ઢાંકી રાખ્યો હોય તો પણ પ્રકાશી નીકળે છે.

અસત્ શબ્દ મોટેથી બોલવામા આવ્યો હોય તો પણ શાન્ત પડી જાય છે, જ્યારે સુભાષિત ધીમેથી બોલવામા આવ્યુ હોય તો પણ જગતમા દીપી નીકળે છે.

મૂર્ખ અને વિદ્વાનની, મિથ્યાશબ્દ અને સુભાષિતની સરખામણી કરતા આ બે શ્લોકો, 'જે (મુમુક્ષુ હોવા છતા) શાસ્ત્રોનો તત્ત્વજ્ઞ નથી, જેનુ મન કાયમ સંશયશીલ છે અને જેણે (યમ, નિયમાદિ) વ્યવસાય

(નોધ ૧ ચાલુ)

(૨) સર° "The highest men are calm, silent, unknown They are the men who really know the power of thought, they are sure that even if they go into a cave and close the door and simply think five true thoughts and then pass away, these five thoughts of theirs will live throughout eternity" (સ્વામી રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદના પ્રસિદ્ધ ફ્રેન્ચ વિચારક રોમે રોલા કૃત જીવનચરિ માથી 'મહાદેવભાઈની ડાયરી'મા (પુ ૧, પૃ ૨૩૬) ટાકેલી ટિકામાથી) 'સૌથી મહાન મનુષ્યો પ્રશાત મૌન રાખનારા અને (જગતને) અજ્ઞાત હોય છે વિચારોમા શુ શક્તિ છે તેનુ ખરેખરુ જ્ઞાન તેમને જ હોય છે તેઓને ખાતરી હોય છે કે તેઓ જો ગુફામા (સર° શ્વભ્ર એનો એક અર્થ 'ગુફા' પણ થ ય છે તે) જઈને બેસે અને તેના દ્વાર બંધ કરીને ફકત પાચ જ સાચા વિચારો કર્યા પછી મૃત્યુ પામે તો પણ તેમના તે પાચ વિચારો અનંત કાળ સુધી જીવંત રહેશે '

નથી કર્યો તેવાનું શ્રેય શી રીતે થાય ?'[2] એવો યુધિષ્ઠિરે પ્રશ્ન કરેલો તેના જવાબમાં પિતામહે મુનિ ગાલવ અને દેવર્ષિ નારદનો, કલ્યાણપ્રાપ્તિનું દિગ્દર્શન કરાવતો પુરાતન ઇતિહાસસંવાદ કહ્યો તેમાંથી લીધા છે

મુનિ ગાલવે નારદઋષિને પૂછ્યું કે 'હે ભગવન્! બધા પંથો (આશ્રમો) ભિન્ન ભિન્ન આચારો ઉપદેશે છે,[3] અને 'આ શ્રેયસ્કર છે, આ શ્રેયસ્કર છે,' એમ કહે છે કેવળ પોતાના શાસ્ત્રોને જ, શાસ્ત્રોવડે અભિનંદન આપનારા પંથોના આચાર્યો અને અનુયાયીઓને જોઈને, અમે પણ સ્વશાસ્ત્રોમાં પરિતુષ્ટ રહીએ છીએ અને શ્રેય પ્રાપ્ત કરી શકતા નથી, કદાચ એક જ શાસ્ત્ર હોત તો કલ્યાણમાર્ગ બરાબર વ્યક્ત થાત, પણ ઘણા શાસ્ત્રોને લીધે જ કલ્યાણમાર્ગ ગૂઢ થઈ ગયો છે આથી મને શ્રેયનો ઉપદેશ કરો હું આપને શરણે આવ્યો છું ' ઉત્તર આપતા દેવર્ષિએ કહ્યું, 'વિદ્યમાન ચાર (મુખ્ય) ધર્મમતોનો અભ્યાસ કરતા,[4] એકબીજાથી વિરુદ્ધ કથન કરવામાં આવ્યું હોવા છતા, દરેક મત સમ્યક્ત્વ પ્રત્યે લઈ જાય છે, અને સમ્યક્ત્વ પ્રાપ્ત કરાવે છે, એવું જણાય

---

૨. શાંતિ મ ૨૭૬–૧ થી

૩. (૧) ધર્મપંથોને માટે આશ્રમ શબ્દનો ઉપયોગ કરેલો છે તે નોંધપાત્ર છે વળી જૂના સમયમાં કેટલાક મતો એક જ આશ્રમ એ જ આશ્રમ કે ચારે આશ્રમોમાં માનનાર હતા તેમનો ઉલ્લેખ પણ ત્યાં હોઈ શકે બન્ને રીતે આ સંવાદનું હાર્દ તો એનું એ જ રહે છે

૪. (૧) ૧૨ ૨૭૬ ૧૨ થી

(૨) અહીં ઉલ્લેખાયેલ ચાર મુખ્ય ધર્મમતો આ હોઈ શકે ૧ ક્રિયાવાદિ (=આત્મવાદી પેટાભાગ ૧૮૦), ૨ અક્રિયાવાદી (=અનાત્મવાદી પેટાભાગ ૮૪), ૩ અજ્ઞાનવાદી (પેટાભાગ ૬૭), અને ૪ વૈનયિક (=વિનયવાદી, પેટાભાગ ૩૨) કુલ ૩૬૩ જુઓ ઉપર 'અહિંસા (પ્રક૦ ૪) શ્લોક ૫૨થી ૫૪, નોંધ ૪ ૫ ૧૨૮, ૧૨૯

છે. દરેક શાસ્ત્રમા મનીષીઓએ, કલ્યાણકારી શંકાગહિત, મિત્રોનો અનુગ્રહ કરનાર શત્રુઓનો નિગ્રહ કરનાર, ત્રિવર્ગ—ધર્મ, અર્થ કામ—ને પુષ્ટ કરનાર કર્મ કરવાનું કહ્યુ છે' અને આગળ ચાલીને આ ઉપદેશોનો અર્થ સમજાવતા દેવર્ષિ બોલ્યા, 'પાપકર્મથી નિવૃત્તિ, સદૈવ સારા કામમા પ્રવૃત્તિ, સજ્જનો સાથે સદાચારથી વર્તન, સર્વભૂતો પ્રત્યે માર્દવ, વ્યવહારમા સરળતા, મધુર વાણી, દેવ પિતૃ અને અતિથિઓને અન્નવિભાગનું અર્પણ, પોષ્યવર્ગનું પોષણ કરવાનો ત્યાગ ન કરવો, સાચું બોલવુ, સત્યનું રૂપ જે સમજવુ કઠણ છે તે (જે પ્રાણીમાત્રનું અત્યંત હિત કરે તે સત્ય) સમજી લેવુ, અહંકારત્યાગ (નમ્રતા) પ્રણય (આસક્તિવાળા પ્રેમ) ઉપર અંકુશ, સંતોષ, એકાન્તસેવન, ધર્મપૂર્વક વેદ અને વેદાંગોનું અધ્યયન, અને વિદ્યા પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા રાખવી એ શ્રેયના રૂપ છે.'[૫] વળી શ્રેય મેળવવાની ઇચ્છા રાખનારને ઉપયોગી આચારોનું કથન કર્યા બાદ સજ્જન દુર્જનનો ભેદ બતાવતા કહ્યું, 'બીજાની નિંદા કરી પોતાના કામની શ્રેષ્ઠતા ન બતાવવી પણ પોતાના ગુણોથી શ્રેષ્ઠ થવું. આત્મસંભાવિત—જાતે જ પ્રતિષ્ઠિત થઈ બેઠેલાઓ સદ્‌ગુણ વગરના હોય છે, છતા બીજા ગુણવાન મનુષ્યો ઉપર દોષોના આક્ષેપ કરી તેમને નિંદે છે. આવા માણસો અભિમાનથી છકી ગયેલા હોઈ એમને સાચી વસ્તુ કહેવામા આવે તો પણ પોતાને બીજાઓ કરતા વિશેષ ગુણવાન માને છે પરન્તુ જે કોઈનીય નિંદા નથી કરતો અને આત્મપ્રશંસા પણ નથી કરતો એવો ગુણસપન્ન ડાહ્યો માણસ જ મહાન યશને પામે છે. આપણે જોઈએ છીએ કે પુષ્પોનો પવિત્ર સુગંધ પોતાને વિશે કશુ કહ્યા વિના જ બધે ફેલાય છે, અને તેજસ્વી સૂર્યનારાયણ પણ તેવી જ રીતે પોતાને માટે કઈ બોલ્યા વિના જ આકાશમા પ્રકાશે છે. એવી જ રીતે જેઓ આત્મશ્લાઘા કરતા નથી તેઓની કીર્તિ જગતમા ઝગઝગી ઊઠે છે, નહિ કે આત્મશ્લાઘા

૫. ૧૨-૨૭૬-૧૬ થી

કરનારની.'[૬] પછી ઉપર મૂકેલા બે સુભાષિતો કહીને આગળ ચલાવ્યું, 'મૂઢ અને ગર્વિષ્ઠ માણસો સાર વિનાનું બહુ બોલે તો પણ તે તો જેમ દિવસે સૂર્ય દેખી શકાય છે, એમ એમના ગર્વિષ્ઠ અંતરાત્માને પ્રકટ કરે છે. એટલે તો શ્રેયોભિલાષીઓ જુદાં જુદાં શાસ્ત્રોનું અધ્યયન કરી પ્રજ્ઞા મેળવવા પ્રયત્ન કરે છે, અને પ્રજ્ઞાલાભ એ જ પ્રાણીઓને માટે સર્વોત્તમ લાભ છે એમ મને લાગે છે.' એ પછી સજ્જન અને દુર્જનની સંગતિથી થતી સારી ખોટી અસરોનો ઉલ્લેખ કરી, એવા જ પ્રદેશમાં વસવાની સલાહ આપી કે 'જ્યાં સજ્જનો વસતા હોય, જ્યાંનો રાજ્યકર્તા ધર્મ પ્રમાણે રાજ્ય ચલાવતો હોય, અને કામભોગો ભોગવવાના સર્વ સાધન હોવા છતાં એનો ત્યાગ કરનારો હોય ત્યાં વસવું' અને છેવટે 'આત્માના શ્રેયનું બુદ્ધિ વડે વર્ણન કરવું અશક્ય છે, છતાં મેં કહ્યું તે પ્રમાણે સન્માર્ગે વળીને મહેનત કરનારો માણસ અવશ્ય મહાન શ્રેયને પામે છે' કહી પ્રવચનની પૂર્ણાહુતિ કરી.

આ ઇતિહાસ-સંવાદદ્વારા મહાભારતકારે અતત્ત્વજ્ઞ અને સંશયશીલ કેવી દૃષ્ટિ રાખીને ચાલે તથા કેવું આચરણ કરે તો પથ તથા આશ્રમોની વાડાબંધીમાંથી છૂટી તત્ત્વજ્ઞ અને શંકારહિત બની શ્રેય પ્રાપ્ત કરે તે બતાવ્યું છે. અને એવું શ્રેય પ્રાપ્ત કરવા માટે મુખ્યત્વે પરનિંદા અને આત્મશ્લાઘાનો ત્યાગ સૂચવ્યો છે. સાથે જ આ ગુણો સત્સંગ સિવાય કેળવાય જ નહિ તે કહેવા કવિના આ વચનો યાદગાર છે. 'જેણે સર્વ આરંભોનો ત્યાગ કર્યો હોય અને જે કંઈ આવી મળે તેના ઉપર જ આજીવિકા ચલાવતો હોય, તો તેવો માણસ પણ પુણ્યવાનોના સંગથી

૬. अनुवन्वाति सुरभिर्गन्धं सुमनसां शुचि ।
तथैवाव्याहरन्भाति विमलो भानुरम्बरे ॥ १२-२७६-२८.

एवमादीनि चान्यानि परित्यक्तानि मेधया ।
ज्वलन्ति यशसा लोके यानि न व्याहरन्ति च ॥ १२-२७६-२९.

વિમલ પુણ્ય અને પાપીના સંગથી પાપ પ્રાપ્ત કરે છે. જેમ પાણી, અગ્નિ કે ચાંદનીના સ્પર્શથી મનુષ્યને ઠંડક કે ગરમી લાગે છે એવી રીતે સજ્જન કે દુર્જનના સંગથી અમે પાપ અને પુણ્ય, બંનેને ઉત્પન્ન થતાં જોયાં છે.[૭]

१५५ राजन्सर्षपमात्राणि परच्छिद्राणि पश्यसि ।
आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यसि[१] ॥ १-६९-१

**હે રાજન્! તમે પારકાંનાં સરસવ જેવડાં છિદ્રો જુઓ છો પણ પોતાનાં બીલાં જેવડાં છિદ્રો જોવા છતાં પણ જોતા નથી!**

---

૭. निरारम्भोऽप्ययमिह यथालब्धोपजीवनः ।
पुण्यं पुण्येषु विमले पापं पापेषु चाप्नुयात् ॥ १२-२७६-३७.
अपामग्नेस्तथेन्दोश्च स्पर्शं वेदयते यथा ।
तथा पश्यामहे स्पर्शमुभयोः पापपुण्ययोः ॥ १२-२७६-३८.

૧. (૧) સર° परवाच्येषु निपुणः सर्वो भवति सर्वदा ।
आत्मवाच्यं न जानीते जानन्नपि विमुह्यति ॥
૮-૩૦-૮૭.

બધા બીજાઓની વાતો કરવામા—નિંદા કરવામા સદા નિપુણ થઈ જાય છે. કોઈ પોતાનો દોષ જોતું નથી અને જોતું હોય તો એને દોષ ગણતું નથી.

(૨) સર° (નૃશંસ માણુસ) જેમા બીજાઓનો કંઈ દોષ હોય તેવી ખાનગી વાતને જાહેર કરી દે છે અને કોઈ બાબતમા પોતાના અને બીજાના સમાન દોષ હોય તો પણ આજીવિકા માટે સામાનો ઘાત કરાવી નાખે છે. ૧૨-૧૫૮-૯.

(૩) सुदस्सं वज्जमञ्ञेसं अत्तनो पन दुद्दसं ।
परेसं हि सो वज्जानि ओपुनाति यथा भुसं ।
अत्तनो पन छादेति कलिं व कितवा सठो ॥ ધમ્મ. ૨૫૨.

રાજા દુષ્યન્તે શકુંતલાનું અપમાન કરી તેના માતાપિતા વિશ્વામિત્ર–મેનકા ઉપર આક્ષેપ કર્યો ત્યારે શકુંતલાએ એની પરછિદ્ર જોવાની હીનવૃત્તિ માટે કર્યું આપના આ વચન કહ્યું.[૨] અને દુષ્યન્ત તથા પોતાની સરખામણી કરી ઉદાહરણ આપ્યું કે 'મેનકા દેવોની છે અને દેવો મેનકાના છે. તેથી મારો જન્મ તમારા કરતા ચડિઆતો છે. વળી તમે ધરતી પર જ ચાલો છો જ્યારે હું અંતરિક્ષમા ફરી શકું છું એ મારો અને તમારો મેરુ તથા સરસવ જેવો ભેદ તો જુઓ! હુ મહેન્દ્ર, કુબેર, યમ અને વરુણના ભવનોમા જઈ શકું છું, એ મારા પ્રભાવને જુઓ! આ સાચી વાત હું તમને દૃષ્ટાન્તરૂપે કહી રહી છું, દ્વેષથી નથી કહેતી માટે એ બદલ ક્ષમા કરજો.'[૩] અને એમ દુષ્યન્તને બીજાના દોષ જોવાની વૃત્તિમાથી પાછા હઠવા એણે દ્વેષ વિના, સરળ ભાવે સાચી વાત કરી.

દુષ્યન્તની પરછિદ્ર જોવાની વૃત્તિ સાથે દ્રૌપદીની પરગુણ જોવાની

(નોંધ ૧ ચાલુ)

બીજાનો દોષ જોવો સહેલો છે, પણ પોતાનો દોષ જોવો મુશ્કેલ છે, માણસ બીજાના દોષો ભૂસાની પેઠે ઊપણે છે, પણ પોતાનો દોષ, શઠ જુગારી બીજા જુગારીથી પોતાનો હારનો દાવ સંતાડે તેમ સંતાડે છે

(૪) સર્° ઉપર અબ = ભ્રાતક ન ૩૭૪ 'ચુલ્લધનુગ્ગહ જાતક'ની ગાથા.

(૫) 'અને તુ તારી આખમાનો ભારોટિયો ધ્યાનમા ન લાવતા તારા ભાઈની આખમાનુ તણખલુ શા સાટે જુએ છે? અથવા તુ તારા ભાઈને કેમ કહેશે કે તારી આખમાનુ તણખલુ મને કાઢવા દે, પણ જો તારી પોતાની જ આખમા ભારોટિયો છે? ઓ ઢોગી, પહેલા તુ પોતાની જ આખમાથી ભારોટિયો કાઢ અને ત્યારપછી તારા ભાઈની આખમાથી તણખલુ કાઢવાનું તને સારી પેરે સૂઝશે ' 'બાઈબલ' નવો કરાર, 'માથ્થી' ૭–૩ થી ૫, = કે. 'લુક' ૬–૪૧ થી ૪૩

૨. જુઓ ઉપર શ્લોક ૧૪૭, પૃ ૪૫૩

૩. ૧–૬૯–૨ થી ૫

સજ્જનવૃત્તિ મરખાવવી જરૂરી છે. પ્રત્યપ્રત્યેની જવાબદારીના ભાનથી શકુંતલાને પાછી ઠેલનો પણ તે સાથે જ સુખ અને વૈભવમાં આળોટતો દુષ્યન્ત જાણે કે છિદ્રાન્વેષણથી પોતાની સાધુતા સાબિત કરવા જાય છે! જ્યારે પાંડવો સહિત દુઃખના દરિયામાં ડૂબેલી, નાથવતી છતાં અનાથ દ્રૌપદી ભયાનક વસ્ત્રાહરણ પ્રસંગે પણ ધર્મરાજના દોષથી વિપત્તિ સર્જાયેલી જોવા છતાં, પણ ગુણદર્શન કરીને એનું સત્શીલ આપમેળે જ પ્રકાશિત કરે છે.૪

---

૪. (૧) સર° मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥
ભર્તૃહરિ, 'નીતિશતક,' ૭૯.

જેઓ મન, વચન અને કાયાના પુણ્યરૂપી અમૃતથી પૂર્ણ છે, જેઓ ત્રણે ભુવનને ઉપકારોની હારમાળાથી પ્રસન્ન કરે છે, કાયમ બીજાના પરમાણુ જેવડા ગુણોને પર્વત સમાન ગણીને પોતાના હૃદયમા પ્રફુલ્લ થાય છે એવા સંતો કોઈક જ હોય છે.

(૨) न ब्रूते परदूषणं परगुणं वक्त्यल्पमप्यन्वहं ।
सन्तोषं वहते परर्द्धिषु परावाधासु धत्ते शुचम् ।
स्वश्लाघां न करोति नोज्झति नयं नाचित्यमुल्लङ्घय-
त्युक्तोप्यप्रियमक्षमां न रचयत्येतच्चरित्रं सताम् ॥ 'સિન્દુરપ્રકર', ૬૪.

સજ્જનોનું ચારિત્ર્ય જ એવું હોય છે કે તેઓ પરદોષ બોલતા નથી, પણ પરગુણ અલ્પ હોય તો પણ હમેશા કહે છે, પારકી ઋદ્ધિ પ્રત્યે સંતોષ રાખે છે. ઈર્ષ્યા નથી કરતા,—પરંતુ પરપીડાથી શોક ધારણ કરે છે—દુ:ખી થાય છે; આત્મશ્લાઘા નથી કરતા, વિનયનો ત્યાગ કરતા નથી, ઔચિત્યનું ઉલ્લંઘન કરતા નથી અને અપ્રિય સાંભળવા છતા અક્ષમા કરતા નથી—ક્ષમા જ કરે છે.

ક્ષાત્રધર્મની રૂઢ માન્યતાથી જુગાર રમવાનું સ્વીકારી, શરૂમાં ક્રમને ગમતા અને પછી 'હાર્યો જુગારી બમણું રમે' એ ન્યાયે એના નશામાં આવી, બધું રાજ્ય, ધન અને ભાઈઓને દાવમાં ગુમાવ્યા પછી છેવટે ધર્મ રાજાએ દ્રૌપદીને દાવમાં મૂકી અને હાર્યા ત્યારે નિર્લજ્જ ધૃતરાષ્ટ્ર રાજી થઈને 'શું આપણે જિત્યા ? શું આપણે જિત્યા ?'[5] એમ બોલવા માંડયો. દુઃશાસન કર્ણ વગેરે ખુશ થયા અને ભીષ્મ, દ્રોણ આદિ દુઃખી થઈ ગયા. પંડિત વિદુરે દુર્યોધનની જુગારી વૃત્તિની કહી શકાય તેટલા સખત શબ્દોમાં ઝાટકણી કાઢી[6] પણ દુર્યોધન જેનું નામ ! એની આજ્ઞાથી એકવસ્ત્રા, અધોનીવી અને શરણ લેવા માટે ધૃતરાષ્ટ્રના અંતઃપુર તરફ દોડી જતી દ્રૌપદીને, "તારી વહાર કરવા માટે, તું કૃષ્ણ, હરિ, (=કૃષ્ણ વાસુદેવ) જિષ્ણુ, નર (=અર્જુન, વગેરે જેમને બોલાવવા હોય તેમને) ને બોલાવવા રાડો પાડ, આ હું તને ઘસડી જાણું છું " એમ બોલતો બોલતો દુઃશાસન, ગજસૂય યજ્ઞમાં મંત્રપૂત જળથી સીંચાયેલા તેના દીર્ઘ, નીલ કેશપાશને પકડીને બળાત્કારે સભામાં ઘસડી લાવ્યો[7] ત્યાં હડેલાઈ ગયેલી, દુઃખ અને શરમથી નીચી દૃષ્ટિવાળી, રોતી અને મદદ માટે પોકાર પાડતી દ્રૌપદીને, 'પ્રથમ ધર્મરાજા એમની જાતને હારી બેઠા હતા કે મને ?' એવા એના પ્રશ્નનો જવાબ યુધિષ્ઠિર પાસેથી મેળવવા કહેવામાં આવ્યું ત્યારે એ તેજસ્વી સતી પોતાને મોઢે જાહેરમાં બીજાઓની આગળ ધર્મરાજનું ભૂંડું બોલાવવાની કૌરવોની ઇચ્છા સમજતી, દુઃશાસનને 'મને નવસ્ત્રી કરીશ નહિ' એમ વારતી, ભરતવંશી ક્ષત્રિયોને, ભીષ્મને અને દ્રોણને ઉગ્ર અન્યાય મૂંગે મોઢે સહીને એમાં મૂક સંમતિ આપવા માટે ઠપકો આપતી, અને ધર્મરાજ યુધિષ્ઠિરની

---

૫. ૨-૫૮-૪૧

૬. સભા અ ૫૯

૭. ૨-૬૦-૧૪ થી

ધર્મનિષ્ઠા તથા ગુણોને યાદ કરી, સભામા એમણે કેવા સ યોગોમા જુગાર ખેની નાંખ્યો હતો તેનો તથા એમની દુ ખી સ્થિતિનો વિચાર કરી એમના પ્રત્યે પ્રેમ, માન અને અદબ દાખવતી દ્રૌપદી આ શબ્દો બોલી હતી, 'ધર્મ જેને નિપુણો જ પામી શકે એવો સૂક્ષ્મ છે. ધર્મપુત્ર રાજા એવા ધર્મમા સ્થિર રહેલા છે. (તેથી આવા) આત્મીય પતિના ગુણોને છોડીને તેમના પરમાણુ જેટલા દોષનેય હુ છુલ્લાએ આવવા દેવા ઇચ્છતી નથી.'૮

ગમે તેવા, વિકળ કરી નાખતા સયોગોમાય, મનની સમતુલા સાચવીને, વિવેકથી ગુણદોષ સમજીને ગુણ જ જોવાની દ્રૌપદીવૃત્તિ વિકાસક્રમે વ્યક્તિગત, કૌટુંબિક, સામાજિક અને તેનાથી ઊંચી કક્ષાએ વિશ્વના સુખ, શાંતિ સમૃદ્ધિનુ મૂળ છે, સાચા અર્થમા ધર્મ છે.



---

૮. धर्मे स्थितो धर्मसुतश्च राजा धर्मश्च सूक्ष्मो निपुणोपलभ्यः ।
वाचापि भर्तु परमाणुमात्र नेच्छामि दोषं स्वगुणान्विसृज्य ॥
२-६०-३१.

# યોગ

૧૫૬. तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा[1] ॥

६–२८–२३ ( गीता ६–२३ )

દુઃખના સંયોગથી રહિત તે સ્થિતિને 'યોગ' નામની સ્થિતિ જાણવી. આ યોગ કંટાળા વિનાના ચિત્તથી—ઉત્સાહથી—દૃઢતાપૂર્વક આચરવો.

---

૧. (૧) આમ સાથે સર૦ ૩-૨૦૩-૪૪ ક; સર૦ योगश्चित्तवृत्तिनिरोध । (આ 'પાતંજલ યોગદર્શન'નું બીજું સૂત્ર છે.)

यह पातंजल योगदर्शनका पहला सूत्र है। योग चित्तवृत्तिका निरोध है, यानी हमारे दिलमें ऊठते तरंगो पर अंकुश रखना, उन्हें दबा देना, यह योग हुआ । २९–११–'४४

जिसके चित्तमें तरंग ऊठते ही रहते हैं वह सत्यके दर्शन कैसे कर सकता है? चित्तमें तरंगका ऊठना समुद्रके तूफान जैसा है। तूफानमें जो तुफानी सुकान पर काबू रख सकता है वह सलामत रहता है। अैसे ही चित्तकी अशांतिमें जो रामनामका आश्रय लेता है वह जीत जाता है। ०–११–'४४. 'નિત્યમનન' પૃ. ૧૨, ૧૩.

(૨) જુઓ ઉપર 'સુખદુઃખ' (પ્રક૦ ૧૨) શ્લોક ૧૨૩ થી ૧૨૫ પા. ટી. , પૃ. ૩૭૯.

ચિરસંગાથીની જેમ માણસજાતને વળગેલું દુઃખ દૂર કરવું તેનું નામ યોગ. આવો યોગ એટલે શું? સમગ્ર મહાભારત જુદી જુદી રીતે, દૃષ્ટિએ આ યોગ પ્રાપ્ત કરવાના ઉપાયોની છણાવટ કરે છે.

(નોંધ ૧ ચાલુ)

(૩) સર° उत्सेक उदधेर्यद्वत् कुशाग्रेणैकबिन्दुना ।
मनसो निग्रहस्तद्वद् भवेदपरिखेदतः ॥ आगमशास्त्रम्
('માંડૂક્યોપનિષદ'ની કારિકા) ૩-૪૧.

(ગૌડપાદાચાર્યની આ ઉક્તિને 'પંચદશી' (૧૧-૧૦૯) તથા ગીતાની મધુસૂદની ટીકા (૬-૨૩)માં મનનો સંયમ કરવામા જરા પણ કંટાળો ન આવે તે માટે પ્રમાણ તરીકે ટાંકી છે). દર્ભની અણી ઉપર એકેક બિન્દુ ચડાવી સાગરને ઉલેચવામા જેવો ઉત્સાહ હોવો જોઈએ, એવા ઉત્સાહથી કંટાળ્યા વિના પ્રયત્ન કરનાર મનનો નિગ્રહ કરે છે.

(૪) સર° ता योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥
કઠ. ઉ. ૨-૩-૧૧.

(મનબુદ્ધિ સહિત પાંચે) ઇન્દ્રિયોની (આત્મામાં) સ્થિર ધારણાને યોગ કહે છે. એ પ્રાપ્ત થતાં સાધક અપ્રમત્ત બને છે. કારણ કે યોગ એટલે જ્ઞાનની ઉત્પત્તિ અને અજ્ઞાનનો લય.

(૫) ગીતાપ્રબોધિત આ યોગને ધર્મવ્યાધે સત્ય, અહિંસા, કર્મફલ-આશા અને બંધનના ત્યાગ, જ્ઞાન, સંયમ અને અપરિગ્રહના સંમીલન જેવો ગણાવતાં કહેલું વચન સર°

यतो न गुरुरप्येनं च्यावयेदुपपादयन् ।
तं विद्याद्ब्रह्मणो योग वियोगं योगसंज्ञितम् ॥ ૩-૨૦૩-૪૪.

ઉપપત્તિ કરાવનાર ગુરુ પણ એને ચળાવી શકે નહિ. તેવા (વિષયોના) વિયોગવાળા યોગને બ્રહ્મયોગ સમજવો.

ગીતામા આ છણાન એની ચરમ સીમાએ પહોચી છે ગીતામા સમત્વબુદ્ધિયોગી[2], સ્થિતપ્રજ્ઞ[4], કર્મયોગી[3], કર્મમા અકર્મ અને અકર્મમા કર્મ જોનાર,[5] '૬' પણાનુ આત્યતિક વિલોપન કરનાર[6], કર્મફળ ત્યજીને શાતિ મેળવનાર[7], કામક્રોધના વેગને આ જીવનમા જ બળાબળ કાબૂમા નાખનાર[8], જ્ઞાનવિજ્ઞાનતૃપ્ત મા, નિર્વિકારી, નવમી અને માટીનુ ઢેફુ, પત્થર તથા સોનામા સમબુદ્ધિવાળો[9] ઇત્યાદિ લક્ષણોથી યોગીનુ ઠેર ઠેર વર્ણન કર્યું છે ગીતાના અઢારે અધ્યાયને દરેક વિ યની સાથે અ તે 'યોગ' શબ્દ લગાડીને ઓળખવામા આવ્ય છે વળી આખા ગીતાશાસ્ત્રને પણ 'યોગ' કહ્યુ છે[10]

ગીતામા આખા જગતમા વ્યાપી રહેલા અને સર્વ પ્રાણીઓના આધાર છતા કોઈ પ્રાણીના આધારે જે નથી એના ભગવાનના યોગૈશ્વર્યનુ

---

૨. ૬-૨૪-૩૯ થી (ગીતા ૨-૩૯ થી)

૩. ૬-૨૪-૫૫ થી ( ગીતા ૨ ૫૫ થી)

૪. ૬-૨૫ ૩ ઇ (ગીતા ૩-૩ ઇ )

૫. ૬ ૨૬ ૧૮ ઇ (ગીતા ૪-૧૮ ઇ )

૬. ૬-૨૭-૮ થી (ગીતા ૫ ૮ થી)

૭. ૬-૨૭-૧૨ (ગીતા ૫ ૧૨)

૮ ૬ ૨૭ ૨૩ (ગીતા ૫-૨૩) ૬-૨૮-૧ (ગીતા ૬-૧)

૯. ૬ ૨૮-૮ (ગીતા ૬ ૮)

૧૦ व्यास प्रसादाच्छ्रुतवानेतद्‌गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥
૬-૪૦-૭૫ (ગીતા ૧૮-૭૫)

(સજય બોલ્યો) શ્રી વ્યાસની કૃપા વડે સાક્ષાત્ યોગેશ્વર કૃષ્ણના શ્રીમુખેથી મે આ ગુહ્ય પરમયોગને કહેવાતો સાભળ્યો

વર્ણન કરવામા આવેલુ છે[૧૧] એવી જ રીતે મહાભારતમા અનેક સ્થળે ધ્યાનયોગ,[૧૨] જપયોગ,[૧૩] જ્ઞાનયોગ[૧૪] વગેરેનુ વર્ણન આવે છે. અને આ યોગોનુ વર્ણન કરતા કેટલેક સ્થળે યોગ અને સાખ્ય (શુદ્ધ કક્ષાએ) એક જ છે એમ પ્રતિપાદન કરેલુ છે[૧૫]

અહીં ઉપર મૂકેલા 'ધ્યાનયોગ'ના ગતામનમા પ્રતિપાદિત 'દુ ખથી વિયોગ કરાવનાર યોગ' આ બધા યોગોનુ એક વિશિષ્ટ દષ્ટિથી સમુચ્ચય કરી નિરૂપણ કરે છે અને સાચા સુખના માર્ગે કટાળ્યા વિના અપ્રતિહત પ્રયત્ન કરવાની આજ્ઞા કરે છે

१५७. क्षमया क्रोधमुच्छिन्द्यात्काम सकल्पवर्जनात् ।
सत्त्वससेवनाद्धीरो निद्रामुच्छेत्तुमर्हति ॥ १२–२६१–५

१५८. अप्रमादाद्भय रक्षेच्छ्वास क्षेत्रज्ञशीलनात् ।
इच्छा द्वेष च काम च धैर्येण विनिवर्तयेत् ॥ १२–२६६–६

१५९. भ्रम प्रमोहमावर्तमभ्यासाद्विनिवर्तयेत् ।
निद्रा च प्रतिभा चैव ज्ञानाभ्यासेन तत्त्ववित् ॥ १२–२६७–६

---

૧૧ मया ततमिद सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाह तेष्ववस्थित ॥
न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावन ॥
૬–૩૧–૪, ૫ (ગીતા ૮–૪, ૫)

૧૨. શાતિ અ ૧૮૮

૧૩. શાતિ અ ૧૮૭થી ૧૪. શાતિ અ ૨૦૮

૧૫ एक साख्य च योग च य पश्यति स पश्यति ॥
૬–૨૭–૫ (ગીતા ૫–૫)

સર૰ ૧૨–૨૯૩–૩૦૬૬, ૩૦૪–૪૬૬ તથા ૬–૨૮–૨ (ગીતા ૬ ૨) ઇત્યાદિ.

( મુમુક્ષુ ) ધીરે ક્ષમાથી ક્રોધનો અને સંકલ્પના ત્યાગથી કામનો ઉચ્છેદ કરવો. સત્ત્વગુણના સેવનથી ( પ્રમાદ કે ધ્યેયમાં અસ્થિરતારૂપી ) નિદ્રાનો ઉચ્છેદ કરવો.

અપ્રમાદ—સતત જાગૃતિથી ( દરેક જાતના ) ભય સામે રક્ષણ કરવું, આત્માના જ્ઞાનથી શ્વાસની—સમય અને શક્તિની પર્યાયે જીવનની—રક્ષા કરવી અને ઇચ્છા, દ્વેષ તથા કામનિકતાને ધૈર્યથી વિસર્જન કરવાં.

( તત્ત્વજ્ઞાનના ) અભ્યાસ વડે ભ્રમ—વિપરીત જ્ઞાન, પ્રમોહ—વ્યાકુળતા, ગભરાટ, અને આવર્ત—સંશયરૂપી ભમરીનું વિનિવર્તન કરવું. અને ( ધ્યેયમાં અસ્થિરતારૂપ ) નિદ્રા તથા (પરમાત્મા સિવાયના અન્ય વિષયોમાં આસક્તિરૂપ ) પ્રતિભાનું જ્ઞાનાભ્યાસથી તત્ત્વવેત્તા થઈને વિનિવર્તન કરવું.

ઉપાય કરવાથી મોક્ષ થાય છે. પણ ઉપાય કર્યા વિના થતો નથી એમ કહ્યું છે તો કયા ઉપાયથી મોક્ષ મળે તે મને યથાન્યાય કહો.[1] એવા ધર્મરાજના પ્રશ્નના જવાબમાં પિતામહે 'હે મહાપ્રાજ્ઞ! તમે ખૂબ હોશિયાર છો, એટલે પ્રયત્નપૂર્વક સદાય નવું નવું શોધ્યા જ કરો છો,'[2] એમ કહીને મોક્ષ પામવાનો એક જ માર્ગ સમજાવ્યો. ભીષ્મનું એ પ્રવચન યોગાચારનું સંક્ષેપમાં છતાં લગભગ બધા મુદ્દાઓને આવરી લઈને વિવેચન કરે છે, તેમાંથી ઉપરના ત્રણ શ્લોકો લીધા છે. એમાં આગળ ચાલતાં હિત, મિત અને પાચક ભોજનથી ઉપદ્રવો અને રોગોનો;[3] સંતોષથી લોભ તથા મોહનો; તત્ત્વદર્શનથી વિષયોનો;

૧. ૧૨-૨૬૬-૧. ૨. ૧૨-૨૬૬-૨. ૩. ૧૨-૨૬૬-૮થી.

અનુક્રોશથી અધર્મનો, ઉપેક્ષાથી ધર્મનો;[૪] ભવિષ્યના વિચાર ઉપર કાબૂ રાખીને આશાનો; આસક્તિના ત્યાગથી ધનનો; પદાર્થોનું અનિત્યત્વ જોઈને સ્નેહનો; (આત્મ)યોગથી ભૂખનો; કરુણાથી અભિમાનનો; ઉદ્યોગથી તન્દ્રાનો; વસ્તુતત્ત્વના નિશ્ચયથી કુશંકાનો; મૌનથી બહુ બોલવાનો; વગેરે પ્રકારે જુદા જુદા અપકારક ભાવોનો ઉપકારક ભાવોના સ્થાપનથી નિરાસ કરી, યોગસાધનો વડે મનબુદ્ધિને શુદ્ધ કરી જ્ઞાનદૃષ્ટિથી ક્રમે ક્રમે આત્મશાંતિ મેળવવાનો અનુરોધ કર્યો છે. વળી આ સર્વનો સાર, ધ્યાન, અધ્યયન, દાન, સત્ય, હ્રી, આર્જવ, ક્ષમા, શૌચ, આહારશુદ્ધિ અને ઇન્દ્રિયસંયમ, એ દશ સાધનો તેજ વધારનારાં, પાપ નાશ કરનારાં, સંકલ્પ સિદ્ધ કરનારાં અને વિજ્ઞાન પ્રવૃત્ત કરનારાં છે, એવું કહીને આપ્યો છે.[૫] અને છેવટે સમારોપ કરતાં, આ જ વાત જુદા શબ્દોમાં મૂકી વધારામાં અદૈન્ય, નમ્રતા અને નિદ્રા રાખવાથી પ્રસન્ન, વિમલ અને પવિત્ર મોક્ષમાર્ગે જવાય છે એમ પ્રબોધ્યું છે.[૬]

ઉપરનાં સુભાષિતો પૈકી સુભાષિત ૧૫૮માં આવતો 'પ્રતિભા'ને દે.૫ તરીકે વર્ણવતો અર્થ કેટલાક વાચકોને નવીન લાગશે. પણ યોગમાર્ગમાં આ અર્થ પ્રચલિત છે. 'પાતંજલ યોગદર્શન'ના સૂત્રો આ અર્થનું સમર્થન કરે છે. એ સૂત્રો પ્રમાણે યોગીને યોગમા આગળ વધતા જે સિદ્ધિઓ આવી મળે છે તેમા પ્રતિભાથી થતા ત્રિકાળજ્ઞાનની

૪. (૧) ધર્મ આચરવામા આસક્તિ નહિ જોઈએ. ધર્મ પ્રત્યે રહેલી આસક્તિનો ઉપેક્ષાથી ત્યાગ કરવો. (૨) ધર્મ અને અધર્મરૂપી બન્ને દ્વંદ્વોનો ત્યાગ એ આત્યંતિક આદર્શ હોઈ યોગીએ અનુક્રમે વિકસિત થઈ ધર્મ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ રાખવી.

૫. ૧૨-૨૬૬-૧૫, ૧૬.

૬. ૧૨-૨૬૬-૧૮, ૧૯.

પણ એક સિદ્ધિને ગણાવી છે જેમ પિંગળજ્ઞાન વડે મનની ઇંદ્રિયને બધું જ્ઞાન થાય છે, એવી રીતે યોગીની શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના અને ઘ્રાણ એ પાંચે જ્ઞાનેન્દ્રિયો અનુક્રમે દિવ્ય શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને જાણે છે ૭ પણ જો યોગી વિવેકજ્ઞાનની પરમસિદ્ધિ ન મેળવે અને આ સિદ્ધિઓમાં લપટાઈ જાય તો એની મહેનત વ્યર્થ જાય છે તેથી અહીં 'પ્રતિભા'ને—તેમાંથી મળતી સિદ્ધિઓના આકર્ષણરૂપી આડશને, દોષ તરીકે વર્ણવી છે ૮



---

૭. प्रातिभाद्वा सर्वम् । 'યોગસૂત્ર' ૩-૩૪ । અથવા પ્રતિભાદ્વારા થતા જ્ઞાનથી સર્વ પ્રકારનું—અતીત અનાગતનું જ્ઞાન થાય છે

ततः प्रातिभश्रावणवेदनादर्शास्वादवार्ता जायन्ते । 'યોગસૂત્ર' ૩-૩૭

એથી (બુદ્ધિમાં સંયમ કરવાથી) પ્રાતિભ-યોગથી શુદ્ધ બનેલા મનને થતું સર્વ જ્ઞાન, શ્રવણ-કાનનું વેદન-ત્વચાનું, આદર્શ-આંખનું, આસ્વાદ-રસનાનું અને વાર્તા (વર્તને ગંધવિષયે એ વ્યુત્પત્તિથી) ઘ્રાણેન્દ્રિયનું ઐશ્વર્ય મળે છે

૮ ते समाधावुपसर्गा व्युत्थाने सिद्धयः । 'યોગસૂત્ર' ૩-૩૮

તે બધાં (પ્રતિભા વ. ઐશ્વર્યો) પરમસિદ્ધિમાં વિઘ્નરૂપ છે અને વ્યુત્થાન દશામાં—બાહ્ય વ્યવહારમાં સિદ્ધિરૂપ છે

तारकं सर्वविषयं सर्वथाविषयमक्रमं चेति विवेकजं ज्ञानम् ।
'યોગસૂત્ર' ૩-૫૫.

સંસાર સાગરથી તારનારું અને સર્વવસ્તુઓને સર્વપ્રકારે ક્રમ વિના એકી વખતે વિષય કરનારું જ્ઞાન વિવેકજન્ય જ્ઞાન કહેવાય છે

सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति । 'યોગસૂત્ર' ૩-૫૬.

બુદ્ધિ અને પુરુષની સમાન શુદ્ધિ થવાથી કૈવલ્યપ્રાપ્તિ થાય છે

## ૧૮

# શીલ

१६०. अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।
अनुग्रहश्च दानं च शीलमेतत्प्रशस्यते ॥ १२-१२४-६४

१६१. यदन्येषां हितं न स्यादात्मनः कर्म पौरुषम् ।
अपत्रपेत वा येन न तत्कुर्यात्कथंचन ॥ १२-१२४-६५

---

૧. (૧) = ક્રે. ૧૨-૧૫૬-૧૯; જુઓ ઉપર 'સત્ય' (પ્રક૦ ૩) શ્લોક ૪૮ પૃ. ૧૦૬ થી ૧૧૧, સત્યની અહિંસા તરીકેની અભિવ્યક્તિ.

(૨) = ક્રે. ૩-૨૮૧-૩૪; 'સાવિત્ર્યુપાખ્યાન'માં યમ સાથેના સંવાદમાં સજ્જનોનો સનાતન ધર્મ વર્ણવતું સાવિત્રીવાક્ય.

(૩) સર° 'યયાત્યુપાખ્યાન'માં પૂરુને રાજ્ય સોંપ્યા પછી યયાતિએ આપેલી શીખામણનો મહત્ત્વનો શ્લોક

न हीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते ।
यथा मैत्री च भूतेषु दानं च मधुरा च वाक् ॥ १-८२-१२.

ત્રણે લોકમાં પ્રાણીઓ પ્રત્યે મૈત્રી (અદ્રોહ), દાન અને મધુર વાણી જેવું એકે વશીકરણ હસ્તી ધરાવતું જ નથી.

(૪) સર° 'વ્યાધબ્રાહ્મણસંવાદ'માં બ્રાહ્મણને શિષ્ટાચાર સમજાવતાં કહેલું વચન.

त्रीण्येव तु पदान्याहुः सतां वृत्तमनुत्तमम् ।
न द्रुह्येच्चैव दद्याच्च सत्यं चैव सदा वदेत् ॥ ३-१९८-८९.

કોઈનો દ્રોહ ન કરવો, દાન આપવું અને સદા સાચું બોલવું એ ત્રણ પદને સંતોનું ઉત્તમોત્તમ ચારિત્ર્ય કહ્યું છે.

સર્વ પ્રાણીઓનો મન, કર્મ, વચનથી દ્રોહ ન કરવો, દયા રાખવી અને દાન કરવુ—એવુ શીલ પ્રશસાપાત્ર છે

પોતાના જે કાર્ય અથવા પુરુષાર્થથી બીજાનુ હિત ન થાય, અને જે કરવાથી શરમાવુ પડે તેવુ કર્મ કદી કરવુ નહિ

'(કર્માદિ) ધર્મ કરતા શીલ પ્રથમ છે એવી રીતે લોકો શીલની પ્રશસા કરે છે તેથી શીલનુ લક્ષણ અને સામર્થ્ય જાણવાની મારી ઇચ્છા છે ² એ પ્રમાણે પ્રશ્ન કરતા પિતામહ ભીષ્મે ધર્મ રાજને, તેમની રાજ્ય લક્ષ્મી જોઈને બળતા દુર્યોધનને અને તેના મિત્ર કર્ણને ધૃતરાષ્ટ્રે ઉપદેશ કર્યો હતો તેનો અહેવાલ કહી સભળાવ્યો તેમા ઈર્ષ્યાખોર દુર્યોધનને ધૃતરાષ્ટ્રે કહ્યુ કે 'શીલના પ્રભાવથી ત્રણે લોક જીતી શકાય છે પૂર્વના માધાતા, જનમેજય અને નાભાગ વગેરે રાજાઓએ પોતાના શીલગુણથી પૃથ્વીને જાણે કે ખરીદી લીધી હતી માટે તુ પણ તેવો શીલવાન થા વળી એ અગે દૃષ્ટાત આપ્યુ કે 'પ્રહ્લાદે શીલનો આશ્રય કરીને મહેન્દ્રનુ રાજ્ય લઈ લીધુ ત્યારે મહેન્દ્ર શ્રેય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી બૃહસ્પતિ પાસે ગયો ત્યા તેણે મોક્ષ વિષે ઉપદેશ સાભળ્યો અને તેનાથી વિશેષ જાણવાની ઇચ્છા કરી બૃહસ્પતિએ તેને ભાર્ગવ શુક્રાચાર્ય પાસે મોકલ્યો તેમણે પણ તેને જ્ઞાનોપદેશ કર્યો છતા વિશેષ જાણવાની ઇચ્છા વ્યક્ત કરતા તેમણે એને પ્રહ્લાદ પાસે મોકલ્યો પણ ત્રૈલોક્યનો કારભાર ચલાવતો પ્રહ્લાદ કાઈ નવરો હતો? પછી ઇન્દ્ર તો બ્રાહ્મણવેશ ધરી વિનીત થઈને તેની પાછળ પાછળ ફરવા માડ્યો, એને ખુશ કર્યો એની પાસેથી જ્ઞાન ગ્રહણ કર્યુ અને છેવટે શીલ પણ ગ્રહણ કર્યુ ' એ પછી આખ્યાયિકા આગળ ચાલે છે કે, 'પ્રહ્લાદે શીલ આપતા જ અનુક્રમે એના શરીરમાથી શીલ ધર્મ, સત્ય, વૃત્ત, બળ અને શ્રી પણ એ બધાના મૂળ શીલની સાથે ઇન્દ્રમા જઈને વસ્યા ઇન્દ્ર ફરીથી ત્રૈલોક્યનો રાજ

---

૨ શાતિ અ ૧૨૪

થયો.' વાત પૂરી કરીને ધૃતરાષ્ટ્રે સંક્ષેપમાં શીલનું લક્ષણ કહ્યું તેમાથી ઉપરના બે સુભાષિત લીધા છે. ધૃતરાષ્ટ્રે પ્રવચનના અંતે ઉમેર્યું હતું કે 'કદાચ શીલહીનોને સંપત્તિ મળે તો લાંબો સમય ભોગવી શકતા નથી અને તેઓ સમૂળ નાશ પામે છે.'[3]

ઉપરના પ્રસંગના અનુસંધાનમાં 'સભાપર્વ' જોતા જણાય છે કે પાંડવોની સંપત્તિ જોઈને શોકસંતાપ કરીને ફીક્કો તથા દૂબળો પડી ગયેલો દુર્યોધન શકુનિને સાથે લઈ ધૃતરાષ્ટ્રને કપટદ્યૂત રમવાની રજા આપવા સમજાવવા ગયો હતો.[4] ત્યાં પહેલાં તો ધૃતરાષ્ટ્રે વિદુરની સલાહ લઈ તે મુજબ વર્તવાની, પારકું ધન લેવાની દાનત નહિ રાખવાની, ભાઈને સમૃદ્ધ જોઈ ખુશ થવાની, વૈભવો નિરાંતે ભોગવવાની અને ઉદ્યોગી તથા વિનીત રહેવાની સલાહ આપી પણ આસુરી સંપત્તિનો પ્રતિનિધિ દુર્યોધન ! એણે તો વ્યવહારકુશળ, રાજનીતી-શાસ્ત્રનિપુણાત, લોભી, ઝેરીના, અને યુદ્ધમાનસવાળા કપટી માણસોના સિદ્ધાંતો પ્રમાણે 'અસંતોષ શ્રીનું મૂળ છે,' 'જેની સાથે સમાન આજીવિકા છે એ જ ખરો શત્રુ છે,' '(માની લીધેલા) શત્રુની લક્ષ્મી જોઈને રાજી ન થવું,' '(પારકી ચડતી જોઈને) જે અમર્ષ--દ્વેષ કરતો નથી તે અધમ કહેવાય છે,' વગેરે કહી તથા મરી જવાની ધમકી આપીને ઢીલા મનના, પુત્રસ્નેહથી અંધ ધૃતરાષ્ટ્રને પોતાના મતમાં વાળીને જુગાર રમવાની રજા મેળવી લીધી.[5] આનું એ યુગમાં જે પરિણામ આવ્યું હતું તે મહાભારતના પાનાઓ ઉપર અસંદિગ્ધપણે વાંચી શકાય છે, અને તેની સાથે

---

૩. यद्यप्यशीला नृपते प्राप्नुवन्ति क्वचिच्छ्रियम् ।
न भुञ्जते चिरं तात समूलाश्च पतन्ति ते ॥ १२-१२४-६७

૪. સભા અ ૪૫ થી ૫૧

૫ निवर्तयिष्यति त्वासौ यदि क्षत्ता समेष्यति ।
निवृत्ते त्वयि राजेन्द्र मरिष्येऽहमसंशयम् ॥ २-४५-४३
स मयि त्वं मृते राजन्विदुरेण सुखी भव ।
भोक्ष्यसे पृथिवीं कृत्स्नां किं मया त्वं करिष्यसि ॥ २-४५-४४.

આજના યુદ્ધખોર, લોભી, વેપાર અને જનોત્કર્ષના નામે એકબીજા ઉપર દ્વેષ રાખનારા રાજનીતિશાસ્ત્રનિષ્ણાતોનાં વર્તન સરખાવી તેઓ કયું પરિણામ લાવવા તૈયાર થયા છે તે સમજી શકાય છે.

પણ આ બધા લોભ, દ્વેષ, કપટ અને યુદ્ધખોરીથી શીલ અનેકશઃ ઊંચું છે તે મહર્ષિ વ્યાસનું સત્ત્વશીલ વક્તવ્ય છે. દૈવીસંપત્તિની પ્રતિભા આસુરીસંપત્તિના વિષને પરિશુદ્ધ કરતી રહે છે એવો એમાં અનુભૂત રણકાર છે.

૧૬૨. न स्वे सुखे वै कुरुते प्रहर्षं
नान्यस्य दुःखे भवति प्रतीतः ।
दत्त्वा न पश्चात्कुरुतेऽनुतापं
न कत्थते सत्पुरुषार्यशीलः ॥ ५-३३-९४

૧૬૩. शीलं प्रधानं पुरुषे तद्यस्येह प्रणश्यति ।
न तस्य जीवितेनार्थो न धनेन न बन्धुभिः[1] ॥ ५-३४-४६

જે પોતાના સુખથી છકી જતો નથી, બીજાના દુઃખથી રાજી થતો નથી, (દાન) આપ્યા પછી પસ્તાવો કરતો નથી, અને આત્મશ્લાઘા કરતો નથી તે સત્પુરુષ આર્યશીલવાળો છે.

પુરુષમાં શીલ જ મુખ્ય છે. જેનું શીલ આ જગતમાં નાશ પામે છે તેના જીવવાનો, ધનનો કે સગાંસંબંધીઓનો કંઈ અર્થ નથી.

---

(નોંધ ૫ ચાલુ)

(દુર્યોધન કહે છે) જો એ વિદુર આવશે તો (દ્યૂત રમાતું) અટકાવશે. અને જો તમે રોકાઈ જશો તો હું ચોક્કસ મરણને ભેટીશ. પછી હે રાજન્! હું મરું એટલે વિદુરની સાથે તમે સુખી થજો અને આખી પૃથ્વીને ભોગવજો! મારું તમારે શું કામ છે?]

૧. સર૦ 'સત્ય' (પ્રક૦ ૩) શ્લો. ૪૯, પૃ. ૧૧૫ અને તેનું ઉદ્ઘાટન.

શીલ અંગેનાં આ બે સુભાષિતો 'વિદુરનીતિ'માંથી લીધાં છે. એમાં ૫–૩૩–૯૪નુ સુભાષિત શીલવાળા—સતજ્ઞાનને આચારમાં ઉતારનાર–સજ્જનનું ટૂંકામાં આબેહૂબ નિદર્શન કરે છે. આ સુભાષિતની આગળ અને પાછળનુ એક સુભાષિત આની સાથે જોઈએ. 'જે મનુષ્ય શાંત થયેલા વૈરને જગાડતો નથી, (ચઢતીમા) ગર્વ કરતો નથી, (પડતીમાં) ઓલવાતો નથી, (દુર્ગતિમાં આવી પડતા) 'હું મુશ્કેલીમાં છું' એમ કહીને જે મન્યુ કરતો નથી તેને પરમ અગ્રણી આર્યશીલવાળો કહે છે.[૨]

'જે જુદા જુદા દેશોના આચાર, ભાષાઓ, જાતિધર્મોને જાણે છે, અને (બધાનું) ભલું થાય એમ ઇચ્છે છે તેવો ઉત્તમ અધમનો વિવેક જાણનારો, જ્યા જાય છે, ત્યા સદા સમાજનો નેતા થાય છે.'[૩]

સુભાષિત ૫–૩૪–૪૬ થી આગળ આવતુ એક સુભાષિત પણ જોઈએ. '(સારા) વસ્ત્રવાળાએ સભા જીતી છે, ગાયવાળાએ (સારુ) ભોજન જીત્યું છે, વાહનવાળાએ માર્ગ જીત્યો છે અને શીલવાળાએ બધુ જીત્યું છે.'[૪]

શીલની પ્રશસ્તિ ગાતા આ સુભાષિતો, શીલ માટે આત્મવિશ્વાસ પેદા કરે છે અને હૃદયમા ચોટી જાય છે.



---

૨. न वैरमुद्दीपयति प्रशान्तं न दर्पमारोहति नास्तमेति ।
न दुर्गतोऽस्मीति करोति मन्युं तमार्यशीलं परमाहुरग्र्यम् ॥
५–३३–९३.

३. देशाचारान्समयाञ्जातिधर्मान्बुभूषते यस्तु परावरज्ञः ।
स तत्र तत्राधिगतः सदैव महाजनस्याधिपत्यं करोति ॥
५–३३–९५.

४. जिता सभा वस्त्रवता समाशा गोमता जिता ।
अध्वा जितो यानवता सर्वं शीलवता जितम् ॥ ५–३४–४५.

१९

# સંયમ

१६४. यः संधारयते मन्युं योऽतिवादांस्तितिक्षति ।
यश्च ततो न तपति दृढं सोऽर्थस्य भाजनम् ॥ १–७४–५

**જે મન્યુને ધારણ કરી રાખે છે (જીરવી શકે છે), જે નિંદા સહન કરે છે, જે તપાવવા છતાં પણ તપી જતો નથી, તે દૃઢ પુરુષાર્થનો ભાજન થાય છે.**

વ્યાસ ભગવાને મહાભારતનાં મનોજય અંગેના સંખ્યાબંધ વચનોનો નિષ્કર્ષ આ એક સુભાષિતમાં ભરી દીધો છે. અસુરરાજ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા અને તેના ગુરુ ભાર્ગવ શુક્રાચાર્યની દીકરી દેવયાની સખીઓ સાથે વનમાં જળક્રીડા કરવા ગઈ હતી.[१] બધી કન્યાઓ (તળાવમાં?) નાહવા પડી હતી તે દરમિયાન પવનથી બધીનાં કપડાં સેળભેળ થઈ ગયાં.[२] બહાર નીકળીને ઉતાવળથી જેના હાથમાં જે કપડું આવ્યું તે તેણે પહેરી લીધું. એ પ્રમાણે પહેરતાં ભૂલમાં શર્મિષ્ઠાએ દેવયાનીનું વસ્ત્ર પહેરી લીધું. તેથી ખિજવાયેલી દેવયાનીએ પોતે બ્રાહ્મણની અને તેમાંય ગુરુની પુત્રી હોઈ ગુરુપદના શ્રેષ્ઠત્વના અભિમાનમાં શર્મિષ્ઠાને અપમાની.[३] પણ શર્મિષ્ઠા કંઈ જાય એવી નહોતી. તેણે

१. આદિ. અ. ૭૩ થી.

२. કથા પ્રમાણે ઇંદ્રે અસુરોનો નાશ કરવા, અંદરોઅંદર ભેદ પડાવવા માટે વાયુરૂપ થઈને વસ્ત્રો સેળભેળ કર્યાં હતાં. १–૭૩–१ થી ૪.

३. ઊંચનીચભાવ પ્રાથમિક હિંદુ સમાજમાં દાખલ થયો હતો. તેનાં કુપરિણામ પણ વ્યાસે આવી સૂચક કથાઓ દ્વારા નોંધ્યાં છે.

દેવયાનીનું તેનાથી અનેકધાડું અપમાન કર્યું, તથા એને કૂવામાં ફેંકી દઈને પોતાના નગરમાં પાછી ફરી એ કૂવામાં પાણી નહોતું, પરન્તુ શર્મિષ્ઠાએ ક્રોધમાં ને ક્રોધમાં માની લીધુ કે દેવયાની મરી ગઈ છે, એટલે તે તો નિશ્ચિંતે ઘેર પહોંચી ગઈ; પણ અહીં તો શિકારે નીકળેલો નહુષ-પુત્ર યયાતિ તરસ્યો થવાથી કૂવાની શોધ કરતો ત્યાં આવી પહોંચ્યો. તેણે આ કૂવામાં દેવયાનીને જોતાં સહાનુભૂતિપૂર્વક બહાર કાઢી. પછી દેવયાનીએ દાસી ઘૂર્ણિકા સાથે પિતાને કહાવ્યું કે 'હું હવે વૃષપર્વાના નગરમાં આવવાની નથી, મને શર્મિષ્ઠાએ મારી છે' શુક્રાચાર્ય આ સાંભળતાં દોડતા દીકરી પાસે આવ્યા અને આશ્વાસન આપ્યું કે 'દીકરી! બધાયને પોતાના દોષથી સુખદુઃખ મળે છે. તારું યે કંઈ પાપ હશે તો પ્રાયશ્ચિત્ત થયું.'[4] આ સાંભળતાં જ ધૂંધવાયેલી દેવયાની બોલી, 'મારા પાપનું પ્રાયશ્ચિત્ત થાઓ કે ન થાઓ પણ શર્મિષ્ઠા કહે છે કે 'તમે દૈત્યોના ભાટ છો.'[5] શું એ વાત સાચી છે? 'વળી તું સ્તુતિ કરનારા, યાચક અને દાન લેનારની દીકરી છે,[6] અને હું સ્તુતિ કરાતા, દાતા અને દાન નહિ લેનારની દીકરી છું' એમ શર્મિષ્ઠાએ કહ્યું હતું. એ વાત સાચી હોય તો હું શર્મિષ્ઠાની ખુશામત કરી એને રાજી કરું.' શુક્રાચાર્યે એને મધુર શબ્દોથી કહ્યું કે 'ના ના, એવું નથી તું તો સ્તુતિ નહિ કરનાર અને સ્તુતિ પામનારની પુત્રી છે મારું ઈશ્વરી બળ અચિન્ત્ય અને નિર્દ્વંદ્વ બળ છે.'[7] અને પછી એમણે, ઊછળતા ઘોડા જેવા ક્રોધને કાબૂમાં રાખવા માટે એક એકથી ચડે એવા સાત સુભાષિતોથી દેવયાનીને

---

૪. ૧-૭૩-૨૯.

૫. મૂળમાં દૈત્યાનામસિ ગાયન । ૧-૭૩-૩૦ ર છે.

૬. આ બધા વ્યવસાય આજે ય ભાટો, બારોટો વ કરે છે

૭. ૧-૭૩-૩૫, ૩૬.

શિખામણ આપી ૮ છેવટે શુક્રાચાર્યે કહ્યુ, 'અજ્ઞાન કુમાર અને કુમારીઓ વર કરે, તેનુ પ્રાજ્ઞોએ અનુકરણ કરવુ નહિ, કાન્ણ તેઓને

---

૮. સર° એમાના કેટલાક સુભાષિત

(૧) य समुत्पतित क्रोध निगृह्णाति हय यथा ।
स यन्तेत्युच्यते सद्भिर्न यो रश्मिषु लम्बत ॥ १-७४-२

જે ઉછળતા ક્રોધને પોતાની જેમ કાબુમા લે છે તેને જ સતો સારથિ કહે છે, નહિ કે ન્હેણે લગામ ઝાલી રાખી છે તેને

= રૈ યો વૈ उप्पतित कोध रथ भन्त व धारये ।
तमह सारथिं ब्रूमि रस्मिग्गाहो इतरो जनो ॥ ધમ્મ ૨૨૨

જે ઊછળતા ક્રોધને ભમતા રથની પેઠે ધારણ કરી રાખે તેને હુ સારથિ કહું છું બીજા તો રસ્સી ઝાલનારા છે

'ધમ્મપદ'ની આ ગાથા પરની અટ્ઠકથા એ ભિક્ષુએ ઝૂપડી બનાવવા એક ઝાડ કાપવા માડયુ એ ઝાડ ઉપર પુત્ર સહિત એક દેવકન્યા રહેતી હતી એણે ભિક્ષુને વિનવ્યો, ભગવન્! આ ઝાડને ન કાપશો મારુ ઘર ભાગી જશે' પણ ભિક્ષુ ન માન્યો એટલે દેવકન્યાએ પોતાના દીકરાને ઝાડની ડાળ ઉપર મુકયો જેથી દયા આવવાથી ભિક્ષુ ઝાડ ન કાપે પણ ભિક્ષુ કુહાડી ન નાખી શકયો એનાથી દેવકન્યાના પુત્રના હાથ કપાઈ ગયો તેથી દેવકન્યા દુખી થઈ ગઈ અને ભિક્ષુને લાતથી મારી નાખવા હાથ ઉગામ્યો પણ નિંદા થવાના ડરથી એને માર્યા વિના રોતી રોતી ભગવાન બુદ્ધ પાસે ગઈ અને વદના કરી ઊભી રહી બુદ્ધ એનુ રોવાનુ કારણ પૂછતા એણે આ બનાવ કહ્યો એ સાભળીને ભગવાને 'સાધુ! સાધુ! બહેન! તે બહુ સારુ કર્યુ તે તો ચડેલા ક્રોધને ભ્રમણ કરતા રથને રોકવામા આવે એવી રીતે નાથી લીધો' કહી ઉપરની ગાથા બોલ્યા

(૨) यो यजेदपरिश्रान्तो मासि मासि शत समा ।
न क्रुध्येद्यश्च सर्वस्य तयोरक्रोधनोऽधिक ॥ १-७४-[illegible]

જે થાકયા વિના સો વરસ સુધી દર મહિને યજ્ઞ કરે છે, અને જે કદી કોઈ ઉપર ક્રોધ કરતો નથી, તે બેમા ક્રોધ નહિ કરનારો અધિક છે

આ શ્લોક સાથ સર° ધમ્મ ૭૦ અને ઉ સૂ ૯-૪૪

બળાબળનું ભાન હોતું નથી.'૯ પણ ક્રોધાંધ દેવયાનીએ તીક્ષ્ણ ગ્નેજાણી, બુદ્ધિશાળી મનુષ્યો જેવી દલીલો કરે છે એવી દલીલો કરી અંતે પિતાને કહ્યું, 'જે શ્રીવિહીન મનુષ્ય શત્રુની ઝળહળતી લક્ષ્મીને ઉપાસે છે તેના જેવું ત્રણે લોકમા કંઈ અધરું છે જ નહિ.'૧૦

દેવયાનીના આ કટાક્ષોથી અત્યાર સુધી સ્થિરચિત્ત રહેલા શુક્ર ધગી ઊઠ્યા અને સીધા વૃષપર્વા પાસે જઈને અવિચારીપણે તેમણે એનો ઉધડો જ લેવા માંડ્યો।૧૧ પરિણામે ગુરુની ઉપકારક સલાહથી વંચિત રહેવા કરતા વૃષપર્વાએ, પોતાના અને દૈત્યસમાજના ભલા માટે શર્મિષ્ઠાને, જ્યાં દેવયાની પરણે ત્યા એકહજાર દાસીઓ સહિત દાસી થઈને મોકલવાનું કબૂલ્યું।૧૨ અને શર્મિષ્ઠાએ પિતા અને સમાજના હિત માટે એ સ્વીકારી લીધું।૧૩

આ પ્રસંગમાં માનવચિત્તની ચંચળતા, સંયમની દુષ્કરતા અને અપ્રમત વિચરણની અત્યંત આવશ્યકતાનુ મહાકવિએ લાઘવથી ચિત્રણ કર્યું છે. જે શુક્રાચાર્ય પુત્રીને ક્રોધસંયમ અને અવૈરનો ઉપદેશ કરતા હતા, જે પોતાના બળ તરીકે અચિન્ત્ય અને નિર્દ્વંદ્વ બ્રહ્મને ગણાવતા હતા તે જ આચાર્ય, કવિએ નોંધ્યું છે તેમ 'અવિચારીપણે' અકાર્ય કરી આવ્યા !

---

૯. ૧-૭૪-૭.

૧૦. સર૦ આ સાથે આનાથી તદ્દન ઊલટો શીલની ઉન્નતતાનો વિચાર. જુઓ ઉપર 'શીલ' (પ્રક૦ ૧૮), શ્લો. ૧૬૦, ૧૬૧, નોંધ. ૧ (૩) પૃ. ૪૮૫.

૧૧. ततः काव्यो भृगुश्रेष्ठः समन्युरुपगम्य ह ।
वृषपर्वाणमासीनमित्युवाचाविचारयन् ॥ १–७५–१.

૧૨. ૧-૭૫-૬ થી.

૧૩. ૧-૭૫-૨૨.

આમ દેવયાનીએ હું ને ગ લો લીધાનો સંતોષ મેળવ્યો, પણ ગજેગુણી બદલાનો પ્રત્યાઘાત એવો પડ્યો? દેવયાનીની દાઝ થઈ! દેવયાની યયાતિ સાથે પરણીને શર્મિષ્ઠાને દાસી બનાવી પતિગૃહે ગઈ ત્યાં દાસી શર્મિષ્ઠા કર્મસંયોગે યયાતિથી ત્રણ પુત્રોની માતા બની, દેવયાની બેની! અને પિતાના સામર્થ્યના અભિમાનથી દેવયાનીએ શર્મિષ્ઠાની જેમ યયાતિને દબાવવા જતાં એ જ શર્મિષ્ઠાનો સૌથી નાનો પુત્ર પૂરુ એની પિતૃભક્તિના પ્રભાવે, શુક્રાચાર્યના શાપથી આવેલી પિતાની વૃદ્ધાવસ્થા સ્વીકારવાથી રાજા બન્યો![14]

આ પ્રસંગ સાથે મહાભારતનો બીજો એક પ્રસંગ સરખાવવા જેવો છે. અરણ્યવાસ દરમિયાન દ્રૌપદીએ ધર્મરાજને ધૃતરાષ્ટ્ર ઉપર ક્રોધ કરી તેમની સામે લડવા ખૂબ સમજાવ્યા ત્યારે તેના જવાબમાં, અજાતશત્રુ રાજાએ ક્ષમા રાખવા વિશે વિગતથી સમજાવી, તેજ અને ક્રોધના ભેદ બતાવતાં 'દાક્ષ્ય, અમર્ષ (અન્યાય પ્રત્યે અને લડાઈમાં અસહનશીલતા) શૌર્ય અને શીઘ્રત્વ એ તેજના ગુણ છે. ક્રોધાભિભૂત તેમને મહેરબાન પ્રાપ્ત કરી શકતો નથી. મૂર્ખાઓ ક્રોધને શાશ્વત તેજ ગણાવે છે પણ વસ્તુતઃ રજોગુણ તો મનુષ્યલોકના નાશ માટે છે[15] એમ કહ્યું હતું. એ જ વક્તવ્યમાં ધર્મરાજે કહ્યું છે, 'ક્રોધ કરવા કરતાં સ્વધર્મ છોડવો શ્રેષ્ઠ છે એવો (શાસ્ત્ર) નિર્ણય છે.[16] એનો અર્થ એ કે માણસ ક્રોધથી સમત્વ (Balance) ગુમાવી બેસે તો સ્વધર્મનિષ્ઠ રહી શકે જ નહિ. જ્યારે સમતાવાળો ક્રોધ ન કરે અને તેજસ્વી રહે તો, સ્વધર્મને સારી રીતે આચરી શકે, સ્વધર્મનિષ્ઠા જાગી શકે.

પણ આ સંયમ કેમ જળવાય? મન તો વાયુ જેવું, નિગ્રહ ન થઈ

૧૪ આદિ અ ૭૬ થી અ ૮૦

૧૫ ૩ ૩૦-૨૦ ૨૨

૧૬ જુઓ ઉપર ધમ (પ્રક૦ ૨) શ્લોક ૨૩, નેધ ૫ પૃ ૩૬

શકે તેવું અને ચંચળ છે.[૧૭] ઇંદ્રિયો પ્રમાથી—મથી નાંખનારી છે, એ તો બળાત્કારે ખેંચી જાય છે.[૧૮] મન અને ઇંદ્રિયોને સંયમમાં રાખવાના કક્ષા, સ્વભાવ, સંયોગ, સ્થળ અને કાળભેદે અનેક રસ્તાઓ ઓછીવત્તી સફળતાપૂર્વક સૂચવાયા છે. પણ તે બધામાં 'વ્યાસ–શુકસંવાદ'માં પિતા અને ગુરુ તરીકે વ્યાસે જેવી મનોવૃત્તિથી સંયમ રાખવાનો રસ્તો સૂચવ્યો છે, તે શ્રેષ્ઠ લાગે છે. 'ચિત્તને મથી નાખનારી અને વિષયો તરફ બધી બાજુએથી દોડી જનારી (મનસહિત બધી) ઇંદ્રિયોને, એક પિતા જેમ આત્મજો—બાળકોને કાબૂમા રાખે (અર્થાત્ ધૈર્ય, સમજાવટ, પ્રેમ અને જરૂર પડતા કઠોરતાથી) એવી રીતે બુદ્ધિથી પ્રયત્નપૂર્વક કાબૂમા રાખવી, કારણ કે મન તથા ઇંદ્રિયોની એકાગ્રતા એ જ પરમ તપ છે, અને તે જ સર્વ ધર્મો કરતાં શ્રેષ્ઠ પરમ ધર્મ કહેવાય છે.'[૧૯]

१६५. अव्याधिजं कटुकं तीक्ष्णमुष्णं
यशोमुषं पम्यं पूतिगन्धि ।
सतां पेयं यन्न पिबन्त्यसन्तो
मन्युं महाराज पिब प्रशाम्य[१] ॥ २–५७–१९

જે વગર વ્યાધિએ પેદા થનાર, કડવો, તીક્ષ્ણ, ઉષ્ણ અને યશને ભૂંસી રાખનાર, કઠોર દુર્ગંધીવાળો છે, જેને સજ્જનો

૧૭. ૬–૨૮–૩૩ થી ૩૫ (ગીતા. ૬–૩૩ થી ૩૫).

૧૮. ૬–૨૪–૬૦, ૬૧ (ગીતા. ૨–૬૦, ૬૧).

૧૯. इन्द्रियाणि प्रमाथीनि बुद्धया संयम्य यत्नतः ।
सर्वतो निष्पतिष्णूनि पिता बालानिवात्मजान् ॥ १२–२४२–३
मनसश्चेन्द्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः ।
तज्ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते ॥ १२–२४२–४.

१. =५–३६–६६;=दे. ५–२७–२३.

પી શકે છે, અને અગ્જ્જનો જેને પી શકતા નથી એવા મન્યુને હે મહારાજ! તમે પી જઈને શાંત થાઓ.

જુગારખેનમા દુર્યોધન વતી રમતો શકુનિ કપટથી એક પછી એક દાવ જીત્યે જતો હતો. ત્યારે એમા ભાવિ મહાવિનાશની એંધાણીઓ જોઈને, તથા હજુ બચવાનો વખત છે એમ સમજીને, દુર્યોધન તરફથી ભયંકર અપમાન અને હાડછેડ થવા છતાય, બધાયનું હૃદયથી હિત ચાહનાર મહામાત્ય વિદુરે, ધૃતરાષ્ટ્રને હિતવચન કહ્યા તેમાનુ આ વચન છે પોતાના હિતવચન પાંડવોની રાજ્યલક્ષ્મી તરફ ઈર્ષ્યાથી ક્રોધિત થયેલા—મન્યુવાળા ધૃતરાષ્ટ્રને કડવા લાગશે એ સમજતા છતાય વિદુરજીએ 'જેમ કુમારીને સાઠ વર્ષનો પતિ પસંદ પડતો નથી એમ મારા હિતવચન દુર્યોધનને ગમતા નથી અને હે રાજન્! તમે હિતકારી કે અહિતકારી બધા કામોમા પ્રિયની જ આકાક્ષા રાખતા હો તો તમે સ્ત્રીઓ, જડ, પાગલો તથા એવા જ બીજા મૂર્ખાઓની સલાહ લો (માન જેવાની સલાહ પૂછશો નહિ). મીઠું બોલનારો પાપી માણસ તો અહીં મળશે, પણ કડવુ છતા હિતકારી કહેનાર અને સાભળનાર મળવા મુશ્કેલ છે માલિકના ગમા અણગમાને આઘા રાખીને જે માણસ ધર્મપરાયણ રહીને અપ્રિય છતા હિતકારક સલાહ આપે છે, તેના વડે જ રાજા સહાયવાળો કહેવાય છે[२] વગેરે કહીને ઉપર મૂંનું વચન તથા બીજો ઉપદેશ આપ્યો પણ એમના વચન બહેરા કાન ઉપર અથડાયા.

આ જ વચન બીજે વખતે જ્યારે પાંડવો સાથેના વૈરની ચિંતાથી પ્રજ્વળતા અને ઊંઘ ગુમાવી બેઠેલા ધૃતરાષ્ટ્રે વિદુરને સલાહ લેવા બોલાવ્યા ત્યારે વિદુરે દ્યૂત સમયના પોતાના હિતવચનો યાદ કરાવીને ધૃતરાષ્ટ્રને કહ્યુ હતુ[૩]

૨. ૨-૫૭ ૧૫ થી ૧૮. ૩. ૫-૩૬-૬૬.

બીજી બાજુ ધૃતરાષ્ટ્રે દૂતકાર્ય માટે યુધિષ્ઠિર પાસે મોકલેલા સંજયે, યુધિષ્ઠિરને તેઓ ધાર્મિક હોઈ તેમણે રાજ્યલોભ ન રાખવો જોઈએ તેથી ગોત્રવધનું પાપ ન થાય તે માટે યુદ્ધ કરવાનો વિચાર માંડી વાળી સાધુ થઈ જવા સમજાવતા (!) આ જ વચન કહ્યું હતું.[૪]

એક જ અનુત્તમ હિતવચનના તદ્દન જુદી રીતના ઉપયોગ દ્વારા વેદવ્યાસે વિવેકપૂર્વક આત્મસંયમના યોગ્ય અનુગનનું સૂચન કર્યું છે.

૧૬૬ एकः क्षमावतां दोषो द्वितीयो नोपलभ્યते ।
यदेनं क्षमयायुक्तमशक्तं मन्यते जनः[१] ॥ ५-३३-४७

ક્ષમાશીલમાં એક જ દોષ દેખાય છે, (તે વિના) બીજો જોવામાં નથી આવતો. કેમકે ક્ષમાવાનને માણસો અશક્ત માને છે.

'વિદુરનીતિ'માં અનુક્રમે એકથી દશ સુધીના અંકોને માધ્યમ રાખી વિવિધ પ્રકારનો ઉપદેશ સંગૃહીત કરેલો છે તેમાં ઉપરનું સુભાષિત આવે છે. આ વચન અનુસાર ક્ષમા સર્વગુણોનો ભંડાર છે, જે દોષ છે તે પણ એટલો જ કે લોકોને ક્ષમાશીલ અશક્ત છે એવું લાગે છે। વસ્તુતઃ દોષ નથી, કારણ ખરો ક્ષમાશીલ અશક્ત નથી હોતો. અરણ્યવાસ દરમિયાન ધર્મરાજે દ્રૌપદીને ક્રોધ ઉપર કાબૂ રાખવાનો ઉપદેશ કરેલો તેમાં એમણે ક્ષમાની પ્રશંસા કરતી મહાત્મા કાશ્યપે ગાયેલી કેટલીક ગાથાઓ સંભળાવી હતી. તે ગાથાઓમાં પણ ક્ષમાને સત્ય, ધર્મ અને બ્રહ્મથી માંડીને સર્વ ગુણો, અને આચારોરૂપ બનાવી છે.[૨]

---

૪. ૫-૨૭-૨૩

૧. સરખાવો ૧૨-૧૫૪-૩૪, 'શાંતિપર્વ'માં આ શ્લોકના પ્રથમ ચરણમાં ક્ષમાને બદલે દમ શબ્દ છે. અને એમ ક્ષમા તથા સંયમની એકતા સૂચવી છે

૨ ૩-૩૦-૩૫ થી.

ક્ષમા અંગે 'વિદુરનીતિ'માં આવતાં કેટલાંક સુભાષિતો આ સાથે જોઈએ. 'એક ધર્મ જ પરમ કલ્યાણરૂપ છે, એક ક્ષમા જ ઉત્તમ શાંતિરૂપ છે, એક વિદ્યા જ પરમ દૃષ્ટિ છે અને એક અહિંસા જ સુખા-વહ છે[3]...હે રાજન્! જે શક્તિશાળી હોવા છતાં ક્ષમાશીલ છે. અને દરિદ્રી હોવા છતાં દાતા છે, એ બે પુરુષો સ્વર્ગથી યે ઉપર વસે છે[4]... અશક્તે સર્વ ઉપર ક્ષમા રાખવી, અને સમર્થ માણસે ધર્મને માટે ક્ષમા રાખવી. વળી જેને અર્થ અને અનર્થ સમાન છે એવા મધ્યસ્થે પણ સદા ક્ષમા રાખવી હિતકારક છે[5]...તાપસોનું બળ તપ છે, બ્રહ્મવેત્તાઓનું બળ બ્રહ્મ છે, દુર્જનોનું બળ હિંસા છે અને ગુણવાનોનું બળ ક્ષમા છે.'[6]

१६७. अक्रोधेन जयेत्क्रोधमसाधुं साधुना जयेत् ।
जयेत्कदर्यं दानेन जयेत्सत्येन चानृतं[1] ॥ ५-३९-५८

---

૩. एको धर्मः परं श्रेयः क्षमैका शान्तिरुत्तमा ।
विद्यैका परमा दृष्टिरहिंसैका सुखावहा ॥ ૫-૩૩-૪૮.

૪. द्वाविमौ पुरुषौ राजन्स्वर्गस्योपरि तिष्ठतः ।
प्रभुश्च क्षमया युक्तो दरिद्रश्च प्रदानवान् ॥ ૫-૩૩-૫૩.

૫ क्षमेदशक्तः सर्वस्य शक्तिमान्धर्मकारणात् ।
अर्थानर्थौ समौ यस्य तस्य नित्यं क्षमा हिता ॥ ૫-૩૯-૪૧.

૬ तपो बलं तापसानां ब्रह्म ब्रह्मविदां बलम् ।
हिंसा बलमसाधूनां क्षमा गुणवतां बलम् ॥ ૫-૩૯-૫૫.

૧. (૧) = ધમ્મ. ૨૨૩
अक्कोधेन जिने कोधं असाधुं साधुना जिने ।
जिने कदरियं दानेन सच्चेन अलीकवादिनं ॥

રાજગૃહના પૂર્ણ શ્રેષ્ઠીની બુદ્ધભક્ત, શ્રદ્ધાળુ અને દાનશીલ કન્યા ઉત્તરાનો વિવાહ એ જ નગરના એક શ્રેષ્ઠીપુત્ર સાથે થયેલો. પણ એ શ્રેષ્ઠીપુત્ર અશ્રદ્ધાળુ

અક્રોધથી ક્રોધને જીતવો, સાધુતાથી અસાધુને જીતવો, દાનથી—કદર્ય (અતિ કંજુસ)ને જીતવો, અને સત્યથી અસત્યને જીતવુ.

શક્તાથી વિજય નહિ, શઠ પ્રતિ શાઠ્યમથી યે નહિ, પરન્તુ શઠ પ્રત્યે ય સજ્જનતાથી, હિંસા પ્રત્યે અહિંસાથી, અસત્ય પ્રત્યે સત્યથી વિજય મેળવવા કહેતુ. આ સુભાષિત સૌમ્યાતિસૌમ્ય રાજનીતિશાસ્ત્રનુ

(નોધ ૧ ચાલુ)

હતો તેથી સં સં જઈને ઉત્તરા ભિક્ષુસંઘને દાન આપી શકી નહિ તેમ જ ધર્મના સાંભળી શકી નહિ એટલે તેણે પિતાને સંદેશો મોકલ્યો કે "હુ તો દાન, ધર્મથી વંચિત થઈને કેદમા પડી છુ ભગવાન તથાગતનાયે દર્શન કરી શકતી નથી આના કરતા તો મને દાસી તરીકે ઘરની બહાર કાઢી મૂકી હોત તો સારુ" પૂર્ણ શ્રેષ્ઠી આ સાંભળી દુઃખી થયો તેણે પુત્રીને દસ હજાર મહોર મોકલી કહેવડાવ્યુ કે, શહેરની સિરિમા ગણિકા રાજની હજાર સોનામહોરો લે છે તેને આ મહોરો આપી તેના બદલામા (વધુ મહોરો છે તેથી), પંદર દિવસ તારા પતિની સેવામા નિયુક્ત કરી તુ પંદર દિવસ પુણ્ય કરજે"

ઉત્તરાએ પિતાના કહ્યા મુજબ ગોઠવણ કરી પુણ્ય કરવા માડ્યુ પંદરમે દિવસે તે ખૂબ મહેનત કરવાથી થાકીને પરસેવે રેબઝેબ થઈ ગઈ હતી. એની આવી દશા જોઈને એનો પતિ મનમા 'આ અત્યંત મૂર્ખ છે' કહીને હસ્યો. એને હસતો જોઈને શ્રેષ્ઠીપુત્ર હવે એક જ દિવસ સાથ રહેવાનો છે એ સમજ્યા વિના 'આ સ્ત્રીને શ્રેષ્ઠીપુત્ર સાથે મૈત્રી છે એને હેરાન કરુ' કહી, સિરિમા નીચે આવી ને ઉત્તરા પર ઊકળતુ ઘી નાખ્યુ પણ ઉત્તરાએ એ જ વખતે એના તરફ મૈત્રીભાવના ધારણ કરી મૈત્રીભાવનાના પ્રભાવે ઊકળતુ ઘી શીતળ જળ જેવુ થયુ એટલે ફરીથી સિરિમા બીજુ ઘી લેવા જવા માડી પણ એટલામા તો ઉત્તરાની દાસીઓએ એને ખૂબ મારી પરન્તુ ઉત્તરાએ એને છોડાવી, શરીરે તેલ માલિશ કરાવ્યુ અને નવડાવી હવે સિરિમાને પોતાની ભૂલ સમજાઈ, અને ઉત્તરાના પગમા પડી ક્ષમા માગવા માડી ઉત્તરાએ એને બુદ્ધ ભગવાન પાસે ક્ષમા માગવા કહ્યુ

છે, અને 'વિદુરનીતિ'મા આવેલુ છે. એ ઘર છોડીને સંન્યાસી થઈ ગયેલા ઋષિ, તીર્થંકર કે બુદ્ધનું, કે ઘર છોડી જવાની સલાહ આપનાર કોઈ બાવાનુ નથી. પણ હજારો વર્ષથી માનવહૃદયની બધા કાર્યક્ષેત્રોમા ઉત્ક્રાંત થવા મથતી મૈત્રીભાવનાનું પ્રતીક છે. ગાંધીજીના સત્યાગ્રહના વિચારનાં આદિ મૂળ અહીં પડેલાં છે. 'વિદુરનીતિ' સૌમ્ય રાજ્યનીતિ હોવા છતા આ સુભાષિત એમાય ધ્યાન ખેંચે છે, કારણ એમાં શત્રુઓ સાથે યુદ્ધની અને કોઈ વખત જેવાની સાથે તેવા થવાની સૂચના આવે છે જ, જ્યારે આ સુભાષિત તો ચઢિયાતા ભૌતિક બળથી નહિ, પણ ચઢિયાતા આત્મિક બળથી—વધુ વિકસેલા સદ્ગુણોથી, જય પ્રાપ્ત કરવાનુ કહે છે.

મહાભારતની સમીક્ષિત વાચનામાં આ અંગે કોઈ કથા મળતી નથી, પણ તેના ક્ષેપક વિભાગમા આવી એક ઉત્તમ કથા સંઘરાયેલી પડી છે પાલિ જાતકમા તો લગભગ એની કથા આવે જ છે.[3] સંભવ છે

(નોંધ ૧ ચાલુ)

બીજે દિવસે જ્યારે ભગવાન આવ્યા, ત્યારે અપવાસી સિરિમા એમ ચરણમા નમી પડી અને રડતા રડતા બધી વાત કરી માફી માગી ત્યા ભગવાને ઉત્તરાને આ બાબત વિષે પૂછી 'બહુ સારુ'! બહુ સારુ!. બોલી આ ગાથા કહી હતી.

(૨) પાલિ જાતક ૧૫૧, 'રાજોવાદજાતક'માં મહાભારતની ક્ષેપક કથા મળતી કથા છે. તેમા છ ચરણની ગાથામાના પહેલા ચાર ચરણ અક્ષરશ ઉપર પ્રમાણે છે. જ્યારે બાકીના બે ચરણ આ પ્રમાણે છે ·

एतादिसो अयं राजा मग्गा उय्याहि सारथि ॥

'આ રાજા એવો છે, માટે હે સારથિ! તુ માર્ગ છોડી દે. અર્થાત્ રસ્તો આપ.'

૨. આરણ્યક પરિ૰ ૧-૨૧ (૨), ચિ. પ્રેસ. આરણ્યક અ ૧૯૪.

૩. જુઓ ઉપર નોંધ ૧ (૨)

'વિદુરનીતિ'માં આ સુભાષિત એવી કોઈ બૌદ્ધ કથામાંથી ઉદ્દૃત કર્યું હોય, અને પછીના કોઈ કવિએ ક્ષેપક તરીકે એ કથાનું થોડું રૂપાંતર કરી ગોઠવી હોય અથવા એમ પણ હોય કે સર્વસામાન્ય ભારતીય શ્રી-ભંડારમાંથી જેને જેમ ઠીક લાગે તેમ ઉપયોગ કર્યો હોય. ગમે તે હોય પણ પ્રાપ્ત બધા ઉલ્લેખો આ સુભાષિત રાજકારણને, અનુલક્ષીને છે એવું બતાવે છે. અને તેથી એ દૃષ્ટિએ, રાજકારણમાં યુદ્ધ નહિ, પણ અહિંસક પ્રેમપૂર્ણ પ્રતિકારના—પેસિવ રેઝીસ્ટન્સ નહિ—વિચારના પ્રાચીનતમ ઉદ્ભવસ્થાનની યાત્રા કરાવે છે.

'આરણ્યકપર્વ'ની ક્ષેપક કથાનો સાર આ પ્રમાણે છે: કુરુકુળનો સુહોત્ર રાજા એક વખતે મહર્ષિઓને મળીને રથમાં પાછો આવતો હતો. રસ્તામાં સામેથી આવતો ઔશિનર શિબિ મળ્યો. બન્ને એકબીજાને ભેટ્યા અને વયપ્રમાણે એકબીજાનો સત્કાર કર્યો, પણ બન્નેએ પોત-પોતાને ગુણમાં સમાન ગણ્યા અને કોઈએ રસ્તો ન આપ્યો. એ દરમિયાન નારદઋષિ ત્યાં આવ્યા અને રસ્તો રોકવાનું કારણ પૂછ્યું. વસ્તુસ્થિતિ જાણી લઈને તેઓ સુહોત્ર પ્રત્યે ત્રણ શ્લોક બોલ્યા.[૪] એ સુહોત્રે શિબિની પ્રદક્ષિણા કરી, માર્ગ આપ્યો. પછી શિબિના ઘણા સાંભળીને શુભકર્મોની પ્રશંસા કરી તે ચાલ્યો ગયો.

આમ આ વિચાર લોકસમસ્તના સામાન્ય જીવનવ્યવહારને શુદ્ધ તથા દૃઢ કરવા સાથે, જબરદસ્ત કટોકટી અને યુદ્ધ સમયમાં યે સત્ય અને

૪. આ ત્રણ શ્લોકોનો અનુવાદ 'હે કૌરવ્ય' ક્રૂર કોમળ (મૃદુ) પ્રત્યે ક્રૂર થાય છે, અને કોમળ ક્રૂર પ્રત્યે કોમળ થાય છે. હે કૌરવ! સજ્જન દુર્જન પ્રત્યે પણ સજ્જન રહે છે તો સજ્જન પ્રત્યે તે શા માટે સજ્જન ન રહે? કર્યા ઉપકારનો સો ગણો બદલો આપવો જોઈએ એવો શું દેવાનો નિયમ નથી કે? તારા કરતા ઉશીનરનો પુ. શિબિ વધારે સાધુચરિત્રવાળો છે કદર્યને દાનથી જીતવો, સત્યથી જૂઠાબોલાને જીતવો, ક્ષમાથી ક્રૂરકર્મીને જીતવો અને સાધુતાથી અસાધુને જીતવો.

અહિંસાના બળની, પરમેશ્વરના બળની સર્વોપરિતા સ્વીકારી, તે અનુસાર ચાલવાનો નૈસર્ગિક નિયમ પ્રમાણે અનુરોધ કરે છે આ નિયમ રજુ થયા પછી થોડાક હજાર વર્ષે મહાત્માજીએ સત્ય અને અહિંસાની મુકાબલે સંપાતિસ્વલ્પથીયે ઓછી કહેવાય એટલી શક્તિના વિનિયોગથી જગતઇતિહાસમા અભૂતપૂર્વ મહાફળ, મેળવી એના રજુ કરનાર દ્રષ્ટા શોધક ઋષિઓની પરંપરામા પોતાનુ આગવુ અમર સ્થાન નક્કી કર્યું છે ૫

૧૬૮ शक्नोतीहैव य सोढु प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भव वेग स युक्त स सुखी नर ॥
६-२७-२३ (गीता ५-२३)

દેહાન્ત થાય તે પહેલા કામક્રોધથી ઉત્પન્ન થતા વેગને જે મનુષ્ય (સંયમથી) સહન કરી શકે છે તે યોગી છે અને તે સુખી છે

કામ અને ક્રોધ, બીજા શબ્દોમા રાવણ કે સેતાનના પ્રચંડ વેગને સંયમ કરી, એ વેગની પ્રલયકર થપાટો અને ધૂણતી ભૂતાવળ જેવી

૫ (૧) જુઓ ઉપર 'અહિંસા' (પ્રક૦ ૪) શ્લોક ૫૨ થી ૫૪નું ઉદ્ઘાટન, પૃ ૧૨૭ થી ૧૩૪

(૨) પોતે રાજકારણમા શાથી પડ્યા એ ગાંધીજીના જ શબ્દોમા જોઈએ ' વ્યાપક સત્યનારાયણના પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો તેથી જ સત્યની મારી પૂજા મને રાજ્યપ્રકરણમા ખેંચી ગઈ છે ધર્મને રાજ્યપ્રકરણની સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી એમ કહેતા મને સંકોચ નથી થતો, એમ કહેવામા હું અવિનય નથી કરતો '

'આત્મકથા' ખ. ૨, પૃ ૬૭૯

ઉચ્છાળી નાખતી ઉન્માદી ભિભીષણ ઉર્મિઓને નાથી, તેનો ઈશ્વરાભિમુખ થવામાં જીવન દરમિયાન સફળપણે વિનિયોગ કરનાર સાધક એ ખરા સુખી અને યોગી છે, એમ કહેતો આ ગીતામંત્ર એક જુદા દૃષ્ટિકોણથી, જુદી ભાષાથી, યોગનું, ભક્તિનું અને સાચા સુખનું રહસ્ય ચર્ચીને સ્પષ્ટ કરે છે.

જેમ આત્મિક સુખ માટે કામક્રોધને નાથવાં જરૂરી છે, એમ ભૌતિક સુખના શુદ્ધ ઉપભોગ માટે પણ એ વ્યાપક રીતે જરૂરી છે. ભારતયુદ્ધ પહેલા વિષ્ટિ કરવા શ્રીકૃષ્ણ કૌરવસભામાં ગયા ત્યા દુર્યોધનની માતા ગાંધારીએ દુર્યોધનને અનુસરવા માટે પહેલા ધૃતરાષ્ટ્રને, અને પછી દુર્યોધનને ઠપકો આપી ન્યાયી શીખામણ આપવા માંડી. તેમાંના કેટલાક વાક્યો ઉપર્યુક્ત સંદર્ભમા મનનીય છે. 'ઇંદ્રિયોને વશ નહિ રાખનાર, રાજ્યને દીર્ઘ સમય સુધી નથી ભોગવી શકતો. જે બુદ્ધિમાન જિતેન્દ્રિય છે તે જ રાજ્યનું પરિપાલન કરી શકે.[1] કામ અને ક્રોધ એ બે પુરુષને અર્થથી દૂર ખેંચે છે. એ બે શત્રુઓને જીત્યા પછી, રાજા પૃથ્વીનો વિજય કરી શકે છે...ઇંદ્રિયોને નિયમમા રાખી હોય તો લાકડા નાખવાથી જેમ અગ્નિ વધે એની રીતે બુદ્ધિ વધે છે, પણ જો વશમા ન રાખી હોય તો ઉદ્દંડ ઘોડાઓ કુસારથિનો રસ્તામા નાશ કરે છે એમ તેનો નાશ કરે છે.[2] સૂક્ષ્મ છિદ્રવાળી જાળમા ભરાયેલા બે માછલાની પેઠે શરીરમા

---

૧. ૫-૧૨૭-૨૨

૨. इन्द्रियैर्नियतैर्बुद्धिर्वर्धतेऽग्निरिवेन्धनैः ॥

૫-૧૨૭-૨૫. કડ

अविधेयानि हीमानि व्यापादयितुमप्यलम् ।
अविधेयानि इवादान्ता हयाः पथि कुसारथिम् ॥ ૫-૧૨૭-૨૬.

= ३ ૫-૩૪-૫૮.

રહેલા કામ અને ક્રોધ પ્રજ્ઞાનનો નાશ કરે છે.[3] સ્વર્ગમાં પ્રવેશ કરવા યોગ્ય અનાસક્ત માણસથી બીને (પોતાના સમાન કે અધિક થશે એમ માની) દેવો તેના શરીરમાં કામક્રોધ વધારીને સ્વર્ગદ્વાર ઢાંકી દે છે.[4] જે રાજા કામ, ક્રોધ, લોભ, દંભ અને દર્પને સારી રીતે જીતી જાણે છે તે પૃથ્વીનો જન્મસિદ્ધ અધિકારી છે, વગેરે.'[5]

આમ કામક્રોધને બધે સરખી રીતે સંયમિત કરેલા હોય તો લૌકિક અને આત્મિક સુખ મળે એ સૈદ્ધાંતિક વાત થઈ. પણ તે પહેલાં સંયમિત થઈ સત્યાભિમુખ થનાર સાધકને તો એના માર્ગમાં જબરદસ્ત અડચણો અને દુઃખો આવી પડે તો તે સહેવા તૈયાર રહેવાનું છે. અલબત્ત એ દુઃખોમાં પણ ચિત્તપ્રસાદનું અનુપમ સુખ અનુભવવાનું અને એમ એ વૈયક્તિક સુખથી સામાજિક સુખમાં અભિવૃદ્ધિ, એવી દ્વિવિધ રીતે સુખવૃદ્ધિ થવાની, પરમાત્માની પૂજા થવાની. આવી પૂજા કરનાર, દ્વિવિધ સુખ માટે મથનાર ગાંધીજીએ એમની સાધનાની મધ્યમાવસ્થાએ, 'આત્મકથા'ના અંત ભાગે લખેલી છેલ્લી કંડિકા સયમ, તેની કઠિનાઈ અને રસ વિષે અકલ્પ્યવેગે વિકસતા યોગી સાધકનું દર્શન રજૂ કરે છે તે જોઈએ. 'પણ આ શુદ્ધિનો માર્ગ વિકટ છે એમ હું તો પ્રતિક્ષણ અનુભવું છું. શુદ્ધ થવું એટલે મનથી, વચનથી ને કાયાથી નિર્વિકાર થવું, રાગદ્વેષાદિરહિત થવું આ નિર્વિકારતાને પહોંચવાને

३. क्षुद्राक्षेणेव जाल्मेन झषावपिहिताबुभौ ।
कामक्रोधौ शरीरस्थौ प्रज्ञानं तौ विलुम्पत ॥ ५-१२७-३०
= ३. ५-३४-६३.

४ साभ्यां हि देवा स्वर्यातु स्वर्गस्यापिदधुर्मुखम् ।
बिभ्यतोऽनुपरागस्य कामक्रोधौ स्म वर्धितौ ॥ ५-१२७-३१.

५ काम क्रोध च लोभ च दम्भ दर्प च भूमिप. ।
सम्यग्विजेतु यो वेद स महीमभिजायते ॥ ५-१२७-३२.

પ્રતિક્ષણ મથવા છતાં હું પહોંચ્યો નથી, તેથી લોકની સ્તુતિ મને ભોળવી શકતી નથી, એ સ્તુતિ ઘણી વેળા ડંખે છે. મનના વિકારોને જીતવા જગતને શસ્ત્રયુદ્ધથી જીતવા કરતાંયે મને કઠિન લાગે છે. હિંદુસ્તાન આવ્યા પછી પણ હું મારામાં સંતાઈ રહેલા વિકારોને જોઈ શક્યો છું, શરમાયો છું, પણ હાર્યો નથી. સત્યના પ્રયોગો કરતાં મેં રસ લૂંટ્યો છે, આજે લૂંટી રહ્યો છું. પણ હું જાણું છું કે મારે હજુ વિકટ માર્ગ કાપવાનો છે તેને સારુ મારે શૂન્યવત્ બનવાનું છે. મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સૌથી છેલ્લો ન મૂકે ત્યાં લગી તેની મુક્તિ નથી. અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે, અને એ નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે. એ નમ્રતાની પ્રાર્થના કરતો, તેમાં જગતની મદદ યાચતો અત્યારે તો આ પ્રકરણોને બંધ કરું છું.'[૬]

૧૬૯. ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्सञ्जायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
६-२४-६२ (गीता. २-६२)

૧૫૦. क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति[१] ॥
६-२४-६३ (गीता. २-६३)

---

૬. 'આત્મકથા' ભાગ ૨, પૃ. ૩૭૯, ૩૮૦.

१. बुद्धिनाशात्प्रणश्यति । तावदेव हि पुरुषः यावदन्तःकरणं तदीयं कार्याकार्यविवेकयोग्यं । तदयोग्यत्वे नष्ट एव पुरुषो भवति । अतः तस्य अन्तःकरणस्य बुद्धेर्नाशात् प्रणश्यति पुरुषार्थायोग्या भवति ॥

**બુદ્ધિનાશથી એ નાશ પામે છે.** જ્યાંસુધી અંતઃકરણ કાર્ય અને અકાર્યના વિવેક યોગ્ય છે, ત્યાં સુધીમાં જ તે પુરુષ છે. તેથી અંતઃકરણની અયોગ્યતાથી પુરુષ નષ્ટ થાય છે. એટલે પોતાના પુરુષાર્થમાં અયોગ્ય થાય છે. (શંકરાચાર્ય)

૧૩૧. रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति[१] ॥
६-२४-६४ (गीता. २-६४)

વિષયોનું ધ્યાન કરનાર પુરુષને એમાં સંગ-આસક્તિ થાય છે, સંગમાંથી કામ—કામના ઉત્પન્ન થાય છે, કામનામાંથી (એ દુષ્પૂર હોવાથી) ક્રોધ ઉત્પન્ન થાય છે.

ક્રોધથી સંમોહ—મૂઢતા થાય છે, સંમોહમાંથી સ્મૃતિવિભ્રમ થાય છે—ભાન ભૂલી જવાય છે, સ્મૃતિભ્રંશથી બુદ્ધિનો નાશ થાય છે, (અને) બુદ્ધિનાશથી એ નાશ પામે છે. (બુદ્ધિ ન રહેવાથી કંઈ કામનો રહેતો નથી એટલે મૂએલા સમાન બને છે.)

પણ જેનું મન વશ છે એ, રાગદ્વેષ વગરની થયેલી ઇન્દ્રિયો વડે (ઇન્દ્રિય) વ્યાપાર ચલાવતાં ચલાવતાં (ચિત્તની) પ્રસન્નતા મેળવે છે.

સ્થિતપ્રજ્ઞના લક્ષણ વર્ણવતા ભગવાને અનુક્રમે આસક્તિથી શરૂ કરીને આત્મનાશ નોતરતી ચિત્તની પ્રક્રિયાનું વૈજ્ઞાનિક વર્ણન કર્યું છે. એ મુજબ વિષય તરફ કૂંણી અથવા પ્રમત્ત નજરથી પતનની શરૂઆત થાય છે, જ્યારે બીજી બાજુ વિષયો તરફ જે નજર સરખીએ માંડતો

---

૨. सं° सुखं दान्तः प्रस्वपिति सुखं च प्रतिबुध्यते ।
सुखं पर्येति लोकांश्च मनश्चास्य प्रसीदति ॥ १२-१५४-१२
= કે. १२-२१३-५.

સંયમી સુખે-નિરાતે સૂએ છે, સુખથી જાગે છે, અને જગતમાં સુખથી વિચરે છે, તથા તેનું મન પણ પ્રસન્ન રહે છે.

નથી તે ચિત્તની પ્રસન્નતા પામે છે ચિત્તની એ સાત્ત્વિક પ્રસન્નતાથી શુ મળે છે? 'ચિત્ત પ્રસન્ન થતા તેના સર્વ દુ ખો નાશ પામે છે, અને પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ તત્કાળ સ્થિર થાય છે '[3] એટલે કે અગાઉના સુભાષિત ૧૬૮ મુજબ તે યોગી થાય છે.

અમર્યાદિત રાજ્યલક્ષ્મી મેળવવાનો વિચાર કરતો, તે માટે પાડવોની સમૃદ્ધિની ઈર્ષ્યા કરી, ક્રોધવશ થઈને પડાની લેતો, પછી યોગ્ય પણ ન્યાયી ભાગ આપવાનો ઇન્કાર કરી પોતાના અને બીજાના નાશનું નિમિત્ત બનતો, દુર્યોધન આ સર્વનાશી પ્રક્રિયાનો ભોગ બનેલાનુ મોટુ ઉદાહરણ છે જ્યારે સામ્યયોગથી વિષયોનુ નહિ પણ પરમાત્માનુ ધ્યાન કરી, અનાસક્તપણે આસુરી સંપત્તિની ઘોર તાડવલીલાની વચ્ચે, પોતાનો ચિત્તપ્રસાદ જાળવી, બીજાઓને પણ તે જ માર્ગે વળવાના સલામત માર્ગનુ દિગ્દર્શન કરનતા મહર્ષિ વ્યાસનુ લોકસંગ્રહી જીવન દુઃખ નાશ કરનારી નિર્મલ પ્રક્રિયાનુ ભવ્ય ઉદાહરણ છે. પાડવો અને કૌરવોને યોગ્ય વખતે કલહ શાત કરનારી હિતકારી શિખામણો આપતા પિતામહ વ્યાસ, યુદ્ધ પછી વિરોષ પ્રણાશ અટકાવવા ગાધારીને વસ્તુ-સ્થિતિની સમજ આપતા વડીલ, અશ્વત્થામાને આશ્રય આપતા ઋષિ, શુકદેવને મોક્ષમાર્ગ બતાવતા પિતા, વિપત્તિમા અને અ તસમયે બધાયને આશ્વાસન આપતા કરુણામૂર્તિ, વેદોની પુનર્વ્યવસ્થા કરનાર વ્યાસ અને બ્રાહ્મણ, ક્ષત્રિયો ઉપરાત સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો, બાળકો અને વર્ણબાહ્યોના હિતાર્થે, લોકસગ્રહાર્થે મહાભારતની રચના કરનાર સર્જક પરમર્ષિના જીવનના પાસા, વ્યક્તિના જીવત, સુદૃઢ, નિરામય વિકાસથી મળતી ચિત્તની પ્રસન્નતાના દ્યોતક છે

---

૩. प्रसादे सर्वदु खानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धि पर्यवतिष्ठते ॥
૬-૨૪-૬૫ (ગીતા ૨-૬૫)

અહીં મૂકેલા શ્લોકો પૈકી ૧૬૯, ૧૭૦એ, બે શ્લોકોએ, જ્યારે ગાંધીજીએ ગીતાને પહેલવહેલી વિલાયતમાં વાંચી ત્યારે એમના ઉપર ઊંડી અસર કરી હતી એ નોંધવું પ્રસ્તુત છે. એમના જ શબ્દોમાં કહીએ તો '...એ શ્લોકની મારા મન ઉપર ઊંડી અસર પડી. તેના ભણકારા મારા કાનમાં વાગ્યા જ કરે. ભગવદ્ગીતા અમૂલ્ય ગ્રંથ છે એમ મને તે વેળા ભાસ્યું. તે માન્યતા ધીમે ધીમે વધતી ગઈ અને આજે તત્ત્વજ્ઞાનને સારુ તેને હું સર્વોત્તમ ગ્રંથ ગણું છું. મારા નિરાશાના સમયે તે ગ્રંથે મને અમૂલ્ય સહાય કરી છે.' આમ આ શ્લોકોમાંના વૈજ્ઞાનિક માનસિક પ્રક્રિયાના વર્ણને ગાંધીજીને ખાસ આકર્ષેલા.[૪]

૧૭૨. दान्तस्य किमरण्येन तथादान्तस्य भारत ।
यत्रैव हि वसेद्दान्तस्तदरण्यं स आश्रमः ॥ १२-१५४-३६

જિતેન્દ્રિયને અરણ્ય(માં વસવા)ની શી જરૂર છે, અને જે અજિતેન્દ્રિય છે તેને પણ અરણ્ય(માં વસવા)ની શી જરૂર છે? જિતેન્દ્રિય જ્યાં વસે છે ત્યાં જ તેનો આશ્રમ અને અરણ્ય છે.

દમસ્તુતિ—સંયમની સ્તુતિના અધ્યાયમાંનું આ સુભાષિત જિતેન્દ્રિય અને અજિતેન્દ્રિય (સંયમી થવાની ઇચ્છા નથી તેવા) વચ્ચેનો ભેદ આબેહૂબ વ્યક્ત કરે છે.[૧] યુદ્ધ પછી વિકળ યુધિષ્ઠિરને આશ્વાસન આપતાં શ્રીકૃષ્ણે કહ્યું હતું કે 'ચૈતન્યતત્ત્વના અમરત્વમાં નિશ્ચિન્ત એવો નિર્મમ મનુષ્ય આખી પૃથ્વીને મેળવીને ય તેના વડે શું કરવાનો? જ્યારે બીજી તરફ વનમાં રહી વન્ય દ્રવ્યોથી ગુજરાન ચલાવતા મનુષ્યના હૃદયમાં એ

૪. શ્લોક ૧૬૯, ૧૭૦વાળા બે શ્લોકો ટાંક્યા પછી એમણે ઉપરનું લખાણ લખ્યું છે. 'આત્મકથા,' ખંડ ૧, પૃ. ૧૧૦, ૧૧૧.

૧. સર્ શાંતિ. અ. ૨૧૩ની દમસ્તુતિનો અધ્યાય.

વન્ય દ્રવ્યોમા આસક્તિ (='આ મારું છે' એવુ મમત્વ) હશે તો એ મૃત્યુમુખમા સપડાયેલો જ છે.'[૨] ૨ ૫ષ્ટ છે કે આ ઉપદેશથી શ્રેયાર્થીએ પોતાના વિકાસ માટે, નિર્મમ થવા માટે, કંઈ વનમા જવાની, ઘરબાર-ત્યાગી સંન્યાસી થવાની ફરજિયાત જરૂર નથી. પણ સ્વધર્મ અનુસાર વર્તન કરી મનના વગાડાને લક્ષમા રાખી સંયમી રહીને જીવનાર, ગમે તે સ્થળે રહેનો હોય છતા વિકસતો જાય છે. શ્રી વિનોબા ભાવેએ આ અંગે એમના 'ગીતાપ્રવચનો'મા આપેલું દૃષ્ટાન્ત આ શ્લોકનુ મહાભારતના બે ઉદાત્ત પાત્રોનું ચરિત્ર ટાંકીને ઉત્તમ સમર્થન કરે છે 'ફળત્યાગી પુરુષની કર્મસમાધિ જેમ ઊંડી હોય છે તેમ તેની વૃત્તિ વ્યાપક, ઉદાર અને સમ હોય છે. એથી તરેહતરેહના તત્ત્વજ્ઞાનોની જંજાળમા તે ફસાતો નથી અને પોતાનુ જે હોય તેને છોડતો નથી नान्यदस्तीतिवादिनः. 'આ જ છે અને બીજું નથી,' એવા વાદાવાદમા પણ તે પડતો નથી. 'આ પણ છે અને તે પણ છે, પરંતુ મારા પૂરતુ આ જ છે,' એવી તેની નમ્ર તેમજ નિશ્ચયી વૃત્તિ રહે છે. એક વખત એક સાધુ પાસે જઈને એક ગૃહસ્થે તેને પૂછ્યું, 'મોક્ષને માટે શુ ઘર છોડવુ જ પડે?' સાધુએ કહ્યું, 'એવું કોણ કહે છે? જનક જેવાએ રાજમહેલમા રહીને મોક્ષ મેળવ્યો. પછી તારે જ ઘર છોડવાની જરૂર શી?' ત્યારબાદ બીજો એક ગૃહસ્થ આવીને સાધુને પૂછવા લાગ્યો, 'મહારાજ, ઘર છોડ્યા વગર મોક્ષ મળે ખરો કે?' સાધુએ કહ્યુ કે 'કોણ કહે છે? ઘરમા રહીને એમ આરામથી મોક્ષ મળી જતો હોય તો શુક જેવાએ ઘર છોડ્યા તે શુ બેવકૂફ હતા?' પછી એ બેઉ ગૃહસ્થોનો ભેટો થયો અને તેમની વચ્ચે ઝઘડો પડ્યો એક કહે સાધુએ ઘર છોડવાનુ કહ્યું છે. બીજો કહે ઘર છોડવાની જરૂર નથી એવુ કહ્યુ છે. બન્ને સાધુ પાસે પાછા આવ્યા. સાધુએ કહ્યુ, 'બન્ને વાત સાચી છે. જેની જેની

૨. ૧૪-૧૩-૫ થી ૭, જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫), શ્લોક ૬૭, પૃ ૨૧૫.

વૃત્તિ તેવો તેને માટે રસ્તો અને જેવો જેનો સવાલ તેવો તેને જવાબ. ઘર છોડવાની જરૂર નથી એ પણ ખરું છે અને ઘર છોડવાની જરૂર છે એ પણ ખરું છે."[3]

१७३. कामं कामयमानस्य यदा कामः समृध्यते ।
अथैनमपरः कामस्तृष्णा विध्यति बाणवत्[१] ॥ १३-९४-३०

કામના રાખનારની કામના જ્યારે પૂર્ણ થાય છે, એટલે તરત જ બીજી કામનાની તૃષ્ણા એને બાણની પેઠે વીંધી નાંખે છે.

કોઈનીયે પાસેથી કશુંય દાનમાં નહિ લેવાના નિશ્ચયવાળા, નિર્લોભી, તપસ્વી સપ્તર્ષિઓને દાન આપવા માટે અત્યાગ્રહ કરતા રાજા વૃષાદર્ભિ અને સપ્તર્ષિઓ વચ્ચે થયેલા સંવાદમાં, એના દાનનો અસ્વીકાર કરતાં ઋષિ વિશ્વામિત્રે ઉચ્ચારેલું વચન ઉપર પ્રમાણે છે.

ધર્મરાજના 'દાતા અને પ્રતિગૃહિતામાં કોણ વિશિષ્ટ છે?' એવા પ્રશ્નના જવાબમાં પિતામહે નિર્લોભી વૃત્તિનો પુરસ્કાર કરતું અને દાન લેવાની વૃત્તિ નહિ રાખવા કહેલું 'બિસસ્તૈન્યોપાખ્યાન'–કમળના

---

૩. 'ગીતાપ્રવચનો,' પૃ. ૨૯.

૧. (૧) સર૦ न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ મનુ. ૨–૯૪
=આદિ. ક્ષેપક નં. ૬૯૩ લીટી ૬, ૭.
=આદિ. ક્ષેપક નં. ૮૪૦ લીટી ૧, ૨.
વિષ્ણુ પુ. ૪–૧૦–૯; ભાગ. પુ. ૯–૧૯–૧૪

વિષયોનો ઉપભોગ કરવાથી કામ-તૃષ્ણા કદી શાંત થતી નથી, પણ જેમ ઘી હોમવાથી અગ્નિ વધુ પ્રજ્વલિત થાય છે એમ વધે છે.

(૨) જુઓ નીચે શ્લોક ૧૭૮, ૧૭૯, ૧૮૧ ઇ.

દાંડલાની ચોરીનું આખ્યાન કહ્યું.[૨] કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર અને જમદગ્નિ એ સાત ઋષિઓ, અરુંધતી, તેમની એક દાસી ગણ્ડા અને દાસીનો પતિ પશુસખ આટલાં માણસો તપ કરતાં કરતાં સમાધિ વડે જ સનાતન બ્રહ્મલોક મેળવવાની ઇચ્છાથી વિચરતાં હતાં. દરમ્યાન ભારે દુષ્કાળ પડ્યો અને બધાંને જીવવાનાય વાખા થઈ પડ્યા. હવે પહેલાં કોઈ યજ્ઞમાં શિબિપુત્ર શૈબ્ય રાજાએ પોતાના પુત્રનું (આ ઋષિઓ ઋત્વિજ હતા) ઋત્વિજોને દક્ષિણામાં દાન કરેલું. તે રાજપુત્ર ટૂંકા આયુષ્યવાળો હોઈને મરણ પામ્યો. એટલે ભૂખના દુઃખથી ત્રાસેલા ઋષિઓએ આ રાજપુત્રના દેહને ખાવા માટે રાંધવા માંડ્યો. એવામાં શૈબ્ય રાજા વૃષાર્દિ ત્યાં આવી ચઢ્યો અને ઋષિઓને કહ્યું, 'યાચના કરશો તો તમે માગશો તેવાં દાન આપીશ, જેથી તમે ઇચ્છામાં હોય તે માગો. એટલે તમારે અભક્ષ્ય જમવું નહિ પડે અને આરામથી રહી શકશો. બોલો શું આપું?'[૩] ઋષિઓ રાજા-

---

૨. અનુ. અ. ૯૪, ૯૫; આ આખ્યાન કદાચ મ૦ ભા૦ના અને તેથી ભારતીય સમાજના પણ, સૌથી જૂનામા જૂના સ્તરોને સ્પર્શતું છે. એના ઋષિઓની મનોવૃત્તિ સૂક્ષ્મ લોભ તથા તૃષ્ણાના આક્રમણોને બરાબર પકડી અને સમજી શકે એટલી ઉત્ક્રાંત છે. પણ સામાજિક અવસ્થાએ મૃત યજમાન-પુત્રના દેહને—રાંધી ખાવા જેટલી, નરમાંસ ભક્ષણ કરવા જેટલી પ્રાથમિક કક્ષાની છે.

તેથી આ આખ્યાનનો અભ્યાસ કરતા દેખાઈ આવે છે કે, ભારતના પ્રાથમિક અવસ્થાના સમાજમાયે ઉચ્ચ આધ્યાત્મિક વૃત્તિઓ જાણે કે પહેલી વિકસેલી હતી. વળી 'અથર્વવેદ'ના સ્નાતક બ્રાહ્મણના (૧૩-૯૫-૭૫) માનપાત્ર ઉલ્લેખથી-બીજા વેદોના સ્નાતકોનો ઉલ્લેખ નથી-'અથર્વવેદ'ના મહત્ત્વ વિષે જાણવા મળે છે. એમ આ આખ્યાન સમાજશાસ્ત્ર, નૃવંશવિદ્યા અને અધ્યાત્મવિદ્યા વગેરે માટે ઉત્તમ અભ્યાસસામગ્રી પૂરી પાડે છે.

૩. ૧૩-૯૪-૧૩ થી.

ઓનુ દાન મધથી સ્વાદિષ્ટ બનાવેના એગ જેવુ ગણાની અર્ધા ગધેડા રાજકુમારના દે ને ત્યા જ મૂકીને, બીજો આહાર પોળવા ચાની નીકળ્યા [4] એટલે વૃષાદર્ભિએ છૂપી રીતે ઉબનાના ફળામા ઓનુ ભગની મ નીઓ મારફતે ઋષિઓને દાન દેના ઉબન મોકલ્યા, પણ સોનાથી વજનદાર ઉબરાને પારખી ઋષિઓએ એનો અસ્વીકાર કર્યો અત્રિ સિવાય એ બધા અપરિગ્રહ અને તૃષ્ણાત્યાગ વિષે એકેકી ગાથા બોલ્યા,[5]

---

૪. ૧૩-૯૪-૧૭થી

૫. વસિષ્ઠ એક નિષ્ક—સોનામહોરનુ દાન લેવાથી સો કે હજાર મહોર લીધા બરાબર પાપ થાય છે, તો બહુ લેવાથી ખૂબ પાપી ગતિ મળે છે. ૧૩-૯૪-૨૬

કશ્યપ ૧૩-૯૪-૨૭—જુઓ નીચે શ્લોક ૧૮૧, અને તેની નોધ ૧ (૧)

ભરદ્વાજ ૧૩-૯૪-૨૮ જુઓ નીચે શ્લોક ૧૭૮

ગૌતમ ૧૩-૯૪-૨૯ જુઓ નીચે શ્લોક ૧૭૯

વિશ્વામિત્ર ૧૩-૯૪-૩૦ ઉપર નોધેલુ સુભાષિત ૧૭૩

જમદગ્નિ દાન લેવામા સ યમ એ જ (બ્રાહ્મણને) રમવે છે મતિગ્રહ સ યમ એ જ બ્રાહ્મણનુ ખરુ ધન છે લોભીઆનુ એ ધન નાશ પામે છે ૧૩-૯૪-૩૧

અરુન્ધતી ધર્મને મ ટે દ્રવ્યનો સ ગ્રહ કરવાની માન્યતા એકપક્ષી છે, પણ આ લોકમા તપસ ચય કરવો એ જ દ્રવ્યસ ચયથી વધુ સારો છે ૧૩-૯૪ ૩૨

ગણ્ડા આ મારા સ્વામીઓ (ધર્મ વડે) બળવાન છે છતા દુર્બળની પેઠે (દાનથી થના) ઉગ્ર ભયથી બીએ છે, માટે હુ આ દાનથી વધારે બીઉ છુ ૧૩-૯૪-૩૩

પશુસખ ધર્મમા જેના જેવુ-તપના જેવુ-કઈ શ્રેષ્ઠ નથી એને બ્રાહ્મણો ધન માને છે હુ પણ એ સ પાદન કરવા માટે આ મહાન વિદ્વાનોની બરાબર સેના ઉઠાવુ છુ ૧૩-૯૪-૩૪

અને રાજાની દાનવૃત્તિ માટે એવું પ્રજા સહિત કલ્યાણ વાછી, ચાલી નીકળ્યા, પણ ઋષિઓની નિર્લોભી વૃત્તિ નહિ પારખી શકવાથી વૃષાદર્ભિએ મંત્રોચ્ચારથી હોમ કરી એક ભયંકર કૃત્યા ઉત્પન્ન કરી, તેને આ ઋષિપરિવારના નામ બરાબર સમજીને તેમનો નાશ કરવા આદેશ આપ્યો

આ વૃત્તાંત જાણીને એમનું રક્ષણ કરવાની ઇચ્છાથી ઇંદ્ર કૂતરા સાથેના હૃષ્ટપુષ્ટ પરિવ્રાજકના વેશમાં, શુનઃસખ નામ રાખીને તેમના પરિવારમાં ભળ્યો ૬ અને જોતાં તેનું પુષ્ટ શરીર અને પ્રસન્ન ચહેરો નિહાળીને ઋષિઓએ પોતાના દારિદ્રની નિંદા કરી, અને પછી એ બધા સંગાથે જ ખોરાકની શોધમાં ઊપડયા ફરતા ફરતા એક ગીચ ઝાડીમાં કમળતળાવડી નજરે પડી એટલે બધા કમળ ખાવાની ઇચ્છાથી તેમાં ઊતરવા માંડયા, પણ વૃષાદર્ભિએ મોકલેની કૃત્યા એના કિનારે બેઠી હતી તેણે એક પછી એક બધાના નામ પૂછવા માંડયા આ બધા એનો ઇરાદો સમજીને પોતાના નામનું નિર્વચન બને તેટલું ક્લિષ્ટ બનાવીને તેને કહેવા માંડ્યા જેથી બરાબર નહિ સમજવાથી કૃત્યાએ એમને તળાવમાં ઊતરવા દીધા છેલ્લો રહ્યો શુનઃસખ એણે પોતાના નામનું નિર્વચન એવું ગોટાળિયા રીતે કહ્યું કે કૃત્યાએ તે ફરીથી પૂછ્યું. એટલે તેની આ નહિ સમજવાની નબળાઈનો લાભ લઈ શુનઃસખે ત્રિદંડનો પ્રહાર કરી તેને બાળી મૂકી, અને પછી તળાવડીના કિનારે બેઠો.

હવે તળાવમાંથી ખૂબ મહેનત કરી કમળ તથા તેના દાંડલા લઈને ઋષિઓ હરખાતા હરખાતા કિનારે આવ્યા અને તર્પણ કરવા માંડ્યા એ દરમ્યાન શુનઃસખે બધા કમળ તથા દાંડના સંતાડી દીધા તર્પણ કરી રહ્યા પછી ખૂબ ભૂખ્યા થયેલ ઋષિઓ કમળ નહિ જોવાથી અકળાયા

---

૬. ત્રિદંડી સંન્યાસી અને તેય અપવિત્ર મનાતા કૂતરા સાથે ફર તે ખાસ ધ્યાન ખેંચે છે ૧૩-૯૫-૨. ઇત્યાદિ

અને પછી એકબીજા ઉપર શંકાશીલ થયા. એટલે બધાએ સોગન ખાવાનો નિર્ણય કર્યો. બધાએ જો કમળ ચોર્યાં હોય તો પોતાને કેવા કેવા પાપ લાગે, એવા સોગન ખાધા; પણ શુનઃસખે પોતાને કેવા કેવા પુણ્ય થાય એવા સોગન ખાધા।[૭] એટલે ઋષિઓ સમજી ગયા કે કમળો કોણે ચોર્યાં છે. પછી ઇંદ્રે વૃષાદર્ભિની કૃત્યાથી તેમનું રક્ષણ કરવા માટે પરિવ્રાજકનો વેશ ધરી આવ્યાનું કહ્યું અને તેમને અતિશય દારિદ્ર્યાવસ્થામાં યે નિર્લોભવૃત્તિ રાખવાથી પ્રાપ્ત થયેલા, જ્યાં બધી કામનાઓ પરિતૃપ્ત થાય છે એવા અક્ષયલોકોમાં મોકલ્યા.

આખ્યાન પૂરું કરતા પિતામહે કહ્યું, 'માણસે સર્વ અવસ્થાઓમાં લોભનો ત્યાગ કરવો. હે રાજન્! આ નિર્લોભીપણું પરમ ધર્મ છે, એ સુપ્રસિદ્ધ છે.'[૮]

---

૭. (૧) આ કથા પછીના અધ્યાયમાં એટલે કે અનુ. અ. ૯૪માં શપથ વિધિ અંગેનું આખ્યાન છે એમાં ઇંદ્રની સાથે તીર્થયાત્રા કરવા ગયેલા ઋષિઓ, રાજાઓ અને શુન સખ સંન્યાસી કમળની ચોરી માટે શપથ લે છે છેવટે ઇંદ્ર આ આખ્યાનમાંના શુન સખના જેવા જ સોગન લે છે, 'અધ્વર્યુ વેદવેત્તા કે યથાવિધિ બ્રહ્મચર્ય પાળનાર બ્રાહ્મણને કન્યા પરણાવવાથી થતું પુણ્ય કે 'અથર્વવેદ'ના સ્નાતક બ્રાહ્મણને થતું પુણ્ય કમળ ચોરનારને થજો!' (૧૩-૯૫-૭૫, ૧૩-૯૬-૪૪) સમાન કથાવસ્તુને લીધે બન્ને આખ્યાન સરખાવવા જેવા છે. અ. ૯૩નું આખ્યાન નિર્લોભ વૃત્તિ માટે છે, જ્યારે અ. ૯૬નું કયા કૃત્યો ન કરવા જોઈએ તે દર્શાવવા માટે ઋષિઓ, રાજાઓ સંન્યાસી શુન સખ અને સુરભિ (ગાય)ના સોગન લેવા દ્વારા આશ્રમધર્મો અને પશુઓ અર્થેની ફરજ સમજાવવાનો છે.

(૨) પાલિ જાતક નં. ૪૮૮ 'ભિસ જાતક'માં મ૦ભા૦ના આખ્યાનોને મળતી શપથવિધિ આવે છે.

૮. तस्मात्सर्वास्ववस्थासु नरो लोभं विवर्जयेत् ।
एष धर्मः परो राजन्नलोभ इति विश्रुतः ॥ ૧૩-૯૫-૮૪.

१७४. कामचारी तु कामेन य इन्द्रियसुखे रतः ॥
व्रतचारी सदैवैष य इन्द्रियजये रतः ॥
१४–२६–१५

જે કામનાપૂર્વક ઇન્દ્રિયસુખમાં રત છે તે કામચારી છે. અને જે સદૈવ ઇન્દ્રિયજયમાં રત છે તે (બ્રહ્મચર્ય) વ્રતચારી છે.

'આશ્વમેધિકપર્વ'માં પ્રજાપતિ અને દેવો, ઋષિઓ, નાગો તથા અસુરોના સંવાદમાં,[૧] કામચારી (વિષયી) અને બ્રહ્મચારી (જિતેન્દ્રિય) વચ્ચેના ફરકનું સંક્ષિપ્ત મુદ્દાસર વર્ણન કરતું આ સુભાષિત આવે છે. ગીતામાં ઉલ્લેખાયેલ 'મૂઢ, મિથ્યાચારી'[૨] અને 'અનાસક્ત રહી કર્મેન્દ્રિયોથી કર્મયોગ આચરનાર'[૩] વચ્ચેનો ફરક પણ આ શ્લોકમાં જુદી અને સહેલી ભાષાથી સ્પષ્ટ થાય છે.

१७५. नोदकक्लिन्नगात्रस्तु स्नात इत्यभिधीयते ।
स स्नातो यो दमस्नातः स बाह्याभ्यन्तरः शुचिः[१] ॥
१३–१११–९

જળસ્નાન કરનાર કંઈ સ્નાત કહેવાતો નથી, પણ જે દમ (સંયમ) વડે સ્નાત છે એણે સ્નાન કરેલું છે તથા એ બાહ્ય અને આભ્યંતર પવિત્ર છે.

---

૧. આ સંવાદની કથાના સાર માટે જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૭૯નું ઉદ્ઘાટન પૃ. ૨૪૯ થી.

૨. જુઓ ઉપર 'કર્મ' (પ્રક૦ ૯) શ્લોક ૧૧૧ પૃ. ૩૪૩ થી.

૩. જુઓ ઉપર 'કર્મ' (પ્રક૦ ૯) શ્લોક ૧૧૩ પૃ. ૩૫૦ થી.

૧. જુઓ નીચે શ્લોક ૧૭૬, ૧૭૭ પૃ. ૫૧૮ થી ૫૨૧.

'સર્વશ્રેષ્ઠ તીર્થ કયું અને પરમપવિત્રતા કોને કહેવાય?' એમ ધર્મરાજે પૂછતાં પિતામહે તીર્થ અને તેની પવિત્રતા વિષે સમજાવના વ્યાખ્યાનમાં ઉપરનું વચન કહ્યું. 'બધાં તીર્થો ગુણસંપન્ન જ હોય છે. છતાં તું તીર્થ અને શૌચ—પવિત્રતા વિષે સાંભળ,'[2] એમ કહી પિતામહે શરીરમાંનાં અને પૃથ્વીમાંનાં તીર્થો તથા પવિત્રતા વિષે સમજણ પાડી. પ્રથમ (પોતાના કે બીજાના) શરીરમાં રહેલાં તીર્થો અંગે કહેતાં, શાશ્વત સત્ત્વનું આલંબન કરીને અગાધ, વિમળ અને શુદ્ધ સત્યરૂપી જળ ભરેલા ધૃતિરૂપી ધરાવાળા માનસતીર્થમા સ્નાન કરવા સૂચવી',[3] આગળ ચાલતાં, 'અનર્થિત્વ—આકાંક્ષા વિનાની સ્થિતિ, આર્જવ, સત્ય, માર્દવ, અહિંસા, સર્વભૂતો પ્રત્યે દયા, સંયમ અને શમ એ પવિત્ર તીર્થો છે. ભિક્ષાવૃત્તિથી જીવનારા નિર્મમ, નમ્ર, નિર્દ્વંદ્વ, અપરિગ્રહીઓ પવિત્ર તીર્થરૂપ છે. તેમાંયે જેઓ તત્ત્વવિત્ અને અહંબુદ્ધિરહિત છે તેઓ તીર્થપ્રવર કહેવાય છે. વળી જેઓ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણથી પર થયા છે,

---

૨. ૧૩–૧૦૮–૨ થી ૧૯.

૩. अगाधे विमले शुद्धे सत्यतोये धृतिह्रदे ।
स्नातव्यं मानसे तीर्थे सत्त्वमालम्ब्य शाश्वतम् ॥ ૧૩–૧૧૧–૩.

સર° धम्मे हरए बम्भे सन्तितित्थे अणाविले अत्तपसन्नलेसे ।
जहिं सिणाओ विमलो विसुद्धो सुसीइभूओ पजहामि दोस ॥
ઉ. સૂ. ૧૨–૪૬.

(ચાંડાલ મુનિ હરિકેશ બલ બોલ્યા :) 'સંયમ એ મારો હ્રદ છે, મલ રહિત તથા જે વડે આત્માની લેશ્યા શુદ્ધ થાય છે તેવું બ્રહ્મ મારું શાન્તિતીર્થ છે, જેમાં ને શીતલ થયેલો હું દોષનો ત્યાગ કરું છું.'

(લેશ્યા માટે જુઓ પરિશિષ્ટ ૩)

શૌચાશૌચને સમજનારા છે, સ્વકાર્યનું શોધન કરનારા છે, સર્વ પ્રકારના (સંગનો) ત્યાગ કરનારા, સર્વજ્ઞ, સમદર્શી, ચારિત્ર્યની પવિત્રતા જાળવવા માટે મહેનત કરનારા છે તેઓ પવિત્ર તીર્થો છે... પવિત્રતાથી નિત્ય સાવધાન રહીને શુદ્ધભાવ ધારણ કરનાર, કેવળ ગુણવાન મનુષ્ય સદાય પવિત્ર (તીર્થ) છે...(એવી રીતે) પ્રજ્ઞાન ખાસ કરીને શરીરની પવિત્રતા ગણાય છે. વૃત્તશૌચ—ચારિત્ર્યની શુદ્ધિ, મનઃશૌચ અને તીર્થાદિમાં નહાઈને મેળવેલા (બાહ્ય) શૌચ કરતાં જે શૌચ (શુદ્ધ) જ્ઞાનથી ઉત્પન્ન થાય છે તે શ્રેષ્ઠ ગણાય છે. (જ્ઞાન વડે સ્વચ્છ) દીવા જેવા મનથી, બ્રહ્મજ્ઞાનના બળ વડે જેઓ માનસતીર્થમાં સ્નાન કરે છે, તેઓ તત્ત્વજ્ઞ ક્ષેત્રજ્ઞદર્શીઓ છે.[૪] આમ શરીરસ્થ અર્થાત્ માનસિક અને શારીરિક તીર્થ કહ્યાં પછી પૃથ્વીસ્થ તીર્થો વિષે વર્ણન કરતાં કહ્યું 'પૃથ્વીના કેટલાક ભાગો સંતોના નિવાસથી, પૃથ્વીના તેજથી અને જળના તેજથી (જે તે સ્થળના સૌંદર્ય, હવા, પાણી વગેરેની અસરોથી) ઘણાં જ પવિત્ર હોય છે. તેનાં નામકીર્તનથી, તેમાં સ્નાન કરવાથી, અને ત્યાં શ્રાદ્ધ કરવાથી માણસો પાપનો નાશ કરી શકે છે. અને આ માનસ તથા પૃથ્વીનાં એમ બન્ને પ્રકારનાં તીર્થોમાં સ્નાન કરીને મનુષ્ય ઝડપથી સિદ્ધિ મેળવી શકે છે.'

એ પ્રમાણે મહર્ષિ વેદવ્યાસે જ્ઞાનવાળી ઉત્તમ માનસિક શુદ્ધિને, એવી શુદ્ધિ ધારણ કરનારા વીતરાગ મહાનુભાવ સંતોને, અને એવા સંતો જ્યાં વસ્યા હોય તે જગ્યાઓને તેમની પવિત્રતાનુ સ્મરણ થાય છે, તેથી પવિત્ર તીર્થો તરીકે કહ્યા છે. અને કુદરતની રમણીયતાના દર્શનથી, હવા, પાણી, અને ભૂમિની સાધનસંપત્તિ અંગેની ખાસ વિશિષ્ટ અસરોથી પરમાત્માની ચોમેર વ્યાપેલી વિભૂતિઓમાંથી

---

૪. मनसाथ प्रदीपेन ब्रह्मज्ञानबलेन च ।
स्नाता ये मानसे तीर्थे तज्ज्ञाः क्षेत्रज्ञदर्शिनः ॥ १३-१११-१३.

થોડીકનું ભાન કરાવનારાં સ્થળોને પણ તીર્થો તરીકે નજર સમક્ષ મૂકી એકાંગી નહિ થતાં, સમદર્શીપણે, અનાસક્તિપૂર્વક, નમ્રતાથી જ્યાં જ્યાં પવિત્રતા, દેખાય તેને ગ્રહણ કરી આત્મસાત્ કરવાથી—તેમાં સ્નાન કરવાથી પાપ ધોવાઈ જઈ સિદ્ધિ મળે છે એ બતાવ્યું છે.

१७६. यथा फलं क्रियाहीनं क्रिया या बल्वर्जिता ।
नेह साधयते कार्यं समायुक्तस्तु सिध्यति[१] ॥

१२–१११–२०

---

૧. (૧) જુઓ ઉપર શ્લોક ૧૭૫ પૃ. ૫૧૫.

(૨) સર° 'આમ પ્રજ્ઞા, નય, બળ, ક્રિયા અને ઉપાય સમન્વિત કૃષ્ણને કાર્યસિદ્ધિ માટે (સર્વ) કાર્યોમાં આગળ કરવા...ઇ.' ૨-૧૮-૧૯. વધુ માટે જુઓ પુરુષમેધ કરતા જરાસંધને અટકાવતું શ્રીકૃષ્ણનું ઓજસ્વી ચરિત્ર (સભા. અ. ૧૮ થી ૨૨). એમાં શ્રીકૃષ્ણ પોતાને તથા ભીમ-અર્જુનને મુમુક્ષમાણાઃ (મુક્તિની ઇચ્છાવાળા) કહે છે. ૨-૨૦-૨૩. પણ આ મુક્તિ પોતાની ભૌતિક કે પારલૌકિક નથી. એ તો નરમેધ માટે પકડાયેલા પુરુષોની છે. મુમુક્ષુ શબ્દનો ક્રિયા અને બળનો સમન્વય કરતો પ્રયોગ, ભગવાન શ્રીકૃષ્ણની જીવનદૃષ્ટિનો નિદર્શક છે. જુઓ ઉપર પૃ. ૩૪૭, નોંધ ૬ (૨).

(૩) તીર્થયાત્રાએ જતા પાંડવોને વ્યાસાદિ મુનિઓએ કહ્યું હતું તે સર° 'શરીરનો સંયમ તેને માનુષ વ્રત અને મનની વિશુદ્ધ બુદ્ધિને દૈવીવ્રત કહે છે. ઇ.' ૩-૯૧-૨૦ પી.

(૪) સર° માત્ર 'જ્ઞાનથી જ મુક્તિ મળે' એમ કહેનાર આળસુ છે, એ દર્શાવતું સ્મૃતિવચન.

परिज्ञानाद्भवेन्मुक्तिरेतदालस्यलक्षणम् ।
कायक्लेशभयाच्चैव कर्म नेच्छन्ति पण्डिताः ।
ज्ञानकर्मसमायोगात्परमाप्नोति पूरुषः ।
पृथग्भावो न सिध्येत उभे तस्मात् समाश्रयेत् ॥

૧૭૭. एवं शरीरशौचेन तीर्थशौचेन चान्वितः ।
ततः सिद्धिमवाप्नोति द्विविध शौचमुत्तमम् ॥
૧૨-૧૧૧-૨૧

જેમ ક્રિયાહીન બળ અને બળ વિનાની ક્રિયા કોઈ કાર્ય સિદ્ધ કરી શકતી નથી, પણ બન્ને સાથે રહીને કાર્ય સિદ્ધ કરી શકે છે. એવી રીતે શરીરશૌચ (અર્થાત્ માનસિક અને શારીરિક અને તીર્થશૌચવાળો (જગતના પવિત્ર રમણીય અને સાધનસંપન્ન પ્રદેશોની યાત્રા કરનારો) પછી સિદ્ધિને પામે છે. માટે દ્વિવિધ શૌચ ઉત્તમ છે.

સર્વોત્તમ સિદ્ધિ મેળવવા માટે વ્યાસ ભગવાને, ભૌતિક સફળતા માટેની લોકગમ્ય સ્પષ્ટ, ઘન ઉપમા આપી; મોટી ભૌતિક અને તેથીયે ઊંચી આત્મિક સિદ્ધિઓ મેળવવા માટે, માત્ર આંતરિક પવિત્રતા તથા સૌંદર્યદર્શન વિશિષ્ટ હોવા છતા પૂરતા નથી, પણ એ સાથે બહારની દુનિયાના સૌંદર્ય, જ્ઞાન અને પાવિત્ર્યના દર્શનના સમન્વયની અનિવાર્યપણે જરૂર છે, એમ કહ્યું છે. બાહ્ય પવિત્રતા ઓછી મહત્ત્વની ખરી, પણ તેના વિના ચલાવી જ શકાય એટલી બિનમહત્ત્વની નથી. અને આ વસ્તુસ્થિતિ સમજાવવા વેદવ્યાસે

(નોંધ ૧ ચાલુ)

(માત્ર) પરિજ્ઞાનથી મુક્તિ થાય છે એ માન્યતા આળસનું લક્ષણ છે (આમ માનનાર) પંડિતો કેવળ કાયાને દુઃખ થશે એ ડરથી ક્રિયા કરતા નથી. જ્ઞાન અને કર્મના સમાયોગથી માણસ પરમને પામે છે બન્નેનો પૃથગ્ભાવ—જ્ઞાન અને આચાર અલગ છે એવી માન્યતા—કાર્યસાધક નથી માટે બન્નેનો આશ્રય લેવો ('યાજ્ઞવલ્ક્યસ્મૃતિ' ૩-૨૦૫) ઉપર ટીકા કરતા 'અપરાર્ક' (ઈ સ. ૧૧૨૫ આસપાસ) ટાંકે છે. આ શ્લોકો 'બૃહદ્યોગિયાજ્ઞવલ્ક્ય' (૯ ૩૪, અને ૨૮મા છે, જુઓ *His of. Dh, Vol I P. 189, N 336*)

આપેલી ઉપમા આપણો તથા બીજા દેશોનો હજારો હજારેક વર્ષનો ઇતિહાસ જોવાથી કેટલી બધી સાચી છે તે સમજાય છે [૨] આપણે ત્યાં સમાજના જે વર્ગમાં બળ હતું તેમાં ક્રિયાયોગ,—એ બળને સમજ, બુદ્ધિ અને શોધનથી નાથીને લાભ લેવાની કુશળતા—નહોતો, અથવા જે ક્રિયાયોગ હતો તે અપૂરતો હતો, બળ સાથે સમાયુક્ત નહોતો. જ્યારે જે વર્ગમાં ક્રિયાયોગ હતો તે અમુક કાર્યક્ષેત્ર પૂરતો મર્યાદિત હતો, એમાં બળ નહોતું. અથવા બીજી રીતે ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા કરવામાં સમાજને એક ઘટક તરીકે કલ્પેલો તેને બદલે ચાર અલગ ઘટક થઈ ગયા હતા ! પરિણામે સેંકડો વર્ષો સુધી પરદેશીઓનો માર ખાતા, અપમાનિત થતા, લૂંટાતા આપણે સ્વતંત્રતા ગુમાવી જે આવ્યા એમણે લાતો મારી અને પેટ ભરીને લૂંટ્યા. બળ અને ક્રિયા પૂરતા હોવા છતાં સમન્વય વિના આપણા કામમાં ન આવ્યા. આપણા જ બળ અને બુદ્ધિથી પરદેશીઓ આપણા ઉપર ચઢી બેઠા. સામાજિક ઇતિહાસ જોતાં પણ પરદેશીઓને પોતામાં સમાવી લેતો સમુદ્રહૃદયી સમાજ, અવનત થઈ આ સમતુલા ગુમાવી વિધર્મીઓની સંખ્યા વધારવાની સગવડ આપનાર કૂપમંડૂકહૃદયી બનેલો ખુલ્લો દેખાઈ આવે છે

---

૨. પશ્ચિમી રાષ્ટ્રો, યુ એસ એ અને રશિયા વગેરેની ભૌતિક ઉન્નતિ બળ અને ક્રિયાયોગના ચોક્કસ પ્રકારના સમન્વયને આભારી છે મહાયુદ્ધના વિનાશ પછી ઊભા થતા જાપાન અને જર્મની એ જ સમન્વયના બળે દુનિયાનાં સધ્ધર રાષ્ટ્રોમાં મહત્ત્વનું સ્થાન ફરીથી પ્રાપ્ત કરી બેઠા છે એ બધા રાષ્ટ્રોની રજોગુણી વૃત્તિને લીધે પરસ્પર સંઘર્ષ, અને પરિણામે થતો અનિવાર્ય વિનાશ તેમને અવારનવાર સહેવો પડે છે એ જુદી વાત, પણ આપણે ત્યાં તો બધી રીતે ઉન્નત થવાની પૂરી સામગ્રી હોવા છતાં ઉન્નત થવાનું તો દૂર રહ્યું પણ અવનતિના કીચડમાં ખૂંપી ગયા ! અલબત્ત, એ કીચડમાંયે અનેક તેજસ્વી વિભૂતિઓરૂપી કમળ અવારનવાર ખીલ્યા કર્યાં છે

મહાભારતકારે બળ અને ક્રિયાયોગના સમન્વયની દરેકને તરત જ સમજ પડે એની ઉપમાથી સર્વશ્રેષ્ઠ ભૌતિક અને આત્મિક સિદ્ધિ મેળવવા માટે એ જ સ્વચ્છ ચારિત્ર્યશીલતા અને પ્રજ્ઞાનના વિશિષ્ટ ઉમેરણવાળા સમન્વયની જરૂરિયાતનું સત્ય, અથવા વધુ ભાર મૂકવા કહીએ તો મહા-સત્ય કહ્યુ છે. એ સત્યના અનુસરણથી ઉન્નતિ છે જ, પણ એને ભૂલી જવામાં આવશે તો ભારતને—સામાજિક અને વ્યક્તિગત રીતે—હજુ ઘણા સંકટો સહ્યા વિના છૂટકો નહિ થાય

પણ એ ભવ્ય મંગલમૂર્તિ, બળ અને ક્રિયાના સમન્વયના ઇશ્વર—યોગેશ્વર, સર્વના હૃદયમા વસી રહેલા પરમાત્માનો વિચાર કરતા ભારત સહિત આખી સૃષ્ટિને એ એની અસીમ દયા અને કરુણાથી જોઈતાં જ્ઞાન, ચારિત્ર્ય અને બળનો સમન્વય કરનારી શક્તિનુ પ્રદાન કરી એની પૂજા કરવાનું સામર્થ્ય આપશે, એવી સાત્ત્વિક શ્રદ્ધાની દિવ્ય પ્રભાથી હૃદય પુલકિત બને છે.

૧૭૮. उत्पन्नस्य रूरो· शृङ्गं वर्धमानस्य वर्धते ।
प्रार्थना पुरुषस्येव तस्य मात्रा न विद्यते[१] ॥ १३-९४-२८

જન્મ પામેલા રુરુમૃગનુ શિંગડું, તે જેમ મોટો થતો જાય છે તેમ તેમ વધતું જાય છે, તેવી રીતે પુરુષની તૃષ્ણા પણ (દરરોજ) વધતી જાય છે, તેની કંઈ મર્યાદા નથી.

'બિસસ્તૈન્યોપાખ્યાન'મા વૃષાદર્ભિના દાનનો અસ્વીકાર કરતા ભરદ્વાજ ઋષિએ તૃષ્ણાની અમર્યાદિતના વર્ણવના ઉપરની ગાથા કહી હતી.[૨] રુરુમૃગની ઉપમા આપી ઋષિ કહે છે કે જેમ શિંગડુ કે જે

૧. સર° यथैव शृङ्ग गो· काले वर्धमानस्य वर्धते ।
तथैव तृष्णा वित्तेन वर्धमानेन वर्धते ॥ १२-२६८-७

૨. જુઓ ઉપર શ્લો૰ ૧૭૩ પૃ ૫૧૦ થી

શરીરનો એક ભાગ છે, એ શરીરવૃદ્ધિની સાથે વધે છે, એ જ પ્રમાણે તૃષ્ણા પણ જેમ, જેમ (ભોગની) આકાંક્ષાઓ પાર પડતી જાય છે, તેમ તેમ વધ્યે જાય છે. એ કદી તૃપ્ત થતી નથી, તો પહેલેથી જ તૃષ્ણાનું નિયમન થવું જોઈએ.

૧૭૬. न तल्लोके द्रव्यमस्ति यल्लोकं प्रतिपूरयेत् ।
समुद्रकल्पः पुरुषो न कदाचन पूर्यते[1] ॥ १२-९४-२६

આ જગતમાં એવો કોઈ પદાર્થ નથી, જે જગતને—એની તૃષ્ણાને પરિપૂર્ણ કરે પુરુષ તો સમુદ્રકલ્પ—સમુદ્ર જેવો છે, એ કદી પૂર્ણ થતો નથી.

'બિસસ્તૈન્યોપાખ્યાન'માં ગજદાનનો અસ્વીકાર કરતાં ગૌતમમુનિએ આ વચન ઉચ્ચાર્યું હતું.[2] એમાં તૃષ્ણાભિભૂત મનુષ્યની તુચ્છતા બતાવી છે. જેમ તૃષ્ણાતુર મનુષ્ય સમુદ્ર જેવો દુષ્પૂર હોઈ તુચ્છ છે,[3]

૧. (૧) સર૰ પાલિ 'જાતક' ૨૫૮ 'મન્ધાતા જાતક'માં તૃષ્ણાને 'દુષ્પૂર' કહી છે. જુઓ નીચે શ્લોક ૧૮૦, નોંધ, ૧ (૫) પૃ. ૫૨૪.

(૨) સર૰ कसिणं पि जो इमं लोय पडिपुण्ण दलेज्ज इक्कस्स ।
तेणावि से न सतुस्से इइ दुप्पुरए इमे आया ॥
ઉ. સૂ. ૮-૧૬

કોઈ આ પરિપૂર્ણ જગત એક માણસને આપી દે તો પણ એનાથી સંતુષ્ટ થાય નહિ. આ જીવ એટલો દુષ્પૂર છે.

૨. જુઓ ઉપર શ્લોક ૧૭૩ પૃ. ૫૧૦ થી

૩. अनिन्दितो ह्यकामात्मा स्वल्पेच्छोऽथानसूयकः ।
समुद्रकल्पः स नरो न कदाचन पूर्यते ॥ १२-१५४-१९.

જે અનિન્દિત, અકામાત્મા, સ્વલ્પઇચ્છાવાળો, અને અસૂયા વિનાનો માણસ છે તે સમુદ્રકલ્પ છે, એ કદી પૂર્ણ થતો નથી.

એમ તૃષ્ણા ઉપર કાબૂ રાખનાર, આપ્તકામ મનુષ્ય પરંતુ સમુદ્ર જેવો દુષ્પૂર છે. પણ એ તુચ્છ નથી મહાન છે. કારણ એ તૃષ્ણાનો ગુલામ નહિ હોવાથી સમુદ્ર જેવો દુષ્પૂર નથી પરંતુ તૃષ્ણાનો નિયામક—કામકાન્ત છે તેથી સમુદ્ર જેવો દુષ્પૂર છે. તૃષ્ણાના, કામ અને ક્રોધના બધા હુમલા, એના વિશાળ ઉદરની મર્યાદામા આત્મરૂપ થઈ, સમાય છે. કિનારાનું ઉલ્લંઘન કરી શકતા નથી.૪

આમ તૃષ્ણાતુર અને તૃષ્ણા વિનાના બન્નેને 'સમુદ્રકલ્પ'ની ઉપમા આપી કવિએ, એ વસ્તુ સ્પષ્ટ કરી છે કે ગમે તે અવસ્થામા માનવચિત્ત

૪. (૧) आपूर्यमाणमचलप्रतिष्ठं

समुद्रमापः प्रविशन्ति यद्वत् ।

तद्वत्कामा यं प्रविशन्ति सर्वे

स शान्तिमाप्नोति न कामकामी ॥

૬-૨૪-૭૦ (ગીતા ૨-૭૦), = યો. વા ૬-૫૪-૩૮

ચોતરફથી પાણીનો પ્રવેશ થવા છતા (નદીઓ અને વરસાદથી) સમુદ્ર જેમ અચળ રહે છે, એમ જે મનુષ્યમા સર્વ મમનાઓ—વિષયો પ્રવેશ કરે છે (એટલે કે મહાસાગરના પાણીમા બીજા પાણી, પાણીરૂપે જ એકરૂપ થાય છે, વિક્રિયા નથી કરતા એમ સંયમીના ચિત્તસાગરમા પ્રવેશતા વિષયો આત્મારૂપે જ એકરૂપ થાય છે, વિકાર નથી કરતા) તે જ શાન્તિને પામે છે, નહિ કે કામનાની ઇચ્છાવાળો મનુષ્ય

(૨) આ શ્લોકના અબ = ૧૨-૨૪૩-૯ અબ, બાકીના બે ચરણ,

स कामकान्तो न तु कामकामः ।

स वै लोकात्स्वर्गमुपैति देही ॥ ૧૨-૨૪૩-૯ કડ

એ (સંયમી) મમકાન્ત છે ('કામનાના સંકલ્પ માત્રથી તે આવી મળે છે, અને તેને લીધે એ મનોહર લાગે છે તે મમકાન્ત' નીલકંઠ) પણ કામનાની ઇચ્છાવાળો (કર્મઠ) મમમાન્ત નથી એને તો (કામીને) આ લોકમાથી મર્યા બાદ (ચ્યુતિવાળા), સ્વર્ગલોક મળે છે

દુષ્પૂર છે તેથી તૃષ્ણાક્ષય, કામક્રોધનો નાશ વગેરે શબ્દોનો અર્થ રાગિષ્ટ વૃત્તિઓનુ નિર્ગીકરણ, તુચ્છ વૃત્તિઓનુ મહાનમા રૂપાતર, એટલે કે પરમાત્માની વિભૂતિઓને એના નિર્ભેળ રૂપમા જોઈ શકનારી તારક જ્ઞાનની દીપ્તિવાળી સ્વરૂપ, દિવ્યદષ્ટિ આની દિવ્યદષ્ટિ પામનાર ભગવાનના સમુદ્રકલ્પ ભડારના રત્નો મેળવે છે

१८¹ यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम्² ॥
१२–१६८–३६

---

१. (१)=१२–१७१–५१, १२–२६८–६, वायु पु २–३१–१००

(२) बृह उ शा भाष्य ४–३–३३, 'યોગસૂત્ર'નુ વ્યાસભાષ્ય २–४२, નાગોજીભટ્ટની યોગસૂત્રવૃત્તિ, २–४२ આ ત્રણે ગ્રથોમા અવતરણ તરીકે ટાકેલુ છે

(૩) = કે જિનચદ્રિયા "સ ગ્રહણી" (૫મી સદી) ગાથા ૧૧૯

ज च कामसुह लोए ज च दिव्व महासुहं ।
वीयरागसुहस्सेसऽणत्तभाग पिणऽग्घइ ॥

જગતમા જે કામસુખ છે અને સ્વર્ગનુ જે મહાન સુખ છે તે વીતરાગ સુખના અનતમા ભાગની તોલે પણ ન આવે

(૪) જુઓ ઉપર 'સુખદુ ખ' (પ્રક૦ ૧૨) શ્લોક ૧૨૪ (મ૦ ભા૦ ૬ ૪૦–૩૭ ગીતા ૧૮–૩૭) પૃ ૩૮૭

(૫) સર૦ न कहापणवस्सेन तित्ति कामेसु विज्जति ।
अप्पस्सादा दुक्खा कामा इति विञ्ञाय पण्डितो ॥
अपि दिब्बेसु कामेसु रतिं सो नाधिगच्छति ।
तण्हक्खयरतो होति सम्मासम्बुद्धसावको ॥
ધમ્મ ૧૮૬, ૧૮૭, = જાતક ૨૫૮ 'મન્ધાતા જાતક'માની ગાથાઓ

જગતમાં જે કામસુખ—વિષયસુખ છે અને સ્વર્ગનું જે મહાન સુખ છે તે તૃષ્ણાક્ષયથી મળતા સુખની સોળમી કળાને (પણ) યોગ્ય નથી.

---

(નોંધ ૧ ચાલુ)

'કાર્ષાપણનો (સોનામહોરોનો) વરસાદ થાય તોપણ કામસુખોની તૃપ્તિ થતી નથી; કામસુખો અલ્પસ્વાદવાળાં અને દુઃખ આપનારાં છે એમ જાણીને પંડિત દિવ્ય કામસુખોમા પણ રતિ કરતો નથી; તે સમ્યક્ રીતે સંબુદ્ધ શ્રાવક થઈને તૃષ્ણાક્ષયમાં રત થાય છે; 'મન્ધાતા જાતક,' (જાતક નં. ૨૫૮)ની વાત કહી, તૃષ્ણામાં ફસાતા ભિક્ષુને ભગવાન બુદ્ધે વાર્યો હતો. એ કથામાં, ચક્રવર્તી મન્ધાતાએ તૃષ્ણાથી અતૃપ્ત રહીને, પુણ્યના પ્રભાવે ઉત્તરોત્તર, આગળ વધતાં ઇન્દ્ર પાસેથી દેવોનું અર્ધું રાજ્ય મેળવ્યું પરન્તુ દેવો ઉપર પણ એકછત્ર રાજ્ય કરવાની તૃષ્ણાથી ઇન્દ્રને મારવાનો સંકલ્પ કરતાં, એ પાપથી એનું અસંખ્ય વર્ષોનું આયુષ્ય ક્ષીણ થયું. એને બુઢાપો આવ્યો, અને તે મૃત્યુ પામવા માટે સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર પડ્યો, કારણ મનુષ્ય શરીર દેવલોકમાં છૂટી શકતું નથી. મરણ પામતી સમયે અમાત્યોએ આખરી સંદેશ માંગતાં, મન્ધાતા 'ચન્દ્રસૂર્યના પ્રકાશ તળે આવતા સમગ્ર પ્રદેશનો અને સર્વ પ્રાણીઓનો માલિક હોવા છતાં મારી તૃષ્ણા પૂરી ન થઈ' કહીને ઉપરની બે ગાથાઓ બોલ્યો હતો. 'જાતક' પૂરું કરતાં કથામાંના 'મન્ધાતા' પોતે જ હતા એમ ભગવાને કહ્યું. બોધિસત્ત્વને બુદ્ધ થતા અગાઉ આવી પ્રચંડ તૃષ્ણાના વેગમાં સપડાવું પડ્યું હતું એ વિગતની નોંધ સામાન્ય શ્રેયોર્થીને તેની સાધનામાં ભારે ઉત્સાહ પ્રેરનારી છે.

(૬) સર૦

[1] एहि तन कर फल विषय न भाई । स्वर्गउ स्वल्प अंत दुःखदाई ॥
नर तनु पाइ विषय मन देही । पलटी सुधा ते सठ बिष लेहीं ॥
ताहि कबहुँ भल कहइ न कोई । गुंजा ग्रहई परस मुनि खोई ॥

[1] - તુલસી. 'રામાયણ' 'ઉત્તરકાંડ.' દોહા ૬૫ પછી ચોપાઈ ૧ થી ૩.

પુત્રશોકથી દુઃખાર્ત સેનજિત્ રાજાને એક બ્રાહ્મણે આશ્વાસન આપતાં પ્રથમ મમત્વનો ત્યાગ કરવાનું સમજાવી,[2] 'માણસ જે જે કામનાઓને તજી દે છે, તે તે તેના સુખમાં અભિવૃદ્ધિ કરે છે, પણ કામનાઓની પાછળ ફરનારો માણસ તો તેની પાછળ નાશ પામે છે.'[3] એમ કહી કામનાઓની પાછળ ફરવાથી નહિ પણ તેના સ્વામી બનવાથી સુખ મળે છે, એ વિશદ કરી ઉપર મૂકેલું વાક્ય સંભળાવ્યું. વળી શમ મેળવવા કેટલોક ઉત્તમ ઉપદેશ કરી તૃષ્ણા ત્યજવાનો અનુરોધ કરતાં પિંગલા વેશ્યાનું દૃષ્ટાંત ટાંકી કહ્યું 'જે દુર્મતિવાળા પુરુષો વડે દુસ્ત્યજ છે, જે મનુષ્ય જીર્ણ થાય તો પણ જીર્ણ થતી નથી, જે પ્રાણાન્તિક રોગ જેવી છે, તે તૃષ્ણાને ત્યજવાથી સુખ થાય છે.'[4]

---

(નોંધ ૧ ચાલુ)

(રામચંદ્રજી કહે છે:) હે ભાઈ! આ શરીરનું ફળ વિષયભોગ નથી. એટલું જ નહીં પણ સ્વર્ગના ભોગો પણ બહુ થોડા અને અંતે દુઃખદાયી છે. માટે જેઓ વિષયોમાં મન જોડે છે તે શઠલોકો અમૃતને બદલે ઝેર લે છે. જે પારસમણિ ખોઈને ચણોઠી લે છે તેને કોઈ કદી બુદ્ધિશાળી કહેતું નથી.

(૭) સર° मो सम कौन कुटिल खल कामी ।
जिन तनु दियो ताहि विसरायो ऐसो निमकहरामी ॥
સૂરદાસ, 'આશ્રમ ભજનાવલિ' ભજન. ૩૦.

૨. જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૬૮, ૬૯, પૃ. ૨૧૮.

૩. यद्यत्त्यजति कामानां तत्सुखस्याभिपूर्यते ।
कामानुसारी पुरुषः कामाननु विनश्यति ॥ १२-१६८-३५.
આપ = ૧૨-૧૭૧-૪૮.

૪. या दुस्त्यजा दुर्मतिभिर्या न जीर्यति जीर्यतः ।
योऽसौ प्राणान्तिको रोगस्तां तृष्णां त्यजतः सुखम् ॥
१२-१६८-४५.

૧૨-૧૭૧-૫૧ના સંદર્ભવાળું સુભાષિત મ૦ ભાઓમાં 'મંકિગીતા'નુ સંન્યાસપક્ષી આખ્યાન છે તેમાંથી લીધું છે. એ આખ્યાન કંઈક એકપક્ષીય હોવા છતાં જીવનનાં ચોક્કસ પાસાંનું ઊંડું અવગાહન કરી મનુષ્યના દુઃખના નિરાકરણની ઘણી રીતો પૈકીની એક રીત વિષે શ્રમણ અનુગમોના તત્ત્વજ્ઞાનને અનુસરી વિશદ રીતે કહે છે. તેથી મ૦ ભાઓમાં આવી જુદી જુદી રીતે જીવનશોધન ચર્ચતી અનેક કથાઓની જેમ એનું વિશિષ્ટ સ્થાન છે. પ્રસંગ આ પ્રમાણે છેઃ ધર્મરાજે પિતામહને પ્રશ્ન કર્યોઃ 'અનેક જાતના ઉદ્યોગ કરવા છતાંય, જો ધનની ઇચ્છાવાળા પુરુષને ધન ન મળે તો, ધનની તૃષ્ણાથી પરાભવ પામેલા એ માણસે શું કરીને સુખ મેળવવું?' જવાબમાં પિતામહે કહ્યું, 'સર્વત્ર સમતા, અનાયાસ—વિશ્રામ, સાચું બોલવું, વૈરાગ્ય અને અવિવિત્સા—બહુ શાસ્ત્રો જાણવાની અને તેથી તેના ચક્કરમાં ફસાઈ પડવાની અનિચ્છા, એ જેનામાં હોય છે

(નોંધ ૪ ચાલુ)

અ૦ = આદિ ક્ષેપક નં. ૮૪૦, લીટી ૫, ૬; ૩–૨–૩૫; ૧૨–૨૬૮–૧૨; ૧૩–૭–૨૧; 'હરિવંશ' ૧–૩૦–૪૨.
= કે. ભાગ. પુ. ૯–૧૯–૧૬; વાયુ પુ. ૨–૩૧–૯૧.

પિંગલા વેશ્યાનું દૃષ્ટાંત ઉપર, 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૬૮, ૬૯ના ઉદ્ઘાટનમાં પૃ. ૨૨૦, ૨૨૧ ઉપર છે.

સર° जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
चक्षुः श्रोत्रे च जीर्यते तृष्णैका न तु जीर्यते ॥ ૧૩–૭–૨૪;
= કે. યો. વા. ૭–૯૩–૮૬; સર° 'પંચતંત્ર' ૫–૧૬.
અ૦ = 'હરિવંશ' ૧–૩૦–૪૩ અ૦.

વૃદ્ધાવસ્થામાં કેશ જીર્ણ થાય છે, દાંત જીર્ણ થાય છે, ચક્ષુ અને કાન જીર્ણ થાય છે, માત્ર એક તૃષ્ણા જ જીર્ણ થતી નથી.

તે સુખી થાય છે.[૫] આ પાંચે ગુણો મોક્ષ મેળવવાનાં પગથિયાં છે, એમ વૃદ્ધો કહે છે. આ પાંચે ગુણો જ સ્વર્ગ, ધર્મ અને અત્યુત્તમ સુખ છે આ વિષયમાં મંકિએ ગાયેલા ઇતિહાસનું ઉદાહરણ અપાય છે. ધન મેળવવાની લાલસાવાળા મંકિએ અનેક જાતના પ્રયત્નો કરી જોયા, પણ બધામાં તે નિષ્ફળ ગયો. છેવટે બાકી રહેલા થોડા ધનમાંથી એણે બે જુવાન વાછરડા ખરીદ્યા. પછી એમને પળોટવા માટે ધૂંસરે બરોબર જોડી ઘરની બહાર કાઢ્યા, પણ આગળ જતાં રસ્તામાં એક ઊંટ બેઠું હતું. તેને જોઈને બળદ ભડક્યા અને ઊંટને વચ્ચે રાખીને દોડ્યા! એટલે ઊંટ પણ ખીજવાઈને ઊભું થઈ ગયું અને બન્ને બળદને પીઠ ઉપર ઊંચકીને જોરથી નાઠું! આ રીતે પોતાના બચેલા ધનમાંથી, ધન મેળવવાનો ઉદ્યોગ કરવા માટે ખરીદેલા બળદોને મૃત્યુ પામતા જોઈને નિરાશ મંકિ બોલ્યો, 'માણસ ગમે તેવો હોંશિયાર અને જાત ઉપર વિશ્વાસ રાખતો હોય પણ દૈવયોગ વિના તેને કંઈ મળતું નથી. પૂર્વે મેં કરેલાં બધાં કામોમાં અનર્થ થયો હતો, છતાં મેં બળદ ખરીદી તેને પળોટવા માંડ્યા તો કાકતાલીયન્યાયની જેમ, અને ઉન્માથથી[૬] મરી ગયેલા શિયાળની જેમ, તેઓ ઊંટની ડોક ઉપર બે મણિઓની જેમ લટકે છે, એ શુદ્ધ દૈવનો જ પ્રભાવ છે. માટે (એમ લાગે છે કે)

---

૫. सर्वसाम्यमनायासः सत्यवाक्यं च भारत ।
निर्वेदश्चाविवित्सा च यस्य स्यात्स सुखी नरः । १२-१७१-२.

૬. ઉન્માથ = પશુઓને પકડવામાં વપરાતું કૂટયન્ત્ર; આ ઉપમાને મળતી વાર્તા 'પંચતન્ત્ર' ૨-૩માં છે. એમાં શિયાળ, પારધિના તીરથી મરી ગયેલાં સુવર અને સુવરની દાઢથી મરી ગયેલા પારધિના શબ આગળ આવી પહોંચતાં, લોભને લીધે સૌથી પહેલાં પારધિના ધનુષ્યની દોરી ખાવા ગયું. એટલે દૈવયોગે ધનુષ ઉપર ચઢાવીને તૈયાર રાખેલું તીર શિયાળનું તાળવું તોડીને આરપાર નીકળી ગયું, એવી કથા છે. ('પંચતંત્ર' પૃ. ૧૮૨ થી. - કે. 'હિતોપદેશ' ૧-૬મા છે.)

વૈરાગ્યથી ધનની આશાઓનો ત્યાગ કરનાર સુખે સૂવે છે અહો! શુકદેવે જનકના નિવાસસ્થાનમાંથી મહાઅરણ્ય તરફ પ્રસ્થાન કરતાં કહ્યું હતું તે બરાબર સાચું કહ્યું છે. 'એક માણસ સર્વ કામનાઓને પ્રાપ્ત કરે અને બીજો સર્વનો કેવળ ત્યાગ જ કરે તે બન્નેમાં સર્વ કામનાઓને પ્રાપ્ત કરનાર કરતાં તેનો ત્યાગ કરનાર શ્રેષ્ઠ છે,"૭ માટે ઓ મૂર્ખ, દ્રવ્યાભિલાષી મન! તું લોભ છોડી દે. ખરેખર પહેલાં થઈ ગયેલો કે હવે પછી થનારો કોઈ પણ મૂર્ખ માણસ કામનાના અંતને પામી શક્યો નથી, અને પામી શકશે નહિ એમ તૃષ્ણા તો વધ્યે જ જાય છે આમ સમજીને હું હવે પ્રતિબુદ્ધ થયો છું, અને જાગ્રત થયો છું૮ ઓ કામ! ખરેખર તારું હૃદય વજ્રસારથી બન્યું હોય એવું દૃઢ છે, કારણ કે એ સેંકડો અનર્થોથી ઘેરાયેલું હોવા છતાં એના સેંકડો ટૂકડા થતા નથી!૯ પણ તારું મૂળ કે જે સંકલ્પ છે, તેને હું જાણું છું, તેથી હવે હું સંકલ્પ જ કરીશ નહિ ધનની

---

૭. य कामान्प्राप्नुयात्सर्वान्यश्चैनान्केवलास्त्यजेत् ।
प्रापणात्सर्वकामाना परित्यागो विशिष्यते ॥ १२-१७१-१६
= રે મનુ ૨-૯૫

૮. न पूर्वे नापरे जातु कामानामन्तमाप्नुवन् ।
त्यक्त्वा सर्वसमारम्भान्प्रतिबुद्धोऽस्मि जागृमि ॥ १२-१७१-२२

૯. नून ते हृदय काम वज्रसमारमय दृढम् ।
यदनर्थशताविष्ट शतधा न विदीर्यते ॥ १२-१७१-२३

આ શ્લોક પ્રચલિત લોકકહેવત છે જુઓ ઉપર 'સુખદુઃખ' (પ્રક૦ ૧૨) શ્લોક ૧૨૬ પૃ ૩૮૧ની નોંધ ૨. એમાં ધૃતરાષ્ટ્ર, અર્જુન કુંતી ગાંધારી, મહાનદી ગંગા અને ઉત્તરા પોતાના હૃદયને આ પ્રકારની ઉપમા આપે છે તેનાં અનેક સંદર્ભ મૂકેલા છે

ઇચ્છા દુ ખદાયક છે મેળવ્યા પછી સાચવવાની ફિકર થાય છે, અને મેળવેલુ જતુ રહે તો તો જાણે જીવ જતો રહ્યો એવુ દર્દ થાય છે અરે, ચિંતા કરી કરીને દમ નીકળી જાય તો યે પૈસો મળતો નથી એનાથી વધારે દુ ખ કેવુ ? અને જો (પૈસો) મળે તો ગગાનુ સ્વાદિષ્ટ જળ પીવાની પુન પુન ઇચ્છા થયા કરે એમ તૃષ્ણા વધતી જ ચાલે છે, પણ આ બધુ સમજીને હુ પ્રતિબુદ્ધ થયો છુ, માટે ઓ તૃષ્ણા ! તુ મને છોડી દે ! કામ અને લોભને અનુસરનારી તાગમા મને પ્રીતિ રહી નથી તેથી હુ તો તારો ત્યાગ કરીને સત્ત્વગુણનો આશ્રય કરી, બુદ્ધિને યોગમા લગાડી, એકાગ્ર ચિત્તથી જ્ઞાન મેળવી, મનને બ્રહ્મમા ધારણ કરી, મારા આ દેહની અદર હૃદયમા સર્વ ભૂતોને જોઈશ એમ અનાસક્ત રહીને જગતમા નિરામય અને સુખી થઈને વિચરીશ, જેથી (ઓ કામ !) તુ મને ફરીથી દુ ખમા નાખી નહિ શકે હે કામ ! તુ જ તૃષ્ણા, શોક અને શ્રમનુ ઉત્પત્તિ સ્થાન છે માટે મારે આમ અનાસક્ત થયા વિના છૂટકો નથી ધનનાશનુ દુ ખ બધા દુ ખ કરતા મહાન છે કારણ મિત્રો અને સબધીઓ નિર્ધન થયેલાનુ અપમાન કરે છે, અને એ સિવાય પણ એને બીજા અનેક અપમાન સહેવા પડે છે બીજી તરફ ધનમા સુખનો એક જ અશ છે અને તે પણ દુ ખથી ઘેરાયેલો છે ધનવાનનુ ડાકુઓ ખૂન કરે છે, અથવા (બીજાઓ) વિવિધ દડ દઈને તેને ઉદ્વેગ કરાવે છે આમ ઘણો લાબો સમય વીતાવ્યા પછી નશો ચડાવનારી લોલુપતા એ દુ ખ છે, એવી મને સમજ પડી છે હે કામ ! તુ જેનુ આલબન કરે છે, તેની પાછળ લાગેલો રહે છે તુ અતત્ત્વજ્ઞ, બાળક, અસતોષી અને અગ્નિની પેઠે અતૃપ્ત છે તુ શુ સુલભ છે કે શુ દુર્લભ છે એ સમજતો નથી, અને પાતાળની જેમ દુષ્પૂર એવો તુ મને દુ ખમાં જ દટાયેલો રાખવા ઇચ્છે છે કે શુ ? પણ અરે કામ ! હવે હુ તારા સપાટામા આવીશ નહિ મને વૈરાગ્ય થયો

છે, તેથી પરમ નિર્વૃતિની—સંતોષની ઉપાસના કરીને કામનાઓનું ચિંતન નહિ કરું. મેં મૂર્ખાએ ઘણા કલેશ સહ્યા, પણ હું કંઈ સમજ્યો જ નહિ. પણ ધનનાશને લીધે લોકોમાં ધિક્કારપાત્ર થયેલો હું સર્વાંગે શાંત થઈને સૂઈશ. હું હવે મનોગત બધી અભિલાષાઓને ત્યજીને તારો ત્યાગ કરી દઈશ. એટલે ઓ કામ! તું મને નાથેલા બળદિયાની જેમ ફેરવીને મોજ નહિ કરી શકે. હું ધિક્કાર કરનારાઓને ક્ષમા આપીશ, હિંસા કરનારની હિંસા નહિ કરું, અને અપ્રિય બોલનારાની સામે પણ દ્વેષ કર્યા વિના પ્રિય બોલીશ. હું સદા તૃપ્ત, સ્વસ્થ ઇન્દ્રિયોવાળો, અને જે કંઈ મળી આવશે તેનાથી આજીવિકા ચલાવનારો થઈશ, પણ તું કે જે મારો શત્રુ છે તેને સફળ નહિ કરું. હવે જાણી લે કે હું વૈરાગ્ય નિર્વૃત્તિ (સંતોષ), તૃપ્તિ, શાન્તિ, સત્ય, દમ, ક્ષમા, અને સર્વભૂતો પ્રત્યે દયાનો શરણાગત થયો છું—એ ગુણો કેળવવા માંડ્યા છે. માટે હવે સત્ત્વગુણમાં પ્રતિષ્ઠિત થતા મારો કામ, લોભ, તૃષ્ણા અને કૃપણતા ત્યાગ કરી જાઓ.[૧૦] મેં કામ, લોભ, ક્રોધ અને કઠોરતાનો ત્યાગ કર્યો છે, તેથી લોભવશ અનાત્માની—મૂર્ખની જેમ હું દુઃખી નહિ થાઉં. કામક્રોધથી પેદા થયેલું દુઃખ, અને અરતિ રજોગુણથી થાય છે માટે કામને

---

૧૦. क्षमिष्येऽक्षममाणानां न हिंसिष्ये च हिंसितः ।
द्वेष्यमुक्तः प्रियं वक्ष्याम्यनादृत्य तदप्रियम् ॥ १२-१७१-४३.

तृप्तः स्वस्थेन्द्रियो नित्यं यथालब्धेन वर्तयन् ।
न सकामं करिष्यामि त्वामहं शत्रुमात्मनः ॥ ४४

निर्वेदं निर्वृतिं तृप्तिं शान्तिं सत्यं दमं क्षमाम् ।
सर्वभूतदयां चैव विद्धि मां शरणागतम् ॥ ४५.

तस्मात्कामश्च लोभश्च तृष्णा कार्पण्यमेव च ।
त्यजन्तु मां प्रतिष्ठन्तं सत्त्वस्थो ह्यस्मि सांप्रतम् ॥ ४६.

અનુસન્ધાન ગ્લેગુણનો ત્યાગ કરીશ ૧૧ હવે ગ્રીષ્મ ઋતુમા તપી ગયેલો પુરુષ જેમ શીતળ ધરામા પેસીને આનંદ પામે એવી રીતે મે બ્રહ્મમા પ્રવેશ કર્યો છે, હુ શાન્તિ પામ્યો છુ, પરિનિર્વાણ પામ્યો છુ અને કેવળ સુખાનુભવ કરી રહ્યો છુ ૧૨ વગેરે બોલ્યા પછી ઉપર મૂકેલુ સુભાષિત ઉચ્ચારી મંકિએ આત્માથી ગણના સાતમા કાળરૂપી મહાશત્રુનો નાશ કરી[13] પોતે અવધ્ય બ્રહ્મપુરી પ્રાપ્ત કરી સા રાજાની જેમ સુખી થશે એમ કહીને બ્રહ્મરૂપી મહાન સુખ મેળવ્યુ.

મંકિએ ગાયેલુ કામવિજયનુ ગીત, ભગવાન સિદ્ધાર્થ બુદ્ધના મારવિજયની યાદ આપે છે માર સાથેના યુદ્ધમા એ 'કાળા નમુચિ'નો તિરસ્કાર કરતા ભગવાન બુદ્ધે ઉચ્ચારેલી ગાથાઓ 'સુત્તનિપાત'[14]ના

---

११. कामान्युदस्य धुनुते यत्किंचित्पुरुषो रज ।
कामक्रोधोद्भवं दु खमह्रीररतिरेव च ॥ १२-१७१-४९
સ° ૫-૪૨-૧૦

१२. एष ब्रह्मप्रविष्टोऽह ग्रीष्मे शीतमिव ह्रदम् ।
शाम्यामि परिनिर्वामि सुखमासे च केवलम् ॥ १२-१७१-५०.
કડ = મેં વા ૬-૧૦૨-૧૪ ન્યૂન.

૧૩. ૫ નીલકંઠે આ શ્લોકનો જે અર્થ કર્યો છે તે સંગત લાગતો નથી પણ અર્જુનમિશ્રનો અર્થ સંગત છે તે આ પ્રમાણે છે

આત્માથી સાતમો એટલે મમાદિ છ રિપુઓ જે આત્માને ઢાકે છે તેને ત્યજીને કેવળ આત્માને જ સ્થાપીને, (રાજનીતિ પક્ષે) અમ ત્યાદિ છ પ્રકૃતિરૂપ (મિત્ર, અમાત્ય, પુર, રાષ્ટ્ર, દંડ અને કોશ) આવરણોને ત્યજીને રાજરૂપે રહે છે એવો સંગત અર્થ છે (અર્જુનમિશ્ર) જુઓ નીચે 'પ્રકીર્ણ' (પ્રક૰ ૨૦), શ્લોક ૧૮૬ના ટિપ્પણમા રાજાના છ ગણ વિશે

૧૪. 'સુત્તનિપાત' ૩-૨૮ (૨)

'પધાનસુત્ત'મા સ ઘરાયેલી છે. એ જોવાથી 'મ કિગીતા' સાથેનુ એનુ સામ્ય દેખાઈ આવશે વળી 'કામ'નો તિરસ્કાર કરી મ કિ પોતાને 'પ્રતિબુદ્ધ' અને 'બુદ્ધ' તરીકે ઓળખાવે છે, ઇત્યાદિ વિગતો સાથે સિદ્ધાર્થે બુદ્ધત્વ પ્રાપ્ત કર્યા પછી મનમા બોલેલી ગાથાઓ સરખાવવી જરૂરી છે 'ઘર બનાવનારને શોધતા અનેક જન્મવાળા સ સારમા હુ નિષ્ફળ દોડતો હતો, દુ ખ આપનારો જન્મ વાર વાર આવતો હતો પણ ઘર બનાવનાર (માર) તુ દેખાયો છે, તુ ફરી ઘર બાધી શકીશ નહિ, તારી સર્વ પાસળીઓ—પાટડીઓ ભાગી ગઈ છે, મોભ તૂટી ગયો છે. સ સ્કારની પાર ગયેલા ચિત્તે તૃષ્ણાક્ષય (= બુદ્ધત્વ) પ્રાપ્ત કર્યો છે'[૧૫] એ જ પ્રમાણે 'હુ શમ પામ્યો છુ, પરિનિર્વાણ પામ્યો છુ, અને કેવળ સુખનો અનુભવ કરી રહ્યો છુ' તે ઉક્તિ જૈન, બૌદ્ધ તથા તત્કાલીન બીજા શ્રમણ સ પ્રદાયો અને વૈદિક પરંપરાના સ ન્યાસમાર્ગીઓની પરિભાષાનો સમન્વય કરીને એકત્વ દર્શાવે છે

આ આખ્યાનનો મ કિ એક ધનલોલુપ સામાન્ય માનવી છે પણ તેના પોતાના દુ ખાનુભવના પ્રત્યાઘાતમાથી ઉદ્ભવેલા નિર્વેદથી એ બુદ્ધત્વ પ્રાપ્ત કરે છે એટલે જેમ ગૌતમ બુદ્ધ બીજાના દુ ખોથી દાઝીને બુદ્ધત્વ પામ્યા એમ આ પોતાના દુ ખોથી દાઝીને બુદ્ધત્વ પામે છે તેથી કક્ષાભેદે ભગવાન શાક્યપુત્રની આચારક્રિયા વ્યવહાર દૃષ્ટિએ શ્રેષ્ઠ દેખાય છે, છતા મ કિ પણ બુદ્ધત્વ પામે છે—બ્રહ્મભૂત થાય છે તેથી સ્વય બુદ્ધ ભગવાન

---

૧૫ अनेकजातिससार सधाविस्स अनिब्बिस ।
गहकारक गवेसन्तो दुक्खा जाति पुनप्पुन ॥
गहकारक दिट्ठोऽसि पुन गेह न काहसि
सब्बा ते फासुका भग्गा गहकूट विसखित
विसखारगत चित्त तण्हान खयमज्झगा ।
ધમ્મ ૧૫૩, ૧૫૪, જુઓ 'બુદ્ધલીલાસારસ ગ્રહ ૨-૪.

પ્રબોધે છે, એ પ્રમાણે, એવી શ્રેષ્ઠત્વ, નિકૃષ્ટત્વની સરખામણી કરી એ યોગ્ય નથી તેમ જ અનાસક્ત મનુષ્ય સાપ્રદાયિક દૃષ્ટિથી જોતો નથી [૧૬]

---

૧૬. (૧) 'બધી દૃષ્ટિઓમા (સપ્રદાયોમા) પોતાની દૃષ્ટિ ઉત્તમ છે એમ સમજીને ચાલનારો પ્રાણી આ જગતમા પોતાના પથને મહત્ત્વનો માને છે, અને બીજા પથો તેનાથી હીન છે એમ કહે છે, અને તેથી વિવાદથી પર થતો નથી

'તે પોતાના પથમાના દષ્ટ, શ્રુત, શીલવ્રત અથવા અનુમિતમા જ ફાયદો જુએ છે, અને પોતાની સમજણ સારી છે એમ માની લઈને બીજા બધા પથોને હીન ગણે છે

'જે દૃષ્ટિની આસક્તિને લીધે તે બીજાને હીન ગણે છે તે એકપ્રકારની ગ્રથિ છે એમ સુજ્ઞો કહે છે માટે ભિક્ષુએ દષ્ટ, શ્રુત, અનુમિત કે શીલવ્રતમા આસક્ત થવુ નહિ

'આ જગતમા તેણે જ્ઞાનમા કે શીલમા જુદી દૃષ્ટિની કલ્પના કરવી નહિ, હું બીજાની સમાન છુ, બીજાથી હીન છુ કે શ્રેષ્ઠ છુ એવી તુલના પણ કરવી નહિ

'તે આત્મદૃષ્ટિ છોડી દઈને અને ઉપાદાનરહિત થઈને જ્ઞાનમા પણ આસક્ત થતો નથી તે સાપ્રદાયિક લોકમા સપ્રદાયથી વર્તતો નથી, અને તે કોઈ પણ દૃષ્ટિને વળગી રહેતો નથી

'ઈહલોક કે પરલોકમા ભવ અને અભવ બન્ને અન્તોની જેને આકાક્ષા નથી તેને પદાર્થોના વિચારથી દૃઢપણે સ્વીકારેલી કોઈ સાપ્રદાયિકતા નથી, ઇત્યાદિ'
('સુત્તનિપાત' 'પરમટ્ઠ સુત્ત' ૪૩ (૫))

(૨) સર° 'હુ ઈશ્વરના સ્વરૂપને આ રીતે સમજ્યો છુ ઈશ્વર એક ચૈતન્યસમુદ્ર છે એમા તરગો ઊઠે છે ને શમે છે ઊછળે છે ને પાછા અદર જ ભળી જાય છે રહી રહીને તરગ ઊછળે છે ને બળે છે એક જીવાત્મા જન્મ્યો એટલે કે ઈશ્વરનો એક તરગ ઉપડયો એક જન્મ, બે જન્મ ત્રણ જન્મ એ ઊછળતો રહ્યો અને અન્તે એ જ સમુદ્રમા લીન થઈ ગયો એટલે આપણે કહીએ છીએ કે જીવાત્મા મુક્ત થઈ ગયો

તેથી માણસ જેમ તેમ કરીને પણ અનાસક્ત અને તૃષ્ણા વિનાનો થાય છે એ જ મહત્ત્વનું છે.[૧૭]

૧૨–૨૬૮–૬ના સંદર્ભનો શ્લોક માંડવ્ય ઋષિએ પૂછવાથી મિથિલાના જનકે તૃષ્ણા વિષે ગાયેલી ગાથાઓમાં આવે છે. એ ગાથાઓમાં સમૃદ્ધ વિષયો પણ જ્ઞાનીઓને દુઃખરૂપ લાગે છે, જ્યારે અજ્ઞાનીઓને ક્ષુદ્ર વિષયો પણ મોહ પમાડે છે એ કહી, તૃષ્ણાની દુષ્પૂરતા, તૃષ્ણાનું કારણ મમત્વ અને મમત્વ તે જ દુઃખનું કારણ, માટે મમતાનો ત્યાગ કરવો. વિદ્વાને સર્વ પ્રાણીઓ પ્રત્યે 'વ્યાઘ્રમાસ'ની ઉપમા પ્રમાણે—અર્થાત્ તૃષ્ણા વિના વર્તવું,[૧૮] વિશુદ્ધ થઈને સર્વ

(નોંધ ૧૬ ચાલુ)

'આમાં કોઈ ઊંચો કે નીચો નથી. જાતજાતના સંકલ્પો ઊઠે છે એટલું જ. સૃષ્ટિની ઉત્પત્તિનો સંકલ્પ ઊઠયો એને આપણે બ્રહ્મદેવ કહ્યો, ને ત્યારથી ઉત્પત્તિ થતી આવે છે. બ્રહ્મરૂપ સંકલ્પ આજે ય ચાલુ જ છે. એને હજી મુક્તિ નથી મળી પણ એક દિવસ આવશે, જ્યારે એને ય મુક્તિ મળશે અને એ સમુદ્રમાં સમાઈ જશે એ તો ઈશ્વરનો એક બહુ મોટો સંકલ્પ છે. એવા તો અનેકવિધ સંકલ્પો, અનેક શક્તિઓથી ભરેલા, જાગે છે, પૂર્ણ થાય છે અને પાછા સમુદ્રમાં લીન થઈ જાય છે એમાં ઊંચનીચ કશું નથી, ફક્ત ભિન્ન ભિન્ન છે. આ જુદી જાતનો સંકલ્પ છે ને પેલો જુદી જાતનો છે. કોઈ કારણે આપણને એક જીવ આકર્ષક લાગે છે ને દુનિયા એને મસ્તકે ચડાવે છે, બીજો કોઈ જીવ આપણને અરુચિકર લાગે છે ને દુનિયા એને વીસરી જાય છે આવો બધો તાલ ચાલ્યા કરે છે.' ('વિનોબાની વાણી' 'સંસ્કૃતિ', ઑક્ટોબર, ૧૯૫૮નું પૂંઠું પાન ૪)

૧૭. સર૦ 'સુતર આવે ત્યમ તું રહે
જેમતેમ કરીને હરીને લહે' 'અખાના છપ્પા', પૃ ૧

૧૮ જેમ વાઘે સ્વીકારેલા માંસને 'આ મારું ભોગસાધન છે–મારું ભોજન છે' એમ કોઈ સમજતું નથી, એ પ્રમાણે વિદ્વાનને કશા ઉપર મમત્વ નથી રહેતું અર્થાત નિષ્કામ બને છે. (પરમાન ૬)

કામનાઓ અને દ્વંદ્વોનો ત્યાગ કરવો, અને ચારિત્ર્યને ચંદ્ર જેવું ઉજ્જવળ અને નિર્દોષ રાખવું વગેરે કહ્યું છે

'બૃહદારણ્યક'માં 'જનક-યાજ્ઞવલ્ક્યસંવાદ' દરમિયાન, સમ્રાટ જનકને મહર્ષિ યાજ્ઞવલ્ક્યે બ્રહ્મજ્ઞાન ઉપદેશતાં, સુષુપ્તિમાં પડેલા મનુષ્યની ઉપમા આપી, આત્માની નિર્ગોક, નિઃસંગ અને અદ્વૈત સ્થિતિના આનંદનું વર્ણન કરતાં સર્વશ્રેષ્ઠ આનંદ વિષે કહ્યું છે 'મનુષ્યમાં જે કોઈ યુવા અંગેથી તંદુરસ્ત, સમૃદ્ધ, બીજાઓનો અધિપતિ અને બધા ભૌતિક વૈભવોથી સંપન્ન હોય તે મનુષ્યોનો મોટામાં મોટો આનંદ છે હવે જે મનુષ્યોના આવા સો આનંદ તે પિતૃલોકને જીતનાર પિતૃઓનો એક આનંદ છે પિતૃલોકના પિતૃઓના સો આનંદ ગંધર્વલોકનો એક આનંદ છે ગંધર્વલોકના સો આનંદ કર્મદેવોનો એક આનંદ છે[૧૯] કર્મદેવોના સો આનંદ આજાનદેવોનો એક આનંદ છે,[૨૦] અને તે જ આનંદ નિષ્કામ, નિષ્પાપ શ્રોત્રિયને હોય છે આજાનદેવોના સો આનંદ પ્રજાપતિલોકનો એક આનંદ છે અને તે જ નિષ્કામ, નિષ્પાપ શ્રોત્રિયને છે પ્રજાપતિલોકના સો આનંદ બ્રહ્મલોકનો એક આનંદ છે, અને તે જ નિષ્પાપ, નિષ્કામ શ્રોત્રિયને છે આ જ પરમ આનન્દ છે હે સમ્રાટ! આ જ બ્રહ્મલોક છે[૨૧] આ કંડિકા ઉપર ભાષ્ય કરતાં

(નોંધ ૧૮ ચાલુ)

व्याघ्रस्वीकृत मासमन्य कोऽपि मम भोगसाधन भविष्यतीति नाभिमन्यते, तद्वद्विद्वत्सु यथा कोऽपि नाभिमन्यते तथा निष्कामो भवेदित्यर्थ ॥ (परमानन्द)

૧૯. પુણ્યકર્મ કરીને થયેલા દેવો તે કર્મદેવો

૨૦. જન્મથી જ દેવ તરીકે જન્મ્યા હોય તે આજાનદેવો

૨૧. स यो मनुष्याणा राद्ध समृद्धो भवत्यन्येषामधिपति सर्वैर्मानुष्यकैर्भोगै सम्पन्नतम स मनुष्याणा परम आनन्दोऽथ ये शत मनुष्याणामानन्दा स एक पितृणां जितलोकानामानन्दोऽथ ये शत पितृणां जितलोकाना-

શંકરાચાર્યે, 'નિષ્કામ, નિષ્પાપ શ્રોત્રિયનો આનંદ એ આજાનદેવો, પ્રજાપતિલોક અને બ્રહ્મલોકના આનંદના સમુચ્ચયરૂપ હોઈ બ્રહ્મલોકાદિનો આનંદ એ તો સમુદ્રમાં બિંદુની જેમ આના નિષ્કામ જ્ઞાનીના આનંદનો એક અંશ છે,'[૨૨] એમ લખી જ્ઞાની, નિષ્કામ અર્થાત્ નિસ્તૃષ્ણ અને તેથી નિષ્પાપ બને તેના નિરવધિ આનંદનું વર્ણન કરી આધાર તરીકે ઉપર મૂકેનું મહાભારતનું સુભાષિત વેદવ્યાસના નામે લેખ સાથે ટાંક્યું છે

'પાતંજલ યોગદર્શન'માં ઉલ્લેખાયેના નિયમો પૈકી બીજો નિયમ,

(નોંધ ૨૧ ચાલુ)

मानन्दा स एको गन्धर्वलोक आनन्दोऽथ ये शतं गन्धर्वलोक आनन्दा स एक कर्मदेवानामानन्दो ये कर्मणा देवत्वमभिसम्पद्यन्तेऽथ ये शतं कर्मदेवाना मानन्दा स एक आजानदेवानामानन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतमाजानदेवानामानन्दा स एकः प्रजापतिलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतं प्रजापतिलोक आनन्दा स एको ब्रह्मलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथैष एव परम आनन्द एष ब्रह्मलोक सम्राडिति होवाच याज्ञवल्क्य × × × (બૃહ ઉ ૪–૩–૩૩)

૨૨ (૧) एष परम आनन्द इत्युक्त । यस्य च परमानन्दस्य ब्रह्मलोकाद्यानन्दा मात्रा उदबिन्दुरिव विप्रुष ॥

બૃહ ઉ ૪–૩–૩૩ ઉપરના 'શાંકરભાષ્ય'માંથી

(૨) આ આનંદનું વર્ણન કરતાં શ્રીમદ્ શંકરાચાર્ય ભાષ્યમાં લખે છે ' આ રીતે ઉત્તરોત્તર સો ઘણી વૃદ્ધિ પામતો આનંદ જ્યાં એકત્વને પામે છે અને શ્રોત્રિયને પ્રત્યક્ષ છે તે જ સમ્પ્રસાદરૂપી પરમ આનંદ છે ત્યાં કોઈ બીજો જોતો નથી કે નથી કોઈ બીજો સાંભળતો એટલા માટે એ ભૂમા છ અને ભૂમા હોવાથી અમૃત છે બીજા આનંદો આનાથી વિપરીત અર્થાત્ નાશવંત છે '

'સંતોષ[23]થી અનુત્તમ સુખની પ્રાપ્તિ'ની સિદ્ધિ પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે. એના ભાષ્યમાં શ્રી વ્યાસે 'સંતોષ'નો અર્થ તૃષ્ણાક્ષય કર્યો છે અને આધારમાં આગળના પેરામાં ઉલ્લિખિત 'બૃહદારણ્યક'ની કંડિકા તથા મહાભારતનું આ તૃષ્ણાક્ષય અંગેનું સુભાષિત ઉદ્ધૃત કરેલું છે.

જેનું વ્યાપક અવ્યક્તરૂપ તૃષ્ણા, કામ, માર, રાવણ, મન્યુ, સેતાન વગેરે અનેક નામોથી વર્ણવવા પ્રયત્ન થયો છે, જેને એકલી ચૈતન્યશક્તિ જ જીતી શકે છે, જે ચૈતન્ય શક્તિના આધારે જ હોવા છતાં સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી હોવાનો ભાસ કરાવે છે, જેને લીધે સુખ અને

૨૩. (૧) शौचसंतोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ 'યોગસૂત્ર' ૨-૩૨.

શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ કહેવાય છે. ['સંતોષ-અતિઆવશ્યક એવા જે પ્રાણયાત્રાના નિભાવનાર પદાર્થો તે સિવાય અન્ય પદાર્થોને મેળવવાની અસ્પૃહા તે સંતોષ છે." (વ્યાસભાષ્ય).

(૨) संतोषादनुत्तमः सुखलाभः ॥ 'યોગસૂત્ર' ૨-૪૨.

સંતોષની પ્રતિષ્ઠાથી અનુત્તમ સુખનો—સર્વોત્તમ, સર્વોચ્ચ સુખનો લાભ થાય છે.

'જેમ યોગીને સંતોષનું સ્થૈર્ય સિદ્ધ થાય છે તેને તેના ફલરૂપે અનુત્તમ સુખની પ્રાપ્તિ થાય છે. સંતોષનો અર્થ તૃષ્ણાનો ક્ષય છે. તૃષ્ણા એ રજોગુણ અને તમોગુણનું કાર્ય છે. જ્યારે રજોગુણ અને તમોગુણ અતિનિર્બળ થઈ જાય છે ત્યારે જ તે પોતાના કાર્યને પ્રકટાવતાં અટકે છે. તેથી જે યોગીને તૃષ્ણાનો ક્ષય સિદ્ધ થાય તે યોગીના અંતઃકરણમાં રજોગુણ અને તમોગુણ દગ્ધબીજવત્ થવાં જોઈએ. તેમ થવાથી ચિત્તનો સ્વાભાવ સિદ્ધ સત્ત્વગુણ નિર્બાધ આવિર્ભાવને પામી રહે છે. તેથી શુદ્ધ સત્ત્વના સ્વભાવસિદ્ધ કાર્યરૂપ નિર્વિષયી સુખ વા શાન્તિસુખ પ્રાપ્ત થાય છે. 'બૃહદારણ્યકોપનિષદ'માં પણ આનંદમીમાંસામાં કહ્યું છે કે ચૈતેશાન" ઇત્યાદિ (વ્યાસભાષ્ય).

દુ ખનો ભાસ થાય છે, એ તૃષ્ણાને આત્માની, ભગવાનની, ચૈતન્યની ભક્તિથી, એનુ દર્શન કરવાના અપ્રતિહત પ્રયત્નોથી એનુ અનુદર્શન કરીને —માત્ર પ્રાતિભદર્શનથી નહિ—જીતવાથી જીવનનો પરમ આનદ પ્રાપ્ત થઈ શકે છે એને માટેના પ્રય ને વિવિધ રીતે થતા હોય પણ લક્ષ્ય અને પરિણામ એક રહે છે

१८१ यत्पृथिव्या व्रीहियव हिरण्य पशव स्त्रिय ।
नालमेकस्य त सर्वमिति पश्यन्न मुह्यति[1] ॥ ५-३९-६२

પૃથ્વી ઉપર જેટલા ડાગર, યવ, સુવર્ણ, પશુઓ અને સ્રીઓ છે તે સર્વ એક મનુષ્યને સ તોષવા પૂરતા નથી એમ સમજીને ( પ્રાજ્ઞ તેમા ) મોહ પામતો નથી

'વિદુરનીતિ'ના ઉપદેશ દરમિયાન, ધૃતરાષ્ટ્રને તદ્દન સાદી, પ્રાથમિક આદાનપ્રદાન ઉપર આધારિત સુખી જીવનચર્યા જીવવા માટે પણ ભાઈના દીકરાઓનુ રાજ્ય પચાવી પાડવુ યોગ્ય નથી અને પાડવો પ્રત્યે પણ પોતાના પુત્રો જેવો જ સમતાભાવ રાખવો જોઈએ એ સમજાવતા

१ (१) = हे १३- ४ २७
-हे आदि क्षेपक न ६९३ लीटी ८ ९, क्षेपक न ८४० लीटी ३ ४
= हे चि ७ ६३-८ (क्षेपक छे द्रोण पर्व १ न ८)
= हे विष्णु पु ४-१०-१०
अब = हे 'भागवत पु ९ १९ १३ अब
= हे उ सू ८-४८ पुढवी साली जवा चेव हिरण्ण पसुभिस्सह ।
पडिपुण्ण नालमेगस्स इइ विज्जा तव चरे ॥
सर० मनु० २-९४ उपर कु०टी०
सर० उ सू ८-१६
(२) 'जुओ 'धम्मपद नु 'त० वग्गो'

વિદુરે કહ્યું '(ખૂબ) ઊંઘીને નિદ્રા ન જીતી શકાય, (બહુ) કામ ભોગવીને સ્ત્રી ન જીતી શકાય, (ખૂબ) ઇંધણાં નાખીને અગ્નિ ન જીતી શકાય અને (બહુ) પી ને મદ્યને ન જીતી શકાય જેણે દાનથી મિત્રને જીત્યો છે, યુદ્ધથી દુશ્મનોને જીત્યા છે અને ખાનપાનથી સ્ત્રીઓને વશ કરી છે તેનું જીવતર સફળ છે. હજાર (મહોર?) વાળા જીવે છે, અને સોવાળાયે જીવે છે માટે ભાઈ ધૃતરાષ્ટ્ર! (પાંડવોનું પચાવવાની) ઇચ્છા છોડી દો એના વિના કંઈ નહિ જીવાય એવું નથી '[2] અને પછી રજોગુણી મનુષ્યના અસંતોષી અને સર્વદા અપૂર રહેતા તૃષ્ણાતુર મનની સ્થિતિ વર્ણવતું ઉપનું પ્રાચીન અને સર્વકાળે સંમાન્ય સુભાષિત કહ્યું.

'બિસસ્તૈન્યોપાખ્યાન'માં તૃષ્ણાના ભોગ થવું પડે એ ડરથી વૃષાદર્ભિના દાનનો અસ્વીકાર કરતા ઋષિ કશ્યપ આ સુભાષિત બોલ્યા હતા [3]

મહાભારતના ક્ષેપક વિભાગોમાં બીજા ત્રણ સ્થળે આ સુભાષિત થોડા પાઠાંતરે મળે છે એ ત્રણે સ્થળ યયાત્યુપાખ્યાનના છે [4] ત્રણે સ્થળે

---

२ न स्वप्नेन जयेन्निद्रां न कामेन स्त्रियं जयेत् ।
न धनेन जयेदग्निं न पानेन सुरां जयेत् ॥ ५–३९–६६·

यस्य दानजितं मित्रममित्रा युधि निर्जिता ।
अन्नपानजिता दाराः सफलं तस्य जीवितम् ॥ ५–३९–६७

सहस्रिणोऽपि जीवन्ति जीवन्ति शतिनस्तथा ।
धृतराष्ट्र विमुञ्चेच्छां न कथंचिन्न जीव्यते ॥ ५–३९–६८
= ? १२–२७५–६

૩. જુઓ ઉપર શ્લોક ૧૭૩ પૃ ૫૧૦

૪ જુઓ ઉપર શ્લોક ૧૬૮ પૃ ૪૯૦ થી

પૂરની યુવાની લઈ હજાર વર્ષ સુધી ભોગો ભોગવ્યા છતા, એટલીને એટલી જ અતૃપ્તિ જોતા, વૃદ્ધ યયાતિ જાગૃત થઈને આ અને આવી જ બીજી ગાથાઓ બોલી, પુત્રનો રાજ્યાભિષેક કરીને વનમા તપ કરવા જાય છે

'વિષ્ણુપુરાણ' અને 'ભાગવતપુરાણ'મા પણ યયાતિની આ કથાને મળતી કથા આવે છે. અને તેમા આવા કેટલાક સૂક્તિરત્નો આવે છે. એમાનુ એક અહીં મૂકવુ ખાસ અગત્યનુ છે 'કામોપભોગથી કામના કદી શાત થતી નથી, પણ અગ્નિમા ઘી હોમવાથી અગ્નિ પ્રબળ થાય છે એમ (કામોપભોગથી) વધતી ચાલે છે '[૫]

'ઉત્તરાધ્યયન સૂત્ર'મા આ જ આશયની પ્રાકૃત ગાથા સ્વય સબુદ્ધ રાજર્ષિ નમિએ, તેઓ અભિનિષ્ક્રમણ કરતા હતા, ત્યારે તેમ નહિ કરવા દેવેન્દ્રે સમજાવતા, વાતચીત દરમિયાન, ઉચ્ચારી હતી.[૬]

સામાન્યત તૃષ્ણાતુર મન કદી તૃપ્ત થતુ નથી પરિણામે ગમે તે રીતે બીજાનુ પચાવવાની અ ધ ઇચ્છા કરે છે તેની સામે આ સુભાષિતથી ભારતના અનુભવદૃષ્ટિસપન્ન વૈદ્ય ઋષિઓએ ઔષધ મૂકયુ છે કે 'પોતાના એકને માટે વધુ ભેગુ કરવાથી, વધુ વિષય ભોગવવાથી, વધુ અભિમાન કરવાથી, વધુ સત્તાથી, કદી સુખ, શાતિ મળશે નહિ કદી દૃષ્ટિ પ્રાપ્ત થશે નહિ. પણ સયમથી, બીજાને ઘસારો આપવાથી નહિ, પણ બીજાને ઈશ્વરપ્રીત્યર્થે મદદ કરવાની ભાવનાથી જ (ભાવનાથી જ કારણ ખરેખર મદદ કોણ કરી શકે છે ?) સુખ મળે છે ' અથવા બીજી રીતે જોઈએ તો तेन त्यक्तेन भुञ्जीथा मा गृध कस्यस्विद्धनम् ।[૭] એ

૫. જુઓ ઉપર શ્લોક ૧૭૩, પૃ ૫૧૦ નોધ ૧ (૧) न जातु काम कामानां° = અનુશાસન ક્ષેપક ૪૨૬

૬. જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૭૦, નોધ ૨૦ પૃ ૨૩૦, ૨૩૧

૭. ઈશ ૧ ક૬

ઉપનિષદ્મ ની આજ્ઞા શાથી પાળવી એમ સમજનતુ લોકમાનસ ઉપર પરમ કરુણાથી કરવામા આવેલુ એ મહાભાષ્ય છે

૧૮૨. आत्मा नदी भारत पुण्यतीर्था
सत्योदका धृतिकूला दमोर्मि ।
तस्यां स्नात पूयते पुण्यकर्मा
पुण्यो ह्यात्मा नित्यमम्भोऽम्भ एव ॥ ५-४०-१९

હે ભારત ! આત્મા એ પુણ્યતીર્થવાળી, સત્યરૂપી જળવાળી, ધૃતિરૂપી કિનારાવાળી, સંયમરૂપી તરંગવાળી નદી છે એમા સ્નાન કરીને પુણ્યકર્મવાળો પવિત્ર થાય છે ખરેખર પવિત્ર આત્મા ( આત્મારૂપ શાશ્વત સત્ય ) જળમા જળરૂપે ( એકત્વ પામેલો ) છે

આ શ્લોક પણ 'વિદુરનીતિ'નો છે ધૃતરાષ્ટ્રને ગમે તેવા સંયોગમા યે ધર્મનો ત્યાગ નહિ કરવા અને સંતોષ રાખવા કહી, જીવનની ક્ષણભંગુરતા તથા સ્નેહસંબંધીઓના સ્નેહની મર્યાદા સમજાવી, કુકર્મથી આવી પડતા નરકનો ભય બતાવી વિદુરે કહ્યુ કે 'મારા વચન માનશો તો તમને મનુષ્યલોકમા કીર્તિ મળશે અને આ લોક કે પરલોકમા કશો ભય રહેશે નહિ ' અને પછી ઉપર મૂકેલા શ્લોકથી આત્માને એક પરમપવિત્ર નદીની ઉપમા આપી એ નદી અને એમા સ્નાન કરનાર જીવ બંને એક જ છે, એવુ અદ્વૈત સૂચવી ધૃતરાષ્ટ્રને સત્ય, ધૈર્ય અને સંયમથી સત્કાર્યો કરવા કહ્યુ વળી એક બાજુ આત્માને આવી પુણ્યતીર્થા નદીની ઉપમા આપ્યા પછી બીજી બાજુ વિષયોથી દોરાતા ચિત્તના સંસારને કામ

---

૧. (૧) અબ=કે 'હિતોપદેશ' ૪ ૮૭ અબ

(૨) સર° ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૭૬, પૃ ૨૪૫, स्वदेहात्मनात्मान°નો વિચાર

ક્રોધરૂપી મગરવાળી નદીની ઉપમા આપી તેને પણ (સંયમ વડે) ધૈર્યરૂપી નાવથી તરી જવા ભાર દઈને કહ્યું, 'કામ તથા ક્રોધરૂપી મગરવાળી અને પંચ ઇન્દ્રિયોરૂપી જળવાળી (વિષયી ચિત્તરૂપી સંસારનદીને) ધૈર્યમય નાવ બનાવીને, તેના વડે જન્મરૂપી દુર્ગોને તરી જાઓ—સંસારના બંધનમાંથી છૂટીને મોક્ષ પામો.'[૨]

આમ સંયમથી સ્વચ્છ ચિત્ત એ પવિત્ર કરનારી નદી જેવું અને પરમાત્મા સાથે એકત્વ પામેલું છે, અને એમાં સદાય સ્નાન કરનારો—સદા સત્કર્મનિષ્ઠ—એ પરમાત્માથી ભિન્ન રહેતો નથી એવું કવિએ દર્શાવ્યું છે.

૧૮૩. धनेन किं यन्न ददाति नाश्नुते
बलेन किं येन रिपून्न बाधते ।
श्रुतेन किं येन न धर्ममाचरे-
त्किमात्मना यो न जितेन्द्रियो वशी[१] ॥
૧૨–૩૦૬–૬૧

જેનું દાન કરવામાં ન આવે કે જેને ભોગવવામાં ન આવે તે ધનનું શું પ્રયોજન? જેનાથી શત્રુઓનો પરાભવ ન થાય તે બળનું શું પ્રયોજન? જો ધર્માચરણ ન કરવામાં આવે

૧. (૧) कामक्रोधग्राहवतीं पञ्चेन्द्रियजलां नदीम् ।
कृत्वा धृतिमयीं नावं जन्मदुर्गाणि संतर ॥ ૫–૪૦–૨૦.
= કે. ૩–૧૯૮–૬૭; કે. ૧૨–૩૦૯–૧૬.

(૨) સર૦ સંસારનદીને બુદ્ધિનાવથી તરી જવાની ઉપમા ખૂબ વિશદ રીતે અપાયેલી છે તે. જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૮૦, પૃ. ૨૬૬, ૧૨–૩૧૬–૩૯.

૧. =કે. 'હિતોપદેશ,' ૨–૯.

તો તે શ્રુત—શાસ્ત્રાભ્યાસનું શું પ્રયોજન ? અને જે જિતેન્દ્રિય તથા (મન) વશ રાખનાર નથી તેની જાતનું પણ શું પ્રયોજન છે ?

'શુકદેવને નાની ઉંમરમાં શાથી વૈરાગ્ય થયો ?'[૨] એમ કુતૂહલવશ થઈને ધર્મરાજે પ્રશ્ન પૂછતાં શુકદેવને વેદવ્યાસે ઉપદેશ કર્યો હતો તે પિતામહે કહી સંભળાવ્યો. પ્રકૃતિથી જ સચ્ચારિત્ર્યશીલ અને અકુતોભય—નિર્ભય શુકદેવને વેદવ્યાસે વેદોનું સંપૂર્ણ અધ્યયન કરાવી તૈયાર કર્યા. એ પ્રમાણે ચોવીસ વર્ષ પૂરાં થયા બાદ પચીસમું શરૂ થતાં પિતા વ્યાસે યોગ્યતા અને કક્ષા નિહાળીને તેમને અન્યુત્તમ ઉપદેશ આપ્યો[૩] તેનો આ છેલ્લો શ્લોક છે.

આ ઉપદેશમાં સંસારને દુઃખરૂપ જોઈને તેને છોડી દેવાની સંન્યાસપરંપરાની પ્રબળ ત્યાગવૃત્તિ; સંસાર, જીવતર, ભોગો અને સહવાસની ક્ષણિકતા, અજ્ઞાનથી વિષયો ઇચ્છતો માણસ પોતાને તેમાં બાંધી દે છે તેનું દર્શન, કાળના મૃત્યુરૂપી ઘોડાની વેગવતી રૌદ્ર દોટ, વિષયાભિલાષોથી પ્રાપ્ત થતાં નરક અને યમરાજનો ભીષણ ખ્યાલ, જરા અને વ્યાધિથી ભેદાતું શરીર, કર્મફળ, કર્મોનો એકલો સાક્ષી અંતરાત્મા, સત્કર્મો કરવાનો આદેશ, ક્લેશથી થતાં દાનાદિ 'સત્કર્મો', અજ્ઞાન તથા મોહને લીધે થાય છે અને સો દુઃખો ઊભાં કરનારાં છે, દુર્જનસંગનો ત્યાગ કરવો

---

૨. ૧૨-૩૦૯-૧, ૨.

૩. गता द्विरष्टवर्षता ध्रुवोऽसि पञ्चविंशकः ।
कुरुष्व धर्मसञ्चयं वयो हि तेऽतिवर्तते ॥ १२-३०९-१२.

તારી તરુણાવસ્થા પૂરી થઈ છે (દ્વિરષ્ટવર્ષતા = तारुण्यम् અર્જુનમિશ્ર; કેટલીક હસ્તપ્રતોમાં ત્રિરષ્ટવર્ષતા પાઠ છે એનો અર્થ તો સ્પષ્ટ છે.) અને તું ચોક્કસ પચીસ વર્ષનો થયો છે, માટે તું ધર્મસંચય કરી લે, તારી ઉંમર વહી જાય છે.

અને દેહ પડવા છતાય મૃત્યુ નથી એવુ માનનારા સ્વધર્મનિષ્ઠોનો સમાગમ કરવો, અજ્ઞાનથી મૃત્યુ છે તેથી જ્ઞાન મેળવવા માટે એકાગ્ર, અપ્રતિહત, એક ક્ષણનેય વ્યર્થ ખોયા વગરની ત્વરાવાળી દોડ, આ જીવનને તે માત્ર સત્કર્મો કરવા માટે જ છે, અને દુનિયા કર્મભૂમિ છે, વગેરેની સક્ષિપ્ત છતા વિશદ સમજ છે[૪] એમા શુકદેવ જેવો વિરલ વ્યક્તિગત સાધક સામે હોવાથી ગૃહસ્થાશ્રમની સીધી ભલામણ છે, તો જ્ઞાનોપાસનાની, અને માણસ સસારમા હોય ત્યારે વિષયોને ભોગવવા માટે અપકર્મો કદી નહિ કરવાનો આદેશ છે વિષયોને આવી પડતા દુખ અને મૃત્યુનો ડર બતાવ્યો છે જ્યારે વસ્તુત નિર્ભયતા છે તે પણ બતાવ્યુ છે એમા કક્ષાભેદે ક્ષણના નાના ભાગનેય વ્યર્થ ખોયા વિના ધીરે કે ઉતાવળે જિતેન્દ્રિય થવાની સાધના કરી, સપૂર્ણ જિતેન્દ્રિય થઈ આખરી વિરામ પામવાની આત્માની ઉત્કટ લાગણીને માર્ગ આપવાની વૈજ્ઞાનિક રીત મૂકેલી છે અને એટલે તો એ વિભાગના છેલ્લા શ્લોકમા પિતા વ્યાસે અનુક્રમે એકબીજાથી ચઢિયાતી સપત્તિ, ધન, બળ, શાસ્ત્ર અને જીવનના પ્રયોજન કહી, સયમને જીવતરની સર્વશ્રેષ્ઠ સફળતા કહી છે બીજી સફળતાઓ સયમની અંતર્ગત છે, સયમને અનુલક્ષીને છે, અને સયમ પ્રાપ્ત કરવા માટે છે એટલે દેખીતી રીતે જ એનો અર્થ એ થાય કે મેળવેલુ ધન બીજાના અને પોતાના સાચા ઉપયોગમા આવે, બળ કામક્રોધાદિ શત્રુઓ સામે વપરાય, અને શાસ્ત્રાધ્યયનનુ જ્ઞાન, પરિશુદ્ધ નિષ્કામ ધર્માચરણ કરવામા વપરાય

એમ સયમી થતા, પ્રાપ્ત પરિસ્થિતિમા યથાયોગ્ય વર્તન કરતા માણસનુ જીવતર સફળ થઈ જાય, એ આશય છે



૪. ૧૨-૩૦૯-૩ થી

## ૨૦

# પ્રકીર્ણ

૧૮૪. त्यजेत्कुलार्थे पुरुषं ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत्[1] ॥ २-५९-१०

કુલના હિતાર્થે એક પુરુષને (ત્યજવો પડતો હોય તો) ત્યજવો, ગામના હિત અર્થે કુલને ત્યજવું, જનપદના હિત અર્થે ગામ ત્યજવું અને આત્માના માટે—સત્ત્વસંશુદ્ધિ માટે (સમગ્ર) પૃથ્વીને ત્યજવી.

સર્વોપહારિ ઘોર દ્યૂત પૂર બહારમાં ચાલતું હતું, ત્યારે ભાવી અમાંગલિક પરિણામનો ઊંડો વિચાર કરી બધાંયના હિત માટે દીર્ઘદર્શી વિદુરે ધૃતરાષ્ટ્રને અટકાવવા વારંવાર સમજાવ્યા અને શુક્રાચાર્યની

---

૧. = ફે. ૧-૧૦૭-૩૨. સર° રાજનયિક રીતે જીવ બચાવવા માટે આવો વિચાર ૯-૩-૪૧.

(૧) = ૫-૩૭-૧૬; ૧૨૬-૪૮.

= ફે. 'સ્કન્દપુરાણ' 'કાશીખંડ' ૧૩-૬૦.

= ફે. 'પંચતંત્ર' ૩-૮૪.

= ફે. 'હિતોપદેશ' ૧-૧૪૯.

= 'ચાણક્યશતક' ૩૧ (આવૃત્તિ હેબલીન).

= ફે. 'શાર્ઙ્ગધરપદ્ધતિ' ૧૪૬૨.

(૨) આ શ્લોકનો અર્થ બે જુદી દૃષ્ટિઓથી, ગાંધીજી જેવા ત્યાગવીરના શબ્દો દ્વારા સ્ફુટ થાય છે.

(રાજ)નીતિ, યોગ્ય ઉપમાઓ અને પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસના દાખલા આપી અતિલોભની પ્રવૃત્તિ છોડી દેવા કહ્યુ, તેમાથી આ સુભાષિત લીધુ છે.

વિદુરજીએ કહ્યુ, 'હે મહારાજ! ભરતોના કુલનો ઉચ્છેદ કરનારો દુર્યોધન તમારા ઘરમા શિયાળની જેમ વસે છે તેને તમે જાણતા નથી પણ હુ કવિ શુક્રાચાર્યની વાણી કહુ છુ તે સાભળો. મધનો વેપારી—માધ્વિક મધ જોઈને તે લેવા જાય છે, પણ નીચેની ખીણ જોતો નથી.

(નોધ ૧ ચાલુ)

(અ) 'જે મનુષ્યની સ્વાર્થત્યાગની ઇચ્છા પોતાની કોમથી આગળ નથી વધતી, તે પોતાની જાતને તેમ જ પોતાની ન્યાતને સ્વાર્થી બનાવી દે છે, પણ ખરુ પૂછો તો સ્વાર્થના ત્યાગની ઇચ્છાનુ પરિણામ તો એ આવવુ જોઈએ કે વ્યક્તિ પોતાની કોમની સેવાને અર્થે સર્વસ્વ ત્યાગે, કોમ જિલ્લાની સેવાર્થે ત્યાગે, અને જિલ્લો પ્રાતની સેવાર્થે ત્યાગે, પ્રાતથી રાષ્ટ્રની સેવા કરે. સમુદ્રના અઢળક પાણીમાથી એક જળબિંદુ જો જુદુ પડી જાય છે, તો તે કશા જ કામમા નથી આવતુ અને સુકાઈ જાય છે, પણ બિંદુ જ મહાસાગરનુ એક અંગ બને છે, ત્યારે તેમા મોટા મોટા જહાજો તરે છે'

—ગાધીજી ('એકલો જાને રે', પૃ. ૧૬૯)

(બ) 'માણસ પોતાના પડોશીઓની તેમ જ માનવજાતની સેવા એકી-સાથે કરી શકે છે એ સત્યને હુ ચોક્કસપણે માનુ છુ, પણ શરત એ કે, પડોશીની સેવા પણ અગત સ્વાર્થ સાધવાના હેતુથી કરવામા ન આવે એટલે કે સેવક સેવા કરે તેમા કોઈનો ગેરલાભ ન ઉઠાવે, કોઈનેય પોતાની સેવાના માર્ગમા ચૂકે નહિ. આવી સેવા થતી જોઈને લોકો અવશ્ય તેના તરફ આકર્ષાય જ અને તેનો ચેપ લાગે જ. આમ થાય તો સેવાનુ કાર્ય ફેલાવુ ફેલતુ આપી દુનિયાને પોતાના પ્રેમમા સમાવી લેશે આથી એવો સિદ્ધાત નીકળી શકે છે કે, બીજાઓની વાત છોડી પોતાના ઘરની, કુટુબની, નજીકના નજીક વસતા પડોશીઓની સેવા કરે તે સ્વદેશીની ભાવના છે'

—ગાધીજી (એજન પૃ. ૧૭૧).

તે તો ટોચે ચઢીને મધમાં આસક્ત થાય છે—(મધ) મેળવે છે, કે નીચે ગગડી પણ પડે છે ? એમ જ આ દુર્યોધન જુગારના પાસાઓરૂપી મધમાં મત્ત થઈને, મહારથીઓ સાથેના વેરથી પોતાનું પતન થશે તેને જાણતો નથી હે મહારાજા! અંધકો, યાદવો અને ભોજોએ ભેગા મળીને અપળાય કંસ—અસમ જસ્ કંસને ત્યજી દીધો હતો, અને તેમની આજ્ઞાથી શત્રુનાશન કૃષ્ણે એને મારી નાખ્યો ત્યારે એ જ્ઞાતિજનોમાં જાણે કે સો વર્ષના પૂર્ણ આયુષ્યવાળા થયા હોય તેવો આનંદ થયો હતો એ બનાવની તમને ખબર છે ? એમ તમે પણ આજ્ઞા કરશો તો સવ્યસાચી અર્જુન સુયોધનનો નિગ્રહ કરશે અને એ પાપીના નિગ્રહથી કૌરવો સુખી થશે હે રાજન્! (દુર્યોધન રૂપી) કાગડાના બદલામાં પાંડવોરૂપી મોર, અથવા શિયાળ (કે ગધેડા સ ક્રોષ્ટુક)ના બદલામાં પાંડવોરૂપી સિંહને ખરીદી લો, પણ શોકસમુદ્રમાં ડૂબી મરતા નહિ ' પછી ઉપર મૂકેલું સુભાષિત સંભળાવી વળી વિદુરે કહ્યું કે 'શુક્રાચાર્યે જંભનો

---

૨. ૨ ૫૫-૨ થી મહાયુદ્ધ થતાં અગાઉ પણ વિદુરે, આ રૂપમાં સ્ફુટ કરતો સ્વાનુભવનો પ્રસંગ ધૃતરાષ્ટ્રને કહીને શાંતિ કરવા સલાહ આપી હતી. જુઓ ૫ ૬૨-૨૦ થી ૨૬

૩. કંસને મારવાનું ઐતિહાસિક કારણ આ ઉદાહરણથી સમજાય છે આ ઉદાહરણ કૌરવોનું સમકાલીન છે

विदित ते महाराज राजस्वेवासमञ्जसम् ।

अन्धका यादवा भोजा समेता कसमत्यजन् २-५५-६

नियोगाच्च हते तस्मिन्कृष्णेनामित्रघातिना ।

एव त ज्ञातय सव मोदमाना शत समा ॥ २-५-७

કંસવધ અને શ્રીકૃષ્ણે પોતે કહેલી વિગત માટે જુઓ સભા અ ૧૩ ૨ થી અને ઉદ્યોગ ૧૨૯-૩૩ થી ૩૯ કંસવધની સંપૂર્ણ વિગત માટે જુઓ 'સ્વાધ્યાય' ૨૦૨૧નો જન્માષ્ટમી અંક ઓગસ્ટ, ૧૯૬૫માં કંસ ચાણૂરમર્દક ભગવાન શ્રીકૃષ્ણ, ઉ જ સાંડેસરા પૃ ૩૮૧ થી ૩૮૯

ત્યાગ[૪] કરવાના પ્રસંગે મોટા મોટા અસુરોને કહ્યું હતું કે, કોઈ એક માણસે લોભથી હિરણ્યષ્ઠીવી—સોનું થુંકનારા પક્ષીઓને ઘરમાં વસાવ્યા હતા, પણ સુવર્ણના અતિલોભથી આંધળા થઈને તેણે એમને મારી નાખ્યા પરિણામે તાત્કાલિક અને ભવિષ્યના એમ બન્ને પ્રકારના લાભોનો નાશ કર્યો હતો એમ હે ભરતર્ષભ! તમેય લોભથી અત્યારે પાંડવોનો દ્રોહ કરશો નહિ મોહાત્મા માણસ પક્ષીને મારી નાખનારની જેમ પસ્તાવો કરે છે હે ભારત! માળી જેમ બગીચામાંથી વૃક્ષો ઉપર વહાલ કરી કરીને ફૂલો ચૂંટે છે એમ તમે પાંડવો ઉપર વહાલ કરીને તેમની પાસેથી લાભરૂપી પુષ્પને ચૂંટો, પણ કોલસા પાડનારની જેમ ઝાડવાઓને સમૂળાં બાળી મૂકશો નહિ અને પુત્રો તથા અમાત્યો સહિત યમદ્વારે જશો નહિ!'

પ્રાજ્ઞ વિદુરે દુર્યોધનના જન્મ સમયે કેટલાક દુર્નિમિત્ત જોઈને[૫] અને 'વિદુરનીતિ'ના ઉપદેશ દરમિયાન તેના અપલક્ષણો દર્શાવીને[૬] ધૃતરાષ્ટ્રને દુર્યોધનનો ત્યાગ કરવા સમજાવ્યું હતું પણ પુત્રસ્નેહથી બુદ્ધિની સમતુલા નહિ જાળવી શકનારા ધૃતરાષ્ટ્રે[૭] વિદુરના વચન માન્ય કર્યાં નહોતાં

વિષ્ટિ કરવા ગયેલા શ્રીકૃષ્ણે દુર્યોધનને ઘણું સમજાવ્યો,[૮] છતાં તે તો કૃષ્ણનું અને વડીલોનું અપમાન કરી પોતાના મંત્રીઓ અને સહાયક રાજાઓ સાથે સભા છોડી ચાલ્યો ગયો ત્યારે શ્રીકૃષ્ણે 'આવા ઉચ્છૃંખલ અને વિવેકહીન દુર્યોધનને વૃદ્ધ કેમ રોકતા નથી, તેનો નિગ્રહ કરતા નથી તે મહાપ્રમાદ છે'

૪. જંભત્યાગનું દૃષ્ટાંત પ્રાચીન ઇતિહાસનું છે એ અંગેની કથા જણાવવા તજ્જ્ઞોને વિનંતિ

૫. ૧-૧૦૭-૩૨ ૬. ૫-૩૭-૧૯

૭. મોહમમતથી બુદ્ધિની સમતુલા ખોનાર એકે એક માણસ આ પ્રમાણે જ વર્તે છે

૮. ઉદ્યોગ અ ૧૨૬

એમ ઠપકે આપી, ઉગ્રસેનપુત્ર દુરાચારી અને અધર્મી કંસનો યાદવોએ ત્યાગ કર્યો હતો અને તેમની આજ્ઞાથી યુદ્ધમા પોતે કંસને મારી નાખ્યો હતો તે બનાવ, અને પ્રાચીન યુગમા દેવાસુર યુદ્ધમા 'આ બધા પરસ્પરને મારી નાખશે' એમ માનીને બ્રહ્માએ દૈત્યો અને દાનવોને વરુણને હવાલે કર્યા હતા અને વરુણ તેમને પોતાના પાશોથી તથા ધર્મપાશોથી બાધીને તેમનુ રક્ષણ કરે છે તે ઇતિહાસ કહી, દુર્યોધન, કર્ણ, શકુનિ અને દુ શાસનને કેદ કરી સન્નાહ-સધ કરવા અનુરોધ કરી આ શ્લોક બોલ્યા હતા

અને આ વાત ધીટપણે કહેનારા વિદુર અને શ્રીકૃષ્ણ જેવુ બોલતા હતા તેવુ જ આચરનારા હતા પંડિત વિદુર કૌરવ દરબારના કાવાદાવાની મધ્યમા રહેતા, અનેક પ્રસંગે સાચી વાત કહેવાથી અપમાનો સહેતા, અને એક વખતે તો ધૃતરાષ્ટ્રે એમને કાઢી મૂ થા છતા ય आत्मार्थे पृथिवीं त्यजेत् । ને અનુસરી તેમણે કદી નમતુ નહોતુ જોખ્યુ ૯ સભવ છે કે જો એમણે બુદ્ધિનો વ્યભિચાર કરી કૌરવોને મદદ કરી હોત તો તેમનો માન, મોભો અને સત્તાસપત્તિ અનેકગણા હોત અલબત્ત, એ ગમે તેટલા વધત તો પણ એમના નિકૃષ્ટ જન્મને કારણે એ કદી સમ્રાટ ન થઈ શકત જ્યારે અનાસક્ત શ્રીકૃષ્ણ, એમણે જો સહેજ ઇચ્છયુ હોત તોયે યાદવો એમને રાજા તરીકે સ્વીકારત ભારતયુદ્ધ જીત્યા પછી આખા દેશના

૯. જુઓ આરણ્યક અ ૫ પાડવો વનમા ગયા પછી, આ ઘોર અધર્મથી નગરજનોમા બેદિલી હતી અને પાડવો તરફનો ભય હતો તેથી ધૃતરાષ્ટ્રે વિદુરની નિષ્પક્ષ સલાહ માગતા, વિદુર 'કુલને અહિતકારી એવા આ પુત્રનો ત્યાગ કરો' એમ પોતે અગાઉ કહેલ વચન યાદ કરાવી, દુર્યોધનને કેદ કરી યુધિષ્ઠિરને રાજ્ય સોપવા સલાહ આપી એટલે પુત્રસ્નેહને લીધે છંછેડાયેલા ધૃતરાષ્ટ્રે એમને કાઢી મૂકયા હતા। દેખીતી રીતે જ 'નિષ્પક્ષ સલાહ'નો અર્થ 'મોટા માણસો' કરે છે એમ 'જે અમને અનુકૂળ તે જ નિષ્પક્ષ' એવો થતો હતો, અને વિદુર એવી નિષ્પક્ષ' સલાહ આપવા અશક્ત હતા !

એકમાત્ર ચક્રવર્તી સમ્રાટ બની શકત. પણ ના. એમણે તો જે સિદ્ધાંત ખોળ્યો હતો તે આચરવા પાછળ જ—તે આચરીને કેવળ પરમાત્મમય થવા માટે જ—પોતાની બધી શક્તિ કામે લગાડી आत्मार्थे पृथिवीं त्यजेत्। એ સૂત્રને અક્ષરશઃ અને અર્થશઃ બન્ને રીતે ચરિતાર્થ કર્યું.[૧૦]

તો બીજી બાજુ યુદ્ધમા વિજયી બની 'આ લોહિયાળ વિજય પછી મારી અંતઃશુદ્ધિ નાશ તો નથી પામી?' એમ ઝૂરતા યુધિષ્ઠિરનો કાળજું વલોવી નાખતો વિલાપ અને યુધિષ્ઠિરને બહાને, વિલાપ કરતા બધા શ્રેયોર્થીઓને શાન્તિ આપતો ભીષ્મનો વિસ્તૃત શાંતિબોધ, સમ-પ્રમાણ અંતઃશુદ્ધિ માટે પ્રશાંતમૂર્તિ વેદવ્યાસે ભેટ કર્યો છે. એમાં, જો અંતઃશુદ્ધિ ન હોય તો મેળવેલું મહારાજ્ય ફેંકી દેવાની શ્રેયોર્થીની તમન્ના છે, અને એ જ અંતઃશુદ્ધિ માટે જો મહારાજ્ય રાખવાની ફરજ બજાવવી પડતી હોય તો, એ ફરજ ગમે તેટલી કડવી હોય તો પણ બજાવવાનો આદેશ છે.

૧૮૫. न स क्षयो महाराज यः क्षयो वृद्धिमावहेत् ।
क्षयः स त्विह मन्तव्यो यं लब्ध्वा बहु नाशयेत् ॥
૫–૩૧–૫

હે મહારાજ! જે ક્ષયથી વૃદ્ધિ થાય છે તે ક્ષય નથી. આ

---

૧૦. સર્° ગીતામા શ્રીમુખે બોલાયેલું વચન.

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥
૬–૩૬–૨ (ગીતા. ૧૪–૨).

આ (ત્રિગુણાતીત થવાના) જ્ઞાનનો આશ્રય લઈને જેઓ મારી સમાનતાને પામ્યા છે તેઓ સૃષ્ટિના સર્જન સમયે જન્મતા નથી તેમ પ્રલયકાળે વ્યથિત પણ થતા નથી.

લોકમાં ક્ષય તેને જ માનવો કે જે પ્રાપ્ત કરવાથી ઘણું નાશ પામે છે.

યુદ્ધ અગાઉ ધૃતરાષ્ટ્રે, કંઈ કરતાં વિદુર, દુર્યોધનનાં અપકૃત્યોના અને પોતાની લોભવૃત્તિના સમર્થનમાં કંઈ બોલે તો સારું, એવા આશયથી 'વિદુરનીતિ'ના પ્રવચન દરમિયાન તેમને પૂછ્યું, 'સૂતરમાં પરોવેલી લાકડાની ઢણુડીના જેમ આ પુરુષને વિધાતાએ દૈવને અધીન કરેલો છે, તેથી એ ચડતી અને પડતીના સંબંધમાં સ્વતંત્ર નથી, આથી તું મને કંઈ (મીઠું) કહે, હું ધીરજથી સાંભળીશ.'[1] એટલે બધું સમજનારા વિદુરે પરિસ્થિતિનો બરાબર ક્યાસ કાઢીને કહ્યું, 'ભાઈ! જો બૃહસ્પતિ પણ સમય જોયા વિના બોલે તો તેનું યે અપમાન થાય અને તેની બુદ્ધિને લેખામાં લેવામાં ન આવે. કેટલાક લોકો આપવાથી પ્રિય થાય છે, કેટલાક મીઠું બોલવાથી પ્રિય થાય છે, કેટલાક સલાહ આપવાની શક્તિથી અને કેટલાક પ્રતિષ્ઠિત (મૂલ્યવત્) હોવાથી પ્રિય થાય છે, પણ જે પ્રિય લાગે તે જ ખરો પ્રિય છે—મિત્ર છે. જે દ્વેષ્ય છે તે સારો લાગતો નથી કે મેધાવી અને પંડિત જણાતો નથી. પ્રિય જે કામ કરે તે શુભ લાગે છે અને દ્વેષ્ય જે કરે છે તે નકામાં લાગે છે.'[2] પછી ઉપર મૂકેલો શ્લોક બોલીને કહ્યું 'કેટલાક ગુણથી સમૃદ્ધ હોય છે તો કેટલાક ધનથી સમૃદ્ધ હોય છે. તો હે ધૃતરાષ્ટ્ર! જેઓ ધનસમૃદ્ધ હોવા છતાં ગુણહીન છે તેમનો (દુર્યોધનાદિનો) તમે ત્યાગ કરો.'[3]

વિદુરજીએ એમના પ્રવચનમાં ધૃતરાષ્ટ્રની મીઠું સાંભળવાની વૃત્તિ સમજી તેને જો 'હું દ્વેષ્ય હોઈશ તો મારું વચન નહિ ગમે' એમ

---

૧. ૫-૩૯-૧. ૨. ૫-૩૯-૨ થી.

૩. समृद्धा गुणतः केचिद्भवन्ति धनतोऽपरे ।
धनवृद्धान्गुणैर्हीनान्धृतराष्ट्र विवर्जयेत् ॥ ૫-૩૯-૬.

આડકતરી રીતે સૂચવી દુર્યોધનનો ત્યાગ કરી ટૂંકો ક્ષય વહોરવા કહ્યું—કોહ્યું ત્યાથી કાપી નાખવા કહ્યું, અને સાચો ક્ષય તથા વૃદ્ધિ સમજાવ્યાં. વળી ધન અને ગુણ બેઉ સમૃદ્ધિનાં લક્ષણ હોવા છતાં જો બેમાથી એકને જ પસંદ કરવાનું હોય તો ગુણને જ પસંદ કરવાની સલાહ આપી.

પણ ધૃતરાષ્ટ્રે તો જવાબ આપ્યો કે, 'તું હિતકારી અને પ્રાજ્ઞસંમત બોલે છે, પણ પુત્રને ત્યજવાની મારી હિંમત નથી. બાકી જ્યાં ધર્મ છે ત્યા જ જય છે!'[૪]

૧૮૬. सर्वः स्वे स्वे गृहे राजा सर्वः स्वे स्वे गृहे गृही[१] ।
निग्रहानुग्रहौ कुर्वंस्तुल्यो जनक राजभिः ॥

૧૨-૩૦૮-૧૪૭

હે જનક! સર્વ પોતપોતાના ઘરમાં રાજા છે. અને સર્વ ગૃહસ્થ પોતપોતાના ઘરમાં રાજાની જેમ નિગ્રહ અને અનુગ્રહ કરી શકે છે.

શાતિબોધની અમૃતવર્ષા ઝીલતા ધર્મરાજે પિતામહને પૂછ્યું 'હે કુરુરાજર્ષિસત્તમ! ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યા વિના કોઈએ (મમત્વત્યાગવાળી કુશળ) બુદ્ધિ વડે વિનય—સદાચાર અને મોક્ષતત્ત્વ મેળવ્યું હોય તો તે મને કહો. અને આ સ્થૂળ દેહનો તથા પેલા સૂક્ષ્મ દેહનો કેવી રીતે

૪. ૫-૩૯-૭. જુઓ ઉપર પૃ. ૬૯.

૧. (૧) ૧ બ સાથે સર° 'નારદસ્મૃતિ'મા ઋણાદાન-૩૨ ક.
(*His of Dh. Vol. I P. 203 N. 362*)

अपरित्यज्य गार्हस्थ्यं कुरुराजर्षिसत्तम ।
कः प्राप्तो विनय बुद्धया मोक्षतत्त्वं वदस्व मे ॥ १२-३०८-१.
संन्यस्यते यथात्मायं संन्यस्तात्मा यथा च यः ।
परं मोक्षस्य यच्चापि तन्मे ब्रूहि पितामह ॥ १२-३०८-२.

ત્યાગ થઈ શકે અને મોક્ષનુ પરમ તત્ત્વ શુ એ મને કહો ''[1] આ પ્રશ્નના જવાબમા ભીષ્મદાદાએ પરાશર ગોત્રના પચશિખના શિષ્ય ધર્મધ્વજ જનક અને ભિક્ષુણી સુલભાનો ઓજસ્વી, ન્યાયસગત, જ્ઞાનપૂર્ણ, રોચક અને નીતિ, યોગ, સાખ્ય, ન્યાય, અલકાર, ગૃહસ્થધર્મ, યતિધર્મ, મોક્ષધર્મ વગેરેની સગ્ર, સુરખ ચર્ચા કરતો મર્યાગસુદર સવાદ કહ્યો એમા પૂર્વપક્ષ સ્થાપન કરતા જનકે સુલભાનો તિરસ્કાર કર્યો તેના જવાબમા સુલભાએ પ્રવચન કર્યું તેમાથી ઉપરનો શ્લોક લીધો છે સાધ્વી સુલભાએ રાજા જનકને રાજાપણુ એ સામાન્ય માનવીના જીવન કરતા કઈ કઈ રીતે વિશેષ સતાપકારી અને પરતન્ત્ર છે એ બતાવતા સામાન્ય માનવી પણ પોતાના ઘરમા તો રાજા જેવો હોય છે એમ વર્ણવી અસગપણાનો—મમત્વત્યાગનો પુરસ્કાર કર્યો હતો

સ્વતત્ર રીતે વાચતા આ શ્લોક અભિમાની બનતા સત્તાવાન અને સમૃદ્ધિશાળીને બીજાઓની ઓછી ચિંતાભરી છતા અમુક મર્યાદામા એમના જેટલી જ સત્તાનો ખ્યાલ આપી નમ્રતા તરફ પ્રેરે છે, તો બીજાની સત્તાસમૃદ્ધિ જોઈ દીન અને કૃપણ બનતા માણસોને ઓછી ચિંતા અને એટલી જ સત્તાનો વિચાર કરાવી સ્ફૂર્તિ તરફ પ્રેરે છે, તો જનક-સુલભાના સવાદના સદર્ભમા વાચતા નિર્મમત્વની શ્રેષ્ઠ સુખદાયી પ્રક્રિયા આચરવા પ્રેરે છે

જનક અને સુલભાના સવાદનો સાર આ પ્રમાણે છે· મિથિલાનો ધર્મધ્વજ જનક, ગૃહસ્થાશ્રમમા રહેવા છતા, સન્યાસના ફળને—સમ્યગ્દૃષ્ટિને પામેલો હતો[2] એ વેદોક્ત કર્મકાડ મોક્ષશાસ્ત્ર અને રાજશાસ્ત્રમા પ્રવીણ હતો અને બરોબર ઇન્દ્રિયસયમી રહીને રાજ્ય ચલાવતો હતો એનુ આવુ ચારિત્ર્ય જોઈને વેદવેત્તા પ્રાજ્ઞો અને મહાપુરુષો એના

---

૨ सन्यासफलिक सन्यास विना सन्यासफलवान् (અર્જુનમિશ્ર) सन्यासफल सम्यग्दर्शन तदस्यास्तीति ॥ (નીલકઠ)

જેવા થવાની સ્પૃહા કરતા હતા. આવા ધર્મયુગી સમયમા પૃથ્વી ઉપર વિચરતી સુલભા નામની ભિક્ષુકી—સંન્યાસિની ત્રિદંડીઓ પાસેથી એની મહાન કીર્તિ સાભળી જનકને મળના મિથિલા ગઈ [3] ત્યા ભિક્ષાના મિષે એ જનકને મળી [4] રાજા પણ એનુ સુકુમાર શરીર જોઈ વિસ્મિત થયો એણે સુનભાનુ વિધિપૂર્વક સ્વાગત કરી જમાડી ભોજન બાદ પ્રવાનો અને બધા શાસ્ત્રોના ભાષ્યવેત્તા વિદ્વાનોની વચ્ચે યોગજ્ઞા સુલભા પ્રશ્નો પૂછવા માટે રાજાના અંતઃકરણમા, અંતઃકરણથી પ્રવેશી અને પોતાના નેત્રકિરણોથી રાજાના નેત્રકિરણોને સ્તબ્ધ કરી રાજાને યોગબંધનથી બાધી લીધો જનકને પણ પોતે વિશિષ્ટ યોગજ્ઞ હોવાનો ખ્યાલ હતો એટલે પછી છત્ર વગેરે ચિહ્નો વિનાનો રાજા અને ત્રિદંડ વગેરે ચિહ્નો વિનાની સુલભા વચ્ચે[5] રાજાના દેહમા સંવાદ થયો [6]

---

૩ राजा कालस्य कारणम् । (૫–૧૩૦–૧૫ ક, ૧૨–૭૦–૬ ક) એ ન્યાયે ધર્મયુગ

૪. મ૦ ભા૦ પ્રમાણે સુલભા યોગબળથી પોતાનુ શરીર સુંદર બનાવીને આખના પલકારામા મિથિલા પહોચી હતી (૧૨–૩૦૮–૧૦ થી)

૫. (૧) સ્ત્રીઓ સાધુ થતી એટલુ જ નહિ પણ ત્રિદંડ ધારણ કરતી અને કુશળ હોય તો જનક જેવા મહારાજા સાથે પણ ચર્ચાવિચારણા કરતી, એની આ નોધ સામાજિક અને ધાર્મિક ઇતિહાસ માટે મહત્ત્વની છે

(૨) સર૦ યાદવાસ્થળી પછી અર્જુન યાદવ સ્ત્રી, બાળકો અને વૃદ્ધોને દ્વારકાથી ઇન્દ્રપ્રસ્થ લાવ્યા તેમાથી રુક્મિણી વગેરે કેટલીક રાણીઓએ અગ્નિપ્રવેશ કર્યો સત્યભામા વગેરે કેટલીક રાણીઓ તપ કરવાના નિશ્ચય કરી વનમા ગઈ, એટલે કે તેમણે વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો અને અક્રૂરની પત્નીને શ્રીકૃષ્ણના પૌત્ર (ખરેખર તો પૌત્રના પૌત્ર) વજ્રે વારી તો પણ તેણે સંન્યાસ લીધો. वज्रणाक्रूरदारास्तु वार्यमाणा प्रवव्रजु ॥ ૧૬–૮–૬૯ થી ૭૨

૬. આ વાત વિના અંત કરવાની પણ હોય સર૦ उद्धरेदात्मनात्मा०. 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લો૦ ૭૬, પૃ ૨૪૫ થી

શરૂમા નુનભાને ઉમર, અધ્યયન, જાતિ વિષે પ્રશ્નો કરતા જનક કહ્યુ કે આ વિગતો જાણ્યા વિના સદ્‌ભાવ બંધાતો નથી. અને પછી પોતાની ઓળખાણ આપી, 'મારી પાસે છત્રાદિ વિશિષ્ટ ચિહ્નો હોવા છતાં હુ તેનાથી સર્વથા મુક્ત છુ. મે જેની પાસેથી વૈશેષિક જ્ઞાન[૭] મેળવ્યું છે, મોક્ષ અંગે જેની નામે કોઈ પણ માણસ પ્રવચન કરી શકે નહિ એવા જે વિદ્વાન છે, જે સાખ્યજ્ઞાન, યોગ, રાજનીતિ અને વિવિધ મોક્ષધર્મના યથાર્થ જ્ઞાતા[૮] અને છિન્નસંશય છે, તે પરાશર ગોત્રના વૃદ્ધ મહાત્મા પંચશિખનો હુ શિષ્ય છુ. સાખ્યના સિદ્ધાંતોને તેમણે તાત્ત્વિક રીતે જોયા છે. એમણે મને રાજ્યથી વિચલિત કર્યા વિના વિવિધ મોક્ષશાસ્ત્ર સંભળાવ્યું છે. એને લીધે હુ રાગ વિના કર્મો કરું છું અને પરમપદમાં સ્થિર થયો છુ. જ્ઞાન થવાથી માણસ (નિર્મમ થવા) યત્ન કરે છે. યત્નથી આત્મજ્ઞાન થાય છે તેનાથી દ્વંદ્વોથી મુક્ત થવાય છે અને તેનાથી વયોતિગા—કાળથી અપાય નહિ તેની, મૃત્યુજય સિદ્ધિ પ્રાપ્ત થાય છે[૯] જ્ઞાનને પરિણામે આવતી આ પરમ બુદ્ધિ મે પ્રાપ્ત કરી છે, હું નિર્દ્વંદ્વ થયો છુ અને હુ આ લોકમા જ મોહરહિત તથા સગરહિત થઈને વિચરું છું. જેમ પૂર્ણ પાણી પાયેલ ખેતરમા બીજ અકુરિત થાય છે, એમ વાસના જળ પવાયેના

---

૭. (૧) કણાદ વૈશેષિક દર્શન (૨) વિશિષ્ટ એવુ બ્રહ્મ સબધી જ્ઞાન

૮. (૧) કર્મમાત્ર સાધ્ય, જ્ઞાનમાત્ર સાધ્ય, અને જ્ઞાનકર્મના સમુચ્ચયથી સાધ્ય( અર્જુનમિશ્ર), જ્ઞાન, ઉપાસના અને કર્મકાંડ (નીલકંઠ), કેવળ જ્ઞાન, કેવળ સમ્યગ્જ્ઞાન, અને વિધિપૂર્વક બ્રહ્માર્પણ કરીને જ બધા કર્મ કરવા તે (વિદ્યાસાગર)

(૨) સર૦ બૌદ્ધ શીલ (ચારિત્ર્ય), સમાધિ (સમતા), પ્રજ્ઞા સર૦ જૈન જ્ઞાન, દર્શન અને ચારિત્ર્ય.

૯. ज्ञानेन कुरुते यत्नं यत्नेन प्राप्यते महत् ।
महद्वन्द्वप्रमोक्षाय सा सिद्धिर्या वयोतिगा ॥ १२-३०८-३०.

મનુષ્યના દેહ રૂપ ખેતરમાં કર્મરૂપ બીજ પુનર્જન્મરૂપે અંકુરિત થાય છે, પણ જો બીજને શેકી નાખ્યું હોય તો અંકુરિત થવાના કારણો મળે તો પણ તે ઊગી શકતું નથી.[10] એવી રીતે ભગવાન પંચશિખે મારી બુદ્ધિને જ્ઞાન વડે છેક નિર્બીજ કરી નાખી છે—વાસનાઓથી રહિત કરી છે તેથી એ વિષયો તરફ જતી નથી. હું રાગદ્વેષનું વ્યર્થત્વ સમજ્યો હોવાથી મારી બુદ્ધિ (હિંસા વગેરે) અનર્થોમાં કે (ધન, સ્ત્રી વગેરેનો) પરિગ્રહ કરવામાં આસક્ત થતી નથી તેમ લાલચ પણ કરતી નથી. કોઈ મારા જમણા હાથને ચંદનનો લેપ કરે અને કોઈ મારા ડાબા હાથને વાંસલાથી છોલે તો પણ એ બંને મારે મન તો સરખા છે.[11] હું સર્વત્ર સમબુદ્ધિ ગણીને અનાસક્ત ભાવે રાજ્યાસને બેઠો છું એટલે બીજા (આસક્ત) ત્રિદંડીઓ—સંન્યાસીઓ કરતાં

१०. (१) १२-३०८ ३३, ३४, सर° १२-२०४-१६

(२) સરખાવો—

दग्धे बीजे यथात्यन्तं प्रादुर्भवति नाङ्कुरः ।
कर्मबीजे तथा दग्धे नारोहति भवाङ्कुरः ॥

—ઉમાસ્વાતિકૃત 'તત્ત્વાર્થસૂત્રભાષ્ય, ૧૦મો અધ્યાય

११ (१) यश्च मे दक्षिणं बाहुं चन्दनेन समुक्षयेत् ।
सव्यं वास्या च यस्तक्षेत्समावेतावुभौ मम ॥

१२-३०८-३६

= ૧-૧૧૦-૧૪ ૧૨-૯-૨૫ શંખસ્મૃતિ ૭-૮, 'અહિર્બુધ્ન્યસંહિતા ૧૫-૬૫ કથી ૬૬ બ

ગૃહસ્થ-સંન્યાસી જનકે ઉચ્ચારેલા આ પંક્તિ હિન્દુસ્તાનના બધા મુખ્ય અનુગમે એ સમતા અને વીતરાગતાની કસોટી મનાઈ છે. પણ વહ્યાને આ કસોટીની પૂરી પરીક્ષા કરવાના હેતુપૂર્વક મ૦ભા૦માં અનેક સ્થળે પ્રયોજી છે. આ પાઠના બે સ્થળોએ (૧-૧૧૦-૧૪ અને ૧૨-૯-૨૫) અનુક્રમે ઋષિના શાપથી ભયભીત થયેલા પાંડુરાજા અને જ્ઞાતિવધથી શોકાતુર થયેલ ધર્મરાજા,

ઉત્તમ છુ સર્વકર્મોનો ત્યાગ કરી કેવળ લોકોત્તરજ્ઞાન સંપાદન કરવાની જ્ઞાનનિષ્ઠા કેટલાક મોક્ષશાસ્ત્રવિદો પ્રબોધે છે જ્યારે કેટલાક સૂક્ષ્મદર્શી યતિઓ કેવળ કર્મનિષ્ઠાનો જ ઉપદેશ કરે છે પણ આ બન્ને નિષ્ઠાઓ છોડીને મહાત્મા પંચશિખે તો આ ત્રીજી (નિષ્કામ કર્મયોગ) નિષ્ઠા કહી છે યમ અને નિયમના પાલનમા કે દ્વેષ, કામ, પરિગ્રહ, અભિમાન, દમ્ભ અને આસક્તિના સેવનમા કુટુમ્બવાળા ગૃહસ્થીઓ અને સંન્યાસીઓ સરખા જ છે અર્થાત્ ગૃહસ્થી જો યમનિયમનુ પાલન કરી સંયમી રહેતો હોય તો તે સંન્યાસી જેવો અને સંન્યાસી જો રાગદ્વેષવાળો હોય તો તે ગૃહસ્થી જેવો જ છે જો સંન્યાસીને

(નોંધ ૧૧ ચાલુ)

'ચંદનનો લેપ કરનાર તથા વાંસલાથી છોલનાર પ્રત્યે સમભાવ ઉત્પન્ન કરનારી' સંન્યાસીની ચર્યા સ્વીકારવાની ઇચ્છાથી આવી પંક્તિ બોલે છે પણ એ બન્ન સ્થળે કવિએ, વિષયી ઇચ્છાઓના ઉન્મૂલન અને તેની સાથે સાચા વૈરાગ્ય અને જ્ઞાનની પ્રતિષ્ઠાની ઇચ્છાથી આવેલા વૈરાગ્યને બદલે, તીવ્ર રાગાસક્તિના પ્રત્યાઘાતમાથી જન્મેલા મૂઢ વૈરાગ્યથી ઉત્પન્ન થતી કાચી અને વાસનાબીજ જેમા અકબંધ છે એવી સંન્યાસી થવાની ઇચ્છાનો લક્ષણાથી સૂચક વિરોધ કર્યો છે પરંતુ અહીં જનક જેવા ગૃહસ્થત્યાગી પાસે બોલાવી, એના વિચારની અભિવ્યક્તિનુ સમર્થ સંન્યાસિની સુલભા પાસે સૂક્ષ્મ પૃથક્કરણ કરાવી, ગાર્હસ્થ્ય અને સંન્યાસપરી વિચારધારાઓમા રહેલી મહત્તાઓનો ભવ્ય સંગમ કર્યો છે

(૨) સર° 'યોગશતક' ૨૦, 'ઉત્તરાધ્યયન' ૧૪-૯૨,

'આવશ્યક-નિર્યુક્તિ' ગાથા ૧૫૪૮ (આ ગાથા ઉપરની વ્યાખ્યામા હરિભદ્રસૂરિએ ટાંકેલ ગાથા માટે જુઓ 'યોગશતક' પૃ ૩૭), હરિભદ્રકૃત 'અષ્ટકપ્રકરણમ્' ૧૯-૧, ઉદ્દ્યોતનસૂરિકૃત 'કુવલયમાલા' ૪-૫ પૃ ૮૦, 'મિલિન્દપઞ્હો' (ટ્રેંકનર) પૃ ૩૮૩ (બધા સંદર્ભ માટે જુઓ 'યોગશતક' પૃ ૩૪ થી ૩૭ અને 'મુન્શી ઈન્ડોલોજિકલ ફેલિસિટેશન વોલ્યુમ,' ૧૯૬૩ (પૃ ૨૦૧ થી ૨૦૪)મા શ્રી એ. એન ઉપાધ્યેનો લેખ)

ત્રિદંડ આદિનો પરિગ્રહ છતાં પણ જ્ઞાનસાધનથી મોક્ષ મળે, તો રાજાને છત્ર આદિનો પરિગ્રહ છતાં જ્ઞાનસાધનથી શા માટે મુક્તિ ન મળે?૧૨ બધા માણસ જે જે સિદ્ધ કરવા જે જે કારણથી જે જે કામ કરે છે, તેમાં જરૂરી તે તે વસ્તુનું આલંબન કરે છે, તેનો પરિગ્રહ કરે છે. જે ગૃહસ્થજીવનમાં (ધન, સ્ત્રી આદિના પરિગ્રહનો) દોષ જોઈને સંન્યાસાશ્રમનો સ્વીકાર કરે છે તે પણ (દંડ, કમંડળ આદિની) આસક્તિમાંથી છૂટતો નથી! નિગ્રહ અને અનુગ્રહ કરવારૂપી આધિપત્ય રાજર્ષિઓ અને ભિક્ષુકાચાર્યોમાં સમાન હોય છે, તો તેઓ કયા કારણથી મુક્તિ મેળવે છે? હવે જો એમ કહેવાય કે આધિપત્યમાં સમાનતા હોવા છતાં કેવળ જ્ઞાનને લીધે જ સંન્યાસીઓ મુક્ત થાય છે તો ઉચ્ચ પદે બેઠેલા—રાજાઓ—જ્ઞાનથી શા માટે મુક્ત ન થાય? કાષાયવસ્ત્ર, મુંડન, ત્રિદંડ અને કમંડલુ વગેરે ચિહ્નો તો વ્યર્થ છે એ મોક્ષ માટે નથી એમ હું માનું છું. બાહ્ય ચિહ્નો ધારણ કર્યાં હોય પણ પરમગતિ તો જ્ઞાનથી જ મળે છે. એટલે દુઃખથી છૂટવા માટે તો લિંગમાત્ર નિરર્થક છે અથવા તો દુઃખ ઓછું કરવા માટે આવાં લિંગો—ચિહ્નો ધારણ કર્યાં હોય તો, શું એ જ રીતે છત્ર ચામર વગેરે ચિહ્નો ધારણ કરી—નિર્મમ રહી—રાજ્ય કરવાથી એમ ન બને કે?૧૩

૧૨. કારણ ઓછાં કે વત્તાં પરિગ્રહ બંને સ્થળે છે પણ આસક્તિનો ત્યાગ એ જ મોક્ષ માટે અનિવાર્ય છે.

સર૦ न सो परिग्गहो वुत्तो नायपुत्तेण ताइणा ।
मुच्छा परिग्गहो वुत्तो इइ वुत्त महेसिणा ॥ 'દશવૈકાલિક' ૬–૨૧

જ્ઞાતપુત્ર મહાવીરે તેને (અગાઉની ગાથાઓમાં ઉલ્લેખાયેલ વસ્તુઓને) પરિગ્રહ કહ્યો નથી પરંતુ એ મહર્ષિએ મૂર્ચ્છા—મમત્વને પરિગ્રહ કહ્યો છે.

૧૩. સંન્યાસીનાં ચિહ્નોમાં સંન્યાસી આસક્તિ ન રાખતો હોય તો દુઃખરોધિત્વ થાય. એવી જ રીતે રાજા છત્ર ચામર આદિમાં આસક્તિ ન રાખે તો એને મોક્ષ કેમ ન મળે?

અકિંચનપણાથી અર્થાત્ ગૃહત્યાગરૂપ બાહ્ય સંન્યાસથી મોક્ષ નથી તેમ કંચનથી—ગાર્હસ્થ્યથી બંધન નથી. સંન્યાસ કે ગાર્હસ્થ્ય બંને સ્થળે માણસ જ્ઞાનથી જ મુક્ત થાય છે. માટે હું ધર્મ, અર્થ, કામ, રાજ્ય અને પરિગ્રહ વગેરે બંધનસ્થાનોની મધ્યમાં રહેલો હોવા છતાં મને નિર્ગ્રંથ સમજ. જો કે રાજ્ય અને ઐશ્વર્યરૂપી પાશ આસક્તિના સ્થાનરૂપ હોઈ બંધન છે, પરંતુ મે મોક્ષરૂપી સરાણ ઉપર ઘસીને તેજ કરેલી ત્યાગરૂપી તલવારથી એ બંધનને છેદી નાખ્યું છે. એ પ્રમાણે હું મુક્ત થયો છું છતાં હે ભિક્ષુકિ! મને તારા તરફ આદર થયો છે, એટલે હું કહું છું તે સાંભળ. તારો વર્ણ (યોગાનુગત માટે) અયથાર્થ છે. તારી સુકુમારતા, રૂપાળું શરીર અને તરુણ વય વગેરે બધાં (યોગ વિરુદ્ધ) સાધનો અને વળી યોગ જોઈને મને શંકા થાય છે. વળી આ મુક્ત હશે કે નહિ એ તપાસવા તું મારા શરીરમાં પ્રવેશી એ વર્તન પણ તારા વેશને અનુરૂપ નથી. કામનાવાળાને સંન્યાસનું ફળ મળતું નથી અને મુક્તે પણ દુરાચારથી પોતાનું રક્ષણ કરવું જોઈએ, પણ તું એ મર્યાદા પાળતી નથી. મારા શરીરમાં પ્રવેશીને તેં વ્યભિચાર દોષ કર્યો છે. તું કોના આદેશથી મારા દેશ અને નગરમાં પ્રવેશી છે? અથવા કોની આજ્ઞાથી મારા હૃદયમાં પ્રવેશી છે? તું વર્ણોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણી છે અને હું ક્ષત્રિય છું. માટે આવી વર્ણસંકરતા ન કર. તું મોક્ષધર્મમાં છે અને હું ગૃહસ્થધર્મમાં છું, એટલે તારા આ વર્તનથી તો ખૂબ કષ્ટકારી બીજો આશ્રમસંકરદોષ તને લાગે છે. વળી તું મને પોતાના ગોત્રનો કે બીજા ગોત્રનો જાણતી નથી, એવી રીતે હું યે તને જાણતો નથી, તો પણ તું મને સમાન ગોત્રનો ધારીને મારામાં પ્રવેશી છે તેથી ત્રીજો ગોત્રસંકરદોષ કર્યો છે. વળી તારો ભર્તા જીવતો હશે અથવા કદાચ પરદેશ ગયો હશે, તેથી પરભાર્યા હોઈ મારે અગમ્ય છે, તેથી તેં ચોથો ધર્મસંકરદોષ કર્યો છે. આમ તેં શું સિદ્ધ કરવા માટે કેવળ અકાર્યો જ કર્યાં છે? તેથી કાં તો તું અવિજ્ઞાની—અજ્ઞાની છે કે કાં તો મિથ્યાજ્ઞાની છે.

અથવા પોતાના દોષને અધીન થઈને તું સ્વતંત્ર—સ્વચ્છંદી થઈ ગઈ છે, પણ જો તારામાં થોડું યે જ્ઞાન હશે તો તને સમજાશે કે તેં કરેલાં કામ અનર્થકારી છે. વળી તેં પોતાની વિજયેચ્છા ખુલ્લી કરીને આપણા અંતઃકરણની એકતાનો નાશ કર્યો છે, એ તું દુષ્ટ સ્ત્રી છે, એમ બતાવનારું લક્ષણ છે. વળી તું મને એકલાને જ નહિ પણ મારી આખી સભાને જીતવાની આકાંક્ષા રાખે છે. વળી મારા પક્ષનું ખંડન કરવા અને સ્વપક્ષનું મંડન કરવા તું આમ તારી દૃષ્ટિ ફેંકી રહી છે. ખરેખર બીજાનો ઉત્કર્ષ જોવામાં અસહનશીલ હોઈ (યોગના) ઋદ્ધિમોહથી મોહિત થઈને તું વિષ અને અમૃતને ભેગાં કરવાની જેમ યોગાસ્ત્રનો પ્રયોગ કરે છે. સ્ત્રીપુરુષસંસર્ગ અન્યોન્યના રાગથી થાય તો તે અમૃતતુલ્ય બને છે પણ જો રાગ—સ્નેહયુક્ત અનુમતિ—ન હોય તો વિષતુલ્ય બને છે. માટે તું મને સ્પર્શ ન કર, સદાચારિણી થા, અને સ્વશાસ્ત્રનું—સંન્યાસમર્યાદાનું—પાલન કર.

'તેં જિજ્ઞાસા કરી કે આ મુક્ત હશે કે નહિ? એનો ઉદ્દેશ તેં જાહેર કર્યો નથી તો તે તારે ખુલ્લો કરવો જોઈએ. તું કોઈ શત્રુરાજાનું કામ કરવા આવી હોય તો તે મને સાચેસાચું કહી દે. રાજા, બ્રાહ્મણ કે ગુણવાન સ્ત્રી પાસે કદી કપટબુદ્ધિથી જવું નહિ, કારણ કપટબુદ્ધિથી જવામાં આવે તો એ નાશકર્તા થઈ પડે છે. રાજાનું બળ ઐશ્વર્ય છે. બ્રહ્મવેત્તાઓનું બળ બ્રહ્મ છે અને રૂપ, યૌવન તથા સૌભાગ્ય સ્ત્રીનું અત્યુત્તમ બળ છે. આ બળોને લીધે જ એ બળવાન છે. માટે સ્વાર્થ સાધવાની ઇચ્છાવાળાએ તેઓની પાસે આર્જવથી—નિષ્કપટભાવથી જવું, કપટથી જવામાં તો વિનાશ થાય છે. તેથી તું તારી જાતિ, શ્રુત, ચારિત્ર્ય, ભાવ (ચિત્તસ્થિતિ) અને પ્રકૃતિ (સ્વભાવ) અને અહીં આવવાનું પ્રયોજન યથાર્થ રીતે કહે.'

આમ જનકે તિરસ્કાર કર્યો ત્યાં ચારુદર્શના સુલભા કંપી નહિ, પણ એવું અતિશય સુંદર—ચારુતર જવાબ આપવાનો આરંભ કર્યો. સુલભા

બોલી, 'હે રાજન્! જે વાક્ય વાણીના નવ અને બુદ્ધિના નવ એમ અઢાર દોષોથી મુક્ત હોય અને અઢાર ગુણોથી યુક્ત હોય તે સંગત અર્થવાળુ ગણાય છે જેમા સૌક્ષ્મ્ય, સંખ્યા, ક્રમ, નિર્ણય અને પ્રયોજન એ પાચે ગુણ સમાયેલા હોય તે વાક્ય (પ્રમાણભૂત) કહેવાય છે[૧૪] એ પાચે ગુણોના લક્ષણ સાભળો ભિન્ન ભિન્ન જ્ઞેયમા જ્ઞાનનુ એકત્વ હોવા છતા એમા જે બુદ્ધિની શ્રેષ્ઠતા છે એ જ સૌક્ષ્મ્ય છે કોઈ અર્થને— સાધનને અનુલક્ષીને વિભાગના ગુણ અને દોષનુ પ્રમાણ નક્કી કરવામા આવે તે સંખ્યા છે વક્તવ્યમા પહેલા શુ બોલવુ અને પછી શુ બોલવુ તે બરાબર સમજીને ગોઠવેલુ હોય તે ક્રમ છે ધર્મ, અર્થ, કામ કે મોક્ષનુ સ્થાપન કરવાનુ નક્કી કરી વાક્યને અંતે 'આ તે છે' એમ કહેવામા આવે છે તે નિર્ણય છે ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થયેલા દુ ખોને લીધે જે ઉપાય તરફ મન ઢળે તે ઉપાય કરવા માટે જે વૃત્તિ હોય તે પ્રયોજન છે આ પાચે ગુણ જ્યા સંમિલિત છે એવુ મારુ વાક્ય સાભળો યોગ્ય અર્થને સ્ફુટ કરે છે, જે દ્વિઅર્થી નથી, જેમા અપશબ્દો નથી જેમા વધુ પડતુ કઈ મૂક્યુ નથી, જે કઠોરતા વિનાનુ છે, જે સંદિગ્ધ નથી, જે લલિત છે, જે રસયુક્ત છે, જે જૂઠું નથી, જે ધર્મ, અર્થ કામથી વિરુદ્ધ નથી, જે અસંસ્કૃત નથી, જે ઓછુ નથી, જે ક્લિષ્ટ શબ્દવાળુ નથી, અને જે ઊલટસુલટ ક્રમવાળુ નથી, જે પરિપૂર્ણ છે, જે વિકલ્પરહિત હોઈ નિષ્કારણ કે અહેતુક નથી, એવુ વાક્ય હું કહીશ કામ, ક્રોધ, ભય, લોભ, દૈન્ય, અનાર્યતા—જંગલીપણુ, (ખોટી) શરમ, વેવલાપણુ[૧૫] અને અભિમાન એ નવ દોષોવાળુ વાક્ય હું કોઈ રીતે નહિ બોલુ

૧૪. ૧૨ ૩૦૮-૭૭ થી

૧૫. મૂળમા મનુક્રોશ શબ્દ છે એનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ, 'રડનારની સાથે રડવા બેસી જવુ' એટલે કે વેવલાપણુ છે

'વક્તા, શ્રોતા અને અવિકલ વાક્ય એ ત્રણે જો સરખા હોય તો વિવક્ષિત અર્થ બરાબર સ્ફુટ થાય છે. વક્તા જો ભાષણમા શ્રોતાઓની અવગણના કરે તો, એણે કરેલા સ્વપક્ષના મ ડન કે પરપક્ષના ખ ડનના વાક્યો નિષ્ફળ જાય છે અથવા જે પોતાનુ મ ત ય છાડીને (શ્રોતાઓને ર જિત કરવા) પરપક્ષનુ મ તવ્ય રજુ કરે તો તેને વિષે શ કા થાય છે અને એ વાક્ય દોષિત ગણાય છે પણ હે રાજા! જે વક્તા શ્રોતાને અને પોતાના રસને અનુકૂળ અર્થવાળુ બોલે છે તે જ વક્તા છે, બીજો નહિ. માટે મારુ અર્થવાળુ અને વાક્યસ પત્તિથી યુક્ત એવુ વાક્ય હે રાજન્! તુ અવિક્ષિપ્ત મન રાખી એકાગ્ર થઈને સાભળ

'તેં પૂછ્યુ કે 'તુ કોણ છે, કોની છે અને ક્યાની છે?' તો સાભળ. જેમ લાકડુ, લાખ, અને ધૂળના રજકણ પાણીના બિન્દુથી પરસ્પર સરાસર ચોટીને રહે છે તેની રીતે આ જગતમા પ્ર ણીઓની ઉત્પત્તિ થાય છે શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગ ધ અને પાચ ઇન્દ્રિયો એ દસે, આ માથી જુદા છે, પણ જતુકાષ્ઠવત્—લાખ લાકડાની જેમ એકબીજાને વળગેલા છે. આ બધામા કોઈ સ્વત ત્ર પ્રેરણા નથી કે પોતાનુ કે બીજાનુ સ્વત ત્ર જ્ઞાન નથી દા ત આખને આખનુ કે કાનને કાનનુ જ્ઞાન નથી એવી જ રીતે તેઓને એકબીજાનુ જ્ઞાન નથી, તેમજ જેમ માટીના રજકણ અને પાણી મળીને માટીનો ગોળો થાય એવી રીતે તે ઉ પન્ન થયા નથી વળી જે તે જ્ઞાન મેળવવામા બીજા બાહ્ય સહકારી ગુણોની અપેક્ષા રહે છે જેમકે જોવા માટે રૂપ, આખ અને પ્રકાશ ત્રણ કારણ છે એવી રીતે (બીજા) જ્ઞાન અને જ્ઞેયમા બાહ્ય ગુણોની અપેક્ષા રહે છે ૧૬ આ (દસ) જ્ઞાન અને જ્ઞેયને સાકળનારો સાગસાગનો વિચાર કરનાર મન નામનો એક બીજો ગુણ છે અને નિશ્ચય કરીને પછી ચોક્કસ

૧૬. ज्ञान = ज्ञायते अनेन इति ज्ञानम् જ્ઞાનેન્દ્રિય, ज्ञेय = ઇન્દ્રિયોના વિષયો

નિર્ણય કરનાર બારમો બુદ્ધિ નામનો ગુણ છે. તેરમો 'મન' નામનો ગુણ છે જેનાથી પ્રાણી અલ્પસત્ત્વ છે કે મહાસત્ત્વ છે તેનું અનુમાન કરવામા આવે છે. પ્રાણી (અજ્ઞાનાવસ્થામા) 'આ મારું છે અને મારું નથી' (મારું-તારું) માને છે એવો ક્ષેત્રજ્ઞ નામનો ચૌદમો ગુણ છે.[૧૭] આ બધાના સમૂહની સમગ્રતાને પંદરમો સામગ્ર્ય ગુણ કહે છે.[૧૮] સઘાત નામનો સોળમો ગુણ છે, તેમા આકૃતિ અને વ્યક્તિ એ બે ગુણો સમાયેલા છે[૧૯] (એટલે કુલ અઢાર થયા). દ્વદ્વયોગ નામે ઓગણીસમો ગુણ છે, એમા સુખદુ ખ, જરામૃત્યુ, લાભાલાભ, તથા પ્રિયાપ્રિયનો સમાવેશ થાય છે. પ્રાણીઓનો ઉત્પત્તિ અને લય કરનારો વીસમો કાલ નામનો ગુણ છે આ વીસે ગુણ, પચ મહાભૂત, સદ્‌ભાવ, અસદ્‌ભાવ, વિધિ, શુક્ર, અને બલ[૨૦] એમ ત્રીસે ગુણો[૨૧] જ્યા ભેગા થાય ત્યારે શરીર કહેવાય છે—શરીર બને છે કોઈ એક આચાર્ય આ ગુણોને અવ્યક્ત પ્રકૃતિ ગણે છે, બીજો સ્થૂળદર્શી આચાર્ય તેને વ્યક્ત રૂપે જુએ છે, જ્યારે કેટલાક અધ્યાત્મચિંતક આચાર્યો આને સર્વભૂતોની અવ્યક્ત

૧૭. આ ગીતાના તેરમા અધ્યાયમા કહેવાયેલ છે તે જ્ઞાની 'ક્ષેત્રજ્ઞ' નથી પણ કેટલી સાખ્ય પરિપાટી મુજબ 'અવિવેકી આત્મા' કહેવામા આવે છે તે છે

૧૮. ૫ નીલકઠ 'સામગ્ર્ય'ને વાસનાત્મક જગત્ એ અર્થમા ઘટાવે છે

૧૯. આકૃતિ=સામાન્ય, અર્થાત સામાન્યની જેમ સર્વવ્યાપી ઈશ્વર, વ્યક્તિ=જીવ (વિદ્યાસાગર)

૨૦. સદ્‌ભાવ=જે છે, અસદ્‌ભાવ=જે નથી, વિધિ=ધર્મ, અધર્મ, શુક્ર=સસ્કાર, બલ=શારીરિક બળ (જુદા જુદા ટીકાકારોના આધારે)

૨૧. મ૦ ભા૦ની સમીક્ષિત વાચનામા एकविंशश्च दश च અર્થાત્ એકત્રીસ ગુણો એવો પાઠ છે પણ ગુણસખ્યા જોતા સ્પષ્ટ રીતે અસગત છે જ્યારે પાદનોધમા મૂકેલા एव विंशश्च दशाच અથવા विंशतिर्दश चैव हि પાઠો સગત જણાય છે

ક વ્યક્ત એવી બે રીતે અથવા (સત્ત્વ, રજસ, તમસ્, અને પુરુષ એવી) ચતુર્વિધ પ્રકૃતિરૂપે જુએ છે આજે અવ્યક્ત પ્રકૃતિ જે ગુણો દ્વારા વ્યક્ત થઈ છે તે જ હે ગજેન્દ્ર! હુ, તુ અને અન્ય શરીરધારીઓ છીએ '

પછી પ્રાણીના ગર્ભાધાનથી માડી જન્મ અને ક્રમયોગે વૃદ્ધાવસ્થા સુધીની બદલાતી અવસ્થાઓનુ વર્ણન કરી સુલભા આગળ ચાલતા બોલી 'ક્રમમા પસાર થયેલી આ અવસ્થાઓ પાછી આવતી નથી, અને જેમ દીવાની શિખા પ્રતિક્ષણે ભિન હોવા છતા પણ સૂક્ષ્મતાને લીધે (ભિન) દેખાતી નથી એમ સર્વ પ્રાણીઓની અવસ્થા પ્રતિક્ષણે બદલાતી છતા જોઈ શકાતી નથી[22] આમ સતત દોડતા ઉત્તમ ઘોડાની જેમ, સર્વ લોકોની ઉત્પત્તિ આ પ્રમાણે છે, તો કોણ ક્યાથી આવ્યુ? અને કોણ ક્યાથી નથી આવ્યુ? આ કોનુ છે અને કોનુ નથી? અરે પોતાના શરીરના અવયવો સાથે પણ (પ્રાણીને) શો સબધ છે? જેમ સૂર્યકાન્તમણિ અને વૃક્ષના સપર્કથી અગ્નિ થાય છે તેમ કલાઓના—ગુણોના સમુદયથી પ્રાણીઓ પેદા થાય છે જો તુ આત્માવડે આત્મામા આત્માને જ જુએ છે, અને જો પોતાના અને અને બીજામા સમાનતા છે એવો તારો નિશ્ચય—અધ્યવસાય છે, તો તુ એ જ રીતે બીજામા આત્માવડે પોતાના આત્માને કેમ જોતો નથી? એટલે હુ કોણ છુ અને કોની છુ એ તુ મને શા માટે પૂછે છે? હે મૈથિન! 'આ મારુ હશે અને આ મારુ નહિ હોય' એવા દ્વદ્વોથી મુક્ત એવા તારા, 'તુ કોણ છે, અને કયાની છે' એ વચનોનુ શુ પ્રયોજન છે?

'શત્રુ, મિત્ર, મધ્યસ્થ પ્રત્યેના અને વિજય તથા સધિવિગ્રહના માર્ગો સફળતાથી પાર ઉતારનાર રાજામા હે મહીપાલ! મુક્તનુ કયુ લક્ષણ હોઈ શકે? સાત રીતે વ્યક્ત થતા ત્રિવર્ગના—ધર્મ, અર્થ,

૨૨. ૧૨-૩૦૮-૧૨૦ થી

કામના—કામોને જે બરાબર જાણતો નથી અને છતા જે ત્રિવર્ગમા આસક્ત છે તેનામા મુક્તનું કંઈ લક્ષણ હોઈ શકે ખરું?[23] જે પ્રિય કે અપ્રિયમાં, અને દુર્બળ કે બળવાન પ્રત્યે સમદૃષ્ટિવાળો નથી તેનામા મુક્તનું લક્ષણ શી રીતે હોઈ શકે? તેથી અમુક્ત હોવા છતા મુક્ત હોવાનું તારું અભિમાન છે તેને વૈદ્યો જેમ ગાંડા માણસને ઔષધિથી સાજો કરે એમ, તારા સુહૃદોએ દૂર કરવુ જોઈએ. સંગના તે તે સ્થાનોને જોયા બાદ, આત્માવડે આત્માને જુએ તેનામા મુક્તનુ શું લક્ષણ હોય? એટલે કે ભેદભાવ હોવાથી તારામા સમદૃષ્ટિ નથી.

'આ સંગના સ્થાનો વિષે સાંભળ આ આખી પૃથ્વીનું એકછત્ર શાસન કરનાર રાજા પણ એક જ શહેરમા રહે છે. એ શહેરમા પણ તે એક જ ઘરમા રહી શકે છે. એ ઘરમા પણ રાત્રે એક જ શય્યામા સૂવે છે. એ શય્યાનો અર્ધો ભાગ એની સ્ત્રી અગાઉથી જ દબાવી બેઠી છે. આમ આખું સામ્રાજ્ય હોવા છતા એને તો આટલુ જ ફળ ભોગવવા મળે છે.[24] આ જ રીતે ભોજન આચ્છાદન વગેરે અન્ય ઉપભોગોમા, તથા (આગળીને વેઢે) ગણાય તેવા (૭) ગુણોમા,[25] નિગ્રહ અને

૨૩. ધર્મ, અર્થ, કામ અલગ એ ત્રણ, ધર્મઅર્થ, ધર્મકામ અને કામ અર્થ એમ ત્રણ, અને ધર્મ અર્થ કામ એ જોડાયેલા ત્રણ અર્થાત એક એવી રીતે સાત (૫ નીલક ઠ)

૨૪. ૧૨-૩૦૮-૧૩૪ થી ૧૩૬, ૫. નીલકંઠે ટીકામા ટાંકેલો શ્લોક
સર° गोशतादपि गोक्षीर प्रस्थ धान्यशतादपि ।
प्रासादादपि खट्वार्धं शेषा परविभूतय ॥
= ૧૨-૨૭૭-૩૦.

૨૫. (૧) ગુણ વિદેશનીતિમા રાજાએ અમલ કરવાના ૭ 'ગુણ' (સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ તથા સંશ્રય, મનુ ૭-૧૬૦, યાજ્ઞવલ્ક્ય ૧-૩૪૬, મ૦ ભા૦ ૨-૫-૧૧ 'સભાપર્વ' ક્ષેપક પરિશિષ્ટ ૧-૨ની

અનુગ્રહમાં, રાજા સદાય પરતન્ત્ર હોય છે, અને તે ઘણું જ થોડું કરી શકે છે. તો પછી સંધિવિગ્રહમાં રાજાને સ્વતંત્રતા ક્યાંથી જ હોય? સ્ત્રીઓ સાથેના ક્રીડાવિહારમાં રાજા હંમેશ પરતન્ત્ર હોય છે, અને અમાત્યો સાથેની મંત્રણામાં તો સ્વતંત્રતા હોય જ ક્યાંથી? એ જ્યારે બીજાને આજ્ઞા કરે છે ત્યારે એની સ્વતંત્રતા કહેવાય છે, પણ એમાંય તે તે ગુણને આધારે તેને પરતન્ત્ર રીતે કામ કરવાનું હોય છે. એને સૂવું હોય તો પણ કાર્યાર્થી માણસો એને સુવા નથી દેતા. અને સૂતો હોય તો પણ ખબર આપવાથી અવશ એવા એને ઊઠવું પડે છે.

'તમે સ્નાન કરો, ખાઓ, પીઓ, અગ્નિમાં હોમ કરો વગેરે અનેક રીતે બીજાઓ એને કહે છે ત્યારે જ વિવશ થઈને એને એ કરવાનું હોય છે. એની પાસે જઈને યાચકો સતત માગે છે, પણ વિત્તરક્ષી એવો એ કોઈને આપી શકતો નથી. એ દાન કરે તો કોશનો ક્ષય થાય છે અને ન આપે તો શત્રુવટ થાય છે! અને એક ક્ષણમાં જ કંટાળો લાવનાર અનેક દોષો ઉત્પન્ન થાય છે! પ્રાજ્ઞ, શૂર તથા સમૃદ્ધો જો એક સ્થાને ભેગા હોય તો રાજાને શંકા થાય છે, અને અભય હોવા છતાં જેઓ તેની નિત્ય ઉપાસના કરતા હોય તેનાથી જ રાજા ડરતો રહે છે. અને જ્યારે ઉપર કહ્યા તે લોકો ફૂટી જાય છે ત્યારે તેનાથી રાજાને જેવો ભય થાય છે તે તું જો—સમજ.'

પછી ઉપર મૂકેલું સુભાષિતવચન સંભળાવી સુલભાએ પ્રવચન કરતાં કહ્યું, 'પુત્ર, પત્ની, પોતે, કોશ, મિત્રો અને પરિગ્રહ એ તો

(નોંધ ૨૫ ચાલુ)

લીટી ૧૪ની ટીકામાં પં. નીલકંઠ) MWD P. 357. (૨) મનુસ્મૃતિના સંદર્ભમાં મોનિયેર વિલિયમ્સ પ્રમાણેના ગુણો છે. જ્યારે મ૦ ભા૦ (સમીક્ષિત વાચના ૨–૫–૧૧)ના સંદર્ભમાં 'રાજાના ૭ ગુણો' એવો ટૂંકો ઉલ્લેખ છે. એની ટીકામાં પં. નીલકંઠ વક્તૃત્વ, પ્રાગલ્ભ્ય, મેધાવિત્વ, સ્મૃતિ, કવિત્વ અને નીતિશાસ્ત્રવેત્તાપણું એ ૭ ગુણ નોંધે છે.

બીજાની જેમ રાજાને પણ છે²⁶ પણ રાજાને અમુક દેશનો નાશ થયો, અમુક શહેર બળી ગયુ, અમુક મોટો હાથી મરી ગયો એવી સામાન્ય વાતો સાભળી સાભળીને મિથ્યાજ્ઞાનથી—સપત્તિની માલિકીના જ્ઞાનથી—ઉદ્વેગ થાય છે વળી એ ઇચ્છા, દ્વેષ અને પ્રિયથી ઉત્પન્ન થતા માનસિક દુ ખોથી મુક્ત નથી એ માથાના રોગ તથા બીજા ઘાતક રોગોના ભયથી મુક્ત નથી એ દ્વ દ્વોથી હણાયેલો અને ચારે બાજુએ શ કાશીલ, અને ગનિઓ ગણતો અનેક સ કટોથી ભરપૂર રાજ્ય ભોગવે છે આવા અતિ અલ્પસુખવાળા, દુ ખથી ભરપૂર અને નિ સાર રાજ્યને મેળવીને કયો માણસ શાન્તિ પામે ? જેને તુ મારા માને છે, એ નગર, રાષ્ટ્ર—રાજ્ય, સૈન્ય, ખજાનો અને અમાત્ય વગેરે એના નથી ? અર્થાત આ બધુ આખી પ્રજા માટે છે મિત્ર, અમાત્ય, પુર, રાષ્ટ્ર, દ ડ, કોશ, રાજ્યકર્તા એ સાતે અ ગ મળીને રાજ્ય કહેવાય છે એકબીજાના આશરે ઉભેલી ત્રણ લાકડીઓની જેમ, એકબીજાના ગુણના આધારે રહેલા સાત અ ગવાળા રાજ્યમા કયુ અ ગ ગુણથી વધુ છે? અર્થાત્ રાજા પણ રાજ્યનુ એક પગારદાર અ ગ જ છે જે જે કાળે જેનાથી કામ થાય એ અ ગની વિશિષ્ટતા માનવામા આવે છે અને એ તત્પુરતુ મુખ્ય ગણાય છે હે નૃપોત્તમ ! આ સાત અને બીજા ત્રણ²⁷ મળીને કુલ દશ થાય છે, એ (દશે) રાજાની પેઠે રાજ્ય ભોગવે છે શક્તિશાળી અને ક્ષાત્રધર્મરત રાજા દશાશ કર લઈને સ તોષ પામે છે જ્યારે કેટલાક (વધુ સારા રાજાઓ) દશાશથી પણ ઓછો કર લઈને સ તોષ પામે છે એટલે રાજા કઈ અસાધારણ (મનુષ્ય) નથી તેમ રાજ્યકર્તા વગરનુ રાજ્ય પણ નથી રાજ્ય ન હોય તો (વ્યવસ્થા નહિ હોવાને લીધે) ધર્મ ક્યાથી હોય અને ધર્મ ન હોય તો ઉત્તમ સુખ ક્યાથી મળે ! (ઉત્તમ

---

૨૬. ૧૨-૩૦૮-૧૪૮ થી

૨૭. દણ્ડ=દૂત, યુવરાજ, પુરોહિત (અર્જુનમિશ્ર) હૃદય વૃદ્ધિ, ક્ષય (નીલક ઠ) ત્રિવર્ગ (વાદિરાજતીર્થ)

સુખ આપનાર મમત્વરહિત) જે ધર્મમાં અશ્વમેધ યજ્ઞ અને આખી પૃથ્વીના દાનની જરૂર પડતી નથી એવો અહીં (આચરવાનો) જે પરમ પવિત્ર ધર્મ છે, તે ગત અને ગન્ત્વ બન્નેથી વધુ પવિત્ર છે. ગન્તવ્યમાં રહેલા અસંખ્ય દુઃખો વિષે આ ઉપગત હું કહી શકું એમ છું. (પણ કહેતી નથી.)

'મને મારા દેહમાં જ આસક્તિ નથી તો પારકાના દેહમાં તો ક્યાંથી હોય? આવી મુક્ત એવી મને તું આ પ્રમાણે કહે તે યોગ્ય નથી. અને તેં તો પંચશિખ પાસેથી નિશ્ચયયુક્ત, ઉપાયવાળો, ઉપનિષદ સાથેનો, અને યમનિયમ સાથેનો મોક્ષધર્મ જાણ્યો છે, તો મુક્તસંગ એવા અને (સંસાર) બંધનને છેદીને વર્તતા એવા તને છત્રાદિ વિશિષ્ટ ચિહ્નોમાં આસક્તિ કેમ નહી ગઈ છે? એટલે એમ લાગે છે કે કાં તો તેં ધર્મ સાભળવા છતાં સાભળ્યો નથી, અથવા તો મિથ્યા ધર્મ સાભળ્યો છે, અથવા સાભળવા જેવું કર્યું છે, અથવા ધર્મને બદલે કંઈ બીજું જ સાભળ્યું છે. એક પ્રાકૃત મનુષ્યની જેમ તું (આ સ્ત્રી છે, આ પુરુષ છે એવી) લૌકિકી સંજ્ઞાઓને પ્રતિષ્ઠા આપે છે, અને આસક્તિ તથા અંતઃપુરની સ્ત્રીઓથી બંધાઈ ગયો છે! જો તું સર્વથા મુક્ત છે તો, મેં સત્ત્વથી તારામાં પ્રવેશ કર્યો છે, એમાં તારો શો અપકાર કર્યો? યતિઓએ શૂન્ય (આવાસ)માં વસવું જોઈએ એવો ધર્મનિયમ છે, તો શૂન્યમાં વસી રહેલી એવી મે તારું શું બગાડ્યું છે?[२८] હું તને શરીરના કોઈ પણ અવયવથી અડકતી નથી, તેથી આવા મોટા કુળમાં જન્મેલા

૨૮. (૧) અહીં 'શૂન્ય' અનેકાર્થમાં પ્રયોજાયેલ છે. શૂન્યમાં વસી રહેલી એટલે જનકના (૧) વાસના વિનાના શૂન્ય શરીરમાં જો એ મુક્ત હોય તો! (૨) જ્ઞાનશૂન્ય શરીરમાં જો એ અજ્ઞાની હોય તો. (૩) પોતે વાસનાશૂન્ય હોઈ જ્યાં જાય ત્યાં એક આત્મા નિહાળતી તેથી બધે જ શૂન્ય અનુભવતી અર્થાત્ સર્વથા શૂન્યમાં વસી રહેલી. અને તેથી જનકના શૂન્ય શરીરમાં રહેલી.

દીર્ઘદર્શી અને લજ્જાશીલ એવા તારે સાચી કે ખોટી રીતે વ્યભિચાર કર્યાનુ સભા વચ્ચે બોલવુ જોઈએ નહિ સભામા બ્રાહ્મણો, ગુરુઓ અમાત્યો અને માન્ય વડીલો છે, તુ પણ આ બધાનો ગુરુ હોઈ તમારા બધાનુ પરસ્પર ગૌરવ છે આ બધાનો વિચાર કરીને અને શુ બોલવુ કે ન બોલવુ તેની પરીક્ષા કરીને આ સ્ત્રીપુરુષ એકઠા મળ્યા છે એવુ સભામધ્યે બોલવુ ન જોઈએ

'જેમ કમળના પાદડા ઉપર પાણી રહે છતા પણ તે અસ્પૃશ્ય રહે છે એવી રીતે હુ તારામા વસીશ અને આમ સ્પર્શ નહિ કરવા છતા પણ તુ મારા સ્પર્શને અનુભવે તો તે ભિક્ષુ પચશિખે તારા જ્ઞાનને વાસનાબીજથી રહિત કર્યું છે એમ શી રીતે સમજાય? તુ ગાર્હસ્થ્યથી ભ્રષ્ટ થયો છે અને દુર્વિદ્દ મોક્ષને તો પામ્યો જ નથી અને હવે ઉભયભ્રષ્ટ થયેલો તુ માત્ર મોક્ષની વાયડી વાતો કરતો થયો છે! મુક્તનો મુક્ત સાથે, કે આત્માનો પ્રકૃતિ સાથે, કે નિષ્કામનો સકામ સાથે યોગ થાય તો તેનાથી વર્ણસકર થતો નથી જે વર્ણ (ધર્મ) આશ્રમ (ધર્મ) અને (આ સ્ત્રી છે આ પુરુષ છે વગેરે એવા) પૃથક્ત્વનુ હાર્દ સમજેલો છે અને તેથી (તેનુ સમન્વય તત્ત્વ જોઈને) અપૃથક્ત્વિત્—ઐક્યદર્શી છે, તે આ બધા પૃથક્ નથી એમ સમજીને એની જ રીતે વર્તે છે, અર્થાત્ બધી વસ્તુઓની પાછળ રહેલ ઐક્યતત્ત્વને નિહાળીને વર્તન કરે છે

(નોધ ૨૮ ચાલુ)

(૨) સર૰ બૌદ્ધ અર્થ 'જે યોગીએ અનાત્મનો સાક્ષાત્કાર કરી તૃષ્ણાનો નાશ કર્યો છે તેના નિર્વાણને 'શૂન્ય' કહે છે' ('ધમ્મ' બોધિની પૃ ૫) બૌદ્ધોમા નિર્વાણના ત્રણ ભેદ છે બીજા બે ભેદ. જેણે ક્ષણિકતાનો સાક્ષાત્કાર કરી તૃષ્ણા નાશ કર્યો છે તેનુ નિર્વાણ 'અનિમિત્ત' અને જેણે દુખનો સાક્ષાત્કાર કરી તૃષ્ણાનાશ કર્યો છે તેનુ નિર્વાણ 'અપ્રણિહિત' (એજન)

'જેમ હાથમા કૂંડી, કૂંડીમા દૂધ અને દૂધમા માખી એ ત્રણે આશ્રિત-આશ્રય સંબંધથી ગૂંહેલા છતા જુદા છે, એમ આપણે એ જ રીતે જુદા છીએ. કૂંડી એ દૂધ નથી, અને દૂધ એ માખી નથી આમ બધા પદાર્થો પોતાની મેળે આશ્રય પામેલા છે, પરાશ્રયી નથી—બીજાને અધીન એમનું અસ્તિત્વ નથી. એવી રીતે વર્ણ અને આશ્રમ એક-બીજાથી જુદા છે તો એમા વર્ણસંકર ક્યા થયો?

'હું જાતિથી બ્રાહ્મણ, વૈશ્ય કે એનાથી ઉતરતી વર્ણની નથી, પણ શુદ્ધ ક્ષત્રિય જાતિની જ છુ. હું પ્રધાન નામના રાજર્ષિના કુળમા જન્મેલી છું. મારુ નામ સુલભા છે. મારે લાયક યોગ્ય પતિ નહિ મળવાથી હું મોક્ષધર્મમા વિનીત—દીક્ષિત—થઈને એકલી મુનિવ્રત પાળું છું.[૨૯] હું કપટવેષધારિણી સંન્યાસિની નથી, કે નથી બીજાનું ધન હરનારી, હું ધર્મસંકર કરનારી નથી, પણ સ્વધર્મમા વ્રત પાળનારી છું. મારી પ્રતિજ્ઞામા હું અસ્થિર નથી, કે વિના સમજ્યે કંઈ બોલતી નથી. તારી પાસે સમજ્યા વિના આવી નથી પણ કુશળ[૩૦] ઇચ્છતી એવી, હું મોક્ષ વિષે તારી ખ્યાતિ સાભળી, મોક્ષ વિષે અને તારા વિષે જાણવાની ઇચ્છાથી આવી છુ. આ જે, હું કહુ છું તે સ્વપક્ષ કે પરપક્ષના મંડનખંડન માટે નથી, કારણ (એવુ મ ડન ખંડન કરનાર) એકપક્ષી સ્થાપન કરનાર મુક્ત (દેખાતો) હોવા છતા મુક્ત નથી અને શાન્ત

---

૨૯. આ નોધથી કવિ બતાવે છે કે સદાચારી, સુશીલ, સંયમી અને જ્ઞાની સુલભા 'વૈરાગ્ય'થી નહિ પણ યોગ્ય પતિ નહિ મળતા, કન્નેડું થતું હતું તેથી સંન્યાસિની થઈ હતી.

૩૦. સર૦ 'કુશલ'નો બૌદ્ધ અર્થ. ત્રણ કાયિક—પ્રાણઘાત, અદત્તાદાન, વ્યભિચાર; ચાર વાચિક—અસત્યભાષણ, ચાડી, કઠોર ભાષણ, બડબડાટ, અને ત્રણ માનસિક—પરદ્રવ્યનો લોભ, ક્રોધ અને નાસ્તિકતા. આ દશ અકુશલ કર્મપથથી નિવૃત્ત રહેવુ તે કુશલ કર્મપથ છે (ધમ્મ. પૃ. ૧૪૦).

(દેખાતો) હોવા છતાં શાન્ત નથી. જેમ ભિક્ષુ શૂન્યાગારમાં એક જ રાત્રિ વસે છે, એમ તારા (વાસનાશૂન્ય) શરીરમાં હું આ એક જ રાત્રિ વસીશ હે મૈથિલ! તેથી તારા આતિથ્યસત્કારથી, આનંદ પામીને, તથા નિદ્રા લઈને હું આવતી કાલે ચાની જઈશ '

આવાં અર્થઘન અને હેતુયુક્ત વાક્યો સાંભળીને, આનાથી આગળ રાજા બીજું કંઈ બોલ્યો નહિ

આ ઇતિહાસ-સંવાદમાં કવિએ ગાર્હસ્થ્ય કે સંન્યાસનો એકાંગી પુરસ્કાર નહિ કરતાં સંયમ અને નિર્મમત્વ—અનાસક્તપણું, તથા તેને પરિણામે ઉત્પન્ન થતું જ્ઞાન સર્વોત્તમ છે એમ સમજાવ્યું છે વળી જ્ઞાન વાદવિવાદના અખાડામાં કુસ્તી કરવા માટે નહિ પણ સતત ચર્ચા, વિચારણા અને આચરણથી પરસ્પરનું કુશળ ઇચ્છી, પરસ્પરની ઉન્નતિ કરવા માટે છે, તથા આની રીતે થતી ઉન્નતિ સર્વ કોઈની ઉન્નતિ છે અને તેથી પોતાની પણ છે એ સમજવા માટે છે, એમ બતાવ્યું છે

વિદેહી જનક પાસે પૂર્વપક્ષ સ્થાપન કરાવ્યો છે, એટલું જ બાકી એ રાજા પણ જીવન્મુક્ત હતો એટલે તો ચર્ચાને અંતે 'રાજા બીજું કંઈ બોલ્યો નહિ' એમ લખીને કવિએ વ્યંજનાથી જ્ઞાન-વિજ્ઞાનથી પરિશુદ્ધ બનતી જતી પ્રજ્ઞાના અસંખ્ય તેજસ્વી પાસાઓનું નિદર્શન કરાવ્યું છે

૧૮૭ न ह्येव पुरुषो द्रष्टा स्वर्गस्य नरकस्य वा[१] ।
आगमस्तु सतां चक्षुर्नृपते तमिहाचर ॥ १२-२८-५२

---

૧. (૧) જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૭૦, નોંધ ૨૭ પૃ ૨૩૩

(૨) સર૦ આ શાંતિ ૨૮મા અધ્યાયનો શ્લોક ૪૧મો, સર૦ આ ૪૧મા શ્લોકને મળતું 'પંચશિખ-જનકસંવાદ માટું પંચશિખવચન ' ખરેખર

ખરેખર કોઈ પણ માણસે સ્વર્ગ કે નરકને જોયું નથી. હે નૃપતિ ! આગમ એ જ સજ્જનોનું નેત્ર છે[2] માટે તમે એ જ પ્રમાણે ( શાસ્ત્ર અનુસાર ) વર્તો.

---

( નોંધ ૧ ચાલુ )

સ્વર્ગ અને નરકને કોઈએ જોયું નથી, માટે આગમોનું અતિક્રમણ કર્યા વિના દાન અને યજન કરવું.' ( ૧૨-૩૦૭-૨૪ ).

(૩) સર૦ પ્રકાશ એ સ્વર્ગ છે અને તમસ્‌-અંધકાર એ નરક છે એમ (વિદ્વાનો) કહે છે. પૃથ્વી ઉપર વિચરનાર ( મનુષ્યો ) સત્ય અને અનૃતથી તે બન્નેને (અર્થાત સ્વર્ગ કે નરકને) પ્રાપ્ત કરી શકે છે. ૧૨-૧૮૩-૩.

(૪) સર૦ મ૦ભા૦મા સૃષ્ટિરચના વિષે રજૂ થયેલી અનેક કલ્પનાઓ પૈકી, કમળ અને તેમા ઉત્પન્ન થયેલા બ્રહ્માની કલ્પના વિષે, 'ભૃગુ-ભારદ્વાજ-સંવાદ'મા 'આદિઅંતથી રહિત, અજરામર પ્રથમ પેદા થયેલા માનસદેવની મૂર્તિને બ્રહ્મા અને તેના આસન તરીકે નિર્માણ થયેલી પૃથ્વીને કમળ કહેવામા આવે છે.' ( ૧૨-૧૭૫-૧૧ થી, અને ૩૪ થી ૩૬ ઇ. ) કહ્યું છે તે.

૨. (૧) 'આગમ' એટલે કોઈપણ સતશાસ્ત્ર. સર૦ 'કપિલ-સ્યૂમરશ્મિ-સંવાદ', શાંતિ. અ ૨૬૦ થી ૨૬૨મા આગમાનુસાર વર્તન અંગે ખુલાસો પૂછતા સ્યૂમરશ્મિને કપિલે કહ્યું છે તે, 'ગમે તે (પંથના સત) શાસ્ત્રને વિધિવત્‌-જ્ઞાનપૂર્વક આચારમા મૂકવામા આવે તો તે નિરામય—નિર્ભય બનાવે છે. જે માણસ જ્ઞાનનું અનુસરણ કરે છે, તેને જ્ઞાન પાવન કરે છે, પણ જ્ઞાન સિવાયની વૃત્તિ વિનાશકારી છે. વાદવિવાદ કરવામા બળવાન, શાસ્ત્રના તત્ત્વને નહિ જાણનારા કામદ્વેષથી ઘેરાયેલા અહંકારી, શાસ્ત્રચોર લોકો અપક્વ, અકલ્યાણકારી રીતે, સમજ્યા વગર અને (શમદમાદિ સાધનો માટે) મહેનત કર્યા વગર બધે ગુણોનો અભાવ જોયા કરે છે પણ સંયમરત યતિઓ તો પરમગતિ મેળવવાની ઇચ્છાથી આ બધું વિચારીને શુભ—અશુભ બધું ત્યજી દે છે—મુક્તિ મેળવે છે.' ( ૧૨-૨૬૧-૪૫ થી ૫૨ ).

(૨) 'આગમ' એટલે જ્ઞાન ક્યાથી આવ્યું તે દર્શાવતી ગુરુ-શિષ્ય પરંપરા. જુઓ ગંધર્વ અંગારપર્ણે અર્જુનને 'ચાક્ષુષી વિદ્યા'નું આગમ કહ્યું તે. ( ૧-૧૫૯-૪૦, ૪૧ ).

સ્વજનક્ષયથી શોકાતુર થઈ પ્રાયોપવેશન કરવા તૈયાર થયેલા પાંડવ યુધિષ્ઠિરને, વેદવ્યાસે અશ્મગીતા—દુઃખશોકમાં ગરકાવ વિદેહના જનક અને પ્રાજ્ઞ અશ્મન્ બ્રાહ્મણનો સંવાદ—સંભળાવી. એ અશ્મગીતામાં સંયોગ અને વિયોગ, કે શ્રીમંતાઈ અને દારિદ્ર્યથી થતાં સુખદુઃખથી બચી, આ જગતના માનસિક વિકાર (ચિત્તવિભ્રમ) જનિત દુઃખો અને આકસ્મિક દુઃખોથી છૂટીને, શોક કે દુઃખમાં અટવાના દરેક મનુષ્યને, વિશ્વની વિચિત્રતાઓનું ઊંડું નિરીક્ષણ કરી યોગ્યતા પ્રમાણે ક્રમિક વિકાસ સાધતાં સાધતાં છેવટે કપટમાત્રનો ત્યાગ કરી સમ્યક્ રીતે ધર્માચરણ કરવાનો, અશ્મને ઉપદેશ કર્યો છે. એમાં જનકને વિશ્વની પરસ્પર વિરુદ્ધઘટનાપર પ્રશ્નો દર્શાવી, એના પિતા અને પિતામહો ક્યાં ગયા છે? એવું પૂછી આ શ્લોકથી સ્પષ્ટ રીતે બતાવ્યું છે કે, મ૦ ભા૦ના વિદ્વાન કર્તાઓ સ્થૂળ રીતે સમજાતા 'સ્વર્ગ' અને નરક' શબ્દોને ઉપમા તરીકે વાપરી, લોકોને સત્પથે દોરવા માટેનાં વાહનો બનાવ્યાં છે.

અશ્મને જગતની વિચિત્રતા વર્ણવતાં, સંસારના સંયોગ અને વિયોગને, વટેમાર્ગુના સંબંધ જેવો કે મહાસાગરમાં અકસ્માત ભેગાં થઈ જુદાં પડતાં લાકડાં જેવો કહ્યો છે. વળી જરા અને મૃત્યુરૂપી વરુઓ અથવા તો ગ્રહોની કાળઝપટમાંથી બચવા માટે ઔષધો અને ઉકાળા પીતા વિદ્વાન આયુર્વેદજ્ઞો, રસાયનો ખાતા રસાયનશાસ્ત્રીઓ, તપ કરતા તાપસો, સ્વાધ્યાય કરતા વેદપાઠીઓ, દાન કરતા દાતાઓ, અને યજ્ઞ કરતા યાજ્ઞિકોના નિષ્ફળ પ્રયત્નોનું વર્ણન તે કરે છે. અને વૈદ્ય છતાં રોગી, બળવાન છતાંય દુર્બળ, શ્રીમંત છતાં નપુંસક, સંતાન ન ઇચ્છતા દરિદ્રોને ત્યાં છોકરાંઓની ફોજ અને સંતાન માટે વલખાં કરતા વાંઝિયા શ્રીમન્તો, જાતજાતના અકસ્માતોથી થતાં મરણ, યુવાનીમાં મરતો શ્રીમંત અને ઢસરડા કરી સો વર્ષ જીવતો દરિદ્રી, અપચો ભોગવતા પૈસાદાર અને લાકડાંયે પચી જાય તેવો જઠરાગ્નિ

ધરાવતા (પણ ખાવાના સાંસાવાળા) ગરીબો; સ્ત્રી, મૃગયા, જુગાર અને દારૂના વ્યસનમાં ફસાતા બહુશ્રુત પંડિતો વગેરે ઉદાહરણો બનાવી માણસે પોતાની ચેતના—સારાસાર સમજવાની વિવેકબુદ્ધિ—નું રક્ષણ કરવાનું કહ્યું છે.

૧૮૮. अलात तिन्दुकस्येव मुहूर्तमपि विज्वल ।
मा तुषाग्निरिवानर्चिः काकरङ्का जिजीविषुः ।
मुहूर્તं ज्वलितं श्रेयो न तु धूमायितं चिरम् ॥
૫-૧૩૩-૧૩

ટીંબરૂના ઊંબાડિયાની જેમ એક ક્ષણવાર પણ તું ઝળક. લટકતા કાગડાની માફક (કેવળ) જીવવાની ઇચ્છાથી ડાંગરના છોડાના અગ્નિની જેમ ધૂંધવાયા ન કર કારણકે લાંબા સમય સુધી ધૂંધવાયા કરતાં એક ક્ષણ પણ ઝબકવું વધુ સારું છે.

સિંધુરાજથી પરાજય પામી, હતાશ થઈ સૂઈ રહેલા સૌવીરના રાજા સંજયને, તેની માતા વિદુલાએ હતાશા ખંખેરી આત્માનું અપમાન ન કરવા, અપ્રમાદી, નિર્ભય, અલ્પપ્રાપ્તિથી અસંતોષી થવા[1], પરાક્રમી, અદીન અને સર્વ આશ્રિતોને પાકા ફળવાળા વૃક્ષની જેમ આજીવિકા આપનાર થવા માટે, તીક્ષ્ણ અને સૌમ્ય નીતિશાસ્ત્રના ઉપદેશથી યુદ્ધ માટે તૈયાર કર્યો. એમાં, દિલમાં ધૂંધવાયા કરતાં, બુદ્ધિની પ્રવૃત્તિ કરી, બહાદુરીપૂર્વક શત્રુ સાથે યુદ્ધ કરી કાં તો રાજ્ય મેળવવું, કાં સ્વમાન-પૂર્વક રણક્ષેત્રમાં સૂવું એ ઘણું ઉત્તમ છે, એમ ઉપર મૂકયું છે તેવા સુભાષિતોથી પાનો ચડાવ્યો છે. એને પાનો ચડાવતા એ વીર ક્ષત્રિયાણી માતા કહે છે, 'તારા જેવા અમર્ષ વિનાના, ઉત્સાહ વિનાના, નિર્વીર્ય

૧. જુઓ ઉપર 'સુખદુઃખ' (પ્રક૦ ૧૨), શ્લોક ૧૨૮, ૪૦૨.

અને શત્રુઓને આનંદ આપનારા પુત્રને કોઈ સૌભાગ્યવતી સ્ત્રી જન્મ આપશો નહિ.[૨] તું ધૂંધવા નહિ, પણ મોટી જ્વાળા થઈને આક્રમણ કરી શત્રુઓનો વધ કર, અરે એક મુહૂર્ત માટે, કે છેવટ એક ક્ષણ માટેયે શત્રુઓનાં મસ્તક ઉપર પગ મૂકીને ઝળકી ઊઠ.'

માતા કુંતીએ 'વિદુરાપુત્રાનુશાસન'નું આ આખ્યાન યુદ્ધથી થતા વિનાશના વિચારથી (તામસિક ભાવોથી ઘેરાઈ) ઘોડા કંટાળી ઉપરામ ઇચ્છતા પાંડવોને યુદ્ધ માટે તેઓ સુસજ્જ અને જુસ્સાવાળા રહે તે માટે વિષ્ટિ પછી શ્રીકૃષ્ણ મારફતે સંદેશા દ્વારા કહેવડાવ્યું હતું.

મોહવશ, પ્રમાદી અને પ્રવૃત્તિ-નિવૃત્તિને તદ્દન ઊંધી જ રીતે જોનારા તામસિક માણસને જગાડવા ઉત્કટ રાજસિક ભાવોની જરૂર છે. અને રાજસિક ભાવોમાં રજોગુણના લક્ષણરૂપી રાગદ્વેષ અને દુઃખના તીવ્ર આવેગો, પ્રત્યાઘાતો તથા કડવા ઝેર જેવા અનુભવ અનિવાર્યપણે હોય જ. છતાં ઉત્થાન પામતા તામસિક સત્ત્વ માટે ક્રમાનુસાર એ જરૂરી છે, જેમાંથી વિકસિત થતાં સત્ત્વગુણી થઈને એ મનુષ્ય છેવટ ગુણાતીત બને છે. મહાભારતનું 'વિદુરાપુત્રાનુશાસન' આખ્યાન આ સંદર્ભ અને અર્થમાં સમજવાથી એમાં રહેલાં અનેકાનેક શુભ તત્ત્વોને એમના સાચા સન્દર્ભમાં વિચારી શકાય.

૧૮૧. प्रज्ञाप्रासादमारुह्य नशोच्यान्शोचतो जनान् ।
जगतीस्थानिवाद्रिस्थो मन्दबुद्धीनवेक्षते[१] ॥ १२-१७-.९

---

૨. ૫-૧૩૧-૨૯. જુઓ મૂળ શ્લોક, ઉપર 'ગાર્હસ્થ્ય' (પ્રક૦ ૭), શ્લોક ૧૦૪નું ઉદ્ઘાટન નોંધ ૯, ૧૦, પૃ. ૩૧૪, ૩૧૫.

૧. (૧) = કે. ૧૨-૧૪૭-૧૧.

સર૦ ૩-૧૯૮-૯૩ અબકડ; ૧૨-૨૪૨-૧૮; ૨૭૫-૧૧; ૨૭૬-૩૩; 'યોગ-સૂત્ર ભાષ્ય' ૧-૪૭, યો. વા. ૭-૧૦૨-૪૯; 'અહિર્બુધ્ન્યસંહિતા' ૧૫-૭૧ કડ, ૭૨ અબ; 'મહાવગ્ગ' ૧-૫-૭; 'મિલિન્દ પઞ્હો' ૩૮૭.

પ્રજ્ઞાપ્રાસાદ ઉપર ચઢીને પોતે શોકવિનાનો, શોક કરતા મનુષ્યોને, પર્વત ઉપર ઊભેલો પૃથ્વી ઉપર ઊભેલાને દેખે છે તેમ, જુએ છે.

---

(નોધ ૧ ચાલુ)

સર૦ पमादं अप्पमादेन यदा नुदति पण्डितो ।
पञ्ञापासादमारुय्ह असोको सोकिनिं पजं ।
पब्बतट्ठो व भुम्मट्ठे धीरो बाले अवेक्खति ॥ ધમ્મ ૨૮.

પંડિત પુરુષ જ્યારે અપ્રમાદથી પ્રમાદને હાંકી કાઢે છે ત્યારે, પ્રજ્ઞાપ્રાસાદ ઉપર ચઢીને, પોતે શોક વિનાનો શોકવાળી પ્રજાને, પર્વત ઉપર ઊભેલો ભૂમિ ઉપર ઊભેલાને દેખે છે તેમ તે ધીર, બાળકોને (મૂર્ખોને) દેખે છે.

(૨) જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫), શ્લોક ૬૨, પૃ. ૨૦૩. એ શ્લોકની ટીકામાં પં. નીલકંઠે ઉપરનું સુભાષિત થોડાક પાઠભેદે ટાંક્યું છે.

(૩) દ્યૂતમા હારેલા પાંડવો વનમા ભારે કષ્ટ પામતા હતા તે જોવા જવા માટે દુર્યોધનને ઉશ્કેરતા શકુનિએ આવો વિચાર વ્યક્ત કર્યો હતો: 'પર્વત ઉપર ઊભેલો પૃથ્વી ઉપર ઊભેલાને દેખે છે એમ સુખી અવસ્થાવાળો વિષમાવસ્થામા પડેલા દુહૃદને જુએ, એનાથી વધુ સારું સુખ કયું?' ૩-૨૨૯-૧૭. શકુનિની દુષ્ટતા સ્પષ્ટ છે.

(૪) સંસારથી અલિપ્ત, સંસારસમુદ્રના કામક્રોધરૂપી તરંગોથી અલિપ્ત રહેવાની દૃષ્ટિ અને કવિઓની વૃત્તિ કેળવવા વિષે ગુજરાતના સાહિત્યકારો સમક્ષ બોલતા વિનોબાજીએ 'ધમ્મપદ'ની આ ગાથા ટાંકતા કહ્યું છે, '× × × જે ધર્મની રક્ષા કરે છે તે દૃષ્ટા શ્રેષ્ઠ કહેવાય. વિપ્રોમા શ્રેષ્ઠ ઋષિ કહેવાય, તેમ કવિઓમા શ્રેષ્ઠ પુરુષ જે પદપ્રાપ્ત થયો છે તે પદવિત, પદજ્ઞ કહેવાય. એટલે કે જે પદ, પદવી સુધી પહોંચી ગયો છે તે ઉપર પહોંચીને નીચે જુએ છે અને ચારે તરફ જે નજર નાખે છે તેને સમગ્ર દર્શન થાય છે. સમગ્ર દર્શન વિના સાહિત્ય નિર્માણ નહિ થાય. એ ઊંચે ચઢે ત્યાથી ચારે બાજુ જુએ તો સમગ્ર દર્શન થાય અને નીચે જુએ તો સંકુચિત દર્શન થાય × × × ભગવાન

ભીમસેને રાજ્ય કરી ભોગો ભોગવવાનું સૂચવતા, વિષાદગ્રસ્ત ધર્મરાજાએ સંન્યાસી થવાની ઇચ્છા વ્યક્ત કરતા આ ઉત્તમ શ્લોક કહ્યો હતો. આ ગાથા સ્વતંત્રપણે સર્વ શાસ્ત્રોના દર્શનને વ્યક્ત કરે છે, પણ અહીં તો તે પ્રવ્રજ્યાને પ્રતિપાદિત કરતા દર્શનોનું દૃષ્ટિબિંદુ રજૂ કરે છે. કારણ આ પછી તરત જ 'જે અજ્ઞાતને વિજ્ઞાન વડે સારી રીતે સમજનાર બુદ્ધિથી દશ્ય—એટલે કે જોવા યોગ્યને અર્થાત્ કર્તવ્ય અકર્તવ્યને જુએ છે તે ચક્ષુષ્માન છે અને તે બુદ્ધિમાન છે,'[2] અને છેવટે 'सर्वं बुद्धौ प्रतिष्ठितम्। બધું બુદ્ધિમાં પ્રતિષ્ઠિત છે.'[3] એ પ્રમાણે રાજા યુધિષ્ઠિરે કહ્યું છે.

---

(નોંધ ૧ ચાલુ)

બુદ્ધ બોલી ગયા કે એ જે પર્વતસ્થ પુરુષ છે તે પર્વત પર ચઢે છે અને પછી નીચે જુએ છે, જે ભૂમિ પર ફરનારાઓ છે તેમની સામે તે જુએ છે તેની રીતે જ્ઞાની કવિઓ ઉપર જઈને બધાને જુએ છે. જે કવિ પોતે વિકારગ્રસ્ત હોય છે તે બીજાના વિકારોનું માપન નથી કરી શકવાનો આ એક બહુ વિચિત્ર વાત હું બોલી ગયો ઘણાને એમ લાગે છે કે અહિંના વિકારોનું દર્શન તેને જ થાય, જેને પોતાને એનો અનુભવ હોય હું વિરુદ્ધ જ કહું છું કે જેવી રીતે થર્મામીટરને પોતાને જો તાવ હોય તો તે તાવને ન માપી શકે પરંતુ એને પોતાને તાવ હોતો નથી એટલા માટે જ એ બીજાના તાવને ઠીક માપી શકે છે, તેની રીતે જે લોકો વિકારોથી ઉપર ચઢ્યા હોય, જેઓ ઉદાસીન હોય, ઉત્-આસીન હોય, (પોતાને જે અળગો માને, જાતે સાક્ષીરૂપ થઈ ગયો માટે) એ ઉત્તમ દર્શન કરી શકે, સમ્યક્‌દર્શન કરી શકે × × × (૨૯-૧૦-૫૮ના રોજ વડોદરામાં સાહિત્યકોને ઉદ્દેશીને વિનોબાજીએ કરેલ પ્રવચન અહેવાલ 'સંસ્કૃતિ,' નવેમ્બર ૧૯૫૮માંથી)

२ दृश्यं पश्यति यः पश्यन्स चक्षुष्मान्स बुद्धिमान् ।
अज्ञानानां च विज्ञानात्संयोगाद् बुद्धिरुच्यते ॥ १२-१७-२०.

३. १२-१७ २३

મ૦ ભાં૦કાર આ ગાથાની પાછળ રહેલા ઉત્તમ ભાવને પિછાને છે, તેથી ૩-૧૯૮-૯૩ અને ૧૨-૨૪૨-૧૮[4] એ બે સ્થળે શિષ્ટ કે પ્રાજ્ઞના વર્ણનમા આ વિચાર મૂકેલો છે, પણ અહીં તો મુખ્ય વૈરાગ્યથી—વાસનાબીજ સલામત છતા સંન્યાસી થવા ઇચ્છતા માણસના વિચાર દર્શાવતી અથવા તો ગમે તેમ કરી 'વૈરાગ્ય' ઉપજાવી 'સાધુ' બનાવતા સંપ્રદાયોનુ દર્શન એટલા પૂરતું—અકાળે સાધુ થવા પૂરતું—અધુરુ છે, એ બતાવતી ચર્ચામા મૂકેલો છે. અને તેથી ભાષાવૈભવ વડે નહિ પણ વાસનાબીજક્ષયની અનુભવસિદ્ધિથી કાર્ય કરવાને સૂચવ્યું છે.[5]

१९०. सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।
श्रावयेच्चतुरो वर्णान्कृत्वा ब्राह्मणमग्रत[1] ॥

१२-३१४-४५

---

૪. ૧૨-૧૪૭-૧૧ જુદા સંદર્ભમા છે

૫. જુઓ ઉપર શ્લોક ૧૮૯, નોંધ ૧૦, પૃ ૫૫૬ થી

૧. સર૦ (૧) ગીતાભ્યાસના અધિકારની ચર્ચા કરતા 'સત્યનો અનર્થ' લેખમા ગાધીજીએ લખેલી મહત્ત્વની કંડિકા 'પણ જે મહાભારતનો ગીતા એ એક ભાગ છે તેના લેખકે આ ગાઢા નિષેધનો વિરોધ કરવાને સારુ જ એ માહાત્મ્ય લખ્યુ, અને વર્ણ કે જાતિનો જરા પણ ભેદ રાખ્યા વિના સૌને એ વાચવાની છૂટ મૂકી દીધી મા । હુ ધારુ છુ કે એમા મે ગણાવ્યા એ યમના પાલનની શરત રાખી હશે 'હુ ધારુ છુ' એ શબ્દો મે એટલા માટે મૈર્યા છે કે મહાભારતના અભ્યાસને માટે યમના પાલનની શરત મૂકેલી હોય એવુ આ લખતી વખતે મને યાદ નથી આવતુ પણ અનુભવ કહે છે કે હૃદયની શુદ્ધિ અને ભક્તિભાવ એ બે વસ્તુઓ શાસ્ત્રાર્થ સમજવાને સારુ આવશ્યક છે' ('ધર્મમંથન' ખંડ ૫, લેખ ૭ પૃ ૪૬૭, ૪૬૮)

(૨) (अ) ગાધીજીએ ઉપર લખી છે તે શરત મહાભારતમા છે જ. વિદ્યાર્થીની બરાબર ચકાસણી કરી તેને વિદ્યાદાન કરવા વિષે જુઓ ઉપર 'વિદ્યા' (પ્રક૦ ૧૪), શ્લોક ૧૪૧નુ ઉદ્ઘાટન પૃ ૪૪૪ થી

૧૯૧ यदस्याध्ययनं दीर्घं तत्र कार्यं महत्स्मृतम् ।
स्तुत्यर्थमिह देवानां वेदाः सृष्टाः स्वयंभुवा ॥
૧૨-૩૩૪-૪૬

બધાં (પ્રાણીઓ) મકટોને ઓળગી જાઓ, સર્વ કલ્યાણને પ્રાપ્ત કરો, (એવુ ઇચ્છતા તમારે) બ્રાહ્મણને આગળ કરીને ચારે વર્ણોને (વેદ) સભળાવવા.

આ વેદાધ્યયનનું કાર્ય મહાન ગણાય છે (કારણ) સ્વય બ્રહ્માએ દેવોની સ્તુતિ કરવા માટે વેદોને સર્જ્યા છે.

વેદોને વ્યવસ્થિત કરી, પુન પ્રતિષ્ઠિત કરનાર મહર્ષિ વેદવ્યાસે એમના ચાર શિષ્યો સુમતુ, વશ પાયન, જૈમિનિ અને પેલ, તથા પાચમા શુકદેવને વેદાધ્યયન કરાવ્યા પછી, વિદ્યાવિસ્તાર તથા પ્રચાર કરવાનુ કહી આ બે શ્લોક દ્વારા આશીષ આપી, અને બ્રહ્મવેત્તા બ્રાહ્મણને આગળ કરી ચાર વર્ણને વેદો સભળાવવા આદેશ આપ્યો [૨]

(નોધ ૧ ચાલુ)

(ત) સરખા ભગવદ્ગીતાના અતે એ જ્ઞાન કોને ન કહેવુ તે દર્શાવતુ વચન

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥

૬-૪૦-૬૭ (૧૮-૬૭)

જે તપસ્વી નથી, જે ભક્ત નથી, જે સાભળવા ઇચ્છતો નથી અને જે મારી અસૂયા કરે છે તેને આ (જ્ઞાન) તારે ક્દી ન કહેવુ

(૩) સરખા 'ગૌતમધર્મસૂ' (ઈ સ પૂર્વ ૩૦૦ થી ૫૦૦)મા ચારે વર્ણોને ઉપનયન આપવાની વિધિ છે (*His of Dh Vol I P 14*)

૨. જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૫૫, ૫૬ના ઉદ્ઘાટનમા બ્રાહ્મણ ચરસમીપ પૃ ૧૩૫ થી બ્રહ્મવેત્તાની સાન્નિધ્યમા વેદો સભળાવવાનુ

અનબત્ત એમા શિષ્યના અધિકારની પરીક્ષા તો કરવાની છે જ, પણ તેમા નિકૃષ્ટ મનાતા વર્ણ કે જાતિની આડશ નડી શકે નહિ,[3] એટલુ જ નહિ પણ વ્યાસપ્રવચનના સંદર્ભોને આધારે એમ કહી શકાય કે ચારે વર્ણોમાથી જે કોઈ બ્રહ્મમા નિષ્ઠા રાખતો હોય તો તે બ્રાહ્મણ છે અને જો તેની સાભળવાની ઇચ્છા હોય તો તેને વેદાધ્યયન કરાવવાથી અધ્યયન

---

(નોધ ૨ ચાલુ)

વચન એટલા માટે લાગે છે કે, અધિકારનિર્ણય બરોબર થવાથી નિકૃષ્ટ વર્ણ-જાતિનો હતા યોગ્ય રહી ન જાય અને ઊચી વર્ણજાતિનો પણ અયોગ્ય ગેરલાભ ન લઈ જાય કારણ વેદો ચારે વર્ણો માટે હોવા છતા અલ્પશ્રુતને આપવામા જોખમ છે મ૦ ભા૦ માહાત્મ્યમાનો શ્લોક સરખાવો

इतिहासपुराणाभ्या वेद समुपबृहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामय प्रतरिष्यति ॥

૧-૧-૨૦૪, સર૰ વાયુ ૧-૨૦૧, પદ્મ ૫-૨-૫૨, ‘વસિષ્ઠધર્મસૂ ’ ૨૭-૬ ઇતિહાસ અને પુરાણોથી વેદની–વેદાર્થની–સારી રીતે વૃદ્ધિ કરવી, કેમકે અલ્પશ્રુતથી ‘આ મને છેતરશે’ એવો વેદને ડર રહે છે

૩. (૧) સર૰ શુકદેવને યોગનો ઉપદેશ કર્યા પછી વ્યાસે કહેલુ વચન

अपिवर्णावकृष्टस्तु नारी वा धर्मकाङ्क्षिणी ।
तावप्येतेन मार्गेण गच्छेतां परमां गतिम् ॥ १२–२३२–३२

(૨) આ સ્વભાવતયા ઉદાર મતની સાથે જ જૂનવાણી સંકુચિતતાના નીચેના સ્માર્ત અને પૌરાણિક ઉદાહરણ નોધપા બને છે ‘ઈશોપનિષદ્’ના દષ્ટા યાજ્ઞવલ્ક્ય, વાજસનેય કહેવાય છે, અને તેમના ‘શુક્લ યજુર્વેદ,’ ‘વાજસનેયિ-સંહિતા’ છે એ સર્વવિદિત વાત છે તે સામે ‘હરિવંશ’ (‘ભવિષ્યપર્વ’ ૩-૧૩) અને બીજી કેટલીક સ્મૃતિઓ વગર (જેમકે શૂદ્રકૃત્ય તત્ત્વ’ પૃ ૬૩૪, ‘વર્ષક્રિયાકૌમુદી’ પૃ ૫૭૫ ‘શૂદ્રકમલા ૨’ અને ‘કૂર્મ પુરાણ’ આ સંદર્ભો માટે જુઓ *His of Dh Vol II-1, P 156*)

કથાવનારનો પણ બ્રહ્મલોકમાં વાસ થાય છે.* વૈદિકધર્મના મહાભારત જેવા સર્વોત્તમ ગ્રંથનો આ આદેશ, પછીથી વધી પડેલી અને પરિણામે હિન્દુસ્તાનને દારિદ્ર્ય, દુઃખ અને પતનગર્તમાં ફેંકનારી સંકુચિતતા ઉપર પ્રકાશ પાડે છે. વ્યાસના એ આદેશનું યથાવત્ પાલન થયું હોત તો હિંદનો ઇતિહાસ કંઈ જુદો જ હોત. ભૂતકાળમાં જે થયું તે ખરું, પણ આ આદેશનું હાર્દ સમજી, હાલ પ્રવર્તતી તમામ જાતની વર્ણ અને જાતિગત ઊંચનીચભાવનાઓનો અંત લાવી, સર્વત્ર સમાન ભાવ રાખી, શીલ, ચારિત્ર્ય અને ગુણના માપદંડથી મર્યાદા થાય તો ભારતદેશનું ગૌરવ અનેકગણું ઓજસ્વી થઈને ફરીથી સ્થાપિત થશે.



(નોંધ ૩ ચાલુ)

વા 'સનેયિન્' શબ્દ શૂદ્રના પર્યાય તરીકે પ્રયોજ્યો છે. ભગવાન શ્રીકૃષ્ણનું (-વિષ્ણુનું) એક નામ 'વાજસનિ' (અન્નદાતા) છે. તેથી વાજસનેય એટલે 'વૈષ્ણવ' કે 'ભાગવત' એમ પણ થઈ શકે. કદાચ ઉદાર વાજસનેય યાજ્ઞવલ્ક્યના અનુયાયીઓ અથવા તો ઉદાર ભાગવતોને શૂદ્રો ગણવાનું વલણ આમાં પ્રતિબિંબિત થતું હોય એમ બની શકે?

૪ ब्राह्मणाय सदा देयं ब्रह्म शुश्रूषवे भवेत् ।
ब्रह्मलोके निवासं यो ध्रुवं समभिकाङ्क्षति ॥ १२-३१४-४०

# ભારતસાવિત્રી

૧૯૨. मातापितृसहस्राणि पुत्रदारशतानि च ।
संसारेष्वनुभूतानि यान्ति यास्यन्ति चापरे[1] ॥

१८–५–४७

૧૯૩. हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम्[2] ॥

१८–५–४८

સંસારમાં પ્રાણીઓને હજારો (અર્થાત્ અગણિત) માતા-પિતાઓનો અને સેંકડો (અર્થાત્ અગણિત) સ્ત્રીપુત્રોનો સમાગમ થયો છે, થાય છે અને થશે.

(આ સંસારમાં) હર્ષનાં હજારો સ્થાન છે અને ભયનાં

---

૧. =કે. ૧૧–૨–૧૨; ૧૨–૨૮–૩૮. આ બન્ને શ્લોકમા ચોથું ચરણ वरय ते करय वा वयम् । એમ છે.

અબ=૧૨–૩૦૯–૮૪અબ.

૨. =કે. ૩–૨–૧૫; ૧૧–૨–૧૩; ૧૨–૩૧૭–૨. આ શ્લોકમા પ્રથમ ચરણમા शोकस्थान° પાઠ છે.

=કે. ૧૨–૨૬–૨૦; ૧૬૮·૩૧ આ શ્લોકમા પ્રથમ બે ચરણ આ પ્રમાણે છે:

शोकस्थानसहस्राणि हर्षस्थानशतानि च ।

=કે. 'હિતોપદેશ' ૧–૩.

=કે. 'સ્કન્દપુરાણ' ૧–૨–૪૯.

પણ સેંકડો સ્થાન છે. પરંતુ એ હર્ષ અને ભય હરરોજ મૂર્ખ માણસોમાં જ પ્રવેશ કરે છે, પંડિતોમાં નહિ.[3]

મહાભારતના અંતે આવેલો 'ભારતસાવિત્રી'[4] નામથી વિખ્યાત થયેલો પાંચ શ્લોકોનો ગુચ્છ મહાભારતમાં સારભૂત અને તેના મૂળ વિચારરૂપ ગણાય છે. જાણે કે આ નાના બીજમાંથી અસંખ્ય વડવાઈ-ઓવાળું મહાભારતરૂપી વિશાળ વટવૃક્ષ ઊગી નીકળ્યું છે. 'ભારત-સાવિત્રી'ના એ પાંચ શ્લોકો પૈકી આ બે શ્લોકો તમઃપ્રધાન મનુષ્યોને ઉદ્બોધન કરે છે. માતા અને પિતા, સ્ત્રી અને પુત્ર તથા એ સિવાયના અસંખ્ય ભવના સ્થળોમાં, હર્ષ અને શોક કરાવનારાં અનેક સ્થળોમાં લુબ્ધ થઈને અંધવત્ રહેતા જીવોને દિવ્યદૃષ્ટા વ્યાસ કહે છે કે, 'જુઓ આ રાગદ્વેષના સ્થળો કંઈ આ જન્મ પૂરતા મર્યાદિત નથી. જન્મ-જન્માન્તરમાંયે એમ હતું અને હવે પછીયે એમ રહેશે. પણ એનું

---

૩. સર૰ 'જન્મ અને મરણ કદાચ એક જ સિક્કાની બે બાજુઓ નથી? એક તરફ જુઓ તો મરણ, બીજી તરફ જુઓ તો જન્મ. તેમાં દુઃખ શા માટે? હરખ શા માટે? (તા. ૪-૧-'૪૫).

'જન્મમરણની વાત સાચી હોય ને સાચી છે, તો તે મૃત્યુથી આપણે શા માટે જરાયે ડરીએ, દુઃખી થઈએ અને જન્મથી ખુશી થઈએ? દરેક માણસ પોતાની જાતને આ સવાલ પૂછે' (તા. ૫-૧-'૪૫)

(ગાંધીજી, 'નિત્યમનન', પૃ. ૪૮, ૪૯)

૪. મહાભારત ચિ અનુ અ. ૧૫૦ 'સાવિત્રીવ્રતોપાખ્યાન' નામના અધ્યાયમાં એ (ભારત) 'સાવિત્રી' છે—મૂળ છે એ ઉપરથી એમ સમજાય છે કે આ 'સાવિત્રી' એ મ૰ ભા૰ના વિચારની 'સાવિત્રી' છે—મૂળ છે એ પ્રમાણે 'અનુશાસનપર્વ'ની 'સાવિત્રી'માં દેવો, ઋષિઓ, અને રાજર્ષિઓનું નામસંકીર્તન છે, તેથી એ મ૰ ભા૰ની પુરાણકથાઓની 'સાવિત્રી' છે એમ દર્શાવવા મૂકેલી દેખાય છે. મ૰ ભા૰ની સમીક્ષિત વાચનામાં આ અધ્યાયને ક્ષેપક ગણ્યો છે. એને કોઈ પૌરાણિકે ઉત્તરની કેટલીક પ્રતોમાં પાછળથી ઉમેર્યો લાગે છે

રહસ્ય ઉકેલવા મહેનત કરો. રાગદ્વેષ શા માટે એનો વિચાર કરો. અન્ય ખોળો. શું જડશે? આ બધું ઇન્દ્રજાળ જેવું દેખાશે. જેઓ મૂઢતાથી અંધ-બહેરા તેઓ નહિ જોઈ શકે. એ રાગદ્વેષના અગ્નિની તીવ્ર જ્વાળાઓમાં રોકાશે કે એના તુમુલ વાવાઝોડામાં સુકાની વિનાની હોડીની જેમ અથડાશે. પણ જેઓ પ્રયત્નપૂર્વક એમાંથી બહાર નીકળવા મહેનત કરશે તેઓ ધર્મનું માંગલિક દર્શન કરી ધન્ય થશે.'

શ્રી વેદવ્યાસ આ વિચારથી લગભગ બધા ભારતીય અનુગામીઓની જેમ પુનર્જન્મમાં માને છે,[5] અને એ માન્યતાના આધારે રાગદ્વેષના મજબૂત [illegible]માંથી છૂટવા કહે છે, અનેક કથાઓ અને તત્ત્વજ્ઞાનના બોધથી તમસમાંથી છૂટી પ્રકાશમાં આવવા કહે છે.

૫. (૧) ૧૧-૮-૧૨, ૧૩ના કથાસંદર્ભ માટે જુઓ ઉપર 'કાળ' (પ્રક૦ ૧૦), શ્લોક ૧૧૭, પૃ ૩૬૧

(૨) ૧૨-૨૮-૩૮ના કથાસંદર્ભ માટે જુઓ ઉપર 'પ્રકીર્ણ' (પ્રક૦ ૨૦), શ્લોક ૧૮૭, પૃ ૫૭૨ થી ૫૭૫

(૩) ૧૨-૩૦૯-૮૪ના કથાસંદર્ભ માટે જુઓ ઉપર 'સંયમ' (પ્રક૦ ૧૯), શ્લોક ૧૮૩, પૃ ૫૪૩ થી ૫૪૫

(૪) ૩-૨-૧૫ના કથાસંદર્ભ માટે જુઓ ઉપર 'ધર્મ' (પ્રક૦ ૨), શ્લોક ૨૪ થી ૨૯, પૃ ૩૮ થી ૫૫

(૫) ૧૨-૨૬ ૨૦ વેદવ્યાસે દુઃખાર્ત યુધિષ્ઠિરનો શોક દૂર કરવા રાજા સેનજિતનું દૃષ્ટાંત આપી બોધ કર્યો તે વેળાનો શ્લોક છે. સેનજિતના કથાસંદર્ભ માટે જુઓ નીચેની નોંધ (૬)

(૬) ૧૨-૧૬૮-૩૧ના કથાસંદર્ભ માટે જુઓ ઉપર 'મંત્રવિદ્યા' (પ્રક૦ ૫), શ્લોક ૬૮, ૬૯, પૃ ૨૧૮ થી તથા 'સંયમ' (પ્રક૦ ૧૯) ૧૮૦ પૃ ૫૨૪ થી ૬

(૭) ૧૨-૩૧૭-૨૫ના કથાસંદર્ભ માટે જુઓ ઉપર 'મંત્રવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૭૩ ૭૪, ૮૦નું ઉદ્ધરણ પૃ ૨૫૫ થી

નૈમાય તમસુથી આવતું અંધત્વ કેવી રીતે વ્યક્ત થાય છે એ બતાવતાં તમસના મૂર્તિમંત રૂપ જેવા, પુત્રસ્નેહ અને પરસંપત્તિની ઈર્ષ્યાથી અંધ ધૃતરાષ્ટ્રને ભયંકર અનિષ્ટોના પ્રેરકસ્થાન તરીકે બતાવ્યો છે. પોતાના જ કર્મોથી દુઃખમાં આવી પડેલો ધૃતરાષ્ટ્ર, યુદ્ધમાં સર્વનાશ થયા પછી, ભોંય પર પછાડ ખાઈને વલોપાત કરતાં કરતાં બોલ્યો કે, "હે સંજય! મેં આ જન્મમાં પૂર્વે એવું એકે પાપ કર્યું હોય એવું મને યાદ નથી, કે જેને લીધે મને મૂઢને આવું (ઘોર દુઃખરૂપી) ફળ ભોગવવું પડે. પણ પૂર્વજન્મમાં મેં કંઈ એવું અપકર્મ કર્યું હશે કે વિધાતાએ મને આવા દુઃખદાયી પ્રસંગમાં લાવી મૂક્યો છે...... બસ હવે તો બ્રહ્મલોકના વિશાળ રાજમાર્ગનો આશ્રય કરીને ઊભેલા સદાચારી એવા મને, પાંડવો આજે જ જુએ! અર્થાત્ હું સંન્યાસી થઈશ."[૬]

ધૃતરાષ્ટ્રના આ શબ્દો શું આજે સાંભળવા મળતા નથી કે? પોતાનાં દુષ્કૃત્યો ભૂલી જવાનું આ પ્રકારનું માનસ સર્વવિદિત છે. વળી દુઃખભારથી વ્યગ્ર થઈને સ્મશાનવૈરાગ્ય આવવાનો અનુભવ પણ સાર્વત્રિક છે.

---

૬. (૧) न स्मराम्यात्मनः किंचित्पुरा संजय दुष्कृतम् ।
यस्येदं फलमद्येह मया मूढेन भुज्यते ॥ ११-१-१७.

नूनं ह्यपकृतं किंचिन्मया पूर्वेषु जन्मसु ।
येन मां दुःखमार्गेषु धाता कर्मसु युक्तवान् ॥
११-१-१८.

× × ×

तन्मामद्यैव पश्यन्तु पाण्डवाः संशितव्रतम् ।
विवृतं ब्रह्मलोकस्य दीर्घमध्वानमास्थितम् ॥ ११-१-२०.

(૨) જુઓ ઉપર 'ઉપક્રમ' (પ્રક૦ ૧), ટીપ ૮ 'પ્રજ્ઞાચક્ષુ' વિષે પૃ ૧૨ થી

પણ સંજયના પાત્રરૂપે વેદવ્યાસ ધૃતરાષ્ટ્રને જ્વાબ આપે છે કે, 'હે રાજા! તમે મધ્યસ્થ જેવા પુત્રો પ્રત્યે પક્ષપાત કર્યો.૭ તમે રાજ્યની લાલસામાં એવા લુબ્ધ થઈ ગયા કે પોતાનો કોઈ જાતનો સ્વાર્થ સાધી શક્યા નહિ તમે ભીષ્મ, ગાંધારી અને વિદુરના હિતવચનોને ગણકાર્યા નહિ તમે દુ:શાસન, દુરાત્મા કર્ણ, શકુનિ, ચિત્રસેન અને શલ્ય જેવા દુષ્ટ મંત્રીઓની સલાહ માની, એ બધાનું આ ફળ છે. માણસે એવી રીતે વર્તવું જોઈએ કે ભવિષ્યમાં પસ્તાવું પડે નહિ તો હવે મોહવશ થશો નહિ. હવે શોક કરવાનો કઈ અર્થ નથી શોક કરવાથી અર્થ, સુખ, શ્રી કે મોક્ષ કંઈ મળતું નથી કોઈ માણસ પહેલાં અગ્નિ સળગાવી પછી કપડાથી ઢાંકે અને તેથી દાઝે તો પશ્ચાત્તાપ કરે એ કંઈ પંડિત કહેવાતો નથી તમારા પુત્રોએ પણ પાંડવોરૂપી અગ્નિને દુ:ખદાયક વાક્યોરૂપી પવનથી ધખાવી તેમાં લોભરૂપી ઘી હોમી પ્રજ્વલિત કર્યો અને પછી પતંગિયાની જેમ તેમાં ઝંપલાવીને કેશવરૂપી અગ્નિજ્વાળાથી બળી મૂઆ તેનો શોક કરવો યોગ્ય નથી માટે ધૈર્ય રાખો અને બુદ્ધિથી મન્યુનો નાશ કરો '

વેદવ્યાસ તમ:પ્રધાન લોકોને, અધર્મને ધર્મ જોતા અને ધર્મને અધર્મ જોતા લોકોને,૮ આ વિચારથી પ્રમાદનિદ્રા ત્યાગવાનું, રાગ, દ્વેષ, લોભની વ્યક્તિ થતા મન્યુને છોડી નાજવાથી સંખેસરખુ તોળનારની જેમ સમભાની થવાનું, અને આ મિથ્યાજગત્ જેની ઓથે છે,

---

૭. ૧૧-૧-૨૧ થી

૮. સર° अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धि सा पार्थ तामसी ।
૬-૪૦-૩૨ (ગીતા ૧૮-૩૨)

અંધકારથી ઘેરાયેલી જે બુદ્ધિ, અધર્મને ધર્મ માને છે અને બધી વસ્તુને અવળી જ જુએ છે તે હે પાર્થ! તામસી છે.

જેના વડે ભાસિત થાય છે એ ભગવાનના પરમ પ્રકાશિત શોકવિહીન આનંદકારી રૂપને જોઈને તેમાં ભળી જવાની ઇચ્છા કરવા કહે છે.

१९४. ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते[1] ॥ १८–५–४९

આ હું હાથ ઊંચા કરીને પોકાર કરુ છુ કે 'ધર્મથી અર્થ અને કામ પ્રાપ્ત થાય છે તો (હે લોકો!) તમે એ ધર્મનું કેમ સેવન કરતા નથી?' પણ મારું કોઈ સાંભળતું નથી.

આ શ્લોક રાજસિક મનોવૃત્તિવાળાઓને અનુલક્ષીને છે. માણસ

૧૦. (૧) સર૰ બૃહ૰ ઉ૰ મા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની ઉત્પત્તિ થયા પછી પણ બ્રહ્મ બરાબર કાર્ય કરી શક્યુ નહિ ત્યારે ધર્મને ઉત્પન્ન કર્યો એ એ કહેતી કંડિકા 'જ્યારે એ કામ કરી શક્યુ નહિ ત્યારે એણે શ્રેયરૂપ ધર્મને સર્જ્યો. આ જે ધર્મ છે તે ક્ષત્રિયનો પણ નિયન્તા છે એટલે ધર્મથી ઉત્કૃષ્ટ કશુ નથી તેથી જેમ રાજાની સહાયથી (પ્રબળ શત્રુને જીતવાની શક્તિ આવે છે) એમ ધર્મથી (શારીરિક) નિર્બળ મનુષ્ય પણ બળવાનને જીતવાની ઇચ્છા કરે છે એ જે ધર્મ છે તે નિશ્ચય સત્ય છે એટલે સત્ય બોલવાવાળાને કહે છે કે 'આ ધર્મમય વચન બોલે છે,' તથા ધર્મમય વચન બોલનારાને કહે છે કે 'આ સત્ય બોલે છે,' કારણ કે એ બન્ને ધર્મ જ છે' -અર્થાત્ ધર્મબળ એ સર્વથી શ્રેષ્ઠ બળ છે

स नैव व्यभवत्तच्छ्रेयोरूपमत्यसृजत धर्मं तदेतत्क्षत्रस्य क्षत्रं यद्धर्मस्तस्माद्धर्मात्परं नास्त्यथो अबलीयान्बलीयांसमाशंसते धर्मेण यथा राज्ञैवं यो वै स धर्मः सत्यं वै तत्तस्मात्सत्यं वदन्तमाहुर्धर्मं वदतीति धर्मं वा वदन्तं सत्यं वदतीत्येतद्ध्येवैतदुभयं भवति ॥ बृ॰ उ॰ १–४–१४.

(૨) સર૰ त्रिवर्गसंसाधनमन्तरेण पशोरिवायुर्विफलं नरस्य ।
तत्रापि धर्मं प्रवरं वदन्ति न तं विना यद् भवतोऽर्थकामौ ॥
'सिन्दूर-प्रकर' ३.

તમસ્માંથી બહાર નીકળે છે, પ્રકાશ જુએ છે. અ ધકારથી ટેવાયેલી આંખો અંજાય છે, અયથાવત્ જુએ છે.[૨] એની સામે નિરવધિ સમય છે. હર્ષ અને શોકથી કંઈ સરતું નથી એવો વિચાર છે. પોતાના એકના જ, અને જેને પોતાના માન્યા હોય તેમના જ સુખનો ખ્યાલ છે પણ અવિવેકને લીધે એને પરિણામે ચાલુ થનારા દુઃખ, દર્દ, અને તૃષ્ણાની આગના વિષચક્રનો સાચો ખ્યાલ નથી. એમને અનુલક્ષીને સમભાવી ઋષિનું આ કટાક્ષયુક્ત માર્મિક વચન છે. આ મહર્ષિનો સંદેશો કોઈ સાંભળતું નહોતું એમ તો હતું જ નહિ. પણ અંગત સુખસગવડો અને સમૃદ્ધિની વાસે લાગેલા, સંકુચિત ભાવનાને મૌલિક બુદ્ધિ અને હોશિયારી સમાજનારા, પરિણામે ભૂલપરંપરા સર્જી અસંતોષની

(નોંધ ૧ ચાલુ)

ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ)ની સાધના વિના મનુષ્યનું આયુષ્ય પશુની જેમ ફોકટ ગણાય છે. એ (ત્રિવર્ગ)માં પણ ધર્મ સર્વશ્રેષ્ઠ કહેવાય છે, (કારણ) તેના વિના અર્થ અને કામ સિદ્ધ થતા નથી.

(૩) સ૦° चलचित्तमनात्मानमिन्द्रियाणां वशानुगम् ।
अर्थाः समतिवर्तन्ते हंसाः शुष्कं सरो यथा ॥ ૫-૩૬-૩૮

હંસો જેમ સુકાઈ ગયેલા સરોવરને છોડી જાય છે એમ અર્થો ચંચળ ચિત્તવાળા અવિવેકી અને ઇંદ્રિયોના દાસ થયેલાને ત્યજી જાય છે.

(૪) સર° 'અહિર્બુધ્ન્યસંહિતા'. ૧૩-૩૪ થી ૩૬.

૨. સર° यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥
૬-૪૦ ૩૧ (ગીતા. ૧૮-૩૧).

જે બુદ્ધિ ધર્મ અને અધર્મને તથા કાર્ય અને અકાર્યને અયથાવત્—જેવા હોય તેવા નહિ,—જુએ છે, એટલે કે વિવેક ખોટી રીતે કરે છે, તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે.

આગમાં જલનાગ અને હિતવચન નહિ સાંભળનારા ગજમિત્રોને ઉદ્દેશીને વેદવ્યાસ કહે છે કે, 'ભલે, તમારે સુખ જોઈએ છે ને? સમૃદ્ધિ જોઈએ છે ને? તો એને માટે પણ તમારે ધર્મનું જ અનુગત કરવું પડશે.' એ ધર્મ એટલે સાર્વનિક સમભાવ, પ્રેમભાવ અને કર્મફળમાં અનાસક્તિ. પણ એમના આ વચન રજોમલિન બુદ્ધિવાળાઓ સાંભળતા નહિ—સાંભળી શકતા નહિ. ધૃતરાષ્ટ્ર, દુર્યોધન અને એની મંડળીના મિષે વેદવ્યાસે વિશ્વના રજસ્થી ધૂંધળી બુદ્ધિવાળા તમામ જનોને શું કરવાથી સાચું સુખ અને સાધનસંપત્તિ મળે છે તે રજસ્ના આવરણો ભેદીને પણ કાને પડે એ ભાષામાં અને એ રીતે બુલંદ અવાજે અનુકંપાપૂર્વક કહ્યું છે.

આ સ્થળે જ્ઞાની અને નિર્ભય સોક્રેટીસે એથેન્સના ન્યાયાલયમાં કરેલા પ્રખ્યાત અને માનવજાતના ઇતિહાસમાં સદાને માટે સુવર્ણાક્ષરે અંકિત થયેલા અમર પ્રવચનની કંડિકા સરખાવવા જેવી છે. વિશ્વના સૌથી વધુ શાણા અને જ્ઞાની માણસો પૈકી બેનો મત તદ્દન નિરાળા દેશકાળમાં સ્વતંત્ર રીતે એકબીજાને મળતો છે, એ સ્પષ્ટ હોવા સાથે સૂચક છે. મૃત્યુને જીવનના એક બનાવ–કદાચ સૌથી વધુ ફાયદાકારક બનાવ–તરીકે સ્વીકારી લેતા એ સત્યવીરે પોતાની જીવનનિષ્ઠા વર્ણવી અદાલતના દંડની ઉપેક્ષા કરતા અને અદાલતને ઉપદેશ આપતા આ યાદગાર વચનો ઉચ્ચાર્યાં.[3]

---

૩. I tell you that virtue is not given by money, but that from virtue comes money and every other good of man, public as well as private This is my teaching, and if this is the doctrine which corrupts the youth, I am a mischievous person. But if anyone says that this is not my teaching, he is speaking an untruth. Wherefore O, men of Athens, I say to you, do as Anytus bids or not as Anytus bids, and either acquit me or not, but which-

'હું તમને કહું છુ કે સદ્ગુણ (અર્થ ધર્મ) એ ધનમાથી પેદા નહિ થાય, પણ સદ્ગુણમાથી ધન અને બધા માનવ સગવડો જન્મે છે. વ્યક્તિ અને સમષ્ટિ માટે આ નિયમ છે. આ મારો ઉપદેશ છે. અને જો આ સિદ્ધાત યુવાનોને બગાડતો હોય તો હુ દુષ્ટ માણસ છુ. પણ જો કોઈ એમ કહે કે ઉપર કહ્યો તે મારો ઉપદેશ નથી તો એ મિથ્યાભાષી છે. એટલા માટે ઓ એથેન્સવાસીઓ! હું તમને કહુ છુ કે તમે એનીટસ કહે એમ કરો કે એનીટસ કહે એમ ન કરો, તમે મને છોડી મૂકો, યા ન છોડી મૂકો, તમે ગમે તે કરો પણ ખ્યાલમા રાખો કે, મારે કદાચ ઘણીવાર મરવુ પડશે તો પણ હુ મારા સત્કૃત્યો કદી છોડવાનો નથી' અને સોક્રેટીસ, જેને પરમાત્માની આજ્ઞા તોડવી એ ખરાબ છે એ ખબર હતી જ્યારે મૃત્યુ એ ખરાબ છે એ ચોક્કસ ખબર નહોતી, પણ કાતો સારુ હતુ અથવા ઘણુ જ સારુ હતુ એવી એની ધારણા હતી, એણે ગાધીજીના શબ્દોમા 'વિષનો પ્યાલો શરબતની જેમ રગથી પી સુખે સૂવાનુ' પસદ કર્યું' ૪

(નોધ ૩ ચાલુ)

ever you do understand that I shall never alter my ways, not even if I have to die many times' (Socretis before court, from '*Dialogues of Plato*' *Vol. II* by B Jowett P. 123)

આ કડિકામા ઉલ્લેખાયેલ એનીટસ, સોક્રેટીસ ઉપર આરોપ મૂકનારી ત્રિપુટી પૈકીનો એક હતો તે એથન્સની પુનર્સ્થાપિત લોકશાહીના આગેવાન રાજપ્રકરણી પુરુષ હતો બીજા બે કવિ મેલીટસ અને વક્તૃત્વવિશારદ (Rhetoricion) લાઇકોસ હતા.

૪. 'પોતાને (સોક્રેટીસને) જે વ્યાખ્યાન કરવાનુ હતુ તેનુ છેલ્લુ વાક્ય બોલીને, જેમ આપણે શરબતનો પ્યાલો રગથી પીશુ તેમ, તેણે ઝેરનો પ્યાલો રગથી પીધો' ('એક સત્યવીરની કથા અથવા સોક્રેટીસનો બચાવ'— ગાધીજી, પૃ. ૪, સને ૧૯૪૮).

સૉક્રેટીસથી જુદી રીતે યુ એસ એ.ના માનવતાથી ભરપૂર હૃદય વાળા સહુથી વધુ ખ્યાતનામ સર્જનો-મેયો બ્રધર્સ, વિલિયમ મેયો અને ચાર્લ્સ મેયોનુ વીસમીસદીનુ સ્વાનુભવપૂર્ણ ઉદાહરણ વ્યાસમુનિના સંદેશાનું શુદ્ધ ભૌતિક દૃષ્ટિએ આબેહૂબ સમર્થન કરે છે 'દુનિયાભરના દાક્તરો આ સર્જનોના ચરણે બેસી અભ્યાસ કરવા આવે છે. અને મોટાભાગના મરણોન્મુખ એવા વાર્ષિક ૬૦,૦૦૦ દર્દીઓ એમના રોચેસ્ટર (Rochester)ના ક્લીનીકની જાણે યાત્રા કરતા હોય એ ભાવે મુલાકાત લે છે ઇતિહાસમા જેમના જેટલી સ્વચ્છ અને ઝડપી સર્જરી ગઈ નથી કરી શકયું એના, અને જેઓ એકબીજાને પોતાનાથી વધુ મહાન પુરુષ ગણે છે એવા આ બે ભાઈઓ દરરોજ સવારે સાત વાગે હૉસ્પીતાલમા આવે છે અને ચાર કલાક સુધી સતત ઓપરેશનો કરે છે. વર્ષોથી આવી રીતે દરરોજના ૧૫ થી ૩૦ ઓપરેશન કરવાનો તેમનો કાર્યક્રમ ચાલુ છે. અને જુના નવુ શીખવાનો અને હજુય પોતાની કાર્યપદ્ધતિ સુધારવાનો તેમનો પ્રયત્ન પણ અવિરતપણે ચાલુ છે—તેઓ તેમને હજુ ઘણું શીખવાનું બાકી છે, તેનો એકરાર કરે છે એમના ક્લીનીકમા અકિંચનો, બેન્કોના એન્જીનો, ખેડૂતો અને મિજસ્ટારો બધાને વેઈટિંગ રૂમમાથી તેમના વારાપ્રમાણે બોલાવીને એકસરખી સારવાર અપાય છે. પૈસાદારે તેની સંપત્તિ પ્રમાણે આપવાનુ હોય છે, પણ કોઈનેય તે ફી નથી આપી શકતો માટે હજુ સુધી કદી પાછો કાઢવામા આવ્યો નથી.

'મેયો બ્રધર્સ પોતાની આવકના એક તૃતીયાંશનુ દાન કરે છે બીલ વસૂલ કરવા કદી દાવો કરતા નથી. ઉઘરાણીની નોંધ કરતા નથી. અને કોઈને કદી પણ પોતાનુ બીલ ભરવા માટે ઘરને ગીરો મૂકવાની રજા આપતા નથી જે માણસ પોતાના ગજા પ્રમાણે જે સમયે જે કંઈ રોકડ આપે તે તેઓ લે છે અને ઓપરેશન કર્યા પહેલા તેઓ કોઈનેય તેના બીલ ભરવાના ગજા વિષે પૂછતા નથી.

'એક માણસે પોતાની જીંદગી બચાવવા બદલ, પોતાનું ફાર્મ ગીરો મૂકીને તેમને પૈસા આપ્યા હતા. આ બીનાની ખબર પડતાં મેયો બ્રધર્સે તેનો ચેક તો પાછો બીડયો અને વધારામાં માંદગી દરમિયાન તેને પડેલી નુકશાનીના વળતર પેટે પોતાના તરફથી બીજો ચેક મોકલ્યો હતો.

'જેમણે પૈસા પેદા કરવાની કદી તમા નથી કરી છતાં જેમને ત્યાં સોનાની નદી વહી રહી છે એવા એક નાના શહેરના બે યુવાનોનો આ આ કીર્તિમંત દાખલો છે.

'એમણે કીર્તિની કદીયે ખેવના કરી નથી, છતાં આજે તેઓ યુ. એસ. એ.ના સૌથી વધુ નામાંકિત સર્જનો છે.

'યાતના વેઠતી માનવતાને મદદ કરવી એ તેમની એક જ ખ્વાહીશ છે. તેમના પ્રતીક્ષાલય—વેઈટીંગ રૂમમાંના ડેસ્ક ઉપર એક મઢેલી તકતી મૂકવામાં આવી છે, જે એમની સફળતાની પાછળ રહેલા અવિનાશી સત્યને સમજાવે છે.[૫] 'વિશ્વને જેની જરૂર છે એવું કંઈક ધારણ કરો, અને પછી તમે અરણ્યમાં રહેતા હશો તો પણ લોકો તમારું આંગણું ઘસી નાખશે."[૬]

૧૯૫. न जातु कामान्न भयान्न लोभा-
  द्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
  नित्यो धर्मः सुखदुःखे त्वनित्ये
  जीवो नित्यो हेतुरस्य त्वनित्य.[१] ॥ १८-५-५०

૫. '*Five minutes Biographies* by Dale Carnegie, II ed 1955 (I edition 1954), P. 41 to 44 માંથી સાર.

૬. 'Have something the world wants and though you dwell in the midst of a forest, it will wear a beaten pathway to your door.' ('*Five minutes Biographies*' P. 44)

૧. (૧) = ઉ. ૫-૪૦-૧૧ ઠક ભન ૫-૪૦-૧૨ ભખ

કામના, ભય, લોભ કે જીવિતના નિમિત્તે પણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ (કારણ ધર્મ નિત્ય છે અને સુખ દુ:ખ અનિત્ય છે, જીવ નિત્ય છે અને જીવનું કારણ (સંસાર) અનિત્ય છે

તમસ્ના અથડાવનારા અંધકારમાંથી નીકળેલા, જ્યસ્તી

(નોંધ ૧ ચાલુ)

૫-૪૦-૧૨ભમાં नित्यो जीवो धातुरस्य त्वनित्य । એવો પાઠ છે. ૫-૪૦ ૧૧, ૧૨ એ બે શ્લોકો 'વિદુરનીતિ'ના છે અને શ્લોકોનો અનુવાદ આ પ્રમાણે છે 'હે તાત! હું તને સર્વશ્રેષ્ઠ, પુણ્યપદવાળી મહાવિશિષ્ટ વાત કહું છું કે 'કામના, ભય, લોભ કે જીવિતના નિમિત્તે પણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ (કારણ) ધર્મ નિત્ય છે અને સુખ દુ:ખ અનિત્ય છે જીવ નિત્ય છે અને પંચમહાભૂતો (ધાતુ) અનિત્ય છે માટે તું અનિત્યનો ત્યાગ કર નિત્યમાં સ્થિર થા અને સંતોષ પામ, કારણ સંતોષ એ જ મોટો લાભ છે'

(૨) સર્વ સુંદર રાજ્યવ્યવસ્થા અંગે નારદે યુધિષ્ઠિરને પ્રશ્નો પૂછ્યા તેમાં માન, મોહ કે કામનાથી ન્યાય ચૂકવવાનું નામ બોલે ન પડે, કે લોભ, મોહ, વિશ્વાસ અને પ્રણયથી આશ્રિતોની આજીવિકા અટકે નહિ તેવું સૂચવતા પ્રશ્નો, ૨-૫-૮૧, ૮૨

(૩) યુધિષ્ઠિર રાજસૂય યજ્ઞ કરવાનું કેવળ સમ્રાટ થવા નહિ, પણ લોકહિતની કામનાથી ઇચ્છતા હતા ૨-૧૨-૨૨, ૩૫ તેથી આ કાર્યમાં પોતાના ભાઈઓ, મિત્રો, વેદવ્યાસ અને પુરોહિત ધૌમ્ય સહિત બધાની સલાહ લીધા પછી, તેમણે શ્રીકૃષ્ણની—ભૂતગુરુ શ્રીકૃષ્ણની—સલાહ લેવા નક્કી કર્યું, ૨-૧૨-૨૮ કારણ કેટલાક સલાહકારો સૌહાર્દભાવથી (વિચારવામાં) દોષ દેખી શકતા નથી કેટલાક સ્વાર્થને લીધે મીઠું બોલે છે, કેટલાક જે પોતાને હિતકર હોય તે પ્રિયને જ મેળવવાની ઇચ્છાથી બોલે છે, પણ કૃષ્ણ તો હેતુને ઓળંગીને, તથા કામ-ક્રોધને અળગા રાખીને આ લોકમાં જે પરમ હિતકર હોય તે યથાવત્ કહેવા યોગ્ય હતા, અને તેથી શ્રીકૃષ્ણવચન યુધિષ્ઠિરને પ્રમાણરૂપ હતું ૨-૧૨-૩૭ થી ૪૦

મલિનતામાંથી સ્વચ્છ થયેલા અને સત્ત્વના પ્રકાશમાં ડગ મૂકતા કલ્યાણ-માર્ગના પ્રવાસીને ભગવાન વ્યાસ આ મંત્રથી ધર્મનું, અનુગમમાનનું, અને જીવનનું રહસ્ય કહે છે. 'ધર્મથી સુખ મળે છે માટે પાળવો,' ઠીક છે. પણ ધર્મ તો અવિનાશી છે, 'સુખદુઃખ' વિનાશી છે. આ શરીરની પાછળ રહેલો જીવ અમર છે, પણ સંસાર નાશવંત છે, માટે નિત્યની ઉપાસના કરો; અને તેથી કોઈ પણ 'સુખ'ની કામનાને અધીન થઈને કશાયના ડરથી કોઈનું પડાવી લેવાની વૃત્તિથી અને 'જીવતા' રહી શકાય એ માટે પણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ. 'સુખો' અને 'જિંદગી'એ નષ્ટ થવાના જ છે,[૨] એવું રક્ષણ કરવાના આડાઅવળા ઉપાયોથી એ રક્ષાવાના નથી, અને જાતજાતના કોયડા ઊભા કરવાનાં છે. ઊભા થતા કોયડા સ્પષ્ટ દેખી શકાય છે. પણ સાત્ત્વિકતાના પ્રકાશમા આત્માની (ચૈતન્યની) અને ધર્મની (ધારણ કરનાર નિયમની) અમરતા જોયા પછી એ નિયમને અનુસરીને વર્તવામા બધા સુખનું અને શાસ્ત્રોનું રહસ્ય સમાયેલુ છે.

પણ જેઓ હજુ રજસ્ તમસ્મા ઓછેવત્તે અંશે સપડાયેલા છે, તેમને માટે કક્ષાભેદે અને તેથી દેશકાળના ભેદે આ ધર્મ જુદો હોઈ શકે.

---

(નોધ ૧ ચાલુ)

(૪) દ્યૂત પછી વનમા દુ:ખી થતા પાડવોને નિહાળીને સાત્યકિએ લડવાનો અને કૌરવોને પાઠ ભણાવવાનો પ્રસ્તાવ કર્યો ત્યારે શ્રીકૃષ્ણે કહ્યુ. 'આ યુધિષ્ઠિર તેમજ અતિરથી ભીમ-અર્જુન અને નકુલ, સહદેવ તથા દ્રૌપદી પણ કામના, ભય કે લોભને લીધે સ્વધર્મને કદી પણ નહિ ત્યજે'. ૩-૧૨૦-૨૩.

(૫) અંબાનો ભીષ્મ પાસે પરાણે સ્વીકાર કરાવવા પરશુરામ ભીષ્મ સામે લડતા હતા. ત્યારે રામના પિતૃઓએ પ્રથમ તેમને વાર્યા પછી ભીષ્મને શાંત પાડના માડ્યા. ત્યારે ભીષ્મે કહ્યુ. '૬ લોભ, કૃપણતા, ભય કે ધન માટે શાશ્વત ધર્મને ત્યજુરા નહિ, એની મારી નિશ્ચિત મતિ છે' ૫-૧૮૬-૨૬.

૨. જુઓ ઉપર 'કાલ' (પ્રક૦ ૧૦), શ્લોક ૧૧૭, પૃ. ૩૬૦ થી.

એટલે 'ધર્મ' એક ના 'સ્વધર્મ' જુદાં હોય, અને એ સ્વધર્મપાલન વ્યક્તિગત અને સમષ્ટિગત કઈ રીતે થાય, એનું પાલન ન કરવાથી કેવાં દુઃખદાયક અને પાલન કરવાથી કેવાં સુખદાયક પરિણામ આવે, તેનું અનેક ઝીણી માટી, એકવિધ વિવિધ અને સંકુલ દૃષ્ટિઓથી, કાવ્યો, દૃષ્ટાંતો, કથાઓ, ઉદ્‌બોધનો, પ્રેરણાઓ, સમન્વયો અને આચાર-વિચારના અનેક પ્રકારોથી ચર્ચીને મહાભારતનો સાર નમો અખૂટ રત્નભંડાર જગત સમક્ષ મૂકવામાં આવ્યો છે

જ્યારે ભગવાન શ્રીકૃષ્ણના મુખે કહેવડાવ્યું છે કે 'અસત્‌ની હસ્તી નથી અને સત્‌નો નાશ નથી તત્ત્વદર્શી પુરુષોએ આ બેયને—સત્ અસત્‌નો—નિર્ણય જોયો છે'[3] મ. ગાંધીજીએ સ્વ. દેશબંધુ દાસને અંજલિ આપતાં તેમના એક પ્રવચનમાં આ શ્લોક ટાંકીને તેના ઉપર એક પ્રભાવશાળી ભાષ્ય કર્યું છે એમાં સત્ (શાશ્વત) અને અસત્‌ની (નાશવંતની) ચર્ચા કરતાં સાથે આજનો હિંદુ સમાજ, કે જેમાં આત્માનું અમરત્વ દર્શાવતું અમૂલ્ય તત્ત્વજ્ઞાન છે, તે જ સમાજ મૃત્યુથી કેટલો બધો બીએ છે તે સ્પષ્ટ કર્યું છે[4] એ લેખમાં ગાંધીજીનો મ૦ ભા૦ અને તેના કવિ પ્રત્યેનો આદર ભારોભાર દેખાઈ આવે છે

---

૩ नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥
૬-૨૪-૧૬ (ગીતા ૨-૧૬)

૪. 'એ શ્લોકમાં બહુ રહસ્ય ભરેલું છે અનેક શ્લોકમાં વારંવાર કહેલું છે કે શરીર એ 'અસત્' છે 'અસત્' એટલે 'માયા' નહિ, કદી કોઈ પણ રૂપમાં ઉત્પન્ન ન થયું જ નથી એવું નહિ પણ તેનો અર્થ ક્ષણિક, નાશવંત, પરિવર્તનશીલ છતાં આપણો આખો જીવનવ્યવહાર એ શરીરને શાશ્વત સમજીને જ લેવામાં આવે છે આપણે શરીરને પૂજીએ છીએ, શરીરને વળગીએ છીએ—આ બહુ હિંદુધર્મની વિરુદ્ધ છે જો હિંદુધર્મમાં એક વસ્તુ ચોખ્ખી ચાદરપા જેવી કરેલી હોય તો તે શરીરની અને દૃશ્ય પદાર્થોની

કરનારો નિયમ છે, તો એ બન્ને વચ્ચે ક્યાય વિરોધ હોય એ સંભવિત નથી તેથી વિજ્ઞાન હમેશા 'ધર્મ' સમજવાનુ સહાયકારી પ્રબળ શાસ્ત્ર છે એ રીતે લેવાવુ જોઈએ વિજ્ઞાનના દુરુપયોગથી અયોગ્ય બનાવનારી શોધક બુદ્ધિ પૃથ્વી ઉપર થી ચેતન જીવોને સમૂળગા ઉખાડી શકે છે, પણ જો એ જ શોધકબુદ્ધિ, 'ધર્મ'ના ભાનથી 'ધર્મ'ને વિશેષ સમજવા માટે, પ્રવૃત્તિ કરે તો, ચેતન જીવોને સુખી તથા સમૃદ્ધ કરવામા મહત્ત્વનો ફાળો આપી શકે, અને સત્યશોધનનુ કાર્ય ચઢિયાતુ, અવરોધવિહીન અને કલ્યાણપ્રદ થાય

મહર્ષિ વ્યાસ સર્વરીતે, સર્વકાળમા, સમજવાના અને સમજીને આચરવાના, ધર્મનુ અને એમ કરતા એ ધર્મનુ રહસ્ય સમજી સત્ અસત્નો વિવેક જાણી, વીતરાગભયક્રોધ થઈ, સહજપણે વર્તવાનુ આખા મહાભારતમા કહે છે, તેનુ આ શ્લોક આમ કેન્દ્રિત થયેલુ વિચારબીજ છે

> १९६ इमा भारतसावित्रीं प्रातरुत्थाय य पठेत् ।
> स भारतफल प्राप्य पर ब्रह्माधिगच्छति ॥ १८-५-५१

(નોંધ ૪ ચાલુ)

અશાશ્વત—કાઈ દોરો વગેરે —ની કોઈને ખબર નથી દેશબંધુનુ આપણે અનુકરણ કરવા માગીએ છીએ શુ આપણે તેમના શરીરનુ અનુકરણ કરીશુ ? આપણે તેમના શરીરને શોક પૂજતા હતા ? જો તેમ હોત તો વહાલામા વહાલા દીકરાએ તેમના શરીરને અગ્નિદાહ દીધો હોત ?

× × ×

'તે દિવસે સ્મશાનઘાટ ઉપર થોકેથોક લોકોને જોઈને, અને તેમના મો ઉપર શોક ન જોઈને મને ઘડીક વાર તો ચીડ ચડી મને થયુ કે આ લોકોને કશુ ભાન કેમ નથી પ્રસંગનુ ગાભીર્ય પણ સમજતા નથી પણ પાછળથી મને સમજાયુ કે એ જ સાચા હતા તેમને સ્વાર્થ નહોતો, તે તો એક ભવ્ય જીવનના સન્માન અર્થે જ આવ્યા હતા, તેઓ તો તેમણે કરેલી સેવાની સાક્ષી પૂરવા અને 'ધન્ય જીવન !' 'ધન્ય જીવન !' એટલુ જ કહેવા આવ્યા હતા '
('ધર્મમંથન'મા મૃત્યુનુ રહસ્ય'નો લેખ પૃ ૩૫૯ થી ૩૬૧)

 

જે મનુષ્ય પ્રાતકાળમાં ઊઠીને આ ભારતસાવિત્રીનું પઠન કરે છે તે મહાભારત ( નો અભ્યાસ કર્યાનું ) ફળ મેળવીને (અંતે) પરબ્રહ્મને પામે છે.

આ શ્લોક ભારતસાવિત્રીની ફલશ્રુતિ છે. ફલશ્રુતિ કહીને મહાકવિએ દર્શાવ્યું છે કે, એમણે પોતાનું કથયિતવ્ય, ભારતસાવિત્રીના ચારે શ્લોકોમાં સંક્ષેપમાં પણ સંપૂર્ણ રીતે કહ્યું છે, તેથી એ ચાર શ્લોકોમાં રહેલા વિચારને સતત નજર સમક્ષ રાખી, તેનો વિસ્તાર કર્યે જનાર સર્વશ્રેષ્ઠ સિદ્ધિને પામશે એવો એનો ચોખ્ખો અર્થ છે. વળી મહાભારતના વક્તાએ જે વિચારને અનુલક્ષીને આ શબ્દોનો હિમાલય ખડો કર્યો છે, તે મૂળ વિચારને પરિપુષ્ટ કરનારાં ભાષ્યો, પ્રવચનો, ટીકાઓ કે અર્થ-વિસ્તારો જ પ્રમાણભૂત છે, બીજાં નહિ. એવો પણ આ ફલશ્રુતિનો સૂચિતાર્થ છે.



## પરિશિષ્ટ ૧

## અઢાર

ભારતીય સાહિત્યમાં અઢાર-સંખ્યક અંકના ઉપયોગની નીચેની માહિતી રસપ્રદ નીવડશે. (જુઓ 'બ્રહ્મવિદ્યા' પ્રક૦ ૫, શ્લોક ૫૫, ૫૬, નોંધ ૧૭૫, પૃ. ૧૮૬).

૧. 'ઈશોપનિષદ'ના મન્ત્ર ૧૮ છે.

૨. 'જેમાં નિકૃષ્ટ કર્મ—સકામ કર્મ કહેવામા આવ્યું છે એવા (૧૬ ઋત્વિક, યજમાન અને યજમાનપત્ની)એ અઢાર યજ્ઞરૂપ—યજ્ઞ-સાધન નાશવંત છે અને અદૃઢ છે. જે મૂર્ખ મનુષ્યો એને શ્રેય માનીને તેનુ અભિનન્દન કરે છે તેઓ ફરીવાર જરા અને મૃત્યુને પામે છે.'[1]

૩. 'છાંદોગ્ય-ઉપનિષદ'મા આત્મવિદ્યાના અધ્યાયમા, આત્માથી બધું થાય છે એમ વર્ણવતા પ્રાણાદિ અઢાર વસ્તુઓનો ઉલ્લેખ છે. 'આમ જોનાર, વિચારનાર અને જાણનાર (વિદ્વાન)ને આત્માથી પ્રાણ, આશા, સ્મૃતિ, આકાશ, તેજ, જળ, આવિર્ભાવ-તિરોભાવ,

---

૧. प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म ।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यन्ति ॥
મુણ્ડક ઉ ૧–૨–૭

પ્લવાનો અર્થ શંકરાચાર્યે 'વિનાશી' કર્યો છે મોનિયેર વિલિયમ્સે એમના કોશમા આ શ્લોકનો આધાર મૂકીને એ અર્થ સ્વીકાર્યો છે ઉપર આપેલો અનુવાદ શંકરાચાર્યના ભાષ્યાધારે છે.

અન્ન, બળ, વિજ્ઞાન, ધ્યાન, ચિત્ત, સંકલ્પ, મન, વાણી, નામ, મંત્રો અને કર્મો—એમ આ બધું આત્માથી થાય છે [2]

૪ મહાભારતના મુખ્ય પર્વ ૧૮ આદિ, સભા, આરણ્યક, વિરાટ, ઉદ્યોગ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, સૌપ્તિક, સ્ત્રી, શાન્તિ, અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસ, મૌસલ, મહાપ્રસ્થાનિક અને સ્વર્ગ

૫ મહાભારતયુદ્ધ ચાલ્યું ૧૮ દિવસ

૬ મહાભારતયુદ્ધમાં કૌરવોની ૧૧ અક્ષૌહિણી અને પાંડવોની ૭ અક્ષૌહિણી મળી કુલ ૧૮ અક્ષૌહિણી સેના [3]

૭ ૧૮ અક્ષૌહિણીના ૧૮ સેનાપતિ તૈપૈકી કૌરવોના ૧૧ કૃપ, દ્રોણ, શલ્ય, સિન્ધુરાજ જયદ્રથ, કામ્બોજ સુદક્ષિણ, કૃતવર્મા, દ્રોણપુત્ર અશ્વત્થામા, ભૂરિશ્રવા, સૌબલ શકુનિ, તથા બાહ્લિક,[4] અને પાંડવોના ૭ દ્રુપદ, વિરાટ, શિનિપુંગવ સાત્યકિ, પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન, ધૃષ્ટકેતુ, પાંચાલ્ય શિખંડી અને માગધ સહદેવ એમ કુલ ૧૮ [5]

૮ 'ભગવદ્ગીતા'ના અધ્યાય ૧૮

૯ 'ભગવદ્ગીતા'માં સ્થિતપ્રજ્ઞલક્ષણ વર્ણવતા શ્લોક ૧૮ [6]

---

२. तस्य ह वा एतस्यैवं पश्यत एवं मन्वानस्यैवं विजानत आत्मतः प्राण आत्मत आशाऽऽत्मतः स्मर आत्मत आकाश आत्मतस्तेज आत्मत आप आत्मत आविर्भावतिरोभावावात्मतोऽन्नमात्मतो बलमात्मतो विज्ञानमात्मतो ध्यानमात्मतश्चित्तमात्मतः सङ्कल्प आत्मतो मन आत्मतो वागात्मतो नामाऽऽत्मतो मन्त्रा आत्मतः कर्माण्यात्मत एवेदं सर्वमिति ॥ छा उ ७-२६-१

૩. ૫-૧૫૨ ૨૩

૪ ૫-૧૫૨ ૨૭ થી ૨૯

૫ ૫ ૧૫૪ ૧૦

૬. ૬ ૨૪-૫૫ થી ૭૨ (બીજા ૨ ૫૫થી ૭૨)

૧૦ દમને—સંયમને દૂષિત કરતા ૧૮ દોષ: પૂરા કરેલા અને અધૂરા કામોમાં પ્રતિકૂળતા, અનૃત, અભ્યસૂયા, કામ, અર્થ, સ્પૃહા, ક્રોધ, શોક, તૃષ્ણા, લોભ, ચાડી, મત્સર, વિવિસા—વધારે પડતું જાણવાની ઇચ્છા, પરિતાપ, રતિ, અપસ્માર—કર્તવ્યવિસ્મરણ, અતિવાદ અને આત્મસંભાવના—પોતાનામાં મહત્ત્વબુદ્ધિ [૭]

૧૧ રાજનીતિ અનુસાર જાસૂસો દ્વારા શત્રુરાજાના ૧૮ તીર્થો—અધિકારીઓની માહિતી મેળવવાનું વિધાન [૮]

૧૨ (અ) યુદ્ધ પછી ૧૮ વર્ષે ધૃતરાષ્ટ્રનો દેહાત [૯] (બ) યુદ્ધ પછી ૩૬ વર્ષે એટલે કે ધૃતરાષ્ટ્રના દેહાત પછી ૧૮ વર્ષે યાદવાસ્થળી [૧૦]

૧૩ (અ) ભોજ (=યાદવો)ના ૧૮ કુળ [૧૧]

(બ) યાદવ કુળમાં ૧૮ હજાર યોદ્ધા [૧૨]

---

૭. ૫-૪૩-૧૫ થી ૧૭

૮. ૨-૫-૨૭, વા રા ૨ ૧૦૦-૩૭, સર° 'પંચત ' ૩-૬૯ (ડો ભો જ સાંડેસરા), 'કૌટિલ્યનું અર્થશાસ્ત્ર' ૧-૧૨, સર° 'રઘુવંશ ૧૨-૬૮ની ટીકા ('પંચત ' ડૉ ભો જ સાંડેસરાનો અનુવાદ, પૃ ૨૩૦ ૨૩૧) પ નીલકંઠ પ્રમાણે અઢાર તીર્થો આ પ્રમાણે છે મ ત્રી, પુરોહિત યુવરાજ ચમૂપતિ દ્વારપાળ, અ તર્વેશિક—અ ત પુરનો રક્ષક, કારાગારાધિકારી, નાણાધિકારી, કાર્યવિનિયોજક (સંકલનકર્તા ?), પ્રદેષ્ટા— યાચાધીશ નગરાધ્યક્ષ કાર્યનિર્માતા, ધર્માધ્યક્ષ સભાધ્યક્ષ, દંડપાલ દુર્ગપાલ સીમારક્ષક અને અટવીપાલ—જંગલખાતાનો પ્રધાન

૯. ૧૫-૪૦-૨૫

૧૦. ૧૬-૩ ૧૮

૧૧. ૨-૧૩-૨૪, ૩૪ ૩૦, ૫૪

૧૨. ૨ ૧૩-૫૫

૧૪. સાવિત્રીના પિતા મદ્રરાજ અશ્વપતિએ સંતાનપ્રાપ્તિ માટે સાવિત્રી મંત્રથી હોમ કરીને ૧૮ વર્ષ સુધી વ્રત કર્યું હતું.[13]

૧૫ સગાં, સંબંધી, મિત્રો વગેરેનો ઘાત કરનાર કુળના અંગારા જેવા પ્રખ્યાત ૧૮ રાજાઓ: અસુરોમાં બલિ, હૈહયોમાં ઉદાવર્ત, નીપોમાં જનમેજય, તાલજંઘોમાં વહુલ, કૃમિઓમાં ઉદ્ધત વસુ, સુવીરોમાં અજબિન્દુ, સુરાષ્ટ્રોમાં કુશર્દ્ધિક, બલીહોમાં અર્કજ, ચીનાઓમાં ધૌતમૂલક, વિદેહોમાં હયગ્રીવ, મહૌજસેનમાં વરપ્ર, સુંદરવેગોમાં બાહુ, દીપ્તાક્ષોમાં પુરૂરવા, ચેદિમત્સ્યોમાં સહજ, પ્રચેતાઓમાં બૃહદ્બલ, ચેન્દ્રવત્સોમાં ધારણ, મુકુટોમાં વિગાહન અને નન્દિવેગોમાં શમ.[14]

૧૬. ક્ષત્રિયના પુત્રના ૧૮ સદ્‌ગુણ: વિદ્યાશૂર, તપશૂર, દમશૂર, તપસ્વી, બ્રાહ્મી શ્રીથી દેદીપ્યમાન, સત્કાર્યની ખ્યાતિવાળો, તેજસ્વી, બળવાન, મહાભાગ, મહારથી, નિર્ભય, અનાધૃષ્ય (ખાળી ન શકાય તેવો), વિજેતા, અપરાજિત, દુર્જનોનો નિગ્રહ કરનાર, ધર્મ (કાયદા) મુજબ ચાલનારનું રક્ષણ કરનાર, વીર અને સત્યપરાક્રમી[15]

૧૭. યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞની વેદિકા ૧૮ હાથ લાંબીપહોળી હતી[16]

૧૮. નાન્દના શુભગુણો વર્ણવતા तस्मान्नार्यत्र पूजित । અંતિમ પાદવાળા ૧૮ શ્લોક[17]

---

૧૩. ૩-૨૭૭-૯, ૧૦

૧૪. ૫-૭૨-૧૧ થી ૧૭ દુર્યોધનની દુષ્ટતા બતાવવા અને બની શકે ત્યાં સુધી સંધિ જ કરાવવા, વિષ્ટિ માટે જતા શ્રીકૃષ્ણને ભીમસેન આ કુલઘાતક રાજાઓની નામાવલિ કહી હતી. એમાં અસુરોમાં 'બલિ' છે તે સમ્રાટ તરીકે વિખ્યાત બલિ નહિ પણ કોઈ બીજો હશે એવું અનુમાન કરું છું

૧૫. ૫-૧૩૬-૧૮ થી ૨૧

૧૬. ૧૪-૯૦-૩૧

૧૭. ૧૨-૨૨૩-૫ થી ૨૨

૧૯. સત્ત્વગુણ જે નારાયણની પરાપ્રકૃતિ કહેવાય છે અને જે યોગથી જગતને ધારણ કરે છે, તે ૧૮ ગુણવાળો છે[૧૮]

૨૦. બૌદ્ધમત મુજબ સંસારની કાર્યકારણપરંપરા, 'પ્રતીત્ય સમુત્પાદ'માં મ૦ ભા૦નો ટીકાકાર પં. નીલકંઠ અઢાર કાર્યકારણ ગણાવે છેઃ અવિદ્યા, સંસ્કાર, વિજ્ઞાન, નામ, રૂપ, ષડાયતન, સ્પર્શ, વેદના, તૃષ્ણા, ઉપાદાન, ભવ, જાતિ. જરા, મરણ, શોક, પરિદેવના, દુઃખ, દુર્મનસ્ય[૧૯]

૨૧. વાક્યમાં થતા વાણીના નવ તથા બુદ્ધિના નવ એમ અઢાર દોષો અને અઢાર ગુણો[૨૦]

૨૨ અઢાર તત્ત્વ.

(ક) શરીરરૂપી ઘર નવદ્વારવાળું, (અવિદ્યા, કામ અને કર્મ અથવા ત્રણ ગુણરૂપી) ત્રણ થાંભલાવાળું (પાંચ વિષયોરૂપી) પાંચ સાક્ષીઓવાળું અને ક્ષેત્રજ્ઞથી અધિષ્ઠિત, કુલ ૧૮[૨૧]

---

૧૮. ૧૨-૩૨૮-૧૩ પં નીલકંઠે ટીકામાં આ પ્રમાણે ૧૮ ગુણ ગણાવ્યા છે પ્રીતિ, પ્રકાશ, ઉદ્રેક અભિવૃદ્ધિ, લઘુતા, સુખ, અકાર્પણ્ય, અસંરંભ—આદાઈનો ત્યાગ, સંતોષ, શ્રદ્ધાળુપણું, ક્ષમા, ધૃતિ, અહિંસા, શૌચ, અક્રોધ આર્જવ, સમતા, સત્ય અને અનસૂયા

૧૯. (૧) ૧૨-૨૧૧-૩૨, ઉપરની ટીકામાં નીલકંઠે આ યાદી આપી ઉમેર્યું છે કે, આ સૌગતમતને કેટલાક સંક્ષેપ અને વિસ્તારથી કહે છે ઇ આ વિગત 'જનદેવ જનક અને પંચશિખના સંવાદ'માં છે, જુઓ 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫), શ્લોક ૫૫, ૫૬ની પા નો ૯૪, પૃ ૧૬૩, ૧૬૪

(૨) શુ ચ પૃ ૪૬માં આ કાર્યકારણપરંપરા ૧૨ની બતાવી છે (MWDમાં પણ 'ધર્મસંગ્રહ ૪૨'નો ઉલ્લેખ કરી ૧૨ની બતાવી છે) પણ તેમાં જરા પછીનાં બધાં કાર્યકારણ એકસામટાં બતાવ્યાં છે આ માટે જુઓ 'બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૫૫, ૫૬ની પા નો ૯૪, પૃ ૧૬૩, ૧૬૪

૨૦. ૧૨-૩૦૮-૭૪, ૮૭ થી ૯૦ (જુઓ પૃ ૫૬૨, ૫૬૩)

૨૧. પ ૩૩-૮૧

(ગ) શરીરમા ઇંદ્રિયો, ભાન અને ગુણો સત્તર કહેવાય છે તેના અહંમા દેહી છે તે શાશ્વત કહેવાય છે.[૨૨]

(ગ) ન્તર તત્ત્વોથી (ઉપરાત બીજા ગિયોથી) મુનિઓ મુક્ત થાય છે અર્થાત્ અહંમુ આત્મતત્ત્વ પ્રાપ્ત કર છે એવુ નિવ ન.[૨૩]

(ઘ) સત્તર તત્ત્વોનો નાશ એટલે કે શરીર તેની સાથે જોડાતો કર્મબન્ધ તથા કર્મમોક્ષથી જોડાતો કર્મામા (ના સ્વનુ જીવરૂપે વર્ણન )[૨૪]

૨૩ શરીરના ૧૮ મર્મસ્થાન• મસ્તક, લલાટ, ભ્રકુટી, નેત્ર, નાસિકામૂલ, જિહ્વામૂલ, કંઠકૂપ, હૃદય, નાભિ, મેઢ્ર જઠર, ગુદા,

૨૨ ૧૨-૨૬૭-૨૮. ૧૧ ઇંદ્રિય, મય ન, ચેતના અને બુદ્ધિ એ ભાવ, તથા સત્ત્વ, રજસ્ અને તમસ્ ણ ગુણ (અર્જુનમિશ્ર), ૧૪ ઇંદ્રિયો અને સાત્તિ ાદિ ભાવો એ ‑‑ણ (ગુણમય) ભાવ, (નીલક ઠ), મ૦ ભાના અગાઉના ઇલ્વેકો જોતા નીલકંઠના ખુલાસો પ્રતીતિજનક લાગે છે જુઓ ૧૪ ઇંદ્રિયો માટે, ૧૨-૨૬૭-૧૮ થી ૨૨. પાચ ઇન્દ્રિય, ચિત્ત, મન અને બુદ્ધિ એ આઠ જ્ઞાનેન્દ્રિય તથા હાથ, પગ, પાયુ, શિશ્ન, મુખ અને છઠ્ઠી બલ (અર્થાત્ પાચ માસ જુઓ સાખ્યકારિમ, ૨૬) મળી છ કર્મેન્દ્રિયો એમ ૧૪ ઇન્દ્રિય સાત્ત્વિમદિ ભાવો (અર્થાત્ વિષયો) માટે જુઓ ૧૨-૨૬૭-૨૫ થી ૨૭

૨૩. (૧) ૧૨-૨૭૦-૪, (૨) ઉપરને મળતો વિચાર ૧૨-૩૨૧-૩૧

૨૪. (૧) ૧૨ ૩૩૮-૧૫, ૧૬ ગુણો અન સત્તરનો અ ત્મા એવુ કથન પણ અન્યત્ર છે ૧૨-૨૩૧ ૧૫, 'ભીષ્મસ્તવરાજ'મા 'સાખ્યાચાર્યો જેને ૧૬ ગુણોથી વીંટાયેનુ ૧૭મુ તત્ત્વ કહે છે એવા સાખ્યાત્માને હુ નમુ છુ' એવો ઉલ્લેખ છે ૧૨-૪૭-૩૪, ૧૭ તત્ત્વો ત્રાણુ અ યક્ત બ્રહ્મ, પચભૂત મન, બુદ્ધિ, અહંકાર, પાચ ઇન્દ્રિય, સત્ત્વાદિ ૩ ગુણ ૬ ૨૦૧ ૧૫ થી ૧૯, એમા ૭ તત્ત્વો ઉમેરાતા (મનન, જ્ઞાન અને પાચ વિષયો) ૨૪ તત્ત્વો થાય છે જેને વ્યક્તાવ્યક્ત કહેવામા આવે છે ૩-૨૦૧-૨૦

(૨) જુઓ આપ્ટેનો સસ્કૃત-અંગ્રેજી કોશ 'મહત અહંકાર, મનસ્, પચતન્માત્ર અને દસ ઇન્દ્રિય

ઉરમૂળ, ઘૂંટણ, ગિતિમૂળ (?), જંઘા, ગુ ફ (ઘૂટી), (પગનો) અંગૂઠો.[૨૫]

૨૪ અઢાર પુરાણ[૨૬]

૨૫. અઢાર ઉપપુરાણ.[૨૭]

૨૬. દ્વંદ્વયુદ્ધના ૧૮ પ્રકાર: મંડળ, સ્થાન, ગોમૂત્રિકા, ગત પ્રત્યાગત, તીર્યકીનગત, વક્રગત, પરિમોક્ષ, પ્રહાન્વર્તન, પરિધાવન, અભિદ્રવણ, આપ્લાવ, સવિગ્રહ, પરાવૃત, અપાદ્રત, અપદ્રુત, અનદ્રુત, ઉપન્યસ્ત, અપન્યસ્ત[૨૮]

---

૨૫ ૧૨-૨૯૪-૧૨, ઉપરની ટીકામાં મ નીલકંઠે યાજ્ઞવલ્ક્યનો આધાર ટાંકી યોગ અંગે શ્લોકો મૂક્યા છે તેમાંથી

૨૬. (૧) ચિ ૧૮-૫-૪૬=સ્વર્ગા ક્ષેપક ૩૬.

(૨) બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદ, વહ્નિ, માર્કંડ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લિઙ્ગ, વરાહ, સ્કન્દ, વામન, કૂર્મ, મત્સ્ય, સુપર્ણ, બ્રહ્માંડ ('ભાગવત' ૧૨-૧૩-૪ થી ૯) કેટલીક યાદીઓમાં 'શિવ'ને બદલે 'વાયુ' પુરાણનું નામ હોય છે

(૩) *His. of Dh Vol I P* 161 અને *His of Dh Vol V Part IIP 831, 832.*

૨૭. સનત્કુમાર, નારસિંહ, બાદ, શિવધર્મ, દૌર્વાસસ, નારદીય, કપિલ, વામન, ઔશનસ, બ્રહ્માંડ, વારુણ, કાલિકાપુરાણ, માહેશ્વર, સાબ, સૌર, પારાશર, મારીચ, ભાર્ગવ (કૂર્મપુરાણમાં આપેલી યાદી મુજબ MWD P 202)

(૨) *His. of Dh Vol I P 163*માં 'ગરુડપુરાણ' (૨૨૩-૧૭ થી ૨૦) મુજબ યાદી આપી છે તેમાં ત્રીજા ઉપપુરાણ 'સ્કાન્દ' (નાન્દી) તરીકે ઉલ્લિખિત છે

૨૮. વ રા ૬-૪૦-૨૩ થી ૨૬

૨૭. યોગથી મળતી ૧૮ સિદ્ધિઓ: અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિતા, વશિતા, કામવસાયિતા, અનૂર્મિમત્વ, દૂરશ્રવણ, દૂરદર્શન, મનોજવ, કામરૂપ, પરકાયપ્રવેશન, સ્વચ્છંદમૃત્યુ, દેવસહક્રીડાનુદર્શન, યથાસંકલ્પસિદ્ધિ, અપ્રતિહતાજ્ઞા.[૨૯]

૨૮. 'ભાગવતના' ૧૮૦૦૦ શ્લોક.[૩૦]

૨૯. શ્રી કૃષ્ણના ૧૮ મહારથી પુત્રો. (૧૭ પુત્ર + ૧ પૌત્ર)[૩૧]

૩૦. જરાસંધે મથુરા ઉપર કરેલી ૧૮ ચઢાઈ.[૩૨]

૩૧. અઢાર પ્રકારની વિદ્યા: ૬ અંગ, ૪ વેદ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, પુરાણ, આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને અર્થશાસ્ત્ર.[૩૩]

૩૨. અઢાર વ્યસનઃ મૃગયા, દ્યૂત, દિવસે નિદ્રા, પરનિંદા, સ્ત્રીસેવન, નશો, તૌર્યત્રિક (= ગીત, નૃત્ય અને વાદન), વૃથા ભટકવું, એ દશ કામજન્ય; અને ચાડીચૂગલી, (દુઃ)સાહસ—જુલમ, દ્રોહ, ઈર્ષ્યા,

૨૯. 'ભાગવત'. ૧૧–૧૫–૩ થી ૭. ઉપરાંત ભાગવતમા બીજી પાચ સિદ્ધિઓ વર્ણવેલી છે, ૧૧–૧૫–૮.

૩૦. 'ભાગવત', ૧૨–૧૩–૯.

૩૧. 'ભાગવત'. ૧૦–૯૦–૩૩, ૩૪.

૩૨. જુઓ 'ભાગવત', ૧૦–૫૦–૪૨ થી ૪૪ અને ૧૦–૫૨–૬ થી.

૩૩. (૧) આપ્ટેનો 'સંસ્કૃત–અંગ્રેજી કોશ'.

(૨) જાતક નં. ૫૦ 'દુમ્મેધ જાતક'મા અઢાર વિદ્યાઓનો ઉલ્લેખ છે. તેની પા. નો મા (અનુ. આનંદ કૌશલ્યાયન) આ પ્રમાણે જણાવ્યુ છે. ત્રણ વેદ, સ્મૃતિ, વ્યાકરણ, છન્દોવિચિતિ, નિરુક્ત, જ્યોતિષ, શિક્ષા, મોક્ષ–જ્ઞાન, ક્રિયાવિધિ, ધનુર્વેદ, હસ્તિશિક્ષા, કામતન્ત્ર, લક્ષણ, પુરાણ, ઇતિહાસ, નીતિ, તર્ક, વૈદક.

અસૂયા, બીજાનુ ધન હજમ કરવુ, વાણીની તીક્ષ્ણતા અને પારસ્પ-મારામારી એ આઠ ક્રોધજન્ય, કુલ અઢાર બધાનુ મૂળ લોભ [34]

૩૩ અઢાર વ્યવહાર—દાવાના પ્રકાર દેવુ પાછુ ન આપવુ, થાપણ હજમ કરવી, બીજાની ચીજ વેચી નાખવી, ભેગા મળીને કરેલા કામ (તે અંગેના વાંધા), આપેલુ પાછુ લેવુ, પગાર ન આપવો, કરારનો ભંગ, ખરીદવેચાણનો ઝગડો, ઢોરનોકરની તકરાર, સીમાડાની તકરાર, મારામારી, ગાળાગાળી, ચોરી, જોરજુલમ, વ્યભિચાર, સ્ત્રી-પુરુષ ધર્મોની વ્યવસ્થા (મા મરતે ?), દ્યૂત, અને હોડ બકવી [35]

૩૪ માગ માપવાના કોષ્ટકમા ૧૮ નિમેષની એક કાષ્ઠા [36]

૩૫ અઢાર સ્મૃતિકાર મનુ, યાજ્ઞવલ્ક્ય અત્રિ, વિષ્ણુ, હારિત, ઉશનસ્, અંગિરસ, યમ, આપસ્તબ સવર્ત, કાત્યાયન બૃહસ્પતિ, પરાશર, વ્યાસ શખ લિખિત, દક્ષ, ગૌતમ [37]

૩૬ અઢાર ઉપસ્મૃતિકાર [38]

૩૭ (જૈન મત મુજબ) અઢાર પાપસ્થાન પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન માયા, લોભ, રાગ,

---

૩૪. મનુ ૭-૪૫ થી ૮

૩૫. મનુ ૮-૩ થી ૭

૩૬ મનુ ૧-૬૪

૩૭. (૧) MWD P 1272, આપ્ટેના 'સસ્કૃત-અગ્રેજી કોશ'મા અને *His of Dh Vol I P 134*મા થોડાક ફરફાર સાથે યાદી આપેલી છે

(૨) ૧૮ સ્મૃતિકારના લીધે 'સ્મૃતિ' શબ્દ ૧૮ના અક માટે પણ પ્રયોજાય. છે MWD P 1272

૩૮. *His of Dh Vol I-PP 118 120, 133*

દ્વેષ, કલહ, અભ્યાખ્યાન (અસદ્દોષારોપ), પૈશુન્ય, પરપરિવાદ, માયા-મૃષાવાદ, રતિ-અરતિ, મિથ્યાદર્શન.[૩૯]

૩૮. (જૈન મત મુજબ) અઢાર દિશાઓ: ૪ દિશા, ૪ વિદિશા (ખૂણા), ૮ અંતરાલ વિભાગ, ઊંચી અને નીચી એમ કુલ અઢાર.[૪૦]

૩૯. જૈન પરંપરા મુજબનાં અઢાર પ્રકારના તપોની શ્રેણી. યવમધ્ય, વજ્રમધ્ય, ચાંદ્રાયણ, કનકાવલી, રત્નાવલી, મુક્તાવલી, ક્ષુલ્લક, મહા (આ છેલ્લા બે સિંહવિક્રીડિત કહેવાય છે), સપ્તસપ્તમિકા, અષ્ટ-અષ્ટમિકા, નવનવમિકા, દશદશમિકા (આ છેલ્લા ચાર પ્રતિમા કહેવાય છે), ક્ષુદ્ર, મહા (આ બે સર્વતોભદ્ર કહેવાય છે). ભદ્રોત્તર, આચામ્લ, વર્ધમાન તેમ જ બાર ભિક્ષુપ્રતિમા.[૪૧]

૪૦. એક જ બાળક સાથેના અઢાર જાતના સંબંધનું કથાનક.

---

૩૯. (૧) 'સ્થાનાંગ'. ૪૮; 'સૂત્રકૃતાંગ'. ૨-૪-૨; 'પ્રવચન સારોદ્ધાર' દ્વાર, ૨૩૭.

(૨) યશોવિજયજીની સજ્ઝાયમાં શ્લોકબદ્ધ વિવરણ છે એવું જાણવા મળ્યું છે

૪૦. (૧) 'આચારાંગસૂત્ર' (અનુ સંતબાલજી, પૃ. ૫)

(૨) 'આચારાંગસૂત્ર' અને 'આચારાંગનિર્યુક્તિ' (મૂળ અને અનુવાદ, ૧લો ભાગ, માણેકમુનિ), પૃ. ૫૨ થી ૫૪ નિર્યુક્તિ ગાથા ૫૬ થી ૫૮માં નીચે મુજબ અઢાર દિશાના નામ છે. પૂર્વ, પૂર્વદક્ષિણ, દક્ષિણ, દક્ષિણપશ્ચિમ, પશ્ચિમ, પશ્ચિમોત્તર, ઉત્તર, ઉત્તરપૂર્વ, સામુત્થાણી, કપિલા, ખેલિની, અહિધર્મા પર્યાધર્મા, સાવિત્રી, પજ્ઞા, વિદ્રી, નરકની નીચે અધોદિશા અને દેવલોકની ઉપર ઊર્ધ્વદિશા

૪૧. 'તત્ત્વાર્થસૂત્ર' (પં. સુખલાલજી), પૃ. ૩૫૧, પા. નો. ૨, તદુપરાત જૈન સાધુઓમાં 'પરિહારવિશુદ્ધિ' નામનો ૧૧૦, તપનો એક પ્રકાર છે જે અઢાર માસ સુધી આચરવાનો હોય છે. જુઓ ઉપર 'કર્મ' (પ્રક૦ ૯), શ્લોક ૧૦૯, પા.નો ૨૭, પૃ ૩૪૨ ૩૪૩.

એ કથાનક પ્રમાણે કુબેરદત્તની જોડકી બહેન સાધ્વી કુબેરદત્તાએ ગણિકા કુબેરસેનાને તેના જ પુત્ર કુબેરદત્તથી (અજ્ઞાનને) લીધે થયેલા બાળક પુત્રને આ વચન કહ્યાં હતાં "હે બાળક તું મારો ભાઈ છે, દિયર છે, પુત્ર છે, મારી શોકયનો પુત્ર છે, ભત્રીજો છે કાકો છે, તું જેનો પુત્ર છે તે પણ મારો ભાઈ, પતિ પિતા, પિતામહ, સસરો અને પુત્ર છે, તું જેના ગર્ભથી ઉત્પન્ન થયો છે તે પણ મારી માતા, સાસુ શોકય, ભોજાઈ, પિતામહી અને વહુ છે"[૪૨]

૪૧ અઢાર પ્રકારની માર્ગણા.[૪૩]

૪૨ (૧) દુર્ગા અઢાર હાથવાળી છે, 'અષ્ટાદશભુજા'. (૨) મહાલક્ષ્મી અઢાર હાથવાળી છે[૪૪]

૪૩ (જૈન મત મુજબ) ૧૮૦૦૦ અંગવાળું શીલ—બ્રહ્મચર્ય[૪૫]

૪૪ (જૈન મત મુજબ) ૧૮ પ્રકારનું બ્રહ્મચર્ય ૯ ઔદારિક કામભોગ—વચન, કાયા, મનથી સેવે નહિ, સેવાવે નહિ અને સેવનારને ભલું જાણે નહિ ૯ વૈક્રીય—દિવ્ય મન, વચન, કાયાથી સેવે નહિ સેવાવે નહિ અને સેવતાને ભલું જાણે નહિ[૪૬]

૪૫ (જૈન મત મુજબ) ૧૮ પ્રકારનું અબ્રહ્મચર્ય ૯ ઔદારિક

---

૪૨. 'વસુદેવહિંડી (અનુવાદ ભો જે સાંડેસરા ) પૃ ૧૫

૪૩ जैन धर्म और दर्शन (द्वितीय खण्ड ), पृ २१६

૪૪. (૧) જુઓ MWD P 116 (૨) જુઓ આપ્ટેનો 'સંસ્કૃત બ્રૃહત્ કોશ '

૪૫ જુઓ અભિધાનરાજ 'આવશ્યકસૂ ' (હારિભદ્રિયા વૃત્તિ), ૭૬૨. अष्टादशशीलाङ्ग-सहस्राणि

૪૬. 'સમવાયાંગ , ૧૮મો સમવાય

મન, વચન, કાયાથી સેવે, સેવાવે અને અનુમોદે. ૯ દિવ્ય—મન, વચન, કાયાથી સેવે, સેવાવે અને અનુમોદે.[૪૭]

૪૬. (જૈન મત મુજબ) પ્રવ્રજ્યાને અયોગ્ય એવા પુરુષોના અઢાર પ્રકાર: બાલ, વૃદ્ધ, નપુંસક, જડ, કલીબ, વ્યાધિત, ચોર, રાજ્ય-દ્રોહી, ઉન્મત્ત, અંધ, દાસ, દુષ્ટ, મૂઢ દેવાદાર, જુંગિન અર્થાત્ જાતિ-કર્મ-શરીરથી હીન, વચનબદ્ધ, ભૃતક—નોકર, દીક્ષા આપવા માટે ભગાડેલો.[૪૮]

૪૭. અઢાર લિપિ. (અ) બ્રાહ્મી, યવનાનિકા, દોસાઉરીઆ, (દોષાપૃશ્રિત, દોષાકારિકા?), ખરોષ્ટ્રિકા, પુકખરસારિયા (પુષ્કર-સારિકા) પ્રહારાતિગા, ઉચ્ચત્તરિકા, અક્ષરપૃષ્ઠિકા, ભોગવતિકા, વૈણકિયા નિહ્નવિકા, અંકલિપિ, ગણિતલિપિ, ગાંધર્વલિપિ અથવા ભૂતલિપિ, આદર્શલિપિ, માહેશ્વરીલિપિ, દ્રાવિડીલિપિ, પૌલિન્દીલિપિ.[૪૯]

(બ) હંસલિપિ, ભૂતલિપિ, યક્ષલિપિ, રાક્ષસલિપિ, ઓડ્રીલિપિ, યાવનીલિપિ, તુરુષ્ક્રીલિપિ, કીરીલિપિ, દ્રાવિડીલિપિ, સૈન્ધવિકાલિપિ, માલવિનીલિપિ, નટલિપિ, નાગરીલિપિ, લાટલિપિ, પારસીલિપિ, અનિમિત્તીલિપિ, ચાણક્યલિપિ, મૂલદેવીલિપિ [૫૦]

૪૮. 'આચારાંગ સૂત્ર' પ્રથમ શ્રુતસ્કન્ધમાં અઢાર હજાર પદ.[૫૧]

---

૪૭. 'નિશીથ ભાષ્ય', ગાથા ૫૧૧૩.

૪૮. 'નિશીથ ભાષ્ય', ગાથા ૩૫૦૬, ૩૫૦૭.

૪૯. 'સમવાયાંગ', ૧૮મો સમવાય.

૫૦. (૧) 'વિશેષાવશ્યક' ગાથા ૪૬૪ની ટીકા. (મૂળ સંદર્ભ, 'ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા' પૃ. ૬) 'વર્ણક-સમુચ્ચય' ભાગ ૧, પૃ. ૧૩૯માં ૧૮ લિપિઓનાં નામ છે. એ જ ગ્રંથમાં પૃ. ૧૩૪ ઉપર આ યાદીઓથી ભિન્ન ૧૮ લિપિઓની નામાવલિ છે.

૫૧. 'આચારાંગનિર્યુક્તિ', ગાથા ૧૧.

૪૯. નિર્ગ્રંથોના અઢાર અતિચારસ્થાન : વ્રતષટ્ક (પાંચ મહાવ્રત અને રાત્રિભોજન), કાયષટ્ક (પૃથ્વી, અપ, વાયુ, અગ્નિ, વનસ્પતિ અને ત્રસકાયનું રક્ષણ), અકલ્પ (ખપે નહિ તેવી વસ્તુ), ગૃહભાજન, પલંગ, આસન, સ્નાન, શોભાવર્જન.[૫૨]

૫૦. પોષ માસમાં અઢાર મુહૂર્તનો દિવસ.[૫૩]

૫૧. અષાઢ માસમાં અઢાર મુહૂર્તની રાત્રિ.[૫૪]

૫૨. અસ્તિનાસ્તિ પ્રવાદપૂર્વમાં 'વસ્તુ' નામના અઢાર વિભાગ છે.[૫૫]

૫૪. સહસ્રાર દેવલોકના અને બીજા કાલ, સુકાલ, મહાકાલાદિ વિમાનોના દેવતાઓનું વધુમાં વધુ આયુષ્ય અઢાર સાગરોપમ છે, અને તેઓ અઢાર પખવાડિએ (અર્ધમાસે) શ્વાસોચ્છ્વાસ લે છે અને મૂકે છે.[૫૬]

૫૩. અઢાર આવેણિક બુદ્ધધર્મ : તથાગતને સ્ખલિત નથી, રવિત—ખેદ નથી, ચોરાયેલી વસ્તુની સ્મૃતિ નથી, અસમાહિત ચિત્ત નથી, નાનાપણાની સંજ્ઞા નથી, અપ્રતિસંખ્યાય—સમજણવગરની ઉપેક્ષા નથી, ઇચ્છાની હાની નથી—સંકલ્પસિદ્ધિ, વીર્યહાનિ નથી સ્મૃતિની હાનિ નથી, સમાધિની હાનિ નથી, પ્રજ્ઞાહાનિ નથી, વિમુક્તિની હાની નથી, સર્વ કાયકર્મ જ્ઞાનપૂર્વક હોય છે, સર્વ વાણીનુ કર્મ જ્ઞાનપૂર્વક હોય છે, મનનું સર્વ કર્મ જ્ઞાનપૂર્વક—જ્ઞાનાનુવર્તી હોય છે, અતીત કાળમાં આસક્તિ વિનાનું અને નિર્બાધ જ્ઞાનદર્શન પ્રવર્તે છે, અનાગતમાં આસક્તિ વિનાનું અને નિર્બાધ જ્ઞાનદર્શન પ્રવર્તે છે. વર્તમાનમા આસક્તિ વિનાનું અને નિર્બાધ જ્ઞાનદર્શન પ્રવર્તે છે.[૫૭]

---

૫૨ 'સમવાયાંગ', ૧૮મો સમવાય. ૫૩. એજન.
૫૪. એજન ૫૫ એજન. ૫૬. એજન.
૫૭. મહાવ્યુત્પત્તિ, પૃ. ૩, ૯મી કંડિકા

૫૫. અઢાર બોધિસત્ત્વ ધર્મ.[૫૮]

૫૬. અઢાર ધાતુઓઃ ચક્ષુ, રૂપ, ચક્ષુવિજ્ઞાન, શ્રોત્ર, શબ્દ, શ્રોત્ર-વિજ્ઞાન, ઘ્રાણ, ગંધ, ઘ્રાણવિજ્ઞાન, જિહ્વા, રસ, જિહ્વાવિજ્ઞાન, કાય, સ્પર્શ, કાયવિજ્ઞાન, મન, ધર્મ, મનોવિજ્ઞાન.[૫૯]

૫૭. અઢાર પ્રકારની શૂન્યતા.[૬૦]

૫૮. પ્રાચીન બુદ્ધનિકાય—સંપ્રદાય અઢાર.[૬૧]

૫૯. બૌદ્ધ ભિક્ષુઓને શીલના નિયમો અર્થાત્ સમાધિ બગબર પાળી શકાય તે માટે અઢાર પ્રકારના આવાસો વર્જ્ય ગણ્યા છેઃ મહાવાસ (ઘણા માણસોને ભગા થવાનું સ્થાન), નવાવાસ (જે સ્થળે નવું કામ ચાલુ હોય), જરાવાસ (જીર્ણ રહેઠાણ), પન્થની (સરિયામ રસ્તા પાસેનું ઘર), સોણ્ડી (હોજ પાસેનો વાસ), પણ્ણ (ભાજીપાલામાં કામ આવે તેવાં પાંદડાં ઊગતાં હોય તેની નજીકનું સ્થળ), પુપ્ફ (ફૂલવાડી), ફલ (ફલનો બગીચો), પત્થિત (પ્રાર્થનાસ્થળ), નગર, દારુ (ઇમારતી લાકડાંનું જંગલ), ખેત્ત (ખેતર), વિસભાગ (વિખવાદવાળું સ્થળ), પટ્ટન (બજાર ભરાવાની જગ્યા), પચ્ચન્ત કે પ્રત્યન્ત (જંગલી, અસંસ્કારી લોકોને રહેવાની જગ્યા), સીમા (રાજ્યનો સરહદ પ્રદેશ),

૫૮. મહાવ્યુત્પત્તિ, પૃ. ૧૩. કંડિકા ૨૯. દાન, શીલ, ક્ષમા, વીર્ય, ધ્યાન, પ્રજ્ઞા આદિ ધર્મોનું વર્ણન છે, અને તે પછીના બાર ધર્મોનું વર્ણન ઘણું લાંબુ અને થોડાક શબ્દોમાં મૂકી શકાય નહિ તેવું હોઈ અહીં લીધું નથી.

૫૯. મહાવ્યુત્પત્તિ, પૃ. ૩૩. કંડિકા ૧૦૭; MWD. P. 513 ઉપર આનો 'धातुगेक' તરીકે ઉલ્લેખ છે. (धर्मसंग्रह ५८).

૬૦. શાન્તિદેવકૃત 'બોધિચર્યાવતાર' ૯મો સર્ગ. તેની પંજિકા (પ્રજ્ઞાકરકૃત)માં છે. એ શૂન્યવાદનો ગ્રંથ છે.

૬૧ 'જાતક', ખંડ ૧, ઉપોદ્ઘાત પૃ. ૧, નોંધ ૪ (અનુ. કૌશલ્યાયન).

અસપ્પાય (અપથ્યકારક જગ્યા), મિત્ત (જ્યાં સમાધિમાર્ગમાંની મુશ્કેલીઓ જાણનાર મિત્ર ન રહેતો હોય તે જગ્યા.)[૬૨]

૬૦. (સઈના) આદિ સંબંધી અઢાર ધારણાઓ. જુદા જુદા દાર્શનિક મતોમાં અઢાર મત આદિ સંબંધી ધારણાવાળા છે.[૬૩]

૬૧. યૂપાદિ લક્ષણવાળી અઢાર પરિશિષ્ટ વિદ્યાઓ.[૬૪]

૬૨. આયુર્વેદની સન્નિપાતજ્વરઘ્ન અઢાર ઔષધિઓ. અષ્ટાદશાઙ્ગ.[૬૫]

૬૩. તંત્રશાસ્ત્રોક્ત પૂજનના કે સ્વાગતના અઢાર ઉપચાર. અષ્ટાદશોપચાર: આસન, સ્વાગત, પાદ્ય, અર્ઘ્ય આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, આભૂષણ, ગન્ધ, પુષ્પ, ધૂપ, દીપ, અન્ન, તર્પણ માળા, અનુલેપન, નમસ્કાર.[૬૬]

૬૪. અઢાર પ્રકારનાં ધાન્ય.[૬૭]

૬૫. ગણિતમાં પરાર્ધ સુધીનો સંખ્યાક્રમ અઢાર. એકમ, દશક,

૬૨. 'સમાધિમાર્ગ', પૃ. ૨૩ થી ૨૮.

૬૩. જુદા જુદા ૬૨ દાર્શનિક મતો ઉપર મુજબ અઢાર આદિ સંબંધી અને ચૂંવાળીસ અંત સંબંધી ધારણાવાળા છે. 'દીઘનિકાય' (હિંદી અનુવાદ) ૧-૧-૨, પૃ. ૫ થી.

૬૪. शब्दरत्न महोदधिः

૬૫. એજન.

૬૬. જુઓ આપ્ટેનો 'સંસ્કૃત-અંગ્રેજી કોશ'.

૬૭. એજન. यव गोधूमधान्यानि तिलाः कङ्गुकुलत्थकाः ।
माषा मुद्गा मसूराश्च निष्पावा श्यामसर्षपाः ॥
गवेधुकाश्च नीवारा आढक्योऽथ सतीनकाः ।
चणकाश्चीनकाश्चैव धान्यान्यष्टादशैव तु ॥

શતક, હજાર, દસહજાર, લાખ, દસલાખ, કરોડ, અબજ, ખર્વ, નિખર્વ, પદ્મ, મહાપદ્મ, શંકુ, મહાશંકુ, અંત્સ, મધ્ય અને પરાર્ધ.

૬૬. અષ્ટાદશ દેશ—અઢાર દેશ અર્થાત્ સર્વત્ર. એ અર્થમાં શંકરાચાર્યનો પ્રયોગ.[૬૮]

૬૭. શિલ્પશાસ્ત્રના અઢાર આચાર્ય : ભૃગુ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વકર્મા, મય, નારદ, નગ્નજિત, વિશાલાક્ષ, પુરન્દર, બ્રહ્મા, કુમાર, નન્દીશ, શૌનક, ગર્ગ, વાસુદેવ, અનિરુદ્ધ, શુક, બૃહસ્પતિ.[૬૯]

૬૮. અઢાર દ્વિપ.[૭૦]

૬૯. અઢાર પ્રકારનાં મૂળ.[૭૧]

૭૦. ચક્રવર્તિની અનેકવિધ ઋદ્ધિઓ પૈકીની, શ્રેણી અને પ્રશ્રેણી નામક ઋદ્ધિઓની સંખ્યા અઢાર અઢારની છે, અને અશ્વ નામક ઋદ્ધિની સંખ્યા અઢાર કરોડની છે.[૭૨]

૭૧. અઢાર વ્યાકરણ.[૭૩]

૭૨. અઢાર પ્રકારના કરવેરા : દાણ (જકાત), પૂંછી (પૂંછડાવેરો), હલ, મોજ (ઘરવેરો), ભાગ, ભેટ (નજરાણું), તલારક્ષક

---

૬૮. का तेऽष्टादशदेशे चिन्ता । 'દ્વાદશપંજરિકા', ૧૧.

૬૯. જુઓ આપ્ટેનો 'સંસ્કૃત–અંગ્રેજી કોશ'.

૭૦. अगाहताष्टादशतां जिगीषया नवद्वयद्वीपपृथग्जयश्रियाम् ।
(નૈષધ, ૧–૫. જુઓ આપ્ટેનો 'સંસ્કૃત–અંગ્રેજી કોશ )

૭૧. જુઓ આ.પ્ટેનો 'સંસ્કૃત–અંગ્રેજી કોશ'. મરાઠી નામ આપેલાં છે. વેણુ, ઐરણી, ટંટ, શિવાગુ, પત્રાટમૂળ, પુનર્નવા, રાનઉડીદ, ચિકણુ, એરંડ, છવક, ઋષભક, જ્યંતી, ગતાવરી, નિરકાડે, ઊસ, દર્ભ, કસઈ, સાલી.

૭૨. 'વર્ધંક–સમુચ્ચય', ભાગ ૧, પૃ. ૪૫, ૧૨૮.

૭૩. એજન. પૃ. ૧૧૩. અઢાર વ્યાકરણના નામ દર્શાવેલાં નથી.

(રક્ષણ), વદ્ધાપન (વધામણી), મલવરક (સફાઈવેરો?), બદ્ધ (લશ્કર અંગેનો), ચંચા (વાસની ચીજો ઉપરનો વેરો?) ચારિક (ઢોરોની ચરાઈ), ગઢ, વાટી (?), છત્ર (કેળવણી વેરો?), આહડક (?), ઘોટક (?), કુમારાદિ સુખડી (કુમારના જન્મ સમયે ભેટ).[૭૪]

૭૩. અઢાર પ્રકૃતિ અર્થાત્ નિમ્નકક્ષાની અઢાર વર્ણો. જેના લીધે લોકકહેવતમાં 'અઢારેવર્ણ'નો પ્રયોગ થાય છે:[૭૫] રજક, ચર્મકાર, નટ, બુરુડ (વાંસફોડો: ઓરિસ્સામાં આ નામની વર્ણ છે), કૈવર્ત (માછી; આસામની ખીણમાં આ નામની વર્ણ છે), મ્લેચ્છ, ભિલ્લ, વેમર (વણકર), સ્થિરવિ (?), વ્યાધ, હસ્તઘટ્ટક (?), લાક્ષઘટ્ટક (લાખકામ કરનારા), દ્રુઘટ્ટક (કઠિયારો), કૌસેદક (ભારે વ્યાજખાઉ?), આભીર, પદ (?), માતઙ્ગ, અણ્ડાપ (ઈંડા વેચનાર), અને ગોપ.

૭૪. અઢાર પ્રકારની એકાદશી.[૭૬]

---

૭૪. 'વર્ણક-સમુચ્ચય' ભાગ ૧, પૃ. ૧૭૦; 'વર્ણક-સમુચ્ચય' ભાગ ૨, પૃ. ૧૧૫.

૭૫. *His. of. Dh. Vol. I.* PP. 226, 227; Vol II-I. P. 70

(મૂળ સંદર્ભ 'સ્મૃતિચન્દ્રિકા'માંથી)

रजकश्चर्मकारश्च नटो बुरुड एव च ।
कैवर्तकश्च विज्ञेया म्लेच्छभिल्लौ तथैव च
वेमरस्थिरविव्याध हस्तलाक्षद्रुघट्टकाः ।
कौसेदकाभीरपदमातङ्गाण्डापगोपकाः ॥
एताः प्रकृतयः प्रोक्ता अष्टादश मनीषिभिः ।
वर्णानामाश्रमाणां च सर्वदा तु बहिः स्थिताः ॥

૭૬. *His. of. Dh. Vol. I. P. 263.*

૭૫. અઢાર પ્રકારની શાન્તિ[૭૭] (અંગેનાં ક્રિયાકાડની વિધિ).

૭૬. કાન્તિકર્મક (ઇચ્છા એ અર્થના) ધાતુની સંખ્યા અઢાર.[૭૮]

૭૭. વજ્ર શબ્દના પર્યાય અઢાર.[૭૯]

૭૮. અઢારનો 'સર્વ' અર્થ થાય એ રીતે લોકકહેવતોમા પ્રયોગ.

(૧) ઊંટના અઢારે વાકા.

(૨) અઢાર ભાર વનસ્પતિ

૭૯. સોળ આનાનો રૂપિયો હોય છે તે સોળ કળાને અનુલક્ષીને છે. પણ મેવાડના એક રાણાએ અઢાર આનાના રૂપિયાનું ચલણ કર્યું હતુ. તેની પાછળ ભારતીય લોકમાનસમા અઢારનું મહત્ત્વ અંકિત થયેલુ છે, તેની અસર ઝીલાયેલી દેખાય છે.



૭૭. *His of Dh Vol II P 746* (મૂળ સંદર્ભ 'મત્સ્ય પુરાણ', ૨૨૮)

૭૮. 'निरुक्त' (निघण्टु) २–६ वश्मि । उश्मसि । वेति । वेनति । वेसति । वाञ्छति । वष्टि । वनोति । जुषते । हर्यति । आचके । उशिर् । मन्यते । छन्त्सत् । चाकनत् । चकमान । कनति । कानिषत् ।

७९. 'निरुक्त' (निघण्टु) २–२० दिद्युत् । नेमि । हेति° । नम । पवि° । सृक । वृक° । वध । वज्र । अर्क । कुत्स° । कुलिशः । तुञ्ज° । तिग्म । मेनि° । स्वधिति । सायक. । परशु° ।

## પરિશિષ્ટ ૨

# વૈદિક આર્ય ધર્મમાં નરબલિ નહોતો

( સદર્ભ માટે જુઓ 'કર્મ' પ્રકરણ ૮, શ્લોક ૧૧૨, પૃ ૩૪૭ 'સયમ' પ્રકરણ ૧૮, શ્લોક ૧૭૬, પૃ ૫૧૮ )

જરાસધને તેનો નરમેધ બધ કરવા આદેશાત્મક સમજ પાતા શ્રીકૃષ્ણે કહ્યુ હતુ

> मनुष्याणां समालम्भो न च दृष्टः कदाचन ।
> स कथं मानुषैर्देवं यष्टुमिच्छसि शङ्करम् ॥ २-२०-१०

'યજ્ઞમા બલિદાન આપવા મનુષ્યને ( પશુ તરીકે ) પકડ્યો હોય એવુ કદી જોયું જાણ્યુ નથી એમ જાણ્ય છતા શા માટે મનુષ્યના હોમથી દેવ શકરનુ યજન કરવા ઇચ્છે છે ?'

પુરુષમેધ ( મનુષ્યને યજ્ઞકુડમા હોમવામા આવે એવો યજ્ઞ ) નહોતો થતો એવુ શ્રીકૃષ્ણનુ આ વિધાન આજીગર્તિ શુન શેપની વિખ્યાત કથાને લીધે કોઈને વિવાદાસ્પદ લાગે એમ છતા વૈદિક આર્યોમા એવો યજ્ઞ નહોતો એ હકીકત છે અને શુન શેપની કથા તો એક મનોરજક નવલિકા જેવી છે શુન શેપની કથાનો મહાભારતના 'વિશ્વામિત્રો પાખ્યાન'મા આ પ્રમાણે નિર્દેશ છે

'ઋચીકનો મહાતપસ્વી દીકરો શુન શેપ જ્યારે મહાસત્રમા (નર) પશુ તરીકે સપડાયો હતો ત્યારે વિશ્વામિત્રે તેને છોડાવ્યો હતો એ શુન શેપ હરિશ્ચન્દ્રના યજ્ઞમા દેવોને પોતાના તેજથી પ્રસન્ન કરીને બુદ્ધિમાન વિશ્વામિત્રનો પુત્ર થયો હતો એ ( વિશ્વામિત્રના ) જ્યેષ્ઠ પુત્ર

(શુન શેપમાંથી દેવરાત બનેલા) દેવરાતને નમસ્કાર ન કર્યા તેથી નાના પચાસ પુત્રોને વિશ્વામિત્રે શાપ આપવાથી તેઓ શ્વપચ બની ગયા હતા.' (૧૩-૩-૬ થી ૮)

વાલ્મીકિ 'રામાયણ' ૧-૬૧, ૬૨માં રાજા અંબરીષના યજ્ઞમાં આ શુન શેપને કેવી રીતે યજ્ઞપશુ તરીકે વેચાતો લેવામાં આવ્યો, અને વિશ્વામિત્રની મદદથી દેવોની સ્તુતિ કરીને કેવી રીતે છૂટયો તેની કથા છે. મહાભારત અને 'રામાયણ' બન્નેમાં શુન શેપને અજીગર્તનો નહિ પણ ઋચીકનો પુત્ર કહ્યો છે.

આ આખી કથા 'ઐતરેયબ્રાહ્મણ'માં (ઈ. સ. પૂર્વે ૧૦૦૦ અથવા તેથી વધુ પ્રાચીન) વિસ્તારથી આ પ્રમાણે આવે છે: 'અપુત્ર હરિશ્ચન્દ્રને વરુણની ઉપાસનાથી પુત્ર રોહિત જન્મ્યો. દેવ સાથે કરેલા કરાર અનુસાર પુત્રનો જ બલિ આપવાનો હતો. પણ પુત્ર નાસી ગયો એટલે હરિશ્ચંદ્રને વરુણે જલોદરનું દરદ કર્યું. બીજી બાજુ જ ગલમાં રખડતા રખડતા છએક વર્ષ પછી રોહિતે ૧૦૦ ગાયોના બદલામાં અજીગર્ત (=જેની પાસે કંઈ ખાવાનું નથી તેવો માણસ) પાસેથી તેનો વચેટ પુત્ર યજ્ઞપશુ તરીકે ખરીદ્યો. વરુણે તેને યજ્ઞપશુ તરીકે માન્ય રાખ્યો, કારણ 'ક્ષત્રિય કરતાં બ્રાહ્મણ (પશુ તરીકે પણ) શ્રેષ્ઠ છે.' પરન્તુ આ પશુને યૂપ સાથે બાંધવાનું ઘાતકી કૃત્ય કરવા કોઈ તૈયાર નહોતું. એટલે અજીગર્તે (બીજી) એકસો ગાયો લઈને શુન શેપને બાંધ્યો અને ત્રીજી વખત એકસો ગાયો લઈને તેનું બલિદાન આપવા તૈયાર થયો! પણ તે દરમિયાન બાળકે વૈદિક મંત્રોથી દેવોની સ્તુતિ કરી. દેવોએ તે સાંભળી તેને યજ્ઞયૂપથી છૂટો કર્યો, અને હરિશ્ચંદ્રને પણ સાજો કર્યો.' ('ઐતરેયબ્રાહ્મણ', ૭-૧૩ થી ૧૮)

'ઐતરેય બ્રાહ્મણ' ૭-૮મા બીજી કેટલીક ધ્યાન ખેંચે તેવી માહિતી આવે છે. તે પૈકી થોડીક *Indian Wisdom* (Monier

Williams, II edition, 1963, P. 31)ના આધારે અહીં આપી છે. 'દેવોએ પોતાના બલિ તરીકે પુરુષને માર્યો પણ આ અંતર્ભાગમાથી યજ્ઞીય ભાગ નીકળીને અશ્વમા પ્રવેશ્યો. ત્યાન્થી અશ્વ યજ્ઞ માટેનું સુયોગ્ય પશુ બન્યો. પછી દેવોએ ઘોડાને માર્યો. પરન્તુ તેમાથી યજ્ઞીય ભાગ નીકળીને બળદમા પ્રવેશ્યો પછી દેવોએ બળદને માર્યો, પણ તેમાથી યજ્ઞીય ભાગ નીકળીને ઘેટામા પ્રવેશ્યો. અને પછી બકરામા પ્રવેશ્યો. યજ્ઞીય ભાગ બકરામા સૌથી વધુ લાંબો સમય રહ્યો, ત્યારથી બકરુ યજ્ઞ માટે સર્વોપરી યોગ્ય ગણાયુ.' આ ફકરા ઉપર ટિપ્પણી કરતા શ્રી મોનિયેર વિલિયમ્સ વૈદિક યજ્ઞમાર્ગમા પુરુષમેધ હોવા વિષે શંકાશીલ થઈને લખે છે :

'This is curious as indicating that human sacrifice, if it prevailed to any extent, was superseded by the sacrifice of animals, here enumerated in the regular order of their fitness for sacrifice according to some supposed inheren efficacy in each class × × × Goats are still offered to Kali But Buddhism tended to abolish animal sacrifice In India (*Indian Wisdom, p 31*) શ્રી મોનિયેર વિલિયમ્સે 'ઐતરેયબ્રાહ્મણ'ની હોગ (Haug)ની આવૃત્તિનો ઉપયોગ કરેલો આનન્દાશ્રમ પ્રેસની ઈ. સ. ૧૯૩૦-૩૧ની આવૃત્તિ જોતા યજ્ઞપશુ-સક્રમણનો સદર્ભ મોનિયેર વિલિયમ્સે નોધ્યા મુજબ ૧-૮ નહિ હોતા ૨-૬-૮ છે અથવા ૨-૮ છે

યજ્ઞો અગે વિવેચન કરતા ડૉ. ગધાકૃષ્ણન્ કહે છે: '**નરમેધનો પ્રશ્ન ખૂબ ચર્ચાય છે. શુનઃશેપનુ ઉદાહરણ નરમેધ વેદોને માન્ય છે, કે વેદો તેનો પુરસ્કાર કરે છે એમ દર્શાવતુ નથી.** ('ઋગ્વેદ' ૧-૨૪ થી). આપણે અશ્વમેધ વિશે સાભળીએ છીએ

એમ છતાં એની સામે પણ વિરોધ સંભળાય છે. 'સામવેદ' કહે છે, 'ઓ દેવો! અમારી પાસે યૂપ નથી. અમે કોઈ બલિનો વધ કરતા નથી. અમે વેદઘોષથી જ યજન કરીએ છીએ.' ('સામવેદ' ૧-૨-૯-૨). આ ક્રાન્તિનો પુકાર ઉપનિષદોએ ઝીલ્યો અને બૌદ્ધ તથા જૈન સંપ્રદાયોએ તેને વહન કર્યો.'

(*Indian Philosophy*, Vol. I, 1962, P. 107)

'યજુર્વેદ' ('વાજસનેયી-સંહિતા')ના ૩૦મા અધ્યાયમા નરમેધમા હોમવાના પુરુષપશુઓની નામાવલિ આવે છે તેમા ૧૮૪ જેટલા પુરુષપશુઓનો નિર્દેશ છે. પુરુષપશુ તરીકે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજ જાતિઓનો અને સ્ત્રીઓનો ઉલ્લેખ પણ ત્યા જોવા મળે છે. 'યજુર્વેદ'ના આ અધ્યાય ઉપર વિવેચન કરતા જાણીતા જર્મન પ્રાચ્યવિદ્યાવિશારદ ડૉ. વિન્ટર્નિટ્ઝ લખે છે કે, 'યજુર્વેદ'ના અધ્યાય ૨૬ થી ૩૫ને ભારતીય પરંપરા મુજબ પણ 'ખિલ' એટલે કે પરિશિષ્ટ કે પૂરવણી તરીકે ગણવામા આવ્યા છે.' અને પછી આગળ ચાલતા લખે છે કે, '......એ ખાત્રીબંધ વાત છે કે આટલી બધી જાતની (૧૮૪ જાતની) વ્યક્તિઓને ભેગી કરવામા આવતી હોય અને મારી નાખવામા આવતી હોય એ ભાગ્યે જ માની શકાય એવું છે. આપણે તો અહીં સંભવતઃ પ્રતીકાત્મક 'પુરુષમેધ' વિશે સમજવાનું છે, કે જેનાથી મહાન અશ્વમેધ પણ ઉતરતી કક્ષાનો હતો અને જે સંભવતઃ યજ્ઞીય ગૂઢવાદ તથા સિદ્ધાંતોના એક ભાગ તરીકે જ અસ્તિત્વ ધરાવતો હતો અને ખરેખર તો ભાગ્યે જ હતો.' પોતાના આ વિધાનના સમર્થનમા ડૉ વિન્ટર્નિટ્ઝે બીજા ખ્યાતનામ પ્રાચ્યવિદ્યાવિશારદોના મત ટાંકીને નોંધ લખી છે. તે આખુંય અવતરણ આ પ્રમાણે છે:

'So also Oldenberg, '*Religion des Veda*', 2nd ed pp 362 f and Keith, '*Harward Oriental Series*' Vol 18, pp.

CXXXVIII, who says, ' There can be no doubt that the ritual is a mere priestly invention to fill up the apparent gap in the sacrificial system which provided no place for man " Hillebrandt ( *Rituallitteretur, Grundriss* III, 2, pp 153 ), however considers the Puruṣamedha to be a real human sacrifice There can be no doubt that human sacrifices occurred in ancient India, though not in Brahmanical cult—only survivals of it can be traced in the rite of building, the brick-altar for the fire, and in the Śunaḥśepa legend-, just as cruel human sacrifices occurred even in modern times among certain sects But this does not prove that the Puruṣamedha was such a sacrifice ( *History of Indian Literature*, Vol I, 1927, pp 174, 175 )

ડૉ વિન્ટર્નિટ્ઝ શુનઃશેપની કથાની અતિપ્રાચીનતા વિશે તુલના કરીને જણાવે છે કે, ' જો ' ઐતરેયબ્રાહ્મણ 'ના કર્તાઓને જ આ કથા એટલી પ્રાચીન જણાઈ હોય, કે તેને રાજસૂયના ( = રાજ્યાભિષેક ) કર્મકાડમા જ સ્થાન આપી દીધુ, તો એ કથા પોતે કેટલી પ્રાચીન હશે ! એ બહુ જ પ્રાચીન હશે. કારણ કે એમા પ્રાગૈતિહાસિક સમયમા રાજ્યાભિષેક પ્રસગે થતા નરમેધનુ સ્મરણ સચવાયુ છે જો કે (ખાસ નોધવુ જોઈએ ) બ્રાહ્મણ ગ્રથો અને બીજા શ્રૌતસૂત્રોમા કોઈ પણ ઠેકાણે રાજ્યાભિષેક ( = રાજસૂય ) પ્રસગે નરમેધનો ઉલ્લેખ સરખો પણ નથી ' તે પછી ઋગ્વેદાન્તર્ગત શુનઃશેપના સૂક્તોની ચકાસણી કરીને ડૉ વિન્ટર્નિટ્ઝ એવા નિષ્કર્ષ ઉપર આવે છે કે, ' આ સૂક્તો બીજી અતિપ્રાચીન શુનઃશેપની કથાના સદર્ભના જ છે, ઇત્યાદિ ' *His of Indian Literature*, Vol. I, pp 211 *to* 216, ને સમાનુ લખાણુ મારુ છે ઉ. જ સા )

એ સાથે જ ' માર્કંડેયપુરાણ 'મા આવેલા ' દેવીમાહાત્મ્ય ' (અ

૮૧ થી ૯૩) અને 'કાલિકા-પુરાણ'માથી 'રુધિરાધ્યાય'ના નિર્દેશો ટાંકીને, ડૉ. વિન્ટર્નિટ્ઝ દેવીને અનુલક્ષીને હજુ હમણાં સુધી અપાતા પુરુષબલિને સમર્થન આપે છે.[૧] *His. of Indian literature,* Vol. I, p. 565 & 582). અર્થાત્ પુરુષમેધને વૈદિક પરિપાટીવાળા ધર્મમાં સ્થાન નથી જ એમ દર્શાવે છે.

'વૈદિક-કોશ'માં (લેખકઃ સૂર્યકાન્ત, વૈદિક રીસર્ચ સમિતિ, બનારસ હિન્દુ યુનિવર્સિટી, ૧૯૬૩, હિન્દી ભાષામાં છે) 'પુરુષમેધ' અંગે પૃ. ૨૯૮ ઉપર આ પ્રમાણે વિગત આપી છે. पुरुषमेध एक यज्ञ है जिसका उल्लेख श्राम मिलता है। इस यज्ञकी बलियों मे सभी प्रकारके पुरुषो की गणना है। किंतु पशुओं की भांति उन्हे मारा नहीं जाता था, अपितु यज्ञ की समाप्ति पर छोड दीया जाता था। तु.—'तस्य (पुरुषस्य वायोः) यदेषु लोकेष्वन्न तदस्यान्नं मेवस् तदस्यैतदन्न मेधम् तस्मात् पुरुषमेधोऽथो यदस्मिन् मेध्यान् पुरुषानालभते तस्माद्वेव पुरुषमेधः।' 'शतपथब्राह्मण' १३-६-२-९ [તેનું એટલેકે પુરુષના વાયુનુ જે આ લોકાનાં યજ્ઞીય અન્ન છે તે એનુ યજ્ઞીય અન્ન છે માટે એ પુરુષમેધ કહેવાય છે. આમ આ યજ્ઞમા મેધ્ય પુરુષોને (યજ્ઞ કરનાર) મેળવે છે. માટે જ આ પુરુષમેધ કહેવાય છે.] 'सर्वं पुरुषमेधः' शत्रा. १३–६–१–६; (સર્વ પુરુષમેધ છે) 'पुरुष वै देवाः पशुमालभन्त तस्मादालब्धान्मेध उदक्रामत् सोऽश्वं प्राविशत्' 'ऐतरेयब्राह्मण' २–८. [દેવોએ (યજ્ઞના) પુરુષ પશુને પકડયો. તે પકડેલા (પશુ)માથી મેધ એટલે કે યજ્ઞીય સાગ્ભાગ અશ્વમા પ્રવેશ્યો. आलभ्નો અર્થ 'યજ્ઞાર્થે ભોગ આપવો કે મારી નાખવો' પણ થાય છે.] 'पुरुषो ह नारायणोऽकामयत, अतितिष्ठेयं सर्वाणि भूतान्यहमेवेद सर्वं स्यामिति स एतं पुरुषमेधं पञ्चरात्रं यज्ञक्रतुमपश्यत् तमाहरत् तेनायजत्

---

૧. સર° ભદ્રકાલીને પુરુષપશુનું બલિદાન દઈ યજન કરવા વૃષલરાજાએ જડભરતને પકડયા હતા તે કથા. 'ભાગવત' ૫–૯–૧૨ થી ૨૦.

तेनेष्वायतिष्ठिन् सर्वाणि भूतानीद् सवममवरतितिष्ठति सर्वाणि भूतानी सर्वं भवति य एव विद्वान् पुन्पमेधेन यनते यो वैतदेव वेद' शत्रा १३-६-१-१

[પુરુષ નારાયણે કામના કરી કે, 'બધા ભૂતોમા હુ રહું (અર્થાત્) હુ આ સર્વ રૂપે બનુ ' તે માટે તેણે પઞ્ચયજ્ઞ પુરુષમેધ યજ્ઞક્રતુને જોયો અને મેળવ્યો—કર્યો તેનાથી (પઞ્ચયજ્ઞ પુરુષમેધથી) યજન કર્યું યજન કરીને સવ ભૂતોમા તે (નારાયણ) રહ્યા સર્વ ભૂતોમા રહેલા નારાયણમા આ બધુ થયુ—રહ્યુ જે વિદ્વાન (મનુષ્ય) આ પ્રમાણે પુરુષમેધ વડે યજન કરે છે અથવા (આ હકીકતને) આ રીતે જાણે છે (તેને) આ બધુ (નારાયણની પેઠે) થાય છે અથવા તે (વિદ્વાન) સર્વમય બને છે [2] ] (ગુજરાતી અનુવાદો મે કરેલા છે ઉ જ. સા )

મહાભારતમા 'નરમેધ' અને 'સર્વમેધ'ના જુદા જુદા સદર્ભમા અનેક નિર્દેશ છે [3] તેમા ૧૨-૮-૩૬, ૩૭મા 'સર્વમેધ'નો મહત્ત્વનો ઉલ્લેખ કરવા કહ્યુ છે 'વિશ્વરૂપ મહાદેવે સર્વમેધ મહાયજ્ઞમા સર્વ ભૂતોને તથા તેવી જ રીતે પોતાના આત્માને જ આત્માથી હોમી દીધો હતો આ ભૂતિપથ (ઉન્નતિગામી યજ્ઞમાર્ગ) શાશ્વત છે એને અન્ત નથી એમ અમે સાભળ્યુ છે '

---

૨. સર° जे एग जाणइ से सव्व जाणइ,
जे सव्व जाणइ से एग जाणइ ॥
'આચારાગ સૂત્ર' ૧લો શ્રુતસ્કન્ધ, ૩-૪-૧

જે એકને જાણે છે તે સર્વને જાણે છે જે સર્વને જાણે છે તે એકને જાણે છે

૩ 'નરમેધ' માટે જુઓ, ૩-૮૨-૧૩૪, ૯-૪૯-૩૫, ૧૩-૧૦૬-૩૫ ૧૪-૬-૮ 'સર્વમેધ' માટે જુઓ, ૯-૪૯-૩૬, ૧૨-૮-૩૬ ૧૨-૨૯ ૩૫-૭, ૧૩-૨૬-૫૬, ૨૧૦-૫૧, ૧૪-૩-૯ આ નિર્દેશો મોટા ભાગે નાનોલ્લેખ કે કૃતશ્રુતિના અને અલ્પ મહત્ત્વના છે

ઉપરના સદર્ભો તપાસતા એ સ્પષ્ટ થાય છે કે વદિક યજ્ઞમાર્ગમા યજ્ઞકુડમા મનુષ્યને નર–પશુ તરીકે હોમવામા આવતો જ નહોતો પણ એમ લાગે છે કે ભારતની આદિવાસી જાતિઓમા, તેમાય ખાસ કરીને શાક્ત તથા વૈદિક નહિ એવા શિવમાર્ગીઓમા આવો ક્રૂર (અ)ધાર્મિક વિધિ હશે જરાસધ આવા કોઈ પથનો અનુયાયી હોઈ તેણે મહાદેવને પ્રસન્ન કરવા આવા વિસ્તૃત (જેમા એકસો રાજાઓને નરપશુ તરીકે યજ્ઞકુડમા હોમવાના હતા) પુરુષમેધનુ આયોજન કરેલુ પણ શ્રીકૃષ્ણે તેને બળપૂર્વક બધ કરાવીને એક સાર્વજનિક હિતનુ, સમાજને ધારણ કરનારુ—ધાર્મિક, મહાન કાર્ય પાર પાડયુ અને નરમેધની જે અધાર્મિક વિધિ, જરાસધ જેવા બળવાન દુરાત્મા સમ્રાટના આશ્રય નીચે ધાર્મિકતાનો અચળો ઓઢીને શિષ્ટોના માર્ગમા પેસી જાત,[૪] તથા તેના પરિણામે ધર્મમાર્ગને (ઉથાનના માર્ગને) અવનતિના માર્ગે ચઢાવનાર બનત, તે અધાર્મિક વિધિને મૂલે કુઠાર ન્યાયે કાયમને માટે બધ કરી દીધી[૫]

શ્રીકૃષ્ણનુ સમગ્ર જીવન નિષ્કામ વિશોધનનુ રહ્યુ છે સશોધનની એ કૃષ્ણ–ભાવના જેટલી દીપ્ત રહેશે એટલા પ્રમાણમા જીવનના સર્વ ક્ષેત્રો સ્વચ્છતા અને તેજસ્વિતા ધારણ કરશે



---

૪. स.° धमस्य ह्रीयमाणस्य वलवद्भिर्दुरात्मभि ।

१२-२५२ ११ अब

=१३ १४७ १८ अब सर° १२-१५२-१८ अब

જુઓ 'ધમ' (પ્ર૦ ૨) શ્લોક ૩૦ પૃ ૫૫ થી ૫૭

૫. વિશેષ માટે જુઓ 'સ્વાધ્યાય'ના જન્માષ્ટમી અક, સ ૨૦૨૨, સપ્ટેમ્બર ૧૯૬૬મા 'જરાસધ વધ', ઉ જ સાંડેસરા, પૃ ૩૬૯ થી ૩૯૪

# પરિશિષ્ટ ૩

## લેશ્યા

(સંદર્ભ માટે જુઓ, 'સંયમ' (પ્ર૦ ૧૮), શ્લોક ૧૭૫, પૃ ૫૧૬)

જીવોના આતરિક ભાવોની શુદ્ધિ અશુદ્ધિના તારતમ્ય ભાવને જૈન શાસ્ત્રો 'લેશ્યા' શબ્દ દ્વારા સૂચવે છે એના અનુક્રમે કૃષ્ણ નીલ, કાપોત (= ધૂમ્ર) તેજ, પદ્મ અને શુક્લ એવા નામ છે[1] જીવને કર્માનુસાર લાગતી પ્રત્યેક 'લેશ્યા'ના ચોક્કસ જાતના 'રગ સ્વાદ, ગધ અને સ્પર્શ' છે અને જીવ કઈ લેશ્યામા કેટલો વખત રહે છે તે પણ પલ્યોપમ, સાગરોપમ આદિ કાળગણના વાચક શબ્દોથી બતાવેલું છે જો કે જૈન આગમ સાહિત્યમા અન્યત્ર 'લેશ્યા' શબ્દ રગના અર્થમા વપરાયેલો છે[2]

આ 'લેશ્યા'ને મળતી રીતે મહાભારત 'શાતિપર્વ', 'વૃત્રગીતા'ના જગતના સર્વ જીવો છ વર્ણમા વહેચાઈ જાય છે એમ કહ્યુ છે એમા

---

१ किण्हा नीला काऊ य, तेऊ पम्हा तहेव य ।
सुक्कलेसा य छट्ठा य, नामाइं तु जहक्कमं ॥ उ सू ३४-३

२. महीइ मज्झम्मि ठिए नगिंदे पन्नायए सूरियसुद्धलेसे ।
एवं सिरीए उ स भूरिवण्णे मणोरमे जोयइ अच्चिमाली ॥
'सूत्रकृताग' १-६-१३

પૃથ્વીની મધ્યમા રહેલો પર્વતરાજ સૂર્યના જેવા શુદ્ધ વર્ણ, અને તેજ સહિત (લેશ્યાયુક્ત) જાય છે તેમ અનેક વર્ણવાળા મનોરમ મહાત્માન (આ પર્વત) શ્રીથી શોભિત થાય છે

વર્ણવ્યા પ્રમાણે જીવોના કૃષ્ણ, ધૂમ્ર, નીલ, રક્ત, હારિદ્ર (પીત) અને શુકલ એવા છ વર્ગ છે.[3] આ વર્ણ અને 'લેશ્યા'નું સામ્ય દેખી શકાય છે. વળી જીવ કેટલા 'વિસર્ગ' સુધી કયા વર્ણમાં રહે છે તેનું, બ્રાહ્મણ-ગ્રંથોમાં ક્વચિત્ દેખાતી એવી જૈન પરંપરા જેવી કાલગણનાદ્વારા દર્શાવેલું છે.[4] 'ઉત્તરાધ્યયનસૂત્ર'ના લેખકને પલ્યોપમ, સાગરોપમ સમજાવવા જરૂરી લાગ્યા નથી કારણ જૈન સાહિત્યમાં એ સુપ્રસિદ્ધ છે. જ્યારે મo ભાoના લેખકે વિસર્ગ વિસ્તારથી સમજાવ્યો છે, કારણ વૈદિક પરંપરા માટે એ કંઈક અજાણી વાત છે. બન્નેમાં ફરક એ છે કે જૈન માન્યતા વધુ અતિશયોક્તિવાળી દેખાય છે. જોકે વર્ષોની સંખ્યાને બદલે આવા પ્રકારની ગણતરી આપવાનો ઉદ્દેશ કાળની અનંતતા બતાવવાનો હોવો જોઈએ.

મo ભાoનો 'વર્ણ' શબ્દ જીવને કર્મથી લાગેલા એક જાતના

---

૩. षड्जीववर्णाः परम प्रमाणं कृष्णो धूम्रो नीलमथास्य मध्यम् ।
रक्तं पुनः सह्यतरं सुखं तु हारिद्रवर्णं सुसुखं च शुक्रम् ।
१२–२८१–३३

(દુઃખી એવા) કૃષ્ણ અને ધૂમ્ર, અને મધ્યમ નીલ તથા સહનશીલ રક્ત-વર્ણના, અને હારિદ્રવર્ણના સુખી તથા શુક્લ વર્ણના અત્યંત સુખી એવા જીવોના ૬ વર્ણો (રાશિઓ) પરમ પ્રમાણ વડે (સમજાય) છે

૪. (૧) (સનત્કુમાર વૃત્રને કહે છે) 'હે દૈત્ય! પ્રજાવિસર્ગ (સર્ગ?)નું પરિમાણ હજારો વાવો જેટલું થાય.

'આ વાવો એક યોજન જેટલી પહોળી છે, એક કોશ જેટલી ઊંડી છે, અને પાંચસો યોજન જેટલી લાંબી છે, તથા પૂર્વ-પૂર્વથી ઉત્તર-ઉત્તરની એક એક યોજન મોટી છે.

'(હવે) એક વાળના છેડાથી તે સર્વ વાવોમાંથી જળનું માત્ર એક ટીપું જ-બીજું નહિ, દરરોજ બહાર કાઢવામાં આવે અને એમ કરતાં એ વાવોના તમામ જળનો ક્ષય થાય, ત્યારે પ્રજાઓના લયસહારરૂપ વિસર્ગ થાય છે.'
१२-२८१-३० થી ૩૨

‘રંગ’ના અર્થમાં છે ‘લેશ્યા’ની જેમ એને વધારામાં સ્વાદ, ગંધ અને સ્પર્શ નથી

ભારતની અન્ય પ્રાચીન શ્રમણપરંપરાઓમાં પણ છ પ્રકારની ‘જાતિ’ વિશે ઉપરનાને મળતી માન્યતાઓ છે પૂરણકાસ્યપનો અક્રિયાવાદ અને મક્ખલિ ગોસાલનો સંસારશુદ્ધિવાદ એક આજીવક પંથમાં સંમિલિત થઈ ગયા હતા એ વિશે ‘અંગુત્તરનિકાય’ના ‘છક્કનિપાત’ (સુત્ત ૫૭)માં ઉલ્લેખ છે એમાં આનંદ ભગવાન બુદ્ધને પૂછે છે “ભદંત પૂરણકાસ્યપે કૃષ્ણ, નીલ, લોહિત, હરિદ્ર, શુક્લ અને પરમ શુક્લ એવી છ જાતિઓ કહી છે ખાટકી, પારધી વગેરે લોકોનો કૃષ્ણ જાતિમાં સમાવેશ થાય છે, ભિક્ષુ વગેરે કર્મવાદી લોકોનો નીલ જાતિમાં, એક વસ્ત્ર રાખનારા નિર્ગ્રંથોનો લોહિત જાતિમાં, સફેદ વસ્ત્ર પહેરનારા અચેલક શ્રાવકોનો (આજીવક શ્રાવકોનો) હરિદ્ર જાતિમાં, આજીવક સાધુ અને સાધ્વીઓનો શુક્લ જાતિમાં અને નંદવચ્છ, કિસ સંકિચ્ચ અને મક્ખલિ ગોસાલનો પરમ શુક્લ જાતિમાં સમાવેશ થાય છે,[૫] વગેરે,”

---

(નોંધ ૪ ચાલુ)

(૨) આ સાથે સર૦ જૈન કાલગણના

એક યોજન ઊંડો, એક યોજન પહોળો ગોળ ખાડો એકથી સાત દિવસની વયના બાળકોના વાળથી ભરવામાં આવે અને પછી દર સો વર્ષે એક એક વાળ કાઢવામાં આવે એ રીતે ખાડો ખાલી થતાં જે સમય લાગે તે વ્યવહારપલ્ય એવા અસંખ્ય વ્યવહારપલ્ય = ૧ ઉદ્ધારપલ્ય. અસંખ્ય ઉદ્ધારપલ્ય = અદ્ધાપલ્ય ૧૦ × (૧ કરોડ × ૧ કરોડ) અદ્ધાપલ્ય = ૧ સાગરોપમ. ૧૦ × (૧ કરોડ × ૧ કરોડ) સાગરોપમની એક ઉત્સર્પિણી અને તેટલા જ વર્ષની એક અવસર્પિણી એવી અસંખ્ય ઉત્સર્પિણીઓ અને અવસર્પિણીઓ વીતી જાય ત્યારે અસંખ્યાતીત અથવા અનંત કાળ થયો કહેવાય (‘ઉત્તરાધ્યયનસૂત્ર’, અનુ૦ ડૉ૦ સાંડેસરા પૃ ૮૦ પા નો ૧)

૫ ‘બુદ્ધચરિત’ (કોસંબી) પૃ ૧૨૫ ૧૨૬

એ જ પ્રમાણે 'પાતંજલ યોગદર્શન'માં યોગીના કર્મ અશુક્લકૃષ્ણ અને અન્યોના ચિત્તના (કૃષ્ણ, શુક્લકૃષ્ણ અને શુક્લ એમ) ત્રિવિધ હોય છે, એવું કહેલું છે, તે આ ષડ્વિધ લેશ્યા, વર્ણ, કે જાતિનું સંક્ષિપ્ત રૂપાન્તર લાગે છે.[૬]

લેશ્યા વિષે આપણા આરૂઢ પંડિત પૃ. પં. સુખલાલજીએ એમના '૪થા कर्मग्रंथ' પુસ્તકમા સમજૂતિ આપી છે, તેમાથી કેટલાક ભાગનો સાર વાચકોને માહિતી મળે તે ઉદ્દેશથી નીચે આપવામા આવ્યો છે.[૭]

લેશ્યાના (क) દ્રવ્ય અને (ख) ભાવ એવા બે ભેદ છે. એમા દ્રવ્ય-લેશ્યા વિષે ૩ મત છે. (૧) કર્મવર્ગણા-નિષ્પન્ન[૮] (૨) કર્મ-નિષ્યન્દ[૯] (૩) યોગપરિણામ.[૧૦] ભાવલેશ્યા, સંક્લેશ અને યોગથી થાય છે. સંક્લેશના તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ, મન્દ, મન્દતર, મન્દતમ વગેરે અનેક ભેદ હોઈ વસ્તુતઃ ભાવલેશ્યા અસંખ્ય પ્રકારની છે. છતા શાસ્ત્રમા સંક્ષેપમા ૭ વિભાગ બનાવ્યા છે. શાસ્ત્રમા આ ૭ ભેદ સમજવા માટે નીચે લખેલા બે દૃષ્ટાંત આપ્યા છે.[૧૧]

(૧) કોઈ ૭ માણસો જાંબુ ખાવાની ઇચ્છાથી જતા હતા.

૬. कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ॥ યો. સૂ. ૪-૭.

૭. આર્હત્ દર્શન ઔર ચિન્તન (ખણ્ડ ૨) પૃ. ૨૯૭ થી ૨૯૮ ના આધારે લખવું કર્યું છે.

૮. ઉત્તરાધ્યયનની ટીકા, પૃ. ૬૫

૯. એજન. વાદિવેતાલ શ્રી શાન્તિસૂરિનો મત

૧૦. હરિભદ્રસૂરિનો મત 'પન્નવણા' (મલયગિરિકૃત) પદ ૧૭ની ટીકા, પૃ. ૩૩૦, 'આગમોદ્ધારક લોકપ્રકાશ' (ઉપાધ્યાય વિનયવિજયજીકૃત) સર્ગ ૩, શ્લોક ૨૮૫.

૧૧. '૪થા કર્મગ્રંથ,' ગાથા ૧૩

